૬૩૩૩

# જાહેર ખબર.

આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે.

**ખંભાળિયા**—તાલુકા સ્કૂલ હેડમાસ્તર **વિશ્વનાથ સદારામપાઠક.**

જેતપુર—રા. રા. **ઘેલાભાઈ ભગવાનદાસ** કામદાર.

**રાજકોટ**—રા. રા. **લક્ષ્મીચંદ ઉત્તમચંદ** જનરલમર્ચંટ.

**રા. રા. બેચરજી મેઘજી** બુકસેલર.

મુંબઈ—રા. રા. **કાનજી ધરમસિંહ** ગાયકવાડી ઉસા લાલજીના માળામાં.

**નીંગાળા**—રા રા. **ભગવાનદાસ દેવશીભાઈ** બુકસેલર.

**અમદાવાદ**—ગુજરાતી વર્નક્યુલર સોસાઇટી.

ॐ

'मोक्षकारणसामग्र्यां भक्तिरेवगरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते' ॥

॥ श्री ॥

९२६८

# पंचदशी.

पूज्यपाद श्रीमद्विद्यारण्य स्वामी प्रणीत
मूळ श्लोक सहितनुं
गुजराती भाषान्तर
श्री रामकृष्ण पंडितनी टीकाने अनुसरी


યોજનાર
વિશ્વનાથ સદારામ પાઠક.
( સેકન્ડ આસિ. માસ્તર કાઠિયાવાડ ટ્રેનિંગ કોલેજ. )



છપાવી પ્રસિદ્ધ કરનાર
ઘેલાભાઈ ભગવાનદાસ શાહ.
( કામદાર જેતપુર કાઠિયાવાડ )

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલએજન્સિ કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

વિક્રમ સંવત ૧૯૫૨. ઈ. સ. ૧૮૯૫.




મૂલ્ય રૂ. ૪-૦-૦

## श्री सनातन योगमार्गोद्धारक पूज्यपाद
## श्रीमन्नथुरामशर्मा

આપશ્રી મારા યોગમાર્ગના ઉપદેષ્ટા છો. અધ્યાત્મ વિદ્યાના બીજના
રોપક છો. આખા ગુજરાતમાં શ્રૌતસ્માર્ત ધર્મની ઉદ્યોગપતાકા
આપના તરફથી સર્વત્ર પ્રસરી જઈ વિજય દર્શાવે છે.
જેને આપ ઘણા સમયથી યોગ્યપાત્ર માની તેની
ઉન્નતિ ઇચ્છોછો તે તેને યત્કિંચિત્ ઉપ-
હાર લઈ પોતાના એવા જ સહાય-
કની સાથે મળી આપશ્રીના
શરણુમાંજ રહે
છે.

યોજનાર
**વિશ્વનાથ સદારામ પાઠક.**

પ્રસિદ્ધ કરનાર.
**ઘેલાભાઇ ભગવાનદાસ શાહ.**

આપશ્રીનું સેવકદ્વંદ્વ.

॥ ॐ ॥



सर यशवंतसिंहजी के. सी. आई. ई.
स्वस्थान लींबडी ठाकोर साहेब बहादुर.

(લીંબડી પ્રેસ)

"परोपकाराय सतां विभूतयः"

# श्रीमंत सर जशवंतसिंहजी

## के. सी. आई. ई.

लीमडीना ठाकोर साहेब बहादूरना

उदार आश्रयथी.

आ पुस्तक छपाई

प्रसिद्ध थयुं छे.

☞ अगाउथी. आश्रय आपनारनां नाम छपाई गया पछी मे. ठाकोर सा. बा. तरफथी २०० कोपी खरीदाई आवी छे.

# ॐ नमः श्रीपरमात्मने.

# પ્રસ્તાવના.

વેદાન્તના સઘળા પ્રકરણ ગ્રંથમાં અતિ માન પામેલો આ **પંચદશીનો** ગ્રંથ છે. **શ્રીમદ્વિદ્યારણ્ય** સ્વામીના ઘણા ગ્રંથોમાં પણ આ ગ્રંથ વધારે વખણાય છે. વેદાન્તના પ્રમેયગ્રંથોના સારરૂપે અને સર્વ પ્રક્રિયાઓથી આ ગ્રંથ ભરપૂર છે. આના ઉપર નાસિક-નગરના રહેવાશી શિઘ્રકવિ શ્રી **અચ્યુતરાવની** તથા બીજી **સદાનંદની** વ્યાખ્યા છે એમ બ્રહ્મનિષ્ઠ પંડિત **પીતામ્બરજી** કહે છે. તપાસ કરતાં આમાંની કોઈ ટીકા મને મળી નથી. પંડિત **રામકૃષ્ણની** ટીકા સર્વત્ર મળે છે અને તે સુપ્રિસિદ્ધ છે. મારા સ્વાધ્યાય તરીકે ધ્યાનમાં લીધેલા ગ્રંથોમાં **પંચદશીને** પણ મેં ગણેલો છે. **આચાર્ય ભગવાનના** ભાષ્ય સાથેનાં ઉપનિષદોનો લગભગ અરધભાગ વંચાઈ ગયા પછી મેં આ ગ્રંથ હાથમાં લીધો છે. પ્રથમથી મેં એમ ધાર્યું હતું કે **પ્રસ્થાનત્રય** વંચાઈ ગયા પછી **પંચદશી** વાંચી તેના ઉપર ગુજરાતીમાં વિશેષ ખુલાસાથી લખવું; પરંતુ તે વિચારમાં ફેરફાર થયો. **સુદર્શનમાં પંચદશીના** ભાષાંતરની જાહેરખબર આવી એ આ ભાષાંતર લખવાના કાળને સમીપ લાવવામાં કેટલેક અંશે કારણ થયું છે. મેં કેટલાક ભાગનું ભાષાંતર જાણે એ જાહેર ખબરને લક્ષમાં લઇને વિસ્તાર્યું છે; પણ મારા જ્ઞાનની અપૂર્ણતાએ જાહેરખબરમાં નીમેલા સમયમાં મારાથી તેમ નહિ થઈ શકે એમ ધારી હું તે છોડી દેવા ધારતો હતો. મારા મિત્ર રા. રા. **ઘેલાભાઈ ભગવાનદાસે** પુસ્તકનું ભાષાંતર પૂરૂં થઈ જાય તો તે 'છપાવવાનું બની શકશે' એમ જણાવતાં હું મારા કામમાં જોડાયો જ રહ્યો છું; એમ આ પુસ્તક વહેલું લખવાનું નિમિત્ત છે.

આ ગ્રંથમાં ૧૫ પ્રકરણો છે ને તેટલા ઉપરથી આનું એ જ (**પંચદશી**) નામ રહ્યું છે. ગ્રંથનો પ્રારંભ **શ્રીમદ્વિદ્યારણ્ય** સ્વામીથી થએલો છે અને સમાપ્તિ શ્રી **ભારતીતીર્થ** મુનીથી થઈ છે. સંસ્કૃત ટીકાકાર શ્રી **રામકૃષ્ણના** અભિપ્રાય પ્રમાણે પ્રથમનાં છ પ્રકરણો શ્રી **વિદ્યારણ્ય** સ્વામીજીનાં કરેલાં અને પાછલાં નવ પ્રકરણો શ્રી **ભારતીતીર્થ**મુનીનાં કરેલાં છે. આ સંસ્કૃત ટીકાકાર બહુ આગલા વખતના છે. તે પોતાની ટીકાના પ્રારંભમાં नत्वा श्री भारतीतीर्थविद्यारण्य मुनीश्वरौ તથા અંતિમપદમા श्रीमद्भारतीतीर्थविद्यारण्यमुनिवर्यकिंकरेण એવા શબ્દો લખે છે, આથી એમ સમજવું ઠીક લાગે છે કે આ ટીકાકાર સ્વામીજીના ઘણા નિકટ સમયના હશે; એટલે હવે યોગ્ય સાધન મળ્યા વગર તેના અભિપ્રાયની વિરૂદ્ધ બોલવું ઠીક લાગતું નથી. ગ્રંથની રચનાનો પાછલાં પાંચ પ્રકરણનો ભાગ આગલાં દસ પ્રકરણથી જૂદો પડતો જણાય છે. એ છેલ્લાં પાંચ પ્રકરણોનો ગ્રંથ જ જૂદો જણાય છે. એ દરેક પ્રકરણના છેલ્લા શ્લોકમાં ब्रह्मानंदाभिधेग्रंथे प्रथमोऽध्याय ईरितः ઇત્યાદિ વાક્ય મૂકેલું છે, જે પૂર્વનાં ૧૦ પ્રકરણોમાં જોવામાં આવતું નથી. આથી એમ લાગે છે કે એ પાછલાં પાંચ પ્રકરણરૂપ **બ્રહ્માનંદ** નામે ગ્રંથ શ્રી **ભારતીતીર્થ** મુનીએ પ્રથમથી રચી રાખેલો તે શ્રી **વિદ્યારણ્ય** સ્વામીએ પોતાના ગ્રંથની સાથે જોડેલો હોય. આ અનુમાનને બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રી **પીતામ્બરદાસજી** ના કહેવા પ્રમાણે **વૃત્તિપ્રભાકરના** આઠમા પ્રકાશની ઉક્તિવડે ટેકો મળે છે. આમ છતાં પણ ૧૪ મા પ્રકરણમાં શ્રી **ભારતીતીર્થ** મુની જણાવે છે કે 'उभयंतृप्तिदीपेहि सम्यगस्माभिरीरितम्'

એથી તૃપ્તિદીપ (સાતમું પ્રકરણ) પણ શ્રી **ભારતીતીર્થ**નો જ લખેલો હોય એમ સમજાઈ શ્રી **રામકૃષ્ણના** અભિપ્રાયને મળવાની ઇચ્છા થાય છે. શ્રી **વિદ્યારણ્ય** સ્વામીએ છ પ્રકરણ લખ્યા પછી કાંઈ વિઘ્ન આવતાં ગ્રંથ અધૂરો રહી ગએલો હોય તેમાં બીજાં ચાર પ્રકરણો વધારી પોતે અગાઉથી લખી રાખેલો **બ્રહ્માનંદ** નામનો પાંચ અધ્યાય રૂપનો ગ્રંથ શ્રી **ભારતીતીર્થ** મુનીએ તેની સાથે જોડી દીધેલો હોય એમ પણ બની શકે. ગમે તેમ હોય, પણ **પંચદશી** ગ્રંથ એ ધુરંધર પંડિતની કૃતિરૂપ છે એ વાત નિર્વિવાદ છે. ગ્રંથનો પ્રારંભ શ્રી **વિદ્યારણ્ય** સ્વામીએ કરેલો છે માટે તેમની કૃતિ તરીકે જ તે સુપ્રસિદ્ધિ પામેલો છે.

શ્રી **વિદ્યારણ્ય** સ્વામીને આપણે માત્ર તેમની પંચદશીને લઇને જ ઓળખીશું નહિ. તેમને વિષે કેટલીક હકીકત મળેલી છે તે અત્રે ઉતારી લઇએ તો વાચકો તેમને માટે સારા પૂજ્યભાવથી જોશે એમ બહુ સંભવે છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં કર્ણાટક પ્રાંતમાં **તુંગભદ્રા** નદીના કાંઠા પાસે **પંપા** નામનું સરોવર છે; ત્યાં આગળ પૂર્વે **વિજયનગર** નામે શહેર હતું. છેક શ્રી **રામચંદ્રજી**ના વખતમાં **કિષ્કંધાનગર** પ્રસિદ્ધ થઈ ગયુ છે તે જ આ **વિજયનગર** હતું એમ કેટલાક પંડિતો માને છે. હાલના કાળમાં ત્યાં **ગોવળકોંડા** કરીને શહેર છે. અહિંઆં **વિરૂપાક્ષ** નામે મહાદેવનું મંદિર છે. શ્રી **વિદ્યારણ્ય** સ્વામીનું પૂર્વાશ્રમ સ્થળ ત્યાં જ હતું. **વિજયનગર**માં **વીરબુક્ક** નામે રાજા હતો. ઇંદ્રની પાસે જેમ **બૃહસ્પતિ**, **નળ**ની પાસે જેમ **સુમતિ**, **રામચંદ્રજી**ની પાસે જેમ **વસિષ્ઠ** અને **ધર્મપુત્ર**ની પાસે જેમ **ધૌમ્ય**, તેમ **વીરબુક્ક**ની પાસે તેના કુળગુરૂમંત્રી **માધવાચાર્ય** હતા. રાજકાર્યમાં, નીતિમાં, શાસ્ત્રમાં ને લૌકિકવ્યવહારમાં તેમની પ્રતિષ્ઠા બહુ મહાન્ હતી તેથી તે **'માધવાર્ય, માધવાચાર્ય, માધવામાત્ય'** ઇત્યાદિ નામથી પ્રસિદ્ધી પામેલા છે. એમનાં એ નામો તેમના રચેલા જૂદા જૂદા ગ્રંથોમાંથી મળી આવે છે. **પારાશર** સ્મૃતિના ઉપર લખેલા પોતાના વ્યાખ્યાનમાં **માધવે** પોતે આ પ્રમાણે લખ્યું છે.

> 'श्रीमती जननी यस्य सुकीर्त्तिर्मायणः पिता ।
> सायणः सोमनाथश्च मनोबुद्धी सहोदरौ ॥१॥
> यस्य बौद्धायनं सूत्रं शाखा यस्य च याजुषी ।
> भारद्वाजं यस्य गोत्रं सर्वज्ञः स हि माधवः ' ॥२॥

**અર્થ**:—'જેની મા **શ્રીમતી** છે અને સારી કીર્ત્તિવાળો જેનો **માયણ** નામનો પિતા છે; **સાયણ** અને **સોમનાથ** નામના મનબુદ્ધિ રૂપ બે ભાઇઓ છે; જેનું સૂત્ર **બૌદ્ધાયન** અને એ જ નામની યજુર્વેદની જેની શાખા છે; તથા **ભારદ્વાજ** જેનું ગોત્ર છે તે જ સર્વજ્ઞ **માધવ** છે.' કોઈ ઠેકાણે सायणोभोगनाथश्च એમ પણ પાઠ છે એટલે **સાયણ** અને **ભોગનાથ** એ નામના બે ભાઇઓ છે કે **ભોગનાથ**ને ઠેકાણે **સોમનાથ** છે એ નક્કી સમજાઈ શકાતું નથી. કેટલાએક આધુનિક પંડિતો એમ કહે છે કે '**માધવાચાર્ય** પોતે તો રાજ્ય કાર્યભારમાં જોડાએલા રહેતા પણ એના ભાઈ **સાયણાચાર્યે** વેદાર્થપ્રકાશાદિ અનેક મોટા મોટા ગ્રંથો રચીને તે **માધવ**ને નામે પ્રસિદ્ધ કર્યા છે.' પરંતુ આ બાબત કાંઈ પ્રમાણ મળી શકતું નથી. એ પ્રસિદ્ધિ પામેલા જૂદાજૂદા ગ્રંથો પૈકી કોઈ કોઈ

ઠેકાણે 'सायणमाधवीये' કોઈ ઠેકાણે 'माधवामात्यविरचिते' ને કોઈ ઠેકાણે 'सायणाचार्यविरचिते माधवीये' એમ જૂદું જૂદું લખેલું મળે છે. આથી તે સાયણનું છે કે માધવનું છે એ નક્કી સમજી શકાતું નથી.

**માધવાચાર્યે** લખેલા ગ્રંથોનાં નામ મળી શક્યાં તેટલાં નીચે આપ્યાં છે.

૧ ઋગ્વેદભાષ્ય, ૨ યજુર્વેદભાષ્ય, ૩ સામવેદભાષ્ય, ૪ અથર્વણવેદભાષ્ય, ૫ ચારેય વેદોનાં ઐતરેયતાંડ્યાદિ બ્રાહ્મણભાષ્ય, ૬ પરાશરસ્મૃતિભાષ્ય, ૭ જૈમિનીયન્યાયમાલા, ૮ સર્વદર્શનસંગ્રહ, ૯ અનુભૂતિપ્રકાશ, ૧૦ ઈશાદિ દશ ઉપનિષદો ઉપરની દીપિકા, ૧૧ બ્રહ્મગીતા, ૧૨ પંચદશી, ૧૩ જીવન્મુક્તિવિવેક, ૧૪ અપરોક્ષાનુભૂતિટીકા, ૧૫ માધવવૃત્તિ, ૧૬ અધિકરણ રત્નમાળા, ૧૭ દૃગદૃશ્યવિવેક, ૧૮ માધવનિદાન, ૧૯ કાલમાધવ, ૨૦ આચારમાધવ, ૨૧ વ્યવહારમાધવ, ૨૨ વિદ્યારણ્ય કાલજ્ઞાન, અને ૨૩ શ્રી શંકરદિગ્વિજય.

આ ઉપરથી જાણી શકાય છે કે આપણા આ ગ્રંથના કર્ત્તા આચાર્ય શ્રી **વિદ્યારણ્ય** (માધવાચાર્ય) સર્વશાસ્ત્રના પારને પામેલા હતા.

**માધવાચાર્યનો** જન્મકાળ શકે ૧૩૦૦ માં છે એમ કોઈ કહે છે. એના સંબંધનું એક તામ્રપત્ર હાથ લાગેલું છે તેમાં આ પ્રમાણે લખેલું છે. *

---

*तस्मिन् भारतवर्षदक्षिणदले देशोऽस्ति कर्णाटक-
स्तन्मध्ये सरि[illegible] विजयते सा तुंगभद्राभिधा ।
यत्तीरे दुरिताटवी हुतवहे देवो विरूपाक्ष इ-
त्यास्ते सन्ततमन्तरेण सुमनः स्रोतस्विनीचिन्तनम् ॥१॥
यस्योपकंठे विजयाभिधाना सा दुर्जया राजति राजधानी ।
यस्यां विरूपाक्षकटाक्षदुग्ध[illegible]ज्जीवयंति स्मरमुत्पलाक्ष्यः॥२॥
वंशे यदोरभिनवांशइवाच्युतस्य श्रीसंगमादजनि संगररंगभीमः।
श्री[illegible] इति धिक्कृतशत्रुरेष तामध्यतिष्ठदथ मध्यमलोकपालः॥३॥
तस्याज्ञया माधवमंत्रिवर्यः प्रशांजयंती पुरराज्यमृद्ध[illegible] ।
यन्मन्त्रशक्त्या वपुरुत्सृजन्तोऽप्यरातयः स्वस्थ्यमहो भजन्ते ॥ ४॥
आशांतविश्रांतयशाः समंत्रीदिशोजिगीषुर्महता बलेन ।
गोवाभिधां कौ[illegible]जधानीं मन्येनमन्ये रुणदर्णवेन ॥५॥
प्रतिष्ठितांस्तत्र तुरुष्कसंघानुत्साद्यदाष्णाभुवनैकवीरः ।
उन्मूलित नामकरोत्प्रतिष्ठां श्रीसप्तनाथादिसुधाभुजां यः ॥६॥
स्वस्तिश्री शके त्रयोद[illegible] त्रेश[illegible]त्तरसहस्र ( १३१२ ) गते वर्त्तमान प्रजापति संवत्सरे वैशाखमासे कृष्णपक्षे अभावास्यायां सौम्य दिने सूर्योप-

'શકે ૧૩૧૩ માં પ્રજાપતિ નામના સંવત્સરમાં વૈશાખ માસની અમાસે સૂર્યગ્રહણ કાળે વૈદિક માર્ગના પ્રવર્તાવનાર શ્રી **માધવાચાર્યે, કુચ્ચર** નામના ગામનું પોતાના નામ ઉપરથી **માધવપૂર** નામ રાખીને તે ૨૪ વિદ્વાન બ્રાહ્મણોને દાનમાં આપ્યું છે.' ઇત્યાદિ૦ આ ઉપરથી એમ લાગે છે કે **માધવાચાર્ય**નો જન્મકાળ તો લગભગ શકના તેરમા સૈકાના ચોથા ભાગમાં હશે. એટલે આજ તેમને થયાંને આશરે ૫૦૦ ઉપર વર્ષ થઈ ગયાં છે.

પૂર્વાશ્રમમાં **માધવાચાર્યે વીરબુક્ક** અને એના પુત્ર **હરિહર**નું અમાત્યપદ સાચવ્યું અને શોભાવ્યું હોય એમ પણ જણાય છે. કેમકે અથર્વણવેદાર્થપ્રકાશની સમાપ્તિમાં તેમણે **હરિહર**ના નામનો ઉલ્લેખ કરેલો છે. ગ્રહસ્થાશ્રમમાં રહી તે આશ્રમના તમામ વૈભવો ભોગવી યથાર્થ ધર્મ પાળી ચિત્તવાસનાઓને ઐહિક સુખથી તૃપ્તિ આપી આમુષ્મિકસામ્રાજ્યના ધુસરારૂપ ચોથા આશ્રમનો આપણા મહાન **માધવાચાર્યે** સ્વીકર કરેલો છે. એમના અગાધ પાંડિત્યના પ્રભાવથી તેઓ આ આશ્રમમાં શ્રી **વિદ્યારણ્ય** નામથી પ્રસિદ્ધિ પામ્યા છે. એમ પણ જણાય છે કે સન્યાસદીક્ષા લીધા પછી તેમને શારદાપીઠમાં શૃંગેરી મઠનું શ્રી **શંકરાચાર્ય**નું પદ મળેલું છે. એ મઠની શ્રી ગુરૂપરંપરામાં તેમનું નામ* ૩૩ મી પેઢીએ જોવામાં આવે છે. આચાર્ય તરીકે તેમણે અનેક દ્વૈતવાદીઓની સામે પોતાના મતનો સારો વિવાદ ચલાવેલો છે. એમ સાંભળ્યું છે કે વિશિષ્ટાદ્વૈતમતના **અક્ષોભ્ય** નામના મુની સાથે **કાંચી** નગરમાં ઘણા દિવસ સુધી તેમનો વિવાદ ચાલ્યો હતો. કયા પક્ષનો વિજય થયો એ ચોકસ જણાયું નથી. બન્ને પક્ષના વાદીઓ એમાં પોતાનો જય માને છે. વિશિષ્ટાદ્વૈતવાળા કહે છે કે,—विद्यारण्यमहारण्यमक्षोभ्यमुनिरच्छिनत् '**વિદ્યારણ્ય** નામના મહાઅરણ્યને **અક્ષોભ્ય** મુનિ કાપતા હવા' તો અદ્વૈતવાદીઓ કહે છે કે अक्षोभ्यं क्षोभयामास विद्यारण्यो महामतिः 'મહા બુદ્ધિમાન્ **વિદ્યારણ્ય, અક્ષોભ્ય** ( નહિ ક્ષોભ પમાડી શકાય તેવા ) ને પણ ક્ષોભ પમાડતા હવા.'

**અહોબલ** પંડિત નામના દાક્ષિણાત્ય પંડિતે એક ×ઈશાન સ્તુતિનો નાનો ગ્રંથ લખ્યો છે તેમાં તો શ્રી **વિદ્યારણ્ય** સ્વામીને શ્રી **શંકર**ના અવતાર તરીકે જણાવ્યા છે.

પંચદશીના મંગળાચરણમાં नमः श्रीशंकरानंदगुरुपादाबुजन्मने એમ શ્રી **વિદ્યારણ્ય** સ્વામી લખે છે; આથી એમ જણાય છે કે તેમને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ શ્રી **શંકરાનંદ**થી મળ્યો હશે, એમના બીજા ગ્રંથોમાં વળી બીજી રીતે છે. બ્રહ્મનિષ્ઠ પંડિત **પીતામ્બરજી**ના અવલોકનમાંથી હું નીચેનો સાર તારવી કાઢું છું. શ્રી **વિદ્યારણ્ય** સ્વામીના વિદ્યાગુરૂ **સર્વજ્ઞવિષ્ણુ** નામના પંડિત છે તેમની બાલ્યાવસ્થાના મંત્રગુરૂ શ્રી **વિદ્યાતીર્થ** હશે એમ શ્રી **શંકરદિગ્વિજય** અને **જીવન્મુક્તિ** વિવેકના મંગળાચરણ ઉપરથી જણાય છે

---

**रागपुण्यकाले स्वस्तिश्रीमन्महामंत्रीश्वर उपनिषन्मार्गप्रवर्त्तकाचार्यः श्रीमन्म-धव ाजः ्जरविषयवर्त्तिनं कुचरनामानं ग्रामं माधवपुरमिति प्रथितनाम ग्रहा-रं कृत्वा त्यादि.**

* શ્રી રૂદ્રાધ્યાયની પ્રસ્તાવનામાં ૨૬ મી પેઢીએ એમનું નામ જણાવેલું છે. વંશાવળીમાં તેમ પણ છે.

× એ ગ્રંથનો ૭ મો શ્લોક જુઓ. સ્માર્તમતોત્તેજક ગ્રંથાવળીના પહેલા અંક તરીકે હાલમાં એ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

ઉત્તરાવસ્થામાં સંન્યાસદીક્ષા પણ તેમનાથી જ પ્રાપ્ત કરી હશે. મહારાષ્ટ્ર ભાષાના ગુરૂચરિત્ર નામના ગ્રંથમાં શ્રી વિદ્યારણ્યના ગુરૂ **ભારતીતીર્થ** છે એમ જણાવ્યું છે. પણ શૃંગેરી મઠની ગુરૂપદ્ધતિ ઉપરથી શ્રી **ભારતીતીર્થ** શ્રી વિદ્યારણ્યના પરમગુરૂ સંભવે છે. આ સિવાય શ્રી **ભારતીતીર્થ** મુનિની વિશેષ હકીકત મને મળી નથી.

પંચદશીનાં ૧૫ પ્રકરણોમાં પહેલાં પાંચ પ્રકરણો **વિવેક** નામથી, મધ્યનાં પાંચ **દીપક** નામથી અને છેલ્લાં પાંચ **આનંદ** નામથી ઓળખાય છે. પાંચ વિવેકોમાં **તત્ત્વવિવેક, પંચમહાભૂતવિવેક, પંચકોશવિવેક, દ્વૈતવિવેક** અને **મહાવાક્યવિવેક** છે. તેઓમાં સત્યાસત્ય વસ્તુઓનો નિર્ણય કરી બતાવ્યો છે અને એમ વિવેક કરવાથી આત્માના અપરોક્ષ જ્ઞાનનો અનુભવ થાય છે તે પણ બતાવ્યું છે.

મધ્યના પાંચ દીપકોમાં **ચિત્રદીપ, તૃપ્તિદીપ, કૂટસ્થદીપ, ધ્યાનદીપ** અને **નાટકદીપ** છે. દેખાઈ રહેલા સર્વ જગતને આ પાંચ દીપોવડે જાણે બરાબર તપાસી જોયું છે, એમ લાગે છે. વળી નિર્ગુણ ઉપાસના મુક્તિનું સાધન છે એમ પણ તેમાં દેખાડી આપ્યું છે,

છેલ્લા પાંચ આનંદોમાં **યોગાનંદ, આત્માનંદ, અદ્વૈતાનંદ, વિદ્યાનંદ** અને **વિષયાનંદ** છે. આ પાછલો ગ્રંથ આખા ગ્રંથના સાર રૂપે છે. **યોગાનંદ**માં આનંદનું સ્વરૂપ બતાવ્યું છે. **આત્માનંદ**માં સર્વ વસ્તુની પ્રિયતા આત્માને લઈને છે એમ બતાવી આપ્યું છે અને છેવટે આત્મા એ જ આનંદ છે એમ સમજાવ્યું છે. **અદ્વૈતાનંદ**માં કાર્યરૂપ ભાસતા સર્વ જગતને કારણરૂપ બ્રહ્મની સાથે એકતા કરી બતાવી છે. આ એકતા એ જ વિદ્યા અને એ વિદ્યા પ્રાપ્ત થતાં સર્વ દુઃખ નિવૃત્ત થઈ આનંદ મળે છે તે **વિદ્યાનંદ**માં બતાવ્યું છે. છેલ્લા **વિષયાનંદ**માં સપ્રપંચ બ્રહ્મનું સ્વરૂપ દેખાડવામાં ચિત્તની વૃત્તિઓવડે વિષય માત્રમાં જે જે રીતે આનંદનો ભાસ અનુભવાય છે તે તે દેખાડી તેનાથી જ નિષ્પ્રપંચ બ્રહ્મનું જ્ઞાન કેમ થાય છે તે બતાવેલું છે. આમ આખા ગ્રંથમાં આભાસવાદનું જ નિરૂપણ કરી બતાવ્યું છે. વચમાં સામાપક્ષની તકરારોનું ખંડન કરી સ્વમતની સ્થાપના કરવામાં ગ્રંથકર્ત્તાએ ઘણી સારી યુક્તિઓ દર્શાવી છે. આ ભાષાંતરને પ્રસિદ્ધ થવાનો સમય નિકટ આવ્યો એનું નિમિત્ત હું બતાવી ગયો છું. ભાષાંતરમાં બહુ વિસ્તારથી લખી શકું એટલું મારૂં સામર્થ્ય નથી એમ મને પહેલાં પાંચ પ્રકરણ લખ્યા સુધીમાં સમજાઈ ગયું છે એટલે મૂળ ટીકા કરતાં વધારે ડોળી ભયમાં ઉતરવાનું મેં મુલ્તવી રાખ્યું છે. ભાષાંતરનો મુખ્ય આધાર ટીકા સાથેના મૂળ ગ્રંથ ઉપર અને બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રી **પીતામ્બરદાસજી**ના ભાષાંતર ઉપર તથા કેટલેક ઠેકાણે મરાઠી ભાષાંતર ઉપર રાખ્યો છે. પૂજ્યપાદ પરિવ્રાજક સ્વામીજી શ્રી **આત્માનંદ** સરસ્વતીજીના તરફથી પણ તેઓ શ્રીએ પ્રથમ ભાષાંતર તરીકે લખી રાખેલ ત્રણ પ્રકરણો મને મળ્યાં અને તેથી મને ઘણી મદદ મળી છે. સિવાય પૂજ્યપાદ પરિવ્રાજકાચાર્ય સ્વામીજી શ્રી **ગંભીરાનંદ** સરસ્વતીજીના તરફથી જે પુસ્તક મને મળેલું તેમાં તેઓ શ્રીએ કેટલાંક ટીપ્પણ લખેલાં છે તેની પણ મદદ લીધેલી છે. શાસ્ત્રીય વિષયોમાં તો મારા પૂજ્ય શાસ્ત્રીજી શ્રી **જીવણરામ મહિધરભાઈ**ની સહાયતાથી જ

હું આગળ ચાલી શક્યો છું. આ સઘળાથી આ ભાષાંતર તેના હાલના રૂપમાં ગુર્જર વાચકોની દૃષ્ટિમાં આવવાને યોગ્ય થયું છે.

ભાષાંતરમાં મૂળ શ્લોક નીચે શબ્દાર્થ આપ્યો છે. એમાં મૂળમાં નહિ આવેલા પણ શબ્દાર્થમાં જેની જરૂર જણાઈ તેવા લેવાએલા શબ્દો [ ] આવા કૌંસમાં મૂકેલા છે અને જેઓ મૂળમાં છે પણ તેનો વિશેષ અર્થ આપવાની જરૂર છે એવા શબ્દનો પર્યાય અથવા વિશેષ ખુલાસાનો અર્થ ( ) આ કૌંસમાં તેની પાસે મૂકેલો છે. બનતાં સુધી શબ્દે શબ્દનો અર્થ લેવામાં આવ્યો જ છે. સંસ્કૃતમાં સતિસપ્તમીના અર્થવાળા શબ્દોનું ભાષાંતર તેની જ ઢબને અનુસરતું રાખ્યું છે. મૂળના શબ્દનો અર્થ જાળવતાં છતાં પણ ગુજરાતી ભાષાનું સૌંદર્ય સચવાય તેમ બન્યું ત્યાંસુધી કર્યું છે.

શબ્દાર્થ નીચે વિવેચન આપેલું છે. આ વિવેચન તે મૂળ સંસ્કૃતગ્રંથ ઉપરની ટીકા જ છે કેટલેક ઠેકાણે તેમાં વિશેષ સ્પષ્ટતા કરી છે અને સંદિગ્ધ વિષયોનું તેમાં સ્પષ્ટીકરણ કરેલું છે. મૂળ ગ્રંથમાં પણ એક જ વિષય અનેક ઠેકાણે લેવાએલો ભાસે છે. વેદાન્ત જેવા વિષયમાં એમ થાય તો તેથી વાચકને વધારે લાભ થવા સંભવ છે. વિવેચનમાં મેં પણ એમ જ રાખ્યું છે. વિદ્વાનોને કદાચ તે પુનરૂક્તિ લાગશે તોપણ વિષયનો આશય સચવાય અને સમજાય એવી રીતે તેને વિવેચનમાં ફરી ફરીને પણ કહી બતાવ્યો છે. મારે જણાવવું જોઇએ કે મારા ભાષાંતરમાં પાંડિત્ય નથી. મારામાં પણ નથી એટલે તે ન આવે, તથાપિ શ્રી **ગુરૂકૃપાથી** હું સમજ્યો તેટલું સમજાવવાને મેં બનતી તજવીજ કરી છે.

મૂળ ગ્રંથકારે અને ટીકાકારે જે જે ગ્રંથોના પોતે આધારો લીધા છે તે તે ગ્રંથોનાં સ્થાન બની શક્યાં તેટલાં મેં ફુટનોટમાં બતાવ્યાં છે. આપેલા આધારોમાંના મારા અભ્યાસમાં જેટલા આવી ગયા છે તેટલાને માટે તો હું જેટલું સમજ્યો છું તેમાંનું યોગ્યતા પ્રમાણે જણાવી શક્યો છું પણ બીજું તો સંસ્કૃત ટીકા તથા ભાષા ટીકામાં છે તેટલું જ મેં બતાવ્યું છે, પંડિત **પીતામ્બરદાસજીએ** પોતાના ભાષાંતરમાં ઘણાં ટીપ્પણો આપ્યાંછે એમાંનાં કેટલાંકનો સાર મેં મારા ભાષાંતરમાં કે ટિપ્પણરૂપે લીધો છે, ઘણાં છોડી મૂક્યાં છે, અને કેટલાંક મને જરૂર જણાયાં તેટલાં વધાર્યાં પણ છે. વિષયોનાં મથાળાં, સંસ્કૃત ટીકાકારે દરેક શ્લોકની ઉત્થાનિકામાં જે રૂપે બતાવ્યાં છે. અને પંડિત **પીતામ્બરદાસજીએ** આપ્યાં છે, તે મને બહુ સારાં લાગ્યાં છે તેથી તે પ્રમાણે જ મેં પણ રાખ્યાં છે.

હિંદી ભાષાની બીજી આ ગ્રંથ ઉપરની ટીકાઓ કરતાં અને મરાઠી ભાષાંતર કરતાં મને પંડિત **પીતમ્બરદાસજીનું** ભાષાંતર ઘણું જ યોગ્ય લાગ્યું છે. મેં તેમના ભાષાંતરને અનુરૂપ ભાષાંતર કરવું ઇચ્છિયું નથી, અને તેમ કર્યું પણ નથી તથાપિ મારે કહેવું જોઇએ કે પંડિત **પીતામ્બરદાસજીના** ભાષાંતરવડે મને મારા પૂજ્ય શાસ્ત્રીજી જેટલી જ મદદ મળી છે.

પ્રથમ મેં મારા ભાષાંતરમાં પદચ્છેદ અને પદાર્થનો ભાગ રાખ્યો હતો. સંસ્કૃતના અભ્યાસીઓને તે વધારે ઉપયોગી થાય, એ બેશક ખરૂં છે પણ તેમ કરવાથી પુસ્તકનું

**ફદ બહુ વધી જતું હતું તેથી તથા પૂજ્યપાદ મહારાજ શ્રી જયકૃષ્ણજી જીવનરામજી ની સલાહથી મેં તે ભાગ છોડી દીધો છે.**

આ ગ્રંથનું કૂટસ્થ પ્રકરણ મને બધા કરતાં વધારે અઘરૂં લાગ્યું છે. એને માટે પૂજ્યપાદ મહારાજ શ્રી **જયકૃષ્ણજી**ની ને, પૂજ્યપાદ મહાશય **શ્રીમન્નથુરામજી** મહારાજની યોગ્ય સૂચનાઓ પ્રમાણે જ હું વરત્યો છું. આ પ્રકરણને માટે મેં જે ઇચ્છ્યું છે તે હું સમજી કે અનુભવી શક્યો નથી. જેટલું સમજ્યો છું તેટલું ખુલાસેથી બતાવી શકું તેમ પણ નથી; તેથી તે જેવું છે તેવું ને તેવું જ બતાવી હાલ સંતોષ પામ્યો છું.

પુસ્તકનું ભાષાંતર કરવામાં જે જે મહાશયોનો અને જે જે પુસ્તકનો મને આશ્રય મળ્યો છે તે તે માહાશયોનો અને પુસ્તકના કર્ત્તાઓનો હું બહુ માનથી ઉપકાર માનું છું. વળી મારા મિત્ર રા. રા. **ઘેલાભાઈ ભગવાનદાસે** પુસ્તક છપાવવાનું પોતાને માથે લઈ મને હમેશને માટે ઉપકૃત કર્યો છે. માત્ર પુસ્તક છપાવવાની મદદને માટે ઉપકૃત કર્યો છે એટલું જ નહિ પણ મારા શ્રી **સદ્દગુરૂ**ને આ પુસ્તક નિવેદન કરવાની સલાહ આપી મારી કર્ત્તવ્યતામાં મને કૃતાર્થ કર્યો છે, આથી તેમનો મારાપર વિશેષ્ય ઉપકાર થયો છે. ભાષાંતરની પ્રેસકોપી લખવામાં તથા પ્રુફ તપાસવામાં જેમણે મને મદદ આપી છે તેમનો પણ હું ઉપકાર માનું છું.

પંચદશીનું ગુજરાતી ભાષાંતર આ પહેલું જ છે; એટલે એમાં જેટલું જોઇએ તેટલું થઈ શક્યું નથી. વળી ગ્રંથ બહુ મોટો અને એને પ્રસિદ્ધ થવામાં બહુ થોડો જ સમય લેવાયો છે તેથી તથા પ્રુફ તપાસવાનો મને બહુ મહાવરો ન હોવાથી એમાં જે કાંઈ દોષો કે ભૂલો હોય તેને માટે હું વિદ્વાનો પાસે ક્ષંતવ્ય છું.

આશ્વિન્ કૃષ્ણ ૩ ચંદ્રવાર<br>૧૯૫૧ સંવત.<br>**રાજકોટ.**

**વિશ્વનાથ સદારામ પાઠક.**

——:o:——

# પ્રકરણોની અનુક્રમણિકા.



---

## પ્રકરણ ૧ લું.

---

## પ્રકરણ ૨ જું.



---

## પ્રકરણ ૩ જું.

---

## પ્રકરણ ૪ થું.



---

## પ્રકરણ ૫ મું.

---

## પ્રકરણ ૬ ઠું.

---

પ્રકરણ ૭ મું.

## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.

## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.

## પ્રકરણ ૧૫ મું.

# शुद्धिपत्र.

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨ | ૧૦ | वुद्धिः | बुद्धिः |
| १४ | ३३ | प्रत्यक्तत्व | प्रत्यक्तत्त्व |
| ૧૫ | ૯ | [ હેઈ ] | [ હોઈ ] |
| ૧૬ | ૧૮ | પામે છે | પામે છેઃ |
| ૧૮ | ૨૨ | ધર | ધર |
| १९ | २५ | सुपुप्त्यभाने | सुषुप्त्यभाने |
| ,, | २८ | ब्रह्मैव | ब्रह्मैव |
| ૨૪ | ૨૬ | જાતના ધારેલા | જાતના કરવા ધારેલા |
| २८ | २७ | अनादाविह | अनादाविह |
| ४० | १६ | विजातीयममत् | विजातीयमसत् |
| ४१ | ६ | एकमेवाद्वितीय | एकमेवाद्वितीयं |
| ,, | ૩૪ | ગૌડયાદાચાર્ય | ગૌડપાદાચાર્ય |
| ૪૨ | ૧૧ | બૌદ્ધો | બૌદ્ધો |
| ,, | ૧૬ | સૂષ્ટિ | સૃષ્ટિ |
| ,, | २९ | शून्प | शून्य |
| ૪૪ | ૫ | નિરાધિષ્ઠાન | નિરધિષ્ઠાન |
| ,, | ૧૮ | સૂષ્ટિ | સૃષ્ટિ |
| ,, | ૩૫ | પુરૂક્ત | પુનરૂક્ત |
| ४९ | १२ | पहिहारे | परिहारो |
| ,, | १८ | [न] | [न नहि] |
| ,, | २८ | वियतो सत्वं | वियतोऽसत्त्वं |
| ૪૬ | ૧૩ | નિર્જિગત્ | નિર્જગત્ |
| ,, | ૧૯ | ,, | ,, |
| ४८ | ४ | निस्तत्वा | निस्तत्त्वा |
| ૪૯ | ૨૪ | સતૂ | સત્ |
| ,, | ૨૫ | ,, | ,, |
| ५२ | २३ | विक्रिया | विक्रियाम् |
| ૫૩ | ૮ | સ્વભાવાળું | સ્વભાવવાળું |
| ,, | २३ | रभिन्नता | रभिन्नता । |
| ,, | २८ | सार्वलौकिका: | सार्वलौकिकः |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૫ | ૨૩ | ધર્મી | ધર્મી |
| ,, | ૨૮ | ઊઠે છે | ઊઠે છે |
| ૫૮ | ૮ | પાછલ | પાછળ |
| ,, | ૨૬ | પછી. | પછી |
| ૫૯ | ૩ | છે] | [છે]. |
| ,, | ૧૯ | पूर्वौक्ति | [illegible]र्वोक्ति |
| ૫૯ | ૨૨ | અને] | [અને] |
| ,, | ૨૪ | તતા એમ | તતા નથી એમ |
| ६१ | ८ | वायुमिथ्या | वायुर्मिथ्या |
| ,, | ९ | वायोमिथ्यात्वं | वायोर्मिथ्यात्वं |
| ,, | २१ | चिंत्‌येत् | चिंतयेत् |
| ६२ | २९ | शुन्यतत्त्वा | शून्यतत्त्वा |
| ,, | ૨૮ | અગ્નિ ઉપહિત ચેતનમાં | [અગ્નિ ઉપહિત ચેતનમાં ] |
| ૬૩ | ૧૫ | સૈ | સૌ |
| ,, | २० | ब्रह्मांड | ब्रह्माडं |
| ,, | ૩૨ | પ્રમ્રરણ | પ્રસરણ |
| ६८ | १४ | व्योमन | व्योमन् |
| ७० | १२ | १७८ | १७९ |
| ૭૫ | ૨૪ | માણુની | માણુસની |
| ૮૦ | ૧૩ | આકશ | આકાશ |
| ૮૧ | ૨૬ | કલ્પાયલું | કલ્પાએલું |
| ८८ | १७ | सोम्य | सौम्य |
| ૯૬ | ૩૬ | ભ્રાંતિમાં | ભ્રાંતિમાં, |
| ९७ | ११ | रोदति | रोदिति |
| ૯૯ | ૨૬ | શક્ય છે. | શક્ય નથી. |
| ૧૦૪ | ૧૮ | ૨૭૭ થી | ૨૭૧ થી |
| ११३ | ३० | वर्णपुर्णा: | वर्णपूर्णात् |
| ૧૧૭ | ૧૩ | કુટસ્થ, | કૂટસ્થ, |
| १२५ | ८ | तत्त | तत्ता |
| ,, | ૧૫ | સભવતી | સંભવતી |
| १५२ | १३ | स्थिति | स्थित |
| ,, | २० | ४१२ | ४५२ |

| પૃષ્ટાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫૪ | ૫ | એને | અને |
| ૧૬૧ | ૧૯ | उपक्रमादि[illegible] | [illegible] |
| ૧૬૪ | ૨૧ | इश्वराः | ईश्वराः |
| ૧૭૨ | ૨૩ | બદ્ધ | બદ્ધ |
| ૧૭૩ | ૧૬ | સાળ્યું | સાંભળ્યું |
| ૧૭૬ | ૮ | सर्वदा | सर्वदा |
| ,, | ૩૦ | ૧મિથ્યાપણું | મિથ્યાપણું |
| ,, | ૩૧ | એમ કહેવું | એમ ન કહેવું |
| ૧૭૯ | ૨૩ | અનુભભ | અનુભવ |
| ૧૮૦ | ૮ | बाधो | बाधो |
| ૧૮૧ | ૧૭ | नद्वष्टि | नद्वेष्टि |
| ,, | ૨૮ | બતવવાને | બતાવવાને |
| ૧૮૨ | ૧૦ | विदांन्नित्य | विंद[illegible]ित्य |
| ,, | ૧૮ | તો પણ | છે તોપણ |
| ૧૮૬ | ૩૦ | નિચિકેતા | નચિકેતા |
| ૧૮૯ | ૨૫ | विचित्रभागैः | विचित्रभोगैः |
| ,, | ,, | एस | एष |
| ૨૦૫ | ૧૨ | બાધ | બાધ |
| ૨૦૯ | ૨૩ | કરવા સારૂં | કરવા સારૂ |
| ,, | ૩૦ | ઐતરયોપનિષદ્માં | ઐતરેયોપનિષદ્માં |
| ૨૨૦ | ૩૩ | સંકરાચાર્ય | શંકરાચાર્ય |
| ૨૨૧ | ૧૮ | વિધામાન | વિદ્યમાન |
| ૨૨૩ | ૨૧ | સંસય | સંશય |
| ૨૨૬ | ૧૯ | ભાવે છે. | ભાવ છે. |
| ૨૨૮ | ૧૫ | भोजनोदौ | भोजना [illegible] |
| ૨૪૨ | ૨૪ | ઉન્પન્ન | ઉત્પન્ન |
| ,, | ૨૫ | सर्व | सर्वे |
| ૨૪૩ | ૨ | वाऽश्रुति | वा श्रुति |
| ,, | ૨૨ | सुषु[illegible]था | सुषुप्तिस्तथा |
| ૨૪૪ | ૮ | [illegible]तः । | विस्मृतेः । |
| ,, | ૧૦ | तवऽविद्या | तवाविद्या |
| ,, | ૩૨ | ઇચ્છાવાળો | ઇચ્છાવા |
| ૨૪૬ | ૧૪ | कास्य | कस्य |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૪૬ | ૨૦ | सर्वं तत्त योगाय | सर्वं तत्त [illegible]ागाय |
| ૨૪૭-૨૪૮-૨૪૯ માં જ્યાં ' ફૂટસ્થ ' છે ત્યાં બધે ઠેકાણે ' કૂટસ્થ ' સમજવું. | | | |
| ૨૫૦ | ૧૧ | પુરણનું | પુરાણનું |
| ” | ૨૭ | अप्रमतो | अप्रमत्तो |
| ૨૫૧ | ૬ | ઇચ્છાવડે શ્રદ્ધા કરે. | ઇચ્છાવડે પોતામાં શ્રદ્ધા કરે. |
| ” | ૮ | मुमुक्षथा | मुमुक्षया |
| ૨૫૨ | ૩ | डिंडमः | डिंडिमः |
| ” | ૬ | ઢંઢેરા | ઢંઢેરા |
| ૨૫૩ | ૧૮ | થાત્ | થાત્ |
| ” | ૨૪ | (ચિદાભાસ | (ચિદાભાસ) |
| ૨૫૪ | ૯ | मुमुर्षुः | मुमूर्षुः |
| ૨૫૯ | ૧૩ | वामाय | कामाय |
| ૨૫૮ | ૬ | આભાવ | અભાવ |
| ૨૬૦ | ૨ | उपस्थकुष्टिनी | उपस्थकुष्ठिनी |
| ” | ૧૨ | સમાગમાં | સમાગમમાં |
| ” | ૧૮ | ૮૨૮ | ૮૨૪ |
| | ૨૪ | ૮૨૯ | ૮૨૫ |
| ” | ૩૨ | वदे | वेद |
| ૨૬૩ | ૧૬ | તિરોધાન | તિરોધાન |
| ૨૬૪ | ૭ | ” | ” |
| ” | ૨૩ | રથન | કથન |
| ૨૬૬ | ૧૦ | ભરણુષોષણુને | ભરણુપોષણુને |
| ” | ૩૩ | વિયપર્યયને | વિપર્યયને |
| ૨૬૭ | ૨૩ | मासमित्येवऽ | मासामि चेव |
| ૨૭૦ | ૨ | बुद्धयस्तक्ता | बुद्धयस्त्यक्ता |
| ” | ૩ | त्वाभिम्रानिनो | त्वाभिर्म्रानिनो |
| ” | ૨૨ | [ કહેતો | [ કહેતા ] |
| ૨૭૧ | ૨૯ | मृतम् । | मृतः । |
| ૨૭૬ | ૨૩ | છે ! ! | છે ! ! અહો સુખ બહુ છે. |
| ” | ૨૬ | જેઓ આ | જે વિવેકીઓ આ |
| ૨૭૮ | ૨૩ | ને બતાવે છે.— | તે બતાવે છે.— |
| ૨૮૦ | ૨૦ | ઉપત્ન | ઉત્પન્ન |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૮૦ | ૩૨ | શબ્દાર્થ: | શબ્દાર્થઃ |
| ૨૮૭ | ૨૮ | स्फुर्ति | स्फूर्ति |
| ,, | ૩૦ | આભાસ– | આભાસ |
| ૨૯૦ | ૧૦ | નિષેધ | નિષેધં |
| ૨૯૭ | ૧૫–૧૬–૧૭–૧૮ ની શરૂઆત | | સ્વચ્છ<br>ભેદને<br>રૂપ<br>તેમ |
| ૩૦૦ | ૯ | [જ્ઞાનની] | [જ્ઞાનીની] |
| ૩૦૨ | ૧૦ | વાય; | કહેવાય; |
| ૩૨૭ | ૫ | ૧૦૯૭ | ૧૦૯૬ |
| ૩૩૧ | ૮ | ધ્યાન નિવૃત્ત સાથે | ધ્યાનની નિવૃત્તિ સાથે |
| ,, | ૨૮ | मुभयत्रार्पि | मुभ त्रापि |
| ૩૩૨ | ૨૯ | માં જૂદો થાઓ. | માં થાઓ. |
| ૩૩૭ | ૭ | ઘટતું | ઘટતું |
| ,, | ૧૮ | आप्तकाम | आप्तकाम |
| ૩૩૮ | ૧૩ | જીવધનથી પુરૂ- | જીવધનથી પર પુરૂ- |
| ૩૪૧ | ૫ | જ્ઞાનમાં અસમર્થ, | જ્ઞાનમાં અસમર્થ |
| ,, | ૧૨ | ફળને જોતો | ફળને રોજ જોતો |
| ૩૪૮ | ૧૯ | वा रंतः | वा रंतः |
| ૩૫૨ | ૯ | ૧૧૫૧ | ૧૧૫૨ |
| ૩૫૩ | ૫ | આમુકષ્મિક | આમુષ્મિક |
| ,, | ૧૬ | સાંભળ્યું | સાંભળ્યું |
| ૩૫૪ | ૨૬ | સ્લિતિનું | સ્થિતિનું |
| ,, | ૨૭ | द्वितीयाद् | द्वितीया |
| ૩૫૫ | ૧૯ | બ્દાર્થઃ— | શબ્દાર્થઃ— |
| ,, | ૨૨ | तरात | तरति |
| ૩૫૬ | ૨૩ | सवर्शंसय् : | सर्वसंशयाः । |
| ૩૫૭ | ૨ | પુરપ | પુરૂપ |
| ,, | ૨૦ | चाधियां | चाविद्यां |
| ૩૫૯ | ૭ | વિકારે કરે છે; | વિકાર કરે છે; |
| ,, | ૨૯ | તાપર્ય | તાત્પર્ય |
| ૩૬૦ | ૧૦ | शंसयः | संशयः |

| પૃષ્ટાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૬૦ | ૨૬ | आनदेन | आनंदेन |
| ૩૭૦ | ૮ | વિપયમાં | વિષયમાં |
| ૩૭૩ | ૧૭ | प्राज्ञेनास्मना | प्राज्ञेनात्मना |
| ૩૭૭ | ૨૩ | त्रिस्पष्टा | त्रिस्पष्टा |
| ૩૭૭ | ૨૨ | विंस्पष्टा | विस्पष्टा |
| ,, | ૨૩ | सिद्धान्त | सिद्धान्त |
| ૩૭૯ | ૨૩ | प्रबुद्धस्य | प्रबुद्धस्य |
| ૩૮૬ | ૨૮ | વિક્રતિ, | વિકૃતિ, |
| ૩૯૨ | ૪ | डपपातकेषु | उपपातकेषु |
| ૩૯૩ | ૧૯ | ૧૬૬૩ | ૧૨૬૩ |
| ૩૯૫ | ૧૯ | શદાર્થ:— | શબ્દાર્થ:— |
| ૩૯૬ | ૩૦ | ૧૨૭૯ | ૧૨૭૬ |
| ૩૯૮ | ૧૫ | આપવવાને | આપવાને |
| ૪૦૨ | ૧૬ | समश्वेदमनाऽत्रकः | समश्वेदमुनाऽत्रकः । |
| ૪૦૫ | ૧૪ | પોતાન | પોતાના |
| ૪૧૦ | ૨૪ | નકોરોડો | નકોરડો |
| ,, | ૨૯ | ચાંદ્રાણવ્રત | ચાંદ્રાયણવ્રત |
| ,, | ૩૫ | ખાથ | ખાય |
| ૪૧૧ | ૭ | ચિદાત્માત્માને | ચિદાત્માને |
| ,, | ૧૫ | ॰हस्यतिसवेन | ॰हस्पतिसवेन |
| ,, | ૧૭ | राजा रा[illegible] | राजा राजसूयेन |
| ,, | ૨૩ | [illegible] | तच्छे |
| ૪૧૩ | ૯ | લક્ષણવળો | લક્ષણવાળો |
| ,, | ૩૦ | पुत्रत्मयो | पुत्रात्मेयो |
| ૪૧૫ | ૩૧ | શબ્દાથ:— | શબ્દાર્થ:— |
| ૪૧૭ | ૧૩ | પુત્રાભાર્યાદિ | પુત્રભાર્યાદિ |
| ૪૧૮ | ૨૯ | सार्वभौमादीहरिण्य | सार्वभौमादि[illegible]रण्य |
| ૪૨૦ | ૧ | तद्दृत्तोर्निर्मलत्वतः ॥ | तद्वृत्तोर्निर्मल[illegible]ः ॥ |
| ૪૨૬ | ૨૫ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૪૨૮ | ૧૦ | કાર્યનુમેયપણું | કાર્યાનુમેયપણું |

| પૃષ્ટાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૨૯ | २९ | विनाशिनि | विनाशिनी |
| ૪૩૦ | १२ | (देशकाल० નું ભાષાંતર આપ્યું નથી.) | |
| ૪૩૧ | १७ | (धात्री નો અર્થ આપ્યો નથી.) | |
| ૪૩૨ | ६ | વિસિષ્ટ | વસિષ્ટ |
| ,, | २१ | शद्बादिभिः | शब्दादिभिः |
| ,, | २२ | આકર | આકાર |
| ,, | २४ | પ્રકારની (વિલક્ષણ)[છે, | પ્રકારની નથી. ( વિલક્ષણ છે ) |
| ૪૩૩ | १२ | विकारातं | विकारांतं |
| ૪૩૪ | १ | ધડો | ધડો |
| ,, | ३२ | वाङ्निष्यपाद्यं | वाङ्निष्पाद्यं |
| ૪૩૯ | १८ | निस्तत्वं | निस्तत्त्वं |
| ૪૩९ | १५ | मृदौ | मृदि |
| ૪૪૦ | २५ | વલિક્ષણ | વિલક્ષણ |
| ૪૪૩ | २९ | रूपाम्यामेव | रूपाभ्यामेव |
| ૪૪૫ | ८ | અમ | એમ |
| ,, | १५ | ॥७३ | ॥ ७३ ॥ |
| ,, | ३३ | (क्षणात् નો અર્થ આપ્યો નથી.) | |
| ૪૪૬ | १६ | बन्हेर्दाह | वन्हेर्दाह |
| ૪૪૭ | १ | नीक्षिते | वीक्षिते |
| ,, | ७ | द्वीक्ष्यतेऽ | द्वीक्ष्यते |
| ૪૪९ | १२ | प्रथक | पृथक |
| ,, | २९ | ત્યાગીને | તજીને |
| ૪૫૨ | ७ | कामायः शरीर | कामाय शरीर |
| ૪૫૪ | १६ | चिन्ता | चिंता |
| ,, | २८ | એક જાતના | ઇષીકા |
| ,, | ३३ | श्रुत्तिनो | श्रुतिनो |
| ૪૫૬ | १५ | सर्वैमानुष्य | सर्वैर्मानुष्य |
| ૪૫૬ | १७ | શબ્દાથઃ— | શબ્દાર્થઃ— |
| ૪૫९ | १९ | तथानादश्चेति | तथानादिश्चेति |
| ૪૬૧ | २६ | વિયપર્યયને | વિપર્યયને |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૬૩ | ૬ | કૃતકૃતત્સતાવડે | કૃતકૃત્યતાવડે |
| ૪૬૫ | ૨ | ઉપાધભૂત | ઉપાધિભૂત |
| ૪૬૭ | ૯ | त स्याचिन्मात्रो | तद्वत्स्याचिन्मात्रो |
| ,, | १० | तथैवोद्भूतिमापुतः | तथैवोद्भूतिमा न्तः |
| ૪૬૮ | ૩૧ | ૦કત | વ્યક્ત |
| ૪૬૯ | ૭ | પૂર્વે | પૂર્વે |
| ,, | ૩૦ | આર્યયર્મમાં | આર્યધર્મમાં |
| ,, | ३१ | बुद्धिनेदं | बुद्धिभेदं |
| ૪૭૦ | १३ | धीवृत्तः | धीवृत्तेः |
| ,, | ૧૫ | ઉદાનસીનપણામાં | ઉદાસીનપણામાં |
| ,, | ૩૧ | અથાત્ | અર્થાત્ |
| ૪૭૧ | १७ | ब्रह्माऽऽनं ने | ब्रह्माऽऽनंदेन |

## ॥ ॐ तत्सत् ॥

### ॥ मंगलाचरणम् ॥

"शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः" ॥१॥

"ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्त्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि" ॥२॥

"यस्य प्रसादादहमेव विष्णु-
र्मय्येव सर्वं परिकल्पितं च ।
इत्थं विजानामि सदाऽऽत्मरूपं
तत्पादपद्मं प्रणतोऽस्मि नित्यम्" ॥३॥

### શિખરિણી.

શ્રુતિસિદ્ધાન્તાર્થોદધિતરણ છે દુસ્તર અતિ,
અશક્તા મારી છે અમરતણી વાણીમહિં મતિ;
ગુરૂ પાદાબ્જો જે સુખદ શુભ નાવિક બળિયા,
લઈ. તેને હોડી, ઉદધિ તરવા પંચદશી આ. ૧

### અનુષ્ટુપ્.

નમું શ્રી ભારતીતીર્થ, શ્રીવિદ્યારણ્યને નમું;
ગુર્જરાર્થે પ્રગટવા, રામકૃષ્ણ વળી નમું. ૨

રામકૃષ્ણ સહાયેથી, કાંઠે કાંઠે કરૂં ગતિ;
બાલવત્ તાગ લેતો હું, વિચરૂં છું યથામતિ. ૩

६३३३

ॐ तत्सत्परमात्मने नमः

श्री

# पंचदशीप्रारंभः

---

## પ્રકરણ ૧ લું.

## તત્ત્વવિવેક.

नमः श्रीशंकरानंदगुरुपादांबुजन्मने ।
सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥
तत्पादांबुरुहद्वंद्वसेवानिर्मलचेतसाम् ।
सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥ २ ॥

**શબ્દાર્થ:—વિલાસ સહિત મહા મોહરૂપ ગ્રાહની નિવૃત્તિ એ જ જેનું મુખ્ય કર્મ છે એવાં શ્રી શંકરાનંદ ગુરૂનાં ચરણકમળને [ મારા ] નમસ્કાર [ હો. ] (૧). તે ( ગુરૂ ) નાં ચરણકમળદ્વંદ્વની સેવાવડે જેનું ચિત્ત નિર્મળ થઇ ગયું છે તેવાને સુખથી જ્ઞાન થાય તેટલા માટે આ તત્ત્વનો વિવેક કરીએ છીએ. ૨.**

**વિવેચન:**—ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિને માટે શ્રી સદ્‌ગુરૂને કે ઇષ્ટ દેવતાને નમસ્કાર કરવાની શ્રેષ્ઠ પુરૂષોની રીતિ છે. આ રીતિને અનુસરી સંપ્રદાયનો વધારો થવા સારૂ તથા જિજ્ઞાસુઓને પોતે રચવા ઇચ્છેલા ગ્રંથમાં પ્રીતિ થવા સારૂ શ્રી **વિદ્યારણ્ય** મહામુની, આ ( પંચદશી ) ગ્રંથના પ્રારંભમાં શ્રી સદ્‌ગુરૂને, અને શ્રી સદ્‌ગુરૂ એ જ ઇષ્ટ દેવતા છે તેમને, આ શ્લોક રચી નમસ્કાર કરે છે. આ મંગળાચરણમાં જ ગ્રંથનો વિષય અને પ્રયોજન પણ સૂચવી આપે છે તે આ પ્રમાણે.—

શં—સુખ+કર—કરનાર. સુખ કરનાર તે શંકર. એ જ સકળ જગતને આનંદ આપનાર પરમાત્મા બ્રહ્મ—છે. एषह्येवानन्दयाति 'એ પરમાત્મા જ આનંદ કરે છે' એમ ભગવતી શ્રુતિ પણ કહે છે. વળી આનંદનો અર્થ અતિશય પ્રેમનું ઠેકાણું છે, તે જ પરમાનંદ પ્રત્યગાત્મા છે, એટલે કે,—શંકર—બ્રહ્મ એ જ આનંદ—પ્રત્યગાત્મા છે. તેને ગ્રંથકર્ત્તા નમસ્કાર કરે છે. શંકરાનંદ ઇષ્ટ દેવતાનું નામ બોલી ગ્રંથકર્ત્તાએ નમસ્કાર કર્યો, તેમાં શ્રી સદ્‌ગુરૂ અને શ્રી પરમગુરૂનો ધ્વનિ નીકળે છે. પોતાના ગુરૂ શ્રી શંકરાનંદ સ્વામી છે તેને, અને શ્રી પરમગુરૂ ભગવાન્ **શંકરાચાર્ય** છે તેમને, શ્રી **વિદ્યારણ્ય** સ્વામી નમસ્કાર કરેછે. આમ પ્રત્યગાત્મા બ્રહ્મની સાથે શ્રી ગુરૂનો અભેદ, એ મનકલ્પિત નથી પણ स दीक्षयाचार्यमूर्त्तिस्थः 'તે બ્રહ્મ દીક્ષાવડે આચાર્યની મૂર્ત્તિમાં રહેલો છે' એ આગમાનુસાર છે. શ્રી સદ્‌ગુરૂ જ શુદ્ધચિત્તવાળા અધિકારી સાધકને દીક્ષાથી માંડીને અજ્ઞાનાદિનો નાશ કરવાનું સામર્થ્ય આપી તેને

પરતત્ત્વ—પ્રત્યગભિન્ન પરમાત્મામાં જુએ છે. આથી કરી બ્રહ્મમાં અને શ્રી સદ્ગુરૂમાં અભેદ છે એમ ગ્રંથકર્ત્તા, શ્રી **શંકરાનંદ** શબ્દવડે સૂચવે છે. અહિંઆં **શ્રી** શબ્દવડે શ્રી સદ્ગુરૂમાં અણિમાદિક ઐશ્વર્યસિદ્ધિનું સામર્થ્ય છે, એમ બતાવ્યું છે; અથવા रातेर्दातु परायणं 'ધન આપનારની તે પરમગતિ છે' એ શ્રુતિના અર્થ પ્રમાણે શ્રી—લક્ષ્મીયુક્ત **શ્રી સદ્ગુરૂ** છે, કે જે પોતાના ભક્તને તેમનાં કર્મફળના ભોગ આપવામાં સામર્થ્યવાળા છે એમ સૂચવ્યું છે. શ્રી **શંકરાનંદ** શબ્દવડે શ્રી સદ્ગુરૂની અને પરમાત્માની એકતા બતાવી છે તેમ જ શંકર અને આનંદ એ બંને *સમાનાધિકરણ શબ્દવડે આ ગ્રંથનો વિષય-જીવ બ્રહ્મની એકતા—બતાવ્યો છે.

પહેલા શ્લોકના ઉત્તરાર્દ્ધવડે આ ગ્રંથનું પ્રયોજન જણાવ્યું છે, માટે ઉત્તરાર્દ્ધના દરેક શબ્દને આપણે તપાસી જઈએ. વિલાસ એટલે વ્યષ્ટિસમષ્ટિ-સ્થૂળસૂક્ષ્મ પ્રપંચરૂપ સમગ્ર કાર્યનો સમૂહ. અને એ સમૂહ યુક્ત તે સવિલાસ એવો મહામોહ એટલે મૂળનું અજ્ઞાન. આ મૂળનું અજ્ઞાન મોટા મગરની પેઠે પોતાને વશ થએલા પ્રાણીને અતિશય દુઃખનું કારણ છે, માટે તેની ( ગ્રાસ ) નિવૃત્તિ એ જ કૈવલ્યસુખની પ્રાપ્તિ છે. આ કૈવલ્યસુખની પ્રાપ્તિ ગુરૂચરણપ્રસાદથી મળી શકે છે, માટે ઉત્તરાર્દ્ધમાં ગ્રંથકર્ત્તા કૈવલ્યસુખની પ્રાપ્તિ કરવાનું મુખ્ય કર્મ જેનું છે એવા શ્રી ગુરૂચરણને નમસ્કાર કરી આ ગ્રંથનું પ્રયોજન બતાવી આપે છે.

બીજા શ્લોકથી ગ્રંથના અવાંતર પ્રયોજનની સાથે ગ્રથારંભની પ્રતિજ્ઞા કરી અધિકારીનું દિગ્દર્શન કરી બતાવે છે. સ્તુતિનમસ્કારાદિવડે સર્વ કર્મ નિષ્કામવૃત્તિથી કરી શ્રી સદ્ગુરૂ—ઈશ્વર—ને સમર્પણ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે અને એમ ચિત્તસુદ્ધિ થયા પછી તત્ત્વજ્ઞાનનો અધિકાર મળે છે. આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં એમ જ સૂચવ્યું છે. શ્રી ગુરૂસેવાથી ચિત્તશુદ્ધિવાળા અધિકારી-જનોને અનાયાશે—થોડા જ શ્રમથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવા સારૂ અનારોપિત સ્વરૂપ એવા અને જેનો મહાવાક્યોવડે અપરોક્ષ અનુભવ થાય છે એવા તત્ત્વનું આરોપિત પંચકોશરૂપ જગતથી વિવેચન કરવાની ગ્રંથકર્ત્તા પ્રતિજ્ઞા કરે છે. ૧—૨.

## ૧. યુક્તિવડે જીવ બ્રહ્મની એકતાનું પ્રતિપાદન. ૩—૪૨

### ૧ નિત્ય ને સ્વયંપ્રકાશ જ્ઞાનનો સર્વત્ર અભેદ અને તેના વિષયોનો ભેદ. ૩—૭.

**शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् ।**
**ततो विभक्ता तत्संविदैक्यरूप्यान्न भिद्यते ॥ ३ ॥**

**શબ્દાર્થ:—શબ્દ સ્પર્શ આદિ ( ઈંદ્રિયોના વિષયો ) [ તેઓના ] વિચિત્રપણાથી જાગ્રદવસ્થામાં જૂદા જૂદા જાણવા યોગ્ય છે, [ પણ ] તેથી જૂદું તે [ વિષય ]નું જ્ઞાન, [ તેના ] એકરૂપપણાથી જૂદું થતું નથી. ૩**

* ભિન્ન અર્થ જણાવનારા શબ્દો જ્યારે એક અર્થમાં જોડાય ત્યારે તેઓ સમાનાધિકરણ કહેવાય છે.

**વિવેચનઃ**—જીવબ્રહ્મની એકતારૂપ આ ગ્રંથના વિષયની *સંભાવનાને માટે જેમ **બ્રહ્મ સત્યજ્ઞાનસ્વરૂપ** છે, તેમ જીવ પણ સત્યજ્ઞાનસ્વરૂપ છે એમ બતાવવું જોઇએ; પણ તે બતાવતાં પહેલાં આ ત્રીજા શ્લોકવડે જ્ઞાનનો અભેદ પ્રતિપાદન કરીને તેનું નિત્યપણું છે, તે સ્પષ્ટ વ્યવહારવાળી [1]જાગ્રદવસ્થામાં કર્ત્તા પ્રથમ સિદ્ધ કરી બતાવે છે.—

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ ગુણોના આધારભૂત એવાં આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી ઇત્યાદિ દ્રવ્યો છે. આ દ્રવ્યો જ વિલક્ષણ ધર્મવાળાં હોવાથી પરસ્પર ભિન્ન છે અને તેથી તેમના એ ગુણો પણ પરસ્પર ભિન્ન છે; તથાપિ એ ગુણોનું જાણવું કે ગુણોનું જ્ઞાન, તે ગુણોથી ભિન્ન છતાં પણ જૂદું જૂદું જણાતું નથી. તે તો આકાશની પેઠે એક જ્ઞાન, જ્ઞાન ને જ્ઞાન, એ રૂપે જ ભાસમાન થાય છે. શબ્દ, સ્પર્શ આદિક ગુણો જ પરસ્પર ભિન્ન છે એમ નહિ પણ ઉપાધિભેદે કરીને ઘણા શબ્દો અને ઘણા સ્પર્શો પોતે એક જાતિના છતાં ભિન્ન છે, પણ એ સઘળાઓનું જ્ઞાન, સદા જ્ઞાનરૂપે જ ભાસે છે. અત્ર વિવાદનો વિષય જ્ઞાન છે, તે સ્વભાવસિદ્ધ ભેદ વગરનું છે; કેમકે ઉપાધિવગર તે આકાશની પેઠે સદા એકરૂપે જ ભાસે છે એટલે કે, આકાશ નિર્વિકારી છતાં ઘડામાં ઘડા જેવું, ઢોલમાં ઢોલ જેવું, અને મઠમાં મઠ જેવું કલ્પાય છે, તે તેની તેવી તેવી ઉપાધિને લીધે છે પણ વસ્તુતઃ નથી. તેમ આકાશાદિ વિલક્ષણ ધર્મવાળા આશ્રયને લઇને કે વિલક્ષણ ઉપાધિને લઇને શબ્દસ્પર્શના જ્ઞાનમાં કે શબ્દે શબ્દના જ્ઞાનમાં ભેદ કલ્પાય છે પણ સ્વતઃ તે ભેદ નથી. વાસ્તવ ભેદની કલ્પનામાં [2]ગૌરવરૂપ દોષ આવે છે. ૩

**तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम् ।**
**तद्भेदोऽतस्तयोः संविदेकरूपा न भिद्यते ॥ ४ ॥**

**શબ્દાર્થઃ—તેમ સ્વપ્નમાં. અહીં ( સ્વપ્નમાં ) શબ્દસ્પર્શાદિ વિષયો સ્થિર નથી [ પણ ] જાગ્રતમાં સ્થિર [ છે. ] આથી [ જ ] તેઓનો ભેદ [ છે. ] તે ( જાગ્રત્સ્વપ્ન )નું જ્ઞાન એકરૂપ [ હોઈ ] જૂદું થતું નથી. ૪.**

**વિવેચનઃ**—જાગ્રદવસ્થાનો ન્યાય સ્વપ્નાવસ્થામાં પણ તેવોજ છે એમ બતાવે છે. જાગ્રદવસ્થામાં પોતપોતાના વિચિત્રપણાથી વિષયો ભિન્ન છે પણ તેનું જ્ઞાન ભિન્ન નથી. તેમ જ સ્વપ્નાવસ્થામાં પણ પોતપોતાના વિચિત્રપણાથી વિષયો ભિન્ન છે. તેનું જ્ઞાન ભિન્ન નથી. જ્યારે બંને અવસ્થામાં વિષયોનું પૃથક્પણું છતાં જ્ઞાન ભિન્ન નથી ત્યારે અવસ્થાઓના નામનો ભેદ શા માટે હોવો જોઇએ એમ કોઇને શંકા થાય, તો ગ્રંથકર્ત્તા પોતે જ એનો ભેદ બતાવે છે. સ્વપ્નાવસ્થામાં જણાઇ આવતા અને ભોગવાતા તમામ વિષયો

* સિદ્ધ કરી બતાવાને માટે. ૧ જે અવસ્થામાં ઇંદ્રિયોવડે પોતપોતાના અર્થ—વિષય—નું **જ્ઞાન થાય તે** અવસ્થા જાગ્રત્ કહેવાય છે.

૨ જ્યાં થોડાથી ચાલતું હોય ત્યાં ઝાઝુ વાપરવું તે ગૌરવદોષ. ગામ જવાનો સીધો **રસ્તો હોય** તે છોડી વાંકે માર્ગે જવું. સેહેલી રીતે દાખલો થતો હોય છતાં લાંબીને મુશ્કેલી **ભરેલી રીતે** દાખલો ગણવો તે ગૌરવદોષ.

માત્ર [1]પ્રાતિભાસિક શરીરરૂપે છે. તેઓ તે જ સ્વપ્નામાં દેખાય છે: ફરી દેખાતા નથી એટલે અસ્થિર છે: પણ જાગ્રદવસ્થામાં દેખાતા—ભોગવાતા વિષયો કાળાંતરમાં પણ પાછા દેખાઇ આવે છે એટલે તેઓ સ્થિર છે. આમ એ અવસ્થાઓમાં વિષયોનું અસ્થિરત્વ અને સ્થિરત્વ છે માટે તેઓનો ભેદ રાખવામાં આવેલ છે. હવે જો અવસ્થાઓનો ભેદ છે તો તેમાં થતા જ્ઞાનનો પણ ભેદ હોવો જોઇએ પણ તે નથી, કેમકે ભેદનું કાંઈ પ્રમાણ નથી. ૪.

सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत् स्मृतिः ।
सा चावबुद्धविषयाऽवबुद्धं तत्तदा तमः ॥ ५ ॥
स बोधो विषयाद् भिन्नो न बोधात् स्वप्नबोधवत् ।
एवं स्थात्रयेऽप्येका संवित् तद्वद् दिनान्तरे ॥ ६ ॥
मासाब्दयुगकल्पेषु गताऽगम्येष्वनेकधा ।
नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ ७ ॥

શબ્દાર્થ:—**ઊંઘી ઉઠેલાને સુષુપ્તિમાં થએલા અજ્ઞાનનો બોધ થાય છે, [તે] સ્મૃતિ [છે] અને તે (સ્મૃતિ) અનુભવ કરેલા વિષયની [છે]. તેટલા માટે તે (સુષુપ્તિ) નું અજ્ઞાન [પણ] અનુભવેલું [છે] (૫). તે બોધ [તેના] વિષયથી ભિન્ન [છે, પણ] સ્વપ્નના બોધની પેઠે જ્ઞાનથી [ભિન્ન] નથી. એ પ્રમાણે ત્રણે અવસ્થામાં પણ જ્ઞાન એક [છે] તેમ જ બીજા દિવસમાં (૬), અનેક પ્રકારે ગએલા અને આવતા મહિના, વર્ષ, યુગ અને કલ્પમાં જ્ઞાન એક [જ છે.] જ્ઞાન ઉદય પામતું નથી, અસ્ત પામતું નથી. એ (જ્ઞાન) સ્વપ્રકાશરૂપ [છે.] ૭.**

**વિવેચન:**—પાછળ જાગ્રત્ અને સ્વપ્ન એ બંને અવસ્થામાં જ્ઞાન એકરૂપ છે–એક જ છે એમ બતાવ્યું છે. આ બે અવસ્થા સિવાય ત્રીજી સુષુપ્તિ અવસ્થા છે તેમાં પણ જ્ઞાન છે, અને તે જ્ઞાન પણ જાગ્રત્ સ્વપ્નથી જૂદું નથી એમ બતાવવાને આ ત્રણ શ્લોકો કહ્યા છે.

આપણે ગાઢ નિદ્રામાં હોઇએ તે વખતે બહાર કાંઈ તમાસો થાય અગર તો આપણે માટે કોઈ શહ જોઇને આવી બેશી રહ્યું હોય એટલામાં આપણે જાગી ઉઠીએ એટલે કહીએ કે, ભાઈ[ 'મેં કાંઈ જાણ્યું નહિ' આપણું આ બોલવું સુષુપ્તિનું અજ્ઞાન છે, અને એ અજ્ઞાનનું આપણને જ્ઞાન છે. આ જ્ઞાન કાંઈ અનુભવ નથી; કેમકે અનુભવનું કારણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન કે શબ્દ પ્રમાણ છે તે સુષુપ્તિમાં નથી. આથી કરીને સુષુપ્તિમાં થએલો અજ્ઞાનનો બોધ સ્મૃતિ છે. વ્યવહાર એમ બતાવે છે કે સ્મૃતિ અનુભવેલા વિષયની હોય છે. શાસ્ત્ર પણ अनुभूतविषयासंप्रमोषस्मृतिः એમ કહે છે, ત્યારે આ અજ્ઞાનના બોધરૂપ સ્મૃતિ કોઈ અનુભવેલી છે, એટલે સુષુપ્તિનો તમોબોધ અનુભવેલો છે—તે જ્ઞાન છે. 'તે મારી મા છે' એમ પરદેશ ગએલો માણસ કહેછે તે માતું જ્ઞાન છે તો જ કહેછે, નહિતો કહેવાય નહિ; તેમ 'મેં કાંઈ જાણ્યું નહિ' એમ કહેવું એ પણ અનુભવેલી

---

[1] સ્વપ્નમાં દેખાતા પદાર્થો, ઝાંઝવાના જેવું માત્ર દેખાતું પણ ખોટું તે પ્રાતિભાસિક.

વાતની સ્મૃતિ છે—જ્ઞાન છે. જેમ ઘડો અને ઘડાનું જ્ઞાન બંને પરસ્પર ભિન્ન છે, તેમ 'મેં સુષુપ્તિમાં કાંઈ જાણ્યું નહિ' એમ જાગ્રદવસ્થામાં આપણે કહીએ છીએ તે કહેવા રૂપ જ્ઞાન, તે જ્ઞાનના વિષય—સુષુપ્તિના અજ્ઞાન—થી ભિન્ન છે; પણ જેમ જાગ્રદવસ્થાનું જ્ઞાન સ્વપ્નાવસ્થાના જ્ઞાનથી જૂદું નથી તેમ આ સુષુપ્તિનું જ્ઞાન પણ જાગ્રત્સ્વપ્નના જ્ઞાનથી જૂદું નથી. તે એક જ છે. એક જ દિવસમાં વર્તતી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં જ્ઞાન એક જ છે, તેમ કોઇ આગળ પાછળના બીજા દિવસમાં, માસમાં, વર્ષમાં, કૃતાદિ યુગમાં ને વારાહાદિ કલ્પમાં થતું કે થએલું જ્ઞાન સર્વદા એક જ છે—તેના ભેદ કલ્પવામાં કાંઇ પ્રમાણ નથી. જ્ઞાન એક જ છે, તેથી તે ઉત્પન્ન થતું નથી. તે નિત્ય છે, કેમકે તેનો નાશ થતો નથી. જો જ્ઞાનની ઉત્પત્તિ અને નાશ માનીએ તો તે ઉત્પત્તિ—નાશનો કોઈ સાક્ષી માનવો પડે; પણ જ્ઞાન એક છે માટે તેની ઉત્પત્તિ અને નાશ અસાક્ષિક ઠરે છે. કોઇ કહે કે જ્ઞાન, જ્ઞાનના ઉત્પત્તિનાશનો સાક્ષી કેમ ન હોઇ શકે? ન જ હોઇ શકે; કેમકે આપણે આપણાં ઉત્પત્તિ નાશ જોઇ શકતા નથી. વળી પોતે પોતાની ખાંધે બેસાય નહિ. અર્થાત્ જ્ઞાનનાં ઉત્પત્તિ નાશ નથી. તે તો છે,-છે,—ને છે જ એમ સિદ્ધ થાય છે. અહિંઆં એક શંકા થાય છે; તે એ કે, જો બીજા જ્ઞાનનો અભાવ છે તો ગ્રાહક (ગ્રહણ કરનાર સાક્ષી)નો પણ અભાવ થાય છે, અને એમ ગ્રાહકનો અભાવ હોવાથી જ્ઞાનનું ભાન થતું નથી—તેનું અભાન (અપ્રતીતિ) થાય છે. જ્ઞાનની અપ્રતીતિ એટલે જગતની પણ અપ્રતીતિ—જગદાંધ્ય પ્રસંગ આવીને ઉભો રહે છે. આ શંકાના સમાધાનને માટે જ મૂળ શ્લોકમાં કર્તાએ 'આ જ્ઞાન સ્વયંપ્રભ છે' એમ બતાવ્યું છે. *ઘટપટાદિ પદાર્થો જ્ઞાનનો વિષય હોઇ તેઓ અપરોક્ષ (પ્રત્યક્ષ) થાય છે પણ જ્યાં સુધી તે જ્ઞાનનો વિષય થયા નથી ત્યાંસુધી તે પરોક્ષ (અપ્રત્યક્ષ) રહે છે, તેમ જ્ઞાનનો સાક્ષી (બીજું જ્ઞાન) નહિ હોવાથી, જ્ઞાન કોઇ અન્ય જ્ઞાનનો વિષય ન હોવાથી તે પરોક્ષ છે—અપરોક્ષ નથી એમ સમજવું નહિ. જ્ઞાન સર્વદા અવેદ્ય છતાં અપરોક્ષ સિદ્ધ જ છે. કોઇ વળી એમ કહેવા માગે છે કે 'જ્ઞાન સ્વસંવેદ્ય છે—જ્ઞાન પોતે જ્ઞાનને (પોતાને) જુએ છે' પણ આ ધારણામાં કર્તૃકર્મનો વિરોધ આવે છે એટલે,—કર્તા પણ જ્ઞાન અને કર્મ પણ જ્ઞાન થાય છે. જો જ્ઞાનને પરવેદ્ય (બીજાથી જાણવા યોગ્ય) માનીએ તો [1]અનવસ્થા દોષ આવે છે, આમ હોવાથી જ્ઞાન સ્વપ્રકાશ હોઇ સર્વને પ્રકાશ કરેછે એ સંભવિત લાગે છે ને તેથી જગદાંધ્ય પ્રસંગ વૃથા થાય છે. ૫-૭

**૨ જ્ઞાન એ જ આત્મા. અને આત્મા પરમાનન્દ છે. ૮—૨૪**

**इयमात्मा परानन्दः परप्रेमास्पदं यतः ।**
**मा न भूवं हि भूयासमिति प्रेमाऽऽत्मनीक्ष्यते ॥८॥**

**શબ્દાર્થ:—આ (જ્ઞાન) આત્મા [છે. તે આત્મા] અત્યન્ત સુખરૂપ [છે,] જેથી [તે] અત્યંત પ્રેમનું સ્થાન—વિષય [છે] કેમકે [સૌનો] 'હું ન હોઉં' એમ નહિ [પણ] 'સદા હોઉં' [એમ પોતાના] આત્મામાં પ્રેમ દેખાય છે. ૮.**

*આવા દૃષ્ટાંતને વ્યતિરેકી દૃષ્ટાંત કહે છે. [1] એક જ્ઞાનને જાણનાર બીજું જ્ઞાન, બીજાને જાણનાર ત્રીજું એમ છેલ્લું ઠેકાણું આવે જ નહિ તે અનવસ્થા દોષ કહેવાય છે.

**વિવેચનઃ—**આગળ બતાવ્યા પ્રમાણે જ્ઞાન એ જ નિત્ય અને સ્વપ્રકાશરૂપ છે. સર્વ અવસ્થામાં અને સઘળે ઠેકાણે જ્ઞાન જ છે. એ જ્ઞાન જ આત્મા છે; કેમકે આત્મા નિત્ય અને સ્વપ્રકાશરૂપ છે. જે પદાર્થ નિત્ય અને સ્વપ્રકાશરૂપ નથી તે કદાપિ આત્મા નથી. સઘળી ચીજો—ઘડો, લુગડું, લાકડું ઇત્યાદિ અનિત્ય છે–હમેશ ટકે એવાં નથી; વળી તે બીજાના પ્રકાશથી પ્રકાશે છે, માટે તે આત્મા નથી. પાછળ બતાવ્યું તેમ જ્ઞાન—આત્મા અવિનાશી એટલે નિત્ય અને સ્વપ્રકાશરૂપ છે. આત્મા નિત્ય છે માટે તે સત્ય છે. જે પદાર્થ નિત્ય નથી તે સત્ય નથી અને જે નિત્ય છે તે સત્ય છે. **વાચસ્પતિમિશ્ર** નામના આચાર્ય એમ જ કહે છે. 'નિત્ય તે સત્ય અને સત્ય તે નિત્ય' સત્ય કહો કે નિત્ય કહો એ એક જ છે. આત્મા સત્ય અને સ્વપ્રકાશરૂપ છે એટલું જ નહિ પણ તે અત્યન્ત સુખરૂપ છે; કેમકે તે નિરૂપાધિક અને નિરતિશય સુખનું આસ્પદ (સ્થાન) છે. વ્યવહારનાં સુખો બધાં ઉપાધિયુક્ત હોઈ અલ્પ છે. આત્મામાં ઉપાધિ નથી માટે તેનું સુખ પણ અત્યન્ત છે. આત્મા તો સર્વોત્કૃષ્ટ પ્રેમનો વિષય છે. વિષયજન્ય સુખો ભોગવતાં સુધીમાં સુખરૂપ ભાસે છે ને પાછળ નીરસ લાગી દુઃખરૂપ થાય છે, પણ આત્મિક સુખ તેવું નથી. એ તો સદા સર્વોત્કૃષ્ટ સુખ જ છે. આત્મા જો પરમ સુખનો જ વિષય છે તો તેનો ધિક્કાર થવો જોઇએ નહિ, પણ વ્યવહારમાં એમ જોવામાં આવે છે. ઘણા માણસો બોલે છે કે 'મને ધિઃકાર છે' આથી તો આત્મા પ્રેમરૂપ પણ નથી મનાતો તો પરપ્રેમરૂપ તો મનાય જ કેમ? આ શંકા ઉપર ઉપરની છે. કેવળ સુખી જેને લેશ પણ દુઃખ નથી એવો જણાતો માણસ પોતાના કોઇપણ દુઃખ સંયોગથી જ પોતાનો ધિઃકાર કરે છે; સ્વભાવસિદ્ધ કરતો નથી. *દુઃખાભાસ થાય નહિ તો જે સ્થિતિમાં દુઃખનો સ્પર્શ નથી તે સ્થિતિ ઉપર માણસ તિરસ્કાર કરતો નથી. વ્યવહારમાં પોતાની ગમે તેવી સ્થિતિ હોય છતાં પણ પ્રત્યેક માણસ પોતે પોતાને હોય એમ જ ઇચ્છે છે. 'હું ન હોઉં' એમ કોઈ ઇચ્છતો નથી; કોઈ પ્રાણી પણ એમ ઇચ્છતો નથી; આથી આત્મામાં જ સર્વ પ્રાણી માત્રનો પ્રેમ છે ને તેથી આત્મા જ પરમ પ્રેમનું સ્થાન છે એમ સિદ્ધ છે. ૮.

એ સિદ્ધતા વળી નીચેના શ્લોકથી પણ સ્પષ્ટ કરી બતાવવામાં આવે છે.—

**यत्प्रेमात्मार्थमन्यत्र नैवमन्यार्थमात्मनि ।**
**अतस्तत्परमं तेन परमाऽऽनन्दताऽऽत्मनः ॥ ९ ॥**

---

***આત્મા જોકે સ્વભાવથી દુઃખ સંબંધ વગરનો છે તોપણ દેહાદિક ઉપાધિના યોગથી તેમાં દુઃખની પ્રતીતિ થાય છે. દુઃખના નિમિત્તને લઇને દેહાદિ ઉપાધિમાં દ્વેષ થાય છે. ને તેના અધ્યાસથી આત્મામાં પણ દ્વેષની પ્રતીતિ થાય છે. સ્વભાવસિદ્ધ થતી નથી. ખટાશમાં મીઠું નાખવાથી જેમ ખટાશ તિરોધાન પામે તેમ આત્માના પ્રેમ સ્વભાવનું ઉપાધિથી તિરોધાન થાય છે.**

**શબ્દાર્થ:-બીજાઓમાં જે પ્રેમ [ છે તે ] આત્માને માટે [છે, પણ] આત્મામાં [જે પ્રેમ છે, તે ]* બીજાને માટે નથી જ; એટલા માટે તે [ આત્મગત પ્રેમ] ઉત્કૃષ્ટ [છે, ને] તેથી [જ] આત્માની પરમાનંદતા [છે[. ૯**

• **વિવેચન:**—આત્માને પ્રેમનો વિષય ગણી શકાય પણ એને પરપ્રેમનો વિષય ગણવામાં કાંઇ પ્રમાણ નથી, આથી કરીને આત્મગત પ્રેમને **પર** વિશેષણ લગાડવામાં આવેલ છે તે અસિદ્ધ છે; આવી શંકાના સમાધાનને માટે આ શ્લોક છે. આપણે આગળ કહી ગયા છીએ કે સૌ કોઇ પ્રાણી પોતે પોતાને ચહાય છે અને એ ચાહના આત્માના પરપ્રેમની નિશાની છે; પરંતુ આમાં એક બીજો વિચાર જોડાય છે. મનુષ્ય પોતે પોતાને જ ચાહતો નથી. સ્ત્રી, પુત્ર, ધન, માતાપિતા વગેરેને ચહાય છે. આ ચહાવું એ કાંઇ સ્ત્રી, પુત્ર, વગેરેને માટે નથી. જરા ઉંડા ઉતરી વિચાર કરીએ તો સ્ત્રી, પુત્ર, ધનાદિથી માણસને સુખ થાય છે, એટલે એ સઘળાં માણસના સુખનાં સાધન છે, માટે માણસ તેને ચહાય છે. એમ જણાય છે. કદાચ સ્ત્રી, પુત્ર વગેરે માણસને અપકારક જણાય તો તરત તેના પરની ચાહના છૂટી જાય છે; આથી એમ જણાય છે કે કોઇ પણ માણસ, સ્ત્રી વગેરેને ચહાય છે તે પોતાના સુખને માટે જ ચહાય છે, પણ તેમને માટે ચહાતો નથી. ચંડાળ કર્મ કરનારી સ્ત્રીઓ તરફ દયાની લાગણીથી સુધરેલી પ્રજા જોય છે; ' છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહિ ' એ કહેવત જગત્ પ્રસિદ્ધ છે; આમાં જોનાર સમજનારનું પોતાનું સુખ તો બાજુ ઉપર જ મેલાયું છે એમ આપણને લાગે છે, પણ તેમ નથી. અભાગણી ચંડાળ કર્મ કરનારી સ્ત્રીઓ તરફ અને ધર્મહીન કે દુષ્ટ છોકરાં તરફ દયાની લાગણી રાખવી એ ' મારો ધર્મ છે, એ મારી શોભા છે, એ મારી કીર્ત્તિ છે. એમ સ્વાત્મબુદ્ધિનો ભાસ થવાથી જ માણસ તેમ કરે છે. અર્થાત્ આત્માના પ્રેમને માટે જ તે તરફ દયા—પ્રેમથી જુએ છે પણ તેમને માટે કોઇ જોતા નથી, આથી આત્મા જ સઘળા પ્રેમનું સ્થાન છે એમ સમજાય છે. સમગ્ર જળપ્રવાહનું વલણ સમુદ્ર તરફ હોવાથી સમુદ્ર જેમ 'અંબુનિધિ' કહેવાય છે તેમ સઘળા પ્રેમનું વલણ આત્મા તરફ—આત્માને માટે હોવાથી આત્મા પ્રેમનો નિધિ—પ્રેમનું આસ્પદ કહેવાય છે—છે. સ્ત્રી પુત્રાદિકોમાં મનાતો પ્રેમ આત્માને માટે છે પણ આત્મામાં અનુભવાતો પ્રેમ સ્ત્રી પુત્રાદિકોને માટે કે કોઇ બીજાને માટે છે એમ અનુભવાતું નથી. આત્મગત પ્રેમ સ્વભાવ સિદ્ધ છે. તે આત્માને જ માટે છે, અને નિરૂપાધિક છે. સોપાધિક પ્રેમ, તેની ઉપાધિનું રૂપ બદલાતાં કે ઉપાધિ નાશ પામતાં નાશ પામી ક્ષણિક ભાસે છે. આત્મામાં ઉપાધિ નથી એટલે તેને રૂપાન્તર થવાનું કે નાશ પામવાનું સંભવતું નથી. આત્મગત પ્રેમ વિકાર પામતો નથી તેમ જ નાશ પામતો નથી માટે તે નિરતિશય છે. આત્મિક પ્રેમની નિરતિશયતા તે જ પરમાનન્દતા—એ જ આત્માનું નિરતિશય સુખરૂપત્વ છે. ૯

**इत्थं सच्चित्परानन्द आत्मा युक्त्या तथाविधम् ।**
**परं ब्रह्म तयोश्चैक्यं श्रुत्यन्तेषूपदिश्यते ॥१०॥**

**શબ્દાર્થ:—એ પ્રકારે યુક્તિવડે આત્મા સત્ચિત્ પરાનન્દરૂપ [સિદ્ધ થયો.**

* આગળ ૧૨૮૨ મા શ્લોક નીચેનું ટિપણ જુઓ.

**વળી] તે પ્રમાણે [તે] પરબ્રહ્મ [છે એમ તથા] તે—બે ( આત્મા અને બ્રહ્મ )ની એકતા ઉપનિષદોમાં [પણ] પ્રતિપાદન કરાય છે—કરેલી છે. ૧૦.**

**વિવેચનઃ—**પાછળ પ્રતિપાદન કરેલી વાતને સંક્ષેપથી કહી બતાવે છે. ' શબ્દસ્પર્શાદિક ' ઇત્યાદિ ત્રીજા શ્લોકથી સાતમા શ્લોક સુધીમાં જ્ઞાન, નિત્ય સત્ય છે એમ સિદ્ધ કરી બતાવ્યું. અને આઠમા શ્લોકમાં ' એ જ્ઞાન જ આત્મા છે ' અર્થાત્ સદા સર્વત્ર સ્વપ્રકાશક એકરૂપ એવું જ્ઞાન—ચેતન એ જ આત્મા છે એમ બતાવી આત્મા સત્‌ચિત્‌રૂપ છે એમ સિદ્ધ કર્યું. વળી આઠમા જ શ્લોકમાં ' **પરાનન્દ** ' શબ્દ વાપરી આત્માની પરમાનન્દતા સિદ્ધ કરી છે. મહા વાક્યોમાં त्वं પદનો અર્થ જણાવનાર આત્મા આવી રીતે સચ્ચિદાનંદરૂપ છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે. આ સિદ્ધતા યુક્તિવડે સ્થાપિત કરેલી છે, પણ જ્યાં સુધી તેને શ્રુતિનો આધાર બતાવવામાં આવે નહિ ત્યાં સુધી તે અપ્રમાણ ગણાય. ગ્રંથકર્તા ' तथाविध ' શબ્દ વાપરી તેની પ્રમાણતા બતાવે છે એટલે કે યુક્તિવડે આત્મા સત્‌ચિત્‌આનંદરૂપ છે, તે જ ઉપનિષદોમાં **સચ્ચિદાનંદ** તથા તે જ **પરબ્રહ્મ** છે એમ કહેલું છે. જ્યારે સચ્ચિદાનંદ આત્મા, મહા વાક્યના तत् પદનો અર્થ જણાવનાર પરબ્રહ્મ છે ત્યારે તો તેઓનો અભેદ પણ વેદાન્તમાં બતાવેલો હોવો જોઇએ. તે બતાવવા માટે ' તે બેની એકતા પણ ઉપનિષદોમાં કહેલી છે ' એમ ગ્રંથકર્તા કહે છે. એટલે યુક્તિવડે બતાવેલ સચ્ચિદાનંદ આત્માની વેદાન્તમાં નિર્વિષયતા નથી એમ બતાવે છે. ૧૦.

**अभाने न परं प्रेम भाने न विषये स्पृहा ।**
**अतो भानेऽप्यभाताऽसौ परमानन्दतात्मनः ॥ ११ ॥**

**શબ્દાર્થઃ—[આત્માની પરમાનન્દતાના]અભાનમાં(અભાન હોય તો)નિરતિશય પ્રેમ થાય નહિ, ]અને જો] ભાન થતું હોય તો વિષયમાં ઇચ્છા થાય નહિ, એટલા માટે આત્માની આ પરમાનન્દતા, [તેનું] ભાન થયાં છતાં પણ નહિ ભાસેલી [ છે ]. ૧૧.**

**વિવેચનઃ—**આત્માના પરમાનન્દરૂપમાં વાદી બે પ્રકારે આક્ષેપ કરે છે એટલે કે આત્માનું પરમાનન્દરૂપ આપણને ભાસમાન થાય છે અથવા નથી થતું ? જો ભાસતું ન હોય તો પછી તેમાં પરમસ્નેહ થવો સંભવતો નથી; કેમકે વિષયના સૌંદર્યના જ્ઞાનથી જ સ્નેહની ઉત્પત્તિ ઘટે છે. જો ભાન થાય છે એમ કહેતા હો તો; ઇંદ્રિયોના વિષયમાં, સુખનાં સાધન અલંકારાદિમાં, અને તેનાથી ઉત્પન્ન થતા સુખમાં સર્વ પ્રાણી માત્રની ઇચ્છા જોવામાં આવે છે તે ન હોવી જોઇએ; કેમકે આત્માનું ભાન થયું એટલે નિરતિશયાનન્દની પ્રાપ્તિ થઇ ગઇ તો પછી ક્ષણિક સાધનના પરતંત્રતાદિક દોષવાળા વિષયસુખમાં ઇચ્છા થાય જ નહિ. આમ બંને વિકલ્પ પક્ષનો વિચાર કરતાં આત્માની પરમાનન્દતા યોગ્ય ભાસતી નથી. વાદીની બંને શંકાઓ ખરી છે. આત્માનું ભાન થાય છે અથવા અભાન થાય છે એમ કહીએ તો કોઇ પણ એમાંનો એક દોષ આવે, પણ આ બંનેથી એટલે ભાનાભાનથી કોઇ ત્રીજો રસ્તો સમજાય છે. તે એ કે આત્માની પરમાનન્દતાનું જોકે ભાન

થાય છે તોપણ તે ભાન નથી. આત્માનું ભાન થાય છે અને નથી થતું. ૧૧.

વાદી આ બોલમાં પણ શંકા કરે એવું છે. થવું અને ન થવું એ બંને વિરોધી પરિણામ સાથે કેમ હોઈ શકે? એતો અજવાળુંઅંધારૂં સાથે રહ્યું એમ કહેવા બરોબર છે. સિદ્ધાન્તી નીચેના શ્લોકમાં દૃષ્ટાંત આપી તેનો પરિહાર ( ખુલાસો ) કરે છે.—

अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।
भानेऽप्यभानं भानस्य प्रतिबंधेन युज्यते ॥ १२ ॥

**શબ્દાર્થઃ—વેદપાઠીના સમૂહમાં રહેનાર પુત્રના ભણવાના અવાજની પેઠે ભાનનું ભાન થયા છતાં પણ પ્રતિબંધવડે અભાન [સંભવે છે]. ૧૨.**

**વિવેચનઃ**—ભાન અને અભાન બંને પરસ્પર વિરોધી છે. એક હોય તો બીજું ન હોય. કોઇ પણ સ્થળે આવું વિરોધી તત્ત્વ એકી કાળે એકઠું રહેલું જોવામાં આવ્યું નથી, અથવા તો એમ જોડાવું સંભવ રહિત છે. આવા બે વિકલ્પો સિદ્ધાન્તીની ઉક્તિમાં કલ્પી શકાય છે. પહેલા વિકલ્પનું સમાધાન કર્ત્તા દૃષ્ટાન્તથી આપે છે; એટલે કે ઘણા વેદપાઠીઓના સમૂહમાં પોતાના પુત્રને વેદપાઠ કરવા પિતાએ ગુરૂઘેર રાખેલ છે. પુત્ર કેવું અને કેટલું ભણ્યો, અગર કેમ ભણે છે, તે જોવા સારૂ પિતા વેદશાળામાં જાય છે. શાળામાં બેઠા બેઠા ઘણા વિદ્યાર્થીઓ વેદનો પાઠ કરે છે; તેમાં પોતાના પુત્રનો પણ અવાજ છે, એમ બહાર રહેલો પિતા સામાન્યપણે જાણે છે, તથાપિ ઘણા અવાજોના સમૂહને લીધે તે પોતાના પુત્રનો વિશેષ્ય અવાજ જાણી શકતો નથી. આ દૃષ્ટાન્તમાં પુત્રનો અવાજ જાણે છે, પણ તે જેમ નહિ જાણ્યા સરખો છે; તેમ આત્માનું ભાન થાય છે, તેપણ નહિ થયા જેવું છે. દૃષ્ટાન્તમાં વિરોધી તત્ત્વ એકીકાળે એકઠાં જોવાય છે, તેમ *દાર્ષ્ટાન્તિકમાં પણ ભાનાભાન એકી વખતે જોવાય છે. વળી પ્રતિબંધના યોગથી સામાન્ય ભાન હોવા છતાં વિશેષ ભાનની અપ્રતીતિ સંભવે પણ છે. ૧૨.

હવે પ્રતિબંધનું સ્વરૂપ અને પ્રતિબંધનું કારણ, દૃષ્ટાન્તસિદ્ધાન્તમાં કેવી રીતે ઘટે છે, તે નીચેના શ્લોકોમાં બતાવે છે.—

प्रतिबंधोऽस्तिभातीति व्यवहारार्हवस्तुनि ।
तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमुच्यते ॥ १३ ॥
तस्यहेतुः समानाभिहारः पुत्रध्वनिश्रुतौ ।
इहानादिरविद्यैव व्यामोहैकनिबन्धनम् ॥ १४ ॥

**શબ્દાર્થઃ—'છે' [અને] 'ભાસે છે' એમ વ્યવહારયોગ્ય વસ્તુમાં તે (હોવાપણા અને ભાસવાપણા)ને દૂર કરીને તેની વિરૂદ્ધ ('નથી' અને 'નથી ભાસતું' એવા વ્યવહાર)નું સિદ્ધ કરવું [તે] પ્રતિબંધ કહેવાય છે. (૧૩) પુત્રનો અવાજ સાંભળવામાં તે (પ્રતિબંધ)નું કારણ સામટો અવાજ [છે ને] અહિઆં (દૃષ્ટાંતમાં). અનાદિ [તથા] વિપરીત જ્ઞાનના મુખ્ય કારણરૂપ એવો અવિદ્યા જ [છે]. ૧૪.**

* સિદ્ધાન્તમાં.

વિવેચન;—કોઇપણ વસ્તુ 'છે' અને વળી તે ' ભાસે છે' એમ બોલવું તે, તે વસ્તુ-માત્રનું વ્યવહારને યોગ્ય થવું કહેવાય છે. આથી સઘળી વસ્તુનું હોવાપણું અને ભાસવાપણું વ્યવહારમાં સિદ્ધ મનાયું છે; પણ વળી તે હોવાપણા અને ભાસવાપણાથી વિરુદ્ધ કલ્પના પણ વ્યવહારમાં જોવામાં આવે છે, એટલે 'તે વસ્તુ નથી ' અને 'તે વસ્તુ ભાસતી નથી ' એમ બોલાય છે. જો કે વસ્તુ તો હમેશાં છે, ને છે જ તથાપિ તે 'નથી' અને ' ભાસતી નથી ' એમ વ્યવહાર ચલાવવાને માટે બોલવું પડે છે. આ બોલવું તે પ્રતિબંધ કહેવાય છે. ઘણા વિદ્યાર્થીના સમૂહમાં પોતાનો પુત્ર છે, અને વેદપાઠ ચાલેછે તેમાં તે પણ બોલે છે; તથાપિ બધા સાથે બોલે છે, માટે 'મારા પુત્રનો અવાજ ભાસતો નથી' એમ પ્રતીતિ થાય છે. આ 'નથી ભાસતો' એવે રૂપે થએલી દૃષ્ટાન્તમાંની પ્રતીતિ પ્રતિબંધ છે, અને તેનું કારણ બધાઓનો સામટો અવાજ છે. તેમ જ આત્માની પરમાનન્દતાના ભાનમાં પણ તેનું યથાર્થ—વિશેષ ભાન થતું નથી એ રૂપ પ્રતિબંધ છે ને તેનું કારણ અવિદ્યા છે. અવિદ્યા અનાદિ છે. વળી તે વિપરીત જ્ઞાન ઉત્પન્ન કરવામાં મુખ્ય કારણરૂપ છે, એટલે સતમાં અસતનું ભાન કરાવનારી છે. અવિદ્યાને લીધે જ * વૈષયિક સુખની માણસને ઇચ્છા થાય છે, અને રહે છે. ૧૩-૧૪.

એ અવિદ્યા અને તેનું મૂળ પ્રકૃતિ તથા તેઓથી જગતની ઉત્પત્તિ કેમ થાય છે, તે બતાવે છે.—

### ૩ પ્રકૃતિનું સ્વરૂપ. ૧૫-૧૭.

**चिदानन्दमयब्रह्मप्रतिबिम्बसमन्विता ।**
**तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥ १५ ॥**
**सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाऽविद्ये च ते मते ।**
**मायाबिम्बो वशीकृत्य तां स्यात् सर्वज्ञ ईश्वरः ॥ १६ ॥**
**अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।**
**सा कारणशरीरं स्यात् प्राज्ञस्तत्राभिमानवान् ॥ १७ ॥**

શબ્દાર્થ:—ચિદાનંદરૂપ બ્રહ્મના પ્રતિબિંબ (આભાસ)વાળી સત્વ, રજસ્ અને તમોગુણની સામ્યાવસ્થા [તે] પ્રકૃતિ અને તે બે પ્રકારની છે. (૧૫). સત્વગુણની શુદ્ધિ અને અશુદ્ધિવડે તેને માયા અને અવિદ્યા માનેલી [છે.] માયામાં પ્રતિબિંબ પામેલો (ચિદાત્મા) તે (માયા) ને વશ કરીને સર્વજ્ઞ ઈશ્વર હોય છે. (૧૬). અવિદ્યાને વશ થએલો બીજો (જીવ) તે (અવિદ્યા)ના વિચિત્રપણાથી અનેક પ્રકારનો [છે]. તે (અવિદ્યા), કારણ શરીર [અને] તેમાં અભિમાની (જીવ) પ્રાજ્ઞ હોય છે—કહેવાય છે. ૧૭.

વિવેચન:—પ્રકાશરૂપ સત્વ, ક્રિયારૂપ રજસ્, અને મોહરૂપ તમસ્, એ ત્રણ ઇશ્વરશક્તિના ગુણ છે. એ ત્રણે ગુણ દરેક એક બીજા સરખે પ્રમાણે હોય, ત્યારે તેઓની

---

* વિષય સંબંધી.

સામ્યાવસ્થા કહેવાય છે. આ સામ્યાવસ્થામાં ચિદાનન્દરૂપ બ્રહ્મનું પ્રતિબિંબ છે. એ પ્રતિબિંબે યુક્ત ત્રિગુણની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહે છે. પ્રકૃતિના બે ભેદ છે, એટલે કે ત્રિગુણનું સામ્યસ્વરૂપ મટી તેમાં સત્વ ગુણ વિશેષ ઝળકે—રજસ્, તમસ્ દબાઇ તેનાપર સત્વગુણ પ્રકાસે. આવી સ્થિતિને માયા કહે છે. રજસ્, તમસ્ દબાઇ ગયા ન હોય, પણ તેઓ સત્વ પ્રકાશમાં વિકૃતિ કરે, તેનું શુદ્ધત્વ રહેવા દે નહિ, અર્થાત્ ત્રિગુણની સામ્યાવસ્થા નહિ તેમ શુદ્ધ સત્વગુણપ્રધાન પણ નહિ; એવી પ્રકૃતિની સ્થિતિને અવિદ્યા કહે છે. (પંદરમા શ્લોકમાં च પદ મૂકી આગળના ૧૮ મા શ્લોકમાં પ્રકૃતિનું તમઃપ્રધાન સ્વરૂપ વર્ણવેલું છે તે બતાવવાનો હેતુ સૂચવ્યો છે).

પ્રકૃતિને માયા અને અવિદ્યાના ભેદથી વ્યવહરવામાં કારણ છે તે એ કે એમાં ઇશ્વરત્વ અને જીવત્વ છે. શુદ્ધસત્વપ્રધાન માયામાં પડેલ ચિદાત્માનું પ્રતિબિંબ અને એ શુદ્ધસત્વપ્રધાન માયા, એ બધાની ઇશ્વર સંજ્ઞા ગણાય છે. દર્પણમાં પડેલી આપણી પ્રતિચ્છાયા દર્પણની સપાટી પ્રમાણે વિકૃતિ પામે છે. દર્પણ ઊપસેલું હોય તો પ્રતિચ્છાયા ફૂલેલી અને દર્પણ અંતર્ગોળ હોય તો પ્રતિચ્છાયા સંકોચાયલી દેખાય છે. એમ દર્પણની સપાટીને અનુસરીને પ્રતિચ્છાયા જણાય છે; પણ ચિદાત્માની પ્રતિચ્છાયા ઇશ્વર, માયાને વશ નથી. ઊલટી માયા તેને વશ છે. આકાશના દેખાતા વર્ણનું જેમ સમુદ્ર જળ અનુકરણ કરે છે; તેમ માયા ઇશ્વરના પ્રભાવનું અનુકરણ કરે છે—તે તેને વશ છે. આ ઇશ્વર સર્વ ચરાચરને જાણનાર સર્વજ્ઞ છે. ચિદાત્માના પ્રતિબિંબ સાથેની માયા જ્યારે સર્વજ્ઞ ઇશ્વર છે, ત્યારે અવિદ્યામાં પડેલું ચિદાત્માનું પ્રતિબિંબ તથા અવિદ્યા એ જીવ છે. જીવમાં અને ઇશ્વરમાં એ ભેદ છે કે ઇશ્વરને એની ઊપાધિ વશ કરી શકતી નથી, પણ જીવને તેની ઊપાધિ અવિદ્યા વશ કરી રાખે છે. અવિદ્યાનું વિચિત્રપણું છે, માટે જીવો અનેક પ્રકારના છે. ઇશ્વર એક છે. જીવ અનેક છે. જીવ અનેક છે માટે તે વ્યષ્ટિ કહેવાય છે. અનેક *વ્યષ્ટિઓનાં કર્મને જાણનાર સર્વનો નિયંતા હોવાથી તથા સર્વના ઉપર સત્તા ચલાવનાર અને સર્વરૂપ હોવાથી ઇશ્વર *સમષ્ટિ કહેવાય છે. ઇશ્વર જ્યારે સર્વજ્ઞ છે, ત્યારે જીવ અલ્પજ્ઞ છે. દરેક જીવ એમ માને પણ છે કે 'હું અજ્ઞ—અજાણ છું.' એ જીવ પ્રાજ્ઞ કહેવાય છે. એટલે કે પ્રજ્ઞા (જ્ઞાન દૃષ્ટિ) જેની અવિનાશી છે, તે પ્રજ્ઞ કહેવાય છે. પ્રજ્ઞ એજ પ્રાજ્ઞ છે. એ પ્રજ્ઞ પોતે પોતાને નહિ જાણતો અવિદ્યામાં +તાદાત્મ્યભાવવડે—અધ્યાસવડે અભિમાન ધરી રહે છે. પ્રકૃતિ જેમ કારણ છે; તેમ સ્થૂળસૂક્ષ્મ સર્વ શરીરો અવિદ્યાથી થાય છે માટે, તથા પ્રકૃતિની તે અવસ્થા વિશેષ છે માટે, અવિદ્યા પણ કારણ કહેવાય છે. સર્વ શરીરો જેમ અમુક સ્થિતિએ નાશવંત છે, એમ અવિદ્યા પણ તત્વવિવેક થતાં નાશ પામે છે. આમ કારણપણું અને નાશ પામવું એ બેથી અવિદ્યાને કારણ શરીર કહેવામાં આવે છે. ૧૫–૧૭.

સર્વ જગતના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ અને એ પ્રકૃતિના શુદ્ધસત્વ અને અશુદ્ધસત્વથી સમષ્ટિના અને વ્યષ્ટિના કારણરૂપ ઇશ્વર અને પ્રાજ્ઞની ઊત્પત્તિ બતાવ્યા પછી કારણરૂપમાંથી સૂક્ષ્મ શરીર કેમ થાય છે તે બતાવે છે. સૂક્ષ્મ શરીરના કારણરૂપ

* એ ભેદ ગ્રંથકર્ત્તા આગળ ૨૫ મા શ્લોકમાં બતાવે છે. + એકતાની બુદ્ધિ.

અપંચીકૃત મહાભૂતો છે. તે પ્રથમ કેમ ઉત્પન્ન થયાં તે બતાવે છે અને પછી તે ભૂતોથી સૂક્ષ્મના અવયવ ઇંદ્રિયાદિની ઉત્પત્તિ બતાવે છે.—

૪ અપંચીકૃત પંચમહાભૂતની ઉત્પત્તિ. ૧૮-૨૨.

तमःप्रधानप्रकृतेस्तद्भोगायेश्वराऽऽज्ञया ।
वियत्पवनतेजोऽम्बुभुवो भूतानि जज्ञिरे ॥१८॥
सत्त्वांशैः पंचभिस्तेषां क्रमाद्धीन्द्रियपंचकम् ।
श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते ॥ १९ ॥
तैरंतःकरणं सर्वैर्वृत्तिभेदेन तत् द्विधा ।
मनो विमर्शरूपं स्यात् बुद्धिः स्यान्निश्चयात्मिका ॥ २० ॥
रजोऽशैः पंचभिस्तेषां क्रमात् कर्मेन्द्रियाणि तु ।
वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे ॥ २१ ॥
तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात् स पंचधा ।
प्राणोऽपानऽसमानश्चोदानव्यानौ च ते पुनः॥ २२ ॥

**શબ્દાર્થ:—ઈશ્વરની આજ્ઞાવડે તે ( પ્રાજ્ઞ )ના ભોગને માટે તમ:પ્રધાન પ્રકૃતિથી આકાશ, પવન, તેજ, પાણી અને પૃથ્વી [ એ ] મહાભૂતો ઉત્પન્ન થયાં. (૧૮). તેઓના પાંચ સત્વાંશોવડે અનુક્રમે કાન, ચામડી, આંખ, જીભ ને નાકને નામે પાંચ ઇંદ્રિયો ઉત્પન્ન થાયછે. (૧૯). તેઓ સર્વ ( સત્વાંશો ) વડે અંત:કરણ [ થાય છે, ] તે વૃત્તિભેદવડે બે પ્રકારનું [છે]; વિકલ્પરૂપ મન છે [ અને ] નિશ્ચય કરનારી બુદ્ધિ છે. (૨૦). વળી તેઓના પાંચ રજોંશવડે અનુક્રમે વાણી, હાથ, પગ, ગુદ અને ગુહ્ય નામે કર્મેંદ્રિયો ઉત્પન્ન થઈ [ છે]. (૨૧). મળેલા તે સઘળાવડે પ્રાણ [ થાય છે ]. તે વૃત્તિભેદથી પાંચ પ્રકારનો [છે]. એટલે તેઓ પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન [ નામે છે ]. ૨૨.**

**વિવેચન:**—ચિદ્ઘનના પ્રતિબિંબવાળી માયા અથવા ઇશ્વરમાં હુંબુદ્ધિ થાય છે, એટલે તે અવિદ્યાને વશ પ્રાજ્ઞ—જીવોપર પોતાની પ્રેરણાદિ શક્તિ ચલાવેછે. એ પ્રાજ્ઞનાં સુખ દુ:ખનો તેઓને સાક્ષાત્કાર થાય એવી ઇચ્છાથી ઇશ્વર તમ:પ્રધાન પ્રકૃતિથી પંચ-મહાભૂતોને ઉપજાવે છે. ત્રિગુણની સામ્યાવસ્થા જે પ્રકૃતિ છે, તેમાં જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે–સત્વ, રજ તેમાં ઢંકાયલી સ્થિતિમાં આવે, ત્યારે તે તમ:પ્રધાન કહેવાય છે. એ તમ:પ્રધાનથી પ્રથમ આકાશ પછી પવન, તેજ, જળ ને પૃથ્વી એ અનુક્રમે ઉપજે છે. આ ઉપજેલાં મહાભૂતો સ્થૂલરૂપે નથી પણ સૂક્ષ્મરૂપે છે—કેવળ ત્રિગુણમય છે; માટે તેઓ અપંચીકૃત કહેવાય છે. જોકે તેઓ તમ:પ્રધાન પ્રકૃતિથી ઉપજેલ છે તથાપિ તેમાં સત્વના અને રજના અંશો તો છે જ. દરેક ભૂતના સત્વાંશવડે અનુક્રમે કાન, ચામડી,

આંખ, જીભ ને નાક એ પાંચ જ્ઞાનેંદ્રિઓ થઇ છે, અને તે સઘળાના સત્વાંશવડે અંતઃકરણ થયું છે. આ જ્ઞાનેંદ્રિઓ તે જે આકારનો કાન છે કે નાક છે તે નહિ પણ તેમાં શબ્દ-શ્રવણની અને ગંધ લેવાની શક્તિ છે તે રૂપે—સૂક્ષ્મરૂપે સમજવી. એ સૂક્ષ્મ શક્તિઓ જે સ્થાનમાં એકઠી થાય છે તે સ્થાન અંતઃકરણ છે. અંતઃકરણમાં બે જાતનાં પરિણામ થાય છે. કોઇ અમુક વસ્તુ આ હશે કે એ હશે; એમ એક સંશયરૂપ વૃત્તિ—પરિણામ ઊઠે છે, આને મન કહે છે. અને બીજું ફલાણું તે ફલાણું જ છે એમ નિશ્ચયરૂપ વૃત્તિ બંધાય છે, આને બુદ્ધિ કહે છે. સત્વાંશથી પ્રકાશ કરનારી જ્ઞાનેંદ્રિઓ થાય છે તેમ રજોંશથી કર્મેંદ્રિયો થાય છે, એટલે દરેક ભૂતના રજોંશથી અનુક્રમે વાણી, હાથ, પગ, ગુદ અને ઉપસ્થ ઉત્પન્ન થાય છે. આ અવયવોથી કર્મ થાય છે; માટે તેને કર્મેંદ્રિયો કહે છે, આ કર્મેંદ્રિયો પણ સૂક્ષ્મભૂતના રજોંશથી ઉપજે છે. માટે તે સૂક્ષ્મ જાણવી. સ્થૂળ સમજવી નહિ. આ સઘળી ક્રિયાશક્તિનું મૂળ પ્રાણ છે. એ પ્રાણ પણ પાંચે ભૂતોના રજોંશ એકઠા મળવાથી થાય છે. પ્રાણની [1]પ્રાણનાદિક પાંચ પ્રકારની ક્રિયાઓવડે તે પાંચ પ્રકારનો છે અને તે [2]પ્રાણ, [3]અપાન, [4]સમાન, [5]ઉદાન અને [6]વ્યાનને નામે ઓળખાય છે. ૧૮—૨૨.

ઉપર બતાવેલા સઘળા અવયવોવડે વ્યષ્ટિસમષ્ટિનું સૂક્ષ્મ શરીર થાય છે. તે તથા તેમાં આત્મા કેવા સ્વરૂપમાં હોય છે તે બતાવવા માટે નીચેના ત્રણ શ્લોક કહે છે.—

### ૫ સૂક્ષ્મ શરીરનું સ્વરૂપ. ૨૩–૨૫.

**बुद्धिकर्मेंद्रियप्राणपंचकैर्मनसा धिया ।**
**शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिंगमुच्यते ॥ २३ ॥**
**प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।**
**हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता ॥ २४ ॥**
**समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।**
**तदभावात् ततोऽन्ये तु कथ्यन्ते व्यष्टिसंज्ञया ॥ २५ ॥**

**શબ્દાર્થ:—પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન [ અને ] બુદ્ધિ [ એ ] સત્તર તત્ત્વોવડે સૂક્ષ્મ શરીર [ બંધાય છે. ] તે [જ] લિંગ શરીર કહેવાય છે. (૨૩). ત્યાં ( લિંગ શરીરમાં ) અભિમાનવડે પ્રાજ્ઞ તૈજસપણું [અને] ઇશ્વર હિરણ્યગર્ભપણું પામે છે. તે બેનું [ અનુક્રમે ] વ્યષ્ટિ અને સમષ્ટિપણું [છે].**

(૧) નીચે ૨ થી ૬ સુધીના અંકમાં બતાવેલી ક્રિયાઓ તે.
(૨) મુખ અને નાસિકા વાટેથી બહાર આવનાર અને અંદર જનાર તે પ્રાણ.
(૩) જળ અને મળ આદિને નીચે લઇ જવાનું કરનાર તે અપાન.
(૪) ખાધેલા અને પીધેલા પદાર્થોના સમાન ભાગ કરી જઠરાગ્નિમાં લઇ જનાર તે સમાન.
(૫) રસાદિને ઉપર લઇ જનાર તે ઉદાન.
(૬) તમામ નાડીઓના મુખમાં ફેલાઇ રહેનાર તે વ્યાન.

**(૨૪). ઈશ્વર સર્વ સ્વરૂપની એકતાને જાણે છે, તેથી તે સમષ્ટિ [અને] તેનાથી બીજા (તૈજસ) તો તે (પોતાના સ્વભાવરૂપની એકતા) ના અભાવથી વ્યષ્ટિ નામે કહેવાય છે. ૨૫.**

**વિવેચન:**—આ બતાવેલ સત્તર તત્ત્વો મળવાથી સૂક્ષ્મ શરીર થાય છે. એ સૂક્ષ્મ શરીરને જ વેદાન્તમાં લિંગ શરીરના નામથી વ્યવહર્યું છે. કોઈ એને ૧૯ તત્ત્વનું પણ કહે છે. એટલે આ સત્તર તત્ત્વમાં ચિત્ અને અહંકાર એવી અંતઃકરણની બીજી બે અવસ્થાઓ વધારે ગણે છે; એટલે ઓગણીશ તત્ત્વ થાય છે. '[1]एकोनविंशतिमुखः प्रविविक्तभुक् ઈ૦ શ્રુતિને આધારે. આ શ્લોકમાં ચિત્ અને અહંકારનો મનબુદ્ધિમાં સમાવેશ ગણી લેવામાં આવ્યો છે, એટલે સત્તર તત્ત્વો બતાવ્યાં છે. મલિનસત્ત્વપ્રધાનવાળી અવિદ્યાનો અભિમાની પ્રાજ્ઞ લિંગશરીરમાં તાદાત્મ્યભાવવડે તૈજસ કહેવાય છે. તેજ એટલે અંતઃકરણ; અને અંતઃકરણ જેમાં પ્રધાન છે એવો માટે તે તૈજસ છે. આપણે સંભારવું જોઇએ કે આ તૈજસ વ્યષ્ટિનો અભિમાની છે, પણ વિશુદ્ધ સત્વગુણપ્રધાન માયાની ઉપાધિવાળો કારણશરીરનો અભિમાની ઈશ્વર, સમષ્ટિના લિંગશરીરમાં 'હું છું' એવા અભિમાનવાળો થાય છે, તે વખતે તે હિરણ્યગર્ભ કહેવાય છે. એને જ સૂત્રાત્મા પણ કહે છે. જ્યારે તે જ્ઞાનશક્તિપ્રધાન હોય ત્યારે હિરણ્યગર્ભ અને ક્રિયાશક્તિપ્રધાન હોય ત્યારે સૂત્રાત્મા કહેવાય છે. વ્યષ્ટિનો અભિમાની તૈજસ માત્ર પોતાની ઉપાધિને આધીન હોઇ પોતાને જ સ્વરૂપે રહેલા બીજા તૈજસોને પોતાનાથી અભેદ ભાવે અનુભવતો નથી. બીજાથી પોતાને પૃથક્ ભાવે જુએ છે, માટે તે વ્યષ્ટિ કહેવાય છે; પણ સમષ્ટિનો અભિમાની હિરણ્યગર્ભ તમામ તૈજસો સાથે પોતાનો અભેદ અનુભવે છે.—સર્વ તૈજસ તે જ પોતે છે–માટે તે સમષ્ટિ કહેવાય છે. ૨૩–૨૫

વ્યષ્ટિસમષ્ટિના લિંગશરીરના અભિમાની તૈજસ અને હિરણ્યગર્ભ વિષે સમજણ આપ્યા પછી, સ્થૂળશરીરના કારણ પંચીકૃત ભૂતની, તેનાથી ઉત્પન્ન થતા કાર્યસમૂહની અને તેના અભિમાની વિશ્વવૈશ્વાનરની સમજણ આપે છે.—

### ૬ પંચીકરણ નિરૂપણ. ૨૬–૩૦

**तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।**
**पंचीकरोति भगवान् प्रत्येकं वियदादिकम् ॥ २६ ॥**
**द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ।**
**स्वस्वेतरद्वितीयांशैर्योजनात् पंच पंच ते ॥ २७ ॥**
**तैरंडस्तत्र भुवनभोग्यभोगाऽऽश्रयोद्भवः ।**
**हिरण्यगर्भः स्थूलेऽस्मिन् देहे वैश्वानरो भवेत् ॥ २८ ॥**
**तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ।**
**ते पराग्दर्शिनः प्रत्यक्तत्वबोधविवर्जिताः ॥ २९ ॥**

---

[1] માંડુક્યોપનિષદ્‌ની ૪ થી શ્રુતિ જુઓ.

**શબ્દાર્થઃ**—વળી ભગવાન્, તેના ભોગને માટે [ તથા ] ભોગ્ય અને ભોગસ્થાનની ઉત્પત્તિને અર્થે આકાશાદિક પ્રત્યેક ભૂતના પાંચ પ્રકાર કરેછે. (૨૬). દરેકના બે ભાગ કરી વળી પહેલા ( એક અરધા ભાગ ) ના ચાર ભાગ કરી, [તેને] પોતપોતાથી બીજાના અરધ ભાગ સાથે જોડવાથી તેઓ પાંચ પાંચ [ થાય છે ] (૨૭). તે (ભૂતો)વડે બ્રહ્માંડ. [ તથા ] તે ( બ્રહ્માંડ ) માં ચૌદલોક, ભોગ્ય અને ભોગસ્થાનની ઉત્પત્તિ [ થાય છે ]. આ સ્થૂળ શરીરમાં હિરણ્યગર્ભ વૈશ્વાનર થાય છે. (૨૮). [ આમાં ] તૈજસો વિશ્વપણું પામેલા છે. [તેઓ ] દેવ, પશુપક્ષી, માણસ, વગેરે [ થાય છે ]. તેઓ [ દેવાદિકો ] બાહ્યદર્શી [ હોઈ ] આત્મજ્ઞાન વિનાના [છે.] ૨૯.

**વિવેચનઃ**—પાછળ બતાવેલાં અપંચીકૃત–સૂક્ષ્મ–ભૂતોમાંથી પંચીકરણ સ્થૂળભૂતો થાય છે. તે નીચેનો કોઠો જોવાથી સ્પષ્ટ સમજાશેઃ—

| આકાશ. | વાયુ. | તેજ. | જળ. | પૃથ્વી. | કયું સ્થૂળભૂત. |
|---|---|---|---|---|---|
| $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | આકાશ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | વાયુ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | તેજ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | જળ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | પૃથ્વી. |

આથી એમ જણાય છે કે દરેક સ્થૂળ મહાભૂતમાં પોતાની જાતના સૂક્ષ્મ સ્વરૂપનો અરધો ભાગ છે, અને બાકીના ચાર સૂક્ષ્મ ભૂતોનો એક અષ્ટમાંશ ભાગ આવેલો છે. આ સ્થૂળ ભૂતો સ્થૂળ શરીરના અને સ્થૂળ ભોગ તથા ભોગસ્થાનના કારણરૂપ છે. [1]ઐશ્વર્યાદિ ષડ્ગુણસંપન્ન ભગવાને જીવોને પોતાના સુખદુઃખનો સાક્ષાત્કાર થવાસારૂ કરીને પણ આ સ્થૂળ ભૂતોની રચના કરી છે. એ સ્થૂળ ભૂતોથી બ્રહ્માંડ પેદા થાય છે. એ અનંત બ્રહ્માંડમાંના એક બ્રહ્માંડમાં આપણી પૃથ્વી છે. એ પૃથ્વી અને તેના ઉપર નીચે તે સાથે મળીને ૧૪ લોક થાય છે. એ ચૌદ લોકમાં જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ વગેરે ચાર જાતના જીવોમાંના જે જે ભુવનને જે જે જાતના જીવો યોગ્ય હોય તે તે જાતના તેમાં જીવો ઉત્પન્ન કર્યા છે. ઉત્પન્ન થએલા જીવોને માટે—તેમના જીવનસાધન માટે ઉપયોગી અન્નપાનાદિક ઉપજાવેલ છે. આ

---

૧ ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा સંપૂર્ણ ઐશ્વર્ય, સંપૂર્ણ ધર્મ, સંપૂર્ણ યશ, સંપૂર્ણ લક્ષ્મી, સંપૂર્ણ જ્ઞાન, અને સંપૂર્ણ વૈરાગ્ય, એ ૭ ગુણોને ભગ કહે છે; તે જેનામાં હોય તે ભગવાન્.

સમગ્ર સ્થૂળ ભૂતો, સ્થૂળ બ્રહ્માંડો, અને તેમાં વસતા સર્વ પ્રાણીઓ, એ સઘળું સમષ્ટિ-રૂપ છે. સૂક્ષ્મ સમષ્ટિમાં ચેતન રૂપે રહેલો હિરણ્યગર્ભ, આ સ્થૂળ સમષ્ટિમાં વૈશ્વાનર કહેવાય છે; એટલે કે સર્વ પ્રાણી માત્રમાં ' હું છું ' એવું અભિમાન હોવાથી તે વૈશ્વાનર અને ભિન્ન ભિન્ન પ્રકારથી સર્વમાં તે પ્રકાશી રહેલો છે, માટે વિરાટ્ પણ કહેવાય છે. સૂક્ષ્મ વ્યષ્ટિમાંના ચેતનરૂપ તૈજસ સ્થૂળ વ્યષ્ટિમાં વિશ્વ નામેઓળખાય છે. ' સ્વયંભૂએ ઇંદ્રિયોને બહિર્મુખ રચી છે માટે પુરૂપ બાહ્ય વસ્તુને જ દેખે છે' એ શ્રુતિ પ્રમાણે સઘળા વિશ્વો બાહ્યદૃષ્ટિવાળા છે, એટલે સ્થૂળ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોને માત્ર જાણે છે, પણ સર્વ સ્થૂળસૂક્ષ્મ શરીરોથી ભિન્ન આત્માને જાણતા નથી. એ વિશ્વો દેવ, પશુપક્ષી અને માણસ વગેરેને રૂપે છે. ૨૬–૨૯.

આ દેવાદિકો પોતપોતાના કર્મનાં ફળો કેવી રીતે ભોગવે છે. તે નીચેના શ્લોકથી બતાવે છે.—

**कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुंजते ।**
**नद्यां कीटा इवाऽऽवर्त्तादावर्त्तांतरमाशुते ॥**
**व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम् ॥ ३० ॥**

**શબ્દાર્થઃ**— [ તે જીવો ] ભોગને માટે કર્મ કરે છે, અને કર્મ કરવાને માટે [ ભોગ ] ભોગવે છેઃ જેમ કીડાઓ નદીમાં [ વમળમાં પડીને ] એકદમ બીજા વમળમાં પડે છે [તેમ] આવતા જતા તેઓ વારે વારે જન્મ પામે છે સુખ પામતા નથી જ. ૩૦.

**વિવેચનઃ**—આ જગતનો નિર્વાહ કેમ ચાલે છે તે આપણે સમજી શકીએ છીએ. છેવટ તેની કેવી સ્થિતિ થવાની છે, તે પણ આપણે અનુમાની તથા અનુભવી શકીએ છીએ. આ બે બાબતમાં ઘણા વિદ્વાનોનો લગભગ સરખો જ વિચાર જણાય છે. જગતની ઉત્પત્તિ વિષે તેમ યથાર્થ કહી શકાતું નથી. ફક્ત તે અનાદિ કાળથી છે, એમ છેવટ કહેવું પડે છે. કોઇ એક વ્યક્તિનો આપણે આરંભ જોઇએ છીએ, તેની આરંભની ક્રિયા પણ સમજી શકીએ છીએઃ આ ઉપરથી સમષ્ટિને માટે આપણે અનુમાન બાંધીએ છીએ, તથાપિ શરૂઆતની ક્રિયાનું ઉદ્ભવન રૂપ જોવા જતાં તેમાં અનવસ્થાની પ્રાપ્તિ થાયછે, અને તેથી આપણા શાસ્ત્રબોધકો જગત્ તંત્રને અનાદિ કહે છે. ઇશ્વરની માયા અનિર્વચનીય છે, એટલે તેને યથાર્થ સમજી શકાતી નથી. આ ગ્રંથમાં બતાવેલી જગતની ઉત્પત્તિ કોઇ કલ્પની શરૂઆત રૂપે છે, અનાદિ કાળની વાસનાને અનુસરીને છે. દરેક જીવ–વિશ્વ, કલ્પની શરૂઆતમાં પોતપોતાની વાસનાના પ્રભાવને અનુસરી ઇશ્વર પ્રેરણાથી ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થઇ પોતાનાં પ્રારબ્ધ ભોગવવા માટે કર્મ કરે છે. અને નવાં કર્મ કરવા માટે જ તે પ્રારબ્ધ ભોગવે છે. જેવા જેવા શરીરમાં પ્રાજ્ઞ સ્થિત થયો છે; તેવા તેવા શરીરને અને પ્રારબ્ધને અનુસરતાં તે કર્મ કરે છે, અને સુખ દુઃખનો અનુભવ મેળવે છે. વિશ્વે કરાતાં કર્મોમાં કોઇ દૃષ્ટફળ અને કોઈ અદૃષ્ટ ફળ છે. જેઓનું ફળ જે શરીરે કર્મ કર્યું છે, તેને જ મળે છે, તે દૃષ્ટફળ. અને જેઓનું ફળ તે શરીરથી નહીં ભોગવાતાં બીજે શરીરે ભોગવાય છે, તે અદૃષ્ટફળ કહેવાય છે. દૃષ્ટ ફળમાં વળી કોઇ અનંતર

ફળ અને કોઈ આગામીફળ કહેવાય છે. ચાલવા અને ખાવાની માફક જે કર્મ પોતાની સમાપ્તિ સાથે જ ફળ આપે છે તે અનંતરફળ કહેવાય છે. અને કૃષિ તથા રાજસેવાની પેઠે જે કર્મ તેનું ફળ મળતાં પહેલાં સમાપ્ત થઈ જાય છે; તે આગામીફળ કહેવાય છે. પાછળ બતાવ્યું છે તેમ **વિશ્વ** અવિદ્યામાં તાદાત્મ્યભાવ કરી રહે છે. તેનાં કરેલાં અનંતરફળ કર્મ તો તરત ભોગવાય છે, પણ અવિદ્યાના અચિંત્ય પ્રભાવને યોગે કેટલાંક આગામીફળ અને અદૃષ્ટફળ પોતાના એક જ શરીરથી **વિશ્વ** ભોગવી શકતો નથી. વાસનારૂપે તે અવશેષ રહી જાય છે, ને દેવાદિક શરીરથી તેઓનાં ફળ **વિશ્વ** ભોગવે છે; વળી તે ફળોમાં પ્રેમ થવાથી પાછાં કર્મો કરવાને માટે તે સંસારચક્રમાં પાછો આવે છે. ઊંડા જળપ્રવાહમાં થતા વમળમાં જીવડાં પડે છે, તેમાં ઘુમરી ખાઈ બીજા વમળમાં પાછાં તણાતાં ચાલે છે ને ગોથાં ખાય છે, તેમ કર્મવાસનામાં બંધાએલો જીવ પણ તેનાં ફળ ભોગવવાને નવા નવા જન્મો પામે છે—દુઃખ ભોગવે છે, પણ સુખી થતો નથી. ૩૦.

### ૭ જીવની આ સંસૃતિ કેમ અને કયારે મટે છે તે બતાવે છે. ૩૧–૩૨.

**सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।**
**प्राप्य तीरतरुच्छायां विश्राम्यन्ति यथासुखम् ॥ ३१ ॥**
**उपदेशमवाप्यैवमाचार्यात् तत्त्वदर्शिनः ॥**
**पंचकोशविवेकेन लभन्ते निर्वृतिं पराम् ॥ ३२ ॥**

**શબ્દાર્થઃ—દયાળુ માણસે બહાર કાઢેલા તે(જીવડા)ઓ પોતાના સત્કર્મના પરિપાકથી કાંઠા ઉપરના ઝાડને છાંયડે જેમ સુખ થાય તેમ વિસામો પામે છે. (૩૧). એ પ્રમાણે તત્ત્વદર્શી આચાર્યથી ઉપદેશ પામીને [જીવો–જીવાત્મા] પંચકોશના વિવેકવડે ઉત્કૃષ્ટ નિર્વૃતિને પામે છે. ૩૨.**

**વિવેચનઃ**—જળપ્રવાહની ઘુમરીઓમાં ગોથાં ખાતા જીવડાઓ પોતાની મેળે તેમાંથી બહાર નીકળી શકતા નથી, પણ પાછલાં કોઇ શરીરથી તેમણે સત્કર્મ કર્યાં હોય છે તે સત્કર્મનાં ફળ મળવાનો વખત આવી અડતાં તેમને કોઇ દયાળુ માણસ બહાર લાવે છે, અને નદીના કાંઠાના વૃક્ષને છાંયડે મૂકે છે; જેથી તેઓ ઘણી વાર ઘુમરીમાં અટવાયાના થાકનો ત્યાં વિસામો લે છે, અને સુખી થાય છે; તેમ કર્મવાસનાથી બંધાએલા ને સંસાર ચક્રમાં ફરી ફરીને આવતા જીવાત્માઓ પણ પોતાનાં પાછલાં સત્કર્મના પ્રભાવથી, જીવબ્રહ્મની એકતાના જ્ઞાનનો જેને અપરોક્ષ અનુભવ થયો છે, એવા **શ્રીસદ્ગુરુને** પામી તેમની પાસેથી ઉપદેશ લઇને હમણાં કહેવામાં આવશે એવા અન્નમયાદિ પંચકોશના વિવેકવડે પરમનિર્વૃતિ એટલે મોક્ષ સુખને પામે છે. ૩૧—૩૨.

### ૮ પંચકોશ તથા તેમનાં લક્ષણ. ૩૩–૩૬.

**अन्नं प्राणो मनो बुद्धिरानन्दश्चेति पंच ते ।**
**कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥ ३३ ॥**

स्यात् पंचीकृतभूतोत्थो देहः स्थूलोऽन्नसंज्ञकः ।
लिंगे तु राजसैः प्राणैः प्राणः कर्मेंद्रियैः सह ॥ ३४ ॥
सात्विकैर्धींद्रियैः साकं विमर्शात्मा मनोमयः ।
तैरेव साकं विज्ञानमयो धीर्निश्चयात्मिका ॥ ३५ ॥
कारणे सत्वमानन्दमयो मोदादिवृत्तिभिः ।
तत्तत्कोशैस्तुतादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥ ३६ ॥

**શબ્દાર્થઃ—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, એમ તેઓ પાંચ કોશ [કહેવાય છે]. તેઓએ ઢંકાએલ આત્મા વિસ્મૃતિવડે સંસારને પામે છે. (૩૩). સ્થૂલ ભૂતોથી ઉત્પન્ન થએલ સ્થૂલ દેહ અન્નમય નામનો [કોશ] છે, [પણ] લિંગ શરીરમાં તો રજોગુણથી ઉત્પન્ન થએલી કર્મેંદ્રિયો [અને] પ્રાણો સહિત પ્રાણમય કોશ [કહેવાય છે]. (૩૪). સત્વગુણથી ઉત્પન્ન થએલ જ્ઞાનેંદ્રિયોએ સહિત સંકલ્પવિકલ્પાત્મક મન, મનોમય કોશ [ કહેવાય છે, ] ને જ્ઞાનેંદ્રિયોએ સહિત નિશ્ચયાત્મિકા બુદ્ધિ, વિજ્ઞાનમય કોશ કહેવાય છે. (૩૫). કારણ શરીરમાં મોદાદિ વૃત્તિઓ સહિત સત્વગુણ આનંદમય કોશ [કહેવાય છે, પણ] આત્મા તો તે તે કોશોની સાથે *તાદાત્મ્યભાવથી તે તે કોશમય થાય છે. ૩૬.**

**વિવેચનઃ**—પાછળ બતાવેલ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીરમાં અન્નમયાદિક પાંચ પ્રકારના કોશ છે. કોશ એટલે આવરણ, ઢાંકણ, મિયાન, અથવા કેટલાક જીવડાઓ પોતાના શરીરમાંથી એક જાતનો પદાર્થ કાઢી પોતાની ઉપર લપેટી ઘર કરે છે તે કોશેટા, જેમાં પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી જવાઇ દુઃખનો જ અનુભવ લેવાય છે તે અંધારી ઉં ઘર. પ્રત્યેક કોશમાં આત્મા તાદાત્મ્યભાવથી—'તે કોશ એજ હું છું' એવા અભિમાનથી રહે છે, તેથી ઢંકાઇ જાય છે, દુઃખ ભોગવે છે, અને પોતાના ખરા સ્વરૂપની વિસ્મૃતિ પામી જઇ સંસારમાં વારે વારે જન્મે છે. સ્થૂલ શરીર જે પંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થયું છે ને જેનું પોષણ અન્નથી થાય છે તે **અન્નમય** કોશ કહેવાય છે. દરેક જીવ પોતાનો ખોરાક મેળવવાને કેવી કેવી ઉપાધિ માથે વોરી લઈ દુઃખી થાય છે એ સૌએ જોયું—જાણ્યું છે. આત્મા પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી જઈ સ્થૂલ શરીર એ જ હું છું એવા અભિમાનથી તેના પોષણને માટે તેવી તેવી ઉપાધિઓમાં જોડાય છે. સ્થૂલ શરીરમાં આ અન્નમય નામનો એક જ કોશ છે, પણ સૂક્ષ્મ શરીરમાં **પ્રાણમય, મનોમય,** અને **વિજ્ઞાનમય** એવા ત્રણ કોશ છે. પાછળ ૨૧ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ,રજોગુણેથી ઉત્પન્ન થએલી પાંચ કર્મેંદ્રિયો અને ૨૨ મામાં બતાવ્યા પ્રમાણેના પંચપ્રાણ, એ દશેના મળવાથી **પ્રાણમય** કોશ થાય છે. સર્વ ક્રિયામાત્રનું તે મૂળ છે. આત્મા આ કોશમાં પોતે ક્રિયારૂપમાં

* તે રૂપપણાનું અભિમાન. વાસ્તવ સ્વરૂપે જૂદા છતાં કોઈ બીજી વસ્તુરૂપના અભિમાનવાળું થવું તે, એકતા.

જોડાઇ ક્રિયા કરે છે. અપંચીકૃત પંચમહાભૂતોના સત્વાંશથી ઉપજેલી પાંચ જ્ઞાનેંદ્રિયોમાં સંકલ્પવિકલ્પ કરનારૂં મન જોડાઈ જતાં **મનોમય** કોશ, અને નિશ્ચય કરનારી બુદ્ધિ જોડાઈ જતાં **વિજ્ઞાનમય** કોશ થાય છે. પ્રાણના ધક્કાથી ઉઠતા સંકલ્પવિકલ્પની પ્રતિચ્છાયાના **આભાસથી** મનોમય કોશમાં ઢંકાએલો આત્મા પોતાને અસ્થિર માની ભ્રાન્તિમાં પડે છે, પણ વિજ્ઞાનમય કોશમાં બુદ્ધિના નિશ્ચય સ્વભાવથી પોતાને સ્થિર માની સત્ય જ્ઞાનના અનુભવ તરફ વળે છે-ઇષ્ટ વસ્તુને જોય છે, મેળવે છે, ભોગવે છે, અને પોતાનું કારણ મલિનસત્વપ્રધાન અવિદ્યામાં—કારણ શરીરમાં વિરમે છે, અને આનંદ ભોગવે છે. આ વખતે વિશ્વ—જીવ **આનંદમય** કોશમાં તાદાત્મ્યભાવ પામે છે. આ પાંચે કોશો જોકે સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીરને બતાવે છે, તથાપિ તે તે કોશમાં આત્મા તાદાત્મ્યભાવથી રહે છે એમ ઉપર બતાવ્યું છે; માટે શ્રુતિમાં 'આ પુરૂષ અન્નરસમય છે' તેમજ અંતરાત્મા 'પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય છે' એમ વ્યવહર્યું છે. ૩૩-૩૬.

જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે અન્નમયાદિ કોશોમાં આત્મા તાદાત્મ્યભાવ કરી રહે છે ત્યારે તે કોશોથી આત્માને શી રીતે છૂટો પાડીને સમજવો ? એ શંકાના સમાધાનને માટે પંચકોશના અન્વયવ્યતિરેકનો વિવેક બતાવી, તેથી આત્મા ભિન્ન છે એમ બતાવે છે.-

૯ અન્વયવ્યતિરેકવડે આત્માનું બ્રહ્મરૂપ હોવું. ૩૭-૪૨.

अन्वयव्यतिरेकाभ्यां पंचकोशविवेकतः ।
स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ॥३७॥
अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।
सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम् ॥३८॥
लिंगाभावे सुषुप्तौ स्यादात्मनो भानमन्वयः ।
व्यतिरेकस्तु तद्भाने लिंगस्याभानमुच्यते ॥३९॥
तद्विवेकाद्विविक्ताः स्युः कोशाः प्राणमनोधियः ।
ते हि तत्र गुणावस्थाभेदमात्रात्पृथक्कृताः ॥४०॥
सुषुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः ।
व्यतिरेकस्त्वात्मभाने सुषुप्त्यनवभासनम् ॥४१॥
यथा मुंजादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः ।
शरीरत्रितयाद्धीरः परं ब्रह्मैव जायते ॥४२॥

**શબ્દાર્થ:**—અન્વયવ્યતિરેકવડે પંચકોશના વિવેચનથી પ્રત્યગાત્માને તે ( કોશ )થી બહાર કાઢીને [ આત્મા-જીવ ] પરબ્રહ્મને પામે છે. (૩૭). સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહની અપ્રતીતિ સતે આત્માનું જે ભાન [ છે ] તે અન્વય, [ અને આત્માનું ] ભાન થયે સતે અન્ય ( સ્થૂલ દેહ )ની અપ્રતીતિ [તે] વ્યતિરેક [ કહેવાય છે ]. (૩૮). સુષુપ્તિ અવસ્થામાં લિંગ શ-

રીરના અભાવ સતે આત્માનું ભાન છે [ તે ] અન્વય, પણ તે (આત્મા)નું ભાન થયે સતે લિંગ શરીરની અપ્રતીતિ [તે] વ્યતિરેક કહેવાય. ( ૩૯ ). તે (લિંગ દેહ) ના વિવેકથી પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોશો જુદા કરાયા [જ] છે; કેમકે તેઓ ત્યાં ( લિંગ શરીરમાં ) સત્વરજની અવસ્થાના ભેદમાત્રથી જુદા કરાયા [ છે ]. (૪૦). સમાધિમાં સુષુપ્તિનું અભાન સતે આત્માનું જ ભાન [ છે તે ] અન્વય, પણ આત્માનું ભાન થયે સતે સુષુપ્તિની અપ્રતીતિ [છે તે] વ્યતિરેક [કહેવાય છે]. (૪૧). જેમ મુંજના ઘાસમાંથી તેમાં રહેલો અંદરનો કોમળ પીલો, તેમ આત્મા [પણ] યુક્તિવડે બુદ્ધિમાન્ પુરૂષોએ ત્રણ શરીરથી જુદો કર્યો [ હોય તો તે ] ,પરબ્રહ્મ જ થાય છે. ૪૨

વિવેચનઃ—જે જીવાત્માએ, અન્વયવ્યતિરેકવડે પંચકોશના વિવેકે કરી આત્માને જાણ્યો છે, તે જીવાત્મા ब्रह्मविद् ब्रह्मैव भवति એ શ્રુત્યર્થ પ્રમાણે 'બ્રહ્મવિત્ પુરૂષ બ્રહ્મ જ થાય છે'. કારણ હોવાથી કાર્ય હોય તે અન્વય અને કારણ ન હોવાથી કાર્ય ન હોય તે વ્યતિરેક કહેવાય. સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણે શરીરમાં આત્મા *અનુસ્યૂત છે, તેમ જ સમાધિમાં પણ આત્માનું જ અસ્તિત્વ છે; આથી કરીને સર્વે શરીરોમાં અને સર્વાવસ્થામાં આત્મા છે એમ સમજાય છે—તેના અસ્તિત્વનું ભાન થાય છે; આ ભાન અન્વય કહેવાય છે. સ્થૂલ શરીરની અવસ્થા જાગ્રત્ છે, અને તેનો કોશ અન્નમય છે; માટે જાગ્રદ્ અવસ્થામાં અને અન્નમય કોશમાં પણ આત્માનો અન્વય, અનુવૃત્તિ કે અનુસ્યૂતતા છે. જ્યાં સુધી જાગ્રદવસ્થા છે, ત્યાં સુધી સ્થૂળ શરીરનું ભાન થાય છે, ને આત્મા તેના (સ્થૂળ શરીરના) કર્મમાં જોડાય છે, પણ તે પછીની સ્વપ્નાવસ્થામાં સ્થૂળ શરીરની અપ્રતીતિ છે. માણસ સ્વપ્નમાં હજારો ગાઉને છેટે જાય છે, દોડે છે, રમે છે, કૂદે છે, ને જમે છે, પણ તે વખતે સ્થૂળ શરીર તો પથારીમાં જ પડી રહેલું છે, એટલે સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મ ભોગ ભોગવવામાં સ્થૂળ શરીરનું ભાન ( પ્રતીતિ ) નથી થતું; આ સ્થૂળનું અભાન એ વ્યતિરેક કહેવાય છે. જેમ સ્થૂલ શરીરની અવસ્થા જાગ્રત્ છે, ને કોશ અન્નમય છે; તેમ સૂક્ષ્મ શરીરની અવસ્થા સ્વપ્ન અને કોશ પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય છે. આ એક જ અવસ્થા અથવા શરીરમાં ગુણની અવસ્થાના ભેદમાત્રથી જ ત્રણ કોશની યોગ્યતા છે. પ્રાણમય કોશ કેવળ રજોગુણની અવસ્થા છે, મનોમય કોશ ઇચ્છા અને ક્રિયાના મેલનથી સત્વરજની અવસ્થા છે, અને વિજ્ઞાનમય કેવળ સત્વની અવસ્થા છે. ગ્રંથકાર સ્થૂળ શરીરનો સ્વપ્નાવસ્થામાં વ્યતિરેક બતાવે છે, એ ઉપરથી લિંગ શરીરમાં અને પ્રાણમયાદિ કોશમાં પણ તેનો વ્યતિરેક સમજવો. આત્મા તો સૂક્ષ્મમાં અનુસ્યૂત છે જ. જેમ સ્વપ્નાવસ્થામાં સ્થૂળનો અભાવ છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં—કારણ શરીરમાં—આનંદમય કોશમાં લિંગ શરીરનો અથવા પ્રાણમયાદિ ત્રણે કોશનો અભાવ છે—વ્યતિરેક છે. ગાઢ નિદ્રામાંથી ઉઠેલો માણસ કહે છે કે 'હું આજ નીરાંતે ઊંઘ્યો હતો.' એટલે સુષુપ્તિના આનંદનું તેને ભાન છે, પણ જાગ્રત્ સ્વપ્નનું કાંઈ ભાન નથી. આ આનંદનું ભાન છે, તે

* પરોવાઈ રહેલો.

આત્માનો અન્વય, અને જાગ્રત્ સ્વપ્નનું અભાન તે તેમનો વ્યતિરેક છે. વળી તે જ પ્રમાણે કારણ શરીર અને આનંદમય કોશનો સમાધિમાં વ્યતિરેક છે. સુષુપ્તિમાં ચિત્ત અજ્ઞાનમાં લય થઈ તેમાં આત્મા અનુસ્યૂત હોવાથી તે એ જ્ઞાનને જોય છે, પણ સમાધિમાં ચિત્ત ધ્યેય વસ્તુ આત્મામાં લય થાય છે, એટલે તેને બીજું કાંઇ જાણવાનું રહેતું નથી. ત્યાં અજ્ઞાન પણ નાશ પામે છે; કેવળ આત્મા જ અવશેષ અનુભવાય છે. જોકે અન્નમયાદિ સર્વે કોશો માળાની અંદરનાં પુષ્પોની પેઠે પરસ્પર ભિન્ન છે, તોપણ પ્રત્યગાત્મા માળાની અંદરના દોરાની પેઠે એક અને અભિન્ન છે. અથવા તો કાળી, રાતી, કાબરી, બાડી કે ખોડી ગાયમાં વર્ણવિકૃતિ અને શરીરવિકૃતિ છે, તથાપિ તેના ગોત્વમાં વિકાર નથી, તેમ અન્નમયાદિક કોશો ભિન્ન છતાં તેમાં અનુસ્યૂત આત્મા તો એ નો એ જ છે. 'अंगुष्ठमात्रः पुरुषोन्तरात्मा' અને 'तंविद्याच्छुक्रममृतं' એ કઠવલ્લીની શ્રુતિ પ્રમાણે 'અંગુષ્ટમાત્ર પુરૂષ એવો અંતરાત્મા છે' અને 'તે શુદ્ધ અને અમર છે એમ જાણવું.' બુદ્ધિમાન્, બ્રહ્મચર્યાદિક સાધનસંપન્ન અધિકારી, મુંજ નામના ઘાસમાંથી તેમાં રહેલો અંદરનો કોમળ તંતુ જેમ પોતાના સુખ અને ઉપયોગને માટે કાઢી લે છે તેમ આ આત્માને પણ અન્વયવ્યતિરેકરૂપ ઉપાયવડે ત્રણ શરીરમાંથી કાઢી લઇ પોતે બ્રહ્મરૂપ થાય છે. ૩૭—૪૨.

## ૨. મહાવાકયવડે જીવબ્રહ્મની એકતાનું પ્રતિપાદન. ૪૨—૬૫.

### ૧. तत्त्वमसि મહાવાક્યનો અર્થ. ૪૩—૫૨.

परापरात्मनोरेवं युक्त्या संभावितैकता ।
तत्त्वमस्यादिवाक्यैः सा भागत्यागेन लक्ष्यते ॥४३॥
जगतो यदुपादानं मायामादाय तामसीम् ।
निमित्तं शुद्धसत्त्वां तामुच्यते ब्रह्म तद्गिरा ॥४४॥
यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम् ।
आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥४५॥
त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम् ।
अखंडं सच्चिदानंदं महावाक्येन लक्ष्यते ॥४६॥
सोऽयमित्यादिवाक्येषु विरोधात् तदिदंतयोः ।
त्यागेन भागयोरेक आश्रयो लक्ष्यते यथा ॥४७॥
मायाविद्ये विहायैवमुपाधी परजीवयोः ।
अखंडं सच्चिदानंदं परं ब्रह्मैव लक्ष्यते ॥४८॥

**શબ્દાર્થ:**—એ પ્રકારે બ્રહ્મ અને જીવની એકતા યુક્તિવડે અંગીકાર કરેલી [છે]; તે (એકતા) તત્ત્વમસિ આદિ શ્રુતિવાકયોએ કરીને ભાગત્યાગવડે બોધાય છે—સમજાય છે. (૪૩). જે (બ્રહ્મ) તામસી માયાને લઇને જગતનું ઉપાદાન કારણ [છે] તે [જ] તે શુદ્ધસત્વ માયાને લઇને [તેનું]

**નિમિત્ત કારણ કહેવાય છે. [તે] બ્રહ્મ તે તત્-શબ્દ કહેવાય છે. (૪૪). તે પરબ્રહ્મ જ્યારે કામ, કર્મ વગેરેથી દૂષિત તે મલિન સત્વ [માયા]ને સ્વીકારે છે; ત્યારે તે ત્વંપદવડે કહેવાય છે. (૪૫). પરસ્પર વિરોધવાળી ત્રણ પ્રકારની તે [માયા]ને મૂકી દઇને અખંડ સચ્ચિદાનંદ (એવું બ્રહ્મ) મહાવાક્યવડે બોધાય છે—જણાય છે. (૪૬). જેમ 'તે આ [દેવદત્ત]' ઈત્યાદિ વાક્યોમાં તે-પણાનો અને આ—પણાનો વિરોધ છે એટલા માટે [તેઓના] ભાગોના ત્યાગવડે એક આશ્રય જણાય છે. (૪૭). એમ ઈશ્વર અને જીવની ઉપાધિ માયા અને અવિદ્યા [છે તેમને] મૂકી દઇને અખંડ સચ્ચિદાનંદ પરબ્રહ્મ જ સમજાય છે. ૪૮.**

**વિવેચન:**—પાછળ યુક્તિ વડે જીવ બ્રહ્મની એકતા બતાવી પણ તે એકતા શ્રુતિથી પણ સિદ્ધ છે; એમ બતાવવાને માટે આ ઉત્તર ભાગની યોજના છે. [1] तत्त्वमसि ઇત્યાદિ મહાવાક્યોમાં તે જીવઇશ્વરના વિરુદ્ધ અંશનો ત્યાગ કરીને તેમની એકતા ઉપનિષદોમાં બતાવેલી છે. तत्त्वमसि વાક્યમાં तत्, त्वं અનેअसि એવાં ત્રણ પદ છે. તેમાં तत् પદ પરમાત્માને ઠેકાણે છે. અને त्वं પદ જીવાત્માને ઠેકાણે છે. બ્રહ્મ જ્યારે તમ:પ્રધાન માયાનો અંગીકાર કરે છે, ત્યારે તે સર્વ ચર (જંગમ) અને અચર (સ્થાવર) કાર્યના સમૂહરૂપ જગતનું ઉપાદાન કારણ કહેવાય છે, એટલે જગતના અધ્યાસ (વિવર્ત્ત) નું સ્થાન કહેવાય છે; અને જ્યારે તે સત્વગુણપ્રધાન માયાનો સ્વીકાર કરે છે; ત્યારે તે જગતનું નિમિત્ત કારણ કહેવાય છે. આ નિમિત્ત કારણરૂપ બ્રહ્મ ઉપાદાનાદિને જાણનાર અને કર્ત્તા છે—ઇશ્વર છે. નિમિત્ત તથા ઉપાદાન કારણ રૂપ બ્રહ્મ तत्त्वमसि મહાવાક્યમાં तत् પદનું વાચ્ય છે. એજ બ્રહ્મ ઇચ્છા, કર્મ અને વાસનાથી દૂષિત થએલી એ જ મલિનસત્ત્વપ્રધાન માયાનો—અવિદ્યાનો સ્વીકાર કરે છે—જીવ રૂપ થાય છે; ત્યારે તે મહાવાક્યમાંના त्वं પદનું વાચ્ય છે. આમ એકનું એક બ્રહ્મ, તમ:પ્રધાન, શુદ્ધસત્ત્વપ્રધાન, ને મલિનસત્ત્વપ્રધાન માયાના અંગીકારથી અનુક્રમે ઉપાદાન, નિમિત્ત—ઈશ્વર અને જીવ એમ ત્રણ રૂપે ભાસે છે. આ ભાસવું માયાને લઇને છે. એ ત્રણે જાતની પરસ્પર વિરોધી માયાને છોડી દેતાં બ્રહ્મ અખંડ સચ્ચિદાનંદ રૂપ છે તે, તે મહાવાક્યવડે—લક્ષણાવડે બોધાય છે—સમજાય છે—અનુભવાય છે. જેમ દેવદત્ત નામના કોઇ પુરૂષને યજ્ઞદત્તે પૂર્વે કાશીમાં જોયો હતો, તે જ દેવદત્ત કાશી છોડીને કોઇ બીજા દેશમાં જ્યાં યજ્ઞદત્ત રહે છે, ત્યાં આવ્યો છે. યજ્ઞદત્તે તેને જોયો એટલે પોતાના મિત્રને તેણે કહ્યું કે 'પૂર્વે કાશીમાં મેં જોયો હતો, તે આ દેવદત્ત છે' અહીં ભૂતકાળ અને તે કાળની ઉપાધિને 'તે' શબ્દ જણાવે છે; અને વર્તમાન કાળ, અને તેની ઉપાધિને 'આ' શબ્દ જણાવે છે. એમ 'તે—પણું' અને 'આ—પણું' એ બંને શબ્દોમાં વિરુદ્ધ અર્થ

---

[1] ચારે વેદોમાં જીવબ્રહ્મની અભેદતા બતાવવાને માટે જે વાંકયો છે, તેને મહાવાક્ય કહે છે. 'તત્ત્વમસિ' એ વાક્ય સામ વેદના છાંદોગ્યોપનિષદ્‌માંનું છે. વળી યજુર્વેદમાં अहंब्रह्मास्मि, ઋગ્વેદમાં प्रज्ञानं ब्रह्म અને અથર્વેદમાં अयमात्मा ब्रह्म એ મહાવાક્ય છે. (જુઓ મહાવાક્યવિવેક પ્ર. ૫ મું)

છે, પણ તે વિરુદ્ધ અર્થનો ત્યાગ કરીને તે બંનેની સાથે અવિરુદ્ધ દેવદત્તનો પિંડ જોડાય છે. તેમ માયોપાધિવાળા બ્રહ્મમાંથી અને અવિદ્યોપાધિ વાળા બ્રહ્મ–જીવમાંથી તેની તે તે ઉપાધિને કાઢી નાંખતાં બાકી અવશેષ રહેલું તત્ત્વ તે અખંડ સચ્ચિદાનંદ રૂપ પર બ્રહ્મ જ છે; તે ભાગત્યાગ લક્ષણાવડે જણાય છે, એટલે મહાવાક્યમાં બતાવેલ પરોક્ષ ચૈતન્યનો અર્થ જણાવનાર તત્ અને અપરોક્ષ ચૈતન્યનો અર્થ બતાવનાર ત્વં શબ્દ પોતપોતાનો વિરુદ્ધાંશ અર્થ તજી દઈને એક શુદ્ધ અખંડ ચૈતન્યમાં જોડાય છે. ૪૩–૪૮

सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता ।
निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥४९॥

**શબ્દાર્થ:—સવિકલ્પ (બ્રહ્મ)નું લક્ષ્યપણું હોવા સતે લક્ષ્યનું મિથ્યાપણું થાય છે [અને કોઈ] નિર્વિકલ્પ (વસ્તુ)નું લક્ષ્યપણું દીઠું નથી [અને] સંભવવાળું [પણ] નથી. ૪૯.**

**વિવેચન:**—આ જગ્યાએ વાદી શંકા કરે છે તે એ કે, તમે જ્યારે મહાવાક્યવડે લક્ષણાથી જાણવા યોગ્ય બ્રહ્મ છે એમ કહો છો, ત્યારે તે બ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે? વસ્તુના સ્વરૂપથી વિપરીત (ઉલટું) કલ્પાએલ નામ, જાતિ આદિક ધર્મ છે, તે વિકલ્પ કહેવાય છે. ને જે વસ્તુ તે વિકલ્પે સહિત હોય તે વસ્તુ સવિકલ્પ કહેવાય છે. જો બ્રહ્મને તમે સવિકલ્પ કહો તો નામજાતિ આદિક ધર્મવાળા પદાર્થો જેમ મિથ્યા જણાય છે; તેમ આ તમારૂં સવિકલ્પ બ્રહ્મ પણ મહાવાક્યના અર્થવડે લક્ષણાથી જાણવાની યોગ્યતાવાળું હોવાથી મિથ્યા થાય છે–તેનું લક્ષ્યપણું જ મિથ્યા થાય છે, અને જો તે નિર્વિકલ્પ છે એમ તમે કહેતા હો, તો નિર્વિકલ્પ એવી કોઈ વસ્તુનું લક્ષ્યપણું જગતમાં ક્યાંઈ જોયુ નથી, અને પ્રકૃતિથી તે સંભવવાળું પણ નથી. તે સિદ્ધ પણ હોઈ શકતું નથી, કેમકે જે વસ્તુ લક્ષણાવૃત્તિથી જણાય છે તે વસ્તુ લક્ષણાનો વિષય એટલે લક્ષ્ય કહેવાય છે. અને તે લક્ષ્યમાં—ઘટમાં ઘટત્વ, પટમાં પટત્વ ને ગાયમાં ગોત્વ છે તેમ લક્ષ્યત્વ છે માટે તે સવિકલ્પ થયું. એ સવિકલ્પને વળી નિર્વિકલ્પ કહેવું તે તો વ્યાઘાત[1] ગણાય. ૪૯

विकल्पो निर्विकल्पस्य सविकल्पस्य वा भवेत् ।
आद्ये व्याहतिरन्यत्रानवस्थात्माश्रयादयः ॥५०॥

**શબ્દાર્થ:—નિર્વિકલ્પમાં કે સવિકલ્પમાં [તારો] વિકલ્પ છે? પહેલા પક્ષમાં [હોય તો] વ્યાઘાત દોષ; [અને] બીજા પક્ષમાં [હોય તો] અનવસ્થા [અને] આત્માશ્રયાદિ દોષ [આવે છે]. ૫૦.**

**વિવેચ:**—સિદ્ધાન્તી વાદીને કહે છે કે આ તારો પ્રશ્ન ખોટો છે, માટે તેના સમાધાનને સારૂ ઉલટો[2] પ્રશ્ન પૂછવારૂપે હું તને ખોટો જ ઉત્તર[3] આપું છું. પાછલા

---

૧. પોતાના બોલવડે પોતાના વચનમાં બાધ આવે તે વ્યાઘાત દોષ કહેવાય છે; જેમ કોઈ કહે કે 'મારા મોંમાં જીભ નથી' 'હું તો ઊંઘી ગયો છું' 'મારો પિતા તો બાળબ્રહ્મચારી છે' ઇત્યાદિ.

૨. જેમ ભૂમિતિના કેટલાક સિદ્ધાંતો ઉલટપક્ષથી સિદ્ધ કરવામાં આવે છે; તેમ અહ્ન પણ ઉલટપક્ષથી સિદ્ધતા બતાવેછે.

શ્લોકમાં તેં સવિકલ્પ બ્રહ્મનું લક્ષ્ય છે કે નિર્વિકલ્પ બ્રહ્મનું લક્ષ્ય છે—અર્થાત્ બ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે; એમ પૂછ્યારૂપ વિકલ્પ કર્યો છે. તારો વિકલ્પ જો નિર્વિકલ્પ બ્રહ્મમાં હોય તો તે વ્યાઘાત છે, કેમકે કોઈ નિર્વિકલ્પ વસ્તુમાં વિકલ્પ હોય જ નહિ. એક વાર તે નિર્વિકલ્પ અને તે જ પાછી સવિકલ્પ છે એમ કહેવાય જ નહિ. આથીકરીને તારો કરવા ધારેલો વિકલ્પ સવિકલ્પને માટે છે, એમ તારે કહેવું જોઇશે. અર્થાત્ તારે બીજો પક્ષ સ્વીકારવો પડશે, અને એ સ્વીકારવાથી તેમાં આત્માશ્રયથી અનવસ્થાપર્યંત ચાર દોષ આવે છે.

જો તારો વિકલ્પ સવિકલ્પ બ્રહ્મમાં છે; તો કહે કે, જે વિકલ્પ* મળવાથી બ્રહ્મ સવિકલ્પ થયું છે. તે જ વિકલ્પ+ તું સવિકલ્પ બ્રહ્મમાં કરવા ધારે છે કે જૂદો. જો તે જ હોય, તો તો તેમાં આત્માશ્રય દોષ આવે છે; એટલે કે, જે વિકલ્પ તું સવિકલ્પ બ્રહ્મમાં કરેછે, તે વિકલ્પનું આશ્રય તે સવિકલ્પ બ્રહ્મ થાય છે; આથી કરીને સવિકલ્પ બ્રહ્મમાં કલ્પેલો વિકલ્પ* જે તારા કરવા ધારેલા વિકલ્પને રૂપે છે, તે પણ તારા કરવા ધારેલા વિકલ્પનો+ આશ્રય[1] થાય છે. અર્થાત્ વિકલ્પ વિકલ્પનો—પોતે પોતાનો આશ્રય થાય છે; આને આત્માશ્રય દોષ કહે છે.

જો તારો કરવા ધારેલો +વિકલ્પ જે *વિકલ્પ મળવાથી બ્રહ્મ સવિકલ્પ થયું છે, તેનાથી જૂદો હોય તો તેમાં અન્યોન્યાશ્રય દોષ આવે છે, એટલે કે,-તારો કરવા ધારેલો +વિકલ્પ અને બ્રહ્મમાંનો વિકલ્પ જેઓ જૂદા છે, તેઓમાં કોણ આશ્રય અને કોણ આશ્રિત થશે? તેઓ બંને પરસ્પર એક બીજાના આશ્રયઆશ્રિત થશે. આને જ અન્યોન્યાશ્રય દોષ કહે છે.

આ દોષથી મુક્ત થવા સારૂ, તેઓમાંનો કોઇ કોઇનો આશ્રય નથી પણ તે બંને વિકલ્પોનો આશ્રય કોઇ ત્રીજો વિકલ્પ છે એમ માનીએ, તો તેમાં ચક્રક અથવા ચક્રિકા દોષ આવે છે એટલે કે,—

અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થતી વખતના બે વિકલ્પના આશ્રયરૂપ ધારેલો આ ત્રીજો વિકલ્પ, તે બે વિકલ્પમાંના કોઇ એક જાતનો માનવો પડશે. જો તે કરવા ધારેલા વિકલ્પના જેવો હોય, તો આ ત્રીજા વિકલ્પ વગર (એટલે તેની જાતના ધારેલા વિકલ્પ વગર

૩. તત્ત્વનિર્ણયમાં જૂઠા પ્રશ્નનો ઉત્તર પણ જૂઠો જ આપવો, અને તેથી સિદ્ધાંત બતાવવો; આવી રીતને ઉષ્ટ્રલકુટિકા ન્યાય કહે છે. ઊંટ જ્યારે તોફાની ઉપર આવે, ત્યારે તેના પર લાદેલી લાકડીથી તેને શિક્ષા કરી સીધું કરવામાં આવે છે તે.

* મૂળગ્રંથની ટીકામાં આને તૃતિયાંત વિકલ્પને નામે અને + આને પ્રથમાંત વિકલ્પને નામે વ્યવહર્યો છે.

૧ બીજી વસ્તુ કોઈ એક વસ્તુમાં રહે છે, ત્યારે બીજી વસ્તુ વિશેષ કહેવાય છે, અને પહેલી વસ્તુ અધિકરણ કહેવાય છે. વિશેષણ યુક્ત અધિકરણને વિશિષ્ટ કહે છે. વિશિષ્ટમાં જે ધર્મ પ્રવર્તે છે, તે વિશેષણમાં પણ પ્રવર્તે છે. જેમ 'દંડી પુરૂષ જાય છે' એમાં દંડ વિશેષણ, પુરૂષ અધિકરણ અને દંડી વિશિષ્ટ છે. વિશિષ્ટ દંડી પુરૂષમાં જવારૂપ ધર્મ પ્રવર્તે છે; તે દંડ વિશેષણમાં પણ પ્રવર્તે છે. તેમ અત્ર વિશિષ્ટ સવિકલ્પ બ્રહ્મ કરવા ધારેલા વિકલ્પના આશ્રયરૂપ ધર્મવાળું હોવાથી તેનો વિકલ્પ પણ કરવા ધારેલા વિકલ્પનો આશ્રય થાય છે.

પણ ) સવિકલ્પ સિદ્ધ નથી, અને સવિકલ્પ વગર કરવા ધારેલો વિકલ્પ ( ત્રીજો વિકલ્પ પણ આની જ જાતનો છે માટે તે પણ ) સિદ્ધ નથી; અર્થાત્ ત્રીજો વિકલ્પ, એક વાર આશ્રય અને બીજી વાર આશ્રિત થાય છે તેમ કરવા ધારેલો વિકલ્પ પણ, એક વાર આશ્રિત અને બીજી વાર આશ્રય થાય છે; વળી તે જ પ્રમાણે સવિકલ્પ ( માંનો વિકલ્પ ) પણ, એક વાર આશ્રય અને બીજી વાર આશ્રિત થાય છે, એટલે આમાં ચક્રની પેઠે દોષભ્રમણ થાય છે; માટે અહિંઆં ચક્રક કે ચક્રિકા દોષ કહેવાય છે.

જો આ ત્રીજો વિકલ્પ પણ બે વિકલ્પ કરતાં જૂદો હોય તો આ ત્રણેના આશ્રયરૂપ ચોથો વિકલ્પ કલ્પવો પડશે; એમ જ પાંચમો, છઠ્ઠો, ઇત્યાદિ કલ્પવા પડશે; અને એમ થવાથી અનવસ્થા દોષ આવે છે. આથી જણાય છે કે બ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે એ પ્રશ્ન જ જૂઠો છે. કરવો ઘટતો જ નથી. ૫૦.

ગુણાદિ અનાત્મ વસ્તુમાં પણ વિકલ્પ કરવાથી વ્યાઘાતાદિ અનવસ્થા પર્યંત દોષ આવે છે; તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

**इदं गुणक्रियाजातिद्रव्यसंबंधवस्तुषु ।**
**समं तेन स्वरूपस्य सर्वमेतदितीष्यताम् ॥५१॥**

**શબ્દાર્થ:—આ (વ્યાઘાતાદિ દોષો) ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય અને સંબંધરૂપ વસ્તુઓમાં [પણ]તેમ જ [છે] તે (કારણ) થી આ સર્વ [ગુણાદિ] સ્વરૂપના [કલ્પેલા] છે, એમ અંગીકાર કરવું. ૫૧.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે બ્રહ્મમાં વિકલ્પ કરતાં જેમ વ્યાઘાતાદિ દોષો આવે છે; તેમ ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય અને સંબંધરૂપ વસ્તુઓમાં પણ વિકલ્પ કરતાં વ્યાઘાતાદિ દોષ આવે છે, એટલે કે ગુણ નિર્ગુણ વસ્તુમાં રહે છે કે સગુણ વસ્તુમાં રહે છે ? જો નિર્ગુણમાં રહેતો હોય તો વ્યાઘાત અને સગુણમાં રહેતો હોય તો આત્માશ્રયાદિક દોષ આવે છે. તેમજ ક્રિયા, ક્રિયાવાન્માં કે ક્રિયારહિતમાં રહે છે ઇત્યાદિ વિષે યોજી લેવું. હવે આટલે સુધી આવ્યા પછી એક પ્રશ્ન ઉઠે છે કે, વાદીના અસત્ પ્રશ્નનો પ્રત્યુત્તર અસત્ પ્રશ્ન પૂછવા રૂપે તો થયો, પણ એથી સદ્ ઉત્તર શો મળે છે ? ગ્રંથકાર તે બતાવે છે કે બ્રહ્મમાં કે ગુણાદિ અનાત્મ વસ્તુમાં વિકલ્પ કરવો ઘટતો જ નથી. ગુણાદિક સર્વ ધર્મમાં, વિકલ્પનો અસંભવ છે, એટલા માટે માયા ઉપહિત ચેતન સ્વરૂપમાં તેઓ કલ્પિત અને તાદાત્મ્ય સંબંધવડે વર્તે જાય છે—વિવર્ત્ત છે. ખરા નથી. ૫૧.

વાદી કહે છે કે ગુણાદિક ધર્મો પોતપોતાના આશ્રયમાં કલ્પિત હોય તો તે ભલે રહ્યા, પણ તેથી આપણું પ્રકૃત જે આત્મા છે તેમાં શો લાભ થયો? એના જવાબને માટે આ નીચેનો શ્લોક કહે છે.—

**विकल्पतदभावाभ्यामसंस्पृष्टात्मवस्तुनि ।**
**विकल्पितत्वलक्ष्यत्वसंबंधाद्यास्तु कल्पिताः ॥५२॥**

**શબ્દાર્થ:—વિકલ્પવડે તથા તે( વિકલ્પ )ના અભાવવડે, સ્પર્શરહિત આત્મ વસ્તુમાં વિકલ્પપણું, લક્ષ્યપણું અને સંબંધાદિક કલ્પેલાં છે. ૫૨.**

**વિવેચનઃ—**આત્મા વિકલ્પવડે અથવા વિકલ્પના અભાવવડે સ્પર્શરહિત છે, એટલે નામજાતિ આદિવાળી કલ્પી કાઢેલી વસ્તુઓ આત્મામાં ભાસે છે પણ તે વિકલ્પ આત્માને સ્પર્શ કરતો નથી. તેમ જ તે વિકલ્પનો અભાવ થાય તો તેથી કાંઈ આત્મસ્વરૂપમાં વિકૃતિ થતી નથી. આત્મસ્વરૂપમાં વિકલ્પ છે નહિ, અને વિકલ્પનો અભાવ પણ નથી. એ બંનેથી તે તો જૂદો જ છે. તેમના સ્પર્શ વગરનો છે. આત્મા જ્યારે શુદ્ધ છે; ત્યારે આ * વિકલ્પિતપણું, લક્ષ્યપણું અને [૧] સંબંધાદિક બધાં આવ્યાં ક્યાંથી ? એ આવ્યાં નથી ને જવાનાં પણ નથી એ તો માત્ર કલ્પેલાં જ છે. સ્વતઃ નથી. રજ્જુમાં જેમ સર્પ કલ્પાયો છે, છીપમાં જેમ રૂપું કલ્પાય છે, તેમ આત્મરૂપમાં એ માત્ર કલ્પેલાં છે. ૫૨.

અત્યાર સુધીમાં જણાવેલા ગ્રંથનો ફલિતાર્થ બતાવે છે.—

### ૨ શ્રવણ, મનન અને નિદિધ્યાસનનું લક્ષણ. ૫૩—૫૪.

**इत्थं वाक्यैस्तदर्थानुसंधानं श्रवणं भवेत् ।**
**युक्त्या संभावितत्वानुसंधानं मननं तु तत् ॥५३॥**
**ताभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥५४॥**

**શબ્દાર્થઃ—એ પ્રકારે ( મહા ) વાક્યોવડે તે ( મહાવાક્યો ) ના અર્થનું શોધન [ તે ] શ્રવણ [ અને જે ] યુક્તિવડે યોગ્યતાનું શોધન તે તો મનન થાય છે. ( ૫૩ ). તે ( શ્રવણમનન ) વડે નિઃસંદેહ ( થએલા ) અર્થમાં, સ્થાપેલા ચિત્તની જે એકતાનતા, તે [યોગશાસ્ત્રમાં] પ્રસિદ્ધ [ ધ્યાન ] નિદિધ્યાસન કહેવાય છે. ૫૪.**

* વિકલ્પ નિર્વિકલ્પમાં છે; અથવા સવિકલ્પમાં છે ? ગુણ નિર્ગુણમાં છે કે સગુણમાં છે? ઈત્યાદિ વાદીના મતમાં પાછળ વિકલ્પ કર્યો છે તેનો વિષય જેમાં હોય તે વિકલ્પિતત્વ કહેવાય છે.

૧ સંબંધાદિ એ શબ્દવડે દ્રવ્ય, ગુણ, જાતિ અને ક્રિયાનું ગ્રહણ છે. સંબંધ એટલે સંયોગ. જ્યારે કોઈ વસ્તુનો કોઈની સાથે યોગ થાય છે, ત્યારે તે વ્યવહારમાં સંબંધ કહેવાય છે. જેમાં સંબંધ થાય છે તેને ન્યાય શાસ્ત્રમાં અનુયોગી કહે છે, ને જેનો સંયોગ થાય છે તેને પ્રતિયોગી કહે છે.

અભાવ અને સાદૃસ્યથી ભિન્ન, પ્રતિયોગીની અપેક્ષાસહિત પ્રતીતિના વિષયને નૈયાયિકો સંબંધ કહે છે. સંબંધ ઘણા પ્રકારના છે, કોઇ બે દ્રવ્યનો સંબંધ, તે સંયોગ સંબંધ; નિત્ય સંબંધ તે સમવાય સંબંધ; કલ્પિત ભેદવાળું હોય પણ વાસ્તવ ભેદ વગરનું હોય તે તાદાત્મ્ય સંબંધ ઇત્યાદિ.

ગુણોનું જે આશ્રયસ્થાન તે દ્રવ્ય અથવા સમવાયિ કારણને પણ દ્રવ્ય કહે છે. દ્રવ્ય અને કર્મથી જૂદાપણા સતે જે સામાન્ય જાતિ એટલે સત્તાવાન્ છે, તે ગુણ કહેવાય છે.

જે નિત્ય અને સમવાય સંબંધથી અનેક ધર્મોમાં રહેલ છે તેને સામાન્ય અથવા જાતિ કહે છે. સંયોગભિન્નત્વ સતાં, સંયોગનું જે સમવાયી કારણ છે, તે અથવા જેમાં કર્મત્વ જાતિ છે તે કર્મ કહેવાય છે. એ જ ક્રિયા છે.

'આના વિશેષ ખુલાસાને માટે તથા વિભાગોને માટે જુઓ તર્કસંગ્રહ.

**વિવેચન:**—એ પ્રકારે जगतो यदुपादानं ઇ૦ ૪૪ મા શ્લોકથી આરંભીને પાછલા(૫૨)મા શ્લોક સુધીમાં જે પ્રકાર બતાવ્યો છે; તે પ્રકારે तत्त्वमसि આદિક મહાવાક્યોવડે તે મહાવાક્યોના અર્થનો વિચાર કરવો—તેમના અર્થનું શોધન કરવું, તેને વેદાન્તમાં શ્રવણ[1] કહે છે, અને शब्दस्पर्शादयः ઇ૦ ૨ જા શ્લોકથી આરંભી परापरात्मनोरेवं ઇ૦ ૪૩ મા શ્લોક સુધીમાં જે પ્રકાર બતાવ્યો છે, તે પ્રકારરૂપ યુક્તિવડે શ્રવણ કરેલા અર્થનું જે જ્ઞાન થાય છે, તેને મનન કહેછે. આ શ્રવણથી અને મનનથી મહાવાક્યના અર્થમાં કાંઇ પણ સંશય રહેતો નથી, ત્યારે તે નિર્વિચિકિત્સ કહેવાય છે. આવા નિઃસંદેહ અર્થમાં ચિત્ત બંધાઈ જાય–આઘું પાછું જાય નહિ ત્યારે તે (देशबंधश्चित्तस्य धारणा) ધારણા કહેવાય છે. મહાવાક્યના અર્થમાં ચિત્તની ધારણા થયા પછી જ્યારે તેમાં ચિત્તની એકતાનતા થઈ જાય, ચિત્ત મહાવાક્યના અર્થને અનુરૂપ થઈ જાય, બ્રહ્માત્માની એકતાના પ્રવાહરૂપ થઈ જાય, ત્યારે તે યોગશાસ્ત્રના મત પ્રમાણે ધ્યાન કહેવાય છે. આ ધ્યાન તે જ વેદાન્તમાં નિદિધ્યાસન કહેવાય છે. નિદિધ્યાસનમાં એકાગ્રતાનું અવિચ્છિન્નપણું છે, પણ તેમાં ધ્યાતા ને ધ્યેયનું પૃથક્પણું રહે છે, ૫૩—૫૪.

આથી આગળની કોટિ તે સમાધિ. સમાધિનું નિરૂપણ નીચે કરી બતાવે છે.—

## ૩ નિર્વિકલ્પસમાધિ. ૫૫—૬૧.

ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।
निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥५५॥
वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥५६॥
वृत्तीनामनुवृत्तिस्तु प्रयत्नात् प्रथमादपि ।
अदृष्टासकृदभ्याससंस्कारसचिवाद् भवेत् ॥५७॥
यथा दीपो निवातस्थ इत्यादिभिरनेकधा ।
भगवानिममेवार्थमर्जुनाय न्यरूपयत् ॥५८॥

**શબ્દાર્થ:—ધ્યાતા અને ધ્યાનને અનુક્રમે મૂકી દઇને, એક ધ્યેય જ જેનો વિષય છે, એવું નિવાત દીપના જેવું ચિત્ત, સમાધિ કહેવાય છે. (૫૫). આત્મા જ જેનો વિષય છે એવી વૃત્તિઓ તો, તે વખતે (સમાધિમાં) નહિ જણાએલી [છે; તોપણ સમાધિમાંથી] ઉઠેલાના ઉત્પન્ન થએલા સ્મરણથી [તેઓ છે એમ] અનુમાન કરાય છે. (૫૬). વૃત્તિઓની અનુવૃત્તિઓ તો અદૃષ્ટ અને વારંવાર અભ્યાસના સંસ્કારવાળા પ્રથમ કાળના પ્રયત્નથી પણ થાય છે. (૫૭). 'જેમ વાયુ વગરના પ્રદેશમાં રહેલો દીવો' ઈત્યાદિ શ્લોકોવડે ઘણે પ્રકારે (શ્રીકૃષ્ણ) ભગવાન્ અર્જુનની પાસે આવો જ અર્થ નિરૂપણ કરતા હવા. ૫૮.**

૧ આગળ ૬૯૫ મો શ્લોક જુઓ, તથા ૪૮૯ ની ટીપ જુઓ.

**વિવેચન:**—નિદિધ્યાસનની પરિપાકાવસ્થા તે સમાધિ છે. નિદિધ્યાસનનો અભ્યાસ વધતાં—દૃઢ થતાં તેમાં ધ્યાતા ધ્યાન છે, તે ક્રમ પ્રમાણે મૂકાઈ જાય, તેનું ભાન રહે નહિ; અને મહાવાક્યના અર્થથી નિઃસંદેહ રહેલું બ્રહ્મ જે ધ્યેય છે, તે ધ્યેય જ ચિત્તનો વિષય થઈ જાય, તેમાં જ ચિત્ત સ્થિર થઈ પવન વગરના દીવાના જેવું થઈ જાય; એટલે કે શ્વાસોચ્છ્વાસની ગતિથી ઉઠતી કલ્પનાઓ કે વૃત્તિઓ માત્ર બંધ પડી જઈ, શ્વાસોચ્છ્વાસ પણ સ્થિર થઈ જાય—કેવળકુંભકાવસ્થા થઈ જાય: ચિત્તની આવી અવસ્થાને સમાધિ કહે છે. અત્ર એક પ્રશ્ન ઉઠે છે તે એ કે, સમાધિમાં ચિત્તની બધી વૃત્તિઓ બંધ પડી જતી હોય તો પછી ધ્યેયાકાર વૃત્તિનો નિશ્ચય સંભવે કેમ? આ શંકા ઠીક છે. આત્મગોચર વૃત્તિઓ તે વખતે નહિ જેવી થાય છે એ વાત ખરી છે તથાપિ સમાધિમાંથી ઉઠેલા માણસને "હું આટલા વખત સુધી સમાહિત હતો" એવું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન સ્મૃતિ રૂપે છે. અનુભવેલા વિષયની જ સ્મૃતિ થાય છે એ વાત તો સિદ્ધ છે, ત્યારે સમાધિકાળની સ્મૃતિ અનુભવેલી તો છે. અનુભવેલી છે માટે વૃત્તિઓનું અસ્તિત્વ પણ છે એમ અનુમાનથી સિદ્ધ થાય છે. ભવતુ! સમાધિમાં ચિત્તવૃત્તિઓ હો, પરંતુ એ ચિત્તવૃત્તિઓ પણ પ્રાણની પેઠે શૂન્ય હોવાનો સંભવ છે, પણ એક પછી એક તેના પ્રવાહનો—અનુવૃત્તિનો સંભવ નથી એમ કહેવું જોઇએ; પણ એમ નથી. પ્રવાહ પણ રહે છે. ફક્ત એ પ્રવાહ સમાધિકાળમાં ભ્રમણરૂપે છે. એ ભ્રમણ, ચાલતા સમાધિકાળના પ્રયત્નથી નથી પણ સમાધિની પેહેલાંના પ્રયત્નથી છે. જિજ્ઞાસુને વારંવાર સમાધિમાં જોડાવાની ઇચ્છા થાયછે ને જોડાય છે. આમ તેના તે અભ્યાસથી વૃત્તિઓના પ્રવાહરૂપ એક ભાવના—સંસ્કારવિશેષ ઉત્પન્ન થાય છે. આ સંસ્કાર સાથે વળી યોગીનો અશુક્લ[1]કૃષ્ણ નામનો પુણ્યવિશેષ છે તે જોડાય છે, આ બન્ને કારણોથી સમાધિકાળમાં વૃત્તિઓનું ઉત્થાન થતું નથી; તોપણ કુંભારે જેમ પોતાના ચક્રને ફેરવી દંડ મૂકી દીધો હોય છે તોપણ ચક્રભ્રમણ તો ચાલે છે જ, તથા અગ્નિસંયોગમાં તપાવેલો લોઢાનો ગોળો અગ્નિમાંથી કાઢી લીધા પછી પણ દાહકશક્તિ ધરાવે છે તેમ જ તે વૃત્તિઓનું ભ્રમણ તો રહે છે જ. મહાયોગી શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને યોગનું સ્વરૂપ બતાવવા વખતે સમાધિમાં ચિત્તવૃત્તિઓ 'નિર્વાતસ્થાનમાં રહેલા દીવાની પેઠે સ્થિર છે' ઇત્યાદિ શ્લોકોવડે એ જ વાત નિરૂપણ કરી બતાવેલી છે. ૫૫—૫૮.

**अनादाविह संसारे संचिताः कर्मकोटयः।**
**अनेन विलयं यान्ति शुद्धो धर्मो विवर्द्धते ॥५९॥**
**धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः।**
**वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥६०॥**

**શબ્દાર્થ:**—અહિંઆં અનાદિ સંસારમાં અનંત કર્મના ઢગલાઓ [છે, તેઓ] આ (સમાધિ) વડે નાશ પામે છે [અને] તેનાથી શુદ્ધ ધર્મ વધે છે. (૫૯). આ (સમાધિ) હજારો પ્રકારે ધર્મરૂપ અમૃત ધારાઓને વર-

[1] યોગસૂત્રમાં ભગવાન્ પતંજલીએ કૈવલ્યપાદના ૭ મા સૂત્રમાં આનું વર્ણન આપ્યું છે. શુક્લ=શુભ, કૃષ્ણ=દુષ્ટ અને શુક્લકૃષ્ણ=પાપપુણ્યથી મિશ્ર; આ ત્રણે પ્રકારનાં કર્મ યોગીઓને નથી.

**લાવે છે, જેથી કરીને યોગમાં અત્યન્ત કુશળ પુરૂષો આ સમાધિને ધર્મ-મેઘ કહે છે. ૬૦.**

વિવેચનઃ—આ સંસાર અનાદિ છે, અને તેમાં પાપપુણ્યરૂપ પ્રાણીઓનાં અનેક જન્મનાં કાર્યો એકઠાં થઈ રહેલાં છે—અપરિમિત સંચિતો છે. યોગીને જ્યારે આ સમાધિ થઈ આત્મજ્ઞાન થાય છે—આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे 'તે પરાવર બ્રહ્મને અનુભવતાં આનાં કર્મ નાશ પામે છે' એ શ્રુતિ પ્રમાણે અને ज्ञानाग्निः सर्वकर्माणि ઈ. સ્મૃતિવાક્ય પ્રમાણે તેનાં સર્વ [1]સંચિત કર્મો નાશ પામી જાય છે વળી સ્થૂળસૂક્ષ્મ કાર્યના સમૂહરૂપ અવિદ્યાને બંધ પાડનાર, અને બ્રહ્મને સાક્ષાત્કાર થવાનાં સાધનરૂપ એવો શુદ્ધ ધર્મ પણ વધે છે. જેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે, એવા મહા યોગીરાજો આ સમાધિને ધર્મમેઘ નામ આપે છે, કેમકે એનાથી હજારો લાખો ધર્મરૂપ અમૃતની ધારાઓ વરસે છે. એક ક્ષણમાં સેંકડો યજ્ઞનું ફળ તે આપે છે. ૫૯–૬૦.

**૪ સમાધિનું પરમ પ્રયોજન અને ઉક્ત ગ્રંથનો ફલિતાર્થ. ૬૧-૬૫.**

**अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।**
**समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥६१॥**
**वाक्यमप्रतिबद्धं सत् प्राक् परोक्षावभासिते ॥**
**करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥६२॥**

**શબ્દાર્થઃ—આ ( સમાધિ ) વડે સંપૂર્ણ વાસના જાળનો નાશ કર્યે સતે [ અને ] પુણ્યપાપ નામે કર્મના સંચયો મૂળ સહિત ઉખેડી નાંખ્યે સતે, (तत्त्वमस्यादि ) વાક્ય પ્રતિબંધ વગરનું સતું, પ્રથમ પરોક્ષ ભાસતા ( તત્ત્વ ) માં [ પણ હવે ] હાથમાં રહેલા આમળાની પેઠે, અપરોક્ષ બોધને ઉપજાવે છે. ૬૧—૬૨.**

વિવેચનઃ—હવે સમાધિનું પરમ પ્રયોજન બતાવે છે. 'હું અને મારૂં' એ કર્તૃત્વાદિ અભિમાનના કારણરૂપે છે. એ જ જ્ઞાનવિરૂદ્ધ એવો સંસ્કારનો સમૂહ છે, તે ફરીને ન થાય એવી રીતે આ સમાધિવડે નાશ પામે છે. આ નાશ પામ્યો તે વાસનાજાળ છે, જે ક્રિયમાણનું સંચિત કરે છે. એના નાશ પામવાથી ક્રિયમાણ ઉપરની અહંતા અને મમતા નીકળી ગઈ એટલે શેકીને વાવેલાં બિયાં જેમ અંકુરિત થતાં નથી, તેમ આવી અવસ્થામાં આવેલા જ્ઞાનીને ક્રિયમાણ તેના આગળના કે હાલના બંધનરૂપ થતું નથી. વળી તે જ પ્રમાણે આ સમાધિવડે પાપપૂણ્યના સમૂહરૂપ સંચિત કર્મો પણ તેનાં મૂળ સહિત ઉખડી જાય છે જે ફરીને કોઈ કાળે–કોઈ કલ્પે પણ પાંગરી ઝાડ થવા પામે નહિ એવું થઈ નાશ પામે છે. આમ સમાધિથી સંચિત નાશ પામે છે, અને ક્રિયમાણ થતાંની સાથે જ

[1] જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મ, ભોગવવાથી છૂટે છે અને ક્રિયમાણ, 'હું' અકર્ત્તા, અભોક્તા ને અસંગ છું' એવો ચિત્તમાં નિશ્ચય થવાથી વળગતાં નથી; અને સંચિત ઉપર બતાવ્યા મુજબ તત્ત્વજ્ઞાન થવાથી નાશ પામે છે.

નાશ પામે છે, એથી એ ફળ થાય છે કે—तत्त्वमसि—આદિ મહાવાક્ય, [1]કર્મ અને વાસના-નાં બંધન વગરનું થવાથી પ્રથમ જે તત્ત્વને તે પરોક્ષપણે બતાવતું હતું, તે જ તત્ત્વને હવે તે હાથમાં રહેલા આમળાની પેઠે અપરોક્ષ બતાવે છે—જીવબ્રહ્મની એકતાનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરે છે. ૬૧-૬૨.

परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिक पूर्वकम् ।
बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वन्हिवत् ॥६३॥
अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
संसारकारणाज्ञानतमसश्चंडभास्करः ॥६४॥

**શબ્દાર્થ:—શ્રી ગુરૂમુખથી લીધેલું [અને] શબ્દથી થએલું બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન, બુદ્ધિપૂર્વક કરેલાં સમસ્ત પાપને અગ્નિની પેઠે બાળી નાંખે છે.(૬૩). શ્રી ગુરૂમુખથી લીધેલું [અને] શબ્દથી થએલું બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન, સંસારના કારણ અજ્ઞાનરૂપ અંધારાનો પ્રચંડ સૂર્ય [છે]. ૬૪.**

**વિવેચન:**—હવે બ્રહ્મના પરોક્ષ જ્ઞાનથી અને અપરોક્ષ જ્ઞાનથી શા શા લાભ થાય છે, તે બતાવે છે. ગુરૂમુખથી तत्त्वमस्यादि મહાવાક્યો સાંભળીને બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થાય છે, એટલે બ્રહ્મ આવું છે એમ સમજાય છે, ત્યારે જેમ અગ્નિથી તમામ પદાર્થો બળીને ખાખ થઈ જાય છે તેમ એ પરોક્ષ જ્ઞાનથી જાણી જોઇને કરેલાં પાપોનો પણ નાશ થઈ જાય છે. અર્થાત્ પરોક્ષ જ્ઞાન પામેલો માણસ પોતાનાં પાપનો ક્ષય થવાથી બીજા જન્મમાં કોઈ જ્ઞાનવાનને ત્યાં જ જન્મી તે જન્મમાં બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન પામી કૈવલ્યમાં મળી જાય એટલી યોગ્યતાને પામે છે; પણ ગુરૂમુખથી સાંભળેલ મહાવાક્યોવડે જેને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે, એટલે હું એ જ બ્રહ્મ છે, બીજું કાંઈ છે જ નહિ એમ સમજાય છે, અનુભવાય છે, તે જ્ઞાનીને સંસારભ્રમણ મટી જાય છે; કેમકે અપરોક્ષ જ્ઞાન. સંસારના કારણ અજ્ઞાનરૂપ અંધારાનો પ્રચંડ સૂર્ય છે. પ્રચંડ એટલે મધ્યાન્હકાળનો સૂર્ય. મધ્યાન્હકાળના સૂર્યથી જેમ બહારનું તમામ અંધારૂં નાશ પામી જાય છે તેમ અપરોક્ષ જ્ઞાનથી અજ્ઞાનરૂપ આંતરતમ નાશ પામી જાય છે. ૬૩-૬૪.

इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।
विगलितसंसृतिबंधः प्राप्नोति परं पदं नरो न चिरात् ॥६५॥

**શબ્દાર્થ:—માણસ, એ પ્રકારે તત્ત્વવિવેક કરીને [તેમાં] શાસ્ત્ર રીતે મનને સ્થીર કરીને, તૂટી ગયા છે સંસારના બંધ જેના એવો, (સતો) તત્કાળ પરમપદને પામે છે. ૬૫.**

---

[1] શ્રી ગુરૂ મહાવાકયનો ઉપદેશ કરે તે વખતે સાંભળનારનાં સંચિત જ જો તેની વિરૂદ્ધનાં હોય તો તેથી, તથા વાસના જ ઉપદેશની વિરૂદ્ધની હોય તો તેથી, અપરોક્ષ જ્ઞાનનો ઉદય થતો નથી; પણ સમાધિવડે તો વાસના અને સંચિતનો નાશ થઇ ગયો છે એટલે મહાવાક્ય, કર્મ-વાસનાનાં બંધન વગરનું થયું એમ સમજાય છે.

**વિવેચન:**—આ આખા પ્રકરણનું ફળ શું છે તે કહી બતાવે છે. આ આખા પ્રકરણમાં જે કહેલું છે તે સમજીને, બ્રહ્મ એ જ આ મારો આત્મા છે, એમ પંચકોશનો વિવેક કરીને સમજ્યા પછી; તે જ બ્રહ્મમાં ફરી ફરીને ચિત્તનો આરોપ કરીને સમાધિનો આનંદ અનુભવી, સર્વ સંસારનાં બંધનથી મુકત થયો સતો માણસ, અપરોક્ષ જ્ઞાનવડે નિરતિશયાનન્દરૂપ મોક્ષને થોડા જ વખતમાં મેળવે છે. સત્યજ્ઞાનાનંદરૂપ બ્રહ્મ જ થાયછે. ૬૫

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थप्रबोधिन्यां तत्त्वविवेकःसमाप्तः॥

---

## પ્રકરણ ૨ જું.

# પંચભૂતવિવેક.

### ગ્રંથપ્રતિજ્ઞા.

सदद्वैतं श्रुतं यत् तत् पंचभूतविवेकतः ।
बोद्धुं शक्यं ततो भूतपंचकं प्रविविच्यते ॥ १ ॥ ६६

**શબ્દાર્થ:—જે (બ્રહ્મ) સત્ અને અદ્વૈત [છે એમ] સાંભળેલું [છે], તે (બ્રહ્મ), પંચ મહાભૂતના વિવેકથી જણાવવાને શકય [છે]; તેટલા માટે પંચ મહાભૂતનું વિવેચન કરીએ છીએ.૧.**

**વિવેચન:**—सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं[1] '(હે સોમ્ય) પૂર્વે આ (જગત્) એક જ અદ્વિતીય અને સતરૂપે બ્રહ્મ જ હતું' ઇંત્યાદિશ્રુતિમાં બતાવેલું સતરૂપ અદ્વિતીય બ્રહ્મ તે જગદુત્પત્તિની પૂર્વે જગતનું કારણ છે એમ સાંભળ્યું છે. આ બ્રહ્મ, વાણી અને મનનો વિષય થઇ સ્વતંત્ર રીતે જાણવું અશકય છે. જગત્ સર્વ તેનું કાર્ય ને તેની ઉપાધિરૂપે છે. તે પંચ ભૂતાત્મક છે તેથી પંચ ભૂતને આત્મવસ્તુથી છૂટાં પાડી જોઇએ તો બ્રહ્મ શું છે તે સમજવું શકય છે; માટે [2] ઉપોદ્ઘાતરૂપે આ પંચ ભૂતનો વિવેક જણાવવાને ગ્રંથકર્તા પ્રતિજ્ઞા કરે છે. ૧.

### ૧. સૂક્ષ્મ ભૂતોના ગુણ અને કાર્યનું વર્ણન. ૬૭—૮૨.

#### ૧. આકાશાદિના ગુણોનું કથન. ૬૭—૭૦.

शब्दस्पर्शौ रूपरसौ गंधो भूतगुणा इमे ।
एकद्वित्रिचतुःपंच गुणा व्योमादिषु क्रमात् ॥ २ ॥ ६७

---

૧ છાન્દોગ્ય ઉપનિષદ્ છઠ્ઠા અધ્યાયનો બીજા ખંડનો પહેલો મંત્ર.

૨ જે અર્થનું પ્રતિપાદન કરવું છે તે અર્થ મનમાં રાખી તેનાથી બીજા અર્થનું પ્રતિપાદન કરવું તેનું નામ ઉપોદ્ઘાત. અત્ર બ્રહ્મનું પ્રતિપાદન કરવું છે, એ વાત લક્ષમાં રાખી પંચ મહાભૂતનું વિવેચન કરે છે માટે તે ઉપોદ્ઘાત છે.

प्रतिध्वनिर्वियच्छब्दो वायौ वीसीति शब्दनम् ।
अनुष्णाशीतसंस्पर्शो वन्हौ भुगुभुगुध्वनिः ॥ ३ ॥ ६८
उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः ।
शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ॥ ४ ॥ ६९
भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।
नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ॥ ५ ॥ ७०
सुरभीतरगंधौ द्वौ गुणाः सम्यग्विवेचिताः ।

**શબ્દાર્થ:—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ, એ મહાભૂતના ગુણો [ છે. તેઓ ] અનુક્રમે આકાશાદિમાં એક, બે, ત્રણ, ચાર અને પાંચ છે. ( ૨ ). આકાશમાં શબ્દ પડઘા રૂપે [છે]. વાયુમાં વી–સી એ પ્રકારનો શબ્દ, [તથા] નહિ ઊનો અને નહિ થંડો એવો સ્પર્શ [છે]. અગ્નિમાં ભુગુભુગુ એવો શબ્દ, (૩). ઊનો સ્પર્શ, [અને] પ્રભા રૂપ [છે]. જળમાં બુલુબુલુ એવો શબ્દ, શીત સ્પર્શ, ધોળું રૂપ [અને] રસ મધુર કહેલો [છે]. ( ૪ ). પૃથ્વીમાં કડકડા શબ્દ, કઠિણતા સ્પર્શ, શ્યામાદિક ચિત્રરૂપ, મીઠો અને ખાટો આદિક રસ, તથા સુગંધ અને દુર્ગંધ એવા બે ગંધો છે. [ એ પ્રકારે મહાભૂતોના ] ગુણો સારી રીતે વિવેચન કરી બતાવ્યા. ૫.**

**વિવેચન:—**આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચ સૂક્ષ્મ ભૂતોમાં તન્માત્રા-સૂક્ષ્મ-રૂપે ગુણો રહેલા છે. તેઓ ભિન્ન ભિન્ન છે એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ ગુણો કાંઇ એક જ મહાભૂતના છે; અગર શબ્દ આકાશનો, સ્પર્શ વાયુનો, એમ અનુક્રમે દરેકનો એક ગુણ છે એમ પણ નથી; પરંતુ આકાશમાં કેવળ શબ્દ; વાયુમાં શબ્દ અને સ્પર્શ; તેજમાં શબ્દ, સ્પર્શ, રૂપ; જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ; ને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચે ગુણો રહેલા છે. આકાશમાં શબ્દ, શુદ્ધ શબ્દરૂપે છે એમ નહિ પણ પ્રતિધ્વનિ—પડઘાને રૂપે છે. વાયુમાં વી—સી એવો શબ્દ થાય છે. આ શબ્દ અનુકરણ છે, એટલે જોરભેર ચાલતા પવનમાં જે શબ્દ સંભળાય છે તેને આપણે વી—સી એમ બોલી શકીએ તે છે. વાયુની માફક તેજ, જળ, પૃથ્વીમાં પણ બતાવેલા શબ્દો અનુકરણ વાચક જ છે. વાયુનો સ્પર્શ, નથી થંડો, કે નથી ઉષ્ણ. ઉષ્ણ પદાર્થોના સંયોગથી તે ઉષ્ણ અને શીત પદાર્થોના સંયોગથી તે શીત જણાય છે. તેજમાં આ બે ગુણ સિવાય રૂપગુણ વધે છે, તે પ્રકાશ–કાંતિરૂપ છે; એનો સ્પર્શ ઉષ્ણ અને શબ્દ ભુગુભુગુ છે. હુતાશણીના મોટા ભડકાથી ધ્યાન દઇ સાંભળતાં આ શબ્દ સમજી શકાય છે. વહેતું પાણી ખળખળ કરતું ચાલ્યું જાય છે એમ આપણે જે કહીએ છીએ, તે જ જળમાંનો બુલુબુલુ શબ્દ છે. જળનો સ્વભાવસિદ્ધ સ્પર્શ થંડો, રૂપ શ્વેત અને [1] રસમધુર છે. પૃથ્વીમાં પાંચે ગુણ રહેલા છે. કોઈ પાર્થિવ વસ્તુ જ્યારે પડે છે ત્યારે કહીએ છીએ કે કડ-

[1] પાણી ખારૂં, કડવું લાગે છે તે પૃથ્વીના ગુણને લીધે છે.

કડાટ દઈને પડ્યું. આ શબ્દ, અનુકરણવાચક છે તે જ શ્લોકમાં બતાવેલો કડકડા છે. પૃથ્વીનો સ્પર્શ [1] કઠણ છે. કાળા, ધોળા, પીળા, લાલ, હિરવા, લીલા ને ખાખી રંગોવાળું પૃથ્વીનું ચિત્રરૂપ છે; અને મધુર, ખાટો, ખારો, તીખો, કડવો, તૂરો ઇત્યાદિ પૃથ્વીના રસ છે, સિવાય સુગંધ અને દુર્ગંધરૂપ પૃથ્વીનો વાસ છે. ૨—૫.

• આ પ્રમાણે ભૂતોના ગુણો અને જ્ઞાનેંદ્રિયોનો ભેદ બતાવીને હવે તેમના કાર્યરૂપનો ભેદ છે તે બતાવે છે.—

## ૨ પંચ જ્ઞાનેંદ્રિયોનું વર્ણન. ૭૧–૭૪.

**श्रोत्रं त्वक्चक्षुषी जिव्हा घ्राणं चेंद्रियपंचकम् ॥ ६ ॥ ७१**
**कर्णादिगोलकस्थं तत् शब्दादिग्राहकं क्रमात् ।**
**सौक्ष्म्यात् कार्यानुमेयं तत् प्रायो धावेत् बहिर्मुखम् ॥ ७ ॥ ७२**
**कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आन्तरः ।**
**प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥ ८ ॥ ७३**
**व्यज्यन्ते ह्यान्तराः स्पर्शाः मीलने चान्तरं तमः ।**
**उद्गारे रसगंधौ चेत्यक्षाणामान्तरग्रहः ॥ ९ ॥ ७४**

**શબ્દાર્થઃ—શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીભ, અને નાક એ પાંચ જ્ઞાનેંદ્રિયો [છે]. (૬). તે જ્ઞાનેંદ્રિયો અનુક્રમે કર્ણાદિસ્થાનમાં રહેલી, શબ્દ આદિને ગ્રહણ કરનારી [છે]. તેઓ સૂક્ષ્મ છે તેથી [તેમનાં] કાર્યવડે અનુમાન કરવા યોગ્ય [છે]. વિશેષે કરીને [તેઓ] બહિર્મુખ દોડે છે. (૭). વખતે કાન ઢાંકે સતે પ્રાણવાયુમાં[નો અને] જઠરાગ્નિમાં[નો] અંદરનો શબ્દ [પણ] સંભળાય છે. [તેમ જ] પાણીપીતાં તથા અન્ન ખાતાં (૮). અંદરના સ્પર્શો [પણ] અનુભવાય છે. અને નેત્ર મીચ્યાં હોય ત્યારે અંદરનું અંધારૂં [દેખીએ છીએ] તથા ઓડકાર ખાધાથી રસ અને ગંધને [પણ] ગ્રહણ કરીએ છીએ. એ પ્રકારે [આ] ઇંદ્રિયોનું ગ્રહણ છે. ૯.**

**વિવેચનઃ—**શ્રોત્રાદિક પાંચે જ્ઞાનેંદ્રિયો કાંઈ સમગ્ર શરીરમાં રહેલી છે એમ નથી, પણ શરીરના અમુક ભાગમાં રહેલી છે. અનુક્રમે તેઓ (ત્વચા સિવાય) પોતપોતાના નામથી જણાતા અવયવોમાં રહેલી છે. માત્ર ત્વચા આખા શરીર ઉપર રહેલી છે, તથાપિ તે પણ હાથનાં આંગળાંનાં ટેરવાંમાં વિશેષપણે જણાય છે. આ પાંચેનો વ્યાપાર અનુક્રમે શબ્દ સાંભળવો, સ્પર્શ જાણવો, રૂપ જોવું, સ્વાદ લેવો, ને ગંધ જાણવો એ રૂપે છે. જ્ઞાનેંદ્રિયો અપંચીકૃત પંચમહાભૂતનું કાર્ય હોવાથી–બહુ સૂક્ષ્મ હોવાથી દુર્લક્ષ્ય છે એટલે તેઓ તેમનાં કાર્યવડે અનુમાનથી [2] જાણવા યોગ્ય છે. જ્ઞાનેંદ્રિયો એ ક્રિયા કરવાનાં કરણ (સાધન) છે, જેમ

---

૧ કેટલાક પાર્થિવ પદાર્થો આપણને કોમળ લાગે છે તે આપણા કાઠિન્યના યોગથી છે; વસ્તુતઃ નથી. પૃથ્વીનો સ્પર્શ વાસ્તવિક કઠણ જ છે.

૨ કાર્યથી સિદ્ધ થતાં અનુમાનને શાસ્ત્રમાં કાર્યલિંગક અનુમાન એટલે કાર્ય છે હેતુ જેનો તે, કહે છે.

લાલ રંગને જોયો એટલે તે જોતી વખતે ચક્ષુ બીજા રંગોથી તેને પૃથક્ કરે છે. તેમ જ શબ્દ, સ્પર્શ, વગેરે જાણવામાં પણ તે તે ઈંદ્રિયો ક્રિયા કરે છે. કાપવાની ક્રિયા કરવામાં જેમ કુહાડો કરણ છે તેમ કોઈ પણ ક્રિયા કરવામાં તેનાં કરણ (સાધન) ની અપેક્ષા છે. શબ્દ સાંભળવો, રૂપ જોવું, ઇત્યાદિ ક્રિયામાં તેનાં [1] કરણ, કર્ણ અને ચક્ષુ વગેરે છે. આવી રીતે જ્ઞાનેંદ્રિઓનું અસ્તિત્વ અનુમાનથી જાણવા યોગ્ય છે 'સ્વયંભૂ પરમાત્મા, બહિર્મુખ થએલી ઈંદ્રિયોને આત્મદર્શનથી દૂર કરતા હવા' એ શ્રુતિપ્રમાણે જ્ઞાનેંદ્રિયોને ઘણુંકરીને બહિર્મુખ એટલે બહારના ઘટપટાદિ પદાર્થને સન્મુખ રહેનારી એવી કહે છે. જો કે તેઓ બહિર્મુખ છે, તથાપિ જો બંને કાન બંધ કરવામાં આવે તો શરીરની અંદર પ્રાણવાયુમાં અને જઠરાગ્નિમાં થતો [2] શબ્દ સાંભળી શકાય છે; જળ પીતાં અને જમતાં કોઈ વાર અંદર, ઠંડક અથવા ઉષ્ણતાના સ્પર્શનો અનુભવ થાય છે; આંખો મીંચવાથી અંદરનું [3] અંધારૂં જણાય છે; અને ઓડકાર ખાતાં અંદરના સ્વાદ અને ગંધનો અનુભવ થાય છે; આમ એ પાંચે જ્ઞાનેંદ્રિયો બહિર્મુખ દોડે છે તોપણ અંદરના વિષયનું ગ્રહણ કરેછે ખરી. ૬-૯.

તાર્કિકો કર્મેંદ્રિયોનું અસ્તિત્વ માનતા નથી. તેમને કર્મેંદ્રિયોના અસ્તિત્વની ખાતરી કરવા સારૂ તેના હેતુભૂત વ્યાપાર સાથે તેઓને બતાવે છે.—

### ૩ કર્મેંદ્રિયોનું વર્ણન. ૭૫-૭૬.

**पंचोक्त्यादानगमनविसर्गानन्दकाः क्रियाः ।**
**कृषिवाणिज्यसेवाद्याः पंचस्वंतर्भवंति हि ॥ १० ॥ ७५**
**वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।**
**मुखादिगोलकेष्वास्ते तत्कर्मेंद्रियपंचकम् ॥ ११ ॥ ७६**

**શબ્દાર્થ:—બોલવું, લેવુંદેવું, જવું, મળ છોડવો ને આનંદ લેવો [એ] પાંચ ક્રિયાઓ પ્રસિદ્ધ [છે] અને એ પાંચમાં ખેડ, વેપાર, ને ચાકરી કરવી ઇત્યાદિ ક્રિયાઓ સમાઈ જાય છે. (૧૦). વાણી, હાથ, પગ, ગુદ અને ઉપસ્થ ઇંદ્રિયોવડે તે તે ક્રિયાઓની ઉત્પત્તિ [છે]. તે પાંચે કર્મેંદ્રિયો મુખ આદી સ્થાનમાં રહે છે. ૧૧.**

**વિવેચન:—**બોલવું, લેવું દેવું, ઇ. પાંચ ક્રિયાઓ મુખ્ય છે. તેઓની ઉત્પત્તિ અનુક્રમે વાણી, હાથ, પગ વગેરેથી થાય છે. વાણી મુખસ્થાનમાં, લેવા દેવાની ક્રિયા હાથમાં, ચાલવાની ક્રિયા પગમાં, મળ છોડવાની ક્રિયા ગુદમાં અને આનંદ લેવાની ક્રિયા ઉપસ્થ ( શિશ્નુ )માં રહે છે. આ કર્મેંદ્રિયોનું અસ્તિત્વ, માત્ર તેઓને પ્રત્યક્ષ દેખીએ છીએ

---

૧. જે કારણ, અસાધારણ છે તેને કરણ કહે છે. શબ્દ સાંભળવામાં શ્રોત્ર અસાધારણ કારણ છે; કેમકે એ સિવાય બીજા કારણથી શબ્દ સંભળાય નહિ માટે તે કારણ. તેમ જ જિહ્વા ઈ.

૨. યોગાભ્યાસમાં અનહદનાદ સંભળાય છે તે પણ આમાં સમજવા.

૩. યોગાભ્યાસમાં અમુક ભૂમિએ પહોંચ્યા પછી એ અંધારૂં દેખાતું નથી. સાધારણ માણસોને હમેશાં જણાય છે.

તેથી જ નથી પણ કાર્યલિંગક અનુમાનવડે છે. તેઓ પણ ક્રિયાનાં કારણ જ છે; કેમકે બોલવાની ક્રિયામાં અસાધારણ કારણ મુખ જ છે; બીજા અવયવથી એ કામ થઈ ન શકે, માટે આ કર્મેંદ્રિયો પણ કરણ કહેવાય છે, ઉપર બતાવેલી પાંચ મુખ્ય ક્રિયાઓ સિવાય ખેતી કરવી, વેપાર કરવો, તથા તાર્કિકોએ બતાવેલ ઉત્ક્ષેપણ, પ્રક્ષેપણ, આકુંચન અને પ્રસારણ કર્મોનો આ પાંચે ક્રિયામાં સમાવેશ થઈ જાય છે; કેમકે જે જે સ્થાનકો ( સાધનો ) વડે ઉપરની પાંચ ક્રિયાઓ થાય છે તે જ સાધનોથી આ ક્રિયાઓ પણ થાય છે, એટલે ગૌરવતાના અસ્વીકારને માટે તેમને જૂદી પાડી નથી. ૧૦–૧૧.

ઉપર બતાવેલી પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેંદ્રિયો મળી દશ ઇંદ્રિયોનું પ્રેરક મન છે, માટે મનનું કૃત્ય અને સ્થાન નીચેના શ્લોકોથી બતાવે છે.—

### ૪ મનનું વર્ણન. ૭૭–૮૨.

मनो दशेंद्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम् ।
तच्चांतःकरणं बाह्येष्वस्वातंत्र्याद्विनेंद्रियैः ॥ १२ ॥ ७७
अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोषविचारकम् ।
सत्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः ॥ १३ ॥ ७८
वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः सत्वसंभवाः ।
कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥१४॥ ७९
आलस्यभ्रान्तितंद्राद्या विकारास्तमसोत्थिताः ।
सात्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः ॥१५॥ ८०
तामसैर्नोभयं किं तु वृथायुःक्षपणं भवेत् ।
अत्राहंप्रत्ययीकर्तेत्येवं लोकव्यवस्थितिः ॥ १६ ॥ ८१
स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम् ।
अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम् ॥१७॥ ८२

**શબ્દાર્થ:—મન દશ ઇંદ્રિયોનું અધ્યક્ષ [છે] અને હૃદયકમળના સ્થાનમાં રહેલું [છે]. તે ઇંદ્રિયો વગર બાહ્યવિષયોમાં અસ્વતંત્ર હોવાથી અંતઃકરણ આંતરેંદ્રિય [છે]. (૧૨). સ્થાપિતવિષય એવી ઇંદ્રિયોમાં આ મન ગુણદોષનો વિચાર કરનારૂં [ છે ]. આના સત્વ, રજસ્ અને તમસ્ ગુણો છે, તેઓવડે [ તે ] વિકાર પામે છે. (૧૩). વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા ઇત્યાદિ ( વૃત્તિઓ ) સત્વગુણથી ઉત્પન્ન થાય [છે]; અને કામ, ક્રોધ, લોભ, પ્રયત્ન, ઇત્યાદિ (વૃત્તિઓ) રજોગુણથી ઉત્પન્ન થએલી [છે]. (૧૪). આળસ, ભ્રાંન્તિ, તંદ્રા) ઇત્યાદિ વિકારો તમોગુણથી ઉપજેલા [છે]. [1] સાત્વિકવડે પુણ્યની ઉત્પત્તિ અને [2] રાજસવડે પાપની ઉત્પત્તિ [ થાય છે ] (૧૫). [3] તામસવડે બંને**

૧—૨—૩ સત્વ, રજસ્ અને તમોગુણથી ઉપજેલી વૃત્તિઓથી.

**નહિ. કેવળ ફોગટ આયુષ્યનો ક્ષય થાય છે. અહીં (અંતઃકરણ અને તેની વૃત્તિઓમાં) હું એમ જાણનારો કર્તા [છે]. લોકવ્યવસ્થા [પણ] એ જ [છે]. (૧૬). સ્પષ્ટ શબ્દાદિવાળા પદાર્થોમાં ભૂતોનું કાર્યપણું તરત સમજાઈ જાય તેવું [છે], પણ ઇંદ્રિય વગેરેમાં તે (ભૂતોનું કાર્યપણું) શાસ્ત્ર અને યુક્તિવડે નિશ્ચય કરવું. ૧૭.**

**વિવેચન:—**દશે ઇંદ્રિયો—જ્ઞાન અને કર્મેંદ્રિયોનું અધિપતિ મન છે. જો મન ન હોય તો તેઓ પોતપોતાના વિષયમાં પ્રેરાય નહીં. મન તેનું પ્રેરક છે. પગમાં થતી પીડા અને માથામાં થતા સુખનો અનુભવ એકીકાળે મનમાં થાય છે; આથી મન આખા શરીરમાં છે એમ લાગે છે; તથાપિ આખા ઘરમાં દીવાનું અજવાળું ફેલાઈ રહ્યું છે માટે આખા ઘરમાં દીવો છે, તોપણ તેનું વિશેષ સ્થાન છે; તેમ મનનું પણ વિશેષ સ્થાન શરીરમાં હૃદયકમળ છે. મન આંતરેંદ્રિય છે. બીજી ઇંદ્રિયોની પેઠે તે બહાર નથી. ઇંદ્રિયોના વગર તે બાહ્ય પદાર્થોમાં પ્રવૃત્તિ કરવાને અસમર્થ છે; માટે તે અંતઃકરણ (આંતરેંદ્રિય) છે. છતાં બધી ઇંદ્રિયોનો પ્રેરક—અધિપતિ છે. વળી સર્વે જ્ઞાનેંદ્રિયો પોતપોતાના વિષયમાં જોડાય છે ત્યારે તે તે વિષય સારો છે, યા નઠારો છે તે ગુણદોષ જોવાનું કામ મન કરે છે. કોઈ કહે કે એ કામ તો [૧] આત્માનું છે. ના, તેમ નથી; કેમકે આત્માના પ્રમાતાપણાવડે તો સર્વ જ્ઞાનનું સાધારણપણું છે. આત્મામાં કોઈ સારૂં નઠારૂં જ્ઞાન સંભવતું નથી, એથી કરીને ગુણદોષ જોવાનું કામ આત્માનું નથી. વળી ચક્ષુ આદિ ઇંદ્રિયો તો પોતપોતાના રૂપાદિ વિષયનું જ જ્ઞાન આપવામાં કૃતાર્થ થાય છે, એટલે તેઓ પણ વિષયના ગુણદોષ તપાસવાને યોગ્ય નથી. હવે વિષયના ગુણદોષની પ્રતીતિ તો થાય છે, ત્યારે આ થતી પ્રતીતિ કારણ વગર તો હોઈ શકે જ નહિ. આત્મા અને ઇંદ્રિયો તો તેનું કારણ નથી. આમ છે માટે આ અધિકાર મનનો જ છે એમ અંગીકાર કરવો એ યોગ્ય છે. મનમાં કોઈ વખતે વૈરાગ્ય, કોઈ વખતે કામ, ઇત્યાદિ અનેક પ્રકારની વૃત્તિઓ જણાય છે. આ વૃત્તિઓનું કારણ મનના સત્વ, રજસ્ ને તમસ્ ગુણો છે. એ ગુણોવડે મન વિકાર પામે છે—વૃત્તિઓવાળું થાય છે.

વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા [૨] ઇત્યાદિ શાંત વૃત્તિયો સત્વગુણથી ઉત્પન્ન થાયછે. કામ, ક્રોધ લોભ, પ્રયત્ન [૩] ઇત્યાદિ ઘોર વૃત્તિઓ રજોગુણથી ઉપજે છે. ને આળસ, ભ્રાન્તિ, અને તંદ્રા [૪] આદિ મૂઢ વૃત્તિયો તમોગુણથી ઉત્પન્ન થાય છે. શાંત વૃત્તિઓથી પુણ્ય ઉત્પન્ન થાય છે, ઘોર વૃત્તિઓથી પાપ ઉત્પન્ન થાય છે, અને મૂઢ વૃત્તિઓથી કેવળ આયુષ્યનો વૃથા ક્ષય જ થાય છે. આ સર્વે પ્રકારની વૃત્તિઓ બુદ્ધિમાં—અંતઃકરણમાં રહે છે. અંતઃકરણ અને તેની વૃત્તિઓમાં 'હું છું' [૫] એમ જાણનારો છે તે જ કર્તા અને તે જ પ્રભુ છે. લોકવ્યવહારમાં પણ

૧ અહીં ચિદાભાસ સહિત અંતઃકરણની ઉપાધિવાળું ચેતન સમજવું.

૨ અહીં આદિ શબ્દવડે શમ, દમ, ઉપરતિ, ઈત્યાદિ તથા શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૬ મા અધ્યાયમાં બતાવેલ દૈવી સંપત્તિનાં લક્ષણોરૂપ વૃત્તિઓનું ગ્રહણ છે.

૩ અહીં આદિ શબ્દવડે આસુરી સંપત્તિનું ગ્રહણ છે. આગળ ૧૫૪૦ મો શ્લોક જુઓ.

૪ અહીં પણ આસુરી સંપત્તિનું ગ્રહણ છે.

૫ હું કર્તા, હું ભોક્તા, હું સુખી, હું દુઃખી ઈ. અંતઃકરણની વૃત્તિઓમાં અહં પ્રત્યયવાળો સાભાસ અહંકાર છે.

કામ કરનાર સર્વ કાર્યના નિયંતાને પ્રભુ—સ્વામી કહે છે. અત્યાર સુધીમાં જગતની સ્થિતિ જોવાઇ ગઈ. હવે જગતમાં ભૂતોના કાર્યત્વની સિદ્ધિ કેવી રીતે છે તે સમજવી જોઇએ.

શબ્દ, સ્પર્શ, રૂપ રસ, ગંધ ઇત્યાદિ ગુણોએ સહિત જે વસ્તુ દેખાય કે સમજાય છે તે સ્પષ્ટ શબ્દાદિ યુક્ત કહેવાય છે, જેમ ઘટ, પટ વગેરે. આવી વસ્તુઓમાં ભૌતિકત્વ સ્પષ્ટ જ જણાય છે. ઈંદ્રિયાદિકોમાં ભૌતિકત્વ શાસ્ત્ર ( આગમ ) થી અને અનુમાનથી જણાય છે. છાંદોગ્યોપનિષદ્‌માં કહ્યું છે કે अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयो वाक् 'હે સોમ્ય ખરેખર મન અન્નમય છે, પ્રાણ જળમય છે અને વાણી તેજોમય છે' આ શ્રુતિથી ઈંદ્રિયોનું ભૌતિકત્વ પ્રમાણ છે. વળી તે અનુમાનથી પણ સિદ્ધ થાય છે; એટલે કે,–શ્રોત્રાદિ ઈંદ્રિયો ભૂતનું કાર્ય હોવાને યોગ્ય છે; કેમકે ભૂતોની સાથે તેમનું અન્વયવ્યતિરેકપણે અનુસરવાપણું છે. જે જેની સાથે અન્વયવ્યતિરેકપણે અનુસરે છે તે તેનું કાર્ય છે. જેમ ઘડો માટી સાથે અન્વયવ્યતિરેકપણે વર્ત્તે છે. જો માટી છે તો ઘડો છે, અને માટી નથી તો ઘડો પણ નથી જ. તે જ પ્રમાણે સર્વ ઈંદ્રિયો ભૂતો છે તો છે, તેઓ ન હોય તો હોવા પામે જ નહિ. માટે જ ઈંદ્રિયોનું ભૌતિકત્વ છેઃ મનનું પણ ભૂતો સાથે અન્વયવ્યતિરેકપણું છે. षोडशकलः सोम्य पुरूषः 'હે સોમ્ય શ્વેતકેતુ ! આ પુરૂષ સોળકળાવાળો છે' એમ છાંદોગ્યમાં અને પ્રશ્નોપનિષદ્‌માં પણ બતાવેલું છે. અર્થાત્ મન–અંતઃકરણ એ સર્વ ભૂતોનું કાર્ય છે. ૧૨–૧૭.

આ પ્રમાણે ભૂતો અને ભૂતોનું કાર્ય ઈંદ્રિયાદિક છે તેઓને છૂટાં પાડી બતાવી આ પ્રકરણના આરંભમાં 'હે સોમ્ય ! પૂર્વે આ જગત્ એક જ અદ્વિતીય અને સતરૂપે બ્રહ્મ જ હતું' એ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરનારી શ્રુતિ કહી બતાવી છે; તેનું વ્યાખ્યાન કરવામાં તે શ્રુતિમાં **इदं આ** પદ છે તેનો સ્પષ્ટ અર્થ, તે શ્રુતિનો અર્થ અને તેમાં ( બ્રહ્મમાં ) આવતા ભેદનું નિરાકરણ કરે છે.—

## * ૨ શ્રુતિવડે સત્‌નું પ્રતિપાદન. ૮૩–૧૧૧

### ૧ ઉક્તશ્રુતિનો અર્થ. ૮૩—૯૦.

**एकादशेंद्रियैर्युक्त्या शास्त्रेणाप्यवगम्यते ।**
**यावत् किंचिद्भवेदेतदिदं शब्दोदितं जगत् ॥१८॥ ८३**

**इदं सर्वं पुरा सृष्टेरेकमेवाद्वितीयकम् ।**
**सदेवासीन्नामरूपे नास्तामित्यारुणेर्वचः ॥१९॥ ८४**

**वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।**
**वृक्षांतरात् सजातीयो विजातीयः शिलादितः ॥२०॥ ८५**

**तथा सद्वस्तुनो भेदत्रयं प्राप्तं निवार्यते ।**
**ऐक्यावधारणद्वैतप्रतिषेधैस्त्रिभिः क्रमात् ॥२१॥ ८६**

* પહેલા શ્લોકની ટીકામાં શ્રુતિ બતાવી છે, તે જોવી.

**શબ્દાર્થ—અગિયાર ઈંદ્રિયોવડે, યુક્તિવડે (અને) શાસ્ત્રવડે [1] પણ પમાય છે; [એવું] જે કાંઈ આ જગત છે [તે] इदं શબ્દવડે કહેલું [છે]. (૧૮). સૃષ્ટિની પૂર્વે આ સર્વ (જગત) એક જ અદ્વિતીય સત્ જ હતું—નામરૂપ નહોતાં; એવું આરૂણીનું વચન [છે]. (૧૯). પત્ર, પુષ્પ ને ફળ સાથે વૃક્ષનો સ્વગતભેદ, બીજા વૃક્ષથી સજાતીયભેદ [અને] શિલાદિકથી વિજાતીયભેદ [છે]. (૨૦). તેવી જ રીતે એકતા, નિશ્ચય અને દ્વૈતનો નિષેધ એ ત્રણે પદોવડે સદ્વસ્તુમાં આવી મળેલા ત્રણે ભેદો અનુક્રમે નિવારાય છે. ૨૧.**

**વિવેચન:—**પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો અને મન મળીને થએલી અગિયાર ઇંદ્રિયોવડે એટલે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સમજાતું, તેમ જ યુક્તિવડે અને શાસ્ત્ર પ્રમાણવડે એટલે શાબ્દ પ્રમાણવડે, વળી અર્થાપત્તિઆદિક બીજાં પ્રમાણવડે જે કાંઈ સ્થાવરજંગમાત્મક જગત્ ભાસે છે—સમજાય છે, તે સર્વ જગત્ આ પ્રકરણના આરંભમાં છાંદોગ્યની શ્રુતિ બતાવી છે તેમાંના **इदं આ** શબ્દવડે જણાવેલ છે. એ શ્રુતિ ભગવાન્ અરૂણના પુત્ર આરૂણ નામે ઉદ્દાલકે પોતાના પુત્ર **શ્વેતકેતુ** પ્રત્યે કહેલી છે. તેમાં તેમણે એમ બતાવ્યું કે સૃષ્ટિની પૂર્વે આ સર્વ જગત્ એક જ અદ્વિતીય અને સત્ જ હતું, પણ હાલ જે નામરૂપ ભાસે છે તે ન હોતાં. જ્યારે પૂર્વે નામરૂપ ન હોતાં અને હાલ ભાસે છે, ત્યારે તો સનાતન બ્રહ્મના નામરૂપ એ અવયવ હોવા જોઇએ; અથવા તો તે કાંઈ બ્રહ્મ જેવું બીજું અગર તો તેનાથી કાંઈ વિલક્ષણ એ રીતે ત્રણ [2] પ્રકારના ભેદયુક્ત આ બ્રહ્મ છે એમ શંકા થાયછે. આ ત્રણ પ્રકારના ભેદો; સ્વગતભેદ, સજાતીયભેદ અને વિજાતીયભેદને નામે ઓળખાય છે. જેમ એકજ વૃક્ષનો તેનાં શાખા, પત્ર, પુષ્પની સાથે ભેદ ગણાય છે તે **સ્વગતભેદ** એટલે અવયવીનો ભેદ કહેવાય છે. તે જ વૃક્ષનો બીજા વૃક્ષોની સાથે ભેદ, જેમ લીમડો ને વડ જાતે વૃક્ષ છતાં તેઓમાં ભેદ છે તે **સ્વજાતીયભેદ.** અને લીમડો અને પત્થર આમાં એક વૃક્ષ છે, બીજું વૃક્ષતિરિક્ત પદાર્થ છે, આને **વિજાતીયભેદ** કહે છે. આવા ત્રણ ભેદો બ્રહ્મમાં પણ આવી લાગે છે. આ ત્રણ ભેદોનું નિવારણ મૂળ શ્રુતિમાં આવેલાં ત્રણ પદોવડે થાય છે. એ ત્રણ પદોમાં [3] एकं શબ્દ એકતા બતાવે છે, [4] एव શબ્દ નિશ્ચય બતાવે છે અને [5] अद्वितीय શબ્દ દ્વૈતનો [6] નિષેધ બતાવે છે. ૧૮–૨૧.

---

૧ અહિયાં 'પણ' શબ્દવડે ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ પ્રમાણનું ગ્રહણ છે.

૨. બ્રહ્મમાં જ્ઞાનત્વ અને આનંદત્વ ધર્મ તેનો સ્વગતભેદ, જીવેશ્વર ભેદ તે તેનો સજાતીયભેદ, અને સત્ જડભેદ તે વિજાતીય ભેદ છે. અથવા બ્રહ્મમાંનાનાત્વરૂપ જીવેશ્વરભેદ તે સ્વગતભેદ, પૃથિવ્યાદિ દ્રવ્યત્વનાભેદ તે સજાતીયભેદ અને સત્વાદિગુણભેદ તે વિજાતીયભેદ છે એમ કોઈ કહે છે.

૩. એ શબ્દવડે સ્વગતભેદનો નિષેધ કર્યો છે.

૪. એ શબ્દવડે સજાતીયભેદનો નિષેધ સૂચવ્યો છે.

૫ એ શબ્દવડે વિજાતીયભેદનો નિષેધ સૂચવ્યો છે.

૬ માત્ર અદ્વિતીય એ શબ્દવડે જ ત્રણે ભેદનો નિષેધ સમજી શકાય છે.

**બ્રહ્મમાં સ્વગતાદિ ભેદ નથી.**

सतो नावयवाः शंक्यास्तदंशस्यानिरूपणात् ।
नामरूपे न तस्यांशौ तयोरद्याप्यनुद्भवात् ॥२२॥ ८७
नामरूपोद्भवस्यैव सृष्टित्वात् सृष्टितः पुरा ।
न तयोरुद्भवस्तस्मान्निरंशं सद् यथा वियत् ॥२३॥ ८८

**શબ્દાર્થ:—સત્‌ના અવયવો કલ્પના કરવાને યોગ્ય નથી. તેના અવયવોના અનિરૂપણથી અને સૃષ્ટિની પૂર્વે તેઓની અનુત્પત્તિથી નામ અને રૂપ તેના અંશો નથી. (૨૨). નામરૂપની ઉત્પત્તિનું જ ઉત્પન્ન થવાપણું છે તેથી સૃષ્ટિની પૂર્વે તેઓની ઉત્પત્તિ નથી; તેટલા માટે જેમ આકાશ, [તેમ] સત્ અંશ વગરનું [છે]. ૨૩.**

**વિવેચન:—**પ્રથમ બ્રહ્મમાં સ્વગતભેદ નથી એમ બતાવે છે. સર્વ જગત્‌માં જે નામરૂપ ભાસે છે તે બ્રહ્મના અંશો–અવયવ હોય તો બ્રહ્મ સ્વગત ભેદવાળું કહેવાય, પણ એ નામરૂપ બ્રહ્મના [1] અંશ નથી, કેમકે બ્રહ્મ–સત્ જે સદા સર્વત્ર એકરૂપ છે તેના એ અવયવ હોય તો તે એકરૂપ કહેવાય જ નહિ. વળી સૃષ્ટિની પૂર્વે તે બ્રહ્મમાં ન હોતાં. એનું ઉત્પન્ન થવું એ જ સૃષ્ટિ છે, અને હાલ પણ તે ન હોય એમ આપણે જોઇ શકીએ છીએ, જેમ ઘડાને ફોડી નાંખવાથી ઘડાનો અભાવ થાય છે તેમ. જે સદ્‌વસ્તુ છે તેના તો અવયવ જ સંભવતા નથી, કેમકે તે [2] સિદ્ધ થઇ શકતા નથી; આથીકરીને સત્‌માં સ્વગતભેદ નથી, આકાશની પેઠે તે નિરવયવ છે. ૨૩.

---

[1] સત્, ચિત્, આનંદ, એ સદ્‌વસ્તુના અવયવ નથી. (પાછલા પૃષ્ટની ટીપ ૧ લી જુઓ). તે તો સદ્‌વસ્તુનું સ્વરૂપ છે; કેમકે જો સત્ અવયવ ચિદાનંદથી ભિન્ન હોય તો જડ અને દુઃખરૂપ હોવાથી અસત્ થઇ જાય, જો ચિત્ સદાનંદથી ભિન્ન હોય તો અસત્ અને દુઃખરૂપ હોવાથી જડ થાય અને નાશવંત થાય, અને આનંદ જો સત્ ચિત્તથી ભિન્ન હોય તો અસત્ જડ હોવાથી દુઃખરૂપ થાય; આથી તેઓ પરસ્પર ભિન્ન નથી પણ બ્રહ્મ—સત્ અબાધ્ય છે તે ચિત્ એટલે (અલુપ્તપ્રકાશ) છે ને જે ચિત્ છે તે આનંદ છે; એમ સદાદિ સદ્‌વસ્તુનું સ્વરૂપ છે, પણ અવયવ નથી. વળી કોઈ જીવેશ્વર ભેદને સ્વગત ભેદ કહે છે, પણ આ ભેદ તો માત્ર ઉપાધિને લઇને છે. સ્વતઃ નથી. જીવ ઈશ્વરની ઉપાધિ મૂકી દઇએ એટલે એક સદ્‌રૂપ વસ્તુ જ રહે છે. અંગાંગીભાવ જ મટી જાય છે.

[2] સદ્‌વસ્તુને સાવયવ ક્યારે મનાય, કે જ્યારે તે જડ હોય ત્યારે. ઘડો જે જડ છે તેને આપણે નાશવંત જોયો છે; માટે જે સદ્‌વસ્તુ જડ છે, તે ઘડાની માફક નાશવંત છે, એટલે તેનું સત્‌પણું જ ફીટી જાય છે; આથી સદ્‌વસ્તુ જડ નથી પણ ચેતન છે. હવે ચેતનરૂપ સદ્‌વસ્તુ સાવયવ હોય જ નહિ, તથાપિ કોઇ ધારે કે તે સાવયવ છે તો આપણે તેને પૂછીએ કે એ સદ્‌વસ્તુના અવયવ ચેતન છે કે જડ છે? જો ચેતન છે એમ કહો તો તે ચેતનરૂપ અવયવો સદ્‌વસ્તુથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન હોય તો અદ્વિતીયપ્રતિપાદક અનેક શ્રુતિથી તે વિરૂદ્ધ છે; અને જો અભિન્ન કહો તો સદ્‌વસ્તુનો અને તેના અવયવનો અગાંગી ભાવ ઘટે નહિ, આથી સદ્‌વસ્તુના ચેતનરૂપ અવયવો ઘટતા નથી. હવે જો તે અવયવો જડ હોય, તો જડ અવયવોથી આરંભાએલી આખી વસ્તુ પણ, જડ તંતુસંયોગથી ઉત્પન્ન થએલ આખું પટ જેમ જડ છે તેમ જડ જ થાય; આથી કરી પ્રથમના અનુમાન મુજબ સદ્‌વસ્તુ વિનાશી થઇ તેનું સત્‌પણું મિથ્યા થાય છે, ને તેથી જ સિદ્ધ થાય છે કે સત્‌ના અવયવો સિદ્ધ થઈ શકતા નથી; તેનું અનિરૂપણપણું છે.

**सदंतरं सजातीयं न वैलक्षण्यवर्जनात् ।**
**नामरूपोपाधिभेदं विना नैव सतो भिदा ॥२४॥ ८९**

**શબ્દાર્થઃ—[ સતની ] વિલક્ષણતાના અભાવથી સત્ જેવું બીજું સત નથી. નામરૂપ એવી ઉપાધિના ભેદ વિના સત્ના ભેદ નથી જ. ૨૪.**

**વિવેચનઃ**—સદ્વસ્તુમાં જેમ સ્વગતભેદ નથી તેમ સજાતીયભેદ પણ નથી; કેમકે સતનું [1]સમાન જાતિવાળું કોઇ બીજું સત્ હોય તો આ ભેદ હોઇ શકે. સતની ભિન્નતાનો અભાવ છે એથી કરીને બીજા સતનું નિરૂપણ કરવું અશકય છે. કોઇ કહે કે ઘટમાં જેમ ઘટસત્તા છે, પટમાં જેમ પટસત્તા છે, તેમ બીજું પણ સત હોય અને તે પણ પોતાની સત્તાથી ભલે રહો! આ રીતે જોતાં સતના ભેદ ભાસે, પણ તે વાસ્તવિક નથી. આકાશ એક અને નિર્વિકારી છતાં ઘટમાં ઘટાકાશરૂપે અને મઠમાં મઠાકાશરૂપે ભાસે છે, તે કેવળ ઘટની અને મઠની ઉપાધિને લઇને છે, જો ઉપાધિ નીકળી જાય તો આકાશ પોતાને સ્વરૂપે ભાસે છે તેમ સદ્વસ્તુનું પણ સમજવું. નામરૂપ એવી ઉપાધિના ભેદ વિના સદ્વસ્તુના ભેદ હોઇ જ શકતા નથી. આથી એમ સિદ્ધ થાય છે કે સદ્વસ્તુ સજાતીયભેદરહિત હોવાને જ યોગ્ય છે.

**विजातीयमसत् तत् तु नखल्वस्तीति गम्यते ।**
**नास्यातः प्रतियोगित्वं विजातीयात् भिदा कुतः ॥२५॥ ९०**

**શબ્દાર્થઃ—[ સતનું ] વિજાતીય અસત્ [ છે ] પણ તે તો છે, એમ નિશ્ચય પૂર્વક જણાતું નથી, એટલા માટે આનું પ્રતિયોગીપણું નથી, [ત્યારે] વિજાતીયથી ભેદ કયાંથી [ બને ] ? ૨૫.**

**વિવેચનઃ**—સતના સ્વગત અને સજાતીય ભેદ તો નથી એ વાત સમજાઈ, પણ તેનો વિજાતીય ભેદ હોઈ શકે કે નહિ તે આ શ્લોકથી બતાવે છે. જો સતનો વિજાતીય ભેદ હોય તો સતનું વિજાતીય કાંઈ પણ હોવું જોઇએ. જો છે, તો તે અસત્ છે. આ અસત્ તો અસત્ છે એટલે તેની છે એમ ખાતરી થતી નથી. હવે જો તેના અસ્તિત્વની ખાતરી નથી થતી, તો પછી તેનું પ્રતિયોગીપણું જ ઘટતું નથી, અને જ્યારે પ્રતિયોગી-

---

૧ સત્માં નાનાત્વ ( અનેકપણું ) કલ્પવાથી જ બીજું સત્ની જાતિનું સત્ હોઈ શકે. આ નાના સત્ જો વાસ્તવ હોય તો અદ્વૈતપ્રતિપાદક શ્રુતિઓથી તે વિરૂદ્ધ થાય છે. વળી વાસ્તવ નાના સત્ પરિછિન્ન ( દેશકાળથી મપાયેલું ) છે કે વ્યાપક છે? જો પરિછિન્ન હોય તો અભાવ અને અંતવાળું હોવાથી ઉત્પત્તિને નાશવાળું થાય છે એટલે તેને અસત્પણાની પ્રાપ્તિ થાય છે. જો નાના સત્ વ્યાપક હોય તો બધાં સતનું વ્યાપકત્વ સર્વ દેશ અને સર્વકાળમાં હોવાથી અનેકતા સંભવતી નથી. કદાચ નાના સત્ અવાસ્તવ છે એમ કહીએ, તો 'મારી મા વંધ્યા છે' એ વાકયની પેઠે તેમાં વ્યાઘાત દોષ આવે છે. આથી એમ સિદ્ધ થાય છે કે નાના સત્ વાસ્તવ અવાસ્તવ હોઈ શકે જ નહિ સતનું સજાતીય કોઇ હોય જ નહિ. વળી પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક ભેદવડે સત્ ત્રણ પ્રકારનું છે એમ પણ કહેવાય નહિ, કેમકે રાજાના તમામ નોકરો સત્તા ચલાવે છે તે સત્તા એક રાજ્યસત્તા રૂપે જ છે. તેમ જ વ્યાવહારિક ( ઘટાદિ ) વસ્તુમાં અને પ્રાતિભાસિક ( સ્વપ્નાદિ ) વસ્તુમાં એક પારમાર્થિક સત્તા જ પ્રકાસે છે. આમ સત્ના નાનાત્વના અભાવથી સજાતીય સત્ નથી, અને તેથી સત્ સજાતીયભેદ રહિત છે.

પણું નથી તો પછી પ્રતિયોગીવાળો *ભેદ ( અન્યોન્યાભાવ ) થાય જ ક્યાંથી? આથી એમ થયું કે સત્ વિજાતીયભેદથી રહિત છે. ૨૫.

૨ હવે અત્યાર સુધીમાં રચેલા ગ્રંથનો ફલિતાર્થ બતાવી શૂન્યવાદી માધ્યમિકનો પૂર્વપક્ષ અને તેનું ખંડન કરી બતાવે છે. ૯૧—૧૧૧

एकमेवाद्वितीयं सत् सिद्धमत्र तु केचन ।
विह्वला असदेवेदं पुराऽऽसीदित्यवर्णयन् ॥२६॥ ९१
मग्नस्याब्धौ यथाऽक्षाणि विह्वलानि तथाऽस्य धीः ।
अखंडैकरसं श्रुत्वा निःप्रचारा बिभेत्यतः ॥२७॥ ९२
गौडाचार्या निर्विकल्पे समाधावन्ययोगिनाम् ।
साकारब्रह्मनिष्ठानामत्यंतं भयमूचिरे ॥२८॥ ९३
× अस्पर्शयोगो नामैष दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥२९॥ ९४
भगवत्पूज्यपादाश्च शुष्कतर्कपटूनमून् ।
आहुर्माध्यमिकान् भ्रान्तानचिंत्येऽस्मिन् सदात्मनि ॥३०॥ ९५
अनादृत्य श्रुतिं मौर्ख्यादिमे बौद्धास्तमस्विनः ।
आपेदिरे निरात्मत्वमनुमानैकचक्षुषः ॥३१॥ ९६

શબ્દાર્થ:—એક જ અદ્વિતીય સત્ [એવું બ્રહ્મ] સિદ્ધ થયું. આમાં વ્યાકુલ થએલા કેટલાએક તો આ '(જગત્) સૃષ્ટિની પૂર્વે અસત્ જ હતું' એમ

---

* ઘટ તે પટ નથી અને પટ તે ઘટ નથી, આ વાક્યમાં ઘટનો અને પટનો અન્યોન્ય અભાવ છે, ઘટ તે પટ નથી એમાં ઘટ અભાવનો અનુયોગી અને પટ અભાવનો પ્રતિયોગી છે. અનુયોગી તે આશ્રય છે; પ્રતિયોગી તે નિરૂપક છે. અહિયાં ઘટ અને પટ અનુયોગી અને પ્રતિયોગી એ બંનેનું સત્રૂપ જ્ઞાન છે, માટે તેના અભાવનું જ્ઞાન થાય છે, મતલબ કે અનુયોગી પ્રતિયોગીના સત્રૂપની અપેક્ષાથી અભાવનું જ્ઞાન થાય છે. જો એમાંથી એક અસત્ હોય તો થાય નહિ. આપણા પ્રસ્તુતમાં સત્ બ્રહ્મ અનુયોગી છે અને અસત્ તેનું પ્રતિયોગી છે. તે વંધ્યાપુત્ર અને સસલાનાં શીંગડાની પેઠે નિઃસ્વરૂપ શૂન્ય હોવાથી અભાવનું જ્ઞાન થતું નથી. આથી સત્રૂપ બ્રહ્મનો અસત્ની સાથે વિજાતીયભેદ જ કરી શકાતો નથી; વળી સત્થી વિલક્ષણ સ્થૂલ, સૂક્ષ્મ, સર્વ પ્રપંચની સાથે પણ સત્નો વિજાતીય ભેદ સંભવતો નથી કેમકે સર્વ પ્રપંચ ( માયા અને તેનું કાર્ય ) દર્પણમાં ભાસતા નગરની પેઠે અથવા સ્વપ્નમાં દેખાતા હાથી ઘોડાની માફક અવિદ્યમાન છતાં ભાસમાન થએલ છે; તેમાં વાસ્તવતાનો અભાવ છે, તેથી તે મિથ્યા છે એટલે સત્નો સજાતીયભેદ હોઇ શકે નહી. પ્રલયકાળમાં સત્થી ભિન્ન માયા કોઇ પ્રમાણથી સિદ્ધ હોઈ શકતી નથી, અને પ્રપંચ માત્ર તો ઉત્પન્ન થયું જ નથી; આથી કરીને સત્નો વિજાતીય નથી એટલે વિજાતીયભેદથી પણ તે રહિત છે.

× પૂજ્યપાદ ગૌડપાદાચાર્યની માંડૂક્યોપનિષદ્ની કારિકામાં અદ્વૈતાખ્ય પ્રકરણનો ૩૯ મો શ્લોક જુઓ.

વર્ણન કરતા હુવા. (૨૬). સમુદ્રમાં ડૂબેલા (માણસ)ની ઇંદ્રિયો જેમ વ્યાકુલ [થાય છે] તેમ આની બુદ્ધિ, અખંડ ને એક રસ એવું બ્રહ્મ સાંભળીને સ્તબ્ધ થઈ [જાય છે ને] આનાથી, [તેઓ] બિએ છે. (૨૭). પૂજ્યપાદશ્રીગૌડાચાર્યે, નિર્વિકલ્પ સમાધિમાં 'સાકાર બ્રહ્મમાં નિષ્ઠાવાળા બીજા યોગીઓને બીવું થાય છે' [એમ] કહેતા હુવા. (૨૮). અસ્પર્શયોગ નામે આ (નિર્વિકલ્પ સમાધિ) સર્વ યોગીઓએ દુર્દર્શ [છે]; જેથી કરી આનાથી, અભયમાં ભય જોનાર યોગીઓ બિએ છે. (૨૯). ભગવાન્ પૂજ્યપાદશ્રીશંકરાચાર્યે, શુષ્કતર્કમાં હુશિયાર આ માધ્યમિકોને આ અચિંત્ય અને સત્ય આત્મામાં ભ્રાન્તિવાળા કહેતા હુવા. (૩૦). આ અનુમાન રૂપ એક ચક્ષુવાળા અજ્ઞાની બૌદ્ધો મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરીને શૂન્યભાવ પામ્યા છે. ૩૧.

**વિવેચન:—** આ પ્રકરણની શરૂઆતમાં બતાવેલી છાંદોગ્યની શ્રુતિ અત્યાર સુધીમાં સિદ્ધ કરી બતાવી. જીજ્ઞાસુને આથી બ્રહ્મ, સત્ય અને એક જ છે એમ નિશ્ચય તો થયો છે, પણ એ નિશ્ચય અડગ હોવો જોઇએ કે અડગ કરવો જોઇએ, માટે પૂર્વપક્ષની તકરારોનું ખંડન કરી [1] સ્થૂણાખનન ન્યાયવડે તે અડગ કરવાનો—[2] શૂન્યવાદીના મતનું ખંડન કરવાનો ગ્રંથકર્ત્તા આરંભ કરે છે. શૂન્યવાદીઓ કહે છે કે સૃષ્ટિની પૂર્વે કાંઈ હતું જ નહીં, છેવટે પણ કાંઈ રહેવાનું નથી. વર્તમાનમાં જે ભાસે છે તે પણ મૃગતૃષ્ણાના કે રજ્જુસર્પના જેવું છે. પાણીમાં ડૂબેલો માણસ અધિષ્ઠાનને નહિ અવલંબીને જેમ ફાંફાં મારે છે તેમ અખંડ એકરસ આત્મવસ્તુરૂપ અધિષ્ઠાન પામ્યા વગર 'બધું શૂન્ય છે' એમ કહી બૌદ્ધો ફાંફાં મારે છે. તેઓ જેટલું ઈંદ્રિયગોચર છે તેટલામાં જ પ્રવૃત્તિ કરી શકે છે પણ નિર્વિકલ્પમાં જઈ શકતા નથી. તેમાં જતાં તેઓ કેમ જાણે ડરતા હોય? તેઓ શ્રુતિવાક્યમાં આદર કરતા નથી. માત્ર અનુમાનરૂપ તેમને એક જ આંખ છે તેથી તેઓ જ્ઞાન પામી શકતા નથી. અજ્ઞાની છે. આત્મા તો નથી જ ને સઘળું શૂન્ય છે એવા આખરના સિદ્ધાંતમાં જ તેઓ સ્થિત છે. ૨૬-૩૧.

शून्यमासीदिति ब्रूषे सद्योगं वा सदात्मताम् ।
शून्यस्य न तु तद्युक्तमुभयं व्याहतत्वतः ॥३२॥ ९७
नयुक्तस्तमसा सूर्यो नापि चासौ तमोमयः ।
सच्छून्ययोर्विरोधित्वाच्छून्यमासीत् कथं वद ॥३३॥ ९८

**શબ્દાર્થ:—** 'શૂન્ય હતું' એ પ્રકારે [શૂન્યને] તું સત્‌ના યોગવાળું અથવા સત્‌રૂપ કહે છે? શૂન્યને તો વ્યાઘાતપણાથી તે બંને યોગ્ય નથી. (૩૨). [જેમ] અંધારાવડે સૂર્ય યુક્ત નથી અને આ તમોમય પણ નથી; [તેમ]. સત્‌ અને શૂન્યનું વિરોધિપણું છે તેથી 'શૂન્ય હતું' [એમ] કેમ [હોય તે તું] કહે. ૩૩.

---

૧ સ્થૂણા—ખીલો, ખનન ખોદીને બેસાડવું. ગાય, ઘોડું બાંધવાને માટે ખીલો ખોડયો. ખીલો ખોડતી વખતે, જેમ તે બરાબર બેઠો છે, નીકળી જાય તેવો તો નથી? એની ખાતરી કરવા સારૂ તેને હલાવી જોઈ પાછો મજબૂત બેસારવામાં આવે છે; તેમ બ્રહ્મ સત્ય અને એક જ છે એ નિશ્ચયને અડગ કરવા પૂર્વપક્ષનું ખંડન કરવું જોઇએ, એને સ્થૂણાખનન ન્યાય કહે છે.

૨. બુદ્ધનો શિષ્ય માધ્યમિક, એ શૂન્યવાદી છે. એના મતને માનનારા બધા શૂન્યવાદી કહેવાય છે.

**વિવેચન:**—શૂન્યવાદીના મતમાં વિકલ્પ કરીને સિદ્ધાન્તી તેને પૂછે છે કે જ્યારે શૂન્ય હતું, શૂન્ય છે અને શૂન્ય હશે, એમ તારો મત છે; ત્યારે તું જે 'શૂન્ય હતું' એમ કહે છે તે બોલવું તે સતના યોગવાળું છે કે સતને રૂપે છે? જો કહે કે તે સતના યોગવાળું છે, તો પછી શૂન્યની સાથે સત્ છે એટલે તારા 'શૂન્ય હતું' એમ બોલવાને વ્યાઘાત લાગે છે. વળી શૂન્ય સતરૂપ છે એમ કહે, તોપણ જે ન હોતું તેને જ તું સતરૂપ કહે છે; આથી પણ વ્યાઘાત આવે છે. સૂર્ય અંધારા યુક્ત છે અથવા અંધારામય છે, એમ કહેવાય જ નહિ; કેમકે પરસ્પર વિરોધી વસ્તુઓ સાથે હોઈ શકે નહિ. શૂન્ય જે અસત્ છે. તેને તો સત્ સાથે વિરોધ છે. ત્યારે હવે સતને અસત્ બંને વિરોધી પદાર્થો હોવાથી 'શૂન્ય હતું' એમ શૂન્યનું અસ્તિત્વ કેમ કહેવાય? તેનો તું ઉત્તર આપ. ૩૨–૩૩.

**वियदादेर्नामरूपे मायया सुविकल्पिते ।**

**शून्यस्य नामरूपे च तथा चेत् जीव्यतां चिरं ॥३४॥ ९९**

**सतोऽपि नामरूपे द्वे कल्पिते चेत् तदा वद ।**

**कुत्रेति निरधिष्ठानो न भ्रमः क्वचिदीक्ष्यते ॥ ३५ ॥ १००**

**શબ્દાર્થ:—આકાશાદીનાં નામ અને રૂપ માયાવડે [જેમ] કલ્પેલાં છે તેમ શૂન્યનાં નામરૂપ પણ [કલ્પેલાં છે] એમ જો [હોય] તો [તું] ઘણું જીવ. (૩૪). સત્‌નાં પણ નામરૂપ બંને કલ્પેલાં [છે] એવું જો [હોય] તો કહે કે [તે] કયાંથી [કલ્પેલાં છે] એમ [બતાવ. જો તે] અધિષ્ઠાન વગર [કલ્પેલાં છે એમ કહેતો હોય] તો કયાંઈ પણ નિરધિષ્ઠાભ્રમ જોવાય નહીં—દીઠો નથી. ૩૫.**

**વિવેચન:**—શૂન્યવાદીનો સિદ્ધાંતીના મતમાં કટાક્ષ કરેલો છે તે કહી દેખાડે છે. નિર્વિકલ્પ બ્રહ્મમાં વ્યાઘાત દોષ આવતાં છતાં પણ તમેં તમારા મતમાં જેમ આકાશાદિકનાં નામ અને રૂપોની કલ્પના કરી છે તેમ આ અમારૂં શૂન્ય પણ માયાવડે કલ્પેલું છે. બૌદ્ધોનું આ કહેવું [1] અપસિદ્ધાંત છે. બૌદ્ધો આગળ વધીને એમ પણ બતાવે છે કે, હે સિદ્ધાંતી! તમારા અદ્વૈત સિદ્ધાંતમાં પરમાર્થ સતવસ્તુ નામરૂપના અભાવવાળી છે એમ બતાવેલું છે; માટે અમેં કહીએ છીએ કે તમેં 'સત્ હતું' એમ જે કહો છો તે પણ માત્ર કલ્પેલું જ છે. સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે હે વાદી! તારો આ વિકલ્પ અયુક્ત છે. તું જો એમ કહે છે કે 'સત્ હતું' એ માત્ર કલ્પેલું જ છે, તો બતાવ કે તે કયા અધિષ્ઠાનમાં કલ્પેલું છે? જે અધિષ્ઠાનમાં તે કલ્પેલું છે, તે અધિષ્ઠાન સત્, અસત્ કે આ જગત્ છે? જો સત્ છે એમ કહે તો તેમ થઈ શકે નહિ, કેમકે છીપમાં રૂપાની અને દોરડીમાં સાપની કલ્પના થાય છે તે છીપ અને દોરડીરૂપ અધિષ્ઠાન કાંઈ સતરૂપ રૂપું કે સતરૂપ સાપ નથી, પણ રૂપા અને સાપથી અન્ય છે; તેમ જે અધિષ્ઠાનમાં તમેં સત્ કલ્પવા ધારોછો તે અધિષ્ઠાન સતથી ભિન્ન હોવું જોઇએ, કેમકે પોતામાં પોતાની ભ્રાન્તિ થવાનો અસંભવ છે. હવે જો કલ્પિત સતનું અધિષ્ઠાન સતથી ભિન્ન એટલે અસત્ હોય, તો અસત્ જે નિઃસ્વરૂપ, શૂન્ય, કાંઈ નહિ એવું છે, તેમાં કાંઈ પણ કલ્પવાનો સંભવ જ

[1] ભંગ થાય એવો સિદ્ધાંત.

રહેતો નથી. જ્યાં મૂળ જ નહિ ત્યાં શાખા, પત્ર, પુષ્પની વાત સંભવે જ કેમ? ત્રીજો પક્ષ સતનું અધિષ્ઠાન જગત્ પણ બને નહિ, કેમકે જગત્ તો એ સતથી જ ઉત્પન્ન થયું છે, તો તે જગત્ સતનાં નામરૂપની કલ્પનાનું અધિષ્ઠાન બને, એ અસંભવ છે. આ રીતે સતના નામરૂપનાં ત્રણે અધિષ્ઠાન અયોગ્ય ઠરે છે. કદાચ જો તમે એમ કહો કે નિરાધિષ્ઠાનથી સતનાં નામરૂપ કલ્પ્યાં છે, તો અધિષ્ઠાન રહિત કોઈ પણ ઠેકાણે ભ્રાંતિ કલ્પાઈ હોય એમ જોવામાં આવેલ નથી. આ પ્રમાણે સતનાં નામરૂપની કલ્પનાના ઊહમાત્ર અયુક્ત છે. ૩૪-૩૫.

**सदासीदिति शब्दार्थभेदे वैगुण्यमापतेत् ।**
**अभेदे पुनरुक्तिः स्यान् मैवं लोके तथेक्षणात् ॥३६॥ १०१**
**कर्त्तव्यं कुरुते वाक्यं ब्रूते धार्यस्य धारणम् ।**
**इत्यादि वासनाऽऽविष्टं प्रत्यासीत् सदितीरणम् ॥३७॥ १०२**

**શબ્દાર્થ:—'સત્ હતું' એ પ્રકારના (બે) શબ્દના અર્થનો ભેદ સતે વૈગુણ્ય-સિદ્ધાંતનો ભંગ પ્રાપ્ત થાય છે, અને અભેદ સતે પુનરૂક્તિ આવે છે. લોકમાં તેમ દેખાય છે તેથી એમ માં બોલ. (૩૬). કરવા યોગ્ય કરે છે, બોલવા યોગ્ય બોલે છે [ને] ધારવા યોગ્યનું ધારણ કરે છે. ઇત્યાદિ વાક્યના વાસનાના આવેશવાળા (શ્રોતા) પ્રત્યે 'સત હતું' એમ [શ્રુતિવાક્યે] પુનરૂક્તિ કરેલી [છે]. ૩૭.**

**વિવેચન:**—વાદી કહે છે કે 'સૃષ્ટિની પૂર્વે આ જગત્ શૂન્ય હતું' એ અમારા મતમાં તમે વ્યાઘાત દોષ બતાવો છો તે જ પ્રમાણે તમારૂં 'સત્ હતું' એ વાક્યમાં પણ દોષ છે. વાદી દોષ બતાવવાને પૂર્વપક્ષ કરે છે કે, તમારૂ 'સત્ હતું' એ સિદ્ધાન્તમાં બે શબ્દો વપરાએલા છે. એ બંને શબ્દના અર્થમાં [1] ભેદ છે, કે અભેદ છે? જો ભેદ છે એમ કહો તો તેમાં અદ્વૈતની હાનિ છે. અને જો ભેદ નથી એમ કહો તો તેમાં પુનરૂક્તિ દોષ આવે છે. સિદ્ધાન્તી બીજા પક્ષનો સ્વીકાર કરીને કહે છે કે ભાઈ! એમ માં બોલ. વ્યવહારમાં અભેદ અર્થ સૂચવનાર શબ્દો સાથે લાગા વપરાય છે,—એટલે કર્ત્તવ્ય કરે છે, વાક્ય વદે છે અને ધરવા યોગ્યનું ધારણ કરે છે [2] ઇત્યાદિ. આવા પ્રયોગની વાસનાના આવેશમાં જેઓ જોડાએલા હોય છે તેમના સંબંધમાં ત્યાં વ્યવહારમાં પુનરૂક્તિ કરાય છે; તેમ પ્રસ્તુત શ્રુતિમાં 'સત હતું' એ શબ્દો શિષ્યની તેવી યોગ્યતાને લઇને ભગવતી શ્રુતિ બોલેલ છે. ૩૬-૩૭.

આગળના શ્લોકમાં પણ આ અર્થને દૃઢ કરી બતાવે છે.—

**कालाभावे पुरेत्युक्तिः कालवासनया युतम् ।**
**शिष्यं प्रत्येव तेनात्र द्वितीयं नाहि शक्यते ॥३८॥ १०३**

---

૧ સત્ અને હતું એ બંને શબ્દો સંસ્કૃતમાં अस् હોવું ધાતુમાંથી આવે છે. બંનેનો અર્થ 'હોવાપણું' એવો સંભવે છે. सत् आसीत्એમાં હોવાપણું અથવા સત્ બેવાર બોલાએલ છે જો તે બંને ભિન્નાર્થ હોય—ભિન્ન વસ્તુ જણાવતા હોય તો અદ્વૈતહાનિ થાય અને એકને જ જણાવતા હોય, તો પુરૂક્ત. દોષ આવે છે; તે, વાદિ પૂર્વપક્ષમાં બતાવે છે.

૨ હર્ષમાં, ક્રોધમાં, ભયમાં, દીનતામાં, નિંદામાં, સ્તુતિમાં, અને બોધ આપવામાં વ્યવહારેય પુનરૂક્તિ કરે છે. ભગવતી શ્રુતિ શિષ્યને બોધવા સારૂ પુનરૂક્તિ કરે છે એમ સિદ્ધાન્તીનું કહેવું છે.

**શબ્દાર્થ:—કાલનો અભાવ સતે, સૃષ્ટિની પૂર્વે એ પ્રકારની ઉક્તિ, ભૂતભવિષ્યના સંસ્કારવાળા શિષ્ય પ્રત્યે [ છે ]. તે કારણથી અહિંઆં—બ્રહ્મમાં ખરેખર બીજું શંકા કરાતું નથી–બીજી શંકા કરાતી નથી. ૩૮.**

**વિવેચન:**—બ્રહ્મ તો કાલના અભાવવાળું છે છતાં પણ જ્યારે સૃષ્ટિની પૂર્વે 'સત્ હતું' એમ કહેવાય છે ત્યારે તો તે વચન જ અયોગ્ય ઠરે છે. આ શંકાના સમાધાનને માટે આ શ્લોક છે. બ્રહ્મમાં કાળનો અભાવ છે, એ વાત ખરી છે, તથાપિ 'પૂર્વે સત્ હતું' એ પ્રકારની ભગવતી શ્રુતિની ઉક્તિ છે, તે માત્ર ભૂતભવિષ્ય આદિ કાળના સંસ્કારવાળા શિષ્યને બોધ કરવાને માટે છે. વાસ્તવિક નથી. વાસ્તવિક અદ્વૈત બ્રહ્મમાં કાંઈ બીજું તો છે જ નહિ. બીજાની શંકા પણ કરવા જેવું નથી. પરમાર્થતાએ તો કાંઈ કહેવાતું જ નથી. ૩૮.

અદ્વૈતસિદ્ધાન્તનું આ પરમ રહસ્ય છે તે નીચેના શ્લોકથી બતાવે છે.—

**चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया ।**
**अद्वैतभाषया चोद्यं नास्ति नापि तदुत्तरम् ॥३९॥ १०४**
**तदा स्तिमितगंभीरं न तेजो न तमस्ततम् ।**
**अनाख्यमनभिव्यक्तं सत् किंचिदवशिष्यते ॥४०॥ १०५**

**શબ્દાર્થ:—પ્રશ્ન અથવા ઉત્તર દ્વૈત ભાષાવડે કરીએ છીએ [ પણ ] અદ્વૈત ભાષાવડે પ્રશ્ન નથી [ને] તેનો ઉત્તર પણ નથી. (૩૯). પ્રલયકાળમાં [ તો ] નિશ્ચલ, ગંભીર [ અને ] નહિ તેજ, નહિ તમ [ ને ] વ્યાપ્ત, [ પણ ] વ્યાખ્યા ન થઇ શકે તેવું અપ્રગટ સત્ કાંઈ બાકી રહે છે. ૪૦.**

**વિવેચન:**—જ્યાં સુધી ચિત્ત છે—ચિત્તની વૃત્તિઓ છે, ત્યાંસુધી દ્વૈત છે. અને દ્વૈત છે ત્યાંસુધી જ બધા પ્રશ્નો અને ઉત્તરો છે. અદ્વૈત થતાં એમાંનું કાંઈ નથી. બધું મટી જતાં–પ્રલય થતાં તો, નિશ્ચલ, ક્રિયા વગરનું, મનવડે વિષય કરવાને પણ અશકય એવું, તેજનું પણ [1] અનાશ્રય એવું, અજ્ઞાનથી વિલક્ષણ એટલે કોઇ પણ જાતના આવરણ વગરનું, સર્વત્ર વ્યાપી રહેલું, જેનું કાંઇ પણ વ્યાખ્યાન ન થઇ શકે તેવું, ચક્ષુ આદિ ઈંદ્રિયોનો પણ અવિષય એવું, શૂન્યથી વિલક્ષણ, સત્ તથા આ-પણાવડે કહી શકાય નહિ એવું, જે કાંઈ ( અનિર્વચનીય ) બાકી રહી જાય છે—જે દ્વૈતના નિષેધની અવધિ રૂપે છે, તે જ છે. ૩૯–૪૦.

**ननु भूम्यादिकं माभूत् परमाण्वंतनाशतः ।**
**कथं ते वियतो सत्वं बुद्धिमारोहतीति चेत् ॥४१॥ १०६**
**असंतं निर्जगद् व्योम यथा ते बुद्धिमाश्रितम् ।**
**तथैव सन् निराकाशं कुतो नाऽऽश्रयते मतिम् ॥४२॥ १०७**
**निर्जगद् व्योम दृष्टं चेत् प्रकाशतमसी विना ।**
**क्व दृष्टं किं च ते पक्षे न प्रत्यक्षं वियत् खलु ॥४३॥ १०८**

---

1 ઘટમાં ઘટત્વ, બ્રાહ્મણમાં બ્રાહ્મણત્વ, તેમ તેજમાં તેજત્વ છે. તે જાતિરૂપ ધર્મનું અનાશ્રય, મિથ્યા સૂર્યાદિક જ્યોતિથી વિલક્ષણ, જાતિધર્મ વગરનું સ્વયં પ્રકાશ, અને સત્ય એવું છે માટે.

**શબ્દાર્થ:—પરમાણુરૂપ અંત અવયવનાં નાશથી પૃથ્વી વગેરે [ સત્ય ] માં હો [ પણ ] આકાશનું અસતપણું તારી બુદ્ધિને કેમ આરોહણ કરે છે! એમ જો [હોય] તો. (૪૧). અત્યંત નિર્જગત્ આકાશ જેમ તારી બુદ્ધિને આશ્રયભૂત થયું છે, તેમ જ આકાશ વગરનું સત્ [ તારી ] બુદ્ધિને કેમ આશ્રય કરતું નથી? (૪૨). પૃથ્વી આદિ જગત્ વિનાનું આકાશ [ તેં ] જોએલું છે એમ જો [ હોય ] તો પ્રકાશ અને અંધારા વગરનું [ તેં ] ક્યાં જોયું છે? વળી તારા પક્ષમાં આકાશ પ્રત્યક્ષ નથી જ. ૪૩.**

**વિવેચન:—**સ્વપક્ષમાં શિથિલ થઇ ગએલો વાદી નૈયાયિકની રીત પકડીને શંકા કરે છે કે પૃથ્વી, જળ તેજ, વાયુ, એ ચાર મહાભૂતો તો પરમાણુવાળાં છે, અર્થાત્ [1] પરમાણુનો પણ તમે અંત માનો છે માટે તેઓ તો ભલે નાશવંત હોય; પણ આકાશને તમે શામાટે નાશવંત—અસત્ માનો છો? તે તો સત્ હોવું જોઇએ. સિદ્ધાન્તી કહે છે કે જો તું અમને આમ પૂછતો હોય તો સાંભળ. કોઇ પણ ભૂતના પરમાણુ વગરના ખાલી નિર્જિગત્ આકાશ સુધીનો તો તારી બુદ્ધિને સ્વીકાર છે એમ તારા ઉપરના ઊહથી સમજાય છે, તો હે ભાઈ! જ્યારે આવું ખાલી આકાશ તું કબૂલ કરે છે ત્યારે તે આકાશ વગરનું એવું એક સત્ તારી બુદ્ધિમાં શામાટે ઉતરતું નથી તે હું સમજી શકતો નથી. અર્થાત્ નથી સમજાતું એમ જો તું કહે તો તે વાતમાં તારો કેવળ દુરાગ્રહ જ છે. અથવા તો તું પૃથ્વી આદિ કોઇ પણ ભૂત વગરનું આકાશ જોયું એમ કહે છે, અને સત્ નથી જોઈ શકાતું એમ કહેતો હોય તો તને મારે પૂછવુ જોઇએ, કે તેં જે નિર્જિગત [2] આકાશ જોયું છે તે અજવાળા અથવા અંધારા વગર ક્યાં જોયું છે.? [3] કાંતો આકાશમાં અંધારૂં હોય એવું તું જુએ છે, અગર તો અજવાળાવાળું જુએ છે; આ સિવાય બીજી રીતે ક્યાં જોવાય છે તે બતાવ? વળી તારા મતમાં આકાશ જે પ્રત્યક્ષ ( ઇંદ્રિયગોચર ) નથી, તેને તું જો જોયું એમ કહેતો હોય તો પછી સત્ જે ઇંદ્રિયગોચર નથી તેને તું શામાટે ન જોઇ શકે—અનુભવી ન શકે તે કહે? ૪૧-૪૩.

અત્ર વાદી જો એમ કહે કે અપ્રત્યક્ષ એવું આકાશ જેમ દેખવાના અભાવવાળું છે તેમજ તમારૂં સત્ પણ દેખવાની બાબતમાં તો અભાવવાળું જ છે; માટે તમારૂં સત્ કહો કે અમારૂં શૂન્ય કહો, એ બધું બરાબર જ છે; તેનું સમાધાન કરવા નીચેનો શ્લોક કહે છે—

---

૧ નૈયાયિકના મતમાં પૃથ્વી, જળ, તેજ ને વાયુ એ ચાર તત્ત્વોનાં ઉપાદાન કારણ પરમાણુને નિત્ય માન્યાં છે. તેઓ આકાશનાં પરમાણુ માનતા નથી પણ આકાશને નિત્ય માને છે. આ સ્થળમાં ન્યાયના મત પ્રમાણે परमाण्वंतनाशात: નો અર્થ પરમાણુ એજ જેનો અંત—છેડો એ રૂપ જેનો નાશ છે એવાં પૃથિવ્યાદિ ભૂતો એમ કરવો. રજોળિયામાં ઊડતાં રજકણો ત્ર્યણુક છે. એનો ત્રીજો ભાગ તે અણુ, અને અણુના બે ભાગમાંનો એક પરમાણુ છે, તે નિત્ય છે.

૨ પ્રકાશ અને અંધારાના સંબંધથી આકાશમાં જે શ્યામતા ભાસે છે એને લોક આકાશ કહે છે. તે આકાશ શૂન્યવાદીએ દીઠું છે એમ સિદ્ધાન્તીનું કહેવું છે.

૩ અત્ર રહસ્ય એ છે કે—જો શૂન્યનું ભાન થાય તો જેવડે શૂન્યનું ભાન થાય છે તેનું અસ્તિત્વ થવાથી શૂન્યભાવ જ મટી જાય. અગર જો શૂન્યનું ભાન થાય નહિ તોપણ સાક્ષી વગર શૂન્ય થાય જ નહિ. નિરંકુશણુરૂપ મૌનદશામાં શૂન્યનું ભાન નથી, માટે શૂન્યભાવ છે જ નહિ.

**सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चितैरनुभूयते ।**
**तूष्णीं स्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥४४॥ १०९**

**શબ્દાર્થ:—નિશ્ચિત એવા અમે, મૌનસ્થિતિમાં શુદ્ધ વસ્તુ તો અનુભવાય છે, પણ શૂન્યબુદ્ધિના અભાવથી શૂન્યપણું અનુભવાતું નથી. ૪૪.**

**વિવેચન:**—સિદ્ધાન્તી કહે છે કે શૂન્ય જેમ પ્રતીતિના અભાવવાળું છે, એમ અમારૂં સત્ નથી, તે તો સર્વ [1] માણસના અનુભવમાં આવે છે, માટે તારા શૂન્યની પેઠે દેખવાના અભાવવાળું અમારૂં સત્ નથી. વિકલ્પરહિત ઉદાસીન અવસ્થામાં અથવા તો મૂંગા રહીને બેશીએ છીએ ત્યારે પણ આત્માના નિશ્ચયવાળા અમને સર્વત્ર સત્ ભાસે છે, પણ તારૂં શૂન્ય તો શૂન્યબુદ્ધિનો અભાવ છે એટલે તે અવસ્થામાં ભાસતું નથી. ૪૪.

**सद्बुद्धिरपि चेन्नास्ति माऽस्त्वस्य स्वप्रभत्वतः ।**
**निर्मनस्कत्वसाक्षित्वात् सन्मात्रं सुगमं नृणाम् ॥४५॥ ११०**
**मनोजृंभणराहित्ये यथा साक्षी निराकुलः ।**
**मायाजृंभणतः पूर्वं सत् तथैव निराकुलम् ॥४६॥ १११**

**શબ્દાર્થ:—પ્રતીતિ પણ નથી એમ જો [ કહે ] તો આના સ્વપ્રકાશપણાથી તે માં હો. નિર્વિકલ્પ અવસ્થાના સાક્ષીપણાથી કેવળ સદ્વસ્તુ માણસને સુગમ [છે]. (૪૫). મનના સ્ફુરણની અભાવાવસ્થામાં જેમ સાક્ષી વિક્ષેપ વગરનો [છે]. તેમ જ માયાના સ્ફુરણની પૂર્વે, માયાનાં કાર્યરૂપ વિક્ષેપ વગરનું સત્ [ પણ હતું ]. ૪૬.**

**વિવેચન:**—બીજી કોઇ અવસ્થાઓ વિષે સત્ ભાસતું હોય તો ભલે ભાસે, પણ તૂષ્ણીભાવમાં સત્ ભાસતું છે એમ માનવાને કાંઈ કારણ નથી; એવી વાદીની શંકાના સમાધાનને માટે તથા તેને લઇને જગતની પૂર્વે પણ સત્ હતું એ પરમ સિદ્ધાન્ત બતાવવાને માટે આ બે શ્લોક કહે છે. વાદી જો એમ કહેતો હોય કે તૂષ્ણી અવસ્થામાં સતની પ્રતીતિ થતી નથી, તો એ વાત અદ્વૈતવાદીને અનિષ્ટ નથી; કેમકે વેદાંતમતમાં સત્ સ્વયંપ્રકાશ છે, એટલે તેને પ્રતીતિ કરનાર બીજાની જરૂર નથી. આથી કરી સિદ્ધાન્તી કહે છે કે ભાઈ! તે અવસ્થામાં સતની પ્રતીતિ ન થાય તે જ અમને ઇષ્ટ છે. નિર્વિકલ્પ અવસ્થામાં મન રહેતું નથી, માત્ર સત્ જ તે અવસ્થાના સાક્ષીરૂપે રહે છે. વિચારશીલ માણસને આ કેવળ સત્ સુગમ છે. 'હું છું' એવી સરલ ધારણામાં જ તે સુખથી જણાય છે. જેમ નિર્વિકલ્પ અવસ્થામાં મનના કોઇ પણ સ્ફુરણ વગર પ્રત્યગાત્મા સાક્ષીરૂપે છે, તેમ જ માયાના સ્ફુરણકાળની પહેલાં પ્રલય અવસ્થામાં કોઇ પણ જાતની ઉપાધિ વગર સત્ છે. ૪૫–૪૬.

આ માયા તે શું તેનું વર્ણન નીચેના ૧૨ શ્લોકોમાં કરે છે.—

---

[1] 'હું ચેતન છું' એમ સર્વ સાધારણ માણસ જાણે છે પણ જ્ઞાની તો હું 'સત્ આનંદ છું' એમ જાણે છે. એમ સૌ કોઇને પોતપોતાના અસ્તિત્વની પ્રતીતિ છે.

## ૩ માયા શક્તિનું વર્ણન. ૧૧૨—૧૨૩.

### ૧ માયાનું લક્ષણ અનિર્વચનીયતા અને તેથી દ્વૈતનો અભાવ. ૧૧૨-૧૧૮.

**निस्तत्त्वा कार्यगम्याऽस्य शक्तिर्मायाऽग्निशक्तिवत् ।**
**न हि शक्तिं क्वचित् कश्चित् बुद्ध्यते कार्यतः पुरा ॥४७॥ ११२**

**શબ્દાર્થ:—અગ્નિશક્તિની પેઠે [બ્રહ્મથી ભિન્ન] મિથ્યા [એવી] આ (બ્રહ્મ) ની શક્તિ માયા, કાર્યગમ્યા [છે]; કારણ કે કાર્યની પહેલાં ક્યાંઈ પણ કોઈ [પુરૂષ] આ (શક્તિ) ને જાણતો નથી. ૪૭.**

**વિવેચન:**—જગતનું કારણ બ્રહ્મ જે વાસ્તવ છે, તેનાથી ભિન્ન એટલે વાસ્તવ સ્વરૂપરહિત એવી, આકાશાદિ કાર્ય જેનું છે અને વળી એ જ કાર્યલિંગ(હેતુ)થી જે અનુમાનવડે જાણી શકાય છે એવી સર્વ ભૂત માત્રના ઉત્પાદનના સામર્થ્યવાળી માયા, સતરૂપ બ્રહ્મની શક્તિ છે. જેમ ફોલ્લો ઉપડેલો હોય તો તે જોઇને અગ્નિની શક્તિ જણાય છે તેમ આ માયા કાર્યાનુમેય છે. ફોલ્લો—અગ્નિશક્તિનું કાર્ય, જેમ અગ્નિથી ભિન્ન સ્વરૂપે છે, તેમ આ માયા પણ બ્રહ્મના વાસ્તવ સ્વરૂપથી ભિન્ન છે–મિથ્યા છે. જ્યાં સુધી અગ્નિશક્તિનું પરિણામ અનુભવાયું નથી ત્યાં સુધીમાં જેમ અગ્નિશક્તિ ને માણસ[1] જાણતો નથી, તેમ આ માયાને પણ તેનું કાર્ય જોવામાં આવ્યા સિવાય કોઇ પણ માણસ જાણતો નથી, માટે જ આ માયાશક્તિ કાર્યલિંગથી જ ગમ્ય છે. ૪૭.

**न सद्वस्तु सतः शक्तिर्न हि वन्हेः स्वशक्तिता ।**
**सद्विलक्षणतायां तु शक्तेः किं तत्त्वमुच्यताम् ॥४८॥ ११३**
**शून्यत्वमितिचेच्छून्यं मायाकार्यमितीरितम् ।**
**न शून्यं नापि सत् यादृक् तादृक् तत्त्वमिहेष्यताम् ॥४९॥ ११४**

**શબ્દાર્થ:—સતની શક્તિ સદ્વસ્તુ નથી, [કેમકે] અગ્નિનું [પણ] સ્વશક્તિપણું નથી જ. ત્યારે સતથી વિલક્ષણતામાં શક્તિનું શું તત્ત્વ છે[તે] કહો. (૪૮). શૂન્યપણું છે એમ જો [હોય] તો શૂન્ય, માયાનું કાર્ય છે એમ તેં કહેલું છે; [માટે] શૂન્ય નહિ ને સત્ પણ નહિ એવું, તે બંનેથી વિલક્ષણ તત્ત્વ અહિંઆં અદ્વૈતસિદ્ધાન્તમાં અંગીકાર કરવું. ૪૯.**

**વિવેચન:**—માયાનું કાર્યલિંગથી જાણવાપણું છે એમ પાછળ બતાવ્યું; હવે તેનું મિથ્યાત્વ—બ્રહ્મથી ભિન્ન–સત્તારહિતપણું છે, તે બતાવવાને માટે આ બે શ્લોક છે. અહિયાં બે વિકલ્પ છે, એટલે સતની શક્તિ તે સતરૂપ છે કે અસતરૂપ છે. ? જો સતરૂપ કહીએ, તો તે સંભવે નહિ; કેમકે સતની શક્તિ જો સતરૂપ હોય તો સત્ બે થયાં; પણ બે સતનો તો વેદાંતસિદ્ધાન્તમાં અંગીકાર જ નથી. અગ્નિંમાંની દાહશક્તિ અગ્નિને રૂપે નથી. એટલે અગ્નિને સત રૂપે નથી; કેમકે જો અગ્નિશક્તિ અગ્નિને રૂપે હોય,

[1] બાળક જ્યાંસુધી દાઝયું નથી, ત્યાંસુધી દીવા કે, અગ્નિ તરફ વધારે દોડે છે. દાઝયા પછી અગ્નિશક્તિથી જાણીતું થાય છે એવો અત્ર સંકેત છે.

તો મણિ, મંત્ર અને ઔષધીના પ્રયોગથી અગ્નિ બાળી શકતો નથી તે બને નહિ. આથી એમ સિદ્ધ થાય છે કે અગ્નિ અને અગ્નિશક્તિ ભિન્ન છે, તેમજ અબાધ બ્રહ્મ અને બ્રહ્મની શક્તિ–માયા બંને ભિન્ન છે. માયા, બ્રહ્મ એટલે સતરૂપે નથી. હવે માયાશક્તિ જો સત્ નથી તો પછી અસત્ છે એમ જ માનવું જોઇએ. આ અસત્ તે કેવું ? અસત્ તે શૂન્ય, શશના શૃંગ જેવું, નિઃસ્વરૂપ છે, તે કે સત્ અબાધ્ય–થી વિલક્ષણ બાધ્ય છે તે. જો માયાને શૂન્ય છે એમ વાદી (શૂન્યવાદી) કહે તો તેનાથી તેમ કહેવાય નહિ; કેમકે પાછળ ૯૯ મા શ્લોકમાં તેણે શૂન્યને માયાનું કાર્ય છે એમ કહેલું છે; એટલે તે શૂન્ય અસત્ તો નથી. આમ માયા સત્ નથી, અસત્ નથી; ત્યારે તેને કહેવું શું ? એને કાંઈ કહી શકાય જ નહિ. એ સદસત્થી વિલક્ષણ એવું તત્ત્વ છે. આને કાંઈ ન કહી શકાય એ જ આનું નામ અને વ્યાખ્યા, એટલે તે [1] અનિર્વચનીય છે. ૪૮—૪૯.

**नासदासीन्नोसदासीत् तदानीं किंत्वभूत् तमः ।**

**सद्योगात् तमसः सत्वं न स्वतस्तन्निषेधनात् ॥५०॥ ११५**

**શબ્દાર્થ:—ત્યારે ( પ્રલયકાળમાં ) અસત્ નહિ હતું, સત્ નહિ હતું, તો શું હતું ? અજ્ઞાન [ હતું ]. અજ્ઞાનને પોતાની સત્તાનો નિષેધ છે માટે [ તેનું અસ્તિત્વ ] સ્વભાવથી નથી [ પણ ] સત્ના યોગથી અજ્ઞાનનું અસ્તિત્વ [ છે ]. ૫૦.**

**વિવેચન:**—શ્લોકના પૂર્વાર્દ્ધમાં બતાવેલી એ શ્રુતિને અનુસરીને અત્ર માયાનો અર્થ સદસત્ વિલક્ષણ એમ બતાવ્યો છે. માયા એ જ અજ્ઞાન. હવે આ અજ્ઞાન તે સ્વતઃસિદ્ધ છે, કે કોઇને યોગે છે ? તે સ્વતઃસિદ્ધ નથી, પણ અધિષ્ઠાનરૂપ સત્—બ્રહ્મના યોગથી તેમાં કલ્પિત [2] તાદાત્મ્યસંબંધથી છે; કેમકે અજ્ઞાનનું સ્વતઃસિદ્ધપણું કોઈ કારણથી સંભવતું નથી. ૫૦.

---

[1] માયાના સત્ અસત્ રૂપનો આપણે કેટલોક વિચાર કરેલો છે. જો સત્ હોય તો બ્રહ્મથી ભિન્ન સત્ માની શકાતું નથી; કેમકે તેથી અદ્વૈતહાનિ થાય છે એટલું જ નહિ પણ નિરછિદ્ર બ્રહ્મમાં આ તેની શક્તિરૂપ ભિન્ન સત્ને સ્થિતિ મળવાનો સંભવ જ નથી, તેથી માયા બ્રહ્મથી ભિન્ન સત્ નથી. વળી અભિન્ન સત્ પણ નથી; કેમકે ૧૧૩ મા શ્લોકમાં તેનો અસંભવ બતાવ્યો છે. માયા જો અભિન્ન સત્ હોય તો તેનો નાશ સંભવતો નથી, પણ શાસ્ત્ર તો જ્ઞાનવડે નિવૃત્તિ પામી માયારહિત થતાં મોક્ષ અનુભવાય છે એમ બતાવે છે, એટલે તે બધાં શાસ્ત્રો માયાને સત્ માનતાં વ્યર્થ થાય છે. આથી માયા ભિન્નાભિન્ન સત્રૂપે નથી. હવે માયા અસત્ છે. પણ આ અસત્ શૂન્યરૂપ હોય તો તેને જગત્ની કારણતાનો સંભવ રહે નહિ, અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૨ જા અધ્યાયના ૧૬મા શ્લોકમાં અસત્નો ભાવ નથી એમ કહ્યું છે તે વચન સાથે વિરોધ આવે. આથી માયા શૂન્યરૂપ અસત્ પણ નથી પણ સદસત્થી વિલક્ષણ છે. અત્ર સત્થી વિલક્ષણ એટલે અસત્ નહિ, તેમ અસત્થી વિલક્ષણ એટલે સત્ એમ પણ નહિ; પરંતુ ત્રિકાલાબાધ્ય સત્થી વિલક્ષણ એટલે બાધયોગ્ય અને અસત્-શૂન્યથી વિલક્ષણ એટલે સ્વરૂપવાન્ પણ બાધ યોગ્ય આકારવાળી જે વસ્તુ તે સદસત્થી વિલક્ષણ, અને આ જ અનિર્વચનીય. આ પ્રમાણે માયા અને તેનુ કાર્ય આકાશાદિક, વ્યાવહારિક વસ્તુ, સ્વપ્ન અને રજ્જુસર્પ વગેરે પ્રાતિભાસિક વસ્તુ એ સર્વ બાધ યોગ્ય સ્વરૂપો અનિર્વચનીય—માયા છે.

[2] બ્રહ્મ નિર્ગુણ છે એટલે દ્રવ્ય નથી અને માયા સત્ત્વાદિ ગુણ સ્વરૂપ છે એટલે ગુણના આશ્રયરૂપ નથી, તેથી તે પણ દ્રવ્ય નથી. આમ બ્રહ્મ અને માયા બંને દ્રવ્ય ન હોવાથી તેમનો સંયોગ-

अतएव द्वितीयत्वं शून्यवन्‌ नाहि गण्यते ।
न लोके चैत्रतच्छक्तयोर्जीवितं लिख्यते पृथक्‌ ॥५१॥ ११६

शक्त्याधिक्ये जीवितं चेद्‌ वर्द्धते तत्र वृद्धिकृत्‌ ।
न शक्तिः किं तु तत्कार्यं युद्धकृष्यादिकं तथा ॥५२॥ ११७

सर्वथा शक्तिमात्रस्य न पृथग्‌ गणना क्वचित्‌ ।
शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शंक्यते कथम्‌ ॥५३॥ ११८

**શબ્દાર્થઃ**—એટલા માટે જ શૂન્યની પેઠે બીજાપણું નથી ગણાતું. વ્યવહારમાં શક્તિમાન્‌ પુરૂષ અને તેની શકિતનો પગાર જુદો લખાતો નથી. (૫૧). શકિતના વધારામાં પગાર વધે છે [ એમ ] જો [હોય] તો ત્યાં યુદ્ધ, કૃષિ, ઇત્યાદિ તેનું કાર્ય વધારો કરનાર [ છે ] પણ શકિત નથી. તેમ [ માયા બ્રહ્મથી ભિન્ન નથી ] (૫૨). બધી રીતે શક્તિ માત્રની પૃથક્‌ ગણના કયાંઈ નથી. શક્તિકર્મ તો [ પ્રલયકાળમાં ] નથી જ. [ ત્યારે ] બીજાની કેમ શંકા કરાય ? ૫૩.

**વિવેચનઃ**—ઉપર બતાવ્યા પ્રમાણે માયા બ્રહ્મથી જૂદી નથી પણ તેના–યોગથી કલ્પિત તાદાત્મ્યસંબંધ કરી રહેલી છે, તો પછી તે પણ બીજાપણામાં તો શૂન્ય જેવી જ છે. શૂન્યથી કાંઈ કોઈ વસ્તુમાં બેપણું આવતું નથી તેમ માયાથી પણ બ્રહ્મમાં બેપણું સંભવતું નથી. વ્યવહારમાં પણ કોઈ શકિતવાળો માણસ નોકરીમાં જોડાય છે, તો ત્યાં તે માણસનો અને શકિતનો એમ જૂદો પગાર લખાતો નથી પણ એક જ લખાય છે; તેમ માયા અને બ્રહ્મ એ એક–જ છે. વાદી શંકા કરે છે કે શકિતવાળા માણસમાં પણ જેમ શકિત વધારે તેમ તેનો પગાર વધારે હોય છે, આથી એમ સંભવે છે કે શકિતનો પગાર જૂદો છે. અહિંઆં પગાર વધારે છે તે શકિતના કારણથી નથી; પણ યુદ્ધ કરવું, ખેડ કરવી, ઇત્યાદિ શકિતના કાર્યથી વધારે છે. વધારે પગાર મળવાનું કારણ જેમ શકિત નહિ પણ. શકિતનું કાર્ય છે; તેમ જ બ્રહ્મમાં શકિતના કલ્પિત તાદાત્મ્યસંબંધવડે કાંઈ દ્વૈતતા નથી, પણ તેના કાર્યવડે છે. બધી જગ્યામાં આ જ પ્રમાણે શકિત અને પુરૂષની પૃથક્‌ ગણના ગણવામાં આવતી નથી, તો પછી પ્રલયકાળ કે જેમાં માયાનું કોઈ પણ કાર્ય જ હતું નહિ તે વખતે તો દ્વૈતની શંકા જ શામાટે થવી જોઇએ ? ૫૧–૫૩.

**૨ માયા, બ્રહ્મના એક દેશમાં રહે છે. ૧૧૯–૧૨૩.**

न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किंत्वेकदेशभाक्‌ ।
घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ॥५४॥ ११९

સંબંધ નથી. સંયોગ-સંબંધ એ દ્રવ્ય વગર હોતો નથી. બ્રહ્મ અને માયામાં કોઈ ગુણગુણી નથી, જાતિવ્યકિત નથી ને ક્રિયાક્રિયાવાન્‌ નથી; એટલે તેમનો સમવાયસંબંધ પણ નથી. બ્રહ્મ અને માયા પરસ્પર વિલક્ષણ છે—એક સ્વરૂપે નથી, માટે તેઓ તાદાત્મ્યસંબંધે પણ જોડાએલ નથી. શ્રુતિમાં બ્રહ્મની અસંગતાનું પ્રતિપાદન કરેલું છે, એટલે માયા અને બ્રહ્મનો વાસ્તવ સંબંધ તો બને જ નહિ; પણ આકાશમાં જેમ શ્યામતાનો સંબંધ કલ્પિત માત્ર છે, તેમ બ્રહ્મ અને માયાનો કેવળ અધ્યાસ માત્રથી કલ્પિત તાદાત્મ્યસંબંધ માનેલો છે.

पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः ।
इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः ॥५५॥ १२०
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।
इति कृष्णोऽर्जुनायाह जगतस्त्वेकदेशताम् ॥५६॥ १२१

**શબ્દાર્થ:—તે શક્તિ સમગ્ર બ્રહ્મમાં વસનારી નથી, પણ [ બ્રહ્મના ] એક દેશને ભોગવનારી [ છે ]. જેમ ઘડો બનાવવાની શક્તિ પૃથ્વીમાં ચીકણી માટીમાં જ વરતે છે તેમ. (૫૪). 'આ બ્રહ્મનો એક ભાગ સર્વ ભૂતો છે [ અને ] ત્રણ ભાગવાળો દેશ સ્વયંપ્રકાશ છે.' એ પ્રકારે માયાનું એક દેશપણું શ્રુતિ બોલે છે. (૫૫). 'હું આ સર્વ જગત્‌ને વીંટલાઇને એક અંશવડે રહેલો [ છું ]' એ પ્રકારે શ્રી કૃષ્ણ પરમાત્મા અર્જુનને જગત્‌નું એક દેશપણું કહેતા હવા. ૫૬.**

**વિવેચન:**—બ્રહ્મની આ માયા શક્તિ સમગ્ર બ્રહ્મમાં રહે છે કે તેના કોઈ એક દેશમાં રહે છે; એવા એ પ્રશ્ન માયાના સંબંધમાં ઉઠે છે. જો તે સમગ્ર બ્રહ્મમાં રહેતી હોય તો પછી માયાથી નિર્મુક્ત થવાને કોઈએ ઇચ્છિવું જ નહિ, કેમકે એમ ઇચ્છતા મુમુક્ષુઓ મુક્ત થયા પછી રહે ક્યાં અથવા તો મુક્ત થાય જ કેમ, આ ગુંચવણ આવી પડે છે; અને નિવૃત્તિ માર્ગનું અનુમોદન કરનારાં સર્વ શાસ્ત્ર એથી વ્યર્થ થઈ જાય છે. અર્થાત્ સમગ્ર બ્રહ્મમાં માયા વર્તતી નથી એમ કહેવું ને માનવું પડે છે. તેમ જ તે બ્રહ્મના એક દેશમાં [1] વર્તે છે એમ પણ સ્વીકારવું પડે છે. પૃથ્વીના સઘળા ભાગમાં ઘડો બની શકે તેવી માટી નથી પણ કોઇ એક ભાગમાં જ તે છે તેમ આ ઉક્તિને ૧૨૦ મા શ્લોકના પૂર્વાર્દ્ધરૂપ શ્રુતિ લખી ગ્રંથકર્ત્તા પ્રમાણ આપે છે. વળી પણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના દશમા અધ્યાયના ૪૨ મા શ્લોકનું પૂર્વાર્દ્ધ પ્રમાણરૂપે આપે છે. ૫૪-૫૬.

स भूमिं विश्वतो वृत्वा ह्यत्यतिष्ठद् दशांगुलम् ।
विकारावर्ति चात्रास्ति श्रुतिसूत्रकृतोर्वचः ॥५७॥ १२२

**શબ્દાર્થ:—'તે પૃથ્વીને બધી બાજુથી આચ્છાદન કરીને નિશ્ચયપૂર્વક દશ આંગલને ઉલ્લંઘન કરીને ઉભું રહેતું હતું' અને અહિંઆં 'સર્વ પ્રપંચથી જુદો છે' એમ ભગવતી શ્રુતિનું અને ભગવાન ભાષ્યકારનું વાક્ય છે. ૫૭.**

૧ આ એક દેશ વાસ્તવિક નથી પણ કલ્પિત છે, કેમકે જો તે વાસ્તવિક હોય તો બ્રહ્મની નિરવયવતાનું પ્રતિપાદન કરનારી શ્રુતિ સાથે વિરોધ આવે. કલ્પિત છે ત્યારે તો તે ૧ સ્થૂલ સૂક્ષ્મ ભૂતરૂપ, ૨ જીવઈશ્વરરૂપ, ૩ કાળરૂપ, ૪ શૂન્યરૂપ, ૫ માયારૂપ કે ૬ કોઈ અન્યરૂપ હોઈ શકે. પહેલા ચાર પક્ષો તો માયાનું જ કાર્યછે માટે તેઓ તો માયાનું આશ્રય હોઇ શકે નહિ. ૫ મો પક્ષ લેતાં આત્માશ્રયાદિ દોષ આવે છે. હવે માયાની—અનિર્વચનીયતા--થી કોઈ બીજું તત્ત્વ કલ્પી શકાતું નથી માટે એ પણ અયોગ્ય છે, એટલે નિરવયવ બ્રહ્મમાં દેશની કલ્પનાનો અસંભવ હોવાથી માયા તેના એક દેશમાં વર્તે છે એમ કહેવાય જ નહિ, માત્ર મધ્યમ અધિકારીને બોધ કરવાના હેતુથી તેનો અધ્યારોપ કરવામાં આવ્યો છે. આ પ્રકરણનો ૫૮ મો શ્લોક જુઓ.

**વિવેચનઃ**—બ્રહ્મના એક અંશમાં સર્વ માયા છે એ વાત બતાવ્યા પછી બ્રહ્મના બાકીના અંશ સ્વપ્રકાશ છે એમ બતાવવાને, ભગવતી શ્રુતિનું અને ભગવાન્ ભાષ્યકારનું પ્રમાણ આપે છે. પહેલું પ્રમાણ [1] શ્રુતિનું અને બીજું પ્રમાણ [2] બ્રહ્મસૂત્રનું છે. શ્રુતિગત ભૂમિ શબ્દવડે તમામ પ્રપંચ માત્રનો સમાવેશ કરાએલો છે અને એ સર્વ પ્રપંચની પણ ઉપર—દશ આંગળ ઉપર જઈને બ્રહ્મ રહેતું હતું એમ કહ્યું છે, એ બ્રહ્મની સર્વવ્યાપકતા બતાવવાને માટે છે. માત્ર દશ આંગળ જ નહિ, પણ અપરિમિત બ્રહ્મ છે એમ સમજવું. ૫૭.

**निरंशेऽप्यंशमारोप्य कृत्स्नेंऽशे वेति पृच्छतः ।**

**तद्भाषयोत्तरं ब्रूते श्रुतिः श्रोतृहितैषिणी ॥५८॥ १२३**

**શબ્દાર્થઃ—સંપૂર્ણ બ્રહ્મમાં અથવા તેના એક અંશમાં [ માયા વસે છે ] એમ પૂછનાર (જીજ્ઞાસુ) ને તેના પ્રશ્નને અનુસરીને, સાંભળનારનું હિત ઈચ્છવાવાળી શ્રુતિ ભગવતી, નિરંશ બ્રહ્મમાં પણ અંશનો આરોપ કરીને (અંશ કલ્પીને) ઉત્તર આપે છે. ૫૮.**

**વિવેચનઃ**—પાછળ ૫૪ મા શ્લોકમાં માયા બ્રહ્મના એક દેશમાં વસે છે એમ બતાવ્યું છે. આ તેનો એક દેશ માત્ર કલ્પેલો છે, કેમકે માયા સંપૂર્ણ બ્રહ્મમાં રહે છે કે તેના એક દેશમાં રહે છે, એવા પ્રશ્ન પૂછનારની બુદ્ધિના ઉપર ઉપકાર કરવા માટે કૃપાળુ ભગવતી શ્રુતિ પણ અંશ વગરના અખંડ બ્રહ્મમાં અંશ કલ્પીને, માયા તેના એક દેશમાં રહે છે એવો ઉત્તર આપે છે; પણ બ્રહ્મનો એક દેશ તે કાંઈ વાસ્તવ નથી. આ શ્લોકથી તેનો એ પ્રમાણેનો ખુલાસો કર્યા પછી બ્રહ્મને આશ્રયે રહેલી માયાનું પ્રયોજન શું છે તે બતાવે છે. ૫૮.

## ૪. બ્રહ્મ અને પંચ મહાભૂતનો વિવેક. ૧૨૪–૧૬૪.

### ૧ માયાનું પ્રયોજન શું છે?

**सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत् सति विक्रिया ।**

**वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं यथा ॥५९॥ १२४**

**શબ્દાર્થઃ—ભીંતમાં રહેલા જૂદા જૂદા રંગવાળા ધાતુઓ–પદાર્થો જેમ ભીંતમાં જૂદાં જૂદાં ચિત્રો [ બનાવે છે તેમ ] સત (બ્રહ્મ)ને આશ્રય કરી રહેલી માયાશક્તિ, તે સત્ [ બ્રહ્મમાં પણ ] વિવિધ પ્રકારની વિક્રિયા કરે છે. ૫૯.**

**વિવેચનઃ**—બ્રહ્મમાં માયાનું પ્રયોજન કાર્ય કરવાનું છે. હવે તે કયાં કાર્ય કયા અનુક્રમે કરે છે તે બતાવે છે.—

### ૨ સત્ અને આકાશનો વિવેક.૧૨૫—૧૪૧.

**आद्यो विकार आकाशः सोऽवकाशस्वरूपवान् ।**

**आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥६०॥ १२५**

---

૧ सभूमिं सर्वतः स्पृत्वा त्यतिष्ठद् दशांगुलम् જુઓ પુરૂષ સૂક્ત.

૨ શારીરક ભાષ્ય ૪ થા અધ્યાયમાં ચોથા પાદનું ૧૯ મું સૂત્ર.

एकस्वभावं सत्तत्त्वमाकाशो द्विस्वभावकः ।
नावकाशः सति व्योम्नि स चैषोऽपि द्वयं स्थितम् ॥६१॥ १२६
यद्वा प्रतिध्वनिर्व्योम्नो गुणो नासौ सतीक्ष्यते ।
व्योम्नि द्वौ सद्ध्वनी तेन सदेकं द्विगुणं वियत् ॥६२॥ १२७

**શબ્દાર્થઃ**—[ માયાનો ] પહેલો વિકાર આકાશ, તે અવકાશસ્વરૂપવાળો છે. 'આકાશ છે' એ પ્રકારે સતતત્ત્વ આકાશમાં અનુસ્યૂત થાય છે. (૬૦). સત્તત્ત્વ એક સ્વભાવવાળું છે [ને] આકાશ બે સ્વભાવાળું છે. સત્‌માં અવકાશ નથી, પણ આકાશમાં તે સત સ્વભાવ અને અવકાશ બંને રહેલાં છે. (૬૧). અથવા આકાશનો ગુણ પડઘો છે. આ (ગુણ) સત્‌માં નથી જોવાતો. આકાશમાં સત્ અને શબ્દ એમ બે [ગુણ છે] તેણે કરીને સત્ એક ગુણવાળું અને આકાશ બે ગુણવાળું [કહેવાય છે]. ૬૨.

**વિવેચનઃ**—સત્ બ્રહ્મમાં માયાશક્તિનું પહેલું કાર્ય તે આકાશ છે. આકાશ એટલે અવકાશ—ખાલી જગ્યા. કોઈ પણ પદાર્થની સ્થિતિ થવામાં અને પ્રસરણ થવામાં એ અનુકૂલ છે. સત્-બ્રહ્મનો હોવાપણાનો સ્વભાવ આકાશમાં મળે છે માટે 'આકાશ છે' એમ કહેવાય છે. આકાશનું અસ્તિત્વ બોલાય છે, તે સતનો સ્વભાવ તેમાં અનુસ્યૂત થવાથી બોલાય છે. આ પ્રમાણે આકાશની સાથે સત્ પણ માયાના પ્રભાવથી અનુગત થાય છે, એટલે આકાશનો અવકાશ સ્વભાવ અને સતનો હોવાનો સ્વભાવ એમ બે સ્વભાવ આકાશમાં મળે છે. અથવા તો આકાશનો * ગુણ પડઘો-શબ્દ અને સતનો ગુણ 'હોવાપણું' એ બે આકાશમાં છે, આથી કરીને સત્ એક સ્વભાવવાળું અને આકાશ બે સ્વભાવવાળું કહેવાય છે. આકાશનો અવકાશ સ્વભાવ અને ગુણ શબ્દ છે જે સત્—બ્રહ્મમાં નથી એ ખુબ યાદ રાખવું. ૬૦—૬૨.

या शक्तिः कल्पयेद् व्योम सा सद्व्योम्नोरभिन्नता ।
आपाद्य धर्मधर्मित्वं व्यत्ययेनावकल्पयेत् ॥६३॥ १२८
सतो व्योमत्वमापन्नं व्योम्नः सत्तां तु लौकिकाः ।
तार्किकाश्चावगच्छन्ति मायाया उचितं हि तत् ॥६४॥ १२९
यद् यथा वर्त्तते तस्य तथात्वं भाति मानतः ।
अन्यथात्वं भ्रमेणेति न्यायोऽयं सार्वलौकिकाः ॥६५॥ १३०

**શબ્દાર્થઃ**—જે શક્તિ આકાશને કલ્પે છે તે (શક્તિ) સત્ અને આકાશની અભિન્નતા સંપાદન કરીને વિપરીતપણા વડે [ તેમનું ] ધર્મપણું અને ધર્મીપણું કલ્પે છે. [ ૬૩. ] સતને આકાશ પ્રાપ્ત થયું [ છે એમ ] લૌકિક પ્રાણીઓ, અને આકાશને સતપણું [ પ્રાપ્ત થયું છે એમ ] નૈયાયિકો જાણે છે (માને છે). માયાને તે ઉચિત જ [ છે ]. ( ૬૪. ) જે ( પદાર્થ )

* એ આગળ આવતા ૧૩૩ મા શ્લોકમાં બતાવેલું છે.

**જે પ્રકારે વર્તે છે તેનું તેવાપણું પ્રમાણથી ભાસે છે, [ પણ ] અન્યથાપણું ભ્રમવડે [ ભાસે છે ]. એ પ્રકારનો આ (ન્યાય) સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. (૬૫).**

**વિવેચન:**—પાછળ બતાવ્યા પ્રમાણે સત-બ્રહ્મનું આકાશ કાર્ય છે, એટલે સત્ બ્રહ્મ આધાર છે, અને તેમાં આકાશ આશ્રિત છે. આકાશરૂપ ધર્મ સત્રૂપ બ્રહ્મમાં છે, માટે સત્ **ધર્મી** છે. આ ધર્મધર્મીપણું માયાવડે કલ્પેલું છે. જે માયા આકાશને કલ્પે છે તે જ માયા પ્રથમથી સત્ અને આકાશનો અભેદ એટલે કલ્પિત **તાદાત્મ્યસંબંધ** કલ્પીને પછી સત્ જે ધર્મી છે તેને ધર્મ કલ્પે છે. અને આકાશ જે ધર્મ છે તેને ધર્મી કલ્પે છે. એમ વિપરીતપણાવડે કલ્પે છે; અને એટલા માટે જ પૂર્વે બતાવ્યા પ્રમાણે 'આકાશ છે' એમ આકાશની સત્તાનું ભાન થાય છે. આવી રીતે કલ્પિત આકાશની સત્તાને તે વાસ્તવ સત્તા છે, એમ નૈયાયિકો માને છે. વળી કેટલાક લૈકિક પ્રાણીઓ માટીને જેમ ઘટત્વ પ્રાપ્ત થયું માને છે તેમ જ સત્‌ને આકાશપણું પ્રાપ્ત થયું છે એમ માને છે. આમ બંનેનું વિરૂદ્ધ માનવું કે, અવાસ્તવને વાસ્તવ માનવું, એ પણ માયાનું જ કર્મ છે ને તે તેને યોગ્ય છે; કેમકે માયા અઘટિતઘટના રચવામાં સમર્થ છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જે વસ્તુ જેવી રીતે છે તેને તેવી જ રીતે જાણવી એ પ્રમાણ વાત છે, પણ તેનાથી બીજી રીતે જ્યારે જણાય ત્યારે તો તે ભ્રમથી થાય છે, એમ લોકમાં પણ કહેવાય છે. છીપને છીપ અને દોરડીને દોરડીરૂપે જ—પોતાનેરૂપે જ જાણવું તે પ્રમાણ છે, પણ છીપને રૂપું અને દોરડીને સાપરૂપે જાણવું તે તો ભ્રમ જ કહેવાય. આ વાત સર્વમાન્ય છે. ૬૩–૬૫.

**एवं श्रुतिविचारात् प्राग् यथा यद् वस्तु भासते ।**
**विचारेण विपर्येति ततस्तच्चिंत्यतां वियत् ॥६६॥ १३१**

**શબ્દાર્થ:—એ પ્રકારે શ્રુતિના વિચારથી પૂર્વે જે વસ્તુ જે પ્રકારે ભાસે [ તે વસ્તુ ] શ્રુતિ વિચારવડે વિપરીત થાય છે–વિપરીત ભાસે છે; તેથી તે (આકાશ) વિચારવું—આકાશનો આત્માની સાથે ભેદ કરી જોવો. ૬૬.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં માણસને વિપરીત પ્રતીતિ થાય છે તે કહી બતાવી. હવે એ વિપરીત પ્રતીતિની નિવૃત્તિ કરવાનો ઉપાય બતાવે છે. આ વિચાર તે સત્ અને આકાશનું શ્રુતિવિચારથી વિવેચન કરવું તે છે. શ્રુતિવિચારની પૂર્વે વસ્તુનું જે રૂપે દેખાવું થાય છે તે રૂપ મિથ્યા છે. આ મિથ્યા રૂપઉપર વિચાર કરવાથી ખરૂં સ્વરૂપ શું છે તે સમજાય છે—મિથ્યા ભાસતા રૂપથી વિપરીત રૂપ થાય છે, એટલે સત્ શું છે તે સમજાય છે; આટલા માટે આપણા ચાલતા પ્રસ્તુતમાં આકાશનો વિચાર કરવો તે **ભેદજ્ઞાન, ભેદબુદ્ધિ, વિવેક** કે **વિવેચન** કહેવાય છે. ૬૬.

**भिन्ने वियत्सती शब्दभेदाद् बुद्धेश्च भेदतः ।**
**वाय्वादिष्वनुवृत्तं सन् न तु व्योमेति भेदधीः ॥६७॥ १३२**

**શબ્દાર્થ:—શબ્દના ભેદથી અને વળી બુદ્ધિજ્ઞાનના ભેદથી આકાશ અને સત્ ભિન્ન છે. સત્, વાયુ આદિ સર્વ પદાર્થોમાં અનુગત છે પણ આકાશ [ બધામાં અનુગત ] નથી. આ પ્રકારે ભેદજ્ઞાન છે. ૬૭.**

**વિવેચન:**—એક જ અર્થ જણાવનારા ઘણા શબ્દો પરસ્પર પર્યાય કહેવાય છે. જેમ શશી, ચંદ્ર, ચંદ્રમા, વિધુ ઈ. શબ્દો એક જ પદાર્થને જણાવનારા હોવાથી તેઓ પરસ્પર પર્યાય શબ્દ છે, તેમ વિયત્ ( આકાશ ) અને સત્ એ બંને શબ્દો પર્યાય નથી. એક જ વસ્તુને તેઓ બતાવતા નથી પણ ભિન્ન અર્થ બતાવે છે. [1] **બુદ્ધિજ્ઞાન** પણ તેમનું જૂદું છે; કેમકે સત્; વાયુ, તેજ, જળ, પૃથ્વી, વગેરે સર્વમાં પોતાનું [2] અસ્તિત્વ બતાવે છે. અર્થાત્ તે સર્વમાં અનુસ્યૂત છે. વાયુ છે, તેજ છે, જળ છે, અને પૃથ્વી છે, એમ બોલાય છે. પણ આ સઘળાંમાં આકાશ કાંઈ અનુસ્યૂત નથી. અર્થાત્ વાયુ—આકાશ. તેજ—આકાશ એમ બોલાતું નથી. આ પ્રમાણે સત્ અને આકાશનું જે વિવેચન તેને **ભેદબુદ્ધિ** અથવા **ભેદજ્ઞાન** કહે છે. ૬૭.

**सद्वस्त्वधिकवृत्तित्वाद् धर्मि व्योम्नस्तु धर्मता ।**
**धिया सतः पृथक्कारे ब्रूहि व्योम किमात्मकम् ॥६८॥ १३३**
**अवकाशात्मकं तच्चेदसत् तदिति चिंत्यताम् ।**
**भिन्नं सतोऽसच्च नेति वक्षि चेद् व्याहतिस्तदा ॥६९॥ १३४**

શબ્દાર્થ:—[ પોતાના ] **અધિક વર્તવાપણાથી સદ્વસ્તુ ધર્મી છે, [ પણ ] આકાશનું તો ધર્મપણું છે. બુદ્ધિજ્ઞાનવડે સત્થી જૂદું કરેં સતે આકાશ કેવે સ્વરૂપે [ છે તે તું કહે ]? (૬૮). અવકાશસ્વરૂપ છે એમ જો [ હોય ], તો તે અસત્ છે એમ આકાશને વિચારવું. [ અને ] સત્થી જુદું પણ અસત્ નથી; એમ જો બોલે તો તે વખતે વ્યાઘાત દોષ [ આવેછે ]. ૬૯.**

**વિવેચન:**—પાછળ ૬૭ મા શ્લોકમાં સત્નો અને આકાશનો ભેદ સિદ્ધ કરી બતાવ્યો. હવે માયાના અચિંત્ય પ્રભાવથી પાછળ ૬૩ મા શ્લોકમાં સત્નું ધર્મપણું અને આકાશનું ધર્મીપણું બતાવેલું છે, તે વાસ્તવ નથી, પણ સત્ **ધર્મી** છે ને આકાશ **ધર્મ** છે તે બતાવે છે. ઉપર બતાવ્યું તેમ વાયુ, તેજ, જળ, પૃથ્વી, આદિ પંચ મહાભૂતોમાં સત્ અનુસ્યૂત છે, પણ આકાશ અનુસ્યૂત નથી. આથી સત્ અધિકદેશવર્તિ છે અને આકાશ ન્યૂનદેશવર્તિ છે એમ જણાય છે. જે અધિક દેશમાં વર્તે છે તે મહાન્ છે અને ન્યૂનદેશમાં વર્તે છે તે અલ્પ છે. જે મહાન્ છે તેજ વ્યાપક આધાર કે બીજાનો આશ્રય કહેવાય છે. દોરડીમાં સાપ, જળધારા, માળા અને ભૂછિદ્રની કલ્પના ઊઠે છે તે સઘળાં દોરડીમાં કલ્પાય છે; માટે દોરડી મહાન્ છે—વ્યાપક છે—**ધર્મી** છે; પણ સાપ, ભૂછિદ્ર વગેરે દોરડીમાં આશ્રય કરીને રહે છે માટે તે **વ્યાપ્ય, આધેય, આશ્રિત, કે ધર્મ** કહેવાય છે. તેમ અત્ર સત્ તે બધાનું આધાર હોવાથી ને તેમાં જ સર્વ ભૂતો કલ્પાયાં છે માટે, તે બધાંનું

[1] પાછળ ૩—૭ સુધીના શ્લોકમાં જ્ઞાનનું એકપણું બતાવ્યું છે, ને અત્ર જ્ઞાનની ભિન્નતા બતાવી છે, એ વિરોધ સમજાય છે, પણ તેમ નથી. ચેતનરૂપ જ્ઞાનનો હમેશાં અભેદ છે, પણ વૃત્તિજ્ઞાન ભેદવાળું છે. વૃત્તિજ્ઞાન એ ખરેખરૂં જ્ઞાન નથી પણ ચિત્તનું એક જાતનું પરિણામ છે.

[2] अस्ति, भाति અને प्रिय એ ત્રણ સત્ના કલ્પિત ગુણો છે. સઘળા પદાર્થ 'છે,' એમ કહેવાય છે, તે બ્રહ્મના અસ્તિ ગુણને લીધે છે.

**વ્યાપક, આધાર, આશ્રય કે ધર્મી છે, અને આકાશાદિક વ્યાપ્ય આધેય આશ્રિત કે ધર્મ** છે. વાદી આ જગ્યામાં શંકા કરે છે કે, ધર્મી ઘડામાં રૂપગુણ ધર્મનું જેમ ઘડાથી ભિન્ન વાસ્તવપણું છે તેમ ધર્મી સત્‌માં આકાશધર્મનું સત્‌થી ભિન્ન વાસ્તવપણું કેમ ન હોઈ શકે ? ન જ હોઈ શકે. આકાશને સત્‌થી ભિન્ન માનીએ તો પછી આકાશનું સ્વરૂપ શું તે કાંઈ સમજી શકાતું નથી, કેમકે આકાશને સત્‌થી ભિન્ન માનીએ ત્યારે તો આકાશનું અવકાશાત્મક સ્વરૂપ છે, તે રૂપે તે હોવું જોઇએ, પણ સત્‌થી તો તે ભિન્ન છે એટલે અસત્ કહેવું પડે અને અસત્ એટલે નિઃસત્વ-કાંઈ નહિ તે શૂન્ય-કાંઈ પણ સ્વરૂપ વગરનું એમ થઈને ઊભું રહે છે. વળી વાદી અત્ર પણ એમ કહેશે કે, આકાશ સત્‌થી ભિન્ન છે ખરૂં, પણ તે અસત્ નથી. આ કહેવામાં પણ વ્યાઘાત દોષ આવે છે. સત જે દેશકાલથી અબાધ્ય છે તેનાથી બીજું આકાશસત્ માનીએ એટલે, જેટલામાં આકાશ રહે એટલામાં મૂળનું સત્ નથી; અર્થાત્ તેટલાથી તો તેને બાધ છે; અને જેટલામાં મૂળનું સત્ છે તેટલામાં આકાશસત્ રહી શકતું નથી, જેથી તે પણ બાધવાળું થાય છે. આમ સત્—અબાધ—ને બાધ આવે છે. ૬૮—૬૯.

વાદી, આકાશ માયાને સ્વરૂપે છે એમ કહેવા સારૂ નીચેનો શ્લોક કહી બતાવે છે.—

**भातीति चेद् भातु नाम भूषणं मायिकस्य तत् ।**
**यदसद् भासमानं तन् मिथ्या स्वप्नगजादिवत् ॥७०॥ १३५**

**શબ્દાર્થ:—[ આકાશ ] ભાસે છે એમ જો કહેતો હોઉં તો [ તે ભલે ] ભાસો; કેમકે માયાનું તે ભૂષણ [છે]. જે અસત્ [ અને ] ભાસતું [છે], તે સ્વપ્નામાંના હાથી, ઘોડાના જેવું છે. ૭૦.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે જ્યારે આકાશ, અવકાશ સ્વરૂપ ને સત્‌થી ભિન્ન બીજું સત્ કે અસત્ ઠરતું નથી, ત્યારે પછી સદસત્‌થી વિલક્ષણ (અનિર્વચનીય) છે, અને તે ભાસે છે, એમ જો વાદી કહેતો હોય તો તેમ ભલે કહે; કેમકે તે માયાનેરૂપે ભાસે છે એમ કહેવાથી સત્ વગર તેની કોઈ રીતે સિદ્ધિ થતી નથી. માયાનો ભાસવું એ તો ગુણ છે, પણ તે અસત્ છે. સ્વપ્નમાં હાથી, ઘોડા, ગાડી, રથ, વગેરે ઘણું ભાસે છે પણ તે જેમ મિથ્યા છે; તેમ આકાશનું માયારૂપે ભાસવું એ પણ મિથ્યા જ છે. ૭૦.

**जातिव्यक्ती देहिदेहौ गुणद्रव्ये यथा पृथक् ।**
**वियत्सतोस्तथैवास्तु पार्थक्यं कोऽत्र विस्मयः ॥७१॥ १३६**
**बुद्धोऽपि भेदो नो चित्ते निरूढिं याति चेत्तदा ।**
**अनैकाग्र्यात्संशयाद्वा रूढ्यभावोऽस्य ते वद ॥७२॥ १३७**

**શબ્દાર્થ:—જેમ જાતિ અને વ્યક્તિ, દેહી અને દેહ [ તથા ] ગુણ અને દ્રવ્ય જૂદાં [છે] તેમજ આકાશ અને સત્‌નું પ્રથક્‌પણું હો. [ કેમકે ] અહિયાં કોઈ વિસ્મય નથી. (૭૧) [ સત્ આકાશનો ] ભેદ જાણેલો [છે] પણ [ તે ] ચિત્તમાં દઢતા પામતો નથી એમ જો [ કહે ] તો તે વખતે આની દઢતાનો અભાવ, તારી અનેકાગ્રતાથી કે સંશયથી [છે? તે] કહે. ૭૨.**

**વિવેચન:**—અનેક ધર્મીઓમાં જે એક ધર્મ રહે છે તે જાતિ કહેવાય છે, જેમ ઘણી ગાયોમાં એક ગોત્વ છે તેમ. જાતિ જે જે એક વિશેષઆકૃતિવાન્માં રહે છે તેને વ્યક્તિ કહે છે, જેમ દરેક ગાય વ્યક્તિ છે તેમ. જાતિ અનેક દેશ વરતી છે માટે તે ધર્મી અને વ્યક્તિ તે ધર્મ છે; આમ તેમાં ધર્મધર્મીનો ભેદ છે. દેહી એટલે આત્મા તે સત્ય-રૂપ છે, અને દેહ મિથ્યારૂપ છે, એવો દેહદેહીનો ભેદ છે; અને ગુણમાં અને દ્રવ્યમાં ગુણ ગુણીભાવનો ભેદ છે. તે જ પ્રમાણે આકાશ અને સત્માં પણ ભેદ છે એમાં કોઇ પણ જાતનો સંશય નથી. આમ નિયમસર સાથે પ્રતીત થતી બે વસ્તુઓમાં પણ * ભેદ હોવાનો સંભવ છે. ભવતુ ! સત્માં અને આકાશમાં સિદ્ધાન્તી ભેદ બતાવે છે તો તે ભલે હો; પણ વાદી કહે છે કે બીજા ભેદો જેમ પ્રતીત થાય છે તેમ આ આકાશ અને સ-ત્નો ભેદ પ્રતીત થતો નથી. હવે અહિંઆં વિચારવાનું છે કે, આકાશને સત્નો ભેદ છે પણ તે પ્રતીત થતો નથી તો નીચેના બે કારણો પૈકી એક હોવું જોઇએ. એટલે કે, વા-દીના ચિત્તની આ ભેદવિષે એકાગ્રતા થઈ ન હોય કે કાંતો ભેદ છે કે નહિ એ વા-તનો તેના મનમાં સંશય હોય. ૭૧—૭૨.

આ બંને કારણોને માટે નીચેનો શ્લોક છે.—

**अप्रमत्तो भव ध्यानादाद्येऽन्यस्मिन् विवेचनम् ।**
**कुरु प्रमाणयुक्तिभ्यां ततो दृढतमो भवेत् ॥ ७३ ॥ १३८**

**શબ્દાર્થ:—પહેલામાં ધ્યાનથી સાવધ થા. [ અને ] બીજામાં પ્રમાણ અને યુક્તિવડે વિવેચન કર. તેથી કરીને [ સદાકાશનો ભેદ ] અત્યન્ત નિ-શ્ચિત થશે. ૭૩.**

**વિવેચન:**—સિદ્ધાન્તી કહે છે કે, જો આ આકાશ અને સત્ના ભેદમાં તારૂં ચિત્ત એકાગ્ર ન થતું હોય, તો તે ભેદમાં તારી વૃત્તિને એકતાન કરી સાવધ થા, કે તને તે ભેદ સમજાશે; પણ જો તને એ ભેદમાં કાંઇ સંશય રહેતો હોય, તો પ્રત્યક્ષપ્રમાણ અને અનુમાનથી તથા યુક્તિથી તે સંબંધી તું વિચાર કર. આમ બંને રીતે સાધન કરવાથી તને સદાકાશનો ભેદ બહુ સારી રીતે સમજાશે અને દૃઢ થશે. ૭૩.

**ध्यानान् मानान् युक्तितोऽपि दृढे भेदे वियत्सतोः ।**
**न कदाचिद् वियत् सत्यं सद्वस्तु छिद्रवन्न च ॥ ७४ ॥ १३९**
**ज्ञस्य भाति सदा व्योम निस्तत्त्वोल्लेखपूर्वकम् ।**
**सद्वस्त्वपि विभात्यस्य निश्छिद्रत्वपुरःसरम् ॥ ७५ ॥ १४०**
**वासनायां प्रवृद्धायां वियत्सत्यत्ववादिनाम् ।**
**सन्मात्राबोधयुक्तं च दृष्ट्वा विस्मयते बुधः ॥ ७६ ॥ १४१**

* સિદ્ધાન્તમાં સર્વ અધિષ્ઠાનરૂપ સત્ બ્રહ્મ વગર બીજી કોઇ સત્તા નથી. એટલે ભેદ પણ નથી. અત્ર ફક્ત વ્યવહાર નિમિત્તે સદાકાશના ભેદ કહ્યા છે.

**શબ્દાર્થ:—ધ્યાનથી, પ્રમાણથી અને યુક્તિથી પણ આકાશ અને સ-તનો ભેદ રૂઢ થયે સતે કોઇ કાળે આકાશ સત્ય નથી. અને સદ્વસ્તુ છિદ્ર-વાળી—અવકાશવાળી નથી. (૭૪). જ્ઞાનીને હમેશાં આકાશ મિથ્યાપણાના જ્ઞાન પૂર્વક ભાસે, [ અને ] આને સદ્વસ્તુ પણ નિશ્છિદ્રતા પૂર્વક ભાસે છે. (૭૫). વધેલી વાસનામાં આકાશની સત્યતા કહેનારાઓને અને સ-ન્માત્રના અબોધવાળાને જોઇને જ્ઞાની ( પુરૂષ ) વિસ્મયતા પામે છે. ૭૬.**

**વિવેચનઃ**—પાછલ ૧૩૮ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ધ્યાનથી, અને ૧૩૨-૧૩૩ માં બતાવ્યા પ્રમાણે શબ્દ તથા ભેદ જ્ઞાનરૂપ અનુમાનથી, તથા ૧૩૩ થી ૬ શ્લોક સુધી યુક્તિ બતાવી છે તે યુક્તિથી, આકાશ અને સતનો ભેદ જ્યારે ચિત્તમાં આરૂઢ થાય છે, ત્યારે કોઇપણ કાળે આકાશની સત્યતા અને સતની અવકાશતા જ્ઞાનીને ભાસતી નથી. જો વ્યવહારદશામાં તેને આકાશની સત્યતા ભાસે છે તો તે તેને મિથ્યાપણાના જ્ઞાન પૂર્વક ભાસે છે. વળી સદ્વસ્તુને તે નિશ્છિદ્રતાવાળું અનુભવે છે. જો કે ભેદજ્ઞાનથી જ્ઞાનીનું મન દઢ થઈ ગયું છે તોપણ કોઈ પાછલા સંસ્કાર કદાચ બળવાન થઈ આવે, એટલે પોતાની વાસનાજાળ વધી જાય તો તે વખતે પણ તેનો ભેદજ્ઞાનથી થએલો નિશ્ચય જે, આકા-શની અસત્યતા અને સતની સત્યતાનો છે તે તો ખસતો જ નથી; પરંતુ આકાશની સત્ય-તા બતાવનાર—બોલનાર વાદીઓને જોઇને, અથવા તો સન્માત્રની સત્તાનું જેને અજ્ઞાન છે એવા મૂઢ જનોને જોઇને તે જ્ઞાની તે વખતે આશ્ચર્ય પામે છે. અર્થાત્ અચિંત્ય મા-યાના સામર્થ્યમાં તે વિસ્મય જ પામે છે. ૭૪—૭૬.

આ પ્રમાણે સત્ અને આકાશનો ભેદ બતાવ્યા પછી સત અને વાયુનો વિવેક કરી દેખાડે છેઃ—

### ૩ સત્ અને વાયુનો વિવેક. ૧૪૨—૧૫૧.

**एवमाकाशमिथ्यात्वे सत्ससत्त्वे च वासिते ।**
**न्यायेनानेन वाय्वादेः सद्वस्तु प्रविविच्यताम् ॥ ७७ ॥ १४२**

**શબ્દાર્થ:—એ પ્રકારે આકાશનું મિથ્યાપણું અને સતનું સત્પણું ચિત્તમાં સ્થાપિત કર્યા પછી. એ જ ન્યાયવડે વાયુઆદિ ( એટલે વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી )થી પણ સદ્વસ્તુ ન્યારી છે એમ વિવેક કરવો, મતલબ કે સદ્વસ્તુ બ્રહ્મવગર સર્વે મિથ્યા છે—અનિત્ય છે—કલ્પિત છે, એમ વિવેક કરી જોઈ લેવું. ૭૭.**

**सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।**
**वियत् तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ॥ ७८ ॥ १४३**
**शोषस्पर्शौ गतिर्वेगो वायुधर्मा इमे मताः ।**
**त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि वायुगाः ॥७९॥ १४४**

**શબ્દાર્થ:—સદ્વસ્તુમાં ત્યાં એક દેશમાં રહેનારી માયા [ છે, અને ]**

[1] ( એવી માયાના ) એક દેશમાં આકાશ રહેલું [ છે ], વળી ત્યાં ( તેવા આકાશમાં ) તેના એક દેશમાં વાયુ [ છે, તે ] કલ્પિત માત્ર છે]. (૭૮). શોષણ કરવાનો સ્વભાવ, સ્પર્શ, ગતિ અને વેગ એ ( ચાર ) વાયુના ધર્મ [ છે॰એમ ] માનેલું [છે]. વળી સત્, માયા અને આકાશના ત્રણ સ્વભાવ જેઓ [ છે ] તેઓ પણ વાયુમાં સંયુક્ત [ છે ]. ૭૯.

એ સત્ માયા અને આકાશના ત્રણ સ્વભાવ કયા અને કેવી રીતે વાયુમાં દર્શાય છે, તે નીચેના શ્લોકમાં બતાવેલ છે.—

वायुरस्तीति सद्भावः सतो वायौ पृथक्कृते ।
निस्तत्त्वरूपता मायास्वभावो व्योमगो ध्वनिः ॥ ८० ॥ १४५

શબ્દાર્થ:—'વાયુ છે' એ પ્રકારનો [ જે ભાવ છે તે] સત્નો સ્વભાવ [ છે], સત્થી વાયુને જુદો કર્યે સતે તેનું મિથ્યાપણું [ તે ] માયાનો સ્વભાવ [ છે ], અને આકાશમાં રહેનાર શબ્દ ( પાછળ ૬૮ મા શ્લોકમાં બતાવેલો વી—સી જાતનો છે તે ) વાયુમાં રહેલો [ છે ]. ૮૦.

વિવેચન:—એમ ત્રણ પ્રકારના ધર્મ વાયુમાં સ્થિતિ કરી રહેલા છે, આ ઉક્તિમાં પાછળની ઉક્તિ સાથે વિરોધ આવે છે એમ નીચેના શ્લોકવડે વાદી બતાવે છે.—

सतोऽनुवृत्तिः सर्वत्र व्योम्नो नेति पुरेरितम् ।
व्योमानुवृत्तिरधुना कथं न व्याहतं वचः ॥ ८१ ॥ १४६
छिद्रानुवृत्तिर्नेतीति पूर्वोक्तिरधुना त्वियम् ।
शब्दानुवृत्तिरेवोक्ता वचसो व्याहतिः कुतः ॥ ८२ ॥ १४७

શબ્દાર્થ:—સતની અનુસ્યૂતતા બધે [છે પણ] આકાશની નથી એમ પૂર્વે કહેલું છે, અને] હવણાં આકાશની અનુસ્યૂતતા [કહો છો તો તમારૂં] વચન વ્યાઘાત દોષવાળું કેમ નહિ [થાય]? (૮૧). અવકાશની અનુસ્યૂતતા એમ પૂર્વે કહેલું [છે પણ] હવણાં તો આ, શબ્દની અનુસ્યૂતતા જ કહેલી છે [ત્યારે] વચનનો વ્યાઘાત ક્યાંથી [થાય]? ૮૨.

વિવેચન:—પાછળ આકાશનું વિવેચન કરવામાં ગ્રંથકાર (સિદ્ધાન્તી) એમ બતાવી ગયા છે કે 'સર્વ ભૂત માત્રમાં સત અનુગત છે પણ આકાશ નથી' આ ઉક્તિને સ્મરણમાં રાખી વાદી શંકા કરે છે. તમે (૧૪૫ મા શ્લોકમાં) હવણાં જ્યારે સત્, માયા અને આકાશનો સ્વભાવ વાયુમાં રહે છે એમ કહો છો ત્યારે તો એ તમારૂં કહેવું (૧૩૨ શ્લોકથી) પાછળની ઉક્તિની વિરૂદ્ધ હોવાથી વ્યાઘાત દોષવાળું છે. સિદ્ધાન્તી આનો પ્રત્યુત્તર આપે છે, કે હે વાદી! અમે પાછળ (૧૩૨ મા શ્લોકમાં) 'આકાશ બધામાં અનુસ્યૂત નથી' એમ

1 માયા અને આકાશ, સત્માં—ચેતનમાં માત્ર કલ્પિત છે, એટલે કલ્પિતમાં બીજું કલ્પી શકાય નહિ માટે સત્માં માયા કલ્પિત અને માયા ઉપહિત સત્માં આકાશ કલ્પિત, તેમજ આકાશોપહિત ચેતનમાં વાયુ કલ્પિત છે એમ સમજવું.

કહ્યું છે તે કાંઈ આકાશના શબ્દધર્મને માટે કહ્યું નથી પણ ત્યાં તો અમે આકાશના અવકાશ સ્વરૂપનો સર્વ પદાર્થોમાં નિષેધ બતાવ્યો છે. હાલ તો અમારૂં બોલવું આકાશના શબ્દધર્મની અનુસ્યૂતતા બતાવવામાં પ્રવર્તે છે, એટલે પછી અમારી પૂર્વાપર ઉક્તિમાં વિરોધ રહેતો નથી; અર્થાત્ વ્યાઘાત નથી આવતો. ૮૧—૮૨.

**ननु सद्वस्तुपार्थक्यादसत्वं चेत् तदा कथम् ।**
**अव्यक्तमायावैषम्यादमायामयताऽपि नो ॥ ८३ ॥ १४८**

**શબ્દાર્થ:—[વાયુનું] સદ્વસ્તુથી વિલક્ષણપણું છે એ હેતુ માટે વાયુનું અસત્પણું જો [હોય] તો તે વખતે [તેની] અસ્ફુટ માયા સાથે ભિન્નતા હોવાથી અમાયામયપણું પણ કેમ નહિ [થાય]? ૮૩.**

**વિવેચન:**—આ શ્લોક પણ પાછળના ૧૪૫ મા શ્લોક ઉપર પૂર્વપક્ષરૂપે છે. તેમાં જ્યારે સત્, માયા અને આકાશના સ્વભાવ વાયુમાં છે એમ સિદ્ધાન્તી બતાવે છે, અને વળી ૧૪૨ મા શ્લોકવડે વાયુનું અસત્પણું પણ સૂચવે છે, ત્યારે વાદી શંકા કરે છે કે; સદ્વસ્તુથી વાયુનું વિલક્ષણપણું વિચારતાં વાયુ તો નથી એમ સિદ્ધ થાય છે તો પછી તેનું અવ્યક્ત માયાથી પણ ભિન્નપણું થયું કે જે તમારા ૧૪૫ મા શ્લોકની વિરૂદ્ધ છે; ને આમ જ્યારે અવ્યક્ત માયાથી વાયુ વિલક્ષણ ઠરે છે તો પછી તેનું માયામયરૂપ જ કેમ સંભવે? ૮૩.

નીચેના શ્લોકથી તેનો પરિહાર કરી બતાવે છે.—

**निस्तत्त्वरूपतैवात्र मायात्वस्य प्रयोजिका ।**
**सा शक्तिकार्ययोस्तुल्या व्यक्ताव्यक्तत्वभेदिनोः ॥८४॥ १४९**

**શબ્દાર્થ:—અહિંયાં (વાયુમાં) સત્થી ભિન્નરૂપપણું જ માયાપણાનું કારણ [છે]. તે નિસ્તત્ત્વરૂપતા, વ્યકત અને અવ્યકતપણાના ભેદવાળા શકિત (માયા) ના કાર્યમાં અને માયામાં બંનેમાં બરાબર [છે]. ૮૪.**

**વિવેચન:**—માયાનું માયાપણું બતાવવામાં કાંઈ અવ્યક્તતા કારણ નથી; એટલે માયા અવ્યક્ત છે માટે માયા કહેવાય છે એમ નથી, તેની નિસ્તત્ત્વતા છે માટે તે માયા કહેવાય છે, નિસ્તત્ત્વતા એટલે સદ્વસ્તુથી વિલક્ષણતા. અર્થાત્ માયાનો ભાસવાનો ગુણ વાસ્તવ નથી—માત્ર કલ્પિત છે, નાશવંત છે. માયાનું માયાત્વ તે તેની નિસ્તત્ત્વતા જ છે. હવે જ્યારે માયાનું રૂપ નિસ્તત્ત્વ છે ને વાયુનું પણ નિસ્તત્ત્વ (અસત્ત્વ) છે તો પછી વાયુનું માયામયત્વ કાંઈ અઘટિત થતું નથી; કેમકે નિસ્તત્વતા તો અવ્યક્ત માયામાં અને વ્યક્ત માયાનું કાર્ય વાયુ આદિ છે તેમાં સમાન જ છે. એટલે તમે (વાદી) ઉપરના ૧૪૮ મા શ્લોકમાં વાયુની માયામયતા નાશ પામે છે એમ બતાવો છો તે સંભવતું નથી, ૮૪.

**सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात् स चिंत्यताम् ।**
**असतोऽवान्तरो भेद आस्तां तच्चिंतयाऽत्र किम् ॥८५॥ १५०**

**શબ્દાર્થ:—સત્ અને અસત્પણાના વિવેકના પ્રસ્તુતપણાથી તે (વિવેક) નો વિચાર કરવો જોઇએ. અસત્ના અવાન્તર ભેદ [ભલે] હો, [પણ] તેની ચિંતાવડે સદસત્ના વિચાર પ્રસંગમાં શું [હાનિ થવી જોઇએ]? ૮૫.**

**વિવેચન:**—જ્યારે નિસ્તત્ત્વતા માયામાં અને તેનું કાર્ય એ બંનેમાં સમાન જ છે એમ ઉપર બતાવ્યું છે, તો પછી એ માયા અવ્યક્ત અને માયાનાં કાર્ય વ્યક્ત છે એવા ભેદની શી જરૂર છે, એમ વાદી શંકા કરે છે. સિદ્ધાન્તી કહે છે કે આ વ્યક્તાવ્યક્તનો ભેદ આગળ અદ્વૈતાનંદના ૬૫ મા શ્લોકમાં બતાવામાં આવેલ છે, માટે તે સંબંધી અત્રે આપણે કાંઈ બોલવાનું નથી. તે ભેદ ભલે હોય; પણ હાલ તો સત્‌પણાના અને અસત્‌પણાના વિવેકનો પ્રસંગ આપણને આવી પડયો છે માટે તેના વિવેકનો વિચાર કરવાની જરૂર છે. ૮૫.

**सद्वस्तु ब्रह्म शिष्टोंऽशो वायुर्मिथ्या यथा वियत् ।**
**वासयित्वा चिरं वायोर्मिथ्यात्वं मरुतं त्यजेत् ॥ ८६॥ १५१**

**શબ્દાર્થ:—સદ્‌વસ્તુ બ્રહ્મ [ છે અને ] તેનો બાકી રહેલો અંશ વાયુ મિથ્યા [ છે ], જેમ આકાશ [ તેમ ]. વાયુનું મિથ્યાપણું હમેશ વસાવીને વાયુને તજવો. ૮૬.**

**વિવેચન:**—' વાયુ છે ' એમ બોલવામાં વાયુના અસ્તિત્વરૂપને બ્રહ્મ કહે છે. એ બ્રહ્મ સત્ય છે. એ સદ્‌વસ્તુરૂપ બ્રહ્મ વાયુમાંથી કાઢી લેતાં બાકી જે પડયું રહે છે તે મિથ્યારૂપ વાયુ છે. પાછળ જેમ આકાશના વિવેચનમાં આપણે સમજી ગયા છીએ તેમ અત્ર પણ સમજી લેવું. જે મુમુક્ષુ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન સત્તાના અભાવવાળા વાયુ ને મિથ્યા છે એવું ઘણા કાળ સુધી જાણી તે જ્ઞાનને ચિત્તમાં દૃઢ કરે છે, તેનામાંથી 'વાયુ છે' એવી બુદ્ધિ નીકળી જાય છે. તે તો તેને છોડે જ છે. ૮૬.

હવે સતની સાથે અગ્નિનો વિવેક કરી બતાવે છે.—

### ૪ સત્ અને અગ્નિનો વિવેક. ૧૫૨—૧૫૫.

**चिंतयेद् वह्निमप्येवं मरुतो न्यूनवर्तिनम् ।**
**ब्रह्मांडाऽऽवरणेष्वेषा न्यूनाधिकविचारणा ॥ ८७ ॥ १५२**
**वायोर्दशांशतो न्यूनो वह्निर्वायौ प्रकल्पितः ।**
**पुराणोक्तं तारतम्यं दशांशैर्भूतपंचके ॥ ८८ ॥ १५३**
**वह्निरुष्णः प्रकाशात्मा पूर्वानुगतिरत्र च ।**
**अस्ति वह्निः स निस्तत्त्वः शब्दवान् स्पर्शवानपि ॥८९॥ १५४**
**सन्मायाव्योमवाय्वंशैर्युक्तस्याग्नेर्निजो गुणः ।**
**रूपं तत्र संतः सर्वमन्यद् बुद्ध्या विविच्यताम् ॥९०॥ १५५**

**શબ્દાર્થ:—વાયુથી ન્યૂન ( દેશમાં ) વર્તનાર અગ્નિનો પણ એ પ્રકારે વિચાર કરવો. બ્રહ્માંડના આવરણોમાં આ ન્યૂનાધિકનો વિચાર [ છે ]. (૮૭). વાયુના દશ અંશથી ન્યૂન અગ્નિ વાયુમાં કલ્પેલો [ છે ]. આ પ્રમાણે પંચભૂતમાં દશભાગવડે ન્યૂનાધિકભાવ પુરાણોમાં કહેલો છે. ( ૮૮ ). અગ્નિ ઉષ્ણ અને પ્રકાશસ્વરૂપ છે. વળી અગ્નિમાં પૂર્વની અનુગતિ છે**

**[ એટલે ] અગ્નિ છે, તે નિસ્તત્ત્વ, શબ્દવાળો, [ અને ] સ્પર્શ ગુણવાળો પણ [ છે ]. ( ૮૯ ). સત્, માયા, આકાશ અને વાયુના અંશે યુક્ત એવા અગ્નિનો પોતાનો ગુણ, રૂપ છે. ત્યાં [ તે બધા ધર્મોમાં ], સત્‌થી બીજા બધાને તે બુદ્ધિવડે વિવેચન કરવા. ૯૦.**

**વિવેચન:**—પાછળ જેમ સતમાં માયા, માયામાં આકાશ અને આકાશમાં વાયુ છે એમ બતાવ્યું છે, તેમ અત્ર પણ ચેતનોપહિત વાયુના એક દેશમાં અગ્નિ રહેલો છે-કલ્પેલો છે, એમ સમજવું. જેમ વાયુનો વિવેક, સત્‌થી વાયુને પ્રથક્ કરીને આપણે જોયો છે, તેમ જ અગ્નિનો પણ સત્‌થી વિવેક કરવો. આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી એ પંચભૂતોમાં પૂર્વાપર એક બીજામાં કાર્યકારણભાવ છે તે માત્ર કપોળ-કલ્પિત છે, કે શાસ્ત્રમાં બતાવેલ છે ? આવી શંકાના સમાધાનને માટે ગ્રંથકર્તા તે વાત પુરાણોમાં બતાવેલી છે એમ કહે છે. એટલે કે કાર્યરૂપ ભૂત, પોતાના કારણરૂપ ભૂતના દશમા અંશમાં રહેલું છે.

અગ્નિ ઉષ્ણ અને પ્રકાશાત્મક છે. વળી પાછળ વાયુમાં જેમ સત્, માયા અને આકાશના સ્વભાવો રહ્યા છે એમ બતાવ્યું છે; તેમ જ અત્ર અગ્નિમાં પણ સત્, માયા, આકાશ, અને વાયુના સ્વભાવ રહેલા છે. અગ્નિ છે એ સત્ સ્વભાવ, અગ્નિનું મિથ્યાત્વ એ માયા સ્વભાવ, અગ્નિમાં શબ્દ તે આકાશસ્વભાવ, અને અગ્નિમાં સ્પર્શ એ વાયુ-સ્વભાવ છે. આ સિવાય અગ્નિનો પોતાનો ગુણ રૂપ પણ છે, આ બધા ગુણોમાંથી સત્‌નો સ્વભાવ કાઢી લેઈ બાકીના બધા ગુણોનો વિવેક કરવો એટલે વાયુઆકાશની પેઠે અગ્નિ પણ મિથ્યા જણાઇ સદ્‌વસ્તુની સત્યતાની વિશેષ પ્રતીતિ થશે. ૮૭—૯૦.

### ૫ સત્‌થી જળ તત્ત્વનો વિવેક. ૧૫૬—૧૫૭.

**सतो विवेचिते वह्नौ मिथ्यात्वे सति वासिते ।**
**आपो दशांशतो न्यूनाः कल्पिता इति चिंतयेत् ॥९१॥ १५६**
**संसापोऽमूः शून्यतत्त्वाः सशब्दस्पर्शसंयुताः ।**
**रूपवत्योऽन्यधर्मानुवृत्त्या स्वीयो रसो गुणः ॥९२॥ १५७**

**શબ્દાર્થ:—સદ્‌વસ્તુથી અગ્નિનું વિવેચન કર્યે સતે, [અને તેનું મિથ્યા-પણું [ચિત્તમાં] દૃઢ કર્યે સતે [અગ્નિના] દશ અંશથી ન્યૂનદેશમાં રહેનાર પાણી અગ્નિ ઉપહિત ચેતનમાં કલ્પેલું છે, એમ વિચારવું. (૯૧). બીજાના ( તેજથી સત્ સુધીના ) ધર્મની અનુગતિવડે આ પાણી છે [ સત્ સ્વભાવ ], તે મિથ્યારૂપ [ માયા ], શબ્દસ્પર્શ સહિત વર્ત્તનાર [ આકાશવાયુના સ્વ-ભાવવાળું ], અને રૂપવાળું [ તેજસ્વભાવ છે. વળી તેનો ] પોતાનો ગુણ રસ છે. ૯૨.**

**વિવેચન:**—પાછલા તત્ત્વોના વિચાર પ્રમાણે જળમાં જળ છે એવો સત્ સ્વભાવ માત્ર સત્ છે; બાકીના બધા ધર્મો કલ્પેલા હોઈ મિથ્યારૂપ છે, એમ સમજી લેવું. ૯૧—૯૨.

૬ સત્ અને પૃથ્વીનો વિવેક. ૧૫૮—૧૫૯.

सतो विवेचितास्वप्सु तन्मिथ्यात्वे च वासिते ।
भूमिर्दशांशतो न्यूना कल्पिताप्स्विति चिंतयेत् ॥९३॥ १५८
अस्ति भूस्तत्त्वशून्याऽस्यां शब्दस्पर्शौ सरूपकौ ।
रसश्च परतो गंधो नैजः सत्ता विविच्यताम् ॥ ९४ ॥ १५९

**શબ્દાર્થ:**—સત્‌થી વિવેચન કરેલ પાણી અને તેનું મિથ્યાપણું ચિત્તમાં દૃઢ કર્યે સતે [ જળના ] દશ અંશથી ન્યૂન દેશમાં રહેનાર પૃથ્વી, જળમાં કલ્પેલી છે એમ વિચારવું. (૯૩). પૃથ્વી છે, મિથ્યારૂપ [છે]. આ (પૃથ્વી)માં રૂપ સાથેના શબ્દ, સ્પર્શ, અને રસ ગુણો બીજાથી મળેલા [છે]; ( એટલે સત્‌થી અસ્તિત્વ, માયાથી મિથ્યારૂપ, આકાશથી શબ્દ, વાયુથી સ્પર્શ, તેજથી રૂપ, અને જળથી રસ ગુણ મળેલા છે. ) [ વળી ] ગંધ ગુણ ખાસ પૃથ્વીનો પોતાનો [ જ છે. આ સર્વ ગુણોથી સત્‌નું ] સત્‌રૂપ વિવેચન કરવું. ૯૪.

**વિવેચન:**—આમ વિવેચન કરતાં માયાથી માંડી સઘળાં ભૂતો સુધીમાં સૈ વ્યક્તાવ્યક્ત છે, તે મિથ્યા છે, એમ સિદ્ધ થયું. ૯૩—૯૪.

૭ સત્ અને ભૂતોનાં કાર્ય બ્રહ્માંડ આદિકનો વિવેક
તથા પ્રપંચના ભાનનો અવિરોધ. ૧૬૦–૧૬૪.

पृथक्कृतायां सत्तायां भूमिर्मिथ्याऽवशिष्यते ।
भूमेर्दशांशतोन्यूनं ब्रह्मांडं भूमिमध्यगम् ॥ ९५ ॥ १६०
ब्रह्मांडमध्ये तिष्ठन्ति भुवनानि चतुर्दश ।
भुवनेषु वसंत्येषु प्राणिदेहा यथायथम् ॥ ९६ ॥ १६१
ब्रह्मांडलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते ।
असतोऽडादयो भान्तु तद्भानेऽपीह का क्षतिः॥९७॥ १६२
भूतभौतिकमायानां समत्वेऽसंतवासिते ।
सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित् ॥ ९८ ॥ १६३

**શબ્દાર્થ:**—સત્તાનું વિવેચન કર્યે સતે પૃથ્વી મિથ્યારૂપ બાકી રહે છે. પૃથ્વીના દશ અંશથી ન્યૂન દેશમાં વર્તનાર બ્રહ્માંડ છે, તે * પૃથ્વિઉપહિત ચેતનના મધ્યમાં સ્થિત છે. (૯૫). બ્રહ્માંડના મધ્યમાં ચૌદલોક રહે છે. આ ચૌદલોકોમાં [1] પ્રાણીઓનાં શરીર જેમ જોઇએ તેમ રહે છે. (૯૬). બ્ર-

* અત્ર પૃથ્વી શબ્દનો અર્થ જે પૃથ્વીના ગોળા ઉપર આપણે વસીએ છીએ તે જ સમજવો નહિ; પણ જ્યાં જ્યાં સ્થૂલ ભૂતોનું પ્રસરણ છે એ બધા અવકાશમાં બ્રહ્માંડ રહેછે એમ સમજવું.

[1] નાગ, અસુરાદિક, મનુષ્યાદિક અને દેવાદિકને જે જે ભુવનમાં રહેવું યોગ્ય છે તે તે ભુવનમાં ઇશ્વરે તેમનો વાસ નીમેલો છે એમ સમજવું.

બ્રહ્માંડ, ભુવન, અને પ્રાણીઓના દેહમાં સદ્વસ્તુ પૃથક્ કર્યે સતે તે બ્રહ્માંડ, ભુવન, અને પ્રાણીઓના દેહ પણ અસત્ ભાસે છે. [તો] તે અસત્ બ્રહ્માંડાદિ ભાસો. તે ભાસે સતે અહિંઆં ( સદ્વસ્તુ બ્રહ્મમાં ) શી હાનિ [ થાય એમ છે? કાંઈ નથી ]. ( ૯૭ ). પંચમહાભુત, ભૌતિક ( બ્રહ્માંડાદિ), અને માયાનું સમપણું ( મિથ્યાપણું ) [ચિત્તમાં] અત્યંત દૃઢ સતે, સદ્વસ્તુ અદ્વૈત [ છે ] એમ [ નિશ્ચય થાય છે ], આ (નિશ્ચયાત્મક ) બુદ્ધિ [ પછી ] કોઈ પણ કાળે વિપર્યય પામતી નથી. (કોઈ દિવસ નાશ પામતી નથી ). ૯૮.

सदद्वैतात् पृथग्भूते द्वैते भूम्यादिरूपिणि ।
तत्तदर्थक्रिया लोके यथा दृष्टा तथैव सा ॥ ९९ ॥ १६४

શબ્દાર્થ:—પૃથિવ્યાદિરૂપ દ્વૈત ( જગત ), સતરૂપ અદ્વૈતથી મિથ્યા થયે સતે [ પણ ] તે તે પ્રયોજનને નિમિત્ત એવી ક્રિયા—પ્રવૃત્તિ તો લોકમાં [ પૂર્વે અજ્ઞાન અવસ્થામાં ] જેવી દીઠેલી [ છે ] તેવી જ તે [ જ્ઞાન થયા પછી પણ દેખાય છે ]. ૯૯.

વિવેચન:—જ્યારે ભુમિ આદિક સર્વ, પ્રમાણ અને અનુમાનથી સિદ્ધ કરાય છે કે તે અસત્ છે, ત્યારે તો જેને તે અસત્ છે એમ સમજાયું છે તેને આ અસત્ વ્યવહારનો પ્રસંગ હોવો ન જોઈએ? અર્થાત્ વાદી કહે છે કે તમે જે આવા સદ્જ્ઞાનવાળા છો તેને વ્યવહારનો પ્રસંગ હોવો ન જોઈએ, છતાં તમારાં અજ્ઞાનાવસ્થાનાં સર્વ કર્મો તો ચાલુ જ છે. સિદ્ધાન્તી આનો પરિહાર કરે છે કે જ્યાંસુધી ભુમિ આદિકરૂપ શરીરસંઘાત છે ત્યાંસુધી તેને યોગ્ય સર્વ વૃત્તિ તો જ્ઞાનાવસ્થામાં પણ ચાલુ રહેવાની જ; પણ એ ચાલુ રહે છે તે પણ સર્વ ભુમિ આદિકની પેઠે અસત્ જ છે. ૯૯

૮ સાંખ્યાદિકનો અનાદર. ૧૬૫–૧૬૬.

सांख्यकाणादबौद्धाद्यैर्जगद्भेदो यथा यथा ।
उत्प्रेक्ष्यतेऽनेकयुक्त्या भवत्वेष तथा तथा ॥ १०० ॥ १६५
अवज्ञातं सदद्वैतं निःशंकैरन्यवादिभिः ।
एवं का क्षतिरस्माकं तद्द्वैतमवजानताम् ॥ १०१ ॥ १६६

શબ્દાર્થ:—અનેક યુક્તિઓવડે સાંખ્ય, કણાદ અને બૌદ્ધો વગેરેએ જે જે પ્રકારે જગતના ભેદ કલ્પાય છે તે તે પ્રકારે એ ભેદ હો. (૧૦૦). શંકા વગરના બીજા વાદીઓ [ એ જે પ્રકારે ] સત્ અદ્વૈત ( એવા બ્રહ્મ ) ની અવગણના કરી [ છે ] તે પ્રમાણે તેના દ્વૈતની અવગણના કરતા અમને (તેની કરેલી અવગણનાથી) શી હાનિ [ થવાની છે ]? ૧૦૧.

વિવેચન:—જો અનુમાન પ્રમાણ આદિવડે તમે અદ્વૈતને સિદ્ધ કરી બતાવો છો તો કપિલ મતને અનુસરનાર સાંખ્ય, કણાદ મતને અનુસરનાર વૈશેષિકો અને પાખંડવાદી—બુદ્ધ, માધ્યમિક, ક્ષણિકવિજ્ઞાનવાદી યોગાચાર, બાહ્યપદાર્થને અનુમાનથી સિદ્ધ કરનાર સૌત્રાંતિક અને બાહ્યપદાર્થોને પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરનાર વૈભાષિક એ વગેરેના મતનું

ખંડન કેમ કરી બતાવતા નથી એમ વાદી શંકા કરે તો એના સમાધાનને માટે આ ઉક્તિ છે. સિદ્ધાન્તી કહે છે કે એ બધા જૂદા જૂદા મતવાળાઓ જગતને ગમે તેમ વર્ણવો, અમારા મતમાં તો વ્યાવહારિક સર્વ પ્રપંચ [1] અસત્ જ છે, તો પછી તેમનાં એ જગત્‌ભેદનાં સર્વ વ્યાખ્યાનો પણ અસત્ જ છે; એટલે તે વ્યાવહારિક ભેદને નિષેધ કરવાનો પ્રયત્ન જરૂરનો નથી માટે કરતા નથી. અમારા સિદ્ધાન્તની અવજ્ઞા કરનાર કેટલાક નિઃશંક વાદીઓ છે, તો તેમના સિદ્ધાન્તની અમારે અવજ્ઞા છે. એટલે પછી વૃથાવાદમાં કાંઈ ફળ નથી. શ્રુતિ, યુક્તિ અને અનુભવથી અમને તો અદ્વૈતસિદ્ધાન્ત ઇષ્ટ છે, એ જ યોગ્ય છે, તો પછી અન્ય વાદીઓની અવગણનાથી અમને કાંઈ હાનિ નથી. ૧૦૦-૧૦૧

### ૯ દ્વૈતાભાવનું ફળ.

**द्वैताऽवज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत् ।**

**स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते ॥ १०२ ॥ १६७**

**શબ્દાર્થ:—જ્યારે દ્વૈતનો અનાદર સારી રીતે દૃઢ થાય છે ત્યારે અદ્વૈતમાં બુદ્ધિ સ્થિર થાય છે. આ અદ્વૈતબુદ્ધિ સ્થિર થયાથી એ માણસ જીવન્મુક્ત [છે] એમ કહેવાય છે. ૧૦૨.**

દ્વૈતના અનાદરથી વિદેહમુક્તિ પણ થાય છે તેને માટે નીચેનો શ્રીમદ્ **ભગવદ્‌ગીતાનો** શ્લોક પ્રમાણમાં લે છે.—

### ૧૦ વિદેહમુક્તિ. ૧૬૮—૧૭૪.

***एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**

**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥१०३॥ १६८**

**શબ્દાર્થ:—હે અર્જુન ! આ બ્રાહ્મી સ્થિતિ [છે]. એને પામીને [કોઈ] મોહ પામતો નથી. અંતકાળમાં પણ આમાં સ્થિર થઈને [તે] બ્રહ્મભાવને પામે છે. ૧૦૩.**

અંતકાળ તે શું તેનો અર્થ બતાવે છે.—

**सदद्वैतेऽनृतद्वैते यदन्योऽन्यैक्यवीक्षणम् ।**

**तस्यांतकालस्तद्भेदबुद्धिरेव न चेतरः ॥ १०४ ॥ १६९**

---

[1] અદ્વૈતના પરસિદ્ધાન્તમાં તો સર્વ વ્યાવહારિક યુક્તિઓ, પછી તે અન્ય મતની હોય કે સ્વમતની હોય તો તે સર્વ અસત્ જ છે. આત્મામાં અનાદિ રહેલો અધ્યાસ દૂર કરવાને માટે સર્વ શાસ્ત્ર એક જાતનો બીજો પ્રપંચ છે. અંધારામાં દોરડીમાં સાપની ભ્રાન્તિ થઇ છે; તે સાપ છે કે દોરડી છે તેની ખરી ખાતરી થઈ જતાં પહેલાં દીવારૂપ પ્રપંચની જરૂર છે. પછી નથી. તેમ અધ્યાસ દૂર કરવા માટે દીવારૂપ શાસ્ત્રનો એક પ્રપંચ છે. તેથી વસ્તુ ઓળખાય એટલે સર્વ મિથ્યા છે. આમ અમારાં શાસ્ત્રો પણ અમને ( સિદ્ધાન્તીને ) પારમાર્થિકદશામાં મિથ્યા છે, તો પછી અન્ય શાસ્ત્રને માટે તો કહેવું જ શું ? એ અત્ર રહસ્ય છે.

* ભગવદ્ગીતાનો અધ્યાય ૨ જો. ૫૫ થી ૭૨ શ્લોક જુઓ.

यद्वांतकालः प्राणस्य वियोगोऽस्तु प्रसिद्धितः ।

तस्मिन् कालेऽपि न भ्रांतेर्गतायाः पुनरागमः ॥१०५॥ १७०

**શબ્દાર્થ:**—સત્ અદ્વૈતમાં અને મિથ્યા જગત્માં જે પરસ્પર એક જોવાપણું છે, તેનો અંતકાળ, તે [ દ્વૈતાદ્વૈતની ] ભેદબુદ્ધિ જ [છે], પણ બીજું [ કાંઈ ] નથી. (૧૦૪). અથવા તો પ્રસિદ્ધિથી પ્રાણનો વિયોગ અંતકાળ હો. તે કાળમાં પણ ગએલી ભ્રાન્તિનું ફરીને આવવાપણું નથી. ૧૦૫.

**વિવેચન:**—સદ્વસ્તુને અસત્ છે એમ જોઇએ અને અસત્ વસ્તુને સદ્વસ્તુ છે એમ જોઇએ, તો એકને બીજું જોયું કહેવાય; માટે સદસત્નું યથાર્થ જ્ઞાન થાય તે **ભેદબુદ્ધિ** છે, આ **ભેદબુદ્ધિ** જ, સતને અસત્, અને અસતને સત્ જોવાય છે તેનો અંતકાળ છે. કાંઈ શરીરમુક્તિ એ જ અંતકાળ કહેવાતો નથી. અર્થાત્ ભ્રમમાં **ભેદબુદ્ધિ** તે ભ્રમનો અંતકાળ. વળી પ્રાણનો દેહથી વિયોગ થાય તેને પણ લોકો અંતકાળ કહે છે. તો આવા અંતકાળમાં પણ પૂર્વે નિવૃત્ત થએલી ભ્રાન્તિ પાછી આવી શકતી નથી. ૧૦૪—૧૦૫.

नीरोग उपविष्टो वा रुग्णो वा विलुठन् भुवि ।

मूर्छितो वा त्यजत्वेष प्राणान् भ्रान्तिर्न सर्वथा ॥१०६॥ १७१

दिने दिने स्वप्नसुप्त्योरधीते विस्मृतेऽप्ययम्।

परेद्युर्नानधीतः स्यात् तद्वद्विद्या न नश्यति ॥१०७॥ १७२

प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना ।

न नश्यति न वेदांतात् प्रबलं मानमीक्ष्यते ॥१०८॥ १७३

तस्माद् वेदान्तसंसिद्धं सदद्वैतं न बाध्यते ।

अंतकालेऽप्यतो भूतविवेकान्निर्वृतिः स्थिता ॥१०९॥ १७४

**શબ્દાર્થ:**— નીરોગી, બેઠેલો, રોગી, પૃથ્વી ઉપર લોટતો અથવા મૂર્છા પામેલો આ જ્ઞાની પ્રાણને ત્યાગ કરો, તથાપિ સર્વ પ્રકારે તેને ભ્રાન્તિ [ હોય નહિ ]. (૧૦૬). માણસ રોજ સ્વપ્ન અને સુષુપ્તિમાં ભણેલું ભૂલી જતાં છતાં પણ બીજે દિવસે તે નહિ ભણેલો થતો નથી ( ભૂલી જતો નથી ); તેની પેઠે જ્ઞાન પણ નાશ પામતું નથી. (૧૦૭). [મહા વાકયો રૂપ ] પ્રમાણથી ઉત્પન્ન થએલ વિદ્યા, પ્રબળ પ્રમાણ વિના નાશ પામતી નથી. અને વેદાંતથી બીજું પ્રબળ પ્રમાણ કાંઈ દેખાતું નથી. (૧૦૮). એટલા માટે વેદાન્ત ( ઉપનિષદ્ ) થી સિદ્ધ થએલ સત્રૂપ અદ્વૈત ( બ્રહ્મ ), અંતકાળમાં પણ બાધ પામતું નથી; માટે પંચમહાભૂતના ભેદજ્ઞાનથી મુક્તિ નિશ્ચિત થએલી છે. ૧૦૯.

**વિવેચન:**—વળી જીવન્મુક્તિની અવસ્થા કેવા પ્રકારની છે તેને વિશેષ સ્ફુટ કરી બતાવે છે. જ્ઞાની નીરોગી હોય વા રોગી હોય, બેઠો હોય, એટલે સિદ્ધાદિક આસનમાં સ્થિત

થએલ હોય વા જમીનમાં આળોટતો હોય, કે પછી મૂર્છા પામેલો હોય, એવી ગમે તેવી સુખદુઃખ જણાવનારી અવસ્થામાં હોઇ તેના પ્રાણ શરીરનો ત્યાગ કરે, તોપણ તેને તે વખતે અવિદ્યા આવરણ કરતી નથી. મરણકાળમાં જ્ઞાનીને મૂર્છા થઈ હોય યા તો સન્નિપાત થયો હોય, તે વખતે તેની બ્રહ્માકાર વૃત્તિ તો હોતી નથી, એમ કોઈ ધારે પણ તેમ નથી. સ્વપ્નમાં અને ગાઢ નિદ્રામાં આપણે જે ભણેલા છીએ તેનું કાંઇ આપણને જ્ઞાન હોતું નથી, તોપણ જ્યારે જાગી ઊઠીએ છીએ ત્યારે જેવું ને તેવું આપણું જ્ઞાન આપણને સ્ફુરેલું ભાસે છે; તેમ જ્ઞાનીને એક વાર જ્ઞાન થઈ બ્રહ્મનો અપરોક્ષ અનુભવ થયો, એટલે પછી મૂર્ચ્છા કે સન્નિપાતરૂપ તેને ગાઢ નિદ્રા આવી ગઈ હોય તોપણ તેથી તેનું જ્ઞાન નષ્ટ થતું નથી. 'હું બ્રહ્મ છું' ઇત્યાદિ મહાવાક્યનું અપરોક્ષ જ્ઞાન જે પ્રમાણ, અનુમાનાદિકથી દૃઢ થયું છે તેને મિથ્યા થવામાં પણ સબળ વિરુદ્ધ પ્રમાણ જોઇએ છીએ. હવે વેદાંત ( ઉપનિષદ્ ) થી એવું બીજું સબળ પ્રમાણ નથી, કે જેથી બીજો નિશ્ચય કરાવે. અર્થાત્ જ્ઞાનીના નિશ્ચયમાં ભ્રાંતિ કરાવવા બીજું કોઈ સમર્થ નથી જ, એટલે વેદાંત સિદ્ધાન્તથી સિદ્ધ થએલ સતરૂપ અદ્વૈત બ્રહ્મ અંતકાળમાં પણ બાધ પામવાને યોગ્ય નથી, એટલાસારૂ આ પંચમહાભૂતના ભેદજ્ઞાનને બતાવ્યું છે. એથી અદ્વૈત સિદ્ધ થાય છે, અને તેના જ્ઞાનવાળાને નિરતિશય સુખની પ્રાપ્તિરૂપ મોક્ષની સ્થિતિ અનુભવાય છે. ( ૧૦૬—૧૦૯ ).

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारक पूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थप्रबोधिन्यां पंचभूतविवेकः समाप्तः



# પ્રકરણ ૩ જું.

# પંચકોશવિવેક.

## ગ્રંથપ્રતિજ્ઞા.

**गुहाहितं ब्रह्म यत् तत् पंचकोशविवेकतः ।**
**बोद्धुं शक्यं ततः कोशपंचकं प्रविविच्यते ॥ १ ॥ १७५**

**શબ્દાર્થ:—જે બ્રહ્મ પંચકોશમાં રહેલું [ છે ] તે પંચકોશના વિવેકથી જાણવાને શકય [ છે ], તેથી પંચકોશનું વિવેચન કરીએ છિએ. ૧.**

**વિવેચન:—**પાછળના ગ્રંથ ( પ્રકરણ )માં પંચમહાભૂતનું વિવેચન કરી આત્માની સત્યતા સિદ્ધ કરી બતાવી છે. હવે આ ગ્રંથથી તૈત્તિરીયોપનિષદ્‌ને અનુસરી પંચકોશ-માં રહેલ આત્મા સિદ્ધ છે એમ બતાવવાનો ગ્રંથકર્ત્તા આરંભ કરે છે; જેથી સાંભળનાર અધિકારીને પ્રતીતિ થાય, અવર્ણ્ય આત્માનું સ્વરૂપ બીજી રીતે સમજી શકાતું નથી; માટે પાછળ બતાવેલા અન્નમયાદિ પંચકોશથી આત્મા જૂદો છે એમ વિવેક સમજાતાં તેનું જ્ઞાન થવું શકય છે; તેથી કરીને આ પ્રકરણનો આરંભ છે * यो वेद निहितं गुहायां परमे व्योमन * ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને પંચકોશ ( ગુહા ) માં રહેલું બતાવ્યું છે. આથી જ ગ્રંથકર્ત્તા ગુહા શબ્દનો અર્થ નીચે બતાવે છે. ૧

## ૧ પંચકોશ અને આત્માનું વિવેચન. ૧૭૬–૧૮૪.

### ૧. ગુહા શબ્દનો ભેદપૂર્વક અર્થ.

**देहादभ्यंतरं प्राणः प्राणादभ्यंतरं मनः ।**
**ततः कर्त्ता ततो भोक्ता गुहा सेयं परंपरा ॥ २ ॥ १७६**

**શબ્દાર્થ:—સ્થૂલદેહથી અંદર પ્રાણમય કોશ [ છે ], પ્રાણમય કોશથી અંદર મનોમય કોશ [ છે ], મનોમયથી અંદર વિજ્ઞાનમય [ અને ] તે ( વિજ્ઞાનમય ) થી અંદર [1] આનંદમય કોશ [ છે ]. આવી [ જે ] પરંપરા [ છે ], તે ગુહા [ છે ]. ૨.**

### ૨ પંચકોશનાં સ્વરૂપ અને તેઓની અનાત્મતા. ૧૭૭—૧૮૪.

**पितृभुक्तान्नजाद् वीर्याज् जातोऽन्नेनैव वर्द्धते ।**
**देहः सोऽन्नमयोऽनात्मा प्राक् चोर्ध्वं तदभावतः॥ ३ ॥ १७७**

---

* તૈત્તિરીયોપનિષદ્ બ્રહ્મવલ્લી ૧ લો અનુવાક જુઓ.

૧ કેળના સ્તંભની ઉપર એક છાલ, તેની નીચે બીજી, ત્રીજી, એમ છાલો ઢાંકણ રૂપ છે, અને છેક છેલ્લે તેનો ગર્ભ છે, તેમ આ પંચકોશની અંદર રહેલા આત્માને તે કોશો છાલ રૂપે ઢાંકી રહેલા છે. આ ઉદાહરણ માત્ર ઔપચારિક સમજવું. વાસ્તવિક રીતે તો એ પાંચ કોશો આત્માને ઢાંકનારા છે એટલું જ સમજવાનું છે. તે કોશો એકએકથી વધારે સૂક્ષ્મ છે પણ કેળની છાલોની પેઠે એકએકથી કેવળ જુદા ન પડે એવા છે.

पूर्वजन्मन्यसन्नेतज्जन्म संपादयेत् कथम् ।
भाविजन्मन्यसत् कर्म न भुंजीतेह संचितम् ॥४॥ १७८

**શબ્દાર્થ:—[જે] માતાપિતાએ ખાધેલા અન્નથી ઉપજેલા રજ અને વીર્યવડે ઉપજેલ છે [અને] અનાજવડે જ [જે] વધે છે, તે દેહ (સ્થૂલ શરીર) અન્નમય કોશ છે. [તે—અન્નમય દેહ] આત્મા નથી, [કેમકે] (ઉત્પત્તિની) પેહેલાં અને (નાશ પામ્યા) પછી તેનો અભાવ [છે]. (૩). [શરીરરૂપ આત્મા] પૂર્વ જન્મમાં અસત્ [છે, એમ કહીએ તો] આ જન્મને [તે] કેમ સંપાદન કરે? [અને જો] થનારા જન્મમાં [તે] અસત્ [છે તો] અહિઆં (આ જન્મમાં) એકઠાં કરેલાં કર્મ [તે] ભોગવી શકે નહિ. ૪.**

**વિવેચન:**—પંચકોશનાં સ્વરૂપમાં પેહેલો અન્નમય કોશ છે. માટે એ અન્નમય કોશનું સ્વરૂપ પ્રથમ બતાવે છે, અને તેનું અનાત્મપણું સિદ્ધ કરે છે. અન્નમય કોશ એ જ સ્થૂલ શરીર. માણસ અન્ન ખાય છે, અને તેથી વીર્ય ઉત્પન્ન થાય છે. જો કે શરીરની ઉત્પત્તિમાં માતાપિતા બંને છે: તોપણ જીવ, પોતાનાં પાછલાં કર્મને અનુસાર અન્નવાટે યા જળવાટે કે શ્વાસોચ્છ્વાસવાટે પ્રથમ પુરૂષના શરીરમાં પ્રવેશ કરે છે. એટલા માટે મૂળ શ્લોકમાં માત્ર **પિતૃભુક્તાન્ન** એમ લખ્યું છે. પિતાના ખાધેલા અન્નથી વીર્ય, ને માતાના ખાધેલા અન્નથી રજ ઉત્પન્ન થાય છે. પિતાના વીર્યમાં રહેલો જીવાત્મા બંનેના સંયોગકાળમાં માતાના ગર્ભમાં સ્થિત થાય છે, ઉત્પન્ન થાય છે, અને જન્મ્યા પછી પણ તે શરીર દૂધ અન્ન વગેરેથી જ વધે છે. આમ સ્થૂલ શરીરનું અન્નના વિકારથી ઉત્પન્ન થવું અને વધવું બને છે; માટે આવા શરીરને **અન્નમય** કોશ કેહે છે. આ અન્નમય કોશ કાંઈ આત્મા નથી, કેમકે જો તે જ આત્મા હોય તો જન્મ્યા પહેલાં આ સ્થૂળ શરીરનો અભાવ ન હોવો જોઇએ. પણ છે. વળી મરણ પામ્યા પછી પણ શરીરનો અભાવ છે, તે પણ ન હોવો જોઇએ. વળી અન્નના વિકારથી ઉત્પન્ન થએલું આ શરીર તે અન્નનું કાર્ય છે. જેમ માટીનું કાર્ય ઘડો પોતાના કાર્યપણાથી નાશવંત છે, તેમ અન્નનું કાર્ય હોવાથી **અન્નમય** કોશ પણ નાશવંત હોઈ તે આત્મા નથી.

ચાર્વાક મતવાળા એમ કહે છે કે અન્નમય કોશ અન્નનું કાર્ય છે, એ વાત તો ઠીક છે, પણ શરીર આત્મા નથી, એ વાત સંભવિત નથી. અમે તો દેહ જ આત્મા છે, એમ કહીએ છીએ; કેમકે દેહને આત્મા કહેવામાં કોઈ જાતનો બાધ આવતો નથી. આથી કરીને દેહને અન્નનું કાર્ય કહેવાની પણ કાંઈ જરૂર નથી. આ મતમાં બે જાતના દોષ આવે છે. આ શરીરરૂપી આત્મા પોતાની હયાતીમાં અનેક જાતનાં કર્મ કરે છે. એ બધાં કર્મોનાં ફળ કાંઈ આ શરીર ભોગવતું નથી. ભોગવતાં પેહેલાં તેનો નાશ થાય છે. જો શરીર જ આત્મા છે, તો શરીરે કરેલાં કર્મફળ શરીરના અંતની સાથે જ નાશ પામ્યાં એમ કહેવાય. એટલે તે **કૃતવિપ્રણાશ** દોષ થયો. વળી વર્ત્તમાન શરીરને કેટલાંક અદૃષ્ટ સુખદુઃખો આવી મળે છે, જે આ શરીરે કરેલાં કર્મનાં ફળ નથી, એમ સમજાય છે. એટલે નહિ કરેલું ફળ આવી મળે છે. આને **અકૃતાભ્યાગમ** દોષ કહે છે. જે કોઈ કરે

છે, તેને જ તેનું ફળ મળે છે; કરતો નથી તેને કાંઈ મળતું નથી. સૌને સૌનું પોતપોતાનું જ સુખદુઃખ મળે છે. વર્ત્તમાન શરીર જ આત્મા હોય તો તે શરીર તેની પેહેલાંના જન્મમાં ન હોતું, ત્યારે તેને હાલ અદૃષ્ટફળ શા માટે મળવું જોઇએ ? તેમ જ વળી તે થનારા જન્મમાં અસત્ છે, એટલે વર્ત્તમાન સ્થિતિમાં જે કાંઈ કરે છે, તેનું બાકી રહેલું ફળ થનારા જન્મમાં ભોગવી શકવાનો નથી. જગદ્રચના તો એમ બતાવે છે કે કરેલાનું ફળ ભોગવ્યા વિના નાશ પામતું નથી, અને જે કાંઇ મળે છે, તે આપણું પોતાનું જ મળે છે. શરીરનો તો [1] **પ્રાગભાવ** ને [2] **પ્રધ્વંસાભાવ** છે, એટલે તેને આત્મા માનવામાં ઉપર બતાવેલા **અકૃતાભ્યાગમ** અને **કૃતવિપ્રણાશ** નામના દોષ આવે છે. ત્યારે શરીર કરતાં કોઈ આત્મા જૂદો છે, એ વાત અંગીકાર કરવી જ પડશે. ૩—૪.

**पूर्णो देहे बलं यच्छन्नक्षाणां यः प्रवर्त्तकः ।**

**वायुः प्राणमयो नासावात्मा चैतन्यवर्जनात् ॥५॥ १७८**

**શબ્દાર્થ:—જે [ વાયુ ] દેહમાં પૂર્ણ [ છે, અને ] બળને આપતો ઇંદ્રિયોનો પ્રવર્તાવનાર છે, [ તે ] વાયુ પ્રાણમય કોશ [ છે ] ચૈતન્યના અભાવથી આ પ્રાણમય કોશ આત્મા નથી. ૫.**

**વિવેચન:**—અન્નમય કોશનું અનાત્મપણું બતાવ્યા પછી હવે પ્રાણમય કોશનું સ્વરૂપ અને તેનું અનાત્મપણું દેખાડે છે. પ્રાણમય કોશ વાયુરૂપ છે. જે વાયુ પગથી તે માથા સુધી આખા શરીરમાં વ્યાપેલો સતો વ્યાનરૂપે શરીરને બળ આપતો ઈંદ્રિયોને પોતપોતાના ધર્મમાં પ્રેરે છે, તે વાયુ **પ્રાણમય** કોશ છે. આ પ્રાણમય કોશ ચૈતન્યના અભાવવાળો હોઈ જડ છે. માટે ઘડાની પેઠે તે અનિત્ય છે, એટલે આત્મા નથી. આત્મા તો એથી ભિન્ન છે. ૫.

**अहंतां ममतां देहे गेहादौ च करोति यः ।**

**कामाद्यवस्थया भ्रांतो नासावात्मा मनोमयः ॥६॥ १८०**

**શબ્દાર્થ:—જે દેહમાં અને ગૃહાદિમાં હુંપણું ને મારાપણું કરે છે. [ તથા જે ] કામાદિ અવસ્થાવડે વિકારી [ છે તે ] મનોમય કોશ [છે]. આ મનોમય કોશ આત્મા નથી. ૬.**

**વિવેચન:**—મનોમય કોશનું સ્વરૂપ અને તેનું અનાત્મત્વ બતાવે છે: જે મન શરીરમાં **હુંપણું** એટલે હું સારો, ઉંચ, મારા જેવો કોઈ નથી; ઇત્યાદિ અહંકાર ઉપજાવે છે, અને ગૃહ, પુત્ર, ધનમાં આ મારૂં છે, એવું મમત્વ બતાવે છે. અને વળી જે કામ, ક્રોધ, લોભ આદિ વૃત્તિઓવડે ભ્રમિત છે એટલે ઘડીમાં કામના વિકારવાળું, ઘડીમાં ક્રોધના ને ઘડીમાં લોભના વિકારવાળું છે, તે મન **મનોમય** કોશ છે. આ મનોમય કોશ પણ વિકારી હોવાથી. શરીરની પેઠે નાશવંત છે, માટે આત્મા નથી. ૬.

**लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।**

**चिच्छायोपेतधीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥७॥ १८१**

---

[1] જે પદાર્થ જ્યાં સુધીમાં થયો નથી ત્યાંસુધીમાં તેનો પ્રાક્—ઉત્પત્તિ પહેલાંનો અભાવ છે તે પ્રાગભાવ અને [2] પ્રધ્વંસ—નાશ પામ્યા પછીનો અભાવ તે પ્રધ્વંસાભાવ.

**શબ્દાર્થ:—ચેતનના પ્રતિબિંબ યુક્ત બુદ્ધિ, સુષુપ્તિકાળમાં લીન થએલી છે. [ મસ્તકથી ] નખના છેડા સુધી વ્યાપી રહેલી [ તે ] જાગ્રદ્અવસ્થામાં શરીરને વ્યાપીને રહે છે. [ તે ] વિજ્ઞાનમય શબ્દનું પાત્ર [ છે, પણ ] આત્મા નથી. ૭.**

**વિવેચન:**—પાછળ ૧૭૯ મા શ્લોકમાં કર્ત્તા શબ્દવડે જેને વ્યવહર્યો છે તે વિજ્ઞાનમય કોશ કેવો છે તે અને તેનું અનાત્મત્વ બતાવે છે. આત્મા હમેશાં એકરૂપ છે. બુદ્ધિ સુષુપ્તિમાં લીન થાય છે ને પાછી ઉદ્ભવે છે. આથી કરીને બુદ્ધિપ્રાધાન્ય **વિજ્ઞાનમય** કોશ ઘડાની પેઠે નાશવંત હોવાથી આત્મા નથી. આત્મા એથી પણ જુદો છે. ૭.

**कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेतांतरिंद्रियम् ।**
**विज्ञानमनसी अंतर्बहिश्चैते परस्परम् ॥ ८ ॥ १८२**

**શબ્દાર્થ:—અંતઃકરણ કર્ત્તા ભાવવડે અને કરણ ભાવવડે વિકાર પામે છે. આ ( બે ), વિજ્ઞાન અને મન પરસ્પર અંદર અને બહાર [ વર્તેછે ]. ૮.**

**વિવેચન:**—મન અને બુદ્ધિ જો કે અંતઃકરણ સ્વરૂપ છે, તોપણ તેમાં **મનોમય** અને **વિજ્ઞાનમય** એવા બે ભેદ ગણ્યા છે. અંતઃકરણ જ્યારે કર્ત્તાને રૂપે પરિણામ પામે છે, ત્યારે તે વિજ્ઞાન—બુદ્ધિ છે; અને જ્યારે તે કરણરૂપે પરિણામ પામે છે, ત્યારે તે મન છે. આમ એક જ અંતઃકરણમાં બે જાતની ભાવનાઓ ઉઠે છે, માટે તેના **મનોમય** અને **વિજ્ઞાનમય** એવા બે કોશ સંભવે છે. બુદ્ધિ અને મન પરસ્પર, અંદર અને બહાર વર્ત્તે છે—એટલે મનની અપેક્ષાવડે બુદ્ધિ અંદર વર્ત્તનારી છે, અને બુદ્ધિની અપેક્ષાવડે મન બહાર વર્ત્તનારૂં છે, આવી રીતે પણ તેની બે કલ્પના થાય છે; તેથી અંતઃકરણ એક છતાં તેમાં બે કોશની કલ્પના સંભવે છે. ૮.

**काचिदंतर्मुखा वृत्तिरानंदप्रतिबिंबभाक् ।**
**पुण्यभोगे भोगशान्तौ निद्रारूपेण लीयते ॥ ९ ॥ १८३**

**શબ્દાર્થ:—પુણ્યના ભોગમાં કોઈ અંતર્મુખ વૃત્તિ આનન્દના પ્રતિબિંબને ભજનારી છે [તે] ભોગની શાન્તિ થયે સતે નિદ્રારૂપે લય પામે છે. ૯.**

**વિવેચન:**—પાછળ ૧૭૯ મા શ્લોકમાં ભોક્તા શબ્દવડે જેનો વ્યવહાર કરી બતાવ્યો છે, તે ભોક્તા **આનન્દમય** કોશ છે. એ **આનન્દમય**નું સ્વરૂપ બતાવવાનો આરંભ કરે છે. આપણી વ્યુત્થાનાવસ્થામાં તલ્લીનતાને લીધે, વિવેકના અનભ્યાસને લીધે અને એકાગ્રતાના અવલોકનમાં પ્રમાદને લીધે કોઇક કાળે એટલે પાછલા પુણ્ય કર્મના ફળના અનુભવના સમયમાં આપણી કોઈ અંતર્મુખ વૃત્તિ આનન્દરૂપ આત્માના પ્રતિબિંબને ભજે છે, આનન્દને અનુભવે છે. જ્યાં સુધી પુણ્ય કર્મના ફળનો ભોગ ભોગવાય છે, ત્યાંસુધી એ આનન્દનો અનુભવ થાય છે, અને એ ભોગશાંતિમાં વૃત્તિ [1] નિદ્રારૂપે લય પામી

[1] 'સૂતા સમાન સુખ નહિ' આ કહેવત આપણામાં પ્રસિદ્ધ છે. દરદીને ઉંઘવામાં જ દુઃખની નિવૃત્તિનો અનુભવ થાય છે. મેહેનત કરી થાકી ગયા પછી ચિત્તની વૃત્તિઓ બહાર જવાનું મૂકી દઈ શ્રમાભાવરૂપ સુખને ઇચ્છે છે—પુણ્યભોગ તરફ વળે છે. આ કાળે ચિત્તમાં તમસ્નું પ્રાધાન્ય હોવાથી વૃત્તિઓ નિદ્રાને રૂપે લય પામે છે.

જાય છે. આ થોડો કાળ આનન્દને અનુભવનારી આપણી અંતર્મુખ વૃત્તિ **આનન્દમય** કોશ કહેવાય છે. ૯.

આનન્દમય કોશ પણ આત્મા નથી, તે નીચેના શ્લોકમાં ગ્રંથકર્ત્તા બતાવી આત્માનું સ્વરૂપ પણ દેખાડે છે:—

## ૨ આત્માનું સ્વરૂપ. ૧૮૪–૨૧૧.

### ૧ આત્માની આનન્દરૂપતા. ૧૮૪–૧૯૫.

**कादाचित्कत्वतो नात्मा स्यादानंदमयोऽप्ययम् ।**
**बिंबभूतो य आनन्द आत्माऽसौ सर्वदा स्थितेः ॥१०॥ १८४**

**શબ્દાર્થ:—આ આનન્દમય પણ [ પોતાનું ] કોઇક જ વખત હોવા-પણું છે, એટલા માટે આત્મા નથી. [ પણ ] જે આ બિંબભૂત આનંદ [ છે તે ] સર્વદા સ્થિત હોવાથી આત્મા [ છે ]. ૧૦.**

**વિવેચન:**—સંધ્યા ફૂલે છે, તેની પેઠે આ **આનન્દમય** કોશ પણ કોઈ પુણ્ય કર્મના ભોગ ભોગવવાના સમયમાં જ પ્રકાસે છે. આમ તેનું ક્ષણિકપણું છે, માટે તે પણ આત્મા નથી. હવે આપણે ભૂતો, ભૂતોનાં કાર્ય, એ સઘળાંને વિચારી ગયા. તેઓ તો કોઈ આત્મા થવાને યોગ્ય જણાતાં જ નથી, માટે હવે તો એમ કહો કે આત્મા છે જ નહિં! ના. એમ કહેવાય નહિ! પ્રસંગવશાત્ આનન્દમયનો ઝળકી નીકળેલો આનન્દ જેવડે અનુભવાય છે, તે આત્મા છે. બુદ્ધિઆદિમાં એનું પ્રતિબિંબ પડે છે. એ જ પ્રિય, મોદ, પ્રમોદ, આદિ શબ્દને કહેનાર **આનન્દમય** છે—તેનું કારણ છે. આ બિંબરૂપ આનન્દ સર્વદા સ્થિત જ છે. સ્થિત છે, તો હમેશાં દેખાતો—અનુભવાતો કેમ નથી? એ દેખાતો નથી તેનાં કારણ છે. દર્પણરૂપ ચિત્તમાં રજસ્ તમસરૂપ ઝીકાળી પડી ગઈ છે–ચોંટી ગઈ છે; માટે તે બિંબરૂપ આનન્દ અનુભવાતો નથી, પણ તે છે. છે એટલું જ નહિ, પણ સર્વદા અને સર્વત્ર છે. ઘટાદિના જેવો તે અનિત્ય નથી. અને ગગનાદિની પેઠે તે આરંભાએલ નથી. એ તો છે, છે ને છે જ. જ્ઞાનીઓ તેને અનુભવે છે. ૧૦.

**ननु देहमुपक्रम्य निद्रानंदांतवस्तुषु ।**
**माऽभूदात्मत्वमन्यस्तु न कश्चिदनुभूयते ॥११॥ १८५**
**बाढं निद्रादयः सर्वेऽनुभूयन्ते न चेतरः ।**
**तथाऽप्येतेऽनुभूयन्ते येन तं को निवारयेत् ॥१२॥ १८६**

**શબ્દાર્થ:—દેહથી માંડીને નિદ્રાનંદ સુધીની વસ્તુમાં આત્મપણું માં હો. પણ [ તે સિવાય તો ] કોઈ બીજો અનુભવાતો નથી. (૧૧). નિદ્રાદિ સર્વ અનુભવાય છે, પણ બીજો નહિ, એ તું બરાબર કહે છે; તથાપિ જેણે કરીને આ પંચકોશો અનુભવાય છે, તેને કોણ નિવારે ( નિવારી શકે એમ છે )? ૧૨.**

**વિવેચન:**—પાછળ ૧૭૭ થી ૧૮૪ મા શ્લોક સુધીમાં પંચકોશનું સ્વરૂપ અને

તેની અનાત્મતા સિદ્ધ કરી છે, તે તો ઘટે છે; તો પણ તેમની અનાત્મતાની સિદ્ધિથી કાંઈ આત્માની સિદ્ધિ થતી નથી; કેમકે નિદ્રાદિ એટલે આનંદમયાદિ સર્વે કોશો જેમ આપણે અનુભવીએ છીએ તેમ આત્માને અનુભવી શકાતો નથી. આમ જ્યારે આત્મા અનુભવાતો નથી, ત્યારે તો તે નથી એમ કહેવું જોઇએ, પણ તેમ કહેવાય નહિ. અન્નમયાદિ કોશોનું અનાત્મત્વ આત્માની અપેક્ષાએ સિદ્ધ કરવામાં આવ્યું છે. આત્મા છે, તો અન્નમયાદિકનો અનુભવ થાય છે. આત્મા અન્યવડે અનુભવાતો નથી એ વાત ખરી છે, તોપણ આત્માવડે અન્નમયાદિ અનુભવાય છે એ કોઇથી ના પાડી શકાય તેમ નથી. આથી આત્મા છે, એ વાત તો સિદ્ધ છે. ૧૧—૧૨.

આત્મા છે, અને અનુભવાતો નથી, એમ કેમ કહેવાય ? આનો ખુલાસો નીચેના શ્લોકથી ગ્રંથકર્ત્તા આપે છે.—

**स्वयमेवानुभूतित्वाद् विद्यतेनानुभाव्यता ।**
**ज्ञातृज्ञानांतराभावादज्ञेयो न त्वसत्तया ॥ १३ ॥ १८७**

**શબ્દાર્થ:—[ આત્માનું ] પોતાની મેળે જ નિત્યજ્ઞાનપણું છે, તેથી [ તેનું ] અનુભવવાપણું નથી. [ તેમાં ] બીજા જ્ઞાતા અને જ્ઞાનનો અભાવ હોવાથી તે નહિ જાણવા યોગ્ય [છે]; પણ [ તેની ] અસત્તાવડે [ તે નહિં જાણવા યોગ્ય છે એમ ] નથી. ૧૩.**

**વિવેચન:**—પાછળ તત્ત્વવિવેકમાં આત્મા જ્ઞાનરૂપ છે, ને નિત્ય છે, એમ બતાવેલું છે, તે અત્ર પ્રતિવાદીની શંકાના સમાધાનને માટે ફરીને બીજી રીતે કહી બતાવે છે. આનંદમયાદિક કોશનો આત્મા સાક્ષી હોવાથી. તે અનુભવરૂપ જ છે, તેથી તે અનુભવનો વિષય હોઈ શકે તેમ નથી; કેમકે જો તે અનુભવનો વિષય થાય તો વળી જેનાથી તે અનુભવનો વિષય થયો, તેને આત્મા કહેવો પડશે. એમ બહુ આગળ જવાથી અનવસ્થાની પ્રાપ્તિ થાય છે; માટે આત્મા જ્ઞાનસ્વરૂપ છે. તેમાં બીજો જોનાર ( જ્ઞાતા ) કે બીજું જ્ઞાન નથી, માટે તે અજ્ઞેય છે. આત્મા અજ્ઞેય છે, તે કાંઈ તેની અસત્તા—નહિ હોવાપણાને લીધે છે, એમ નહિ. પાછળ ૧૮૬ મા શ્લોકમાં જ તેનું અસ્તિત્વ તો સિદ્ધ બતાવ્યું છે. આથી તે અસત્ છે, એમ તો કહેવાય જ નહિ. ફલિતાર્થ એ કે આત્માને જોનાર બીજો જ્ઞાતા કે જ્ઞાન છે નહિ, માટે તે અજ્ઞેય છે, સ્વપ્રકાશસ્વરૂપ છે, અનુભવરૂપ છે. ૧૩.

સઘળાને અનુભવનાર તે છે; તેને અનુભવનાર કોઇ નથી; કોઇ જોઇતો પણ નથી. એ વાત નીચેના બે શ્લોકથી દૃષ્ટાંતપૂર્વક સિદ્ધ કરે છે:—

**माधुर्यादिस्वभावानामन्यत्र स्वगुणार्पणात् ।**
**स्वस्मिंस्तदर्पणापेक्षा नो न चास्त्यन्यदर्पकम् ॥ १४ ॥ १८८**
**अर्पकांतरराहित्येऽप्यस्त्येषां तत्स्वभावता ।**
**माऽभूत्तथाऽनुभाव्यत्वं बोधात्मा तु न हीयते ॥१५॥ १८९**

**શબ્દાર્થ:—બીજામાં પોતાના ગુણ આપનાર માધુર્યાદિ સ્વભાવવાળાના સ્વરૂપમાં તે આપનારની અપેક્ષા નથી, અને બીજો આપનાર [ પણ ] નથી. (૧૪). બીજા આપનારના અભાવ સતે પણ તેઓનું તે સ્વભાવપણું [ છે ]; તેવી રીતે [ આત્માનું ] અનુભવવાપણું માં હો. [ આથી આત્માનું ] જ્ઞાનસ્વરૂપપણું ( અનુભવ સ્વરૂપપણું ) હણાતું નથી. ૧૫.**

**વિવેચન:—**મીઠા, ખારા, ખાટા ઇત્યાદિ સ્વભાવસિદ્ધ રસવાળા પદાર્થો જેઓ પોતાના એ ગુણો બીજાને આપે છે, તેઓમાં મીઠાશ, ખટાશ કે ખારાશ ગુણો કોઇની અપેક્ષાએ આવતા નથી. એક જ ક્યારામાં શેરડી, લીંબુડી ને લીમડાને રોપી એક જ જાતનું ખાતર પાણી આપીએ તો પણ તેઓ પોતાના સ્વભાવસિદ્ધ રસવાળા જ થાય છે. તેમાં કોઇ બીજાની અપેક્ષા નથી રહેતી; તેમ આત્મામાં સ્વભાવસિદ્ધ અનુભવજ્ઞાન છે. એને જણાવનાર બીજો નથી, ને તેની જરૂર પણ નથી. જેમ શાકરમાં મીઠાશ આપનાર કોઇ બીજો પદાર્થ ન હોવાથી શાકરના અસ્તિત્વની હાનિ થતી નથી, તેમ આત્માને જણાવનાર અનુભવ કરાવનાર બીજો નથી; તેથી તેના અસ્તિત્વની—સ્વપ્રકાશ સ્વરૂપની—કોઇ રીતે હાનિ થતી નથી. ૧૪—૧૫.

આ પ્રમાણે યુક્તિથી તેની સિદ્ધતા બતાવી. હવે શ્રુતિ પ્રમાણથી તે સિદ્ધ છે, એમ બતાવે છે:—

**स्वयंज्योतिर्भवत्येष पुरस्माद् भासतेऽखिलात् ।**
**तमेवभांतमन्वेति तद्भासा भास्यते जगत् ॥१६॥ १९०**
**येनेदं जानते सर्वं तत् केनान्येन जानताम् ।**
**विज्ञातारं केन विद्यात् शक्तं वेद्ये तु साधनम् ॥१७॥ १९१**
**स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता ।**
**विदिताविदिताभ्यां तत् पृथग्बोधस्वरूपकम् ॥१८॥ १९२**

**શબ્દાર્થ:—આ પુરૂષ સ્વયંપ્રકાશ છે. આ સર્વથી તે પૂર્વે ભાસે છે. તે પ્રકાશેલને જ [ સૌ ] પાછળ જાય છે ( પાછળથી પ્રકાશે છે ). તેની કાન્તિવડે જગત્ ભાસે છે. (૧૬). જેવડે [માણસ] આ સર્વને જાણે છે. તેને [ પુરૂષો ] કયા બીજાવડે જાણે ? જાણનારને શાવડે જાણે ? જાણવા યોગ્યમાં શક્તિવાળું મન તો જ્ઞાનનું સાધન છે. (૧૭). જે જાણવા યોગ્ય છે, તે બધાને તે જાણે છે. તે જાણનારનો બીજો જાણનારો નથી. જાણેલા અને નહિ જાણેલાથી તે બોધસ્વરૂપ બ્રહ્મ જૂદું છે. ૧૮.**

**વિવેચન:—**નીચેની શ્રુતિઓને અનુસરતા આ ત્રણ શ્લોક છે. [1] **अत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति** 'અહીં સ્વપ્નાવસ્થામાં આ પુરૂષ સ્વપ્રકાશ છે.' **अस्मात् सर्वस्मात्पुरतः सुविभाति**

[1] બૃહદારણ્યકોપનિષદ્‌ના ૪ થા અધ્યાયના ૩ જા બ્રાહ્મણમાં ૧૪ મી કંડિકા.

'આ દેખાતા સર્વ જગતની પૂર્વે આત્મા સારી રીતે પ્રકાશે છે' [1] तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति 'તે પ્રકાશી રહેલ આત્માની પાછળ સર્વ પ્રપંચ ભાસે છે. તે આત્માના પ્રકાશવડે આ સર્વ જગત્ ભાસે છે.' येनेदं सर्वं विजानाति तं केन विजानीयाद्विज्ञातारमरे केन विजानीयात् 'જે આત્માવડે આ સર્વ જગતને પુરૂષ જાણે છે, તેને અરે મૈત્રેયી! કયા જડવડે જાણીએ? સર્વને જાણનારને શાવડે જાણીએ?' જે સર્વનો સાક્ષી ચૈતન્યરૂપ આત્મા છે, તેવડે આ સર્વ દૃશ્ય જગત્ માત્રને પ્રાણીયો જાણે છે તો તે સાક્ષી આત્માને, તેના પણ સાક્ષીરૂપ કયા જડ પદાર્થથી જાણીએ? બીજા ચેતનનો તો અભાવ છે, એટલે સાક્ષીરૂપ આત્માનો સાક્ષી જડ હોય પણ તે તો હોઇ શકે જ નહિ. યાવત્ દૃશ્ય જગત્ જાણનાર આત્માને કોઈ જાણનાર છે જ નહિ. કોઈ દૃશ્ય વસ્તુ આત્માને ન જાણી શકે એમ હોય તો ભલે, પણ મન તો છે કે નહિ? ના, નથી. જ્ઞાનનું સાધન જે મન, તે તો દૃશ્ય વસ્તુ જાણવાને શક્તિ ધરાવે છે, પણ આત્માને જાણવાને શક્તિમાન્ નથી. "नैव वाचा न मनसा" 'નહિ વાણીવડે અને નહિ મનવડે' ઇત્યાદિ શ્રુતિ પણ આત્મા મનનો વિષય નથી એમ બતાવે છે. આત્મા આત્માને જાણે છે, એમ પણ કહેવાય નહિ, કેમકે જાણનાર જે કર્તા તે જ પાછું જાણવાનું કર્મ થાય છે. આમ આત્માના **સ્વસંવેદ્યપણામાં** કર્મકર્તૃત્વનો વિરોધ આવે છે. આત્મા તો [2] स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता 'જે કાંઈ વેદ્ય છે, તે સર્વને જાણે છે. આને જાણનાર બીજો કોઈ નથી' તે તો [3] अन्यदेव तद्विदितादथो अविदितादधि 'જે કાંઈ વિદિત જાણેલું જગત્ છે-જે પ્રકૃતિના કાર્ય રૂપે છે તેનાથી, તથા અવિદિત—અવ્યાકૃત પ્રકૃતિ જે જાણી શકાતી નથી તેનાથી આત્મા જુદો છે'. કેવળ બોધસ્વરૂપ છે. ૧૬-૧૭-૧૮.

**बोधेऽप्यनुभवो यस्य न कथंचन जायते ।**
**तं कथं बोधयेच्छास्त्रं लोष्टं नरसमाकृतिम् ॥१९॥ १९३**

**શબ્દાર્થ:—બોધ થયે સતે પણ જેને કેમે કરી અનુભવ થાય નહિ, તે માણની આકૃતિવાળા માટીના ઢેફાને શાસ્ત્ર કેમ (શી રીતે) બોધ કરે? ૧૯.**

**વિવેચન:—**પાછળના શ્લોકથી શ્રુતિપ્રમાણ આપીને આત્મા વિદિત અને અવિદિતથી જૂદો બોધસ્વરૂપ છે, એમ બતાવ્યું છે પણ તેમાં એક શંકા આવે છે, એટલે કે જે કાર્યરૂપ વસ્તુ કોઈ વખત પણ જ્ઞાનનો વિષય થાય છે, અર્થાત્ વેદન ગુણવાળું થાય છે, તે વસ્તુને આપણે વિદિત કહીએ છીએ. વિદિત એટલે જાણેલું. જ્યારે વસ્તુ આપણે જાણેલી છે, ત્યારે તે વસ્તુમાં જાણવારૂપ જ્ઞાન છે,' એમ આપણે સમજીએ છીએ, અનુભવીએ છીએ. જાણેલી વસ્તુમાંનું જાણવાપણું એટલે વેદન અથવા બોધ તે તો આપણે અનુભવીએ છીએ ત્યારે પછી બોધરૂપ આત્માને શામાટે ન જાણી શકીએ? વેદાંતસિદ્ધાંતમાં આત્મા અજ્ઞેય છે, એટલે બોધસ્વરૂપ છે; બોધ અજ્ઞેય છે, તોપછી અત્ર

[1] શ્વેતાશ્વતરોપનિષત્ અધ્યાય ૬ ઠો મં. ૧૪ મો.
[2] શ્વેતાશ્વતરોપનિષદ્ અધ્યાય ૩ જા નો ૧૯ મો મંત્ર.
[3] કેનોપનિષત્.

જાણેલી વસ્તુમાં જે વેદન છે તે પણ અજ્ઞેય ઠરે, અને આથી તો જ્યારે વસ્તુનું જ્ઞાન જ અજ્ઞેય ઠર્યું, ત્યારે તો જાણેલી વસ્તુ પણ અજ્ઞેય ઠરી; પણ વસ્તુને તો આપણે જાણીએ છીએ, તેથી તેનું વેદન-બોધ-પણ અનુભવીએ છીએ, એટલે બોધરૂપ આત્માનો પણ અનુભવ થવો જોઇએ, એમ સમજાય છે. આ શંકા ઉપહાસને યોગ્ય છે. વેદાન્તસિદ્ધાન્ત, આત્માનો અનુભવ નથી થતો, એમ કહેતો જ નથી પણ આત્મા અનુભવનો વિષય નથી અને તેને અનુભવનારો બીજો કોઈ નથી, એમ કહે છે. અર્થાત્ આત્મા અનુભવ કે બોધરૂપ છે, એમ જ કહે છે. આત્માનો બોધ છે-થાય છે, છતાં પણ જે મંદબુદ્ધિવાળો માણસ તેને સમજતો નથી, તે માણસ ધૂળના ઢેફાના જેવો છે. આવા માત્ર નરની આકૃતિવાળા વ્યર્થ પદાર્થને શાસ્ત્ર શી રીતે ઉપદેશ કરી શકે તે કહી શકાતું નથી. મારાથી આત્માનો બોધ સમજાતો નથી, એમ કહેનારનું એ બોલવું, વદતો વ્યાઘાત છે. ૧૯.

**जिव्हा मेऽस्ति न वेत्युक्तिर्लज्जायै केवलं यथा ।**

**न बुध्यते मया बोधो बोधव्य इति तादृशी ॥२०॥ १९४**

**શબ્દાર્થ:—'મારે જીભ છે, અથવા નથી' એ પ્રકારનું બોલવું જેમ કેવળ ઉપહાસને પાત્ર [ઠરે છે તેમ] 'મારાથી બોધ સમજાતો નથી, [પણ તે] સમજવાયોગ્ય [છે]' એ પ્રકારનું બોલવું તેવું [જ છે]. ૨૦.**

**વિવેચન:—**'મારા મોઢામાં જીભ છે, અથવા નથી' એમ પૂછનારનું તે પૂછવું કેવળ હાંશીને પાત્ર જ છે; કેમકે તેનાથી આ પ્રમાણે બોલાય છે, એ જ એમ બતાવે છે કે તેને જીભ છે. એ જ પ્રમાણે 'આ ઘટ છે, આ પટ છે', એમ વ્યવહાર કરતો માણસ ઘટનું અને પટનું પોતાને જ્ઞાન થતું નથી; એમ બોલે છે, તો તે કેવળ ગાંડાઈ જ જણાવે છે. કેમકે તેને કેવળ ઘટનું જ્ઞાન થતું ન હોય તો આ ઘટ છે, તેમ જ આ પટ છે, એમ કહેવાય જ નહિ. ૨૦.

**यस्मिन् यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।**

**यद् बोधमात्रं तद् ब्रह्मेत्येवं धीर्ब्रह्मनिश्चयः ॥ २१ ॥ १९५**

**શબ્દાર્થ:—જગતમાં બધી વસ્તુમાં બોધ છે, [ને] તે તે વસ્તુના અનાદરમાં જે બોધમાત્ર [છે] તે બ્રહ્મ [છે] એ પ્રકારની બુદ્ધિ [તે] બ્રહ્મનો નિશ્ચય છે. ૨૧.**

**વિવેચન:—**બધી વસ્તુઓ છે, એવું જ્ઞાન દરેક માણસને છે. આ હોવાપણામાં પદાર્થનું નામ અને રૂપ છે. તે નામરૂપનો અનાદર કરતાં-તેનો ત્યાગ કરતાં બાકી જે કાંઈ અવશેષ રહે છે, તે જ બ્રહ્મ છે; અને આવા પ્રકારની બુદ્ધિ એ જ બ્રહ્મનો નિશ્ચય છે. અર્થાત્ નામરૂપ ઉપાધિને છોડી દીધા પછી જે કાંઈ છે, તે બ્રહ્મ છે, એમ નિશ્ચય કરવો તે જ બ્રહ્મજ્ઞાન છે. ૨૧.

**૨ આત્માની શૂન્યતાના અભાવ પૂર્વક સ્વપ્રકાશતા. ૧૯૬—૨૦૨.**

**पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।**

**स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥२२॥ १९६**

अस्ति तावत् स्वयं नाम विवादाविषयत्वतः ।
स्वस्मिन्नपि विवादश्चेत् प्रतिवाद्यत्र को भवेत् ॥२३॥ १९७
स्वासत्त्वं तु न कस्मैचित् रोचते विभ्रमं विना ।
अतएव श्रुतिर्बाधं ब्रूते चासत्त्ववादिनः ॥२४॥ १९८

**શબ્દાર્થઃ—પંચકોશના પરિત્યાગમાં સાક્ષીના બોધનું અવશેષપણું છે એટલા માટે તે ( અવશેષપણું ) જ સ્વસ્વરૂપ ( બ્રહ્મ ) છે. તેનું શૂન્યપણું ઘટતું નથી. (૨૨). વિવાદના અવિષયપણાથી [ સૌને ] પોતાનું સ્વરૂપ [સિદ્ધ] છે. પોતામાં પણ જો વિવાદ [ હોય ] તો [ પછી ] પ્રતિવાદી કોણ થશે? [ તે કહો ]. ( ૨૩ ). પોતાનું અસત્પણું તો કોઇને વિભ્રમ વગર રૂચતું નથી. એટલા માટે જ ભગવતી શ્રુતિ અસત્ત્વવાદીને બાધ કરે છે. ૨૪.**

**વિવેચનઃ**—પાછળ બતાવ્યા પ્રમાણે ઘટાદિ પદાર્થોનાં નામરૂપનો અનાદર કરવાથી જ જો અનુભવરૂપ બ્રહ્મ જાણી શકાય છે; તો પછી આ પંચકોશના વિવેચનનું પ્રયોજન રહેતું નથી, એમ કોઇ શંકા કરે; પણ તેમ નથી. માણસની અહંતા મમતા બીજા પદાર્થોમાં છે તેના કરતાં પોતાના શરીરમાં તે વધારે દૃઢ છે. જ્યાં સુધી શરીરમાં—પંચકોશોમાં અહંતા મમતા છે, ત્યાં સુધી પરિપૂર્ણ ચેતનરૂપ બ્રહ્મની પ્રત્યગ્રૂપતાનું જ્ઞાન યથાર્થ થતું નથી, અને એ જ્ઞાન થયાવગર સંસારમાં કર્તૃત્વ અને જન્માદિરૂપ અનુવૃત્તિઓ અટકતી નથી. આ સંસૃતિ અટકાવવા અને બ્રહ્મનું જ્ઞાન સ્ફુરવવામાં પંચકોશના વિવેકની ઉપયોગિતા છે. શરીર—પંચકોશમાં બુદ્ધિવડે અનાત્મતાનો નિશ્ચય સમજાતાં, એ સમજાવનાર પ્રત્યગાત્મા જ પંચકોશના ત્યાગ પછી અવશેષ રહે છે. એ જ સ્વરૂપ છે. તેનું શૂન્યત્વ ઘટતું જ નથી. સૌને પોતે છે, એવી જ ખાતરી છે. હું છું અથવા નથી એવો કોઇને શક આવતો જ નથી. એમાં કોઇ જાતનો વિવાદ જ નથી. પોતાના અસ્તિત્વનો વિવાદ થાય તો તેમાં પોતા સિવાય બીજો પ્રતિવાદી નથી. જો પોતાના અસ્તિત્વનો વાદ થાય તો તે ભ્રમ જ સમજવો. એટલા માટે ભ્રમિત શૂન્યવાદીઓને ભગવતી શ્રુતિ બોધે છે, કે બ્રહ્મ સત્ છે, પણ અસત્ નથી. ૨૨—૨૪.

असद् ब्रह्मेति चेद् वेद स्वयमेव भवेदसत् ।
अतोऽस्य मा भूद् वेद्यत्वं स्वसत्त्वं त्वभ्युपेयताम् ॥२५॥ १९९

**શબ્દાર્થઃ—જો બ્રહ્મ અસત્ [ છે ] એમ જાણે તો [ જાણનારો ] પોતે જ અસત્ થાય છે, એટલા માટે આ ( બ્રહ્મ ) નું જાણવાપણું માં હો. પોતાનું સત્પણું તો અંગીકાર કરવા યોગ્ય [જ] છે. ૨૫.**

**વિવેચનઃ**—ભગવતી શ્રુતિ શૂન્યવાદીઓને બ્રહ્મનું સત્તત્ત્વ કેવી રીતે છે, તે **यदि ब्रह्मासदिति जानीयात्तर्हि** स्वयमेवासत् ઇત્યાદિ શ્રુતિને કર્ત્તા અર્થથી લઇ કહી બતાવે છે. **એટલે** કે ‘ જો બ્રહ્મને અસત્ માનીએ, તો અસત્ માનનાર આપણે પોતે જ અસત્ થઇ **જાઇએ છીએ**’ કેમકે આપણો આત્મા એ જ બ્રહ્મ છે તે અસત્ થાય છે. આથી કરીને બ્રહ્મ સત્ય છે, એ જ સિદ્ધ છે. પાછળ ૧૮૭ મા શ્લોકથી આ શ્લોક સુધીના વિ-

સ્તારમાં આત્મામાં અસત્તા દોષ આવવાના સંભવને ગ્રંથકર્તાએ આ રીતે નિષેધ કરી બતાવ્યો. વળી ૧૮૭ મા શ્લોકમાં જે મૂળ વાત કહી છે કે આત્માની અનુભાવ્યતા (વેદ્યતા) નથી, તે અત્ર ફરીને પણ છેવટ સિદ્ધાંતની સિદ્ધતા માટે બોલી બતાવે છે, કે આત્માની વેદ્યતા એટલે જ્ઞાનનું વિષયપણું માં હો. તે સ્વપ્રકાશ જ છે. તે અસત્ નથી કેમકે પોતાનું સત્પણું તો સૌએ અંગીકાર કરવા યોગ્ય જ છે. ૨૫.

ભવતુ! આત્મા સત્ છે ને તેનું વેદ્યત્વ નથી, એ અમને—વાદીને કબૂલ છે, તોપણ તેથી કરીને આત્મા કેવો છે, તે કાંઇ સ્પષ્ટ સમજી શકાતું નથી. સિદ્ધાંતી નીચેના શ્લોકથી એમ બતાવે છે કે આત્મા કેવો છે, આવો છે, એમ કહેવાય એમ નથીઃ—

**कीदृक् तर्हीति चेत् पृच्छेदीदृक्ता नास्ति तत्र हि ।**

**यदनीदृगताद्दक् च तत् स्वरूपं विनिश्चिनु ॥२६॥ २००**

**अक्षाणां विषयस्त्वीदृक् परोक्षस्तादृगुच्यते ।**

**विषयी नाक्षविषयः स्वत्वान्नास्य परोक्षता ॥२७॥ २०१**

શબ્દાર્થઃ—**જો [ આત્મા ] કેવો [ છે ] એમ ( તું ) પૂછે તો આત્મામાં આવાપણું ( ईदृक्ता ) નથી જ. આવો નહિ અને તેવો નહિ તેને [ તું ] પોતાનું સ્વરૂપ જાણ. ( ૨૬ ). ઇંદ્રિયોનો વિષય [ તે ] તો આવો [ અને ] પરોક્ષ [ તે ] તેવો કહેવાય છે. પોતાના સ્વરૂપપણાથી આત્મા ઇંદ્રિયનો વિષય નથી, [ તેમ જ ] આત્માની પરોક્ષતા [પણ] નથી. ૨૭.**

**વિવેચનઃ**—જો આત્માને **આવાપણા** અને **તેવાપણા**વડે ઓળખવામાં આવે તો તો પછી આત્મા વેદ્ય જ થઈ જાય, જ્ઞાનનો વિષય થઈ જાય, માટે આત્મા **આવો** છે કે **તેવો** છે, એમ કહેવાય જ નહિં. જ્યારે આત્મા આવો છે કે તેવો છે, એમ કહેવાય નહિ ત્યારે તો તે શૂન્ય જ છે એમ સમજાય. આનો ખુલાસો નીચેના શ્લોકમાં આવશે. હાલ તો **આવાપણું** ને **તેવાપણું** શેમાં રહે છે, તે આપણે જોઇએ. ઇંદ્રિયોનો જે વિષય છે તે **આવો** છે એમ કહેવાય છે, એટલે કોઇ પણ ઇંદ્રિયનો વિષય જે આપણી સમીપ છે, પ્રત્યક્ષ છે, તે **આવો** કહેવાય છે; અને જે પરોક્ષ છે, આપણાથી દૂર છે, પાપ, પુણ્ય કે સ્વર્ગમાં મળવાની વસ્તુઓ છે, તે **તેવી** છે એમ કહેયાય છે. આત્મા ઇંદ્રિયોવડે વિષય થઈ શકતો નથી માટે તેને **આવો** છે એમ કહી શકાતો નથી. તેમ જ તે પરોક્ષ નહિ હોવાથી **તેવો** છે, એમ પણ કહેવાતો નથી. આત્મા તો આવો પણ નથી, ને તેવો પણ નથી. તે છે. હમેશાં છે. પોતાને સ્વરૂપે જ છે. અવેદ્ય છે. ૨૬—૨૭.

**अवेद्योऽप्यपरोक्षोऽतः स्वप्रकाशो भवत्ययम् ।**

**सत्यं ज्ञानमनंतं चेत्यस्तीह ब्रह्मलक्षणम् ॥२८॥ २०२**

શબ્દાર્થઃ—**[ આત્મા ] અવેદ્ય છતાં પણ અપરોક્ષ (પ્રત્યક્ષ) છે, એટલા માટે આ સ્વપ્રકાશ છે. સત્ય, જ્ઞાન અને અનંત એ પ્રકારનું બ્રહ્મનું લક્ષણ છે, [ તે ] અહિઆં ( આમાં ) [ પણ ] છે. ૨૮.**

**વિવેચન:**—ઉપર આત્મા અવેદ્ય છે એમ બતાવ્યું, પણ જ્યારે આત્મા અવેદ્ય છે, ત્યારે ઉપર વાદીએ બતાવ્યા પ્રમાણે તે શૂન્ય તો નથી ? આ શંકાનું સમાધાન કરવામાં ઉપરનું સિદ્ધતારૂપ ફળ જ બતાવે છે, આત્મા જ્ઞાનનો વિષય–કર્મ–નથી. એ વાત આપણે ઘણી વાર બતાવી ગયા છીએ. જ્ઞાનનો તે અવિષય–અકર્મ–હોવા છતાં અપરોક્ષ છે, એટલા માટે ઇંદ્રિયજન્ય વૃત્તિજ્ઞાન જે સંવેદન છે તેની પેઠે તે સ્વપ્રકાશ છે. આ અનુમાનમાં આત્માનું અપરોક્ષત્વ હેતુ છે, અને આત્માને જ્ઞાનની અવિષયતા છે એ તેનું વિશેષણ છે. આ કહેલું વિશેષણ હેતુમાં અસિદ્ધ છે, એવો પૂર્વપક્ષ લઇને સિદ્ધાન્તી કહે છે કે તેમાં વિશેષણ અસિદ્ધ નથી; કેમકે આત્મા જ્ઞાનનો વિષય હોય તો તેમાં કર્મકર્તૃભાવનો વિરોધ આવે છે એટલે કર્ત્તા તે જ કર્મ થાય છે. જો એમ છે તો આત્મા, પોતાના સ્વરૂપપણાવડે માત્ર સાક્ષીરૂપે કર્ત્તાભાવ પામે છે તેમાં કાંઈ બાધ આવતો નથી, એમ વાદી પૂર્વપક્ષ કરે છે. કદાચ આત્મસ્વરૂપ જાણવામાં ને સમજવામાં વાદીના કહેવા પ્રમાણે સાક્ષીરૂપે આત્મા કર્ત્તાભાવ પામે છે, અને વિશિષ્ટરૂપે કર્મભાવ પામે છે એમ માનીએ, એટલે કે અંતઃકરણાદિ ઉપાધિવાળા આત્માને સાક્ષીરૂપ આત્મા કર્ત્તારૂપે જાણે છે, એમ વિવાદની ખાતર કબૂલીએ તો તે નિયમ સર્વત્ર લાગુ પડતો નથી, તેથી તે વ્યર્થ છે. '[1] **હું ખાઉં છું**' એ વાક્યમાં સાક્ષીરૂપે હું–આત્મા કર્ત્તા છે, એમ જો માનીએ તો **ખાઉં છું** એ ક્રિયાનો વિષય વાદીના મત પ્રમાણે વિશિષ્ટરૂપે આત્મા થવો જોઇએ; પણ અત્ર તો ક્રિયાનો વિષય ખાવાનો પદાર્થ છે. આથી વાદીના સિદ્ધાંતમાં **અતિપ્રસંગ** એટલે **અતિવ્યાપ્તિનો** દોષ આવે છે. અર્થાત્ સાક્ષીરૂપે આત્મા કર્ત્તાભાવ અને વિશિષ્ટરૂપે કર્મભાવ પામે છે, એ કહેવું અતિપ્રસંગવાળું હોવાથી અયોગ્ય છે. પ્રતિવાદી કહે છે કે સ્વરૂપવડે અને વિશિષ્ટ રૂપવડે આત્મામાં કર્ત્તાભાવ અને કર્મભાવ સંભવતો નથી તો ચાલ્યું, પણ તમે ઉપર બતાવો છો કે સંવેદનની પેઠે આત્મા સ્વપ્રકાશ છે, તો એ દૃષ્ટાંત તો **સાધનવિકલ** એટલે પોતાની સિદ્ધતા રહિત છે? ના, એમ નથી, ઇંદ્રિયજન્ય વૃત્તિજ્ઞાનને પોતાના પ્રકાશવામાં જો બીજા જ્ઞાનની અપેક્ષા છે, તો પછી તે બીજાને ત્રીજાની અને ત્રીજાને ચોથાની એમ અનેકની અપેક્ષા માનવામાં અનવસ્થાની પ્રાપ્તિ થાય છે.

વળી ન્યાયમતવાળા કહે છે આ 'ઘડો છે' એવું ઘટજ્ઞાન અથવા ઘટાકારવૃત્તિ ભાસે છે, તે 'હું ઘડાને જાણું છું' એવા [2] **અનુવ્યવસાય** રૂપ જ્ઞાનવડે ભાસે છે, તે જ પ્રમાણે સંવેદનજ્ઞાન પણ ભાસે છે; માટે તે **સાધનવિકલ** છે. જો કે આત્માની અપેક્ષાને લઇને ઇંદ્રિયજન્ય વૃત્તિજ્ઞાનનું ઉત્પન્ન થવું સંભવે છે એ વાત નિર્વિવાદ છે, તોપણ ચક્ષુજ્ઞાનવૃત્તિ ઉત્પન્ન થવામાં ચક્ષુની અપેક્ષા નથી, તે તો કેવળ સ્વતંત્ર જ છે એટલે આત્માના સ્વપ્રકાશમાં સંવેદનનું આપેલું દૃષ્ટાંત સાધનવિકલ નથી જ. ભવતુ ! સિદ્ધાન્તીનો

---

૧. સંસ્કૃત ટીકાકારે અહીંઆં ગમનક્રિયાનું દૃષ્ટાંત લીધેલું છે. ગુજરાતી ભાષામાં ગતિવાચક ધાતુઓ અકર્મક જેવા જણાતાં તેમને શાળાખાતાની કમિટીએ અકર્મક જ કહેવરાવ્યા છે. અને નિશાળોમાં તેનો તેમ જ અનુબોધ પ્રવર્ત્યો છે; માટે અત્ર સકર્મક ક્રિયાપદનો દાખલો લીધો છે.

૨. જ્ઞાનના જ્ઞાનને નૈયાયિકો અનુવ્યવસાયી કહે છે. એને વેદાંતમતમાં સાક્ષીરૂપ જ્ઞાન કહે છે.

आत्मा स्वप्रकाश भले होय पण तेथी करीने कांई ते ब्रह्मलक्षण साथे ऐक्य धरावतो नथी. आवी प्रतिपक्षीनी शंकाना समाधानने माटे ज ग्रंथकर्ता बतावे छे के [१] सत्यं ज्ञानमनंतं ब्रह्म ए श्रुतिमां बतावेल ब्रह्मनुं लक्षण अहीं आत्मामां पण घटे छे. २८.

### ३ आत्मानी सत्यरूपता. २०३—२०८.

**सत्यत्वं बाधराहित्यं जगद्बाधैकसाक्षिणः ।**
**बाधः किंसाक्षिको ब्रूहि नत्वसाक्षिक इष्यते ॥२९॥ २०३**
**अपनीतेषु मूर्तेषु ह्यमूर्तं शिष्यते वियत् ।**
**शक्येषु बाधितेष्वन्ते शिष्यते यत्तदेव तत् ॥३०॥ २०४**

**शब्दार्थः—जगत्‌ना बाधना एक साक्षीनुं सत्यपणुं अबाधवाळुं [छे तेनो] बाध किंसाक्षिक [छे, ते तुं] कहे ? असाक्षिक (साक्षी वगरनो) बाध तो इच्छातो नथी. (२९). दृश्य वस्तुओनो निषेध कर्ये सते [जेम] निराकार आकश बाकी रहे छे, [तेम] बाध करवा योग्य वस्तुनो बाध थये सते छेवटे जे बाकी रहे छे, ते ज ते [आत्मा छे]. ३०.**

**विवेचनः—**आत्मा सत्य छे, एम सिद्ध थयुं; पण सत्य ते शुं ? ए जाणवुं जोइए. पूर्वाचार्योए बाधशून्यताने सत्य कह्युं छे. जे सत्य छे, ते अबाध्य छे, अने जे बाध्य छे, ते मिथ्या छे. आत्मा सत्य छे, माटे तेनो कोई काळे बाध नथी. स्थूळसूक्ष्म शरीरादिरूप जगत्‌नो सुषुप्ति, मूर्च्छा अने समाधिमां अभाव छे. ए अभावने आत्मा जाणे छे; माटे बाधवाळा जगत्‌नो आत्मा एक साक्षी छे. आत्माने जाणनार कोई नथी. वादी कहे के होवो जोइए, पण नथी. जो होय तो बतावो. जे वस्तु ससाक्ष्य छे, ते बाधवाळी छे. आत्मा असाक्षिक छे, माटे तेनो बाध पण नथी. साक्षीविनानो बाध अंगीकार करवायोग्य नथी, छतां पण जो मानीए तो मर्यादानुं उल्लंघन थतां अतिप्रसंग आवी जाय. गृहादिमां राखेला मूर्तिमान् घटादि पदार्थोने बहार काढ्या पछी पण न काढी शकीए एवुं आकाश जेम तेमां रहे छे, तेम शरीर ईंद्रियादिक साकार पदार्थो जेओ आत्माथी भिन्न छे, तेओने आपणा शरीर संघातमांथी नेति नेति 'एम नहि एम नहि' एवुं जणावनारी भगवती श्रुतिना अर्थवडे विवेचन करी काढी नाखतां छेवटे जे केवळ ज्ञानमात्र–साक्षीरूप–बाकी कांई रहे छे, ते ज आत्मा छे. ते ज बाधरहित छे. ३०

**सर्वबाधेन किंचित् चेद् यन्न किंचित् तदेव तत् ।**
**भाषा एवात्र भिद्यंते निर्बाधं तावदिष्यते ॥३१॥ २०५**

**शब्दार्थः—सर्वना बाध सते कांई पण नथी [एम] जो [तुं कहे] तो जे कांई नथी ते ज ते [ब्रह्म छे]. अहिआं भाषा ज भेद पामे छे. निर्बाध (आत्मा) तो विद्यमान [ज छे]. ३१.**

---
१. तैत्तिरीयोपनिषद्, ब्रह्मवल्ली, प्रथमखंड.

**વિવેચનઃ**—વાદી શંકા કરે છે કે તમે ઉપર બતાવ્યું કે પ્રતીત થતી સર્વ વસ્તુઓનો નિષેધ કરવા પછી જે કાંઈ શેષ રહે છે, તે બ્રહ્મ છે. પણ એમ નિષેધ કર્યા પછી તો કાંઈ અવશેષ રહેતું જ નથી, તો પછી આત્મા ક્યાં રહ્યો. સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે, તમે 'કાંઇ પણ શેષ રહેતું નથી' એમ સર્વના નિષેધરૂપ જે વાક્ય બોલો છો, તે જ સર્વાભાવરૂપ એક જ્ઞાન છે. તે તમારે કબૂલ્યાવગર ચાલવાનું નથી; માટે આ સર્વાભાવને વિષય કરનાર જે જ્ઞાન, તે જ આત્મા છે. એજ ચૈતન્ય છે. એ જ બ્રહ્મ છે. અહિંયાં 'કાંઈ નથી' એવા અભાવવાચક શબ્દવડે ચૈતન્ય ભાવરૂપ બ્રહ્મને આપણે બોલીએ છીએ, તે માત્ર અર્થ જણાવનાર શબ્દોમાં ભેદ છે. વાચ્યમાં ભેદ નથી. જેમ એક જ વસ્તુને માટે જૂદી જૂદી ભાષામા જૂદાં જૂદાં નામો હોય છે. તેમ અત્ર બાધના સાક્ષીરૂપ પ્રત્યગ્ આત્માને જણાવવાને માટે **'કાંઇ નથી' 'સાક્ષી'** ઇત્યાદિવાચકભેદો, એ માત્ર શબ્દોના જ ભેદો છે. સાક્ષીચૈતન્ય તો જેવું ને તેવું સદા એકરૂપે જ વિદ્યમાન છે. ૩૧.

**अतएव श्रुतिर्बाध्यं बाधित्वा शेषयत्यदः ।**
**स एष नेति नेत्यात्मेत्यतद्व्यावृत्तिरूपतः ॥३२॥ २०६**
**इदंरूपं तु यद् यावत् तत्त्यक्तुं शक्यतेऽखिलम् ।**
**अशक्यो ह्यनिदंरू[illegible]ः स आत्मा बाधवर्जितः ॥३३॥ २०७**

**શબ્દાર્થઃ—એટલા માટે તે આ આત્મા 'આવો નહિં આવો નહિં' એ પ્રકારની શ્રુતિ, જગત્‌ના નિષેધરૂપવડે બાધ કરવા યોગ્ય વસ્તુનો બાધ કરીને એ (પ્રત્યગ્રૂપ)ને શેષ કરી બતાવે છે. (૩૨). જે સર્વ આ–રૂપ (इदंरूप:) [છે] તે બધું ત્યાગ કરવાને જ શક્ય છે. (ત્યાગ કરવાને) અશક્ય, આ–રૂપ વગરનો** (अनिदंरूप:) **[અને] બાધ વગરનો તે આત્મા [છે]. ૩૩.**

**વિવેચનઃ**—ઉપરનો સિદ્ધાંત દૃઢ કરી બતાવે છે, તથા હેયોપાદેય વસ્તુને પૃથક્ કરી બતાવે છે. સર્વ દૃશ્યાદૃશ્ય જગત્ જે **આ** શબ્દવડે જણાય છે, તે બાધ્ય છે, અને આત્મા એના સાક્ષીરૂપે સર્વદા અબાધ્ય છે. તે આત્માને તે 'આવો નથી, આવો નથી' ઇત્યાદિ શ્રુતિ **અતદ્વ્યાવૃતિરૂ**પથી બતાવે છે. તત્ એટલે મહાવાક્યમાં બ્રહ્મને જણાવનારૂં પદ અને **અતત્** એટલે બ્રહ્મથી બીજું ભાસતું–કલ્પાયલું–જગત્. એ જગત્‌ના નિષેધવડે–અનાત્મવસ્તુના ત્યાગ કે બાધવડે–શ્રુતિ ભગવતી બ્રહ્મને બતાવે છે. એ બ્રહ્મ નિરાકરણ કરવાને અશક્ય છે. જે બાધ કરવાને શક્ય છે, તે સર્વ જગત્ છે. તે **इदं આ** શબ્દવડે જણાય છે., તે સર્વ દૃશ્ય છે, અને ત્યાગ કરી શકાય તેવું છે. આત્મા આનાથી વિલક્ષણ છે. એ દૃશ્ય ઈંદ્રિયગોચર નથી, માટે તેને **'આ** એમ કહી શકાતું નથી. જે **આ** નથી તે **अनिदंरूप: આ**રૂપ વગરનો પ્રત્યગાત્મા સર્વાંતર છે, સર્વનો સાક્ષી છેઃ એનો સાક્ષી બીજો કોઈ નથી; માટે તે ત્યાગ કરી શકાતો નથી–ત્યાગ કરવાને અશક્ય છે. ફલિતાર્થ એ કે એવો જે બાધ વગરનો છે, તે જ આત્મા સત્ય છે. ૩૨–૩૩.

**सिद्धं ब्रह्मणि सत्यत्वं ज्ञानत्वं तु पुरेरितम् ।**
**स्वयमेवा[illegible]तित्वादित्यादिवचनैः स्फुटम् ॥ ३४ ॥ २०८**

**શબ્દાર્થ:—બ્રહ્મમાં સત્યપણું સિદ્ધ થયું, [અને] જ્ઞાનપણું તો 'આત્માનું પોતાની મેળે જ નિત્યજ્ઞાનપણું છે' ઇત્યાદિ વાક્યોવડે પૂર્વે સ્ફુટ [કરેલું છે.] ૩૪.**

**વિવેચન:—**આ પ્રમાણે આત્માનું સત્યપણું સિદ્ધ થયું. બાકી જ્ઞાનપણું તો પાછળ ૧૮૫ થી ૧૯૬ મા શ્લોક સુધીમાં સિદ્ધ કરી બતાવેલું છે. ૩૪.

હવે પાછળ ૨૦૨ જા શ્લોકમાં કહેલી અનંતતા સિદ્ધ છે, તે બતાવવાનો ગ્રંથકર્તા આરંભ કરે છે.—

### ૪ આત્માની * અનંતરૂપતા. ૨૦૯–૨૧૦

**न व्यापित्वाद् देशतोऽतो नित्यत्वान्नापि कालतः ।**
**न वस्तुतोऽपि सर्वात्म्यादानंत्यं ब्रह्मणि त्रिधा ॥३५॥ २०९**
**देशकालान्यवस्तूनां कल्पितत्वाच्च मायया ।**
**न देशादिकृतोऽतोऽस्ति ब्रह्मानंत्यं स्फुटं ततः ॥३६॥ २१०**

**શબ્દાર્થ:—વ્યાપકપણાથી [બ્રહ્મનો] દેશથી પરિચ્છેદ નથી, નિત્યપણાથી કાળથી પણ નથી, [ અને ] સર્વાત્મપણાથી વસ્તુથી પણ નથી. [આમ] બ્રહ્મમાં ત્રણ પ્રકારે અનંતતા છે. (૩૫). દેશ, કાળ અને વસ્તુઓનું માયાવડે કલ્પિતપણું હોવાથી [બ્રહ્મનો] દેશ, કાળ, અને વસ્તુએ કરેલો પરિચ્છેદ છે નહિ–નથી; તેથી બ્રહ્મની અનંતતા સ્ફુટ છે. ૩૬.**

**વિવેચન:—**'नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं' 'નિત્ય, વ્યાપક, સર્વગત અને અતિ સૂક્ષ્મ છે'. आकाशवत्सर्वगतश्च नित्यः 'આકાશની પેઠે સર્વમાં ગએલો અને નિત્ય છે' नित्यो नित्यानां चेतनश्चेतनानां 'નિત્યનો નિત્ય અને સર્વ ચેતનનો જે ચેતન છે'. इदं सर्वं यदयमात्मा 'આ સર્વ જે છે તે આત્મા છે'. सर्वं ह्येतद् ब्रह्म 'આ સર્વ બ્રહ્મ છે'. ब्रह्मैवेदं सर्वं 'બ્રહ્મ જ આ સર્વ છે'. ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મનું વ્યાપકપણું, નિત્યપણું, અને સર્વાત્મપણું પ્રતિપાદન કરેલું છે. આથી કરીને બ્રહ્મ દેશ, કાળ અને વસ્તુવડે પરિચ્છેદ–બાધ–પામેલું નથી એમ અંગીકાર કરવાને યોગ્ય છે. યુક્તિથી પણ તેમ જ સમજી શકાય છે. દેશ, અને વસ્તુ એ સર્વ પરિચ્છેદવાળી વસ્તુઓ જણાય છે, તે માયાવડે માત્ર બ્રહ્મમાં કલ્પેલ છે; આથી કરીને જેમ [1] ગંધર્વનગરથી અને [2] નીલતાદિથી આકાશમાં પરિચ્છેદ સંભવતો નથી, તે જ પ્રમાણે દેશ, કાળ ને વસ્તુથી પારમાર્થિક બ્રહ્મમાં પરિચ્છેદ સંભવતો નથી. અર્થાત્ બ્રહ્મની અનંતતા સ્ફુટ જ છે. વળી तदेतत्सत्यमात्मा ब्रह्मैव 'તે આ સત્ય સ્વરૂપ આત્મા બ્રહ્મ જ છે'. ब्रह्मात्मैवात्र ह्येवं न विचिकित्स्यं 'બ્રહ્મ આત્મા છે જ એમાં શંકા કરવી યોગ્ય નથી' ॐ सत्यमात्मैव 'ઓંકારનું વાચ્ય સત્ય આત્મા જ છે'. नृसिंहो देवो

* અત્ર અનંતતા એટલે અનેકપણું નહિ પણ નિત્યપણું સમજવું.

૧. આકાશમાં મેઘસમૂહ એકઠો થઈ નગરના જેવી પ્રતીતિ ભાસે છે તે.

૨. આકાશની શ્યામતા ભાસે છે તે.

ब्रह्म भवति ' નૃસિંહ દેવ બ્રહ્મ છે '. अयमात्मा ब्रह्म ' આ આત્મા બ્રહ્મ છે '. ઇત્યાદિ શ્રુતિઓવડે આત્મા અને બ્રહ્મમાં અભેદ પ્રતિપાદન કરેલો છે. અત્ર બ્રહ્મની અનંતતા સિદ્ધ કરી એટલે આત્માની પણ અનંતતા સિદ્ધ થઈ. ૩૫—૩૬.

હવે જીવબ્રહ્મની અભેદતા બતાવવાનો ગ્રંથકર્તા આરંભ કરે છેઃ—

### ૩ જીવબ્રહ્મની અભેદતાનું પ્રતિપાદન. ૨૧૧–૨૧૭.

#### ૧ ઉપાધિવડે બ્રહ્મના જીવેશ્વર ભેદ. ૨૧૧–૨૧૫.

**सत्यं ज्ञानमनंतं यद् ब्रह्म तद् वस्तु तस्य तत् ।**
**ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ॥ ३७ ॥ २११**

**શબ્દાર્થઃ—સત્ય, જ્ઞાન અને અનંતરૂપ જે બ્રહ્મ [ છે ] તે સત્ય પદાર્થ [ છે ]. તેનું ( જે ) ઈશ્વરપણું અને જીવપણું [ છે ] તે બે ઉપાધિથી કલ્પેલું [ છે ]. ૩૭.**

**વિવેચનઃ**—પાછળ બતાવ્યા પ્રમાણે સર્વ જડ જગત્ બ્રહ્મમાં આરોપાએલ છે તેથી કરીને તેવડે બ્રહ્મને પરિચ્છેદપણું ઘટતું નથી. એ વાત કબૂલ કરવી સહેલ છે, પણ બ્રહ્મમાં જીવ અને ઈશ્વર એવાં બે ચેતન છે, તેઓ કાંઈ જડની પેઠે કલ્પાએલ નથી; તો તે બંનેથી તો બ્રહ્મ પરિચ્છેદ પામ્યું એમ ગણવું જ પડશે. આમ જ્યારે જીવેશ્વરથી બ્રહ્મ પરિચ્છેદવાળું થાય છે; ત્યારે તો તેની અનંતતા પણ અસિદ્ધ જ થવા જાય છે. આવી શંકા થવા યોગ્ય છે, એમ કોઈ ધારે છે, પણ તેમ નથી. જીવપણું અને ઈશ્વરપણું શું છે તે નીચેના ૨૧૨ થી ૨૧૫ માં શ્લોક સુધીમાં બતાવ્યું છે. જીવ અને ઈશ્વર એવા ચેતનના બે ભેદ છે, તે વાસ્તવ—પરમાર્થપણે નથીઃ ઉપાધિને લઈને છે. પારમાર્થિક સત્ય વસ્તુ તો અનંત અને જ્ઞાનરૂપે એક જ છે. જ્યારે, જીવ અને ઈશ્વર પણ ઉપાધિથી કલ્પેલા છે. ત્યારે તો દેશ, કાળ અને વસ્તુની પેઠે તેઓથી પણ બ્રહ્મને પરિચ્છેદ પામવાનો સંભવ નથી. ૩૭.

**शक्तिरस्त्यैश्वरी काचित् सर्ववस्तु नियामका ।**
**आनंदमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु ॥३८॥ २१२**

**શબ્દાર્થઃ—સર્વ વસ્તુને નિયમમાં રાખનારી કોઈ ઐશ્વરી શક્તિ છે, [ તે ] આનંદમયકોશથી આરંભીને સર્વ વસ્તુઓમાં ગૂઢ [છે]. ૩૮.**

**વિવેચનઃ**—જે ઉપાધિવડે બ્રહ્મ જીવેશ્વરરૂપે ભાસે છે, તે અનુક્રમે બતાવવા પ્રથમ ઈશ્વરની ઉપાધિ કહી બતાવે છે. જે ઉપાધિને સત્ છે કે અસત છે, એમ કહી શકાતું નથી; જે સર્વ પૃથિવ્યાદિને નિયમમાં રાખે છે એમ [૧] અંતર્યામીબ્રાહ્મણમાં કહ્યું છે; જે ઈશ્વરનાં ઉપાધિપણાવડે ઈશ્વર સંબંધી છે; એવી કોઈક શક્તિ છે, તે આનંદમયકોશથી આરંભીને બ્રહ્માંડની સર્વ વસ્તુઓમાં ગુપ્તપણે વર્ત્તે છે. કોઇ પણ રીતે તે શક્તિ પામી શકાતી નથી. ૩૮.

---

૧. બૃહદારણ્યકોપનિષદ્‌માં અંતર્યામીબ્રાહ્મણ એ નામનો એક ભાગ છે.

જોકે તેની કોઈ જાતના નિયમવડે પ્રતીતિ થતી નથી, તોપણ તે અવશ્ય અંગીકાર કરવી જોઈએ; તે નીચેના શ્લોકમાં બતાવે છે:—

**वस्तुधर्मा नियम्येरन् शक्त्या नैव यदा तदा ।**

**अन्योऽन्य धर्मसांकर्याद् विप्लवेत जगत् खलु ॥३९॥ २१३**

**શબ્દાર્થ:—જો શક્તિવડે વસ્તુઓના ધર્મોની વ્યવસ્થા ન જ કરાય તો એક બીજાના ધર્મનું સેળભેળ થઈ જવાથી જગત્ ખરેખર અવ્યવસ્થિત થઈ જાય. ૩૯.**

**વિવેચન:**—જગત્‌માં ભાસતી દરેક વસ્તુઓના કોઇ પણ જાતના ધર્મો છે. આખું બ્રહ્માંડ કોઈ પણ જાતના નિયમમાં વર્તે છે. આ બધાને નિયમમાં રાખનાર કોઈ પણ એક શક્તિ છે. જો તે ન હોય તો ખરેખર તે નિયમસર ચાલે જ નહિ. માત્ર ઋતુભેદ જ નિયમસર વર્તે નહિ, તો જગત્‌માં કેટલી બધી ઉથલપાથલ થઈ જાય ? સર્વ અનિયમિત થઈ જતાં, જગત્ માત્ર અવ્યવસ્થિત હાલતમાં આવતાં તેનો નાશ થઈ જાય, એ દેખીતું જ છે; એટલા માટે એમ સમજાય છે કે સર્વને નિયમમાં રાખનાર કોઈ એક શક્તિ છે. ૩૯.

એ શક્તિ કઈ તે નીચેના શ્લોકમાં બતાવે છે:—

**चिच्छायाऽऽवेशतः शक्तिश्चेतनेव विभाति सा ।**

**तच्छक्त्युपाधिसंयोगाद् ब्रह्मैवेश्वरतां व्रजेत् ॥४०॥ २१४**

**શબ્દાર્થ:—તે શક્તિ ચેતનની છાયાના આવેશથી, ચેતનની પેઠે પ્રકાશે છે. તે શક્તિરૂપ ઉપાધિના સંયોગથી બ્રહ્મ જ ઈશ્વરપણાને પામે છે. ૪૦.**

**વિવેચન:**—કેવળ જડરૂપ શક્તિ જગત્‌ના નિયામકરૂપે વર્તે છે, એમ નથી. આગળ બતાવેલી શક્તિ ચિદાભાસના પ્રવેશવાળી થઇને જાણે તે ચેતન જ હોય એમ પ્રતીત થાય છે, અને તેથી તેને જગન્નિયામકપણું ઘટે છે. આ ઉપાધિરૂપ શક્તિના સંયોગથી-તાદાત્મ્યભાવથી સત્ય, જ્ઞાન, અને અનંતરૂપ બ્રહ્મ સર્વજ્ઞતાદિ ધર્મયુક્ત [1] ઇશ્વરપણાને પામે છે. ૪૦.

**कोशोपाधिविवक्षायां याति ब्रह्मैव जीवताम् ।**

**पिता पितामहश्चैकः पुत्रपौत्रौ यथा प्रति ॥४१॥ २१५**

**શબ્દાર્થ:—જેમ પુત્ર અને પૌત્રના સંબંધમાં એક જ [ પુરૂષ ] પિતા અને પિતામહ [ થાય છે.તેમ ] પંચકોશરૂપ ઉપાધિના કથનની ઈચ્છામાં બ્રહ્મ જ જીવપણાને પામે છે. ૪૧.**

**વિવેચન:**—પૂર્વના શ્લોકમાં ઈશ્વરની ઉપાધિ વર્ણવી બતાવી છે. હવે જીવની ઉપાધિ કઈ તે જીવપણું કહેવાને મિશે બતાવે છે.—

પાછળ ૧૭૯ થી ૧૮૩ મા શ્લોક સુધીમાં પંચકોશની અનાત્મતા સિદ્ધ કરી બતાવી છે. તેમાં એટલે પંચકોશમાં અનુસ્યૂત જીવ બ્રહ્મરૂપ છે, એમ બતાવ્યું છે. કેવળ તે

[1] પાછળ શ્લોક ૧૬ મા માં જુઓ.

સંબંધમાં બ્રહ્મને ' જીવ ' શબ્દથી વ્યવહાર્યો છે. અહીં એક શંકા થાય છે કે એક જ કાળમાં એકની એક વસ્તુને બ્રહ્મ કહેવું અને પાછો તેને જ જીવ કહેવો એ કેમ ઘટે? ઘટે છે. એકનો એક પુરૂષ તેના પુત્રના સંબંધમાં પિતા કહેવાય છે, અને પૌત્ર ( દીકરાના દીકરા ) ના સંબંધમાં પિતામહ (દાદો) કહેવાય છે; તેમ અહિઆં વસ્તુ એક જ છે તથાપિ [1] પંચકોશરૂપ ઉપાધિવાળો હોવાથી તે જીવ, અને શક્તિરૂપ ઉપાધિવાળો હોવાથી તે ઇશ્વર કહેવાય છે. ૪૧.

વસ્તુતાએ તો બ્રહ્મને જીવભાવ કે ઇશ્વરભાવ ઘટતો જ નથી, તે નીચેના શ્લોકથી બતાવે છે:—

### ૨ બ્રહ્મનું પરમાર્થસ્વરૂપ.

**पुत्रादेरविवक्षायां न पिता न पितामहः ।**
**तद्वन्नेशो नापि जीवः शक्तिकोशाविवक्षणे ॥४२॥ २१६**

**શબ્દાર્થ:—[ જેમ ] પુત્રપૌત્રના કથનની અનિચ્છામાં [ તે પુરૂષ ], નથી પિતા [ અને ] નથી પિતામહ; તેમ શક્તિ અને કોશના કથનની અનિચ્છામાં [ બ્રહ્મ ], નથી ઈશ્વર અને નથી જીવ. ૪૨.**

**વિવેચન:—**પિતા કહી બોલાવનાર કે પિતામહ ( દાદા ) કહી બોલાવનાર ઉપાધિ જો દેવદત્તનામાના પુરૂષને વળગેલી ન હોય–તે નિરૂપાધિક હોય, તો જેમ તે પિતા કે પિતામહ નથી; તેમ બ્રહ્મ પણ શક્તિરૂપ અને પંચકોશરૂપ ઉપાધિ વગરનું હોય, તો તે વખતે તે નથી કહેવાતું ઇશ્વર કે નથી કહેવાતું જીવ. તે પોતાના સત્યજ્ઞાન અનંતરૂપે છે. ૪૨.

આવા જીવબ્રહ્મના અભેદના નિશ્ચયરૂપજ્ઞાનનું ફળ નીચેના શ્લોકથી બતાવે છે:—

### ૩ ગ્રંથનું ફળ.

**य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम् ।**
**ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥४३॥ २१७**

**શબ્દાર્થ:—જે આ પ્રમાણે આ બ્રહ્મને જાણે છે, [ તે ] પોતે બ્રહ્મ જ થાય છે. બ્રહ્મને જન્મ નથી, માટે આ (પુરૂષ) ફરીને જન્મતો નથી. ૪૩.**

**વિવેચન:—**વિવેકાદિ ચારે સાધનસંપન્ન જે અધિકારી પુરૂષ, આ પ્રકરણમાં કહેલા પ્રકારવડે પંચકોશનો વિવેક કરી સચ્ચિદાનંદ બ્રહ્મને સાક્ષાત્ કરે–બ્રહ્મને જાણે, તો તે અધિકારી પુરૂષ પોતે જ બ્રહ્મ થાય છે. स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति 'જે પુરૂષ નિશ્ચયવડે આ પરબ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે' ब्रह्मविदाप्नोति परम् 'બ્રહ્મને જાણનાર બ્રહ્મને પામે છે'. પણ તેથી લાભ શો ? તે ગ્રંથકર્ત્તા બતાવે છે કે, બ્રહ્મ જન્મતું નથી, માટે બ્રહ્મને જાણનારો પુરૂષ બ્રહ્મભાવ પામ્યો થકો જન્મતો નથી. न जायते म्रियते वा विपश्चित् ' વિદ્વાન્ જન્મતો નથી. અને મરતો નથી ' न स पुनरावर्त्तते ' તે જ્ઞાની ફરી આવૃત્તિ કરતો નથી ' ઈત્યાદિ શ્રુતિ આને સમર્થન કરે છે. ॥ इतिशिवम् ॥

**॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थप्रबोधिन्यां पंचकोशविवेकः समाप्तः ॥**

[1] પ્રકરણ ૧ લાનો ૧૮ મો શ્લોક મેળવી જુઓ.

# પ્રકરણ ૪ થું.

# દ્વૈતવિવેક.

## ગ્રંથારંભની પ્રતિજ્ઞા ને પ્રયોજન.

**ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते ।**
**विवेके सति जीवेन हेयो बंधः स्फुटी भवेत् ॥ १ ॥ २१८**

**શબ્દાર્થ:—[ હવે ] ઇશ્વરે અને જીવે સૃજેલું દ્વૈત વિવેચન કરીએ છીએ, [કેમકે] વિવેક કર્યે સતે જીવે ત્યાગ કરવાયોગ્ય બંધ સ્પષ્ટ થાય છે. ૧.**

**વિવેચન:—**આ દ્વૈતવિવેક, વેદાંતશાસ્ત્રનું એક પ્રકરણ ગણાય છે, માટે વેદાંતશાસ્ત્રમાં જે અનુબંધ ચતુષ્ટય છે, તે અત્ર સિદ્ધ છે એમ માની લઇને, કરવા ઇચ્છેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થવા માટે ઇષ્ટદેવતાના તત્ત્વના સ્મરણરૂપ મંગલાચરણ કરતા આચાર્ય ( ગ્રંથકર્તા ), આ દ્વૈતવિવેક પ્રકરણની આરંભમાં પ્રતિજ્ઞા કરી તેનું પ્રયોજન કહી બતાવે છે. સર્વ જગતના કારણરૂપ માયાની ઉપાધિવાળા ઇશ્વરવડે, અને જેમાં હુંપણાનું જ્ઞાન ઉત્પન્ન થએલું છે તથા જે અંત;કરણરૂપ ઉપાધિવાળો છે એવા જીવવડે, આ સમગ્ર દ્વૈત કલ્પાએલું છે. આ દ્વૈતનું વિવેચન એટલા માટે કરવું જરૂરનું છે કે તેનો વિવેક થવાથી જીવે ત્યાગ કરવાયોગ્ય સુખદુ:ખરૂપ બંધનો હેતુ જે જગત્ છે તે સ્પષ્ટ થાય છે. અર્થાત્ જીવને શું હેય છે તેનો નિશ્ચય થાય છે. ૧.

### ૧ સર્વ જગત્રૂપ દ્વૈતનું કર્ત્તાપણું, ઇશ્વર અને જીવને છે. ૨૧૯—૨૫૯.

#### ૧. ઇશ્વરરચિત દ્વૈતનું પ્રકટીકરણ. ૨૧૯—૨૩૦.

**मायां तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् ।**
**स माया सृजतीत्याहुः श्वेताश्वतरशाखिनः ॥ २ ॥ २१९**

**શબ્દાર્થ:—માયાને ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ [ અને ] માયાના અધિષ્ઠાન બ્રહ્મને નિમિત્ત કારણરૂપ મહેશ્વર જાણવા. તે (માયોપાધિવાળો ઇશ્વર [ સર્વ જગતને ] સૃજે છે, એમ શ્વેતાશ્વતર શાખાવાળા કહેતા હવા. ૨.**

**વિવેચન:—**મીમાંસકો કહે છે કે ધર્માધર્મ સંસ્કારદ્વારા જીવ જ સર્વ જગતનું કારણ છે; પણ આ ધારણા ઘણી શ્રુતિની વિરૂદ્ધ હોવાથી અયોગ્ય છે, તે આ પ્રકરણના આ શ્લોકથી નવમા શ્લોક સુધીમાં જગદુત્પત્તિનું કારણ ઇશ્વર છે—તેનાથી આ જગત ઉત્પન્ન થયું છે એમ બતાવે છે તેથી જણાશે. આ શ્લોકનું પુર્વાર્દ્ધ શ્વેતાશ્વતરોપનિષદ્ના ૪ અધ્યાયના ૧૦ મંત્રનું પુર્વાર્દ્ધ છે અને બાકીનું ત્રીજું પદ, તે મંત્રના ઉત્તરાર્દ્ધના અર્થનું અનુકરણ છે. ૨.

**आत्मा वा इदमग्रेऽभूत् स ईक्षत सृजा इति ।**
**संकल्पेनासृजल्लोकान् स तानिति बव्हृचः ॥ ३ ॥ २२०**

**શબ્દાર્થ:—પૂર્વે આ ( જગત્ ) આત્મા જ હતું. [ આને હું ] સૃજું એમ તે ( પરમાત્મા ) આલોક પૂર્વક સંકલ્પ કરતા હુવા. તે આત્મા આ ( લોકો )ને સરજતા હુવા. એ પ્રકારે ઘણી ઋચાઓ છે. ૩.**

**વિવેચન:**—ઐતરેયોપનિષદ્‌ની નીચેની ઋચાઓના અર્થને આ શ્લોક બતાવે છે. [1] आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत् किंचन मिषत् स ईक्षत लोकान्नुसृजा इति "સૃષ્ટિની પૂર્વે આ જગત્ ખરેખર એક આત્મા જ હતું. તેમાં બીજું કાંઈ ગતિવાળું ન હોતું. તે પરમાત્મા 'હું પ્રજાને રચું' એમ સંકલ્પ કરતા હુવા" વળી [2] स इमान् लोकानसृजत 'તે આ લોકને સરજતા હુવા' આ વાક્યો પણ જગતનો સ્રષ્ટા અદ્વિતીય પરમાત્મા છે એમ બતાવે છે. ૩.

**खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः क्रमादमी।**
**संभूता ब्रह्मणस्तमादेतस्मादात्मनोऽखिलाः ॥ ४ ॥ २२१**
**बहुस्यामहमेवातः प्रजायेयेति कामतः।**
**तपस्तप्त्वाऽसृजत् सर्वं जगदित्याह तित्तिरिः ॥ ५ ॥ २२२**

**શબ્દાર્થ:—આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધિ, અન્ન, અને દેહ, આ સર્વ અનુક્રમે તે આ આત્મારૂપ બ્રહ્મથી ઉત્પન્ન થએલાં [છે]. (૪) 'હું જ બહુ હોઉં, માટે ઉત્પન્ન થાઉં, એમ ઇચ્છાથી [ તે ] તપ તપીને સર્વ જગત્‌ને પેદા કરતા હુવા.' એમ તૈત્તિરીયોપનિષદ્ કહેતું હતું. ૫.**

**વિવેચન:**—[3] सत्यं ज्ञानमनंतं ब्रह्म 'સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મ છે' એ વાક્યથી આરંભ કરી [4] तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः 'તે આત્માથી આકાશ ઉત્પન્ન થયું' [5] अन्नात्पुरुषः 'અન્નથી પુરૂષદેહ થયો' ત્યાંસુધીનાં વાક્યોવડે પ્રત્યગાત્મા બ્રહ્મથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ બતાવવામાં આવેલી છે. વળી [6] सोऽकामयत बहुस्यां प्रजायेयेति स तपोऽतप्यत स तपस्तप्त्वा इदं सर्वमसृजत यदिदं किंचन 'તે પરમેશ્વર ઇચ્છતા હવા કે હું બહુ હોઉં, ઉત્પન્ન થાઉં, એમ [ ઇચ્છી ] તે તપ તપતા હવા ( વિચાર કરતા હવા ). તે તપ તપીને જે આ કાંઈ પણ જગત્ છે તેને સૃજતા હવા' ઇત્યાદિ વાક્યવડે જગત્ સૃજવાની બ્રહ્મને ઇચ્છા થઈ અને તે ઇચ્છા પ્રમાણે અવલોકન કરી તેણે જગત્ ઉત્પન્ન કર્યું, એમ તૈત્તિરીયોપનિષદ્ પણ બ્રહ્મનું જગત્સ્રષ્ટત્વ બતાવે છે. ૫.

**इदमग्रे सदेवासीद् बहुत्वाय तदैक्षत।**
**तेजोऽबन्नाण्डजादीनि ससर्जेति च सामगाः ॥ ६ ॥ २२३**

**શબ્દાર્થ:—'આ ( જગત્ ) પૂર્વે સત્ય જ હતું' 'બહુપણાને માટે (બહુ હોવાને માટે ) તે બ્રહ્મ જોતું હતું' અગ્નિ, જળ, પૃથ્વી અને અંડજ આદિને તે સૃજતા હુવા. એ પ્રકારે સામને ગાનારા [ કહે છે ]. ૬.**

---

૧ પહેલા ખંડનો પહેલો મંત્ર જુઓ. ૨ પહેલા ખંડનો બીજો મંત્ર જુઓ.
૩ બ્રહ્મવલ્લી ખંડ ૧ લો. ૪ બ્રહ્મવલ્લી ખંડ ૧ લો.
૫ બ્રહ્મવલ્લી ખંડ ૧ લો. ૬ બ્રહ્મવલ્લી ખંડ ૬ ઠો.

**વિવેચન:**—વળી સામવેદના છાંદોગ્ય બ્રાહ્મણમાં પણ બ્રહ્મને જ જગતના સૃષ્ટા છે એમ નીચેની શ્રુતિઓવડે કહેલું છે. [1] सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयमिति. 'હે પ્રિય દર્શન શ્વેતકેતો, પૂર્વે આ જગત્ એક જ અદ્વિતીય સત્ હતું.' એમ સત્રૂપ બ્રહ્મથી આરંભ કરીને [2] तदैक्षत बहुस्यां प्रजायेयेति तत्तेजोऽसृजत 'તે જોતું હતું કે હું બહુ હોઉં, જેથી તે અતિ થયું અને તેનાથી તે તેજ તત્ત્વને સૃજતું હતું.' ઇત્યાદિ વાક્યોમાં તેજ, જળ ઇત્યાદિના કર્ત્તા ઈશ્વર છે એમ બતાવ્યું છે. વળી [3] तेषां खल्वेतेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्याण्डजं जीवजमुद्भिज्जमिति "તે પ્રસિદ્ધ ભૂતોમાં ત્રણ બીજ છે, એટલે કે અંડજ જરાયુજ, અને ઉદ્ભિજ્જ" ઇત્યાદિ વાક્યથી સર્વ પ્રાણી માત્રના કર્ત્તા બ્રહ્મ છે, એમ સામનું ગાન કરનારાઓએ તે ઉપનિષદ્માં બતાવ્યું છે. ૬.

**विस्फुलिंगा यथा वन्हेर्जायन्तेऽक्षरतस्तथा ।**
**विविधाश्चिज्जडाभावा इत्याथर्वणिकाश्रुतिः ॥७॥ २२४**

**શબ્દાર્થ:—જેમ અગ્નિથી તણખા તેમ અક્ષર (બ્રહ્મ) થી જૂદા જૂદા પ્રકારના સ્થાવર જંગમરૂપ પદાર્થો ઉત્પન્ન થાય છે. એ પ્રકારે અથર્વણવેદની શ્રુતિ [કહેછે.] ૭.**

**વિવેચન:**—મુંડકોપનિષદ્માં પણ [4] तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपास्तथा ऽक्षराद्विविधाः सोम्यभावाः प्रजायन्ते तत्र चैवापियन्ति 'તે આ બ્રહ્મ સત્ય છે. જેમ સુદિપ્ત અગ્નિથી હજારો તણખા ઉત્પન્ન થાય છે, તેમ હે પ્રિયદર્શન! અક્ષર બ્રહ્મથી વિવિધ પદાર્થો ઉત્પન્ન થાય છે અને પછી તેમાં જ તે લય પામે છે' એમ કહી બ્રહ્મ જગતનો કર્ત્તા છે, એવું તે પણ બતાવે છે. ૭.

**जगदव्याकृतं पूर्वमासीद् व्याक्रियताधुना ।**
**दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु ते स्फुटे ॥८॥ २२५**
**विराण्मनुर्नरो गावः खराश्वाजावयस्तथा ।**
**पिपीलिकावधिद्वंद्वमिति वाजसनेयिनः ॥९॥ २२६**

**શબ્દાર્થ:—પૂર્વે જગત્ બ્રહ્મ હતું, હાલ [તે] દૃશ્ય નામરૂપવડે સ્પષ્ટ હોતું હતું [તે નામરૂપ] વિરાડાદિમાં સ્ફુટ છે. (૮). વિરાટ્ મનુઆદિ [સ્વાયંભુવઆદિ], માણસ, ગાય, ખર, ઘોડાં, બકરાં ને ઘેટાં તેમ જ કીડીપર્યંત દ્વંદ્વ (સ્ત્રીપુરૂષના જોડારૂપ જગત્) ને [બ્રહ્મ સૃજતું હતું]; એ પ્રકારે વાજસનેય શાખાવાળા [કહે છે.] ૯.**

**વિવેચન:**—વળી શુકલ યજુર્વેદના વૃહદારણ્યકોપનિષદ્માં પણ બ્રહ્મથી નામરૂપ જગત્ ઉત્પન્ન થયું છે તે બતાવનારી નીચેની શ્રુતિના અર્થને આ શ્લોકથી ગ્રંથકર્ત્તા પ્રગટ કરે છે.

---

[1] અધ્યાય ૬ ઠો. ખંડ ૨ જો. મંત્ર ૧ લો. [2] અધ્યાય ૬ ઠ્ઠો. ખંડ ૨ જો મંત્ર ૩ જો.
[3] અધ્યાય ૬ ઠ્ઠો. ખંડ ત્રીજો. મંત્ર ૧ લો. [4] બીજું મુંડક. ૧ લો મંત્ર જુઓ.

[1] तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामायमिदंरूपः 'તે જ આ જગત્ પૂર્વે અવ્યાકૃત (માયોપાધિક બ્રહ્મ) હતું, તે નામ અને રૂપવડે જ આ આકાશાદિક નામવાળું અને આ રૂપવાળું છે એવું સ્પષ્ટ હોતું હવું, આ વાક્યથી સૃષ્ટિની પૂર્વે અસ્પષ્ટ નામરૂપવાળું માયોપાધિયુક્ત બ્રહ્મ હતું, તેનાં નામરૂપનાં સ્પષ્ટીકરણરૂપ સૃષ્ટિ, બ્રહ્મથી થઈ એમ બતાવ્યું છે. વળી તે નામરૂપ, અવ્યાકૃતનાં સ્થૂળકાર્ય વિરાડાદિમાં સ્પષ્ટ છે, તે [2] तदिदमप्येतर्हि नामरूपाभ्यामेव व्याक्रियतेऽसौ नामायमिदंरूपः 'તે આ જગત્ પણ સૃષ્ટિના ઉત્તરકાળમાં **'આ'** એ નામવાળું તથા **આ**રૂપ(વાળું) છે, એમ નામરૂપવડે સ્પષ્ટ કરાય છે' આ વાક્યવડે બતાવ્યું છે. તેમ જ વળી તે વિરાડાદિ [3] आत्मैवेदमग्र आसीत्पुरुषविधः 'આ જગત્ પૂર્વે પુરૂષ વિશેષણવાળું આત્મા જ હતું' ઇત્યાદિથી શરૂ કરી [4] एकमेव यदिदं किंच मिथुनमापिपीलिकाभ्यस्तत्सर्वमसृजत 'એક જ બ્રહ્મ કીડીથી આરંભી જે કાંઈ સ્ત્રીપુરૂષરૂપ જગત્ છે તે બધાને સરજતું હવું' આ વાક્ય સુધીમાંનાં વાક્યોવડે એમ બતાવે છે, કે સર્વ જગત્ માત્રના કર્ત્તા ઇશ્વર છે. આમ બીજાથી આ નવમા શ્લોક સુધીમાં શ્વેતાશ્વતર, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય અને વૃહદારણ્યક ઉપનિષદ્‌ની તેમાં બતાવેલી શ્રુતિઓ પ્રમાણે સર્વ જગતનું કર્તૃત્વ બ્રહ્મને ઘટે છે. પણ જીવને ઘટતું નથી એમ બતાવી આપ્યું છે. ૮–૯.

હવે બ્રહ્મનો જીવરૂપવડે દેહમાં પ્રવેશ કેમ ઘટે છે તે કહે છે.

**कृत्वा रूपान्तरं चैवं देहे प्राविशदीश्वरः ।**
**इति ताः श्रुतयः प्राहु र्जीवत्वं प्राणधारणम् ॥ १० ॥ २२७**
**चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः ।**
**चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते ॥ ११ ॥ २२८**

**શબ્દાર્થ:—રૂપાંતર કરીને દેહમાં ઇશ્વર જ પેસતો હવો, એ પ્રકારે તે શ્રુતિઓ કહેતી હવી; [કેમકે] પ્રાણનું ધારણ [એ જ] જીવપણું [છે]. (૧૦). ચૈતન્ય જે અધિષ્ઠાન [છે], જે લિંગદેહ [છે], ને વળી લિંગદેહમાં રહેલું ચિત્ પ્રતિબિંબ, તે (ત્રણે)નો સમૂહ, જીવ કહેવાય છે. ૧૧.**

**વિવેચન:**—પાછળ બતાવેલી સઘળી શ્રુતિઓ કહે છે કે બ્રહ્મ જે અવિક્રિય છે, તે જીવ સંબંધી રૂપાંતર પામીને, અર્થાત્ પોતાથી વિલક્ષણ વિકારી રૂપ કરીને અનેક પ્રકારનાં શરીરોમાં પેસતું—ઈંદ્રિયાદિકના અભિમાનવાળું થતું–હવું, કેમકે એ બ્રહ્મ ચેતન જ પ્રાણાદિનું સ્વામિત્વ છે, તેમનું પ્રેરક છે, અને તેઓને ધારણકરનાર છે. આ જીવપણું તે માત્ર ચેતન જ નથી, પણ લિંગદેહની કલ્પનાના આધાર ભૂત એવું જે ચૈતન્ય છે તે, અધિષ્ઠાનમાં કલ્પેલો લિંગદેહ, તથા લિંગદેહમાં વર્તમાન પ્રતિબિંબરૂપ ચિદાભાસ, એ ત્રણેનો સમૂહ છે. ૧૦–૧૧.

(૧) અધ્યા. ૨ જો. બ્રાહ્મણ ૪ થું. કાંડિકા ૭ મી. (૨) અધ્યાય ૧ લો. બ્રાહ્મણ ૪ થું. કાંડિકા ૩ જી. (૩) અધ્યાય ૧ લો. બ્રાહ્મણ ૪ થું. કાંડિકા ૧ લી. (૪) અ. ૧ લો. બ્રા. ૪ થું. કાં૦ ૪ થી. જુઓ.

હવે જ્યારે ઇશ્વર જ જીવરૂપ થઈ દેહમાં પેસે છે એમ સિદ્ધ છે, તો પછી તે જીવમાં અલ્પજ્ઞત્વ ને દુઃખીત્વ, જે ઇશ્વરના ધર્મથી વિરૂદ્ધ છે, તે ક્યાંથી સંભવે? એનો ખુલાસો નીચેના શ્લોકમાં આપે છે.—

**माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत् ।**
**विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ ॥ १२ ॥ २२९**
**मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति ।**
**ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥ १३ ॥ २३०**

**શબ્દાર્થ:—માયા જે માહેશ્વરી છે તેની નિર્માણશક્તિની પેઠે મોહનશક્તિ પણ છે. આ (મોહનશક્તિ) તે જીવને મોહ પમાડે છે. (૧૨). મોહથી અનીશતા પામીને શરીરમાં મગ્ન થએલો [જીવ] શોક કરે છે. ઈશ્વરે સૃજેલું આ સર્વ દ્વૈત (જગત્) સંક્ષેપથી કહ્યું. ૧૩.**

**વિવેચન:**—પાછળ શ્વેતાશ્વતરોપનિષદ્‌ની શ્રુતિમાં બતાવ્યું કે 'માયાવાળાને મહેશ્વર જાણવો' એમાં મહેશ્વરના સંબંધવાળી છે તે માયા છે. એ જ પ્રકૃતિ છે. આ માયામાં જેમ જગતને ઉત્પન્ન કરવાની શક્તિ છે તેમ, तदेतज्जडं मोहात्मकं 'તે આ અજ્ઞાનનું કાર્ય જડરૂપ ને મોહરૂપ છે' ઇત્યાદિ શ્રુતિમાં બતાવ્યા મુજબ તેમાં મોહશક્તિ પણ છે. માયાની એ મોહશક્તિને લીધે જીવ મોહ પામી જઈ ઇશ્વિરત્વથી જાણે અલગ થઈ જાય છે, એ શક્તિ જ તેને અલ્પજ્ઞતામાં લાવી મૂકે છે. અનુકૂળ અથવા પ્રતિકૂળ વિષયની પ્રાપ્તિથી કે તેના વિયોગથી 'હું સુખી છું, હું દુઃખી છું' એમ ઇશ્વિરના અન્યરૂપ જીવમાં તે ભાન કરાવે છે. समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः "એક દેહમાં નિમગ્ન મોહ પામેલો જીવ અલ્પજ્ઞતા ને અલ્પ સામર્થ્યથી 'હું સુખી છું, દુઃખી છું' ઇત્યાદિ શરીરમાં આત્મભાવ માની શોક કરે છે" આ શ્રુતિમાં બતાવ્યા પ્રમાણે માયાના પ્રભાવથી સ્વરૂપભ્રષ્ટ થએલો જીવ સુખદુઃખ માને છે. આ પ્રમાણે ઇશ્વિરકૃત દ્વૈતનું સંક્ષેપમાં વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે આ નીચે ૧૪ મા શ્લોકથી બતાવેલ જીવે રચેલા દ્વૈતથી તે છૂટું જણાઈ આવી તેમાં મિશ્રભાવ પામે નહિ. ૧૨-૧૩.

હવે જીવરચિત દ્વૈત નીચે બતાવે છે.—

## ૨ જીવરચિતદ્વૈત. ૨૩૧—૨૩૪.

**सप्तान्नब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपंचितम् ।**
**अन्नानि सप्त ज्ञानेन कर्मणाऽजनयत् पिता ॥ १४ ॥ २३१**

**શબ્દાર્થ:—સપ્તાન્નબ્રાહ્મણમાં જીવે સૃજેલું દ્વૈત વિસ્તારથી કહેલું છે, [કે] જ્ઞાનવડે [અને] કર્મવડે જીવ સાત અન્નને ઉત્પન્ન કરતો હવો. ૧૪.**

**વિવેચન:**—બૃહદારણ્યોપનિષદ્‌ના પહેલા અધ્યાયના પાંચમા બ્રાહ્મણમાં, સપ્તાન્ન જીવે સૃજેલું છે એમ નીચેના વાક્યથી બતાવ્યું છે. यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत् पिता 'જે સાત અન્ન છે તે જ્ઞાનવડે અને તપ (કર્મ)વડે જીવ ઉત્પન્ન કરતો હવો' આ વાક્યનો જ આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં અર્થ છે. પોતાનાં અદૃષ્ટ એટલે પાપપુણ્યદ્વારા જગત્

ઉત્પાદન કરવાવડે, સર્વ લોકને પાલન કરનારો જીવ છે, એવો પિતા શબ્દનો અર્થ શ્રુતિ ભગવતીએ સ્વીકારેલો છે. ૧૪.

એ સાત અન્નનો ઉપયોગ શ્રુતિએ બતાવેલો છે; તે નીચેના શ્લોકમાં બતાવે છે,—

**मर्त्यान्नमेकं देवान्ने द्वे पश्वन्नं चतुर्थकम् ।**
**अन्यत् त्रितयमात्मार्थमन्नानां विनियोजनम् ॥ १५ ॥ २३२**
**व्रीह्यादिकं दर्शपूर्णमासौ क्षीरं तथा मनः ।**
**वाक् प्राणाश्चेति सप्तत्वमन्नानामवगम्यताम् ॥ १६ ॥ २३३**

**શબ્દાર્થઃ—મનુષ્યનું એક અન્ન, દેવોનાં બે અન્ન, ચોથું અન્ન પશુનું [ અને બાકી ] બીજાં ત્રણ જીવને પોતાને માટે. [ આ પ્રમાણે ] અન્નનું વહેંચી આપવું છે. ( ૧૫ ). ચોખા વગેરે ( ૧ ), દર્શ અને પૂર્ણમાસ( ૩ ), ક્ષીર ( ૪ ) તથા મન ( ૫ ), વાણી ( ૬ ), અને પ્રાણો ( ૭ ), એ પ્રકારે અન્નોનું સપ્તક જાણવું. ૧૬.**

**વિવેચનઃ**—નીચે આપેલાં બૃહદારણ્યકોપનિષદ્‌ના ૧ લા અધ્યાયની બે કંડિકાનાં છૂટાં છૂટાં વાક્યો છે. एकमस्य साधारणं द्वे देवानभाजयत् त्रीण्यात्मनेऽकुरुत पशुभ्य एकं प्रायच्छदिति 'એક આનું—માણસનું સાધારણ અન્ન છે, બે અન્ન દેવોને આપતા હવા, ત્રણ આત્માને માટે કરતા હવા, અને એક પશુને માટે આપતા હવા' આ પ્રકારે એ સાતે અન્નોની વહેંચણી કરી છે. વળી एकमस्य साधारणमितीदमेवास्य तत्साधारणमन्नं यदिदमद्यते 'એક ચોખા વગેરે આ મનુષ્યનું સાધારણ અન્ન છે તે જ સાધારણ અન્ન, જે આને ખાઇએ છીએ' આ વાક્યથી તે अयमात्मा वाङ्मयो मनोमयः प्राणमयः એ છેવટનાં વાક્ય સુધીમાં સાતે અન્ન બતાવ્યાં છે. આ શ્રુતિવાક્યોના અર્થાનુસાર જ ઉપર બતાવેલા બન્ને શ્લોક છે. ૧૫—૧૬.

**ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः ।**
**तथापि ज्ञानकर्मभ्यां जीवोऽकार्षीत्तदन्नताम् ॥ १७ ॥ २३४**

**શબ્દાર્થઃ—જો કે આ ( અન્નો )ને સ્વરૂપથી ઇશ્વરે રચ્યાં છે તોપણ જીવ, જ્ઞાન અને કર્મવડે તેની અન્નતા ( ભોગ્યતા ) કરતો હવો. ૧૭.**

**વિવેચનઃ**—પાછળ આ પ્રકરણના ૧૪ મા શ્લોકમાં 'સાતે અન્નને જીવે સૃજ્યાં છે' એમ બતાવ્યું છે, આનો અર્થ અન્નનો ઉત્પન્ન કરનાર જીવ છે એટલે કે જેમ ઇશ્વરે જગત્ સૃજ્યું છે, તેમ જીવે અન્ન સૃજ્યું છે, એવો નથી. વસ્તુતાએ તો અન્ન પણ ઇશ્વરસૃષ્ટ જ છે. જીવે તો તેનું ભોગ્યપણું કલ્પ્યું છે. એ ભોગ્યતા જ્ઞાનથી અને કર્મથી નક્કી કરી છે. જ્ઞાન એટલે વિષયનું ધ્યાન. તે વિહિત ને અવિહિત એમ બે પ્રકારનું છે. દેવની આરાધના કે ઉપાસના કરવારૂપ જે ધ્યાન તે શાસ્ત્રવિહિત છે, પરસ્ત્રીના ચિંતનરૂપ ધ્યાન તે શાસ્ત્રે નિષિદ્ધ કરેલું છે, માટે તે અવિહિત ધ્યાન કહેવાય છે. જ્ઞાનની પેઠે કર્મ પણ વિહિત ને અવિહિત ભેદવાળાં છે. યજ્ઞયાગાદિક કર્મ શાસ્ત્રવિહિત છે, અને હિંસાદિક કર્મ શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં હોવાથી અવિહિત છે. આવી રીતનાં જ્ઞાનકર્મે કરીને અમુક વસ્તુ અ-

ટલે ઉપર ગણાવેલાં સાત અન્ન જીવને ભોગ ભોગવવાનાં સાહિત્યરૂપે છે. આ સર્વ, કર્ત્તારૂપ જીવે કલ્પેલાં છે; માટે તેને જીવરચિત દ્વૈત કહેવામાં આવે છે, આથી કરીને ઇશ્વરના વાસ્તવ કર્તૃત્વમાં બાધ આવતો નથી. ૧૭.

**૩ સમાન્નરૂપ જગતનો જીવ અને ઈશ્વર સાથે સંબંધ. ૨૩૫—૨૪૮.**

**ईशकार्यं जीवभोग्यं जगद् द्वाभ्यां समन्वितम् ।**
**पितृजन्या भर्तृभोग्या यथा योषित् तथेष्यताम् ॥१८॥ २३५**
**मायावृत्यात्मको हीशसंकल्पः साधनं जनौ ।**
**मनोवृत्यात्मको जीव संकल्पो भोगसाधनम् ॥ १९ ॥ २३६**

**શબ્દાર્થ:—જેમ [ એક જ ] સ્ત્રી તેના પિતાથી ઉત્પન્ન થવા યોગ્ય અને તેના ભર્ત્તાથી ભોગવવા યોગ્ય [ છે ]. તેમ ઈશ્વરનું કાર્ય [ અને ] જીવનું ભોગ્ય [ એવું ] સમાન્નરૂપ ] જગત, જીવેશ્વરથી સંબદ્ધ [ છે એમ ] સમજવું. ( ૧૮ ). માયાના પરિણામરૂપ ઈશ્વરનો સંકલ્પ જ [ જગતની ] ઉત્પત્તિમાં સાધન છે, [ પણ ] અંતઃકરણના પરિણામરૂપ જીવનો સંકલ્પ [ તો ] ભોગનું સાધાન છે. ૧૯.**

**વિવેચન:**—ઉપર બતાવેલું જીવસૃષ્ટ સમાન્નરૂપ જગત, જીવના અને ઈશ્વરના સંબંધમાં ભિન્ન અવસ્થાએ જોડાય છે. ઇશ્વરનું તે કાર્યરૂપ છે, અને જીવનું તે ભોગ્યરૂપ છે. જેમ એક જ સ્ત્રી પોતના જનક પ્રત્યે ઉત્પન્ન થવાયોગ્ય સંબંધ ધરાવે છે, પણ પોતાના સ્વામી પ્રત્યે ભોગ્ય સંબંધ ધરાવે છે, તેમ ઇશ્વરની માયામાં [1] સ્પંદનશક્તિ આવતાં તે પરિણામ—વિકાર પામે છે. આ વિકાર પામવો એ જ ઇશ્વરનો સંકલ્પ- આથી જ જગત ઉત્પન્ન થાય છે. અર્થાત્ માયાનું પરિણામ પામવું એ રૂપ સાધાનથી ઇશ્વર જગતને સૃજે છે. વ્યક્તિરૂપ જીવમાં અંતઃકરણરૂપ રહેલી અવિદ્યામાં સ્પંદન થવાથી—અંતઃકરણ પરિણામ પામવાથી જીવનો સંકલ્પ ઉઠે છે, આ સંકલ્પ ભોગનું સાધન થાય છે, એટલે સુખદુઃખનો અનુભવ કરાવે છે. ઇશ્વરસંકલ્પ ને જીવસંકલ્પમાં આમ ભેદ છે. ૧૮—૧૯.

ઇશ્વિરસૃષ્ટ વસ્તુઓમાં ભિન્ન ભિન્ન વ્યક્તિ જૂદું જૂદું ભોગ્યત્વ કલ્પે છે, તે નીચેના ત્રણ શ્લોકમાં બતાવે છે.—

**ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।**
**भोक्तृधीवृत्तिनानात्वात् तद्भोगो बहुधेष्यते ॥ २० ॥ २३७**
**हृष्यत्येको मणिं लब्ध्वा क्रुध्यत्यन्यो ह्यलाभतः ।**
**पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥ २१ ॥ २३८**
**प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रयः ।**
**सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु ॥ २२ ॥ २३९**

**૧ સિદ્ધસિદ્ધાંતપદ્ધતિ અને યોગબિંદુતત્ત્વસારમાં આવો જ વિચાર છે.**

**શબ્દાર્થ:**—ઇશ્વરરચિત મણિ આદિક વસ્તુ એક પ્રકારની હોવા છતાં, ભોગવનારની બુદ્ધિવૃત્તિના વિવિધપણાથી તેનો ભોગ, બહુ પ્રકારે અંગીકાર કરાય છે. ( ૨૦ ). મણિને પામીને એક હરખાય છે, [ અને ] ખરેખર ! મણિ ન મળવાથી બીજો ક્રોધ પામે છે, [ વળી ] અહિઆં (મણિની પ્રાપ્તિમાં કે અપ્રાપ્તિમાં) વિરકત (માણસ) [ માત્ર ] જુએ જ છે. [તે] નથી હરખાતો [ કે ] નથી કોપતો. ( ૨૧ ). પ્રિય, અપ્રિય અને [1] ઉપેક્ષ્ય; એ પ્રકારના મણિમાં રહેલા ત્રણે આકારો જીવોએ સૃજેલા છે. [ એ ] ત્રણેમાં સાધારણ [ મણિ ] રૂપ ઇશ્વરરચિત છે. ૨૨.

**વિવેચન:**—ઇશ્વિરરચિત વસ્તુના સ્વરૂપથી તેનું ભોગ્યત્વ જૂદું હોઈ શકે નહિ એમ સમજવાનું નથી. તે જૂદું હોઈ શકે છે. ઇશ્વિરસંકલ્પથી ઉત્પન્ન થએલ મણિ, વસ્તુતાએ એક છે પણ તેમાં ભોગ્યરૂપ વિષયના આકાર જૂદા થતાં તે ભિન્ન ભિન્ન ભોગ્યતા પામે છે. મણિ મેળવી એક માણસ ખુશી થાય છે, જેને નથી મળતો તે માણસ ક્રોધ કે ઇર્ષ્યા પામે છે, અને ત્યાગીને તે મળે તો માત્ર તે જોય જ છે; અથવા તેની પ્રાપ્તિ કે અપ્રાપ્તિમાં તેને કાંઈ હર્ષશોક થતો નથી, ખુશ થવું, ના ખુશ થવું, કે ઉપેક્ષા પામવી એ કાંઈ મણિમાં ઇશ્વિરસંકલ્પથી ઉત્પન્ન થએલા ધર્મો કે ગુણો નથી, તે તો માત્ર જીવોએ આરોપેલા છે; પણ એ ત્રણે ધર્મોમાં અવિચ્છિન્ન મણિપણું સરખી રીતે રહેલું છે. તે ઇશ્વિરરચિત છે. ૨૦-૨૨.

भार्या स्नुषा ननंदा च याता मातेत्यनेकधा ।
प्रतियोगिधिया योषिद् भिद्यते न स्वरूपतः ॥ २३ ॥ २४०

**શબ્દાર્થ:**—પ્રતિયોગીની બુદ્ધિથી [ એક જ ] સ્ત્રી; પત્ની, વહુ, નણંદ, દેરાણી, અને મા એમ અનેક રીતે ભેદ પામે છે, [ પણ ] સ્વરૂપથી નથી પામતી. ૨૩.

**વિવેચન:**—જીવસૃષ્ટ ભોગ્ય આકારના ભેદને બીજું ઉદાહરણ આપી વધારે સ્પષ્ટ કરે છે. એક જ સ્ત્રી, ધણીની અપેક્ષાએ પત્ની, દીકરાની સ્ત્રીની અપેક્ષાએ વહુ, ધણીની બેનની અપેક્ષાએ નણંદ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન અપેક્ષાથી તે તે ભિન્ન ભિન્ન સંબંધવાળી થાય છે. આ વખતે તેનું કાંઈ સ્વરૂપ ફરતું નથી, માત્ર મનોમય જીવરચિત જગતના ભેદથી તે જૂદા જૂદા ભેદ પામે છે. આમ ઇશ્વિરરચિત પદાર્થોમાં જીવ પોતાના સંકલ્પથી તે પદાર્થનું સ્વરૂપ તેનું તે રહેતાં છતાં પણ જૂદી જૂદી ભોગ્યતા કલ્પે છે. ૨૩.

ननु ज्ञानानि भिद्यंतामाकारस्तु न भिद्यते ।
योषिद्वपुष्यतिशयो न दृष्टो जीवनिर्मितः ॥ २४ ॥ २४१
मैवं मांसमयी योषित् काचिदन्या मनोमयी ।
मांसमय्या अभेदेऽपि भिद्यते हि मनोमयी ॥२५॥ २४२

**શબ્દાર્થ:**—વૃત્તિજ્ઞાન ભેદ પામો [ પણ ] સ્ત્રીનું સ્વરૂપ તો ભેદ પા-

[1] ઉપેક્ષા કરવા યોગ્ય.

**મતું નથી. સ્ત્રીના શરીરમાં જીવે રચેલો અતિશય ( રૂપભેદ ) દીઠો નથી [ શું ] ? ( ૨૪ ). કોઈ બીજી મનોમયી [ સ્ત્રી છે માટે ] માંસમયી [ સ્ત્રી ] એમ માં ભેદ પામો, [ કેમકે ] માંસમયી [ સ્ત્રી ] નો અભેદ સતે પણ મનોમયી [ સ્ત્રી ] ભેદ પામે જ છે. ૨૫.**

**વિવેચનઃ**—વાદી અહિંઆં શંકા કરે છે કે 'આ ભાર્યા છે, આ વહુ છે' ઇત્યાદિ વાક્યોમાં સ્ત્રીને વિષય કરનારૂં જ્ઞાન ભિન્ન છે એમ સમજાય છે, પણ તે જ્ઞાનના વિષયભૂત સ્ત્રીના સ્વરૂપમાં ભેદ દેખાતો નથી; એટલા માટે પ્રતિયોગીની બુદ્ધિવડે સ્ત્રી ભેદ પામે છે એમ તમે પાછળ કહી ગયા તે સંભવતું નથી. સિદ્ધાંતી ઉત્તર આપે છે કે, જ્ઞેય ( વિષય ) ની વિલક્ષણતાને આધીન જ્ઞાનની વિલક્ષણતા છે, એટલા માટે જ્ઞેયના વિલક્ષણ ભેદ જ અંગીકાર કરવા યોગ્ય છે; જો કે જીવસૃષ્ટિથી સ્ત્રીનું બાહ્યસ્વરૂપ ભેદ પામતું નથી એ વાત ખરી છે, તોપણ કોઈ મનોમયી સ્ત્રી જૂદી ઉભી થાય છે, અને એના ભેદ પડે છે. ૨૪—૨૫.

**भ्रान्तिस्वप्नमनोराज्यस्मृतिष्वस्तु मनोमयम् ।**
**जाग्रन्मानेन मेयस्य न मनोमयतेति चेत् ॥ २६ ॥ २४३**
**बाढं माने तु मेयेन योगात् स्याद् विषयाकृतिः।**
**भाष्यवार्तिककाराभ्यामयमर्थ उदीरितः ॥ २७ ॥ २४४**

**શબ્દાર્થઃ—ભ્રાન્તિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મૃતિમાં મનોમય (વસ્તુ) હો [ પણ ] જાગ્રત્‌ના પ્રમાણવડે પ્રમાણ કરવા યોગ્ય (વસ્તુ) ની મનોમયતા નથી એમ જો [ કહે ] તો ( ૨૬. ) બરાબર છે; [ કેમકે ] પ્રમાણમાં વિષયનો આકાર તો, પ્રમાણ કરવા યોગ્ય [ વસ્તુ સાથે ] યોગ થવાથી [જ] થાય છે. આ અર્થ ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે અને વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યે કહેલો છે. ૨૭.**

**વિવેચનઃ**—વાદી શંકા કરે છે કે ભ્રાન્તિ, સ્વપ્ન, શેખચલ્લીના ખોટા ઉડાડેલા વિચાર અને સ્મૃતિમાં, બાહ્યવિષયોનો અભાવ હોય છે એટલા માટે ત્યાં મનોમય વસ્તુઓ છે એમ કહેતા હો તો ત્યાં તે ભલે હોય, પણ જાગ્રદવસ્થાના પ્રમાણમાં તો મનોમયથી ભિન્ન બાહ્યવસ્તુઓ વિદ્યમાન છે એટલે તેવા પ્રસંગમાં મનોમય વસ્તુઓ હોવાનો સંભવ નથી. સિદ્ધાંતી આનો ઉત્તર આપે છે કે, ભાઈ! તહારૂં કહેવું સત્ય છે. પ્રત્યક્ષ જ્ઞાનના સ્થળમાં બાહ્યવસ્તુઓનો સદ્‌ભાવ અંગીકાર છે. ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિઓ પ્રમાણનું ઉત્પત્તિ સ્થાન છે. અંતઃકરણની વૃત્તિઓ પ્રમેય વસ્તુ—બાહ્યવિષયો, સાથે જોડાઈ ગયા પછી જ વિષયની આકૃતિનું આપણને જ્ઞાન થાય છે. આ અમારૂં કહેવું કાંઈ કપોળકલ્પિત નથી. ભાષ્યકાર ભગવાન્ **શ્રી શંકરાચાર્ય** અને વાર્તિકકાર શ્રી **સુરેશ્વરાચાર્ય** એ બંનેએ પોતાના ગ્રંથોમાં આ તત્ત્વ લીધેલું છે. ૨૬—૨૭.

નીચેના ત્રણ શ્લોકમાં તે બતાવે છેઃ—

**मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।**
**रूपादिन् व्याप्नुवच्चित्तं तन्निभं दृश्यते ध्रुवम् ॥ २८ ॥ २४५**

व्यंजके वा यथाऽऽलोको व्यंग्यस्याकारतामियात् ।
सर्वार्थव्यंजकत्वाद् धीरर्थाकारा प्रदृश्यते ॥ २९ ॥ २४६

**શબ્દાર્થ:—કાચબામાં રેડેલું [ રસરૂપ ] તાંબું જેમ તેના આકારવાળું થાય છે, તેમ રૂપાદિને વ્યાપતું ચિત્ત અવશ્ય તેના આકારવાળું દેખાય છે. (૨૮). અથવા પ્રકાશક સૂર્યાદિનો પ્રકાશ જેમ પ્રકાશ્યની આકારતાને પામે છે [ તેમ ] બુદ્ધિ [ પણ ] સર્વ વિષયની પ્રકાશક હોવાથી વિષયાકાર દેખાય છે. ૨૯.**

**વિવેચન:**—ઉપર બતાવેલાં બે વાક્યોમાંથી પૂજ્યપાદ ભગવાન્ **શંકરાચાર્યના** ઉપદેશ સહસ્રી નામના ગ્રંથમાંથી આ બે શ્લોક લીધેલા છે. બાહ્યવિષયોની સાથે બુદ્ધિ તદાકારતા કેવી રીતે પામે છે તેને માટે એમાં દૃષ્ટાંત છે. પીગળેલું તાંબું જેવી મૂષામાં એટલે જેવા બીબામાં રેડવામાં આવે છે, તેવા જ બીબાના આકારવાળું તે ઠર્યા પછી થઇ જાય છે; તેમ જ રૂપાદિ વિષયોને વિષય કરતી બુદ્ધિ [ ચિત્ત ] જેવું જેવું રૂપ તેવી તેવી થઈ જાય છે. આ દૃષ્ટાંતમાં વાદી કદાચ એમ શંકા કરે કે અગ્નિસંયોગથી રસ બનાવેલું તાંબું ઠર્યા પછી જડરૂપ થઇ જાય છે, તેમ બુદ્ધિ કે ચિત્ત કાંઇ જડ નથી, માટે આ દૃષ્ટાંત તેને સર્વાંશે લાગુ પડતું નથી. આ શંકાના સમાધાનને માટે બીજા શ્લોકમાં બીજું દૃષ્ટાંત આપે છે. બધાને પ્રકાશ કરે એવો સૂર્યાદિનો અનાકારરૂપ પ્રકાશ, પ્રકાશ કરવા યોગ્ય કોઈ પણ વસ્તુ ઉપર પડીને તે તે વસ્તુના આકારવાળો થાય છે, તેમ સર્વ પદાર્થ માત્રને જે પ્રકાશ આપે છે—સમજે છે, તે બુદ્ધિ પણ પોતે વિષય કરેલા પદાર્થના આકારરૂપ થઈ જાય છે, અને તેમ થએલી દેખાય છે. ૨૮—૨૯.

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत् ।
मेयाभिसंगतं तच्च मेयाऽऽभत्वं प्रपद्यते ॥ ३० ॥ २४७

**શબ્દાર્થ:—પ્રમાતાથી પ્રમાણની ઉત્પત્તિ [ છે ]; અને ઉત્પન્ન થએલું તે (પ્રમાણ) પ્રમેયને પામે છે. [ વળી ] પ્રમેય સાથે જોડાએલું તે (પ્રમાણ) પ્રમેયાકારને પામે છે. ૩૦.**

**વિવેચન:**—આ શ્લોક વાર્તિકકારનો છે. તેમાં પણ બાહ્યવિષયની સાથે બુદ્ધિ કેમ પરિણામ પામે છે તે બતાવેલ છે. પ્રમાતા એટલે અધિષ્ઠાને સહિત બુદ્ધિમાં રહેલું ચિદાભાસરૂપ. એ પ્રત્યક્ષ જ્ઞાનનો કર્તા છે. જીવ છે. આ જીવથી ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાણની ઉત્પત્તિ થાય છે. આ ઉત્પન્ન થએલું પ્રમાણ ઘટાદિરૂપ પ્રમેયને મળે છે. આમ પ્રમેય સાથે મળેલું પ્રમાણ પ્રમેયનાં જેવું રૂપ પામી જાય છે, અને પછી તે તે રૂપે સાક્ષીને ભાસે છે. સારાંશ એ કે અંતઃકરણની વૃત્તિઓ, બાહ્યવિષય એટલે ઘટાદિ પદાર્થો સાથે જોડાઈ તે ઘટાદિરૂપે પરિણામ પામે છે, એટલે આપણને ઘટાદિનું યથાર્થ જ્ઞાન થાય છે. ૩૦.

सत्येवं विषयौ द्वौ स्तो घटौ मृन्मयधीमयौ ।
मृन्मयो मानमेयः स्यात् साक्षिभास्यस्तु धीमयः ॥ ३१ ॥ २४८

**શબ્દાર્થ:—એમ હોવામાં મૃન્મય ઘડો અને બુદ્ધિમય (મનોમય) [એમ] બે વિષય થાય છે. [તેમાંનો] મૃન્મય (ઘડો) પ્રમાણથી જાણવા યોગ્ય છે, પણ મનોમય (ઘડો) સાક્ષિભાસ્ય છે. ૩૧.**

**વિવેચન:**—પાછળના ૨૭ મા શ્લોક સાથે આ શ્લોકનો સંબંધ મેળવવાનો છે, એટલે ભગવાન્ ભાષ્યકાર અને વાર્તિકકારનાં વાક્યો પ્રમાણે, પ્રમાણ વિષયાકાર થાય છે એ વાત ભલે હો; પણ એથી આપણે સિદ્ધ શું કરીએ છીએ, અથવા આપણા ચાલતા પ્રસંગમાં તેથી શો લાભ છે, તે આ શ્લોકમાં બતાવે છે. પ્રમાણ વિષયાકાર થાય છે એમ સિદ્ધ થતાં બે જાતના વિષયો ઉભા થાય છે. અંતકરણની વૃત્તિઓ ઘડા ઉપર આવતાં તે ઘડાનેરૂપે પરિણામ પામી એટલે એક માટીનો ઘડો છે તે, અને બીજો આ વૃત્તિના પરિણામરૂપ ઘડો થયો તે, આને મનોમય કે બુદ્ધિમય ઘડો કહેવામાં આવે છે. આવા બે ઘડા અત્ર વિષયરૂપ થયા તેમાંનો મૃન્મય એટલે માટીનો ઘડો તો અંતઃકરણની વૃત્તિઓ જે પ્રમાણરૂપ છે, તેમનાથી જણાયો. અર્થાત્ મૃન્મય ઘડો માનમેય થયો; પણ બીજો મનોમય ઘડો છે, તેને મનથી જોવાનો અભાવ હોવાથી તે સાક્ષિભાસ્ય થાય છે. અર્થાત્ તે સાક્ષીવડે પ્રકાસવા યોગ્ય છે. ૩૧.

**૪ જીવરચિત દ્વૈત સુખદુઃખ (બંધ) નું કારણ છે. ૨૪૯—૨૫૯.**

**अन्वयव्यतिरेकाभ्यां धीमयो जीवबंधकृत् ।**
**सत्यस्मिन् सुखदुःखे स्तस्तस्मिन्नसति न द्वयम् ॥ ३२ ॥ २४९**

**શબ્દાર્થ:—અન્વય અને વ્યતિરેકવડે મનોમય [જગત્] જીવને બંધ કરનાર છે. એ હોવાથી સુખદુખ છે, [અને] એ નહિ હોવાથી બન્ને નથી. ૩૨.**

**વિવેચન:**—અત્યાર સુધીમાં ઇશ્વિરરચિત દ્વૈત બતાવ્યું, તેમાં ત્યાગ કરવા યોગ્ય કયું છે અને નહિ ત્યાગ કરાય એવું દ્વૈત કયું છે, તે જણાવવાનો ગ્રંથકર્ત્તા આરંભ કરે છે. જીવરચિત દ્વૈત સુખદુઃખ ઉત્પન્ન કરે છે માટે તે હેય છે. તે જ બંધનું કારણ છે. જ્યાં સુધી મનોમય જગત્ છે ત્યાં સુધી સુખદુઃખ છે આ અન્વય છે, અને તે ન હોય એટલે સુખદુઃખ બન્ને નથી, આ તેનો વ્યતિરેક છે. આમ અન્વયવ્યતિરેકવડે મનોમય જગત્ બંધ કરનાર હોવાથી તે જ હેય છે. ૩૨.

**असत्यपि च बाह्यार्थे स्वप्नादौ बद्ध्यते नरः ।**
**समाधिसुप्तिमूर्च्छासु सत्यप्यस्मिन् न बद्ध्यते ॥ ३३ ॥ २५०**

**શબ્દાર્થ:—બાહ્યાર્થ વિષયો ન હોવા છતાં પણ સ્વપ્નાદિમાં માણસ બંધાય છે અને સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં તે હોવા છતાં પણ [તે] નથી બંધાતો. ૩૩.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં મનોમય જગતને અન્વયવ્યતિરેક બતાવ્યો છે તે ઈશ્વરરચિત બાહ્યપદાર્થોને શામાટે ન હોઈ શકે, એવી વાદીની શંકાના સમાધાનને માટે આ શ્લોક કહે છે. માણસ, દેવ, ગંધર્વ, ઇત્યાદિ કોઈ પણ; સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે તે અવસ્થામાં બાહ્યવિષયો હોતા નથી. જેમ સ્વપ્નમાં બાહ્યવિષયો નથી હોતા તેમ ભ્રાન્તિમાં

મનોરાજ્યમાં કે સ્મૃતિમાં પણ તે હોતા નથી, તોપણ સ્વપ્નાદિમાં માણસ, મનોમય સ્ત્રી તથા વ્યાઘ્ર આદિ સુખદુ:ખ કરનારા પદાર્થોને જોતાં કે કલ્પતાં વારને તેના સુખદુ:ખરૂપ બંધનવડે બંધાય છે—સુખદુ:ખ પામે છે. અને એથી ઉલટું સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં સુખદુ:ખ કરનારા બાહ્યવિષયો હાજર છે છતાં પણ તેનાથી સુખદુ:ખ થતું નથી. આ ઉપરથી સિદ્ધ એ થયું કે ઇશ્વરસૃષ્ટ પદાર્થો સુખદુ:ખનું કારણ નથી. માત્ર મનોમય પદાર્થ જ સુખદુ:ખરૂપ બંધનું કારણ છે. આથી ઇશ્વરરચિત પદાર્થોને અન્વય તથા વ્યતિરેક ઘટતો નથી. મનોમય પદાર્થને જ તે ઘટે છે એ વાત સિદ્ધ થાય છે. ૩૩.

**दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।**
**विप्रलंभकवाक्येन मृतं मत्वा प्ररोदिति ॥ ३४ ॥ २५१**
**मृतेऽपि तस्मिन् वार्त्तायामश्रुतायां न रोदिति ।**
**अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत् ॥ ३५ ॥ २५२**

**શબ્દાર્થ:—દૂરદેશ ગએલો પુત્ર જીવતો છે તોપણ અહીં તેનો બાપ ઠગારાના વાક્યવડે [તે] મરી ગએલો છે [એમ] માનીને રૂએકૂટે છે. (૩૪). તે મુએલો છતાં પણ [તે] સમાચાર નહિ સાંભળેલા હોવાથી [બાપ] રોતો નથી; એટલા માટે સર્વ જીવને બંધ કરનાર મનોમય જગત્ [છે]. ૩૫.**

**વિવેચન:**—સુખદુ:ખરૂપ બંધ કરનાર મનોમય જગતના અન્વયવ્યતિરેકને આ બે શ્લોકથી ઉદાહરણ આપી સ્પષ્ટ કરી બતાવે છે. કોઈ માણસનો પુત્ર પરદેશ ગએલો છે ત્યાં તે જીવતો છે, તોપણ કોઈ ઠગ લોકોએ આવી તેને કહ્યું કે 'તારો પુત્ર મરીગયો છે' આ સાંભળીને પોતાના ઘરમાં બેઠેલો બાપ (તે માણસ), પુત્ર મરી ગયો છે એમ માનીને–મનોમય જગત્ કલ્પીને રડવા કૂટવા મંડી પડ્યો. હવે એ જ પરદેશ ગએલો પુત્ર પરદેશમાં મરી ગયો છે તોપણ તેના તેવા માઠા સમાચાર જ્યાંસુધી આવ્યા નથી. અર્થાત્ મનોમય પુત્ર જીવતો છે એમ બાપને ખાત્રી છે, ત્યાંસુધીમાં તે રડતો નથી. ફલિતાર્થ એ કે મનોમય પુત્રનું મરણ એ દુ:ખ કરનાર અને પરદેશમાં તે જીવતો મજા કરે છે એમ માનવું તે સુખ આપનાર છે. આમ સર્વ માણસ માત્રને મનોમય જગત્ જ બંધ કરનાર છે. ૩૫.

**विज्ञानवादो बाह्यार्थवैयर्थ्यात् स्यादिहेति चेत् ।**
**न हृद्याकारमाधातुं बाह्यस्यापेक्षितत्वतः. ॥ ३६ ॥ २५३**

**શબ્દાર્થ:—બાહ્યવિષયની વ્યર્થતા હોવાથી અહિઆં વિજ્ઞાનવાદ આવે છે એમ જો [કહે] તો હૃદયમાં આકાર ધારણ કરવાને બાહ્યવસ્તુની અપેક્ષા છે એટલા માટે [એમ બને] નહિ. ૩૬.**

**વિવેચન:**—ઉપર એમ બતાવ્યું કે સુખદુ:ખના કારણરૂપ મનોમય પદાર્થ છે પણ બાહ્યપદાર્થ નથી, આથી એમ જ સિદ્ધ થયું કે બાહ્યપદાર્થ તો સઘળા વ્યર્થ છે. અર્થાત્ તેઓનો અભાવ છે. તેથી તો અપસિદ્ધાંત (વેદાન્તસિદ્ધાંતના ભંગ) ની પ્રાપ્તિ થાય છે;

અને જેમાં બુદ્ધિ સિવાય બાહ્યવિષયોનો અભાવ માનેલો છે એવો **વિજ્ઞાનવાદ** આવી જાય છે. એ શંકાના પરિહારને માટે ગ્રંથકાર કહે છે કે અત્ર **વિજ્ઞાનવાદની** પ્રાપ્તિ થતી નથી, કેમકે અમારા વેદાન્તસિદ્ધાંતમાં મનોમય પ્રપંચ બંધનું કારણ છે ખરૂં; તો પણ બાહ્યપદાર્થો એ મનોમય પ્રપંચનું કારણ છે. અમારા મતમાં હૃદયની અંદર આકાર ધારણ કરવા સારૂ બાહ્યપદાર્થોની અપેક્ષા છે એટલે પછી ક્ષણિકવિજ્ઞાનવાદીની પેઠે બુદ્ધિ સિવાયના બાહ્યપદાર્થો આ સંબંધમાં અમને વ્યર્થ નથી. અને તેથી, **વિજ્ઞાનવાદની** પ્રાપ્તિ પણ અમારા મતમાં થતી નથી. ૩૬.

વાદી વળી શંકા કરે છે કે હૃદયમાં આકાર ધારણ કરવાને માટે બાહ્યપદાર્થની જરૂર નથી. પૂર્વે થઈ ગએલા માનસપ્રપંચના સંસ્કારો જ, હવે થવાના માનસપ્રપંચના હેતુરૂપ હોવાનો સંભવ છે, તો પછી બાહ્યવસ્તુઓને શામાટે માનવી જોઇએ? સિદ્ધાંતી [1] પ્રૌઢીવાદવડે તે અંગીકાર કરી નીચેનો શ્લોક કહેછે.—

**वैयर्थ्यमस्तु वा बाह्यं न वारयितुमीश्महे ।**

**प्रयोजनमपेक्षन्ते न मानानीति हि स्थितिः ॥ ३७ ॥** ૨૫૪

**શબ્દાર્થઃ—અથવા [બાહ્યજગત્‌નું] વૃથાપણું હો. બાહ્યજગતને નિવારણ કરવાને [અમે] સમર્થ નથી. (કેમકે) પ્રમાણો આવશ્યકતાને ઇચ્છતાં નથી. એ પ્રકારે પ્રસિદ્ધ [લોક] વ્યવસ્થા [છે]. ૩૭.**

**વિવેચનઃ—**સિદ્ધાંતી કહે છે કે બાહ્યજગત્ ભલે વ્યર્થ હોય તેની અમને ફિકર નથી. અમારે તો તે ઇષ્ટ છે; પણ અમે બાહ્યજગતને વ્યર્થ કહીએ છીએ તે ક્ષણિકવિજ્ઞાનવાદિથી ભેદવાળું છે, યોગાનુસારી ક્ષણિકવિજ્ઞાનવાદી તો, બુદ્ધિથી અતિરિક્ત સર્વ વિષયનો નિષેધ કરે છે, અમે તેનો નિષેધ કરી શકવા સમર્થ નથી, માત્ર તેનું પ્રયોજન શૂન્યત્વવૈયર્થ્ય માનીએ છીએ. અહિઆં પણ પાછો વાદી શંકા કરશે કે જ્યારે બાહ્યજગત્ પ્રયોજન શૂન્યતા ધરાવે છે તો તેનો અંગીકાર જ અયુક્ત છે. ના તેમ નથી. અમુક વસ્તુ અમુક ઉપયોગની છે માટે તે સિદ્ધ છે એમ કહેવાય નહીં, કેમકે વસ્તુ તો હોય પણ તેનો ઉપયોગ આપણે કરી શકતા ન હોઇએ અથવા જાણવામાં ન હોય તેથી કાંઈ વસ્તુની અસિદ્ધિ છે એમ કહેવાય નહિ. વ્યવહારમાં તેમ જ કોઈ વાદ કરનારાઓમાં એમ અંગીકાર કરવામાં આવ્યું નથી. સારાંશ એ કે બાહ્યજગતનો નિષેધ નથી. તે છે, પણ વ્યર્થ છે. ૩૭.

**बंधश्चेन् मानसं द्वैतं तन् निरोधेन शाम्यति ।**

**अभ्यसेद् योगमेवातो ब्रह्मज्ञानेन किं वद ॥ ३८ ॥** ૨૫૫

**तात्कालिकद्वैतशांतावप्यागामिजनिक्षयः ।**

**ब्रह्मज्ञानं विना न स्यादिति वेदान्तडिंडिमः ॥ ३९ ॥** ૨૫૬

[1]. જગત્‌માં કોઈ કોઈનું કારણ નથી, કાંઈ થતું એ નથી અને થનારે નથી, છે તેમ છે, સર્વ અજાત છે—એ જ બ્રહ્મ છે, એ જ સત્ય છે. આ અદ્વૈતનો ઉત્તમ સિદ્ધાંત છે; માટે તે પ્રૌઢીવાદ કહેવાય છે. ( સિ. સા. )

**શબ્દાર્થ:—જો મનોમય દ્વૈત બંધ [છે] તો તે નિરોધવડે શમી જાય છે ત્યારે તો યોગનો અભ્યાસ કર. બ્રહ્મજ્ઞાનવડે શું [ફળ છે તે તું] કહે? (૩૯). [યોગવડે] તાત્કાલિક દ્વૈતની શાંતિ થયે સતે પણ આવતા જન્મનો ક્ષય બ્રહ્મજ્ઞાન વગર થાય નહિ; એ પ્રકારે ઉપનિષદ્‌નો ઢંઢેરો [છે]. ૩૮.**

**વિવેચન:**—પૂર્વશ્લોકમાં બતાવ્યા પ્રમાણે ચિત્તવૃત્તિનો—મનોમયદ્વૈતનો નિરોધ કરવો એ જ મોક્ષનું સ્વરૂપ થતા જાય છે તો પછી બ્રહ્મજ્ઞાનથી શો લાભ થવાનો હતો? માત્ર જિજ્ઞાસુએ યોગનો અભ્યાસ કરવો જેથી બસ થશે. એમ વાદીએ પોતાનો સિદ્ધાંત પ્રકાશ્યો છે. સિદ્ધાંતી તેને પૂછે છે કે યોગથી દ્વૈતશાંતિ થાય છે એ વાત ખરી છે, પણ તે શાંતિ આત્યંતિક એટલે એક વાર દ્વૈતશાંતિ થયા પછી દ્વૈતનો પુનરુદ્‌ભવ ન હોય તેવી શાંતિ થાય છે, કે તાત્કાલિકશાંતિ એટલે જેટલો કાળ યોગ રહે તેટલા કાળની શાંતિ થાય છે? યોગથી આત્યંતિક શાંતિ નથી, પણ તાત્કાલિકશાંતિ થાય છે. હવે આ તાત્કાલિક દ્વૈતશાંતિમાં કયું દૂષણ છે તે સિદ્ધાંતી બતાવે છે. બ્રહ્મજ્ઞાનવિના બંધની નિવૃત્તિ નથી એમ નીચેની શ્રુતિ અન્વયવ્યતિરેકવડે બતાવે છે એટલે [1] ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः [2] ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति 'દેવને જાણીને બંધનથી મુક્ત થાય છે' અને 'શિવને જાણીને અત્યંત શાન્તિ પામે છે' આ શ્વેતાશ્વતરોપનિષદ્‌ની શ્રુતિઓ અન્વયવડે અને यदा चर्मवदाकाशं वेष्टयिष्यंति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति 'જ્યારે માણસ ચામડાની પેઠે આકાશને વીંટશે ત્યારે દેવને જાણ્યાવિના દુઃખનો અંત થશે' આ શ્રુતિ વ્યતિરેકવડે બંધનિવૃત્તિ બતાવે છે. ૩૯.

**अनिवृत्तेऽपीशसृष्टे द्वैते तस्य मृषात्मताम् ।**
**बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादिनः ॥ ४० ॥ २५७**
**प्रलये तन्निवृत्तौ तु गुरुशास्त्राद्यभावतः ।**
**विरोधिद्वैताभावेऽपि न शक्यं बोद्धुमद्वयम् ॥ ४१ ॥ २५८**

**શબ્દાર્થ:—ઈશ્વરરચિતદ્વૈત અનિવૃત્ત સતે પણ તેનું મિથ્યાપણું જાણીને અદ્વૈત વાદીઓને અદ્વય બ્રહ્મ જાણવાને શક્ય છે. (૪૦). પ્રલયકાળમાં તે (દ્વૈત) ની નિવૃત્તિ સતે અને અદ્વૈતના વિરોધરૂપ દ્વૈતનો અભાવ સતે પણ ગુરૂ અને શાસ્ત્રાદિના અભાવથી અદ્વય બ્રહ્મ જાણવાને શક્ય છે. ૪૧.**

**વિવેચન:**—દર્પણમાં પ્રતિબિંબત થએલું મુખ વાસ્તવ મુખથી ભિન્ન નથી, રજ્જુમાં કલ્પાએલ સર્પ રજ્જુથી ભિન્ન નથી, આકાશમાં જણાતો શ્યામ રંગ આકાશથી ભિન્ન નથી, અને શુક્તિમાં જણાતું રૂપું શુક્તિથી ભિન્ન નથી; પણ વાસ્તવ પદાર્થના સંબંધમાં તે મિથ્યા છે; તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં કલ્પાએલ સર્વ જગત્, તેના અધિષ્ઠાન બ્રહ્મથી કાંઈ જૂદું નથી માત્ર મિથ્યાજ છે. આમ જગત્‌નું અર્થાત્ ઈશ્વરરચિત દ્વૈતનું મિથ્યાત્વ માની—તેનો બાધ કરી અદ્વૈત બ્રહ્મ જાણવાને શક્ય છે, પણ તેનો નિષેધ કરવાથી અદ્વૈત જાણી શકાતું નથી, જેઓ ઈશદ્વૈતનો નિષેધ એ જ અદ્વૈતજ્ઞાનનો પ્રયોજક છે

1. શ્વેતાશ્વતરોપનિષદ્ અ. ૫ મો મંત્ર ૧૩ મો. (૨). શ્વેતા. અ. ૪ મં. ૧૬ મો.

એમ માને છે, તેઓનું એ માનવું ભૂલ ભરેલું છે, કેમકે પ્રલયકાળમાં ઇશદ્વૈતનો નિષેધ થઇ જાય છે; અર્થાત્ તે વખતે અદ્વૈત જ્ઞાનના વિરોધરૂપ ઇશ્વરરચિત દ્વૈત રહેતું નથી, તો વાદીના મત પ્રમાણે અદ્વૈત જ્ઞાન ઉદ્ભવવું જોઇએ; પણ તે વખતે ગુરૂ, શાસ્ત્ર, વગેરેનો અભાવ હોવાથી અદ્વૈત જાણવાને અશક્ય છે. ફલિતાર્થ એ કે ઇશ્વરદ્વૈતનો નાશ કે નિષેધ એ અદ્વૈતજ્ઞાનનો હેતુ નથી, પણ તેનું મિથ્યાત્વ જ્ઞાન હેતુ છે. જિજ્ઞાસુએ બરાબર સમજી રાખવું કે જે કાંઇ જગત્ આપણને બાહ્યદૃષ્ટિથી સમજાય છે, તે કાંઇ નથી, એમ સમજવાનું નથી; પણ જે છે તે માત્ર દેખાવા રૂપે પણ મિથ્યા છે. સર્વ અદ્વૈતરૂપ–બ્રહ્મરૂપ છે, એમ સમજવું એ યથાર્થ જ્ઞાન છે. એ જ બ્રહ્મજ્ઞાન છે. ૪૦–૪૧.

**अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम् ।**
**अपनेतुमशक्यं चेत्यास्तां तद् द्विष्यते कुतः ॥ ४२ ॥ २५९**

**શબ્દાર્થ:—ઈશ્વરનિર્મિત દ્વૈત [અદ્વૈતનું] અબાધક અને સાધક [છે] વળી [તે] નિવારણ કરવાને અશક્ય [છે]. એ પ્રકારે [છે માટે] તે [ભલે] હો. [તમે એનો] કેમ દ્વેષ કરાય છે (કરો છો)? ૪૨.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે ઇશ્વરદ્વૈતનો નાશ અદ્વૈતજ્ઞાનનું કારણ નથી, ત્યારે તો અદ્વૈતજ્ઞાન થવામાં પણ ઇશ્વરદ્વૈત છે એમ થયું. હા તેમ છે; પણ અદ્વૈતજ્ઞાન થવામાં તે બાધ કરતું નથી પરંતુ તેમાં તે અબાધક છે. તે અબાધક છે, એટલુંજ નહિ પણ તેને મિથ્યા માનવામાં અદ્વૈતજ્ઞાનની ઉત્પત્તિ સંભવે છે; માટે ઉલટું તે તો અદ્વૈતજ્ઞાનનું સાધક છે. ગુરૂરૂપે અને શાસ્ત્રરૂપે તો વળી તે જ્ઞાનનું સાધન છે. તે જ્ઞાનનું સાધન ને સાધક હોવાથી આકાશરૂપ ઇશ્વરદ્વૈતને જેમ નિષેધ કરી શકાતું નથી તેમ તેને પણ નિષેધ કરી શકાતું નથી. તે ભલે હો. તમે નાહક તેનો દ્વેષ શા માટે કરો છો? ૪૨.

### ૨ જીવદ્વૈતનો ભેદપૂર્વક ત્યાગ ૨૬૦–૨૮૬

#### ૧ શાસ્ત્રીયદ્વૈતનું યુક્તિપૂર્વક ગ્રહણ અને ત્યાગ. ૨૬૦–૨૬૫.

**जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।**
**उपाददीत शास्त्रीयमातत्त्वस्यावबोधनात् ॥ ४३ ॥ २६०**
**आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।**
**बुद्धे तत्त्वे तच्च च हेयमिति श्रुत्यनुशासनम् ॥ ४४ ॥ २६१**

**શબ્દાર્થ:—જીવરચિત દ્વૈત તો શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એમ બે પ્રકારનું છે. [ તેમાંનું ] શાસ્ત્રીયદ્વૈત, તત્ત્વનું જ્ઞાન થતાં સુધી સ્વીકારવું. (૪૩). આત્મારૂપી બ્રહ્મના વિચાર, એરૂપ નામવાળું શાસ્ત્રીયદ્વૈત, મનોમય જગત્ છે. તત્ત્વને જાણ્યે સતે તે હેય છે. એ પ્રકારે ભગવતી શ્રુતિનો આદેશ છે. ૪૪.**

**વિવેચન:**—ઉપર ૪૨ મા શ્લોક સુધીમાં ઇશ્વરરચિત દ્વૈતવિષે વિવેચન કર્યું છે. હવે જીવરચિત દ્વૈત સંબંધી બોલે છે. તે શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એમ બે પ્રકારનું છે. શાસ્ત્રીયદ્વૈત શાસ્ત્રે પ્રતિપાદન કરેલું એવું માનસ જગત્ છે. એ ગ્રહણ કરવા યોગ્ય છે,

પણ તે વસ્તુજ્ઞાન થતાં સુધી; પછી નહિ. બ્રહ્મવિચાર એ જ શાસ્ત્રીયદ્વૈત; તે શ્રવણ અને મનન એટલે મનની કલ્પનાવાળું છે, માટે માનસ જગત્ કહેવાય છે. શ્રવણમનનથી બ્રહ્મનો નિર્ણય થઇ જાય એટલે તે દ્વૈત હેય-ત્યાગ કરવા યોગ્ય છે. आसुप्तेरामृतेः कालं नयेद्वेदांत चिंतया 'નિદ્રા અને મરણ સુધીનો કાળ વેદાંતવિચારવડે ગાળે' આ વાક્યને લઇને વાદી શંકા કરે છે કે, આ વાક્યમાં મરણ સુધી વેદાંત વિચારવાનું કહેલું છે; ને તમે તો જ્ઞાન થતાં સુધી શાસ્ત્રીય દ્વૈતને ઉપાસવા ભલામણ કરો છો એ બને કેમ? ગ્રંથકાર ઉત્તર આપે છે કે, ભગવતી શ્રુતિનો એવો આદેશ છે કે તત્ત્વ જાણ્યા પછી શાસ્ત્રીયદ્વૈત હેય છે. ભવતુ! શ્રુતિની ઉક્તિ પ્રમાણે જ્ઞાન થતાં સુધી વેદાંતવિચાર કરવો એમ માનીએ પણ ઉપરના વાક્યમાં તો 'સુષુપ્તિ પર્યંત' એવા શબ્દો છે, તેનો આવા ઉત્તરથી કાંઈ ખુલાસો થયો સંભવતો નથી. સિદ્ધાંતી કહે છે કે તેનો ખુલાસો ઉપર બતાવેલા શ્લોકના પૂર્વાર્દ્ધ दद्यान्नावसरं किंचित् कामादीनां मनागपि 'કામાદિને કોઈ પણ વખત કાંઈ પણ અવકાશ આપવો નહિ,' પ્રમાણે સંભવિત છે, કામાદિ જે જીવન્મુક્તિના સુખના વિરોધી છે, તેમને ચિત્તમાં જરા પણ પેસવા દેવાનો વખત આપવો નહિ. અર્થાત્ જાગ્રદવસ્થામાં વ્યવહારનાં જૂદાં જૂદાં સાધનોવડે તે ચિત્તમાં પેશી જાય છે, સ્વપ્નાવસ્થામાં પણ તે પેસે છે; માટે જ્યાં સુધી સુષુપ્તિ આવે ત્યાં સુધી વેદાંતવિચાર કરવો જેથી કામાદિક ચિત્તમાં દાખલ થઈ શકે નહિ એવો એ શ્લોકનો ભાવ છે. આ સઘળું સાધનદશામાં છે. બ્રહ્મજ્ઞાન થયા પછી કામાદિકને ચિત્તમાં પેસવાનો સંભવ નથી, માટે તે પછી વેદાંતવિચાર એટલે શાસ્ત્રીયદ્વૈત હેય છે. ૪૩-૪૪.

બ્રહ્મ જ્ઞાનના ઉત્તરકાળમાં આ શાસ્ત્રીયદ્વૈત હેય છે. એમ પ્રતિપાદન કરનારી શ્રુતિઓને નીચેના ચાર શ્લોકથી ઉદાહરે છે.—

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः।**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत् तान्यथोत्सृजेत् ॥ ४५ ॥** २६२
**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः।**
**पलालमिव धान्यार्थी त्यजेद् ग्रंथमशेषतः ॥ ४६ ॥** २६३
**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः।**
**नानुध्यायान् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत् ॥४७॥** २६४
**तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ।**
**यच्छेद् वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥४८॥** २६५

**શબ્દાર્થઃ—બુદ્ધિમાન્ શાસ્ત્ર ભણીને અને ફરી ફરી [ તેનું ] મનન કરીને પરબ્રહ્મને જાણીને [ પછી ] ઉલ્કાની પેઠે તેઓ ( શાસ્ત્રો )નો ત્યાગ કરે. ( ૪૫ ). બુદ્ધિમાન્ ગ્રંથને ભણીને પરોક્ષ અને અપરોક્ષ અનુભવમાં કુશળ થયો સતો, ધાન્યને ઇચ્છતો [ ખેડૂત ] જેમ ભૂંસાને, [તેમ] સંપૂર્ણ રીતે ગ્રંથનો ત્યાગ કરે. ( ૪૬ ). ધીર બ્રાહ્મણ તેને જ વિશેષે કરીને જાણે [ અને બ્રહ્મમાં ] પ્રજ્ઞા કરે. બહુ શબ્દોને ન બોલે [ કેમકે ] તે માત્ર વા-**

**ણીનો શ્રમ જ છે. (૪૭). 'તે એકને જ જાણો. અન્ય વાણીવિલાસોને મૂકી જ દો' 'જ્ઞાની વાણીને મનમાં લય કરે' ઈત્યાદિ ઘણી શ્રુતિઓ સ્પષ્ટ છે. ૪૮.**

**વિવેચનઃ**—મેધાવી એટલે વિવેકાદિયુક્ત બુદ્ધિમાન્ અધિકારી તે, શ્રીગુરૂમુખથી શ્રવણ કરીને શાસ્ત્રનું અધ્યયન કરે અને વારંવાર વિચારરૂપ મનન કરીને, કોઈ પણ જાતના સંશયવિપર્યય રહિત પરબ્રહ્મને વિશેષ કરીને જાણે. અને એમ જાણ્યા પછી, રાંધી રહ્યા કેડે સળગતાં લાકડાંનો જેમ ત્યાગ કરવામાં આવે છે તેમ સર્વ શાસ્ત્રનો ત્યાગ કરે. અર્થાત્ બ્રહ્મધ્યાનમાં જ રહે. એ જ મેધાવી કેવી રીતે શાસ્ત્રનો ત્યાગ કરે તેનું બીજું પણ દૃષ્ટાંત આપે છે. શ્રીગુરૂવાક્યથી, શાસ્ત્રવાક્યથી તથા શ્રવણ અને મનનથી સર્વ જગત્નું મિથ્યાપણું જણાઈ બ્રહ્મ અને આત્માની એકતાનો જેનાથી નિર્ણય થાય છે તે જ્ઞાન, અને શ્રીગુરૂશાસ્ત્રવાક્ય તથા નિદિધ્યાસનથી પોતે જ બ્રહ્મ છે એવો નિશ્ચય તે વિજ્ઞાન, આ જ્ઞાન વિજ્ઞાનમાં તત્પર એવો મેધાવી, માત્ર ધાન્યને જ ઇચ્છતો ખેડૂત ડાંગરના ફુસકાનો જેમ ત્યાગ કરે છે તેમ શાસ્ત્રનો ત્યાગ કરે. અત્રસ્થ ૪૭ મો શ્લોક, બૃહદારણ્યકના ૪ અધ્યાયના ૪ થા બ્રાહ્મણની ૨૧ મી કંડિકા છે. તેમાં પણ એવો જ અર્થ છે. એટલે કે બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન તે ધીર, અને બ્રહ્મ થવાને ઇચ્છતો તે બ્રાહ્મણ કહેવાય છે. એવો પુરૂષ પ્રત્યગભિન્ન પરમાત્માને વિશેષ જાણીને તેમાં જ નિષ્ઠા કરે અખંડાકારવૃત્તિ કરે. અને * બહુ શબ્દોને ન બોલે, શ્રુતિરૂપ ૪૮ મો શ્લોક પણ આ જ અર્થ બતાવે છે. ૪૫—૪૮.

### ૨ અશાસ્ત્રીય દ્વૈતના પ્રકાર. ૨૬૬—૨૭૦.

**अशास्त्रीयमपि द्वैतं तीव्रं मंदमिति द्विधा ।**
**कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ४९ ॥ २६६**
**उभयं तत्त्वबोधात्प्राक् निवार्यं बोधसिद्धये ।**
**शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥ ५० ॥ २६७**
**बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये ।**
**कामादिक्लेशबंधेन युक्तस्य न हि मुक्तता ॥ ५१ ॥ २६८**

**શબ્દાર્થઃ—અશાસ્ત્રીયદ્વૈત પણ તીવ્ર [અને] મંદ એ રીતે બે પ્રકારનું [છે]. કામક્રોધાદિક તીવ્ર [છે અને] તે પ્રમાણે બીજું શેખસલ્લીના વિચારરૂપ [છે તે મંદ છે]. (૪૯). [તે] બન્ને (દ્વૈત) તત્ત્વબોધ થતાં પહેલાં બોધની સિદ્ધિને માટે નિવારણ કરવા યોગ્ય છે, કેમકે શમ અને ચિત્તની એકાગ્રતા સાધનોમાં સાંભળેલી છે. (૫૦). વળી બોધ પછી [પણ]**

---

* વસ્તુ ઓળખાયા પછી—બ્રહ્મજ્ઞાન થયા પછી શાસ્ત્ર માત્રનો ગડબડાધ્યાય મૂકી દેવો, કેમકે એ ઘણા શબ્દો બોલવા તે તો વાણીનો પ્રલાપ છે. ફક્ત પ્રણવનું ઉચ્ચારણ કરવું. જ્યાં સુધી પ્રારબ્ધ ભોગવવાને સ્થૂળ શરીરરૂપે જીવવું ત્યાં સુધી કેવળ પ્રણવમાં જ ધ્યાન રાખવું એવો ભાવ છે.

**જીવન્મુક્તિની પ્રસિદ્ધિને માટે તે હેય છે; [ કેમકે ] કામાદિ ક્લેશરૂપ બંધવડે યુક્ત [ છે, તે ] ને ખરેખર ! મુક્તપણું [ ઘટતું ] નથી. ૫૧.**

**વિવેચન:**—શાસ્ત્રીયદ્વૈતનું જ્યારે જ્ઞાન થતાં સુધીમાં ગ્રહણ બતાવ્યું છે, ત્યારે આ બન્ને પ્રકારના અશાસ્ત્રીયદ્વૈતનો જ્ઞાન થતાં પહેલાં ત્યાગ બતાવવામાં આવે છે. અશાસ્ત્રીય એટલે શાસ્ત્રવિરૂદ્ધનું, શાસ્ત્રે જેનો નિષેધ કરેલો છે તેવું દ્વૈત. અશાસ્ત્રીય દ્વૈતનો શાસ્ત્ર નિષેધ કરે છે એવું કારણ એ છે કે તે જ્ઞાન થવાના સાધનમાં વિઘ્ન કરે છે. જ્ઞાન થવા સારૂ [૧] શમ અને [૨] સમાહિતત્વ સાંભળેલાં છે. સાંભળેલાં છે એટલે શ્રુતિમાં તે બતાવેલાં છે, એમ સમજવું. શમ અને સમાહિતત્વ ( ચિત્તની એકાગ્રતા ) એ બન્નેની સિદ્ધિ થવાને માટે અશાસ્ત્રીય દ્વૈતને જ્ઞાન થતાં પહેલાં તજવું જોઇએ. જ્યારે જ્ઞાન થતાં પહેલાં તેને તજવું ત્યારે જ્ઞાન થયા પછી પાછું સ્વીકારવું એમ નથી. તે તો જ્ઞાન થયા પછી પણ સર્વદા સર્વથા સર્વત્ર હેય જ છે. એના હેયત્વથી જ જીવન્મુક્તિની પ્રસિદ્ધિ છે; કેમકે કામ, ક્રોધ, ક્લેશરૂપ બંધ જ્યાં સુધી પુરૂષને વળગેલા છે, ત્યાંસુધી તેને મુક્તત્વ નથી. જીવન્મુક્તપણું અશાસ્ત્રીય દ્વૈતના વ્યતિરેકવડે જ સિદ્ધ છે. ૪૯—૫૧.

**जीवन्मुक्तिरियं माऽभूज् जन्माभावे त्वहंकृती ।**
**तर्हि जन्माऽपि तेऽस्त्वेव स्वर्गमात्रात् कृती भवान् ॥५२॥२६९**
**क्षयातिशयदोषेण स्वर्गो हेयो यदा तदा ।**
**स्वयं दोषतमात्माऽयं कामादिः किं न हीयते ॥ ५३ ॥ २७०**

**શબ્દાર્થ:—હું તો [ ભાવી ] જન્મના અભાવમાં કૃતાર્થ છું. [ એવી ] આ જીવન્મુક્તિ મને માં હો ! [જ્યારે] સ્વર્ગ માત્રથી તું કૃતાર્થ [ છે ] ત્યારે તો તારે જન્મ પણ થાય જ. ( ૫૨ ). જ્યારે ક્ષય અને અતિશયરૂપ દોષવડે [ યુક્ત ] સ્વર્ગ હેય છે ત્યારે પોતાની મેળે જ અત્યંત દોષ સ્વરૂપ છે જેનું એવા કામાદિ કેમ નથી છોડાતા ? ૫૩.**

**વિવેચન:**—વાદી કહે છે કે જેઓ જન્મમરણરૂપ સંસારથી ઉદાસ થઈ ગયા છે, તેવાઓને ભાવી જન્મના અભાવરૂપ પરમ પુરૂષાર્થ આ જીવન્મુક્તિ છે. તો તેવી જીવન્મુક્તિ મને માં હો ? કેમકે આવી જીવન્મુક્તિથી શો લાભ છે ? હું તો આ જીવન્મુક્તિને ક્ષણિક સુખરૂપ માનું છું. સિદ્ધાંતી ઉત્તર આપે છે કે ઐહિક સુખની નિવૃત્તિના ભયથી જો તને જીવન્મુક્તિ અગ્રાહ્ય છે, તો પછી સ્વર્ગાદિક સુખની નિવૃત્તિના ભયથી તને વિદેહ મુક્તિ પણ અગ્રાહ્ય જ હશે, એમ અમને લાગે છે; માટે તારે તો જન્મ પણ ભલે હો. કેમકે તું તો સ્વર્ગ પ્રાપ્તિમાં જ તને પોતાને કૃત્તાર્થ થયો એમ સમજે છે. જો તું એમ કહેતો હોઉં કે સ્વર્ગમાં તો પોતાનાં પુણ્યફળ ભોગવાતાં સુધી જ રહી શકાય છે; પછી તો તેનો ક્ષય થાય છે, માટે સ્વર્ગસુખને ક્ષય દોષ લાગે છે; અને વળી સ્વર્ગમાં આપણા કરતાં વધારે પુણ્યવાન્ મનુષ્યોને જોઈ આપણને ઇર્ષ્યા થાય છે એટલે સ્વર્ગસુખમાં અતિ-

---

૧ અત્ર શમવડે કામાદિરૂપ તીવ્ર જીવદ્વૈતનો અને.
૨ સમાહિતત્વવડે મનોરાજ્યરૂપ મંદ જીવદ્વૈતનો નિષેધ બતાવ્યો છે,

શયરૂપ દોષ લાગે છે, માટે તે તો અમારે અગ્રાહ્ય છે. ત્યારે તો મારે તને એટલું જ કહેવું જોઇએ કે આવા દોષવાળું જો સ્વર્ગ તું કબૂલ કરતો નથી તો ધર્માદિરૂપ સકળ પુરૂપાર્થના ઘાતક એવા અને પોતાની મેળે જ અત્યંત દોષરૂપ એવા કામાદિક તને કેમ ગ્રાહ્ય છે? ન જ હોવા જોઇએ. અર્થાત્ જીવન્મુક્ત અવસ્થા જ ગ્રાહ્ય છે. પર—પ૩.

**૩ અશાસ્ત્રીય તીવ્ર માનસદ્વૈત હેય છે. ૨૭૧—૨૭૫.**

**तत्त्वं बुद्ध्वाऽपिकामादीन्निशेषं न जहासि चेत् ।**
**यथेष्टाचरणं ते स्यात् कर्मशास्त्रातिलंघिनः ॥ ५४ ॥ २७१**
**बुद्धाद्वैतस्वतत्त्वस्य यथेष्टाचरणं यदि ।**
**शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥ ५५ ॥ २७२**

**શબ્દાર્થ:—તત્ત્વને જાણીને પણ જો [ તું ] કામાદિને નિ:શેષ છોડતો નથી તો કર્મશાસ્ત્રને ઉલ્લંઘન કરનાર એવો જે તું તેનું યથેષ્ટાચરણ થાય. ( ૫૪ ). અદ્વૈત બ્રહ્મને જેણે જાણ્યું છે એવાનું જો યથેષ્ટાચરણ [ થાય તો ] અપવિત્ર ભક્ષણમાં શ્વાનનો અને તત્ત્વ જાણનારનો ભેદ જ શો? ૫૫.**

**વિવેચન:**—વૈરાગ્યાદિનું સંપાદન કરીને અત્યંત અનર્થના હેતુરૂપ કામાદિને જ્ઞાન થતાં સુધીમાં ત્યાગવા એ વાત કદાચ ઠીક છે, તોપણ જ્ઞાન થયા પછી આ અશાસ્ત્રીય તીવ્ર માનસ જગતરૂપ કામાદિનો સ્વીકાર માત્ર સુખદુ:ખના અનુભવને માટે જ કરવામાં આવે તો તેમાં શું ખોટું છે? એવી શંકાના સમાધાનને માટે ૨૭૭ થી ૨૭૫ સુધીના શ્લોક છે. કામાદિક સર્વદા હેય જ છે. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગનો અસ્વીકાર બતાવે છે એ આપણે જાણીએ છીએ. તત્ત્વજ્ઞાની થઇને કર્મમાર્ગ ઉલ્લંઘન કરેલો પુરૂપ, 'હું તત્ત્વવેત્તા છું–તત્ત્વરૂપ છું, મને આત્માને કોઈ જાતનો બાધ નથી, ઈંદ્રિયો ઈંદ્રિયોના ધર્મમાં પ્રવર્ત્તે તેમાં મારે કાંઈ લેવા દેવા નથી' એમ સમજી સમજાવી પોતાની તત્ત્વજ્ઞતાના અભિમાનવડે કામાદિકનો સ્વીકાર કરે તો તેમ કરવું એ તેનું યથેષ્ટાચરણ—સ્વચ્છંદી કે મનસ્વી આચરણ જ કહેવાય. આચરણ જ્યારે યથેષ્ટ થાય ત્યારે ગ્રાહ્યાગ્રાહ્ય કે અભક્ષ્યાભક્ષ્યનો પણ વિવેક નીકળી જાય. તત્ત્વજ્ઞાનીમાં જ જો આમ જોવામાં આવે, તો પછી તે તત્ત્વજ્ઞાની અને શ્વાનમાં, વ્યવહાર શો ભેદ દેખે ? ગ્રંથકર્ત્તાએ પૂજ્યપાદ સુરેશ્વરાચાર્યનો આ ૫૫ મો શ્લોક ઉદાહરણરૂપે પોતે લીધો છે. ૫૪—૫૫.

**बोधात् पुरा मनोमात्रदोषात् क्लिश्नास्यथाऽधुना ।**
**अशेषलोकनिन्दा चेत्यहो ते बोधवैभवम् ॥ ५६ ॥ २७३**
**विड्वराहादितुल्यत्वं मा कांक्षीस्तत्त्ववेद् भवान् ।**
**सर्वधीदोषसंत्यागात् लोकैः पूज्यस्व देववत् ॥ ५७ ॥ २७४**

**શબ્દાર્થ:—બોધની પૂર્વે મનોમાત્ર દોષથી તું કલેશ પામે છે, (પામતો ) અને હવે જ્ઞાનદશામાં સર્વે લોકમાં નિંદા [સહન કરે છે]: આ પ્રકારે તારો બોધનો વૈભવ બહુ મોટો છે !! ( ૫૬ ). હે તત્ત્વને જાણનારા બ્રહ્મ-**

**જ્ઞાની! [ તું ] વિષ્ટા ખાનાર ભુંડની સમાનતા માં ઈચ્છ [ પણ ] સર્વ બુદ્ધિ-દોષના ત્યાગથી માણુસોવડે દેવની પેઠે પૂજા. ૫૭.**

**વિવેચનઃ**—જ્યાંસુધીમાં જ્ઞાનદશાની પ્રાપ્તિ થઈ ન હોતી ત્યાંસુધીમાં કામક્રોધાદિક માત્ર ચિત્તના દોષથી જ તને ક્લેશ થતો હતો અને હવે તો બધા લોકો તારા યથેષ્ટાચરણની નિંદા કરે છે તે પણ તારે સહન કરવી પડે છે. અર્થાત્ નિંદાના સહન કરવારૂપ તારે બમણો ક્લેશ સહન કરવો પડે છે. જે જ્ઞાનદશા ક્લેશ માત્રનું ઉચ્છેદન કરનારી છે તે જ જ્ઞાનદશા જો ક્લેશ વધારે છે, તો તો તારા જ્ઞાનનો વૈભવ બહુ મોટો જ ગણાય ! ! આ યથેષ્ટાચરણથી તારૂં જ્ઞાન નિરર્થક થાય છે; માટે હે ભાઈ ! વિષ્ટાઆદિ મલિન પદાર્થ ખાનારાં ગામનાં ભુંડીઆંના જેવી અવસ્થાને તું ઇચ્છ માં. તારાં આચારણવડે સર્વ લોક બુદ્ધિમાંથી સર્વ દોષમાત્ર નાશ પામે એમ તું વરત અને પછી દેવની પેઠે પૂજા. ૫૬—૫૭.

**काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः ।**

**प्रसिद्धा मोक्षशास्त्रेषु तानन्विष्य सुखी भव ॥ ५८ ॥ २७५**

**શબ્દાર્થઃ—કામ્યાદિકમાં દોષદૃષ્ટિ આદિ કામાદિના ત્યાગના હેતુ, મોક્ષશાસ્ત્રમાં પ્રસિદ્ધ [ છે ], તેઓને વિચારીને [ તું ] સુખી થા. ૫૮.**

**વિવેચનઃ**—સદા સર્વદા હેય એવા અનર્થના હેતુરૂપ કામાદિનો ત્યાગ કેમ કરી શકાય તે આ શ્લોકમાં બતાવે છે. જે કામનાના વિષય છે તેઓ કામ્ય કહેવાય છે. માળા, ચંદન, સ્ત્રી અને જગત્માંના તમામ ભોગ્ય પદાર્થો કામ્ય છે, માટે બધાઓનો સમૂહ બતાવનાર શબ્દ કામ્યાદિ છે. કામ્ય વિષયોમાં અનિત્યતા અને અતિશયતા એવા દોષો છે. આ રીતના કામ્યાદિ દોષનું અવલોકન, તે કામ્યાદિ દોષદૃષ્ટિ કહેવાય છે. હવે કામરૂપ દોષને જોવાય છે, અને ક્રોધરૂપ દોષને વિચારાય છે, ને તેથી તેમનો ઉચ્છેદ થાય છે. એમ તેમની કૃતિઓ જૂદી જૂદી હોવાથી **'કામ્યાદિદોષદૃષ્ટયાદિ'** એવો શબ્દ મૂળમાં વાપર્યો છે. કામાદિકમાં દોષદૃષ્ટિ આદિક કૃતિ તે, તે ( કામાદિક )ના ત્યાગના કારણરૂપ થાય છે; એટલે સ્ત્રી આદિક કામ્યમાં તેના ઉપભોગની પહેલાં જ દોષદૃષ્ટિ કરવી તેથી કામ—ઇચ્છાની શાંતિ થાય છે; અને ક્રોધ સર્વ અનર્થ કરનાર, પોતાના રૂધિરને બાળનાર, અપયશ આપનાર, ધર્મ અને ધનનો નાશ કરનાર છે, એમ વિચારવું એ, ક્રોધને શાંતિ કરનાર છે. શ્રીમદ્ભાગવત, શ્રી આત્મપુરાણ અને શ્રી યોગવાસિષ્ઠ આદિ મોક્ષશાસ્ત્રમાં તે પ્રસિદ્ધ છે. કામાદિના ત્યાગના હેતુરૂપ આ સાધનોનો સંપૂર્ણ વિચાર કરીને હે મુમુક્ષુ! તું સુખી થા.૫૮.

**૪ મંદ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ અને તેનો ઉપાય. ૨૭૬—૨૮૬.**

**त्यज्यतामेष कामादिर्मनोराज्ये तु का क्षतिः ।**

**अशेषदोषबीजत्वात् क्षतिर्भगवतेरिता ॥ ५९ ॥ २७६**

**શબ્દાર્થઃ—આ કામાદિને ત્યાગ કરો પણ મનોરાજ્યમાં શી હાનિ છે ? [ ઉત્તર ] સઘળા દોષોનું બીજપણું હોવાથી શ્રીકૃષ્ણપરમાત્માએ [ તેથી પણ ] હાનિ કહેલી છે. ૫૯.**

**વિવેચનઃ**—કામાદિદોષ પ્રત્યક્ષ રીતે અનર્થનું કારણ છે માટે તેઓનો ત્યાગ હોય તો ભલે હો, પણ મનોરાજ્ય કાંઈ પ્રત્યક્ષ અનર્થનું કારણ નથી માટે એ મંદ અશાસ્ત્રીયદ્વૈત

જો ત્યાગવામાં ન આવે તો તેથી શી હાનિ થવાની છે? એમ વાદીનો પ્રશ્ન છે. સિદ્ધાંતી ઉત્તર આપે છે કે, મનોરાજ્ય પ્રત્યક્ષ રીતે અનર્થતાનું કારણ નથી તો ચાલ્યું પણ પરંપરાવડે તે સઘળા દોષોનું કારણ છે, એટલા માટે તે ત્યાજ્ય છે, શ્રીકૃષ્ણ પરમાત્માએ ભગવદ્‌ગીતાના ૨ જા અધ્યાયના ૬૩ મા શ્લોકમાં તેમ બતાવ્યું છે. એ શ્લોકને ગ્રંથકર્તા અત્ર પ્રમાણ દાખલ ઉતારી બતાવે છે. ૫૯.

**ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।**

**संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते॥६०॥ २७७**

**શબ્દાર્થ:—વિષયોનું ધ્યાન કરનારા પુરૂષોને તે ( વિષયો )માં આસક્તિ ઉપજે છે, આસક્તિથી કામના ઉત્પન્ન થાય છે, [ અને ] કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૦.**

**शक्यं जेतुं मनोराज्यं निर्विकल्पसमाधितः ।**

**सुसंपादः क्रमात् सोऽपि सविकल्पसमाधिना ॥ ६१ ॥ २७८**

**बुद्धतत्त्वेन धीदोषशून्येनैकान्तवासिना ।**

**दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥ ६२ ॥ २७९**

**શબ્દાર્થ:—નિર્વિકલ્પ સમાધિથી મનોરાજ્ય જીતવાને શક્ય છે. તે નિર્વિકલ્પ સમાધિ પણ સવિકલ્પ સમાધિવડે ક્રમથી અનાયાસે મેળવી શકાય એવી છે. ( ૬૧ ). જેણે બ્રહ્મતત્ત્વને જાણ્યું છે, જેની બુદ્ધિ દોષશૂન્ય છે, ને જે એકાંત વાસમાં રહેનાર છે, એવા પુરૂષે ૐકારને લાંબો ઉચ્ચાર કરી બોલવાથી સંકલ્પરૂપ વૃત્તિઓ જીતાય છે. ૬૨.**

**વિવેચન:**—મનોરાજ્યને નિવૃત્તિ પમાડવાનો ઉપાય નિર્વિકલ્પ સમાધિ છે. આ નિર્વિકલ્પ સમાધિ પણ સુખથી મેળવી શકાય છે. કેટલાક એમ કહે છે કે યમનિયમાદિક આઠે અંગોનું યથાર્થ અનુષ્ઠાન જેણે કર્યું હોય, તેને જ નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ છે; પણ તેમ જ નથી. શ્રી ગુરૂમુખથી શાસ્ત્રનું શ્રવણ કરી તેનું મનન કરી કરીને વિચારથી જેણે બ્રહ્મતત્ત્વ જાણેલું છે, અને એમ જાણવાથી જેની બુદ્ધિમાંના કામ, ક્રોધ, આદિક દોષ શૂન્યભાવ પામી ગયા છે, તથા જે પુરૂષ જનરહિત દેશના નિવાસવાળો છે તેણે, પ્રણવનો છ અથવા બાર [1] માત્રાના કાળ સુધી ઉચ્ચાર [2] કરવાથી—દરેક શ્વાસોચ્છ્‌વાસમાં કેવળ પ્રણવ જ આવવા જવાથી તેનું મનોરાજ્ય વિશેષ્ય કરીને જીતાય છે. ૬૧–૬૨

**जिते तस्मिन् वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।**

**एतत् पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥ ६३ ॥ २८०**

---

૧ એક દીર્ઘ અક્ષરના ઉચ્ચારણમાં જેટલો કાળ જાય તેને માત્રા કહે છે. કોઈ ઠેકાણે પોતાના ઢીંચણને ફરતો હાથ ફેરવી ચપટી વગાડતાં જે વખત થાય તેને પણ માત્રા કહી છે.

૨ પ્રણવનો જપ જૂદી જૂદી રીતે થાય છે; માટે જિજ્ઞાસુએ તે શ્રીગુરૂમુખથી જાણી લેવું. સાધારણ રીતે આપણે જેને 'ધૂન મચાવી' એમ કહીએ છીએ તેવી જ રીતે પ્રણવનો જપ પણ થાય છે. મુસલમાનોમાં જેને ' જરબ મારવી ' કહે છે તે પણ એક આવો જ ઉપચાર છે.

**શબ્દાર્થ:—તે (મનોરાજ્ય) જીત્યે સતે મન મૂગાની પેઠે વૃત્તિવગરનું થઈ જાય છે. આ અવસ્થા મહામુનિ શ્રીવસિષ્ઠે, શ્રીરામને બહુ પ્રકારે કહેલી છે. ૬૩.**

**વિવેચન:**—જ્યારે ઉપર બતાવ્યા ઉપાયવડે અભ્યાસીનું મનોરાજ્ય જીતાઇ જાય છે, ત્યારે મૂગો માણસ જેમ વાણીના સર્વ વ્યાપાર વગરનો દેખાય છે, તેમ મન પણ મનોરાજ્ય વગરનું થતાં પોતાના સંકલ્પવિકલ્પાદિ વ્યાપાર વગરનું થઈ જાય છે; ને તેવું દેખાય છે. ચિત્તની આ અવસ્થા યોગવાસિષ્ઠમાં મહામુનિ શ્રીવસિષ્ઠજીએ શ્રીરામચંદ્ર પ્રત્યે ઘણે પ્રકારે કહી બતાવી છે; તેમાંના બે શ્લોક ગ્રંથકર્તા ઉદાહરણ તરીકે નીચે લઈ બતાવે છે. ૬૩.

**दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।**
**संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥ ६४ ॥ २८१**
**विचारितमलंशास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।**
**संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥ ६५ ॥ २८२**

**શબ્દાર્થ:—દૃષ્ટાના વિષયરૂપ જગત્ નથી, એ પ્રકારે બોધવડે મનથી જો દૃશ્યનું નિવારણ સંપન્ન થયું તો પરમ નિર્વાણરૂપ નિરતિશય મોક્ષસુખ [ ઉત્પન્ન થયું ]. ( ૬૪ ). ( વેદાંત )શાસ્ત્રને પૂરેપૂરી રીતે વિચાર્યું [ હોય અને ] ઘણા કાળ સુધી પરસ્પર સંવાદથી તેની પ્રતીતિ કરી હોય [ એનાથી ઉત્પન્ન થયેલ ] સારી રીતે તજી છે વાસના જેની એવા મનના તૂષ્ણીભાવ સિવાય[ બીજું ] ઉત્તમ પદ નથી. ૬૫.**

**વિવેચન:**—नेह नानास्ति किंचन ' અહિંઆં નાનાત્વ કાંઇ પણ નથી ' ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મ વિના, કાંઈ પણ જગતનો અભાવ છે. આવા જગતના અભાવરૂપ જ્ઞાનવડે મનથી જે કાંઈ દૃશ્ય હતુ તેનું નિવારણ થયું, એટલે પછી જે અવશેષ રહ્યું તે જ પરમનિર્વાણ મોક્ષસુખ. અથવા વેદાંતશાસ્ત્રનું સારી રીતે વિચારપૂર્વક મનન થયું હોય, અને ગુરૂશિષ્યના સંવાદરૂપે ઘણા કાળ સુધી તે વાત ચર્ચાઈ અપરોક્ષ અનુભવની પ્રતીતિ થઇ હોય, એટલે પછી કાંઈ પણ કરવા જાણવાનું બાકી રહેતું નથી. આથી વાસના માત્રનો ત્યાગ થાય છે અને મન વૃત્તિ વગરનું થઇ તૂષ્ણીભાવ ( મૌનપણું ) ધારણ કરે છે. અર્થાત્ કોઈ પણ જાતની વાસનાના * બુદ્બુદ્ તેમાં ઉઠતા નથી ને પોતાના સ્વરૂપમાં લય પામે છે. આમ ચિત્તનો લય થયો એટલે તેનાથી આગળ કોઈ અધિક પુરૂષાર્થ નથી. ૬૪—૬૫.

**विक्षिप्यते कदाचिद् धीः कर्मणा भोगदायिना ।**
**पुनः समाहिता सा स्यात् तदैवाभ्यासपाटवात् ॥ ६६ ॥ २८३**

**શબ્દાર્થ:—[ જો ] કદાચિત્ ભોગ આપનાર કર્મવડે બુદ્ધિ વિક્ષેપ પામે [ તો ] અભ્યાસની દૃઢતાથી તે જ વખતે ફરીને [ પણ ] તે એકાગ્ર થાય છે. ૬૬.**

* પરપોટા.

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે ચિત્ત વૃત્તિઓ વગરનું થઈ ગયું હોય તો પણ સુખદુઃખ આપનાર પ્રારબ્ધ કર્મોની પ્રબળતાવડે વખતે બુદ્ધિમાં વિક્ષેપ આવી જાય; તથાપિ જે જ્ઞાનીનો અભ્યાસ બહુ દૃઢ છે તેને તે અભ્યાસની દૃઢતા વડે જ ફરીને પણ પાછી બુદ્ધિ તરત જ એકાગ્ર થઈ જાય છે. ૬૬.

**विक्षेपो यस्य नास्त्यस्य ब्रह्मवित्त्वं न मन्यते ।**
**ब्रह्मैवायमिति प्राहुर्मुनयः पारदर्शिनः ॥ ६७ ॥ २८४**
*** दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपतः ।**
**यस्तिष्ठति स तु ब्रह्मन् ब्रह्म न ब्रह्मवित् स्वयम् ॥६८॥ २८५**

**શબ્દાર્થ:—જેને વિક્ષેપ નથી તેનું બ્રહ્મને જાણવાપણું નથી મનાતું. [ પણ ] આ [ તો ] બ્રહ્મ જ [છે] એ પ્રકારે [ વેદાંતનો ] પાર પામનાર મુનીઓ કહેતા હુવા. ( ૬૭). જ્ઞાન અને અજ્ઞાનને છોડી દઇને જે પોતાની મેળે કેવળ ચિદ્રૂપથી રહે છે, તે તો હે બ્રહ્મન્ ! પોતે બ્રહ્મ [ જ છે ]. બ્રહ્મવિત્ નથી. ૬૮.**

**વિવેચન:**—જે પુરૂપ 'હું બ્રહ્મને જાણું છું અને નથી જાણતો' આમ બે રીતની પ્રતીતિની વાણી બોલતો નથી પણ તેને છોડીને પોતે અદ્વિતીયરૂપ ચૈતન્યમાત્રપણાવડે જ રહે છે તે પોતે બ્રહ્મ જ છે, પણ કાંઈ બ્રહ્મને જાણનાર છે એમ તેને કહેવાય નહિ. ૬૭—૬૮.

**जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।**
**लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद् विवेचितम् ॥ ६९ ॥ २८६.**

**શબ્દાર્થ:—જીવદ્વૈત છોડી દેવાથી આ જીવન્મુક્તિથી પરાકાષ્ઠા પમાય છે, એટલા માટે અહિઆં (આ પ્રકરણમાં) આ (જીવદ્વૈત) ને ઈશ્વરદ્વૈતથી જૂદું વિવેચન કર્યું [છે]. ૬૯.**

**વિવેચન:**—જીજ્ઞાસુને જ્ઞાનપ્રાપ્તિ થતાં સુધીમાં જૂદા જૂદા પ્રકારની અવસ્થા થાય છે. શાસ્ત્રમાં ઘણે ઠેકાણે તેને ભૂમિકા નામથી વ્યવહરી છે. સૌથી છેલ્લી ભૂમિ તે જીવન્મુક્તિની પરાકાષ્ઠા છે. બધી જાતના મનોમય જગતના ત્યાગથી તે અવસ્થા પ્રાપ્ત થાય છે; એટલા માટે આ દ્વૈતવિવેક પ્રકરણમાં ઈશ્વરરચિત જગતથી જીવરચિત જગત્ છૂટું પાડી–વિવેચન કરી બતાવ્યું છે. ૬૯.

**॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थप्रबोधिन्यां द्वैतविवेकः समाप्तः ॥**

---

* આ શ્લોક શ્રીવસિષ્ઠમુનીનો કહેલો છે.

## પ્રકરણ ૫ મું.

# મહાવાક્યવિવેક.

### ૧ 'प्रज्ञानं ब्रह्म' એ ઋગ્વેદના મહાવાક્યનો અર્થ. ૨૮૭-૨૮૮

#### ૧ 'प्रज्ञान' શબ્દનો અર્થ.

**येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च ।**

**स्वाद्वस्वादु विजानाति तत्प्रज्ञानमुदीरितम् ॥ १ ॥ २८७**

**શબ્દાર્થઃ—જેનાવડે [પુરૂષ] આને જુએ છે, સાંભળે છે, સુંઘે છે, સ્વાદુ અને અસ્વાદુ (રસ) ને જાણે છે, તે પ્રજ્ઞાન [છે એમ] કહેલું [છે]૧.**

**વિવેચનઃ—**બ્રહ્મ અને આત્માની એકતા એ મુમુક્ષુને મોક્ષનું સાધન છે, માટે મોક્ષ સિદ્ધિને સારૂ ચારે વેદમાંના મહાવાક્યના અર્થને નિરૂપણ કરતા આચાર્ય—ગ્રંથકર્ત્તા શ્રી **વિદ્યારણ્ય** સ્વામી, આ પ્રકરણના પ્રારંભમાં ઋગ્વેદના ઐતરેયોપનિષદ્માંના 'प्रज्ञानं ब्रह्म' એ મહાવાક્યનું વિવરણ કરવામાં પ્રથમ આ પહેલા શ્લોકવડે **પ્રજ્ઞાન** શબ્દનો અર્થ સ્પષ્ટ કરે છે. આપણને બધી બાહ્યવસ્તુઓ આંખોવડે દૃશ્ય થાય છે એમ વ્યવહાર સમજાવે છે. પણ ખરેખરી રીતે તો અંતઃકરણની વૃત્તિઉપહિત ચૈતન્ય, આપણાં નેત્રદ્વારા બહાર નીકળી તે વસ્તુના આકારે પરિણામ પામે છે, એથી બધા રૂપનો આપણને અનુભવ થાય છે. જેમ આંખોથી તેમજ કાન, જીભ, ચામડી, અને નાસિકાથી આપણને જ્ઞાન થાય છે તે, તે તે ઇંદ્રિયદ્વારા અંતઃકરણની વૃત્તિઉપહિત ચૈતન્યવડે જ થાય છે. આ જ્ઞાન એટલે દર્શન અથવા યોગ્ય રૂપાદિનું દેખવું, શબ્દમાત્રનું સાંભળવું, સુગંધદુર્ગંધનું જાણવું, સરસવિરસ વસ્તુઓના સ્વાદનું સમજવું, ટાઢુંઉનું ઓળખવું, એ જ્ઞાનેંદ્રિયથી અનુભવાતું સર્વ જ્ઞાન, તેમ જ વાણીથી શબ્દનું સ્પષ્ટ થવું વગેરે કર્મેંદ્રિયજન્ય સર્વ ક્રિયા, એ બધું જેનાથી આપણે જાણીએ કે કરીએ છીએ, તે, અંતઃકરણની વૃત્તિઉપહિત **પ્રજ્ઞાન** કહેવાય છે. ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણમાં ૬ ઠા. અધ્યાયના આરંભથી येन वा पश्यति 'જેણે કરીને જુએ છે' ઇત્યાદિવાક્યથી આરંભ કરી सर्वाणि एतानि प्रज्ञानस्य नामधेयानि 'એ સર્વ પ્રજ્ઞાનનાં નામ છે' એ અંતના વાક્ય સુધીમાંનાં વાક્યોનો આ શ્લોક સંક્ષેપ રીતે અર્થ બતાવે છે. ૧.

#### ૨ 'ब्रह्म' શબ્દનો અને વાક્યનો અર્થ.

**चतुर्मुखेंद्रदेवेषु मनुष्याश्वगवादिषु ।**

**चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि ॥ २ ॥ २८८**

**શબ્દાર્થઃ—બ્રહ્મા, ઇંદ્ર [ઇત્યાદિ] દેવોમાં; [અને] મનુષ્ય, ઘોડા, ગાય આદિ (પ્રાણીઓ)માં એક ચૈતન્ય [છે તે] બ્રહ્મ [છે]; એટલા માટે મારામાં પણ પ્રજ્ઞાન બ્રહ્મ છે. ૨.**

**વિવેચનઃ—**આ શ્લોકમાં મહાવાક્યમાં બતાવેલ **બ્રહ્મ** શબ્દનો અને એ આખા મહાવાક્યનો અર્થ સ્પષ્ટ કરે છે. ઉત્તમ જન્મવાળા બ્રહ્મા આદિ સર્વ દેવોમાં, મધ્યમ જન્મવાળા મનુષ્યમાં, અધમ જન્મવાળા ગાય, ભેંસ, ઘોડો, બકરી ઇત્યાદિ તમામ શરીરધારી

પ્રાણીઓમાં, વળી સ્થાવર એવા ઉદ્‌ભિજ્જોમાં, અને આકાશાદિ સર્વ મહાભૂતોમાં જગતના જન્મ અને લયના કારણરૂપ જે એક ચૈતન્ય છે તે બ્રહ્મ છે. આ જ્ઞાનરૂપ આત્મા બ્રહ્મ છે એવું एष ब्रह्मा एष इंद्रः 'આ બ્રહ્મા છે, આ ઇંદ્ર છે' એ વાક્યથી આરંભી પ્રજ્ઞાનં બ્રહ્મ 'જ્ઞાનરૂપ ચૈતન્ય સર્વનું અધિષ્ઠાન' ઇત્યાદિ વાક્ય સુધીમાં ભગવતી શ્રુતિએ જે અર્થ બતાવ્યો છે, તે જ અર્થને આ શ્લોકમાં ગ્રંથકર્તાએ સંક્ષેપથી કહી બતાવ્યો. વારૂ ઠીક છે! આમ **પ્રજ્ઞાન** અને **બ્રહ્મ** શબ્દનો અર્થ જાણવાથી શો લાભ છે? ગ્રંથકર્તા છેલ્લા ચરણથી બતાવે છે કે, જ્યારે આ ઉપર બતાવ્યું છે તેમ દેવાદિ સર્વ વ્યક્તિઓ અને સ્થાવર જંગમાત્મક સર્વ પદાર્થોરૂપે એક ચૈતન્ય જ સર્વત્ર વ્યાપેલું છે. બધે ઠેકાણે પ્રજ્ઞાનપણાનો અભેદ છે, તો પછી મારામાં પણ તે **પ્રજ્ઞાન બ્રહ્મ** સ્થિત છે. હું જ બ્રહ્મ છું. ૨.

## ૧ 'अहं ब्रह्मास्मि' એ યજુર્વેદના મહાવાક્યનો અર્થ. ૨૮૯–૨૯૦.

### ૧ 'अहं' પદનો અર્થ.

**परिपूर्णः परात्माऽस्मिन् देहे विद्याऽधिकारिणि ।**
**बुद्धेः साक्षितया स्थित्वा स्फुरन्नहमितीर्यते ॥ ३ ॥ २८९**

**શબ્દાર્થઃ—બુદ્ધિના સાક્ષીપણાવડે, જ્ઞાનના અધિકારી [એવા] આ દેહમાં રહીને, પરિપૂર્ણ પરમાત્મા સ્ફુરતો [સતો] હું એ પ્રમાણે કહેવાય છે. ૩.**

**વિવેચનઃ—**ઋગ્વેદના મહાવાક્યના અર્થનું નિરૂપણ કરીને યજુર્વેદના બૃહદારણ્યકોપનિષદ્‌માં કહેલા अहं ब्रह्मास्मि '**હું બ્રહ્મ છું**' એ મહાવાક્યના અર્થને પ્રગટ કરવા માટે પ્રથમ તેમાંના 'अहं' શબ્દનો અર્થ સ્પષ્ટ કરે છે. દેશ, કાળ ને વસ્તુના પરિચ્છેદ વગરનો તે પરિપૂર્ણ (સર્વના આત્મારૂપે છે, માટે તે પરિપૂર્ણ અને પરમાત્મા કહેવાય છે) પરમાત્મા માયાવડે કલ્પેલા જગત્‌માં શમ, દમ, આદિ જ્ઞાનના સાધનોવડે જે બ્રહ્મવિદ્યા સંપાદન કરવાને યોગ્ય છે એવા, અને શ્રવણમનન આદિ અનુષ્ઠાન કરવા યોગ્ય એવા આ મનુષ્યાદિ શરીરમાં બુદ્ધિના સાક્ષીપણાવડે, અર્થાત્ સૂક્ષ્મશરીરના અવભાસકરૂપે સ્થિત રહેલો છે. તેમાં રહીને તે સ્ફુરે છે—પ્રકાસે છે, અને એમ પ્રકાશવાથી તે લક્ષણાવડે अहं 'હું' એ શબ્દથી બોલાય છે. ૩.

### ૨ 'ब्रह्म' અને 'अस्मि' એ શબ્દોનો અને વાક્યનો અર્થ.

**स्वतः पूर्णः परात्मात्र ब्रह्मशब्देन वर्णितः ।**
**अस्मीत्यैक्यपरामर्शस्तेन ब्रह्म भवाम्यहम् ॥ ४ ॥ २९०**

**શબ્દાર્થઃ—અહિઆં બ્રહ્મ શબ્દવડે પોતાની મેળે પરિપૂર્ણ [એવો] પરમાત્મા વર્ણવેલો છે, [અને] 'છું' એ પ્રકારનો (શબ્દ) એકતાનું સ્મરણ કરાવનાર [છે] તેણે કરીને 'હું બ્રહ્મ છું'. ૪.**

**વિવેચનઃ—**'अहं ब्रह्मास्मि' એ મહાવાક્યમાં બ્રહ્મ શબ્દનો અર્થ ઉપરના ૨૮૯ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે સ્વભાવથી જે દેશકાળવસ્તુપરિચ્છેદ વગરનો છે, તે **પરમાત્મા** છે એવો, લક્ષણાવડે યોજ્યો છે; અને अस्मि 'છું' એ શબ્દવડે '**હું**' અને

'બ્રહ્મ' એ બે શબ્દના * સામાનાધિકરણ્યથી મેળવવાને યોગ્ય જીવ બ્રહ્મની એકતા સૂચવી છે. આમ જીવ અને બ્રહ્મની એકતા છે એટેલા ઉપરથી 'अहं ब्रह्मास्मि' '**હું બ્રહ્મ છું**' એમ સિદ્ધ છે. ૪.

## ૨ 'तत्त्वमसि' એ સામવેદના મહાવાક્યનો અર્થ. ૨૯૧–૨૯૨.

### ૧ 'तत्' પદનો અર્થ.

**एकमेवाद्वितीयं सन् नामरूपविवर्जितम् ।**
**सृष्टेः पुराऽधुनाऽप्यस्य तादृक्त्वं तदितीर्यते ॥ ५ ॥ २९१**

**શબ્દાર્થ:— સૃષ્ટિની પૂર્વે નામરૂપ વિનાનું એક જ અદ્વિતીય સત્ બ્રહ્મ [ હતું ]. હવણાં પણ આનું તેવાપણું 'તે' એ પ્રકારે કહેવાય છે. ૫.**

**વિવેચન:—** હવે સામવેદના છાંદોગ્યોપનિષદ્માંના 'तत्त्वमसि' મહાવાક્યનું વિવરણ કરે છે. આ મહાવાક્ય એ ઉપનિષદ્ના ૬ ઠ્ઠા અધ્યાયમાં છે. ઉદ્દાલક મુનીએ પોતાના પુત્ર શ્વેતકેતુને તેનો નવ વાર ઉપદેશ કર્યો છે તે ત્યાં જોવો. અત્ર ગ્રંથકર્ત્તા એ વાક્યનો અર્થ સ્પષ્ટ બતાવવા માટે પ્રથમ तत् પદનો અર્થ આ શ્લોકમાં બતાવે છે. एकमेवेति सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयमिति 'હે સોમ્ય આ જગત્ આગળ એક જ અદ્વિતીયરૂપ સત્ જ હતું' આ શ્રુતિ, સૃષ્ટિની પૂર્વે સ્વગતાદિ ભેદશૂન્ય અને નામરૂપ વગરનું એક સત્રૂપ બ્રહ્મ હતું તેને પ્રતિપાદન કરે છે. સૃષ્ટિના ઉત્તરકાળમાં પણ વિચારદૃષ્ટિથી જોતાં આ સદ્વસ્તુનું તેવાપણું જ સિદ્ધ છે; એને જ શ્રુતિ ભગવતી 'तत्' શબ્દમાં લક્ષણાવડે જણાવે છે. ૫.

### ૨ 'त्वं' અને 'असि' પદના અર્થ તથા વાક્યાર્થ.

**श्रोतुर्देहेंद्रियातीतं वस्त्वत्र त्वंपदेरितम् ।**
**एकता ग्राह्यतेऽसीति तदैक्यमनुभूयताम् ॥ ६ ॥ २९२**

**શબ્દાર્થ:—અહિંઆં ( મહાવાક્યમાં ) સાંભળનારનાં દેહ અને ઇંદ્રિયોથી પેલી તરફ ગએલી ( સદ્ ) વસ્તુ, 'તું' ( એ ) શબ્દવડે કહેલી છે, [ અને ] 'છું' એ પ્રકારના [ શબ્દવડે તેઓની ] એકતા ગ્રહણ કરાય છે; [ માટે ] તેની એકતા અનુભવ કરાઓ. ૬.**

**વિવેચન:—** શ્રવણાદિના અનુષ્ઠાનવડે મહાવાક્યના અર્થનો નિશ્ચય કરનાર શ્રોતાનાં શરીર અને ઇંદ્રિયોથી, અર્થાત્ સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીરથી આત્મા જૂદો અને તે ત્રણે શરીરના સાક્ષીરૂપે છે. તેઓથી વિલક્ષણ સદ્વસ્તુ છે. આ આત્મારૂપ સદ્વસ્તુને 'तत्त्वमसि' એ મહાવાક્યમાંના त्वं 'તું' એ શબ્દવડે લક્ષણાથી જાણી છે—મતલબ કે त्वं એ શબ્દવડે, દેહ અને ઇંદ્રિયો નહીં પણ તેના ચેતનરૂપ આત્માને ભાગત્યાગલક્ષણાવડે

* જૂદા જૂદા અર્થવાળા શબ્દો એક જ વિભક્તિમાં જોડાઈ જઈ તેઓ એક જ અર્થમાં પ્રવર્ત્તે તો તેને સામાનાધિકરણ્ય કહે છે એ પાછળ ૨ જા પૃષ્ઠની નોટમાં બતાવેલું છે. અત્ર ઉક્ત મહાવાક્યમાં 'अहं' અને 'ब्रह्म' શબ્દ ભિન્ન અર્થવાળા છતાં પ્રથમા વિભક્તિમાં જોડાઈ જઈ લક્ષણાથી તેઓ એક જ અર્થમાં પ્રવર્ત્તે છે—બ્રહ્માત્માની એકતા કરે છે, માટે સામાનાધિકરણ્ય છે.

સમજાયો છે; અને આ વાક્યમાં રહેલા असि 'છું' એ શબ્દવડે, तत् અને त्वं એ બંને શબ્દના સામાનાધિકરણ્યથી, તેમના અર્થ જણાવનાર બ્રહ્મ અને આત્માની એકતાની પ્રતીતિ કરાવેલી છે. જો આમ જ સિદ્ધ છે તો પછી મુમુક્ષુ પુરૂષોએ જીવ બ્રહ્મની એકતાનો અનુભવ કરાઓ. ૬

## ૪ 'अयमात्मा ब्रह्म' એ અથર્વણ વેદના મહાવાક્યનો અર્થ. ૨૯૩—૨૯૪.

### ૧ 'अयं' ને 'आत्मा' શબ્દનો અર્થ.

**स्वप्रकाशापरोक्षत्वमयमित्युक्तितो मतम् ।**
**अहंकाराऽऽदिदेहांतात् प्रत्यगात्मेति गीयते ॥ ७ ॥ २९३**

**શબ્દાર્થ:—अयं 'આ' એ પ્રકારની ઉક્તિથી સ્વપ્રકાશે યુક્ત અપરોક્ષપણું માનેલું છે [ અને ] અહંકારથી આરંભી દેહના અંત સુધીમાં [ જે રહેલો—અનુસ્યૂત છે તે ] આત્મા [ છે ] એમ કહેવાય છે. ૭.**

**વિવેચન:—**પાછળ ઋક્, યજુ: અને સામવેદમાંના મહાવાક્યોનો અર્થ સ્પષ્ટ કરી બતાવ્યો છે. હવે અથર્વણ વેદમાંના 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્યના અર્થને સ્પષ્ટ કરવા ઇચ્છતા ગ્રંથકર્તા, આરંભમાં તે મહાવાક્યના अयं **'આ'** आत्मा **'આત્મા'** એ બે શબ્દના અર્થને સ્પષ્ટ કરે છે. ધર્માધર્મ સંસ્કારનું અદૃષ્ટપણું છે, માટે, તે પરોક્ષ કહેવાય છે. આત્મા આ અદૃષ્ટની પેઠે પરોક્ષ નથી એમ બતાવવાને માટે, તથા ઘડો જે અપરોક્ષ છે તે પરપ્રકાસ્ય છે તેની પેઠે પરપ્રકાસ્ય નથી તેમ બતાવવાને માટે, મૂળ શ્લોકમાં **સ્વપ્રકાશ** અને **અપરોક્ષ** એવાં બે વિશેષણો આત્માને જોડેલાં છે. આત્મા સ્વપ્રકાશ યુક્ત અને અપરોક્ષ છે તે શ્રુતિ ભગવતીમાંના अयम् **'આ'** એ શબ્દવડે માનેલું છે. સાધારણ બુદ્ધિવાળા માણસો સ્થૂળદેહને આત્મા કહે છે તે અર્થ અત્ર આત્મા શબ્દનો નથી. આત્મા શબ્દનો અર્થ સ્થૂળદેહ છે જ નહિ. સ્થૂળદેહ નાશવંત છે ને આત્મા તો અવિનાશી છે. સ્થૂળદેહ આત્મા નથી એટલું જ નહિ, પણ સ્થૂળદેહનાં સાધનરૂપ ઈંદ્રિયો પણ આત્મા નથી; સૂક્ષ્મ શરીર પણ આત્મા નથી, તેમ સૂક્ષ્મના મંડાણરૂપ મન કે પ્રાણ પણ આત્મા નથી. વળી કારણરૂપ અહંકાર પણ આત્મા નથી. આત્મા તે બધાંનો સાક્ષી, ને તેમાં અનુસ્યૂત છતાં પણ જૂદો છે. ૭.

### ૨ 'ब्रह्म' શબ્દનો અર્થ અને વાક્યાર્થ.

**दृश्यमानस्य सर्वस्य जगतस्तत्त्वमीर्यते ।**
**ब्रह्मशब्देन तद् ब्रह्म स्वप्रकाशात्मरूपकः ॥ ८ ॥ २९४**

**શબ્દાર્થ:—દેખાતા સર્વ જગતનું તત્વ બ્રહ્મ શબ્દવડે કહેવાય છે. તે બ્રહ્મ સ્વપ્રકાશ આત્મ સ્વરૂપ [છે]. ૮.**

**વિવેચન:—**વ્યવહારમાં વપરાતા બ્રાહ્મણાદિક શબ્દમાં બ્રહ્મ શબ્દની યોજના જોવામાં આવે છે, એટલા માટે તે શબ્દોથી બ્રહ્મ શબ્દના અર્થને જૂદો બતાવવા સારૂ કહે છે કે, કેવળ દેખાતા મિથ્યારૂપ આકાશાદિ સર્વ જગતના અધિષ્ઠાનરૂપ તથા એ મિથ્યારૂપ સર્વ જગતના અંતમાં જે સીમારૂપ વાસ્તવિક સચ્ચિદાનંદ લક્ષણવાળું એક સ્વરૂપ રહે

છે, તે સ્વરૂપ આ મહાવાક્યમાંના બ્રહ્મ શબ્દવડે કહ્યું છે. આ હકીકત લક્ષણવાળું બ્રહ્મ તે જ પાછું એમાં આત્મા છે એમ પણ કહ્યું છે. એમ બ્રહ્મની અને આત્માની એકતારૂપ આ મહાવાક્યનો અર્થ છે. ૮

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम-
शर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्जेन विश्वनाथ-
शर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थप्रबोधिन्यां
महावाक्यविवेकः समाप्तः ॥

## પ્રકરણ ૬ ઠું.

# ચિત્રદીપ.

### ૧ આરોપિત જગત્‌ની સ્થિતિ અને જ્ઞાનવડે તેની નિવૃત્તિનો પ્રકાર. ૨૯૫–૩૧૦

#### ૧ જગત્‌ના આરોપમાં દૃષ્ટાંતસિદ્ધાંતની ચાર અવસ્થા. ૨૯૫—૨૯૮.

**यथा चित्रपटे दृष्टमवस्थानां चतुष्टयम् ।**
**परमात्मनि विज्ञेयं तथाऽवस्थाचतुष्टयम् ॥१॥ २९५**

**શબ્દાર્થ:—જેમ ચિત્રપટમાં અવસ્થાનું ચોખડું દીઠું છે તેમ પરમાત્મામાં [એ] અવસ્થાનું ચોખડું જાણવાયોગ્ય [છે]. ૧.**

**વિવેચન:—**આ ચિત્રદીપગ્રંથ વેદાંતશાસ્ત્રના પ્રકરણરૂપે જ છે, માટે એમાં વેદાંતના ચારે અનુબંધ છે, એમ ગ્રંથકર્તા માની લઈને, 'અધ્યારોપ અને અપવાદવડે નિષ્પ્રપંચ બ્રહ્મનું અમે વર્ણન કરીએ છીએ' એ ન્યાયને અનુસરી, માત્ર શ્લોકમાં વાપરેલ परमात्मनि એ શબ્દવડે જ ઇષ્ટદેવતાના તત્ત્વના સ્મરણરૂપ મંગળ આચરતા આચાર્ય, પરમાત્મામાં આરોપિત જગત્‌ની સ્થિતિના પ્રકારની દૃષ્ટાંત સહિત પ્રતિજ્ઞા કરે છે. ૧.

**यथा धौतो घट्टितश्च लांछितो रंजितः पटः ।**
**चिदंतर्यामिसूत्रात्मा विराडात्मा तथेर्यते ॥ २ ॥ २९६**

**શબ્દાર્થ:—જેમ ધૌત, ઘટ્ટિત, લાંછિત અને રંગેલું કપડું [કહેવાય છે] તેમ [પરમાત્મા પણ અનુક્રમે] ચિત્, અંતર્યામિ, સૂત્રાત્મા [અને] વિરાડાત્મા કહેવાય છે. ૨.**

#### ૨ ધૌતાદિનું લક્ષણ.–

**स्वतः शुभ्रोऽत्र धौतः स्याद् घट्टितोऽन्नविलेपनात् ।**
**मष्याकारैर्लांछितः स्याद् रंजितो वर्णपूरणात् ॥ ३ ॥ २९७**

શબ્દાર્થ:—પોતાની મેળે જ [જે] શ્વેત [છે તે] અહિંઆં ધૌતવસ્ત્ર [છે], ખેળ ચડાવેલું ઘટ્ટિતવસ્ત્ર, શાહી કે ગળીઆદિના આકાર–ચિત્ર–વાળું લાંછિતવસ્ત્ર [અને] જૂદા જૂદા રંગોથી રંગેલું રંજિતવસ્ત્ર છે. ૩.

૩. ચિદાદિનું લક્ષણ.—

स्वतश्चिदंतर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।
सूत्रात्मा स्थूलसृष्टयैव विराडित्युच्यते परः ॥ ४ ॥ २९८

શબ્દાર્થ:—[પરમાત્મા જ] સ્વસ્વરૂપથી ચિત્, માયાવી સતો અંતર્યામી, અપંચીકૃત પંચભૂતના કાર્ય–સમષ્ટિના સૂક્ષ્મ શરીરના સંબંધથી સૂત્રાત્મા અને પંચીકૃત પંચભૂતનું કાર્ય–સમષ્ટિના સ્થૂલ શરીરના યોગથી વિરાટ્ એમ કહેવાય છે. ૪.

૪ ચેતનમાં આરોપિત ચિત્રનું વર્ણન. ૨૯૯–૩૦૩

ब्रह्माद्यास्तंबपर्यंताः प्राणिनोऽत्र जडा अपि ।
उत्तमाधमभावेन वर्त्तंते पटचित्रवत् ॥ ५ ॥ २९९
चित्रार्पितमनुष्याणां वस्त्राऽऽभासाः पृथक् पृथक् ।
चित्राधारेणवस्त्रेण सदृशा इव कल्पिताः ॥ ६ ॥ ३००
पृथक् पृथक् चिदाभासाश्चैतन्याध्यस्तदेहिनाम् ।
कल्प्यंते जीवनामानो वहुधा संसरंत्यमी ॥ ७ ॥ ३०१

સબ્દાર્થ:—બ્રહ્માથી આદિ લઇને સ્તંબ (ભોથા) પર્યંતના [સર્વ] પ્રાણીઓ–ચેતનાંશો [તથા પર્વત, નદી, આદિ] જડ (પદાર્થો) પણ [અનુક્રમે] ઉત્તમ અને અધમ ભાવવડે અહિંઆં (પરમાત્મામાં) પટમાંના ચિત્રની પેઠે વરતે છે. (૫). [જેમ] ચિત્રમાં આળેખેલ મનુષ્યોના વસ્ત્રાભાસ ભિન્ન ભિન્ન છે. [અને તેઓ] ચિત્રના આધારરૂપ વસ્ત્રવડે જાણે સદૃશ હોય એવા કલ્પેલા [છે] (૬). [તેમ] ચૈતન્યમાં અધ્યસ્ત દેહીઓના જીવ નામના ચિદાભાસો ભિન્ન ભિન્ન કલ્પાય છે. [એઓ] ઘણુંકરીને સંસારને પામે છે. ૭

**વિવેચન:**—પટમાં મનુષ્યનું ચિત્ર કાઢેલું છે તેને જૂદાં જૂદાં કપડાં પેહેરાવ્યાં હોય એવી રીતે તેમાં આબેહુબ ઉઠાવ કાઢી દેખાડેલો છે, તે જોતાં માણસે અમુક કપડું પેહેર્યું છે એમ આપણને ભાંન થાય છે ખરૂં, તથાપિ તે કપડાંથી કાંઈ શીતાદિકનું નિવારણ થતું નથી; એટલા માટે આને વસ્ત્રાભાસ કહેવાય છે. અર્થાત્ વસ્ત્રનાં લક્ષણથી રહિત છતાં વસ્ત્રતુલ્ય ભાસે છે માટે તે વસ્ત્રાભાસ છે. જેમ આ વસ્ત્રાભાસ પટમાં કલ્પિત છે તેમ પરમાત્મામાં આરોપેલ દેવાદિક શરીરોમાં જીવને નામે પ્રત્યેક શરીરમાં જૂદા જૂદા ચિદાભાસો કલ્પાય છે. એટલે ચેતનના લક્ષણ વિનાના સતા ચેતનની પેઠે જે ભાસે તે ચિદાભાસ. આ ચિદાભાસો પર્વતઆદિ જડ પદાર્થોમાં કલ્પાએલા નથી. તેઓ દેવ, તિર્યક્

(પશુપક્ષી આદિક) અને મનુષ્ય આદિનાં શરીરો પામીને ઘણી રીતે સંસાર ચક્રમાં ભમે છે. પરમાત્મા નિર્વિકાર હોવાથી તે કાંઈ સંસારમાં આવતો નથી એવો ભાવ છે, ૫-૭

લૌકિક પુરુષો અને સામાપક્ષના બધા વાદીઓ તો આત્માને સંસારપ્રાપ્તિ છે એમ કહે છે, આનું કારણ માત્ર અજ્ઞાન જ છે તે નીચેના શ્લોકથી બતાવે છે.—

वस्त्राभासस्थितान् वर्णान् यद्वदाधारवस्त्रगान् ।
वदंत्यज्ञास्तथा जीवसंसारं चिद्गतं विदुः ॥८॥ ३०२
चित्रस्थपर्वतादीनां वस्त्राभासो न लिख्यते ।
सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासस्तथा नहि॥९॥ ३०३

શબ્દાર્થઃ—વસ્ત્રાભાસમાં રહેલા રંગોને જેમ અજ્ઞાનીઓ આધારવસ્ત્રમાં ગએલા [છે એમ] કહે છે, તેમ જીવના સંસારને [તેઓ] ચેતનમાં ગએલો-ચેતનનો છે એમ જાણે છે. (૮). [જેમ] ચિત્રમાં રહેલ પર્વતાદિનો વસ્ત્રાભાસ આળેખાતો નથી તેમ સૃષ્ટિમાં રહેલ માટી આદિનો ચિદાભાસ નથી જ [કલ્પાતો]. ૯.

૫ અવિદ્યા અને વિદ્યાનું સ્વરૂપ. ૩૦૪–૩૧૦

संसारः परमार्थोऽयं संलग्नः स्वात्मवस्तुनि ।
इति भ्रांतिरविद्या स्यात् विद्ययैषा निवर्त्तते ॥१०॥ ३०४

શબ્દાર્થઃ—આ સંસાર વાસ્તવરૂપે [અને] સ્વાત્મવસ્તુમાં જોડાએલો તેના ધર્મરૂપે [છે]; એ પ્રકારની ભ્રાંતિ [તે] અવિદ્યા છે. આ (અવિદ્યા), વિદ્યાવડે નિવૃત્ત થાય છે. ૧૦.

નિચેના શ્લોકમાં વિદ્યાનું સ્વરૂપ બતાવે છે.-

आत्माऽऽभासस्य जीवस्य संसारो नाऽऽत्मवस्तुनः ।
इति बोधो भवेद्विद्या लभ्यतेऽसौ विचारणात् ॥ ११ ॥ ३०५

શબ્દાર્થઃ—આત્માના આભાસ (ચિદાભાસ)રૂપ જીવને સંસાર છે [પણ] આત્મવસ્તુને નથી; એ પ્રકારનો બોધ, વિદ્યા થાય છે. આ (વિદ્યા) વિવેકવિચારથી પમાય છે. ૧૧.

વિદ્યા કેમ પ્રાપ્ત થાય છે તે બતાવે છે.-

सदा विचारयेत् तस्माज् जगज्जीवपरात्मनः ।
जीवभावजगद्भावबाधे स्वात्मैव शिष्यते ॥ १२ ॥ ३०६

શબ્દાર્થઃ—તેટલા માટે જગત્, જીવ અને પરમાત્માને નિત્ય વિચારે જીવભાવનો અને જગતભાવનો બાધ થયે સતે પોતાનો આત્મા જ શેષ રહે છે. ૧૨.

**વિવેચનઃ**—મોક્ષકાળે ફળરૂપ હોવાથી પરમાત્માનો વિચાર કરવો એ તો જાણે ઠીક છે પણ જગતનો અને જીવનો વિચાર કરવાની શી જરૂર છે એ એક શંકા છે;

એનું સમાધાન એવું છે કે જીવ અને જગતનો વિચાર કરતાં—તેનું વિવેચન કરતાં, તે મિથ્યા સિદ્ધ થઈ અવશેષ-બાકી પરમાત્માજ રહે છે; એટલા માટે જગત્ અને જીવનો વિચાર પણ ઉપયોગી છે. ૧૨.

**જગત્ અને જીવનો બાધ તે શું? તે બતાવે છે:—**

**नाप्रतीतिस्तयोर्बाधः किंतु मिथ्यात्वनिश्चयः ।**
**नोचेत्सुषुप्तिमूर्च्छादौ मुच्येतायत्नतो जनः ॥ १३ ॥ ३०७**

**શબ્દાર્થ:—તે જગત્ અને જીવનો * બાધ, [ તેમની ] અપ્રતીતિ (નિષેધ ) નથી પણ મિથ્યાપણાનો નિશ્ચય [છે]. એમ જો ન માનીએ તો સુષુપ્તિ અને મૂર્છાદિકમાં માણસ આપોઆપ પ્રયત્ન વિના મૂકાઈ જાય. ૧૩.**

**વિવેચન:**—કહેવાનો ભાવ એવો છે કે જગત્ અને જીવરૂપ દ્વૈતનો નિષેધ એ જ મુક્તિ હોય તો, સુષુપ્તિમાં, મૂર્છામાં અને મરણ પછી કે પ્રલયમાં આપોઆપ દ્વૈતનો અભાવ થાય છે, તો તે તે કાળથી મુક્તિ થવી જોઇએ, પણ તેમ થતું નથી; માટે દ્વૈતની અપ્રતીતિ તેનો બાધ નથી, પણ મિથ્યાત્વનો નિશ્ચય તેનો બાધ છે. ૧૩.

વળી પરમાત્માની સત્યતાનું જ્ઞાન એટલે જગતની વિસ્મૃતિ નથી, તે નીચેના શ્લોકથી પણ બતાવે છે.—

**परमात्मावशेषोऽपि तत्सत्यत्वविनिश्चयः ।**
**न जगद्विस्मृतिर्नो चेज्जीवन्मुक्तिर्न संभवेत् ॥ १४ ॥ ३०८**

**શબ્દાર્થ:—પરમાત્માનો અવશેષ પણ, તે ( પરમાત્મા ) ની સત્યતાનો વિશેષ નિશ્ચય [ થાય તે છે પણ ] જગતની વિસ્મૃતિ નથી. જો [ એમ ] ન માનીએ તો જીવન્મુક્તિ સંભવે નહિ. ૧૪.**

**વિચારનો અવધિ અને બે પ્રકારની વિદ્યાનું લક્ષણ.**

**परोक्षा चापरोक्षेति विद्या द्वेधा विचारजा ।**
**तत्रापरोक्षविद्याप्तौ विचारोऽयं समाप्यते ॥ १५ ॥ ३०९**
**अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।**
**अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥ १६ ॥ ३१०**

**શબ્દાર્થ:—પરોક્ષ અને અપરોક્ષ એમ વિચારથી ઉત્પન્ન થએલી વિદ્યા બે પ્રકારની છે. તેમાં અપરોક્ષ વિદ્યાની પ્રાપ્તિ થતાં સુધીમાં આ ( ૩૦૬ માં કહેલો ) વિચાર સમાપ્ત થાય છે. ( ૧૫ ). 'બ્રહ્મ છે' એમ જો જાણે તો તે જ પરોક્ષ જ્ઞાન [ છે, અને ] ' હું બ્રહ્મ છું ' એમ જો જાણે તો તે સાક્ષાત્કાર અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. ૧૬.**

* બાધિતાનુવૃત્તિ માટે આગળ ૮૪૬ મો શ્લોક જુઓ.

# ૨ આત્મતત્ત્વનું વિવેચન. ૩૧૧-૫૦૩.

## ૧. તેમાં જીવ અને કૂટસ્થનું વિવેચન. ૩૧૧–૩૫૩.

### ૧ તેમાં દૃષ્ટાંતભૂત આકાશ અને ચેતનનો ભેદ. ૩૧૧—૩૧૭.

तत्साक्षात्कारसिद्ध्यर्थमात्मतत्त्वं विविच्यते ।
येनायं सर्वसंसारात् सद्य एव विमुच्यते ॥ १७ ॥ ३११
कूटस्थो ब्रह्मजीवेशावित्येवं चिच् चतुर्विधा ।
घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा ॥ १८ ॥ ३१२

શબ્દાર્થઃ—જે ( સાક્ષાત્કાર ) વડે આ ( જીવ ) સર્વ સંસારથી તરત જ મૂકાઈ જાય છે તે સાક્ષાત્કારની સિદ્ધિને અર્થે [ અમે ] આત્મતત્ત્વનું વિવેચન કરીએ છીએ. ( ૧૭ ). જેમ ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ [ એવા ભેદવડે આકાશ ચાર પ્રકારનું છે તેમ ] ચૈતન્ય [ પણ ] કૂટસ્થ, બ્રહ્મ, જીવ, ઈશ એમ [ ભેદવડે ] ચાર પ્રકારનું છે. ( અર્થાત્ વ્યવહારદશામાં આ ભેદો પ્રતીયમાન થાય છે અને તે આત્માની પારમાર્થિક એકતાનો નિશ્ચય કરવામાં ઉપયોગી છે ). ૧૮.

* ઘટાકાશ અને મહાકાશ પછીના જળાકાશનું લક્ષણ નીચે આપે છે.

घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिंबितः ।
साभ्रनक्षत्र आकाशो जलाकाश उदीर्यते ॥ १९ ॥ ३१३

શબ્દાર્થઃ—ઘટ ઉપહિત આકાશમાં જે જળ [ છે ] ત્યાં ( તેમાં ) મેઘ અને નક્ષત્રે સહિત પ્રતિબિંબ પામેલું આકાશ, જળાકાશ કહેવાય છે. ૧૯.

મેઘાકાશનું લક્ષણ.

महाकाशस्य मध्ये यन्मेघमंडलमीक्ष्यते ।
प्रतिबिंबतया तत्र मेघाकाशो जले स्थितः ॥ २० ॥ ३१४

શબ્દાર્થઃ—મહાકાશની અંદર જે મેઘમંડળ દેખાય છે ત્યાં (તેમાં) પ્રતિબિંબપણાવડે જળમાં રહેલું [જે આકાશ છે તે] મેઘાકાશ કહેવાય છે. ૨૦.

મેઘાકાશને વિશેષ સ્પષ્ટ કરી બતાવે છે.

मेघांशरूपमुदकं तुषाराऽऽकारसंस्थितम् ।
तत्र खप्रतिबिंबोऽयं नीरत्वादनुमीयते ॥ २१ ॥ ३१५

શબ્દાર્થઃ—ફરફરને આકારે રહેલું મેઘના અંશરૂપ જળ છે ત્યાં (તેમાં) આ આકાશનું પ્રતિબિંબ [દેખાય છે–સમજાય છે તે] જળ હોવાથી અનુમાન કરાય છે. ૨૧.

---

* ઘટની અંદરનું અને જેટલા આકાશમાં ઘટ રહે છે તેટલું આકાશ તે ઘટાકાશ, અને મહાકાશ તો પ્રસિદ્ધ જ છે.

**વિવેચનઃ**—મેઘ–વાદળું–તેમાં પ્રત્યક્ષ જળ જો કે જોવામાં આવતું નથી, તો પણ વાદળામાંથી વરસાદ ( જળધારારૂપે ) પડે છે અને તે પણ કાંઇ એક જગ્યામાં ઢગલારૂપે નહિ પણ ઝરમર આવીને પડે છે; આથી કરીને મેઘમાં પાણીનું અનુમાન થાય છે. પાણીનો સ્વભાવ જ છે કે તેમાં બીજાનું પ્રતિબિંબ પડે માટે અત્ર બીજું પણ અનુમાન જ છે કે જેમ ઘડાના જળમાં મહાકાશનું પ્રતિબિંબ પડે છે તેમ મેઘજળમાં પણ મહાકાશનું પ્રતિબિંબ પડે છે. આ પ્રતિબિંબ તે જ મેઘાકાશ છે. ૨૧.

**अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।**

**कूटवन् निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥ २२ ॥ ३१६**

**શબ્દાર્થઃ—અધિષ્ઠાનતાવડે સ્થૂલ અને સૂક્ષ્મ બંને દેહોએ ઉપહિત એવું ચેતન, એરણની પેઠે નિર્વિકારવડે સ્થિત [ છે તે ] કૂટસ્થ કહેવાય છે. ૨૨.**

**વિવેચનઃ**—પાછળ ૩૧૨ મા શ્લોકમાં ઘટાકાશને ઠેકાણે મૂકેલ કૂટસ્થ ચેતનનું લક્ષણ અત્ર બતાવે છે. સ્થૂલ અને સૂક્ષ્મ દેહ પંચીકૃત અને અપંચીકૃત પંચભૂતોનું કાર્ય છે, તે દેહોના આધારપણાથી બંને દેહોએ અવચ્છિન્ન–ઉપહિત આત્મા છે તે કૂટસ્થ કહેવાય છે. આ આત્મા લુહાર કે સોનીની એરણની પેઠે નિર્વિકારી છે, એટલે એરણ ઉપર જૂદા જૂદા ઘાટ ઘડાયાં છતાં એરણ જેમ વિકાર પામતી નથી, તેમ સ્થૂલસૂક્ષ્મ દેહોરૂપ જૂદા જૂદા આકાર–વ્યક્તિઓના સાક્ષીપણાવડે આત્મા પણ વિકાર પામતો નથી; માટે કૂટ એરણની વત્ પેઠે કૂટસ્થ–એરણનેરૂપે રહેલો નિર્વિકારી છે. ૨૨.

ઘટાકાશના સંબંધને લઇને જેમ * જળાકાશ થાય છે તેમ કૂટસ્થને આશ્રય કરીને ૩૧૨ મા શ્લોકમાં બતાવેલ ચેતનનું ત્રીજું સ્વરૂપ જીવ–ચિદાભાસ થાય છે; માટે નીચેના શ્લોકમાં ચિદાભાસનું સ્વરૂપ બતાવે છે.—

**कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबकः ।**

**प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते ॥ २३ ॥ ३१७**

**શબ્દાર્થઃ—કૂટસ્થમાં કલ્પેલી બુદ્ધિ [ છે ]. ત્યાં ( તે બુદ્ધિમાં ) ચેતનનું પ્રતિબિંબ [ છે તે ] પ્રાણોને ધારણ કરવાથી જીવ ચિદાભાસ [ કહેવાય છે ]. તે જીવ જન્મમરણ આદિરૂપ સંસાર સાથે જોડાય છે. ૨૩.**

**વિવેચનઃ**—ઘટાકાશમાં પાણી ભરેલું હોય તો તે પાણી ભરેલા ઘડામાં જેમ મહાકાશનું પ્રતિબિંબ પડે છે તેમ કૂટસ્થમાં કલ્પેલ સ્થૂલ દેહરૂપ ઘડામાં અંતઃકરણ અથવા અવિદ્યાના અંશરૂપ જળ છે તેમાં સર્વ વ્યાપક ચેતન બ્રહ્મનું–પ્રતિબિંબ પડે છે. આ પ્રતિબિંબ–ચિદાભાસ તેના અધિષ્ઠાન કૂટસ્થે સહિત જીવ કહેવાય છે. નિર્વિકારી કૂટસ્થને સંસારનો અભાવ છે, માટે સંસારના નિર્વાહને અર્થે જ જીવની કલ્પનાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. ૨૩.

---

* અત્ર મહાકાશ સ્થાનીય બ્રહ્મના સ્વરૂપને બતાવ્યું નથી. તેનું કાંઇ સ્વરૂપ બતાવી શકાય નહિ તથાપિ તત્ત્વવિવેકના ૩ થી ૭ સુધીના શ્લોકો જોવા. એ સિવાય પણ આ ગ્રંથમાં ઘણે ઠેકાણે તે વિષે બોલવામાં આવેલું છે, માટે ત્યાં ત્યાં અધિકારી વિચારી લેશે.

૨ જીવ અને કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ. ૩૧૮-૩૩૧.

**जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः ।**

**तथा जीवेन कूटस्थः सोऽन्योऽन्याध्यास उच्यते ॥२४॥ ३१८**

**શબ્દાર્થ:**—જેમ જળાકાશવડે સર્વ ઘટાકાશ તિરોહિત થએલું છે તેમ જીવવડે કૂટસ્થ [ તિરોધાન પામ્યો છે.] તે કૂટસ્થનું તિરોધાન અન્યોન્યાધ્યાસ કહેવાય છે. ૨૪.

**अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।**

**अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम् ॥ २५ ॥ ३१९**

**શબ્દાર્થ:**—આ જીવ કૂટસ્થને ક્યારેય પણ વિવેચન કરતો નથી (પોતાથી ભિન્ન કરી શકતો નથી ). આ અનાદિ અવિવેક [ તે ] મૂલાવિદ્યા [છે] એમ જાણવું. ૨૫.

**વિવેચન:**—આગલા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે જીવવડે કૂટસ્થનું તિરોધાન થવારૂપ અન્યોન્યાધ્યાસ છે, માટે તે કૂટસ્થને પોતાથી ભિન્ન પાડી સમજી શકતો નથી; એનું કારણ અવિદ્યા છે. આ અવિદ્યા કૂટસ્થની સંસારદશામાં પણ છે.બીજે નથી એવો ભાવછે. ૨૫.

અવિદ્યાના વિભાગ, તથા આવરણનું સ્વરૂપ.

**विक्षेपाऽऽवृत्तिरूपाभ्यां द्विधाऽविद्या व्यवस्थिता ।**

**न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः ॥ २६ ॥ ३२०**

**अज्ञानी विदुषा पृष्टः कूटस्थं न प्रबुध्यते ।**

**न भाति नास्ति कूटस्थ इति बुद्ध्वे वदत्यपि ॥ २७ ॥ ३२१**

**શબ્દાર્થ:**—વિક્ષેપ અને આવરણ રૂપવડે બે પ્રકારે અવિદ્યા સ્થિત થએલી [છે તેમાં જેવડે] ' કૂટસ્થ ભાસતો નથી અને નથી' એ પ્રકારે સમજાય [ તે ] આવરણશક્તિ. ( ૨૬ ). વિદ્વાને પૂછેલો અજ્ઞાની ' હું કૂટસ્થને જાણતો નથી, કૂટસ્થ ભાસતો નથી અને નથી' એમ જાણીને કહે પણ છે. ૨૭.

**વિવેચન:**—આવરણશક્તિના સદ્‌ભાવમાં લોકોનો અનુભવ એ જ પ્રમાણ છે. કોઈ અજ્ઞાનીને વિદ્વાને પૂછ્યું કે 'તું કૂટસ્થને જાણે છે ?' અજ્ઞાનીએ કહ્યું કે 'હું કૂટસ્થને જાણતો નથી' આમ અજ્ઞાનનો અનુભવ કરીને તે બોલે' છે. આ અવિદ્યાનો અનુભવ છે. વળી અજ્ઞાની કાંઈ કેવળ અજ્ઞાનના અનુભવને જ કહે છે એમ નથી પણ 'કૂટસ્થ ભાસતો નથી અને તે નથી' એમ કૂટસ્થના અભાનને અને અભાવને પણ અનુભવ કરીને બોલે છે. આમ બોલવું એ આવરણનો અનુભવ છે, માટે અવિદ્યા અને આવરણમાં અનુભવરૂપ પ્રમાણ છે. ૨૬—૨૭.

**स्वप्रकाशे कुतोऽविद्या तां विना कथमावृतिः ।**

**इत्यादि तर्कजालानि स्वानुभूतिर्ग्रसत्यसौ ॥ २८ ॥ ३२२**

**શબ્દાર્થ:—સ્વપ્રકાશ આત્મામાં અવિદ્યા ક્યાંથી [ હોય અને ] તે અવિદ્યા વિના આવરણ કેમ [ હોય ] ? ઇત્યાદિ તર્કનાં જાળાંને આ ઉપર બતાવેલો સ્વાનુભવ વિનાશ પમાડે છે. ૨૮.**

**વિવેચન:**—વેદાંત મતમાં આત્માને સ્વપ્રકાશ કહેલો છે તો તેમાં અંધકારરૂપ અવિદ્યાનો સંભવ નથી, કેમકે આત્મા અને અવિદ્યા પરસ્પર વિરોધી છે. હવે જો અવિદ્યા ન હોય તો પછી અવિદ્યાનું કરેલું આવરણ તો તેમાં હોય જ ક્યાંથી ? આવરણનો અભાવ થયો એટલે આવરણ જેનું મૂળ કારણ છે એવા વિક્ષેપરૂપ સંસારનો તો અભાવ થઈ જ ચૂક્યો. વિક્ષેપનો અભાવ એટલે પછી જ્ઞાન વ્યર્થ, કેમકે વિક્ષેપનો અભાવ કરવા માટે જ્ઞાન છે તે વિક્ષેપ તો નથી જ એટલે જ્ઞાન વ્યર્થ છે એટલું જ નહિ, પણ જ્ઞાનનું પ્રતિપાદક વેદાંતશાસ્ત્ર જ અપ્રમાણ થઈ ગયું, આ શંકાના સમાધાન માટે સિદ્ધાંતી કહે છે કે ઉપર ૩૨૧ મા શ્લોકમાં બતાવેલ સ્વાનુભવ ઉપરથી જ આ સર્વ શંકારૂપી જાળો નાશ પામી જાય છે; કેમકે नहि दृष्टेऽनुपपन्नं नाम 'દીઠેલી વસ્તુમાં તેનો અસંભવ નથી' એ ન્યાયથી અનુભવ, આવરણને સિદ્ધ કરે છે તો અવિદ્યા અને વિક્ષેપ સૌએય છે. ૨૮.

વળી પણ શંકા થાય છે કે આ કહેલો અનુભવ તો આભાસ માત્ર છે, તેથી કરીને અનુભવવડે તત્ત્વનો નિશ્ચય થાય નહિ. સિદ્ધાંતી કહે છે કે જ્યારે અનુભવ પ્રમાણનો સ્વીકાર કાઢી નાંખીને માત્ર તર્કથી જ નિશ્ચય કરવાપણું જો તારે ( વાદીને ) માન્ય હોય તો પછી તારા તત્ત્વનો નિશ્ચય કોઈ ઠેકાણે થવાનો નથી, તે નીચેના શ્લોકથી બતાવે છે.–

**स्वानुभूतावविश्वासे तर्कस्याप्यनवस्थितेः ।**
**कथं वा तार्किकं मन्यस्तत्त्वनिश्चयमाप्नुयात् ॥ २९ ॥ ३२३**
**बुद्ध्यारोहाय तर्कश्चेदपेक्षेत तथा सति ।**
**स्वानुभूत्यनुसारेण तर्क्यताम् मा कुतर्क्यताम् ॥ ३० ॥ ३२४**

**શબ્દાર્થ:—સ્વાનુભવમાં અવિશ્વાસ સતે અને તર્કની પણ અનવસ્થાથી પોતાને તાર્કિક માનનારો પુરૂષ તત્ત્વના નિશ્ચયને કેમ પામે ? (૨૯). બુદ્ધિમાં પદાર્થોનું આરોહણ કરવાને માટે તર્ક જો અપેક્ષિત [ છે તો ] તેમ હોવાથી સ્વાનુભવને અનુસરીને તર્ક કરો [પણ] કુતર્ક નહિ કરો. ૩૦.**

**વિવેચન:**—તત્ત્વનો નિશ્ચય અનુભવથી જ કરાય છે તથાપિ અનુભવ કરેલ તત્ત્વના સંભવિતપણાના જ્ઞાનને માટે તર્કનું ગ્રહણ છે, એ આશંકાનો અનુવાદ કરી સિદ્ધાંતી કહે છે કે, અનુભવને અનુસરીને તર્ક કરો પણ તેની વિરૂદ્ધ તર્ક કરવો નહિ. ૨૯–૩૦

**स्वानुभूतिरविद्यायामावृतौ च प्रदर्शिता ।**
**अतः कूटस्थ चैतन्यमविरोधीति तर्क्यताम् ॥ ३१ ॥ ३२५**

**શબ્દાર્થ:—અવિદ્યામાં અને આવરણમાં ( પાછળ ૩૨૧ મા શ્લોકમાં ) સ્વાનુભવ દેખાડેલો છે, એટલા માટે કૂટસ્થ ચૈતન્ય અવિરોધી છે એમ તર્ક કરવો. ( અર્થાત્ કૂટસ્થ ચૈતન્ય, અવિદ્યા અને આવરણથી વિરોધ રહિત છે એવો ભાવ છે. ) ૩૧.**

तच्च चेद् विरोधि केनेयमावृतिरनुभूयताम् ।

विवेकस्तु विरोध्यस्यास्तत्त्वज्ञानिनि दृश्यताम् ॥ ३२॥ ३२६

**શબ્દાર્થ:—કૂટસ્થ ચૈતન્ય જો [અવિદ્યાનું] વિરોધી [હોય] તો [પછી] આ આવરણ શાવડે અનુભવવું? વિવેક તો આ (અવિદ્યા)નો વિરોધી છે [ અને તે ] તત્ત્વજ્ઞાનીમાં જુઓ—જોઈ લ્યો. ૩૨.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં બતાવ્યું કે કૂટસ્થ ચૈતન્ય અવિદ્યા તથા આવરણનું વિરોધી નથી. હોવું પણ ન જોઇએ; કેમકે જો તે તેનું વિરોધી હોય તો પાછળ ૩૨૧ મા શ્લોકમાં 'હું કૂટસ્થને જાણતો નથી' એ આકારવાળી * અવિદ્યાની પ્રતીતિ બતાવી છે તે થાય નહિ, માટે જ કૂટસ્થ અવિદ્યાનું વિરોધી નથી. ત્યારે અવિદ્યાનું વિરોધી શું? એ શંકા ઉઠે છે. અવિદ્યાનો વિરોધી વિવેક, કે જે ઉપનિષદ્ વિચારવાથી ઉત્પન્ન થાય છે. અવિદ્યાનો વિરોધી વિવેક ક્યાં દેખાય છે એમ જાણવાની ઇચ્છા થાય તો તે તત્ત્વજ્ઞાનીમાં જોઇ લો. ૩૨.

अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः ।

शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एव हि ॥ ३३ ॥ ३२७

**શબ્દાર્થ:—અવિદ્યાથી ઢંકાઈ રહેલા કૂટસ્થમાં; સ્થૂલ, સૂક્ષ્મ બંને દેહોએ સહિત ચિદાભાસ, શુક્તિમાં રૂપાની પેઠે અધ્યાસ પામેલ છે, [તે] વિક્ષેપનો અધ્યાસ જ છે. ૩૩.**

**વિવેચન:**—એ પ્રમાણે અવિદ્યા અને આવરણને બતાવી હવે વિક્ષેપનો અધ્યાસ બતાવે છે. પાછળ ૩૨૧ મા શ્લોકમાં બતાવેલ અવિદ્યા અને આવરણવાળા કૂટસ્થમાં સ્થૂળ અને સૂક્ષ્મશરીર સહિત ચિદાભાસનું આરોપણ થએલું છે તે ચિદાભાસ જ વિક્ષેપાધ્યાસ કહેવાય છે. ૩૩.

इदमंशस्य सत्यत्वं शुक्तिगं रूप्य ईक्ष्यते ।

स्वयंत्वं वस्तुता चैवं विक्षेपे वीक्ष्यतेऽन्यगं ॥ ३४ ॥ ३२८

नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितं ।

असंगानंदताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥ ३५ ॥ ३२९

**શબ્દાર્થ:—સીપમાં રહેલી 'આ' એરૂપ અંશની સત્યતા [ જેમ ] રૂપામાં દેખાય છે; એ પ્રકારે કૂટસ્થમાં ગએલું ( રહેલું ) પોતાપણું અને વસ્તુતા ચિદાભાસમાં દેખાય છે. ( ૩૪ ). સીપમાં જેમ નીલપૃષ્ટતા અને ત્રિકોણાકારતારૂપ વિશેષ અંશ તિરોધાન પામેલા છે, તેમ કૂટસ્થમાં પણ અસંગતા અને આનંદતા આદિ વિશેષ અંશ તિરોધાન પામેલા છે. ૩૫.**

**વિવેચન:**—તાપમાં પડેલી સીપને જોઇને આપણે ભ્રાંતિ થવાથી 'આ રૂપું છે' એમ કહીએ છીએ તેમાં 'આ' એ શબ્દવડે આપણે સીપને બતાવીએ છીએ માટે 'આ' એ શબ્દ, 'આ એરૂપ અંશ' અથવા इदमंश કહેવાય છે. અહિંઆં 'આ રૂપું

* આગળ ૮૮૭ મો શ્લોક જુઓ. અજ્ઞાનનું જ્ઞાન પણ બ્રહ્મચૈતન્યથી જ થાય છે.

છે' એ વાક્યમાં 'આ' પ્રત્યક્ષ જે શુક્તિ છે તે સત્ય છે. એનું સત્યપણું રૂપામાં જેમ આરોપાય છે, તેમ કૂટસ્થમાં રહેલું **સત્યપણું** અને **પોતાપણું** બંને વાનાં ચિદાભાસમાં આરોપાય છે. આ પ્રમાણે વિક્ષેપાધ્યાસ થાય છે. દૃષ્ટાંતમાં રૂપું અને સીપનો ચળકાટરૂપ અંશ બંનેમાં સમાનપણે વર્તે છે, માટે આ સામાન્ય અંશ કહેવાય છે; પણ સીપ લગભગ ત્રિકોણાકારે છે અને તેનો પૃષ્ઠ ભાગ જે રૂપાના ચળકાટથી વિલક્ષણ સ્વરૂપનો ખરબચડો હોઇ નીલ છે, તે નીલપૃષ્ટતા અને ત્રિકોણાકારતારૂપ સીપના વિશેષ અંશો રૂપાને સંબંધે સીપમાં તિરોધાન પામેલા છે તેમ કૂટસ્થના અસંગતાદિ વિશેષ ગુણો પણ ચિદાભાસને સંબંધે કૂટસ્થમાં તિરોધાન પામેલા છે. ૩૪—૩૫.

**आरोपितस्य दृष्टांते रूप्यं नाम यथा तथा ।**
**कूटस्थाध्यस्तविक्षेपनामाहामिति निश्चयः ॥ ३६ ॥ ३३०**

**શબ્દાર્થ:—સીપના દૃષ્ટાંતમાં આરોપેલ વસ્તુનું જેમ 'રૂપું' નામ છે તેમ કૂટસ્થમાં અધ્યાસ પામેલ ચિદાભાસનું નામ 'હું' છે એ નિશ્ચય છે. ૩૬.**

**इदमंशं स्वतः पश्यन् रूप्यमित्यभिमन्यते ।**
**तथा स्वं च स्वतः पश्यन्नहमित्यभिमन्यते ॥ ३७ ॥ ३३१**

**શબ્દાર્થ:—ઇદમંશને તેના સ્વરૂપથી જોતો પુરૂષ, [ જેમ ] 'રૂપું છે' એમ માને છે, તેમ પોતાના સ્વરૂપને પણ નિજરૂપથી જોતો પુરૂષ 'હું છું' એમ માને છે. ૩૭.**

**વિવેચન:**—સૂર્યનાં આવર્ત્ત કિરણોના સંબંધમાં આવેલી સીપથી પરાવર્ત્ત દેશમાં રહેલા પુરૂષને ચક્ષુ ઇંદ્રિયનો સીપ સાથે સંબંધ થવાથી જેમ સીપથી ભિન્ન રૂપાનું ભ્રાંતિજ્ઞાન ઉપજે છે, તેમ દાષ્ટાંત—કૂટસ્થ આત્મામાં પણ તે સ્વપ્રકાશ આત્માથી ભિન્ન એવું '**अहं**' રૂપ અભિમાન પ્રતીત થાય છે, આથી કરીને દૃષ્ટાંતસિદ્ધાંતમાં વિષમતા નથી. ૩૭

**૩ 'સ્વયં' શબ્દ અને 'આત્મા' શબ્દના અર્થના અભેદ સહિત કૂટસ્થ અને ચિદાભાસનો અભેદ. ૩૩૨—૩૫૩.**

**इदंत्वरूप्यते भिन्ने स्वत्वाहंते तथेष्यताम् ।**
**सामान्यं च विशेषश्च ह्युभयत्रापि गम्यते ॥ ३८ ॥ ३३२**
**देवदत्तः स्वयं गच्छेत्त्वं वीक्षस्व स्वयं तथा ॥**
**अहं स्वयं न शक्नोमीत्येवं लोके प्रयुज्यते ॥ ३९ ॥ ३३३**
**इदं रूप्यमिदं वस्त्रमिति यद्वदिदं तथा ।**
**असौ त्वमहमित्येषु स्वयमित्यभिमन्यते ॥ ४० ॥ ३३४**

**શબ્દાર્થ:—[ જેમ ] આ-પણું અને રૂપાપણું ભિન્ન છે તેમ પોતાપણું અને અહંતા [ ભિન્ન ] સ્વીકારાઓ (સ્વીકારવાં જોઇએ), કેમકે સામાન્ય અને વિશેષ બંને ઠેકાણે પણ [તે] પમાય છે. (૩૮). દેવદત્ત પોતે જાય છે, તું પોતે [ તેને ] જો, હું પોતે [ જોઈ ] શકતો નથી. એ પ્રકારે લોકમાં [સ્વયં-પોતે શબ્દનો] પ્રયોગ કરાય છે. ( ૩૯ ). 'આ રૂપું છે, આ વસ્ત્ર છે' એ**

પ્રકારે (અહિંઆં) જેમ 'આ' એ શબ્દ [નો પ્રયોગ કરાય છે], તેમ આ 'પોતે' એ શબ્દ [પણ] તું, હું ઈત્યાદિમાં એ પ્રકારે [પ્રયોગ કરવામાં] મનાય છે. ૪૦.

**વિવેચનઃ**—આ-પણું એટલે इदमंश અને રૂપાપણું એ બંને ભિન્ન છે તેમ જ **પોતાપણું** અને **અહંતા** પણ ભિન્ન છે. અત્ર इदमंश અને **પોતાપણું** એટલે **સ્વયંતા,** તેઓ સામાન્ય છે. કેમકે વ્યવહારમાં 'હું પોતે, તું પોતે, અને તે પોતે' તથા 'આ વસ્ત્ર, આ રૂપું, આ લાકડું' એઓમાં **પોતાપણું—સ્વયંતા** અને **આ-**इदमंश સમાન રીતે જ જોડાય છે; માટે તેઓ સામાન્ય અંશ છે; પણ **રૂપાપણું** અને * **હુંપણું** કાંઇ બધામાં સામાન્યપણે વપરાતું નથી, માટે તે વિશેષ અંશ છે. ૩૮—૪૦.

अहंत्वाद्भिद्यतां स्वत्वं कूटस्थे तेन किं तव ।
स्वयंशब्दार्थ एवैष कूटस्थ इति मे भवेत् ॥ ४१ ॥ ३३५

**શબ્દાર્થઃ**—[વાદી-] અહંપણાથી પોતાપણું ભેદ પામો [પણ] તારા કૂટસ્થમાં તેણે કરીને શું [આવ્યું? સિદ્ધાંતી-] સ્વયં શબ્દનો અર્થ જ એ કૂટસ્થ છે એમ મારો [સિદ્ધાંત] છે. ૪૧.

अन्यत्ववारकं स्वत्वमिति चेदन्यवारणम् ।
कूटस्थस्यात्मतां वक्तुरिष्टमेव हि तद्भवेत् ॥ ४२ ॥ ३३६

**શબ્દાર્થઃ**—પોતાપણું [એ] અન્યપણાને નિવારણ કરનાર છે એમ જો [કહે] તો કૂટસ્થના આત્મપણાને કહેનાર મારે સિદ્ધાંતીને તે (અન્યનું નિવારણ) ઈષ્ટ જ [છે]. ૪૨.

**વિવેચનઃ**—અત્ર વાદી તર્ક કરે છે. સ્વત્વ-પોતાપણું જે સ્વયંપણારૂપ ધર્મ છે તે અન્યનું નિવારક છે એ વાત ખરી, પણ તે કાંઇ કૂટસ્થપણાનો બોધ કરતું નથી. સિદ્ધાંતી કહે છે કે, ના. તેમ નથી. સ્વયંપણું એ જ કૂટસ્થ છે, અને કૂટસ્થ એ જ આત્મા છે; માટે સ્વયંપણાવડે અન્ય-ચિદાભાસાદિક સર્વ પ્રપંચનું નિવારણ તો અમારે વેદાંતસિદ્ધાંતવાળાઓને ઇષ્ટ જ છે. ૪૨.

स्वयमात्मेति पर्यायौ तेन लोके तयोः सह ।
प्रयोगो नास्त्यतः स्वत्वमात्मत्वं चान्यवारकम् ॥ ४३ ॥ ३३७

**શબ્દાર્થઃ**—સ્વયં અને આત્મા એઓ બંને પર્યાય શબ્દો [છે]. તેણે કરીને તે બેનો સાથે પ્રયોગ નથી; એટલા માટે સ્વત્વ અને આત્મત્વ અન્યનું નિવારક છે. ૪૩.

घटः स्वयं न जानातीत्येवं स्वत्वं घटादिषु ।
अचेतनेषु दृष्टं चेद् दृश्यतामात्मसत्त्वतः ॥ ४४ ॥ ३३८

* જો કે સમષ્ટિરૂપે અહંતા સર્વત્ર સામાન્ય છે. અર્થાત્ સર્વ વ્યક્તિ માત્રમાં હુંપણાનો ભાવ છે તે સામાન્ય છે, તથાપિ વ્યક્તિ પોતાની અવિદ્યાને આધીન હોવાથી સામાન્ય અહંતાને વિશેષ રૂપ આપે છે. હું એટલે જે કુળ, ગોત્ર ઇત્યાદિમાં જે શરીરથી ઉત્પન્ન થયો છું તે હું, પણ હું એટલે મારી સમીપવાસી બીજા કોઈ પ્રાણી કે પદાર્થો નહિ. આમ હું ને વિશેષ અંશ માને છે.

**શબ્દાર્થ:—ઘડો પોતે જાણતો નથી, એમ અચેતન ઘટાદિમાં [ પણ ] પોતાપણું જોએલું છે એમ જો [ કહે ] તો આત્માના સદ્ભાવથી જુઓ. ૪૪.**

**વિવેચન:**—ઘડો ઇત્યાદિ ચેતનરહિત પદાર્થમાં પણ સ્વયં-પોતે એ શબ્દનો પ્રયોગ તો વપરાય છે; જેમ ઘડો પોતે જોતો નથી. જ્યારે આમ છે ત્યારે આત્મત્વ અને સ્વત્વની એકતા કેમ થઇ શકે? એમ વાદીની શંકા છે. સિદ્ધાંતી કહે છે કે ઘટાદિ તમામ પદાર્થો ભાસે છે તે આત્માના **ભાતિ** સ્વભાવને લઇને છે. અર્થાત્ અચેતન ઘડામાં ભાસવાપણાવડે જેમ આત્મા છે તેમ તેમાં સ્વયં શબ્દ પણ તે ધર્મને લઇને પ્રવર્ત્તે નો તેથી કરીને સ્વત્વ અને આત્મત્વને વિરોધ આવતો નથી. ૪૪.

**चेतनाचतेन भिदा कूटस्थात्मकृता न हि ।**

**किंतु बुद्धिकृताभासकृतैवेत्यवगम्यताम् ॥ ४५ ॥ ३३९**

**શબ્દાર્થ:—જડ ચેતનનો ભેદ કૂટસ્થ આત્માનો કરેલો નથી જ; પણ બુદ્ધિકૃત ચિદાભાસે જ કરેલો છે એમ જાણવું. ૪૫.**

**વિવેચન:**—પાછળ બતાવ્યા પ્રમાણે જ્યારે ઘટાદિકમાં પણ **ભાતિ**આદિ સ્વરૂપવડે ચૈતન્ય છે, તો પછી જડચેતનના ભાગ પાડવાની શી જરૂર છે? એ શંકા ઉપર કહે છે કે જડચેતનનો વિભાગ તો અનુક્રમે ચિદાભાસના નહિ હોવા અને હોવાપણાથી છે; કાંઈ કૂટસ્થવડે નથી, એટલે ચિદાભાસનું હોવાપણું એ ચેતનતા, અને નહિ હોવાપણું તે જડતા છે. ૪૫.

**यथा चेतन आभासः कूटस्थे भ्रांतिकल्पितः ।**

**अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ॥ ४६ ॥ ३४०**

**શબ્દાર્થ:—જેમ ચેતન (રૂપ) આભાસ-ચિદાભાસ, કૂટસ્થમાં ભ્રાંતિવડે કલ્પેલો છે તેમ જડ (રૂપ) ઘટાદિ પદાર્થો પણ ત્યાં (કૂટસ્થમાં) જ કલ્પેલા છે. ૪૬.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે ચેતનજડનો વિભાગ ચિદાભાસની સત્તા અને અસત્તાને આધારે છે એમ સ્વીકારીએ, તો પછી ઘટાદિ જડ પદાર્થોમાં સ્વીકારેલો આત્માનો સદ્ભાવ પડી ભાગે, આમ શંકા કરવાની નથી; કેમકે જડચેતનના વિભાગના હેતુરૂપે આપણે કૂટસ્થનો અંગીકાર કરતા નથી એ વાત ખરી, પણ તેથી કાંઈ કૂટસ્થનું અધિષ્ઠાનપણું ખંડિત થતું નથી. તે તો જેમ ચિદાભાસનું અધિષ્ઠાન છે તેમ જ ઘટાદિ જડ પદાર્થોનું પણ અધિષ્ઠાન છે. ૪૬.

**तत्तेदंते अपि स्वत्वमिव त्वमहमादिषु ।**

**सर्वत्रानुगते तेन तयोरप्यात्मतेति चेत् ॥ ४७ ॥ ३४१**

**શબ્દાર્થ:—તેપણું અને આ-પણું પણ પોતાપણાની પેઠે તું, હું, આદિમાં બધે ઠેકાણે જોડાએલું છે, તેથી તે-(तत्ता-તેપણા અને इदंता આ-પણા)નું પણ આત્મપણું છે એમ જો [કહે] તો (સાંભળ). ૪૭.**

**વિવેચન:**—આ આખો શ્લોક વાદીના પૂર્વપક્ષરૂપે છે. પાછળ ૩૩૩ મા શ્લોકમાં સ્વયંપણું બધે ઠેકાણે સામાન્ય છે અને એ જ સ્વયંપણું ૩૩૭ માં આત્મા છે એમ બતાવ્યું

છે, માટે જેમ સ્વયંપણું બધે સામાન્ય છે તેમ **તેપણું** અને **આ-પણું** પણ બધે ઠેકાણે સામાન્ય છે. જેમ 'તે હું, તે તું, તે ઘડો', એમાં **તેપણું**, અને 'આ હું, આ તે, આ તું', એમાં **આ-પણું** સામાન્ય છે, તો તેઓની પણ આત્મરૂપતા કેમ ન હોય? ૪૭.

નીચેના શ્લોકથી સિદ્ધાંતી તેનો પરિહાર કરેછે.—

**ते आत्मत्वेऽप्यनुगते तत्तेदंते ततस्तयोः ।**
**आत्मत्वं नैव संभाव्यं सम्यक्त्वादेर्यथा तथा ॥ ४८ ॥ ३४२**

**શબ્દાર્થ:—તે તત્તા અને ઇદંતા આત્મપણામાં પણ જોડાએલી છે તેથી તેઓનું આત્મપણું, જેમ સમ્યક્પણા આદિનું [આત્મપણું સંભાવ્ય નથી] તેમ સંભાવ્ય નથી જ. ૪૮.**

**વિવેચન:**—જો કે 'તું હું' આદિ વસ્તુઓમાં તે **તત્તા** અને **ઇદંતા** અનુગત છે એ વાત ખરી પણ તે તો વળી 'તું હું' આદિમાં અનુગત આત્મતા છે તેમાં પણ અનુગત છે જેમ 'તે આત્મા, આ આત્મતા' આમ વ્યવહારનો સંભવ છે આથી કરીને તે **તત્તા** અને **ઇદંતા**, આત્મતા કરતાં અધિક દેશમાં વર્તનાર છે, માટે તેની આત્મરૂપતા સંભવતી નથી. જેમ आत्मत्वं सम्यगात्मत्वमसम्यक् 'આત્મપણું સમ્યક્ (સારી રીતે) અને આત્મપણું અસમ્યક્ છે' આ વ્યવહાર પ્રમાણે આત્મતામાં સમ્યક્તા અને અસમ્યક્તા અનુગત છે તેથી કાંઈ તે સમ્યક્તાને અને અસમ્યક્તાને આત્મતા ઘટતી નથી, તેમ **તત્તા** અને **ઇદંતા** પણ આત્મતામાં અનુગત છતાં તેને આત્મપણું ઘટતું નથી. ૪૮.

**तत्तेदंते स्वतान्यत्वे त्वंताहंते परस्परम् ।**
**१ प्रतिद्वंद्वितया लोके प्रसिद्धे नास्ति संशयः ॥ ४९ ॥ ३४३**

**શબ્દાર્થ:—તેપણું અને આ-પણું, પોતાપણું અને અન્યપણું [તથા] તુંપણું અને હુંપણું [એઓ] પરસ્પર પ્રતિયોગીપણાવડે લોકમાં પ્રસિદ્ધ છે. [એમાં] સંશય નથી. ૪૯.**

**વિવેચન:**—અત્યાર સુધીમાં પ્રસંગોપાત આવી મળેલા અર્થને સમાપ્ત કરી ફલિત અર્થ દેખાડવાને માટે લોકવ્યવહારથી જે અર્થ સિદ્ધ થએલો છે તેનો અનુવાદ કરે છે. અત્ર **હુંપણા**નું પ્રતિયોગી **તુંપણું**, **સ્વયંપણા**નું પ્રતિયોગી **અન્યપણું** અને **તેપણા**નું પ્રતિયોગી **આ-પણું** છે ને તે પ્રતિયોગીપણું વ્યવહારમાં પ્રસિદ્ધ છે. ૪૯.

**अन्यतायाः प्रतिद्वंद्वी स्वयं कूटस्थ इष्यताम् ।**
**त्वंतायाः प्रतियोग्येषोऽहमित्यात्मनि कल्पितः ॥ ५० ॥ ३४४**

---

૧ દ્વંદ્વ સમાસ—સમાસમાં સમાન અધિકારવાળાં બે પદોનું એકઠાં થઇને એકરૂપે જોડાવું તે, દ્વંદ્વયુદ્ધ—કેવળ બાહુબળથી—સમાન સત્તાવાળાઓએ લડવું અને તેપણ એક બીજાની વિરૂદ્ધ ભાવનાવાળાએ, તે. આ બે શબ્દોના અર્થ સમન્વય એટલે દ્વંદ્વનો ભાવ તે દ્વંદ્વિતા એમપણ સમજાઈ જ જાય. એક બીજાં પરસ્પર વિરૂદ્ધ સત્ત્વો પ્રતિદ્વંદ્વિતાવડે રહેલાં છે. અત્ર પ્રકૃતમાં હું ને તું, પોતાપણું અને બીજાપણું, તથા તેપણું અને આ-પણું પરસ્પર વિરૂદ્ધ જાતિવાળાં છે માટે તેઓ પ્રતિદ્વંદ્વિતાવડે રહેલાં છે એવો ભાવ છે. એ પ્રતિદ્વંદ્વિતા તે જ પ્રતિયોગિતા. પ્રતિદ્વંદ્વ=બીજો બરોબરીઓ અને પ્રતિદ્વંદ્વિતા=બીજું બરોબરીઆપણું એમ કહી શકાય.

**શબ્દાર્થ:—અન્યતાનો બીજો બરોબરીઓ સ્વયં છે [તે જ] કૂટસ્થ [છે એમ] ઇચ્છો (સ્વીકારો). [અને] તુંપણાનો બીજો બરોબરીઓ આ 'હું' ચિદાભાસ, એ પ્રકારે [છે. તે] આત્મામાં કલ્પેલો છે. ૫૦.**

**अहंतास्वत्वयोर्भेदे रूप्यतेदंतयोरिव ।**
**स्पष्टेऽपि मोहमापन्ना एकत्वं प्रतिपेदिरे ॥ ५१ ॥ ३४५**

**શબ્દાર્થ:—અહંતા અને સ્વયંતાનો ભેદ, રૂપાપણાના અને આ-પણાના ભેદની પેઠે સ્પષ્ટ સતે પણ મોહ પામેલા જીવો એકપણું જાણે છે. ૫૧.**

**વિવેચન:**—આમ [1] ઉક્ત પ્રકારથી જીવ અને કૂટસ્થમાં ભેદ છતાં પણ બુદ્ધિનો સાક્ષી જે કૂટસ્થ છે, તે બુદ્ધિવડે પ્રત્યક્ષ કરાવાને અશક્ય છે; તેથી કરીને અહંવૃત્તિમાં જીવ અને કૂટસ્થ બંને ભાસે છે તોપણ અજ્ઞાનીઓ ભ્રાંતિવડે તેમને એક જ જાણે છે; પણ ભેદ કરી નથી જાણતા. ૫૧.

**तादात्म्याध्यास एवात्र पूर्वोक्ताऽविद्यया कृतः ।**
**अविद्यायां निवृत्तायां तत्कार्यं विनिवर्तते ॥ ५२ ॥ ३४६**

**શબ્દાર્થ:—આ પ્રકરણમાં પૂર્વે કહેલી અવિદ્યાએ કરેલો [આ પાછલા શ્લોકમાં બતાવેલો ભ્રમ] તાદાત્મ્યાધ્યાસ જ છે. અવિદ્યા નિવૃત્ત થયે સતે તે (અવિદ્યા)નું કાર્ય આ તાદાત્મ્યાધ્યાસ નિવૃત્ત થાય છે. ૫૨.**

**વિવેચન:**—પાછલા શ્લોકમાં જીવ અને કૂટસ્થની એકતાનો ભ્રમ કયા કારણને લઇને થાય છે એ શંકાનું સમાધાન કરી સિદ્ધાંતી કહે છે કે, પાછળ ૩૧૯ મા શ્લોકમાં અનાદિરવિવેકોઽયમ્ એમ કહીને જે અનાદિ કાળના અવિવેક—મૂલાવિદ્યા—ને બતાવેલ છે તે જ આ એકતાનું કારણ, અને એ જ તાદાત્મ્યાધ્યાસ છે. તત્ એટલે તે તાદાત્મ્ય એટલે તેરૂપપણું, અને તેરૂપપણાનો અધ્યાસ એટલે ખોટો ઉઠાવ તે તાદાત્મ્યાધ્યાસ. અર્થાત્ તે તાદાત્મ્યાધ્યાસ અવિદ્યાનું કાર્ય છે, માટે અવિદ્યા નાશ પામી એટલે તે પણ નાશ પામે છે. મતલબ કે જ્ઞાનથી તેનો છેડો આવે છે. પણ એમ નથી. આ સિદ્ધાંતથી અનુભવ જૂદો પડે છે એટલે કે,—બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન તો થાય છે, તથાપિ અવિદ્યાના કાર્યરૂપ દેહાદિક તો વર્તમાન ભાસે છે; માટે તેમ હોઈ શકે નહિ. ૫૨.

આ શંકાના સમાધાનમાં નીચેનો શ્લોક છે.—

**अविद्यावृत्तितादात्म्ये विद्ययैव विनश्यतः ।**
**विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥ ५३ ॥ ३४७**

**શબ્દાર્થ:—અવિદ્યાનું આવરણ અને તાદાત્મ્યાધ્યાસ (એ બંને) જ્ઞાનવડે જ નાશ પામે છે. [અને] વિક્ષેપનું સ્વરૂપ તો પ્રારબ્ધ ક્ષયને જુએ છે. ૫૩.**

**વિવેચન:**—પાછળ ૩૨૦ મા શ્લોકમાં બતાવ્યું છે તે અવિદ્યાનું આવરણ અને ૩૪૫ માં જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમરૂપ ૩૪૬ માં બતાવેલ તાદાત્મ્યાધ્યાસ એ બંનેનું કારણ અવિદ્યા જ છે. અવિદ્યા બ્રહ્માત્માની એકતાના જ્ઞાનથી નાશ પામે છે તેની સાથે જ

[1] પાછળ ૩૩૨—૩૪૪ શ્લોક સુધીમાં.

આ બંને નાશ પામે છે, પણ [1] વિક્ષેપ જે, સ્થૂળસૂક્ષ્મ શરીર સહિત ચિદાભાસ છે, તે તો તેના પ્રારબ્ધકર્મના અંત સુધી રહે છે. આથી કરીને અવિદ્યા નાશ પામતાં છતાં પણ તેના કાર્યરૂપ દેહાદિકની પ્રતીતિ વિરોધ પમાડતી નથી. ૫૩.

**उपादाने विनष्टेऽपि क्षणं कार्यं प्रतीक्षते ।**

**इत्याहुस्तार्किकास्तद्वदस्माकं किन्न संभवेत् ॥ ५४ ॥ ३४८**

**શબ્દાર્થઃ—ઉપાદાન કારણ નાશ પામે સતે પણ કાર્ય ક્ષણમાત્ર વાટ જુએ છે—પાછળ રહે છે. એમ નૈયાયિકો કહેતા હવા. તે એમનું કહેવું અમને શું ન સંભવે ? ( અર્થાત્ સંભવે છે. ) ૫૪.**

**ततूनां दिनसंख्यानां तैस्तादृक् क्षण ईरितः ।**

**भ्रमस्यासंख्यकल्पस्य योग्यः क्षण इहेष्यताम् ॥ ५५ ॥ ३४९**

**શબ્દાર્થઃ—દિવસોની સંખ્યાવાળા તંતુઓનો તેઓ (નૈયાયિકો)એ તેવો ક્ષણ—સમય કહેલો [છે તો] અસંખ્ય કલ્પના ભ્રમનો યોગ્ય ક્ષણ—સમય અહિંઆં (અમારા સિદ્ધાંતમાં) ઇચ્છાઓ (સ્વીકારાઓ). ૫૫.**

**વિવેચનઃ**—તાર્કિકોએ ઉપાદાનના નાશ થયાપછી તેના કાર્યને રહેવાને ક્ષણમાત્ર સમય સ્વીકાર્યો છે કાંઇ લાંબો કાળ સ્વીકાર્યો નથી એ વાત ઠીક છે. પટનું ઉપાદાન કારણ તંતુ—સૂતર છે, આ સુતરની ઉત્પત્તિનો કાળ ગણતરીમાં લઇ શકાય તેટલો છે, માટે તેનું અસ્તિત્વ રહેવાનો કાળ પણ નૈયાયિકોએ તેને યોગ્ય ક્ષણમાત્ર કલ્પ્યો છે. હવે આ સંસાર તો અનાદિકાળથી આરંભાએલ છે, માટે તેનું અવસ્થાન ( પછીથી રહેવું ) પણ યોગ્ય ક્ષણ (કાળ)સુધી હોવું જોઇએ. જેમ કુંભારે ચાકને જેટલા જોરથી ફેરવ્યો હોય તેટલા કાળસુધી પાછળથી તે ગતિમાં રહે છે તેમ. ૫૫.

**विना क्षोदक्षमं मानं तैर्वृथा परिकल्प्यते ।**

**श्रुतियुक्त्यनुभूतिभ्यो वदतां किन्नु दुःशकम् ॥ ५६ ॥ ३५०**

**શબ્દાર્થઃ—[ ને ] તાર્કિકોએ વિચાર સહિત પ્રમાણવિના [ પણ ] ફોગટ ક્ષણ કલ્પાય છે તો શ્રુતિ, યુક્તિ અને અનુભવવડે બોલતા અમને શું અશક્ય છે ! ૫૬.**

**વિવેચનઃ**—ઉપાદાન કારણ નાશ પામ્યાપછી તેનું કાર્ય રહે છે એ મત જો તાર્કિકોના સિદ્ધાંતને અવલંબીને સ્વીકારવો હોય તો શું તાર્કિકોએ ખોટું સ્વીકાર્યું માટે આપણે પણ ખોટું જ સ્વીકારવું ? આ શંકાના સમાધાન માટે બતાવે છે કે ના. તેમ નથી. તાર્કિકોએ જે ક્ષણ માનેલો છે તે તો વિચારસહિત પ્રમાણવિના માનેલો છે; પણ અત્ર વેદાંતસિદ્ધાંતમાં તો तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये 'જ્યાંસુધીમાં શરીર છે ત્યાંસુધીમાં તે જ્ઞાનીને પછી પણ રહેવાનું છે. શરીરપાત પછી મોક્ષ છે' આ છાંદોગ્યની શ્રુતિથી, કુંભારના ચક્રના ભ્રમણરૂપ યુક્તિથી અને વિદ્વાનોના અનુભવથી, આમ ત્રણ જાતનાં સબળ પ્રમાણોથી અમે ઉપાદાનના નાશ પછી પણ કાર્યની સ્થિતિ બતાવીએ છીએ, તો તે અમને શું અયોગ્ય છે? કાંઈ અયોગ્ય નથી પણ વાસ્તવ છે. ૫૬.

---

૧ વિક્ષેપના સ્વરૂપ માટે જુઓ પાછળનો શ્લોક ૩૨૭ મો.

आस्तां दुस्तार्किकैः साकं विवादः प्रकृतं ब्रुवे ।
स्वाहमोः सिद्धमेकत्वं कूटस्थपरिणामिनोः ॥ ५७ ॥ ३५१

શબ્દાર્થ:—વિવાદ કુતાર્કિકોની સાથે હો. [ હમણાં તો ] પ્રકૃતને કહે છે. નિર્વિકારી ( કૂટસ્થ ) અને વિકારી ( પરિણામી ચિદાભાસ ) એવા પોતાપણા અને હુંપણાનું એકપણું સિદ્ધ [ જ છે ]. ૫૭.

भ्राम्यंते पंडितंमन्याः सर्वे लौकिकतैर्थिकाः ।
*अनादृत्य श्रुतिं मौर्ख्यात्केवलां युक्तिमाश्रिताः ॥५८॥ ३५२

શબ્દાર્થ:—[ પોતાની ] મૂર્ખતાથી શ્રુતિ ભગવતીનો અનાદર કરીને કેવળ યુક્તિને આશ્રય કરી રહેલા [ અને ] પોતાને પંડિત માનનારા તથા લૌકિક તીર્થોથી પોતાને કૃતાર્થ માનનારા અથવા લૌકિક અને નૈયાયિક આદિ સઘળા શાસ્ત્રવેત્તા પુરૂષો ભમે છે. ૫૮.

पूर्वापर परामर्शविकलास्तत्र केचन ।
वाक्याऽऽभासान् स्वस्वपक्षे योजयंत्यप्यलज्जया॥५९॥ ३५३

શબ્દાર્થ:—કેટલાએક [ ભગવતી શ્રુતિના ] આગળ પાછળના વિચાર [ જાણ્યા ] વિનાના ( પુરૂષો ) ત્યાં ( પોતપોતાના પક્ષમાં ) નિર્લજ્જપણા-વડે શ્રુતિવાક્યના તાણીતુશીને એકઠા કરેલા અર્થને જોડે છે. ૫૯.

## ૨ આત્મતત્ત્વના વિવેચનમાં આત્મામાં વિવાદ. ૩૫૪—૩૯૫.

### ૧ આત્મસ્વરૂપમાં વિવાદ. ૩૫૪—૩૭૧.

कूटस्थादिशरीरांतसंघातस्याऽऽत्मतां जगुः ।
लोकायताः पामराश्च प्रत्यक्षाभासमाश्रिताः ॥ ६० ॥ ३५४

શબ્દાર્થ:—પ્રત્યક્ષ પ્રમાણના આભાસને આશ્રય કરી રહેલા અને પામર એવા ચાર્વાકાદિના મતવાળા નાસ્તિકો, કૂટસ્થ આદિ લઇને શરીર પર્યંતના સર્વ સમૂહને આત્મપણું [ છે એમ ] કહેતા હુવા. ૬૦

વિવેચન:—અહીંથી શરૂ થતા પ્રકરણના ભાગમાં આત્માના સ્વરૂપવિષે વાદીઓની તકરારોનો અનુવાદ કરી તેમનું ગ્રંથકર્ત્તા ખંડન કરી બતાવે છે. પ્રથમ કેવળ પ્રત્યક્ષ પ્રમાણને માનનારા ચાર્વાકાદિના મતવાળા નાસ્તિકોનું ખંડન કરે છે. દેખાતા સ્થૂળ શરીર આદિને તેઓ આત્મા માને છે, પણ તેમાં તેમનું પ્રમાણ વ્યભિચાર પામે છે; માટે અત્ર તેમને પ્રત્યક્ષ પ્રમાણના આભાસનો આશ્રય કરી રહેલા એવું વિશેષણ લગાડયું છે. ૬૦

श्रौतीकर्त्तुं स्वपक्षं ते कोशमन्नमयं तथा ।
विरे[illegible] सिद्धांतं प्रमाणं [illegible] ॥ ६१ ॥ ३५५

શબ્દાર્થ:—તેઓ પોતાના પક્ષને શ્રુતિસિદ્ધ કરવાને માટે અન્નમયકોશ તથા વિરોચનના સિદ્ધાંતને પ્રમાણ ( કરીને ) પ્રતિજ્ઞા કરે છે. ૬૧.

---

* આ ત્રીજું પદ પાછળ ૯૬ મા શ્લોકમાં પહેલું પદ છે.

વિવેચન:—પાછળ ૩૫૩ માં શ્લોકમાં બતાવ્યા પ્રમાણે એ વાદીઓ ભગવતી શ્રુતિના આગળ પાછળના સંબંધને જાણ્યા વગર પોતાનો મત શ્રુતિસિદ્ધ છે એમ બતાવવા ફાંફાં મારે છે. નાસ્તિકો स वा एष पुरुषोऽन्नरसमयः ‘ તે આ પુરૂષ અન્નરસમય છે ’ આ તથા વિરોચનનો સિદ્ધાંત आत्मैव देहमयः ‘ આત્મા જ દેહમય છે ’ એ શ્રુતિવાક્યોને પ્રમાણરૂપે લઇ અન્નમય કોશને આત્મા છે એમ સિદ્ધ કરવાને મંડી પડે છે; પરંતુ ઉદાહરણ કરી બતાવેલાં વાક્યો જે પ્રકરણમાં આવેલાં છે તે પ્રકરણોને જાણ્યા વિનાની તેમની આ વાત સિદ્ધ થઇ શકતી નથી. વળી બીજા નાસ્તિકો ઈંદ્રિયોને આત્મા માને છે તેથી દેહ આત્મા છે એ વાતનું ખંડન થાય છે. ૬૧.

**जीवात्मनिर्गमे देहमरणस्यात्र दर्शनात् ।**

**दे[illegible]तिरि[illegible] आत्मेत्याहुर्लो[illegible]यतः परे ॥ ६२ ॥ ३५६**

**શબ્દાર્થ:—જીવાત્મા [ દેહથી બહાર ] ગયે સતે દેહના મરણનું દર્શન થવાથી અહીં દેહથી ભિન્ન જ આત્મા [ છે ], એમ બીજા નાસ્તિકો કહેતા હવા. ૬૨.**

**દેહથી ભિન્ન આત્માને બતાવે છે.—**

**प्रत्यक्षत्वेनाभिमताऽहंधीर्देहातिरेकिणम् ।**

**गमयेदिंद्रियात्मानं [illegible]मीत्यादिप्रयोगतः ॥ ६३ ॥ ३५७**

**શબ્દાર્થ:—પ્રત્યક્ષ પ્રમાણવડે માનેલી બુદ્ધિ, ‘ હું બોલું છું ’ ઈત્યાદિ પ્રયોગથી દેહથી ભિન્ન ઇંદ્રિયરૂપ આત્માને જણાવે છે. ૬૩.**

વિવેચન:—‘ હું બોલું છું ’ એમાં અહંબુદ્ધિ—અંતઃકરણરૂપ ઈંદ્રિય દેહથી ભિન્ન છે માટે અહંબુદ્ધિગમ્ય ઈંદ્રિય આત્મા છે એમ સમજવું. ૬૩.

**वागादीनामिंद्रियाणां कलहः श्रुतिषु श्रुतः ।**

**तेन चैतन्यमेतेषामात्मत्वं तत एव हि ॥ ६४ ॥ ३५८**

**શબ્દાર્થ:—વાણી આદિ ઇંદ્રિયોનો કલહ શ્રુતિઓમાં સાંભળેલો [છે] તેણે કરીને એઓનું ચેતનપણું [છે]. જેથી કરીને ( ઇંદ્રિયોનું ચેતન છે ) તેથી કરીને [ તેઓનું ] આત્મપણું [ પણ છે ] જ. ૬૪.**

કેટલાક નાસ્તિકો પ્રાણને આત્મા કહે છે તે મતથી ઈંદ્રિયની આત્મતાનું ખંડન થાય છે તે નીચે બતાવે છે.—

**[illegible]र्भाः प्राणात्मवा[illegible]स्त्वेवमूचिरे ।**

**च[illegible]राद्यक्षलोपेऽपि [illegible] तु जीवति ॥ ६५ ॥ ३५९**

**શબ્દાર્થ:—હિરણ્યગર્ભ [ સમષ્ટિપ્રાણ ] ના ઉપાસકો [ જેઓ ] પ્રાણ એ જ આત્મા છે એમ કહેનાર વાદીઓ છે [ તેઓ ] તો ‘ ચક્ષુ આદિ ઈંદ્રિયોના લોપ સતે પણ [ અને ] પ્રાણ હોતે સતે [ પુરૂષ ] જીવે છે એ પ્રમાણે કહેતા હવા. ૬૫.**

**प्राणो जगर्ति सुप्तेऽपि प्राणश्रैष्ठ्यादिकं श्रुतम् ।**

**कोशः प्राणमयः सम्यग्विस्तरेण प्रपंचितः ॥ ६६ ॥ ३६०**

**શબ્દાર્થ:—( બીજી ઇંદ્રિયો ઉંઘ્યા છતાં પણ ) પ્રાણ સુષુપ્તિમાં પણ જાગે છે [ અને ] પ્રાણનાં શ્રેષ્ઠતા આદિ ( લક્ષણ ) ભગવતી શ્રુતિમાં સાંભળ્યાં [ છે. વળી ] પ્રાણમય કોશ [ શ્રુતિઓમાં ] સારી રીતે વિસ્તારવડે વર્ણવેલો [છે]. ૬૬.**

વિવેચન:—प्राणादय एवैतस्मिन्पुरे जाग्रति ' પ્રાણાદિ જ આ શરીરરૂપી પુરમાં જાગે છે ' આ વાક્યથી માત્ર પ્રાણ જ શરીરમાં જાગનાર–ચેતન–છે એમ તથા तत्प्राणे प्रपन्न उदतिष्ठत् तदुक्थमभवत्तदेतदुक्थम् ' તે ઇંદ્રિયોનો સમૂહ પ્રાણમાં પ્રાપ્ત થયો લય થયો સતો જાગ્રદવસ્થામાં ઉઠે છે તેથી તે *પ્રાણ ઉકથ હોતો હવો માટે આ પ્રાણ ઉકથ છે' આ વાક્યથી પ્રાણની શ્રેષ્ઠતા બતાવી છે; અને अन्योऽतर आत्मा प्राणमयः ' અન્નમયથી ભિન્ન અને માંહે એવો પ્રાણમય આત્મા છે ' એ વાક્યથી પ્રાણમય કોશનું વર્ણન શ્રુતિમાં વિસ્તારથી કરેલું છે આથી પ્રાણવાદીઓ પ્રાણને આત્મા કહેવાને ઇચ્છે છે. ૬૬.

વળી બીજા વાદીઓ જેઓ પ્રાણની પણ અંદર વર્તનાર મન છે તેને આત્મા માને છે. ને તેથી પ્રાણવાદનું ખંડન થાય છે; તે નીચે બતાવે છે.—

**मन आत्मेति मन्वंत उपासनपरा जनाः ।**

**प्राणस्याभोक्तृता स्पष्टा भोक्तृत्वं मनसस्ततः ॥६७॥ ३६१**

**શબ્દાર્થ:—પ્રાણનું અભોક્તૃત્વ સ્પષ્ટ [ છે અને ] મનનું ભોક્તાપણું [ છે ] તેથી ઉપાસનામાં આસક્ત એવા માણસો મન આત્મા [ છે ] એમ માને છે. ૬૭.**

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

**श्रुतो मनोमयः कोशस्तेनात्मेतीरितं मनः ॥ ६८ ॥ ३६२**

**શબ્દાર્થ:—માણસોના બંધ અને મોક્ષનું કારણ મન [છે. વળી] મનોમય કોશ [1] શ્રુતિમાં સાંભળ્યો [છે] તેથી કરીને ' મન આત્મા છે ' એમ કહેલું [છે]. ૬૮.**

ક્ષણિકવિજ્ઞાનવાદી બુદ્ધના શિષ્ય યોગાચારના મતને અનુસરનારા, વિજ્ઞાનમયને આત્મા માને છે તેથી આ મતનું ખંડન થાય છે. નીચેના શ્લોકમાં આ બીજો મત બતાવે છે.—

**विज्ञानमात्मेति पर आहुः क्षणिकवादिनः ।**

**यतो विज्ञानतत्वं मनसो गम्यते स्फुटम् ॥ ६९ ॥ ३६३**

---

* જેનાથી ઇંદ્રિય સમૂહ ઉઠે છે તે ઉકથ કહેવાય છે.

१ तस्माद्वा एतस्मात्प्राणमयादन्योऽतर आत्मा मनोमयः 'તે આ પ્રાણમયથી અન્ય અંદરનો જે મનોમય તે આત્મા છે' આ શ્રુતિને આધારે મન આત્મા છે એમ તેઓ કહે છે.

શબ્દાર્થ:—જેથી કરીને મનનું વિજ્ઞાનમૂળપણું સ્પષ્ટ જણાય છે [તેથી કરીને] બીજા બૌદ્ધ ક્ષણિકવાદીઓ બુદ્ધિને આત્મા [છે] એમ કહેતા હવા. (કહેવાનો ભાવ એવો છે કે મનનું મૂળ વિજ્ઞાનરૂપ બુદ્ધિ છે તેથી બુદ્ધિ મનથી પણ અંદર છે માટે તે જ આત્મા છે). ૬૯.

अहंवृत्तिरिदंवृत्तिरित्यंतःकरणं द्विधा ।
विज्ञानं स्यादहंवृत्तिरिदंवृत्तिर्मनो भवेत् ॥ ७० ॥ ३६४

શબ્દાર્થ:—અહંવૃત્તિ [અને] ઈદંવૃત્તિ એમ અંતઃકરણ બે પ્રકારનું [છે. તેમાં] અહંવૃત્તિ, બુદ્ધિ છે; અને ઈદંવૃત્તિ—ઈદમંશ મન છે. (કહેવાનો ભાવ એવો છે કે ઈદંવૃત્તિ જે મન તે અહંવૃત્તિ બુદ્ધિનું કાર્ય છે અને આ અહંવૃત્તિ તેનું કારણ છે). ૭૦

अहंप्रत्ययबीजत्वमिदंवृत्तेरिति स्फुटम् ।
अविदित्वा स्वमात्मानं बाह्यं वेत्ति न तु क्वचित् ॥७१॥ ३६५

શબ્દાર્થ:—ઈદંવૃત્તિ જે મન તેનું, અહંવૃત્તિ જે બુદ્ધિ છે તેને બીજપણું એ પ્રકારે સ્ફુટ છે, [કેમકે માણસ] પોતાનું સ્વરૂપ જે અહંવૃત્તિ છે તેને નહિ જાણીને તો કાંઈપણ બહારનાને જાણતો નથી. ૭૧.

વિવેચન:—ફરીને પણ મન અને બુદ્ધિનો કાર્યકારણભાવ દેખાડે છે. માણસના મનમાં જે કાંઈ બહારના પદાર્થો જોતાં 'આ' એવો ભાસ થાય છે તે જો તેને પોતામાં 'હું' એવો ભાવ થયો છે તો જ થાય છે. હુંબુદ્ધિ થયા વગર ઈદંબુદ્ધિ થતી જ નથી. હુંબુદ્ધિ—અહંવૃત્તિ—વિજ્ઞાનમય—બુદ્ધિ, એ પ્રથમ અને ત્યારપછી ઈદંવૃત્તિ-મન તેનું કાર્ય છે; એ વાત અતિશય સ્પષ્ટ છે. ૭૧.

क्षणे क्षणे जन्मनाशावहंवृत्तेर्मितौ यतः ।
विज्ञानं क्षणिकं तेन स्वप्रकाशं स्वतो मितेः ॥ ७२ ॥ ३६६

શબ્દાર્થ:—જે કારણથી [વિજ્ઞાનવાદીઓએ] અહંવૃત્તિનો જન્મ અને નાશ પ્રત્યેક ક્ષણમાં માનેલો [છે], તે કારણવડે વિજ્ઞાન ક્ષણિક છે. [પણ તે] પોતાની મેળે જ પ્રમાનો વિષય થયાથી સ્વપ્રકાશ છે. [આમ ક્ષણિકવાદી માને છે.] ૭૨.

વિજ્ઞાનમયની આત્મતામાં શ્રુતિનું પ્રમાણ બતાવે છે.—

विज्ञानमयकोशोऽयं जीव इत्यागमा जगुः ।
सर्वसंसार एतस्य जन्मनाशसुखादिकः ॥ ७३ ॥ ३६७

શબ્દાર્થ:—વિજ્ઞાનમયકોશ જીવ છે [અને] જન્મ, નાશ, આદિક સર્વ સંસાર [પણ] એ જીવ-વિજ્ઞાનમયને છે એમ શ્રુતિઓ કહેતી હવી. ૭૩.

વિવેચન:—तस्माद्वा एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमयः 'તે આ મનોમયથી ભિન્ન અંદર વિજ્ઞાનમય આત્મા છે' આ શ્રુતિ અને विज्ञानं यज्ञं तनुते 'વિજ્ઞાન યજ્ઞને વિસ્તારે છે' એ શ્રુતિના પ્રમાણથી વિજ્ઞાનવાદીઓ વિજ્ઞાનમયકોશને આત્મા કહેવા માગે છે. ૭૩.

આ મતનું પણ બૌદ્ધનો માધ્યમિક નામનો નાસ્તિકવાદ જે શૂન્યવાદ કહેવાય છે તેનાથી ખંડન થાય છે; માટે આ શૂન્યવાદીનો મત નીચે બતાવે છે.—

**विज्ञानं क्षणिकं नात्मा विद्युदभ्रनिमेषवत् ।**

**अन्यस्यानुपलब्धत्वाच्छून्यं माध्यमिका जगुः ॥ ७४ ॥ ३६८**

**શબ્દાર્થ:—વિજળી, મેઘ (વાદળાં) [અને] નિમેષની પેઠે ક્ષણિક [જે] વિજ્ઞાન [તે] આત્મા નથી. [અને] અન્યને અપ્રતીત હોવાથી માધ્યમિકો શૂન્યને [આત્મા] કહે છે. ૭૪.**

**असदेवेदमित्यादाविदमेव श्रुतं ततः ।**

**ज्ञानज्ञेयाऽऽत्मकं सर्वं जगद् भ्रांतिप्रकल्पितम् ॥ ७५ ॥ ३६९**

**શબ્દાર્થ—'આ જગત્ અસત્ જ હતું' ઇત્યાદિ શ્રુતિમાં આમ જ સાંભળેલું [છે], તેથી જ્ઞાન અને જ્ઞેયરૂપે સર્વ જગત્ ભ્રાંતિએ કલ્પેલું [છે]. ૭૫.**

**निरधिष्ठानविभ्रांतेरभावादात्मनोऽस्तिता ।**

**शून्यस्यापि ससाक्षित्वादन्यथा नोक्तिरस्य ते ॥ ७६ ॥ ३७०**

**શબ્દાર્થ:—અધિષ્ઠાનવિના ભ્રાંતિનો અભાવ હોવાથી [અને] શૂન્યનું પણ સાક્ષીવાળાપણું હોવાથી આત્માનું અસ્તિત્વ [છે એમ માનવું જોઇએ] બીજી રીતે તારા આ (શૂન્ય)ની ઉક્તિ પણ નથી ઘટતી. ૭૬.**

**વિવેચન:**—સીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે તે જો સીપ જ ન હોય તો થાય નહિ. અર્થાત્ અધિષ્ઠાન સીપ વગર રૂપાની ભ્રાંતિ થાય નહિ. ઉપરના શ્લોકમાં શૂન્યવાદીએ કહ્યું છે કે શૂન્યમાં સર્વ જગત્ કલ્પાએલું છે એ સિદ્ધાંતમાં આ દોષ આવે છે. વળી શૂન્યવાદીએ પણ 'શૂન્ય છે' એમ કહેવા શૂન્યને જાણનાર કોઈ બીજો સાક્ષી માન્યાવગર 'શૂન્ય છે' એ ઉક્તિને સિદ્ધ કરી શકાય તેમ નથી, માટે શૂન્યના સાક્ષીરૂપે અને જગત્ના અધિષ્ઠાનરૂપે પણ કોઇને માનવાની જરૂર પડશે. જેને માનો તે આત્મા છે. ૭૬.

બીજા વાદીઓ આનંદમયને આત્મા કહે છે તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

**अन्यो विज्ञानमयत आनंदमय आंतरः ।**

**अस्तीत्येवोपलब्धव्य इति वैदिकदर्शनम् ॥ ७७ ॥ ३७१**

**શબ્દાર્થ:—વિજ્ઞાનમયથી ભિન્ન અંદર આનંદમય [છે તે] 'છે એમ જ જાણવાને યોગ્ય છે' એમ વૈદિકદર્શન [છે]. ૭૭.**

**વિવેચન:**—तस्माद्वा एतस्माद्विज्ञानमयात् अन्योऽतर आत्मानंदमयः 'તે આ વિજ્ઞાનમયથી ભિન્ન અંદર આનંદમય છે તે આત્મા છે' આ અને [1]अस्तीत्येवोपलब्धव्यस्तत्वभावेन 'છે એમ જ પરમાર્થરૂપવડે આત્મા જાણવાયોગ્ય છે' આ બંને શ્રુતિપ્રમાણને અવલંબીને બીજા નૈયાયિકો પણ વેદના સિદ્ધાંતને જ પ્રકાશે છે. ૭૭.

## ૨ આત્માના પરિમાણમાં વિવાદ. ૩૭૨—૩૮૦.

[1] કઠોપનિષદ્ની ૬ ઠી વલ્લીમાં ૧૩ મી શ્રુતિ.

अणुर्महान्मध्यमो वेत्येवं तत्रापि वादिनः ।
बहुधा विवदन्ते हि श्रुतियुक्तिसमाश्रयात् ॥ ७८ ॥ ३७२

શબ્દાર્થ:—ત્યાં (તે આત્મામાં) પણ વાદીઓ શ્રુતિ અને યુક્તિના આશ્રયથી, [તે] સૂક્ષ્મ, મહાન્ કે મધ્યમ [છે] એમ ઘણે પ્રકારે વિવાદ કરે છે. ૭૮.

अणुं वदन्त्यान्तराला: सूक्ष्मनाडीप्रचारतः ।
रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम् ॥ ७९ ॥ ३७३
अणोरणीयानेषोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्विति ।
अणुत्वमाहुः श्रुतयः शतशोऽथ सहस्रशः ॥ ८० ॥ ३७४
* बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेय इति चाऽऽहापरा श्रुतिः॥८१॥ ३७५

શબ્દાર્થ:—સૂક્ષ્મ નાડીઓમાં [આત્માની] ગતિ હોવાથી આંતરાલ નામના વાદીઓ [તેને] અણુ જેવડો કહે છે, આ (આત્મા) રૂંવાડાના હજાર ભાગની બરોબરની (નાડીઓ)માં ગતિ કરે છે. (૭૯). [આત્મા] 'અણુથી પણ અણુ [છે]' 'આ [આત્મા] અણુ [છે]' 'સૂક્ષ્મથી સૂક્ષ્મ [છે]' એ પ્રકારે સેંકડો અને હજારો શ્રુતિઓ [આત્માનું] અણુપણું કહેતી હવી. (૮૦). અને 'વાળના અગ્રના સોમા ભાગનો સો પ્રકારે કલ્પેલાનો પણ ભાગ, તે જીવ જાણવો' એ પ્રકારે બીજી શ્રુતિ કહેતી હવી. ૮૧.

વિવેચન:—આંતરાલ વાદીઓ આત્માને અણુ માને છે. પોતાના મતને તેઓ નીચેની શ્રુતિથી પ્રમાણ આપે છે. अणोरणीयान् महतो महीयान् 'આત્મા અણુથી અણુ અને મહાનૂથી મહાન્ છે' एषोऽणुरात्मा चेतसा वेदितव्यः 'આ આત્મા અણુ છે ને ચિત્તથી જાણવા યોગ્ય છે' सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं '(આત્મા) સૂક્ષ્મથી સૂક્ષ્મ અને નિત્ય છે.' વળી ૮૧ મા શ્લોકના પૂર્વાર્દ્ધરૂપે પણ શ્રુતિ જ છે. એમાં પણ 'ભોવાળાના અગ્રભાગના દશ હજારમા ભાગ જેવડો આત્મા સૂક્ષ્મ છે' એમ બતાવ્યું છે. આ બતાવેલી શ્રુતિઓના આધારથી પોતાના મતને આંતરાલ વાદીઓ સમર્થન કરે છે. ૭૯-૮૧.

આ ઉપર દિગંબર વાદીઓના મતનો કર્ત્તા અનુવાદ કરી બતાવે છે.—

दिगंबरा मध्यमत्वमाहुरापादमस्तकम् ।
चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्रश्रुतेरपि ॥ ८२ ॥ ३७६
सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्मैरवयवैर्भवेत् ।
स्थूलदेहस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत् ॥ ८३ ॥ ३७७
न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः ।
आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चितम् ॥ ८४ ॥ ३७८

* શ્વેતાશ્વતરોપનિષદ્ના ૫ મા અધ્યાયમાં ૯ મો મંત્ર.

શબ્દાર્થ:—પગથી તે માથા સુધી ચૈતન્યનું ફેલાઇ રહેવાપણું હોવાથી [તથા] 'નખાગ્ર સુધી' એવી શ્રુતિ હોવાથી, દિગંબર નામના વાદીઓ [આત્માનું] મધ્યમપણું કહેતા હુવા. (૮૨). સ્થૂલ શરીરના (બે) હાથવડે અંગરખામાં પ્રવેશ કરવાની પેઠે સૂક્ષ્મ નાડીઓમાં [આત્માની] ગતિ તો [તેના] સૂક્ષ્મ અવયવોવડે થાય છે. (૮૩). નાના મોટા શરીરોમાં પણ [આત્માનો] પ્રવેશ, આત્માના અંશોના જવા આવવાવડે થાય છે, [અને] તેણે કરીને [આત્માનું] મધ્યમપણું નિશ્ચય કરાએલું [છે]. ૮૪.

વિવેચન:—ઉપર બતાવ્યા પ્રમાણે આત્મા જો અતિ સૂક્ષ્મ જ હોય તો તે આખા શરીરમાં છે એમ કહેવાય નહિ. પગથી તે માથા સુધીમાંની પીડા એકી કાળે આપણને જણાય છે; માટે આત્મા સૂક્ષ્મ નથી પણ આખા શરીરમાં રહેવો જોઇએ. તે શરીરના એક દેશમાં કે શરીરની બહાર પણ ન હોવો જોઇએ પણ स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः એ શ્રુતિ પ્રમાણે 'તે આ આત્મા અહીં સર્વ શરીરમાં નખના અગ્ર ભાગ સુધીમાં પેઠેલો છે.' જો કે આત્મા મધ્યમ પરિમાણવાળો છે ખરો તથાપિ સ્થૂલ શરીરના બે હાથવડે અંગરખામાં પ્રવેશ કરવાથી જેમ અંગરખું પહેર્યું કહેવાય છે, તેમ આત્માના સૂક્ષ્મ અંશો સૂક્ષ્મ નાડીઓમાં જાય છે, તેથી પાછળ ૩૭૩ મા શ્લોકમાંની વાતનું સમાધાન થાય છે. નાનાંમોટાં સર્વ શરીરોમાં તેના અંશો માત્ર જાય છે. અર્થાત્ આત્મા સૂક્ષ્મ નથી પણ મધ્યમ પ્રમાણનો છે એમ અમારો મત છે. ૮૨–૮૪.

આ મતમાં દોષ દેખાડનાર બીજો મત બતાવે છે.—

सांशस्य घटवन्नाशो भवत्येव तथा सति ।
कृतनाशाकृताभ्यागमयोः को वारको भवेत् ॥ ८५ ॥ ३७९
तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः ।
आकाशवत् सर्वगतो निरंशः श्रुतिसंमतः ॥ ८६ ॥ ३८०

શબ્દાર્થ:—અંશવાળા (આત્મા) નો, (સાંશ) ઘડાની પેઠે નાશ થાય છે જ. [અને] તેમ હોવાથી (દિગંબરના મતમાં આત્મા અવયવવાળો હોવાથી) [તેમાં] કૃતનાશ અને અકૃતાભ્યાગમ (રૂપ બે દોષો આવી મળે છે તે) નો અટકાવનાર કોણ છે? (૮૫). એટલા માટે આત્મા મહાન્ જ [છે]. અણુ–સૂક્ષ્મ નથી જ. [અને] મધ્યમ પણ નથી. [તે તો] [1] આકાશની પેઠે સર્વ ઠેકાણે ગએલો [અને] [2] અવયવ વગરનો ભગવતી શ્રુતિએ માનેલો [છે].૮૬.

૩ આત્માના વિશેષ સ્વરૂપમાં વિવાદ. ૩૮૧–૩૯૫.

इत्युक्त्वा तद्विशेषे तु बहुधा कलहं ययुः ।
अचिद्रूपोऽथ चिद्रूपश्चिदचिद्रूप इत्यपि ॥ ८७ ॥ ३८१

१ आकाशवत्सर्वगतश्च नित्यः 'આકાશની પેઠે સર્વ ઠેકાણે ગએલો અને નિત્ય એવો આત્મા છે'.
२ निष्कलं निष्क्रियं 'તે આત્મા કળા—અવયવ વગરનો અને ક્રિયા રહિત છે'.

**શબ્દાર્થ:—એ પ્રમાણે આત્માનું મહાન્પણું કહીને [તેના] વિશેષ (બધાથી વિલક્ષણ) સ્વરૂપમાં તો, [આત્મા] જડરૂપ [છે], ચેતનરૂપ [છે]. કે જડચેતનના ઉભય રૂપે છે એમ પણ [વાદીઓ] ઘણે પ્રકારે કલહ (વાદવિવાદ) પામેલા છે. ૮૭.**

૧ પ્રાભાકર અને નૈયાયિકોનો આત્માવિષે મત. ૩૮૨-૩૮૭.

**प्राभाकरास्तार्किकाश्च प्राहुरस्याचिदात्मताम् ।**

**आकाशवद् द्रव्यमात्मा शब्दवत्तद्गुणश्चितिः ॥ ८८ ॥ ३८२**

**શબ્દાર્થ:—પ્રભાકર ભટ્ટના મતવાળા તેના શિષ્યો અને નૈયાયિકો આ (આત્મા)ની જડતા કહેતા હવા. [એટલે કે,-] આત્મા આકાશની પેઠે * દ્રવ્ય છે [અને આકાશના] શબ્દ ગુણની પેઠે ચેતન તે (આત્મા)નો ગુણ છે. ૮૮.**

**વિવેચન:—**આ શ્લોકમાં પ્રભાકર ભટ્ટના મતનો અને નૈયાયિકોના મતનો અનુવાદ કરે છે. આકાશની પેઠે આત્મા પણ ગુણવાળો છે, માટે તે દ્રવ્ય હોવાને યોગ્ય છે. જો કે આત્મા દ્રવ્ય છે, તોપણ તે પૃથિવ્યાદિ દ્રવ્યોથી પોતાના જ્ઞાન ગુણને લીધે ભેદ પામે છે. જે દ્રવ્યો પૃથિવ્યાદિ દ્રવ્યોથી ભેદ પામતાં નથી તેઓ જ્ઞાન ગુણવાળાં પણ નથી. આ અનુમાન છે. ઇચ્છા, દ્વેષઆદિ બીજા ગુણો પણ આત્માના જ છે.૮૮.

એ ગુણોનાં ઉત્પત્તિનાશ મનના યોગાયોગથી છે તે બતાવે છે:—

**इच्छाद्वेषप्रयत्नाश्च धर्माधर्मौ सुखासुखे ।**

**तत्संस्काराश्च तस्यैते गुणाश्चितिवदीरिताः ॥ ८९ ॥ ३८३**

**શબ્દાર્થ:—**‡**ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન અને ધર્મ તથા અધર્મ, સુખ તથા દુ:ખ અને તેઓના સંસ્કાર એ (આઠ) તે (આત્મા)ના જ્ઞાન (ચેતન) ના જેવા ગુણો કહેલા છે. ૮૯.**

**आत्मनो मनसा योगे स्वादृष्टवशतो गुणाः ।**

**जायंतेऽथ प्रलीयन्ते सुषुप्तेऽदृष्टसंक्षयात् ॥ ९० ॥ ३८४**

**चितिमत्त्वाच्चेतनोऽयमिच्छाद्वेषप्रयत्नवान् ।**

**स्याद्धर्माधर्मयोः कर्त्ता भोक्ता दुःखादिमत्त्वतः ॥ ९१ ॥ ३८५**

**શબ્દાર્થ:—આત્માનો મન સાથે યોગ થયે સતે પોતાના પ્રારબ્ધ વશથી (એ) ગુણો ઉત્પન્ન થાય છે. અને પછી સુષુપ્તિના સમયમાં પ્રારબ્ધના**

* પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન; એ નૈયાયિકોના મત પ્રમાણે નવ દ્રવ્ય કહેવાય છે. गुणवत्वं द्रव्यं 'જે ગુણવાળું છે તે દ્રવ્ય' એવી તેની વ્યાખ્યા આપી છે. આકાશનો જેમ શબ્દ ગુણ છે, તેમ આત્માનો ચેતન ગુણ છે. જુઓ તર્કસંગ્રહ.

‡ ઇચ્છા—કામ, દ્વેષ—ક્રોધ, પ્રયત્ન-કૃતિ, વિહિત એટલે શાસ્ત્રે આજ્ઞા કરેલ કર્મ કરવાથી ઉત્પન્ન થવા યોગ્ય ધર્મ, નિષિદ્ધ કર્મથી ઉત્પન્ન થવા યોગ્ય અધર્મ, સર્વને અનુકૂળ જાણવા યોગ્ય તે સુખ, પ્રતિકૂળ જાણવા યોગ્ય તે દુ:ખ અને એ બધા ગુણોથી છઠ્ઠું ભાવનારૂપ બુદ્ધિતત્ત્વ એ આઠ ગુણો પણ આત્માના છે. જુઓ તર્કસંગ્રહ.

ક્ષયથી—મન અને આત્માના સંયોગાભાવથી—વિયોગથી [તેઓ] લય પામે છે. (૯૦). [આત્મામાં] જ્ઞાન ગુણ હોવાથી આ (આત્મા) ચેતન છે, [અને] ઇચ્છા, દ્વેષ તથા પ્રયત્નવાળો છે. તે ધર્મ અને અધર્મનો કર્તા [તથા] સુખદુઃખવાળો છે તેથી [તેનો] ભોક્તા છે. ૯૧.

यथाऽत्र कर्मवशतः कादाचित्कं सुखादिकम् ।
तथा लोकांतरे देहे कर्मणेच्छादि जन्यते ॥ ९२ ॥ ३८६

શબ્દાર્થ:—જેમ અહિઆં (આ શરીરમાં—લોકમાં) કર્મવશાત્ કોઈ કોઈ વાર થનાર સુખદુઃખ આદિ [ઉત્પન્ન થાય છે], તેમ બીજા લોકમાં [પ્રાપ્ત થએલ] દેહમાં [પણ] કર્મવડે ઇચ્છાદિક ઉત્પન્ન થાય છે. ૯૨.

વિવેચન:—નૈયાયિકોના મતમાં આત્માને તો વિભુ—વ્યાપક માનેલો છે અને એમ હોવાથી આત્માને પરલોકાદિમાં જવું આવવું સંભવતું નથી. એ શંકાના સમાધાન માટે—નૈયાયિકો કહે છે કે, આ શરીરમાં કર્મવશાત્ ઇચ્છા આદિક ઉત્પન્ન થતાં તેમાં આત્માની સ્થિતિ-આદિનો જેમ વ્યવહાર સિદ્ધ છે, તેમજ પરલોકમાં પણ બીજો દેહ ઉત્પન્ન થઈ તે દેહવાળા આત્માના પ્રદેશમાં ઇચ્છા આદિના પ્રભાવથી તેનું જવુંઆવવું એ રૂપ વ્યવહાર સંભવે છે. ૯૨.

एवं च सर्वगस्यापि संभवेतां गमागमौ ।
कर्मकांडः समग्रोऽत्र प्रमाणमिति तेऽवदन् ॥ ९३ ॥ ३८७

શબ્દાર્થ:—અને એ પ્રમાણે સર્વગ (સર્વ ઠેકાણે ગએલા—વ્યાપી રહેલ આત્મા) નું પણ જવું અને આવવું સંભવે છે. અહિઆં સમગ્ર કર્મકાંડ પ્રમાણ છે, એમ તેઓ (પ્રાભાકર અને નૈયાયિકો) કહેતા હવા. ૯૩.

વિવેચન:—પાછળ ૩૮૨ થી અહિંસુધી પ્રાભાકર અને નૈયાયિકોના મતનો અનુવાદ કરી બતાવ્યો છે. કર્મકાંડમાં કર્મ કરનાર માણસ જે જે કર્મને માટે પોતામાં યોગ્યતા જોઇએ છીએ તેનો તેનો આરોપ કરે છે, અને તે વખતે આત્મામાં તે તે શક્તિ છે એમ તે માને છે. આ પ્રમાણે કર્મમાર્ગમાં જેમ આત્માની યોગ્યતા વધે છે, તેમ જ આ અમારા મતમાં પણ છે. અર્થાત્ કર્મકાંડ બધાં અત્રે પ્રમાણ રૂપ થઈ જાય છે એમ તેઓ પોતાના સિદ્ધાંતને સિદ્ધ કરી બતાવે છે. ૯૩.

નીચેના શ્લોકથી સિદ્ધાંતી તેઓમાં દૂષણ બતાવે છે.—

आनंदमय कोशो यः सुषुप्तौ परिशिष्यते ।
अस्पष्टचित् स आत्मैषां पूर्वकोशोऽस्य ते गुणाः॥९४॥ ३८८

શબ્દાર્થ:—સુષુપ્તિમાં અસ્પષ્ટ જ્ઞાનવાળો જે આનંદમય કોશ બાકી રહે છે તે પૂર્વ (પ્રથમ) નો કોશ આ પ્રાભાકર અને નૈયાયિકોનો આત્મા [છે, અને વળી] આ (આત્મા) ના તે જ્ઞાનાદિ ગુણો છે. ૯૪.

વિવેચન:—પાછળ ૩૭૧ મા શ્લોકમાં આ નૈયાયિકોએ જ આત્માને વિજ્ઞાનમયથી ભિન્ન અંદર આનંદમય કહેલો છે અને હવે અહીં વળી આત્માને આનંદમયથી ભિન્ન ઇચ્છાદિ ગુણવાળો છે એમ બતાવે છે; એમ તેમના બોલવામાં પરસ્પર વિરોધ છે. ૩૮૪

માં આત્માનો મન સાથે સંબંધ થવાથી તેમાં જ્ઞાનાદિ ગુણો ઉત્પન્ન થાય છે એમ બતાવે છે, અને ૩૮૨ માં આત્માનો જ્ઞાન એ ગુણ છે એમ બતાવે છે. અને વળી સુષુપ્તિમાં તે જ્ઞાનના અભાવવાળો છે એમ બતાવે છે. આ સર્વે પૂર્વાપર વિરોધવાળું છે માટે અ-યુક્ત છે. અનુભવ પણ એમ કબૂલ કરતો નથી. ઊંઘી ઉઠેલો માણસ 'હું બહુ નીરાંતે ઉંઘતો હતો' એમ કહે છે એ પોતાની સ્મૃતિ છે. સ્મૃતિ અનુભવ વગર નથી, તો સુષુ-પ્તિમાં જ્ઞાનના અભાવવાળા આત્માને સ્મૃતિ ક્યાંથી રહી એ નૈયાયિકોના સિદ્ધાંતથી સમજી શકાતું નથી; અર્થાત્ નૈયાયિક અને પ્રાભાકરનો મત ખરો નથી. ૯૪.

હવે આ નીચેના ત્રણ શ્લોકમાં પૂર્વ મીમાંસાના વાર્તિકકાર ભટ્ટના મતને કહી બતાવે છે.—

**गूढं चैतन्यमुत्प्रेक्ष्य जडबोधस्वरूपताम् ।**
**आत्मनो ब्रुवते भाट्टाश्चिदुत्प्रेक्षोत्थितस्मृतेः ॥ ९५ ॥ ३८९**
**जडो भूत्वा तदाऽस्वाप्समिति जाड्यस्मृतिस्तदा ।**
**विना जाड्यानुभूतिं न कथंचिदुपपद्यते ॥ ९६ ॥ ३९०**
**द्रष्टुर्दृष्टेरलोपश्च कुतः सुप्तौ ततस्त्वयम् ।**
**अप्रकाशप्रकाशाभ्यामात्मा खद्योतवद् युतः ॥ ९७ ॥ ३९१**

**શબ્દાર્થઃ—[ઉંઘમાંથી] ઉંઘી ઉઠેલા (પુરૂષ) ને સ્મૃતિ હોવાથી ચેત-નની કલ્પના [થાય છે માટે] ભટ્ટના મતવાળા (વાદીઓ) આત્માના અ-સ્પષ્ટ ચૈતન્યની કલ્પના કરીને [તેની] જડ અને બોધરૂપતા (ઉભયાત્મક સ્વરૂપ છે એમ) કહે છે. (૯૫). ત્યારે [સુષુપ્તિ કાળમાં હું] જડ થઇને સૂતો (ઉંઘતો) હતો, એ પ્રકારે ત્યારે (જાગ્રદવસ્થામાં) જડતાનું સ્મરણ [થાય છે તે] જડતાના અનુભવ વગર કોઈ પણ રીતે ઉત્પન્ન થતું નથી. (૯૬). અને સુષુપ્તિમાં દૃષ્ટા-(આત્મા) ના જ્ઞાનનો અલોપ શ્રુતિમાં સાંભળ્યો છે, તેટલા માટે આ આત્મા, આગીઆની પેઠે અપ્રકાશ અને પ્રકાશ-વડે યુક્ત છે. ૯૭.**

**વિવેચનઃ**—સુષુપ્તિમાંથી ઉઠેલા પુરૂષને સ્મૃતિ ઉત્પન્ન થાય છે તેને લીધે તે જ્ઞાનસ્વરૂપ છે એમ સિદ્ધાંતીની કલ્પના છે. અત્ર ભટ્ટના મતવાળા, સિદ્ધાંતીના મતના વાક્યના જેવું વાક્ય કહી પોતાના મતને યુક્તિથી સ્થાપિત કરી બતાવે છે તેનો અનુવાદ કર્યો છે. સિદ્ધાન્તી કહે છે કે ઉંઘી ઉઠેલો માણસ 'હું આજ નીરાંતે ઉંઘ્યો હતો' એમ પોતાનો અનુભવ જણાવે છે, પણ ભાટ્ટવાદીઓ તો એથી ઉલટું બતાવે છે એટલે કે,—જાગ્રત્ થએલો માણસ 'હું જડ થઇને સુષુપ્તિમાં ઉંઘ્યો હતો' એમ પોતાનો અનુભવ બતાવે છે; માટે જેમ તમારૂં 'નિરાતે ઉંઘ્યો હતો' એથી જ્ઞાનસિદ્ધ છે તેમ અમારૂં 'જડ થઇને ઉંઘ્યો હતો' એથી અજ્ઞાન-જડપણું પણ સિદ્ધ થાય છે; આથી આત્મા જડચેતનાત્મક છે એ અમારો મત સ્વીકરણીય છે. આને न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते अविनाशित्वात् '(આત્માનું) અવિનાશીપણું હોવાથી દૃષ્ટા આત્માનું દૃષ્ટિજ્ઞાન લોપ પામતું નથી' આ શ્રુતિનો આધાર છે. આત્મા પોતે અવિનાશી હોવાથી તેની દૃષ્ટિનો એટલે સ્વરૂપભૂત જ્ઞાનનો લોપ નથી. આત્માના જ્ઞાનનો લોપ થાય છે એમ માનનારા લોપવાદીઓના મતમાં પણ, આત્માના જ્ઞાનનો લોપ થઈ ગયો છે એમ જાણ-

નાર કોઈ જ્ઞાન સત્તારૂપે માન્યાવગર લોપ સિદ્ધ થતો નથી; અર્થાત્ આત્માના જ્ઞાનનો લોપ નથી; સુષુપ્તિમાં તે છે, પણ અસ્પષ્ટ છે; આથી કરીને આકાશમાં ભમતા આગીઆ (ખદ્યોત) ઘડીમાં ચળકે છે અને ઘડીમાં ચળકતા નથી તેમ આત્મા પણ પ્રકાસે છે અને નથી પ્રકાસતો, માટે એ પ્રકાશ અને અપ્રકાશ એ બને સ્વરૂપવાળો છે, એમ અમે (ભાટ્ટ) માનીએ છીએ. ૯૫—૯૭.

આ મતના ખંડનરૂપ સાંખ્યમત છે તેને, ગ્રંથકર્તા અત્ર કહી બતાવે છે.—

**निरंशस्योभयात्मत्वं न कथंचिद् घटिष्यते ।**

**तेन चिद्रूप एवात्मेत्याहुः सांख्या विवेकिनः ॥ ९८ ॥ १९२**

**શબ્દાર્થઃ—નિરંશ (આત્મા) નું [જડ ચેતનરૂપ] ઉભય સ્વરૂપ કોઈપણ રીતે ઘટશે નહિ (ઘટતું નથી), તેણે કરીને ચિદ્રૂપ જ આત્મા [છે] એ પ્રકારે વિવેક કરનારા સાંખ્યો કહેતા હવા. ૯૮.**

**जड्यांशः प्रकृते रूपं विकारि त्रिगुणं च तत् ।**

**चितो भोगापवर्गार्थं प्रकृतिः सा प्रवर्त्तते ॥ ९९ ॥ १९३**

**असंगायाश्चितेर्बंधमोक्षौ भेदाग्रहान्मतौ ।**

**बंधमुक्तिव्यवस्थार्थं पूर्वेषामिव चिद्भिदा ॥ १०० ॥ १९४**

**શબ્દાર્થઃ—જડતાના અંશ, પ્રકૃતિનું રૂપ [છે] અને તે વિકારી [તથા] ત્રિગુણને રૂપે [છે. વળી] તે પ્રકૃતિ ચેતન (પુરૂષ) ના ભોગ અને મોક્ષને માટે પ્રવર્ત્તે છે. (૯૯). અસંગ ચેતન ( પુરૂષ )ના બંધ અને મોક્ષ, પ્રકૃતિ પુરૂષના વિવેકના અગ્રહણથી માનેલા [ છે અને અમે સાંખ્યો પણ ] બંધ અને મોક્ષની વ્યવસ્થાને માટે પૂર્વના (ન્યાયમતવાળા)ની પેઠે ચેતન ( આત્મા) ના ભેદ [ માનીએ છીએ ]. ૧૦૦.**

**વિવેચનઃ**—પાછળ ૩૫૦ મા શ્લોકમાં સુષુપ્તિમાંની જડતાનું સ્મરણ થાય છે તેનો પરિહાર કેમ કરવો તે સાંખ્યમત પ્રમાણે કરી બતાવે છે, પ્રકૃતિ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ એકઠા થવાને સ્વરૂપે છે, અને પુરૂષ જે ચેતન, તેના બંધ અને મોક્ષને માટે તેની પ્રવૃત્તિ છે. ન્યાયમતવાળા જેમ જીવોને અસંખ્ય માને છે તેમ સાંખ્ય મતવાળાઓ પણ જીવોને અનંત માને છે. જ્યાં સુધી જીવનો અને પ્રકૃતિનો વિવેક થયો નથી—વિવેકપ્રજ્ઞા ઉત્પન્ન થઈ નથી, ત્યાંસુધી જીવ પ્રકૃતિને વશ સતો વારે વારે સંસારચક્રમાં આવે છે, એટલે ભોગ—સુખદુઃખ ભોગવે છે. એના મોક્ષને માટે—વિવેકપ્રજ્ઞા ઉત્પન્ન થવાને માટે પણ પ્રકૃતિ કારણરૂપ છે. અર્થાત્ સર્વ જગતનું કારણ પ્રકૃતિ છે. તેને તેઓ પ્રધાન કહે છે. પ્રકૃતિ જડ છે, પણ ચેતન જે પુરૂષ છે, તેના યોગથી સર્વ જગતને સૃજે છે. આમ જડચેતનનો યોગ સાંખ્યવાદીએ માનેલો છે, જે વેદાન્તસિદ્ધાંતને અસંગત છે. ૯૯-૧૦૦.

પ્રકૃતિના સદ્ભાવમાં અને પુરૂષના અસંગપણામાં સાંખ્યો નીચેની શ્રુતિઓ પ્રમાણરૂપ બતાવે છે.—

**महतः परमव्यक्तमिति म[illegible]ंतरुच्यते ।**

**[illegible]तावसंगता तद्वदसंगो हीत्यतः स्फुटा ॥ १०१ ॥ ३९५**

**શબ્દાર્થ:— [1] મહત્તત્વ—હિરણ્યગર્ભથી સૂક્ષ્મ સર્વના બીજરૂપ અ-વ્યક્ત—માયા [ છે ], એ પ્રકારે [ શ્રુતિમાં ] પ્રકૃતિ કહેવાય છે. [ વળી ] તેમ '[ [2] પુરૂષ ] અસંગ જ છે' એમ આથી શ્રુતિ ભગવતીમાં [ પુરૂષની ] અસંગતા [ પણ ] સ્ફુટ છે. ૧૦૧.**

**૪ આત્માના વિવેચનમાં ઈશ્વરના સ્વરૂપનો વિવાદ. ૩૯૬—૪૧૫.**

૧ અંતર્યામીથી વિરાટ્ પર્યંત ઈશ્વરમાં વિવાદ. ૩૯૬—૪૦૮.

**चित्सन्निधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम् ।**

**ईश्वरं ब्रुवते योगाः स जीवेभ्यः परः श्रुतः ॥ १०२ ॥ ३९६**

**શબ્દાર્થ:—ચેતનની સમીપ પ્રવૃત્ત થએલી પ્રકૃતિના નિયામક—પ્રેરણા કરનારને યોગમતવાળા ઈશ્વર કહે છે [ તે ] પ્રસિદ્ધ છે. તે ( ઈશ્વર ) જીવોથી ભિન્ન સાંભળ્યો [છે]. ૧૦૨.**

પાછળ ૩૭૨ થી ૩૮૦ સુધીમાં જીવનું સ્વરૂપ વાદીઓ કેવું બતાવે છે તે દેખાડ્યું; હવે ઈશ્વરના સંબંધમાં વાદીઓએ જૂદી જૂદી કલ્પના કરેલી છે તે બતાવવાનો આરંભ કરે છે. ઈશ્વર કાંઈ પ્રકૃતિ અને પુરૂષ—જીવ-થી જૂદો છે એમ નથી, પણ જીવનાં લક્ષણોથી કાંઈક વિશેષ ગુણવાળો છે એમ યોગસંપ્રદાયવાળા માને છે તે બતાવે છે.—

**प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश इति हि श्रुतिः ।**

**आरण्यके संभ्रमेण ह्यंतर्याम्युपपादितः ॥ १०३ ॥ ३९७**

**શબ્દાર્થ:— [3] 'પ્રકૃતિ અને જીવોનો પતિ [ તથા ] ગુણોનો સ્વામી છે' એ પ્રકારે [ઈશ્વરસ્વરૂપમાં] શ્રુતિ પ્રસિદ્ધ છે. [ વળી ] બૃહદારણ્યક ઉ-પનિષદ્માં ( અંતર્યામી બ્રાહ્મણ નામના પ્રકરણમાં ) [ પણ ] આદરવડે અંતર્યામી ( ઈશ્વર ) પ્રતિપાદન કરેલો છે, [ એ ] નિશ્ચય [ છે ]. ૧૦૩.**

**વિવેચન:**—ગુણોની સામ્ય—સરખી—અવસ્થારૂપ પ્રધાન એટલે પ્રકૃતિનો અને શરીરરૂપ ક્ષેત્રને જાણનાર જીવો જે ક્ષેત્રજ્ઞ કહેવાય છે તેનો પતિ; તથા ગુણો જે સત્વ, રજસ્ અને તમસ્ છે તેનો નિયામક તે ગુણેશ; એમ ઈશ્વરને શ્રુતિએ બતાવ્યો છે. વળી બૃહદારણ્યકમાં પણ તે બતાવ્યું છે. ૧૦૩.

---

૧ કઠોપનિષદ્ની ૩ જી વલ્લીના ૧૧ મા મંત્રમાં महतः परमव्यक्तं अव्यक्तात्पुरुषः परः આ શ્રુતિ છે તે જુઓ.

૨ असंगो ह्ययं पुरुषः એ શ્રુતિ છે.

૩ શ્વેતાશ્વતરોપનિષદ્ અધ્યાય ૬ શ્લો. ૧૬ મો મંત્ર જુઓ.

**अत्रापि कलहायंते वादिनः स्वस्वयुक्तिभिः ।**
**वाक्यान्यपि यथाप्रज्ञं दार्ढ्यायोदाहरंति हि ॥ १०४ ॥ ३९८**

શબ્દાર્થઃ—અહિંઆં ( ઈશ્વરના સ્વરૂપમાં ) પણ વાદીઓ પોતપોતાની યુક્તિઓવડે વિવાદ કરે છે, [ અને પોતાના પક્ષની ] મજબૂતીને માટે યથાબુદ્ધિ [ શ્રુતિનાં ] વાકયોને પણ ઉદાહરણ કરી બતાવે છે. ૧૦૪.

**क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः ।**
**पुंविशेषो भवेदीशो जीववत् सोऽप्यसंगचित् ॥१०५ ॥ ३९९**

શબ્દાર્થઃ—કલેશ, કર્મ, વિપાક [ અને ] તેના આશયોવડે પણ સંબંધ વગરનો પુરૂષવિશેષ, ઈશ્વર થાય છે—છે. તે ( ઈશ્વર ) પણ જીવની પેઠે અસંગ ચેતન [ એવો છે ]. ૧૦૫.

વિવેચનઃ—ભગવાન્ પતંજલીએ પોતાના યોગસૂત્રના ગ્રંથમાં [1] क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरूषविशेष ईश्वरः એ સૂત્રવડે ઇશ્વરનું સ્વરૂપ બતાવ્યું છે, તે સૂત્ર આ શ્લોકમાં અર્થથી ભણી બતાવ્યું છે. ઇશ્વિર કલેશાદિ રહિત છે, એટલે [2] अविद्यास्मितारागद्वेषाभिनिवेषाः पंचक्लेशाः 'અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેષ એ પાંચ પ્રકારના, કલેશો; ધર્મ અને અધર્મ તથા બંને મિશ્ર એરૂપ કર્મો, અથવા શુકલ, કૃષ્ણ, અને શુકલકૃષ્ણ કર્મો જે મનુષ્યોનાં છે તે અને અશુકલકૃષ્ણ યોગીઓનાં છે તે કર્મો; વળી આ કર્મોથી તેનાં ફળ [3] सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ' કર્મરૂપ મૂળ હોવાથી તેઓનો વિપાક એટલે જાતિ આયુષ્ય અને ભોગરૂપ ફળ થાય છે' તે ફળો ; તથા આ કલેશ આદિવડે થએલા સંસ્કાર કે વાસના ; એ સઘળાઓથી ઇશ્વિર અસંસ્પૃષ્ટ એટલે સંબંધ વગરનો છે. એ પણ એક જાતનો પુરૂષ જ છે–પુરૂષવિશેષ છે. અને તે જેમ બધા જીવો અસંગ છે તેમ અસંગ જ છે. ૧૦૫.

અસંગ ઇશ્વિરને પણ નિયંતાપણું કેમ છે એ નીચેના શ્લોકમાં બતાવે છે.—

**तथापि पुंविशेषत्वाद् घटतेऽस्य नियंतृता ।**
**अव्यवस्थौ बंधमोक्षावापतेतामिहान्यथा ॥ १०६ ॥ ४००**

શબ્દાર્થઃ—તોપણ [તેના] પુરૂષવિશેષપણાવડે આ ઇશ્વરને આ ( જગત્ )નું નિયંતાપણું ઘટે છે; [ કેમકે ] અહિંઆં ( જગતમાં ) બીજી રીતે ( ઇશ્વરનું નિયંતાપણું ન માનીએ તો ) બંધ અને મોક્ષ અવ્યવસ્થાવાળા થઇ પડે (થઇ જાય). ૧૦૬.

ઇશ્વરના નિયંતાપણામાં શ્રુતિનું પ્રમાણ આપે છે.—

**भीषाऽस्मादेवमादावसंगस्य परात्मनः ।**
**श्रुतं तद्युक्तमप्यस्य क्लेशकर्माद्यसंगमात् ॥ १०७ ॥ ४०१**

---

૧ જુઓ યોગસૂત્ર બીજું પાદ ૩ જું સૂત્ર. ૨ સાધન પાદ ૧૩ મું સૂત્ર.
૩ સમાધિ પાદનું ૨૪ મું સૂત્ર. (પૂજ્યપાદશ્રીમન્નથુરામશર્માના યોગદર્શનનું ભાષાંતર.)

શબ્દાર્થ:—'આ (બ્રહ્મ)થી ભયવડે' ઇત્યાદિ (શ્રુતિ)માં અસંગ પરમાત્માનું [નિયંતાપણું] સાંભળેલું [છે]. ક્લેશ, કર્મ આદિના અસંગમથી આ (પરમાત્મા)નું તે (નિયંતાપણું) યુક્ત પણ [છે]. ૧૦૭

વિવેચન:—[1] भीषाऽस्माद्वातः पवते भीषादेति सूर्यः भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः 'આનાથી ભયવડે વાયુ વાય છે, આનાથી ભયવડે સૂર્ય ગતિ કરે છે, આનાથી ભયવડે અગ્નિ, ઇંદ્ર અને પાંચમો યમ (મૃત્યુ) દોડે છે'. આ શ્રુતિના અર્થનું આ શ્લોકમાં સ્મરણ કરી બતાવે છે. અર્થાત્ ક્લેશકર્માદિના યોગથી રહિત એવા ઇશ્વરનું નિયંતાપણું છે, માટે જ સર્વ નિયમિતપણે પ્રવર્તે છે. ૧૦૭.

जीवानामप्यसंगत्वात् क्लेशादिर्न ह्यथाऽपि च ।
विवेकाग्रहतः क्लेशकर्मादिं प्रागुदीरितम् ॥ १०८ ॥ ४०२

શબ્દાર્થ:—જો કે જીવોને પણ અસંગપણું હોવાથી કલેશ આદિ નથી તો પણ વિવેકના અગ્રહણથી પૂર્વે (૩૯૪ મા શ્લોકમાં) કલેશ, કર્મ આદિ કહેલું છે. ૧૦૮.

યોગમતના ખંડનને માટે તાર્કિકોનો મત બતાવે છે.—

नित्यज्ञानप्रयत्नेच्छा गुणानीशस्य मन्वते ।
असंगस्य नियंतृत्वमयुक्तमिति तार्किकाः ॥ १०९ ॥ ४०३

શબ્દાર્થ:—ઈશ્વરનાં નિત્યજ્ઞાન, નિત્યપ્રયત્ન અને નિત્ય ઇચ્છારૂપ ગુણોને તાર્કિકો માને છે. [પણ] અસંગ ઇશ્વર (પાછળ ૩૯૫ મા શ્લોકમાં બતાવેલ)નું નિયંતાપણું અયુક્ત છે એમ [માને છે]. ૧૦૯.

વિવેચન:—પાછળ ૩૯૫ મા શ્લોકમાં સાંખ્યમતવાળાઓએ આત્માને શ્રુતિ અનુસાર અસંગ સ્વીકાર્યો છે. યોગમતે પણ પાછળ (૩૯૯) પ્રમાણે તે અસંગ છે. પણ તાર્કિકો—નૈયાયિકો, અસંગ આત્મા—ઇશ્વરમાં નિયંતાપણું માનતા નથી. તેઓ તો જ્ઞાન, પ્રયત્ન અને ઇચ્છા એ ગુણત્રયને ઇશ્વરમાં નિત્ય માને છે. જો એ ગુણ છે તો તેને નિયંતાપણું ઘટે છે. જો ગુણો ન હોય તો તેમાં નિયંતાપણું પણ ન હોય એમ તેઓ માને છે. અર્થાત્ યોગોક્ત અસંગ આત્મા જગતનો કર્ત્તા હોઈ શકે નહિ, પણ અમારો માનેલો જ્ઞાનાદિ નિત્ય ગુણવાળો આત્મા જગતનો કર્ત્તા છે. ૧૦૯.

અત્ર નૈયાયિકના સિદ્ધાંતમાં એક શંકા છે કે જીવ પણ ઇચ્છાદિક ગુણવાળો છે તો પછી જીવેશ્વરમાં વિલક્ષણતા શી છે? આના સમાધાન માટે તેમની ઉક્તિરૂપ નીચેનો શ્લોક છે.—

पुंविशेषत्वमप्यस्य गुणैरेव न चान्यथा ।
सत्यकामः सत्यसंकल्प इत्यादि श्रुतिर्जगौ ॥ ११० ॥ ४०४

શબ્દાર્થ:—આ (ઇશ્વર)નું પુરૂષવિશેષપણું પણ [તે] નિત્યગુણોવડે જ [છે] પણ બીજી રીતે નથી. 'ઈશ્વર સત્ય (નિત્ય) ઇચ્છાવાળો છે

૧ કઠોપનિષદ્‌ની ૨ અધ્યાયમાંની છઠ્ઠી વલ્લીની ૩ જી શ્રુતિ, આ જ અર્થ બતાવે છે.

[અને] નિત્યસંકલ્પ (જોવારૂપ જ્ઞાન)વાળો છે' એ પ્રકારે શ્રુતિ ભગવતી કહેતી હવી. ૧૧૦.

**नित्यज्ञानादिमत्त्वेऽस्य सृष्टिरेव सदा भवेत् ।**
**हिरण्यगर्भ ईशोऽतो लिंगदेहेन संयुतः ॥ १११ ॥ ४०५**

**શબ્દાર્થઃ**—આ (ઇશ્વર)ના નિત્યજ્ઞાનાદિમાન્‌પણાથી સૃષ્ટિ નિરંતર જ છે. ( અર્થાત્ સૃષ્ટિ તો થયા જ જાય છે એવો ભાવ ) આથી કરીને સૂક્ષ્મશરીરયુક્ત એવો હિરણ્યગર્ભ ઇશ્વર [છે]. ૧૧૧.

**વિવેચનઃ**—આ હિરણ્યગર્ભના ઉપાસકોનો મત બતાવ્યો છે. નૈયાયિકો જ્યારે ઇશ્વરમાં જ્ઞાનાદિ ગુણને નિત્ય છે એમ માને છે ત્યારે તો સમષ્ટિના લિંગ શરીરની ઉપાધિનો અભિમાની માયાની ઉપાધિવાળો જે હિરણ્યગર્ભ છે તે જ ઇશ્વર છે, કે જેનાથી સર્વ સૃષ્ટિ નિરંતર થયા જ જાય છે એમ અમે માનીએ છીએ. અર્થાત્ ન્યાયવાળા અમને-હિરણ્યગર્ભના ઉપાસકોના મતને જ મળી જાય છે એમ તેઓ કહે છે. ૧૧૧.

પોતાના મતને પુષ્ટિ આપનારૂં પ્રમાણ નીચે બતાવે છે.—

**उद्गीथब्राह्मणे तस्य माहात्म्यमतिविस्तृतम् ।**
**लिंगसत्त्वेऽपि जीवत्वं नाऽस्य कर्माद्यभावतः॥ ११२ ॥ ४०६**

**શબ્દાર્થઃ**—ઉદ્‌ગીથબ્રાહ્મણમાં તે (હિરણ્યગર્ભ)નું માહાત્મ્ય અતિશય વિસ્તારેલું [છે]. આ (હિરણ્યગર્ભ)ને કર્માદિ ( અવિદ્યા, ઇચ્છા, અને પાપ પુણ્યરૂપ )નો અભાવ હોવાથી લિંગશરીરના યોગ સતે પણ જીવપણું નથી. ૧૧૨.

કેવળ લિંગ શરીરની પ્રતીતિ થતી નથી માટે આ મતનો અભાવ બતાવનારા વિરાટ્‌ના ઉપાસકોનો મત નીચેના શ્લોકમાં બતાવે છે.—

**स्थूलदेहं विना लिंगदेहो न क्वापि दृश्यते ।**
**वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥११३॥ ४०७**

**શબ્દાર્થઃ**—સ્થૂળદેહ વિના લિંગદેહ, કયાંઇ પણ દેખાતો નથી એટલા માટે સર્વ ઠેકાણે મસ્તક આદિ શરીરવાળા વિરાટ્‌પુરૂષ (સમષ્ટિ)નું સ્થૂળ શરીર ઇશ્વર [ છે ]. ૧૧૩.

વિરાટ્‌ના ઉપાસકો પોતાના મતને પ્રમાણ બતાવે છે.—

**स सहस्रशीर्षेत्येवं च विश्वतश्चक्षुरित्यपि ।**
**श्रुतमित्याहुरनिशं विश्वरूपस्य चिंतकाः ॥ ११४ ॥ ४०८**

**શબ્દાર્થઃ**—[ઇશ્વર] [1] 'હજારો માથાંવાળો છે' એમ અને [2] 'સર્વ તરફ ચક્ષુવાળો છે' એમ પણ [શ્રુતિમાં] સાંભળ્યું છે. એ પ્રકારે વિરાટ્‌રૂપના ઉપાસકો નિરંતર કહેતા હવા. ૧૧૪.

---

૧ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ઈ૦ પુરૂષ સૂકતનો ૧ લો મંત્ર જુઓ.

૨ विश्वतश्चक्षुरुत विश्वतो मुखो ઈ૦ શ્વેતાશ્વતરોપનિષદ્‌ના ૩ જા અધ્યાયનો ૩ મંત્ર જુઓ.

બ્રહ્માના ઉપાસકો આ મતમાં પણ દોષ બતાવી પોતાનો મત સ્થાપિત કરે છે તે નીચે બતાવે છે.—

૨ બ્રહ્માથી સ્થાવર પર્યંત ઇશ્વરમાં વિવાદ. ૪૦૯. ૪૧૫.

**सर्वतः पाणिपादत्वे कृम्यादेरपि चेशता ।**

**ततश्चतुर्मुखो देव एवेशो नेतरः पुमान् ॥ ११५ ॥ ४०९**

**શબ્દાર્થઃ**—[ઇશ્વર] બધી તરફથી હાથપગવાળો હોવાથી કીડા વગેરેનું પણ ઈશ્વરપણું [થાય છે], તેટલા માટે ચતુર્મુખ દેવ બ્રહ્મા જ ઈશ્વર છે પણ બીજો પુરૂષ [ઈશ્વર] નથી. ૧૧૫.

બ્રહ્મના ઇશ્વરપણામાં શ્રુતિ પ્રમાણ બતાવે છે.—

**पुत्रार्थं तमुपासीना एवमाहुः प्रजापतिः ।**

**प्रजा असृजतेत्यादि श्रुतिं चोदाहरंत्यमी ॥ ११६ ॥ ४१०**

**શબ્દાર્થઃ**—પુત્રને માટે તેને ઉપાસનારા આ ( બ્રહ્માના ઉપાસકો ) એ પ્રકારે ( ઉપરના શ્લોક પ્રમાણે ) કહેતા હવા અને 'બ્રહ્મ પ્રજાને સૃજતું હવું' ઈત્યાદિ શ્રુતિને ઉદાહરણ કરે છે. ૧૧૬.

ભાગવત વૈષ્ણવો તેનું નીચે પ્રમાણે ખંડન કરે છે.—

**विष्णोर्नाभेः समुद्भूतो वेधा कमलजस्ततः ।**

**विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥ ११७ ॥ ४११**

**શબ્દાર્થઃ**—કમળમાં થનાર બ્રહ્મા વિષ્ણુની નાભિથી ઉત્પન્ન થએલા [ છે ] તેથી વિષ્ણુ ઈશ્વર છે, એમ વૈષ્ણવો લોકમાં કહેતા હવા. ૧૧૭.

આ મતનું શૈવમતવાળા નીચે પ્રમાણે ખંડન કરે છે.—

**शिवस्यपादावन्वेष्टुं शार्ङ्ग्यशक्तस्ततः शिवः ।**

**ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनाः ॥११८॥ ४१२**

**શબ્દાર્થઃ**—શંકરના ચરણને ખોળવાને વિષ્ણુ અશકત [ છે ] તેથી શિવ ઇશ્વર [ છે પણ ] વિષ્ણુ નથી, એમ આગમ ( તંત્ર )ને માનનાર શિવભકતો કહેતા હવા. ૧૧૮.

આ મતનું ગણપતિના ઉપાસકો નીચે પ્રમાણે ખંડન કરે છે.—

**पुरत्रयं साद‌यितुं विघ्नेशं सोऽप्यपूजयत् ।**

**विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ॥११९॥ ४१३**

**શબ્દાર્થઃ**—તે (શિવ), પણ [ત્રિપુર દૈત્યનાં] ત્રણ નગરોને જીતવાને માટે ગણપતિને પૂજતા હવા [માટે] ગણપતિના મતમાં પ્રીતિવાળા (પુરૂષો) ગણપતિને ઇશ્વર કહેતા હવા. ૧૧૯.

નીચે ભૈરવમૈરાલાદિના મતને સંક્ષેપથી કહે છે.—

एवमन्ये स्वस्वपक्षाभिमानेन न्यथाऽन्यथा ।
मंत्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे ॥ १२० ॥ ४१४

શબ્દાર્થઃ—એ પ્રકારે બીજા ભૈરવમૈરાલાદિના ઉપાસકો; [1] મંત્ર, અર્થવાદ અને કલ્પાદિનો આશ્રય કરીને પોતપોતાના પક્ષના અભિમાનવડે બીજી બીજી રીતે [ ઈશ્વરનું ] પ્રતિપાદન કરે છે. ૧૨૦.

अंतर्यामिणमारभ्य स्थावरांतेशवादिनः ।
संत्यश्वत्थार्कवंशादेः कुलदैवत्वदर्शनात् ॥ १२१ ॥ ४१५

શબ્દાર્થઃ—[2] પીપળો, આકડો અને વાંસ આદિના કુળદેવતાપણાના દર્શનથી, ( ૩૪૬ માં ) અંતર્યામીથી આરંભીને વૃક્ષાદિ પર્યંતને ઇશ્વર કહેનારા વાદીઓ [છે]. ૧૨૧.

૫ સર્વ મતને અવિરૂદ્ધ ઈશ્વરનો નિર્ણય. ૪૧૬—૫૦૩.

૧ ઇશ્વરની ઉપાધિ ( માયા )નું વર્ણન. ૪૧૬—૪૪૬.

तत्त्वनिश्चयकामेन न्यायाऽऽगमविचारिणाम् ।
एकैव प्रतिपत्तिः स्यात् साऽप्यत्र स्फुटमुच्यते ॥१२२॥ ४१६

શબ્દાર્થઃ—ઈશ્વરના યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરવાની ઈચ્છાવડે યુક્તિ અને શાસ્ત્રના વિચારવાળા ( પુરૂષો )ની એક જ ખાતરી છે. તે ( ખાતરી ) પણ અહિંઆં ( આ પ્રકરણમાં ) સ્પષ્ટ કહેવાય છે. ૧૨૨.

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
अस्यावयवभूतैस्तु व्याप्तंसर्वमिदं जगत् ॥ १२३ ॥ ४१७

શબ્દાર્થઃ—માયાને પ્રકૃતિ જ જાણવી [ અને ] માયાવાળાને મહેશ્વર જ [ જાણવો ]. આ ( મહેશ્વર )ના અવયવભૂત ( જીવો ) વડે જ આ સર્વ જગત્ વ્યાપેલું [ છે ]. ૧૨૩.

**વિવેચનઃ**—ઇશ્વરના જે જે દેશમાં જગત્‌ના ઉપાદાન કારણરૂપ માયા છે, તે તે દેશમાં તે ( પ્રકૃતિ )ને ઉપાદાન કારણરૂપ જાણવી. ત્યાં ત્યાં ચિન્માત્રરૂપ માયોપહિત ઇશ્વરને સ્વસ્વરૂપના સ્ફુરણવડે સર્વ જગતના અધિષ્ઠાનરૂપ નિમિત્ત કારણ એવા મહેશ્વર જાણવા. આ માયિન્ પરમેશ્વરના ઘટાકાશસ્થાનીય અંશભૂત જીવોવડે 'આ' એમ કહેવાતું સર્વ જગત્ વ્યાપી રહેલું પૃથક્ પૃથક્‌રૂપે દેખાય છે. ૧૨૩,

---

૧ મોહન, મારણ, જારણ, ઉચ્ચાટન, સ્થંભન અને વશીકરણ એરૂપ સિદ્ધિઓ આપનાર ભૈરવ આદિના મંત્ર; પોતાના ઇષ્ટની સ્તુતિ અને બીજા દેવની નિંદારૂપ સ્તોત્રો તે અર્થવાદ; અને મંત્રાદિકનું પ્રતિપાદન કરનારા ગ્રંથો તે કલ્પ સમજવા.

૨ ખીજડીઓ માંમો, આકડીઓ માંમો, અને કેરડીઓ માંમો એમ અતિજડબુદ્ધિના માણસમાં કુળદેવતાની ગણના છે. રસ્તે આવતાં વગડામાં એ ઝાડોના ઉપર ચીંથરાં લટકાવેલાં હોય છે તે ઘણાના જોવામાં આવ્યાં હશે. ગ્રંથકર્ત્તા અત્ર લોકબુદ્ધિ શું કલ્પે છે તે બતાવે છે.

इति श्रुत्यनुसारेण न्याय्यो निर्णय ईश्वरे ।

तथा सत्यवरोधः स्यात् स्थावरांतेशवादिनाम्॥१२४॥ ४१८

**શબ્દાર્થઃ**—એ ( ઉપરની ) શ્રુતિ પ્રમાણે ઈશ્વરના સ્વરૂપમાં ખરો નિર્ણય છે, [ અને ] તેમ હોવાથી વૃક્ષાદિ પર્યંતમાં ઈશ્વરભાવ કરનારા વાદીઓને વિરોધ નથી. ૧૨૪.

माया चेयं तमोरूपा तापनीये तदीरणात् ।

अनुभूतिं तत्र मानं प्रतिजज्ञे श्रुतिः स्वयम् ॥ १२५॥ ४१९

**શબ્દાર્થઃ**—અને ઉત્તરતાપનીય ઉપનિષદ્‌માં તે કહેલું હોવાથી આ ( જગત્ ભાસવારૂપ ) માયા તમોગુણરૂપ છે. ત્યાં શ્રુતિ ભગવતી પોતે ( અનુભવરૂપ ) પ્રમાણની પ્રતિજ્ઞા કરે છે. ૧૨૫.

जडं मोहात्मकं तच्चेत्यनुभावयति श्रुतिः ।

आबालगोपं स्पष्टत्वादानंत्यं तस्य साऽब्रवीत् ॥१२६॥ ४२०

**શબ્દાર્થઃ**—તે ( માયાનું કાર્ય ) જડ અને મોહરૂપ [છે] એમ ભગવતી શ્રુતિ અનુભવ કરાવે છે. બાળકથી તે ગોવાળ પર્યંતને સ્પષ્ટ હોવાથી તે (જડ અને મોહરૂપ કાર્ય )ની અનંતતા તે ( ભગવતી શ્રુતિ ) કહેતી હવી. ૧૨૬.

**વિવેચનઃ**—આ જગત્, ભાસવારૂપ–માયા–જડ છે, એમ तदेतज्जडं मोहात्मकम् 'તે આ જડ અને મોહરૂપ છે' આ શ્રુતિ પ્રમાણથી સિદ્ધ છે. આ દેખાતું સર્વ જગત્ જડ છે એમ બાળકથી તે ગોવાળીઆ પર્યંત નાના મોટા અજ્ઞાનીઓને પણ અનુભવ-સિદ્ધ છે. અર્થાત્ તે જડ છે એમ ઘણાઓનો અનુભવ છે. વળી પણ તે अनंतम् 'અનંત છે' એ શ્રુતિવડે સિદ્ધ છે. जडं मोहं च प्रकृतेः कार्यं એ શ્રુતિથી પણ 'પ્રકૃતિનું કાર્ય જડ અને મોહરૂપ છે'. ૧૨૬.

જડ અને મોહ શબ્દના અર્થ નીચેના શ્લોકમાં આપે છે.—

अचिदात्मघटादीनां यत्स्वरूपं जडं हि तत् ।

यत्र कुंठीभवेद् बुद्धिः स मोह इति लौकिकाः ॥१२७॥ ४२१

**શબ્દાર્થઃ**—અચેતનરૂપ ઘટાદિ પદાર્થોનું જે સ્વરૂપ [ છે ] તે જડ [છે અને ] જ્યાં બુદ્ધિ પ્રવેશ ન કરી શકે તે મોહ [ છે ] એમ લૌકિક જનો [ કહે છે ]. ૧૨૭.

इत्थं लौकिकदृष्ट्यै तत् सर्वैरप्यनुभूयते ।

युक्तिदृष्ट्या त्वनिर्वाच्यं नासदासीदिति श्रुतेः ॥१२८॥ ४२२

**શબ્દાર્થઃ**—એ પ્રકારે લૌકિક દૃષ્ટિવડે આ ( જડ અને મોહરૂપ માયાનું તમોગુણીપણું ) બધાઓએ પણ અનુભવાય છે [ અને ] યુક્તિની નજરવડે તો 'ન અસત્ હોતું હોવું' એ શ્રુતિ પ્રમાણે [ તે—માયાની તમોરૂપતા ] અનિર્વાચ્ય છે. ૧૨૮.

**વિવેચનઃ**—પાછલા બે શ્લોકોમાં માયાનું તમોમયપણું સર્વના અનુભવથી સિદ્ધ છે એમ બતાવ્યું, પરંતુ જ્યારે તે સર્વના અનુભવમાં છે ત્યારે તો ઘટાદિની પેઠે જ્ઞાનથી તેની નિવૃત્તિ ઘટતી નથી એમ શંકા થયિ છે; પણ તેમ નથી. લૌકિક દૃષ્ટિથી જો કે તેનું તમોમયપણું અનુભવાય છે તોપણ યુક્તિવડે જોતાં તો તે અનિર્વચનીય જ છે; કેમકે તેના સત્ અસત્પણાનો નિશ્ચય કરી શકાતો નથી. ૧૨૮.

**નીચેના શ્લોકમાં અત્ર આપેલી શ્રુતિનો અભિપ્રાય બતાવે છે.—**

**नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात् ।**

**विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्या नित्यनिवृत्तितः ॥१२९॥ ४२३**

**શબ્દાર્થઃ—[અજ્ઞાનનું] પ્રકાશવાપણું હોવાથી [તે] 'અસત્ ન હોતું હતું' અને બાધ હોવાથી સત્ ન હોતું હતું. [વળી] તે અજ્ઞાનની નિત્યનિવૃત્તિ હોવાથી જ્ઞાનદૃષ્ટિવડે [તેને] તુચ્છ સાંભળેલું [છે]. ૧૨૯.**

**વિવેચનઃ**—नेह नानास्ति किंचन 'બ્રહ્મમાં નાનાપણું—ભિન્નપણું કાંઈ પણ નથી' એમ શ્રુતિ ભગવતીથી અજ્ઞાનનો બાધ થાય છે માટે તે સત્ છે એમ કહી શકાતું નથી. તેમ જ તે ભાસે છે માટે તેને અસત્ પણ કહેવાતું નથી. તે સદસત્ છે એમ તો કહેવાય જ નહિ, કેમકે અજવાળું અને અંધારૂં વિરોધી છે તેમની પેઠે સત્ અને અસત્ એ પણ વિરોધી છે માટે એકત્ર હોઈ શકે નહિ એમ આપણે યુક્તિથી સમજી શકીએ છીએ, માટે તેને તો અનિર્વચનીય જ કહેવું; છતાં પણ એ સર્વ જ્ઞાનદૃષ્ટિથી तुच्छमिदं रूपमस्य 'આ અજ્ઞાનનું આ રૂપ તુચ્છ છે' આ શ્રુતિ પ્રમાણે તુચ્છ છે, અને તે નિત્યનિવૃત્તિવાળું છે. ૧૨૯.

**तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा ।**

**ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः ॥१३०॥ ४२४**

**સબ્દાર્થઃ—શ્રુતિજન્ય, યુક્તિજન્ય અને લૌકિક [એમ] ત્રણ (પ્રકારના) બોધોવડે આ માયા તુચ્છ, અનિર્વચનીય અને વાસ્તવિક એમ ત્રણ પ્રકારે જાણવી. (અર્થાત્ શ્રુતિજન્ય બોધથી તે તુચ્છ, યુક્તિજન્ય બોધથી અનિર્વચનીય અને લૌકિક બોધથી તે વાસ્તવિક છે એમ જાણવી). ૧૩૦.**

*** अस्य सत्वमसत्वं च जगतो दर्शयत्यसौ ।**

**प्रसारणाच्च संकोचाद्यथा चित्रपटस्तथा ॥ १३१ ॥ ४२५**

**શબ્દાર્થઃ—પહોળું કરવાથી અને એકઠું કરવાથી જેમ ચિત્રેલું કપડું (અર્થાત્ પહોળું કરવાથી ચિત્રેલું કપડું ચિત્ર બતાવે છે અને એકઠું કરવાથી નથી બતાવતું) તેમ આ (માયા) આ જગત્નું [પોતે વિકાશ પામવાથી] હોવાપણું અને [સંકોચ પામવાથી] નહિ હોવાપણું દેખાડે છે. ૧૩૧**

---

*अस्य सत्वमसत्वं च दर्शयति એ શ્રુતિના અર્થને આ શ્લોકથી બતાવ્યો છે.

* अस्वतंत्रा हि माया स्यादप्रतीतेर्विना चितिः ।

स्वतंत्राऽपि तथैव स्यादसंगस्यान्यथा कृतेः ॥ १३२ ॥ ४२६

શબ્દાર્થ:—ચેતન વગર [માયાની] અપ્રતીતિ [છે] માટે માયા પરાધીન જ છે, તેમ જ અસંગને બીજી રીતે કરવાથી—અસંગ આત્મામાં વિકૃતિઓ કરવાથી સ્વતંત્ર પણ [છે]. ૧૩૨.

कूटस्थासंगमात्मानं जगत्त्वेन करोति सा ।

चिदाभासस्वरूपेण जीवेशावपि निर्ममे ॥ १३३ ॥ ४२७

શબ્દાર્થ:—તે (માયા) નિર્વિકાર અસંગ આત્માને જગતરૂપે કરે છે [અને] ચિદાભાસ રૂપવડે જીવ અને ઇશ્વરને પણ રચે છે. ૧૩૩.

વિવેચન:—जीवेशावाभासेन करोति 'જીવ અને ઇશ્વરને (માયા) આભાસવડે કરે છે' આ શ્રુતિનો અર્થ અત્ર સંગ્રહ્યો છે. નિર્વિકાર અસંગ આત્માને માયા, અહંકારાદિ સર્વ પ્રપંચ રૂપે રચે છે—દેખાડે છે, તેમાં પણ નિર્વિકાર કૂટસ્થને પ્રપંચરૂપ દેખાડવામાં તેના નિર્વિકારપણાને કાંઈ હાનિ થતી નથી તે નીચેના શ્લોકથી બતાવે છે.—૧૩૩.

कूटस्थमनुपद्रुत्य करोति जगदादिकम् ।

दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः ॥१३४॥ ४२८

શબ્દાર્થ:—[માયા] કૂટસ્થના સ્વરૂપનો નાશ નહિ કરીને સર્વ જગત્ આદિકને કરે છે. [એ ઘટે છે કેમકે] દુર્ઘટ ઘટનાને કરનારી માયામાં શી નવાઈ છે! (અર્થાત્ માયાની ખુબી જ ન સમજી શકાય એવી છે, તો નિર્વિકારી કૂટસ્થમાં પ્રપંચ દેખાડતાં સતાં પણ તે કૂટસ્થનો નાશ થતો નથી—તે તો જેવું ને તેવુંજ રહે છે). ૧૩૪.

द्रवत्वमुदके वन्हावौष्ण्यं काठिन्यमश्मनि ।

मायायां दुर्घटत्वं च स्वतः सिध्यति नान्यतः ॥ १३५ ॥ ४२९

શબ્દાર્થ:—જળમાં દ્રવપણું—પ્રવાહીપણું, અગ્નિમાં ઉષ્ણતા, પથ્થરમાં કઠણાશ અને માયામાં દુર્ઘટપણું પોતાની મેળે સિદ્ધ થાય છે; [પણ] બીજાથી નહિ. ૧૩૫.

न वेत्ति लोको यावत् तां साक्षात् तावच् चमत्कृतिम् ।

धत्ते मनसि पश्चात् तु मायैषेत्युपशाम्यति ॥ १३६ ॥ ४३०

શબ્દાર્થ:—જ્યાં સુધીમાં લોક, તે માયાને સાક્ષાત્ નથી જાણતો ત્યાં સુધી મનમાં નવાઈ ધારણ કરે છે [પણ] પછી તો 'આ તો માયા—મિથ્યા છે' એમ [જાણીને] આશ્ચર્યનું શમન પામે છે. ૧૩૬.

प्रसरंति हि चोद्यानि जगद्वस्तुत्ववादिषु ।

न चोद्यनीयं मायायां तस्याश्चोद्यैकरूपतः ॥ १३७ ॥ ४३१

---

* स्वतंत्रास्वतंत्रत्वेन એ શ્રુતિનો અર્થ અત્રે યુક્તિથી દેખાડ્યો છે.

શબ્દાર્થ:—જગત્નું વાસ્તવ સ્વરૂપ છે એમ કહેનારા વાદીઓમાં જે કારણથી પ્રશ્નો પ્રવર્તે છે [તે કારણથી માયાવાદી વેદાંતીઓમાં] તે (માયા) નું પ્રશ્નરૂપપણું હોવાથી પ્રશ્ન કરવો યોગ્ય નથી. (અર્થાત્ માયા જ પ્રશ્ન રૂપ છે, એટલે તેના સ્વરૂપનો જ નિશ્ચય નથી; તો પછી તેમાં બીજું પ્રશ્ન જ ક્યાં સંભવે છે એવો ભાવ). ૧૩૭.

चोद्येऽपि यदि चोद्यं स्यात् त्वच्चोद्ये चोद्यते मया ।
परिहार्यं ततश्चोद्यं न पुनः प्रतिचोद्यताम् ॥ १३८ ॥ ४३२

શબ્દાર્થ:—માયારૂપ પ્રશ્નમાં પણ જો [તારો] પ્રશ્ન હોય તો તારા પ્રશ્નમાં મારે પણ પ્રશ્ન કરાય. (અર્થાત્ પ્રશ્નમાં પ્રશ્ન—અનિશ્ચયમાં અનિશ્ચય એટલે ફળ કાંઈ નહિ, માટે મારે તો પ્રશ્ન જ યોગ્ય નથી) તેથી કરીને પ્રશ્ન તો સમાધાન કરવા યોગ્ય છે. (મતલબ કે માયાનું નિવારણ જ યોગ્ય છે). પછી ફરીને પ્રશ્ન ન કરવો. ૧૩૮.

विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः ।
अन्वेष्यः परिहारोऽस्या बुद्धिमद्भिः प्रयत्नतः ॥१३९॥ ४३३

શબ્દાર્થ:—વિસ્મયની જ કેવળ મૂર્તિ એવી માયાનું પ્રશ્નસ્વરૂપ હોવાથી બુદ્ધિમાન્ પુરૂષોએ પ્રયત્નથી માયાનો પરિહાર જ શોધવા યોગ્ય છે.૧૩૯.

मायात्वमेव निश्चेयमिति चेत्तर्हि निश्चिनु ।
लोकप्रसिद्धमायाया लक्षणं यत्तदीक्षताम् ॥ १४० ॥ ४३४

શબ્દાર્થ:—[માયાનું] માયાપણું જ નિશ્ચય કરવા યોગ્ય છે એમ [કહે] તો [તે] નિશ્ચય કર. [અર્થાત્] લોકપ્રસિદ્ધ માયા (ઇંદ્રજાળ)નું જે લક્ષણ [છે] તે જો. ૧૪૦.

**વિવેચન:**—વાદી અત્ર શંકા કરે છે કે માયામયપણાનો નિશ્ચય થયે સતે તેના પરિહારનો શોધ કરવા યોગ્ય છે એ વાત ઠીક છે, પણ હજી માયાનું માયામયપણું જ ક્યાં સિદ્ધ થયું છે? હજી તો તે જ નિશ્ચય કરવા યોગ્ય છે. સિદ્ધાંતી કહે છે કે ત્યારે તે જ નિશ્ચય કર. જગત્માં માયાનું લક્ષણ ઇંદ્રિજાળરૂપ છે માટે તે જ જો. ૧૪૦.

એ ઇંદ્રજાળપણું કેવું છે તે નીચે બતાવે છે.—

न निरूपयितुं शक्या विस्पष्टं भासते च या ।
सा मायेतीन्द्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥ १४१ ॥ ४३५

શબ્દાર્થ:—જે સ્પષ્ટ ભાસે છે પણ નિરૂપણ કરવાને શકય નથી તે માયા [છે], એમ ઇંદ્રિજાળઆદિમાં લોકો સારી રીતે જુએ છે. ૧૪૧.

स्पष्टं भाति जगच्चेदमशक्यं तन्निरूपणम् ।
मायामयं जगत्तस्मादीक्षस्वापक्षपाततः ॥ १४२ ॥ ४३६

શબ્દાર્થ:—આ જગત્ સ્પષ્ટ ભાસે છે પણ તેનું નિવારણ અશક્ય [છે],તે ટલા માટે અપક્ષપાતથી જગત્‌ને મનોમય જો. ૧૪૨.

निरूपयितुमारब्धे निखिलैरपि पंडितैः ।
अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासु चित् ॥ १४३ ॥ ४३७

શબ્દાર્થ:—સમગ્ર પંડિતોએ પણ [ માયાના સ્વરૂપને ] નિરૂપણ કરવાનો આરંભ કર્યા છતાં તેઓને કેટલાંક ઠેકાણાંમાં આગળ અજ્ઞાન ભાસે છે. ૧૪૩.

देहेंद्रियादयो भावा वीर्येणोत्पादिताः कथम् ।
कथं वा तत्र चैतन्यमित्युक्ते ते किमुत्तरम् ॥ १४४ ॥ ४३८

શબ્દાર્થ:—દેહ, ઇંદ્રિય આદિ પદાર્થો વીર્યવડે કેમ ઉત્પન્ન થયા, અથવા તેમાં ચૈતન્ય કેમ [આવ્યું]? એ પ્રકારે તારી ઉક્તિનો શો ઉત્તર [ અપાય છે ] ? ૧૪૪.

वीर्यस्यैषः स्वभावश्चेत् कथं तद्विदितं त्वया ।
अन्वयव्यतिरेकौ यौ भग्नौ तौ वंध्यवीर्यतः ॥ १४५ ॥ ४३९

શબ્દાર્થ:—વીર્યનો આ સ્વભાવ [ છે એમ ] જો [કહે] તો તેં તે કેમ જાણ્યું ? [ કેમકે ] જે અન્વયવ્યતિરેક [ છે ] તેઓ વંધ્ય વીર્યથી ભાગી ગએલા [ છે ]. ૧૪૫.

**વિવેચન:**—અત્ર ચાર્વાક આદિ જેઓ જગતને સ્વભાવથી જ ઉત્પન્ન થતું માને છે તેવા સ્વભાવવાદીઓનો મત અવલંબી વાદી કહે છે, કે દેહ આદિ વીર્યથી ઉત્પન્ન થાય એવો વીર્યનો સ્વભાવ છે. સિદ્ધાંતી કહે છે કે વારૂ ઠીક છે, જો વીર્યમાં દેહાદિને ઉત્પન્ન થવાનો સ્વભાવ હોય તો જ્યાં જ્યાં વીર્ય હોય ત્યાં ત્યાં દેહાદિક હોવાં જોઇએ એ અન્વય સંબંધે સિદ્ધ છે, અને જ્યાં વીર્ય ન હોય ત્યાં દેહઆદિક ન હોય એ વ્યતિરેક સંબંધે સિદ્ધ છે; પણ કેટલીક સ્ત્રીઓ વંધ્યા (વાઝણી) હોવાથી તેમાં વીર્ય સંબંધ થતાં પણ પ્રજારૂપ દેહાદિની ઉત્પત્તિ થતી નથી એટલે કે અન્વયનો ભંગ થાય છે. તેમ જ વીર્ય પણ વંધ્ય હોવાથી અન્વયનો ભંગ થાય છે. વળી ઉદ્ભિજ્જ અને સ્વેદજ દેહોમાં વીર્યસંબંધ ન છતાં તેમના દેહનો પ્રાદુર્ભાવ જોઇએ છીએ; એટલે ત્યાં વ્યતિરેકનો ભંગ થાય છે, માટે વીર્યમાં દેહાદિને ઉત્પન્ન થવાનો સ્વભાવ છે એમ પણ તું (વાદી) શી રીતે જાણી સિદ્ધ કરી શકે છે ? અર્થાત્ જણાતું નથી, કહેવાતું નથી, માટે સર્વ અનિર્વચનીય છે. ૧૪૫.

न जानामि किमप्येतादित्यंते शरणं तव ।
अतएव महांतोऽस्य प्रवदंतींद्रजालताम् ॥ १४६ ॥ ४४०

શબ્દાર્થ:—આ કાંઇ પણ હું જાણતો નથી એ પ્રકારે છેવટે તારે (વાદીને) શરણ છે (અર્થાત્ છેવટે જતાં અજ્ઞાન છે એમ જ તારે સ્વીકારવાનો વખત છે); એટલા માટે મહાન્‌પુરૂષો આ જગત્‌ના ઇંદ્રજાળપણાને કહે છે. ૧૪૬.

एतस्मात्किमिवेन्द्रजालमपरं यद्गर्भवासस्थितम् ।
रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् ॥
पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतम् ।
पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥१४७॥ ४४१

શબ્દાર્થ:—આ જગત્‌થી બીજું ઇંદ્રજાળ શું છે? [ કે ] જેથી ગર્ભવાસમાં ગએલું વીર્ય! હાથ, માથું, પગ અને તેઓથી થએલ આંગળી આદિ જૂદા જૂદા અવયવવાળું હોઇ ચેતન થાય છે! વળી અનુક્રમે—યથાસમય; બાળપણ, જુવાની અને ઘડપણરૂપ અનેક વેષોએ યુક્ત સતું તે વીર્ય જુએ છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, તેમ જાય છે અને આવે છે. ( આમ અનેક ક્રિયા કરે છે માટે જગત્ જ ઇંદ્રજાળ છે ). ૧૪૭.

એ પૂર્વે થઇ ગએલા વૃદ્ધોનો મત બતાવી હવે વૃક્ષાદિનું પણ દુર્નિરૂપણપણું દેખાડે છે.—

देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।
क्व धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥१४८॥ ४४२

શબ્દાર્થ:—દેહની પેઠે વડના બીજ આદિમાં સારી રીતે વિચાર કરીને અવલોકન કરવું. કયાં બીજ અને કયાં વૃક્ષ! તેટલા માટે માયા છે, એમ નિશ્ચય કરવો. ૧૪૮.

निरुक्तावभिमानं ये दधते तार्किकादयः ।
हर्षमिश्रादिभिस्ते तु खंडनादौ सुशिक्षिताः ॥ १४९ ॥ ४४३

શબ્દાર્થ:—જે ન્યાય આદિના મતવાળાઓ જગત્‌ના વાસ્તવ સ્વરૂપનું વર્ણન કરવામાં અભિમાન રાખે છે, તેઓ તો હર્ષમિશ્ર આદિ પંડિતોવડે ખંડનખંડખાદ્ય આદિ ગ્રંથોમાં સારી રીતે શિક્ષા કરાએલા છે. ૧૪૯.

જગત્‌ની અનિર્વચનીયતામાં વેદાંતસિદ્ધાંત કહી બતાવે છે.—

अचिंत्याः खलु ये भावा न तांस्तर्केषु योजयेत् ।
अचिंत्यरचनारूपं मनसाऽपि जगत् खलु ॥ १५० ॥ ४४४

શબ્દાર્થ:—ખરેખર! જે સત્વો (પદાર્થો) અચિંત્ય [છે]. તેઓને તર્કમાં જોડવા નહિ. નિશ્ચય! મનવડે પણ અચિંત્ય રચનારૂપ એવું [ આ ] જગત્ છે. ૧૫૦.

अचिंत्यरचनाशक्तिबीजं मायेति निश्चिनु ।
मायाबीजं तदेवैकं सुषुप्तावनुभूयते ॥ १५१ ॥ ४४५

શબ્દાર્થ:—અચિંત્ય રચના શક્તિવાળું બીજ માયા [છે] એમ નિશ્ચય કર. તે એક જ [1] માયાબીજ સુષુપ્તિમાં અનુભવાય છે. ૧૫૧

---

૧ સુષુપ્તિમાં 'મેં કાંઇ જાણ્યું નહિ' એ પ્રકારે અજ્ઞાન—માયાનો અનુભવ થાય છે એવો ભાવ છે

**जाग्रत्स्वप्नजगत् तत्र लीनं बीज इव द्रुमः ।**

**तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥ १५२ ॥ ४५६**

**શબ્દાર્થ:—બીજમાં વૃક્ષની પેઠે ( બીજમાં જેમ આખું વૃક્ષ સમાઈ રહેલું છે તેમ) ત્યાં (સુષુપ્તિમાં) જાગ્રત્ અને સ્વપ્નરૂપ જગત (અર્થાત્ સ્થૂળ સૂક્ષ્મરૂપ જગત્ ) લીન છે; તેટલા માટે સમગ્ર જગતની વાસનાઓ ત્યાં ( એમાં ) સારી રીતે સ્થિતિ કરી રહેલી [છે]. ૧૫૨.**

૨ આનંદમયકોશ ઈશ્વરનું સ્વરૂપ છે. ૪૪૭-૪૫૨.

**या बुद्धिवासनास्तासु चैतन्यं प्रतिबिंबति ।**

**मेघाऽऽकाशवदस्पष्टचिदाभासोऽनुमीयताम् ॥ १५३ ॥ ४५७**

**શબ્દાર્થ:—જે (માયાની અંદરની) બુદ્ધિની વાસનાઓ [ છે] તેઓમાં ચૈતન્ય પ્રતિબિંબ પામે છે. [ આ ] અસ્પષ્ટ ચિદાભાસ, મેઘાકાશની પેઠે અનુમાન કરાય છે ( અનુમાનથી જણાય છે ). ૧૫૩.**

**વિવેચન:**—જ્યારે માયાની અંદર બુદ્ધિની વાસનાઓ પ્રતિબિંબ પામી છે, ત્યારે તો તે જણાવી-અનુભવાવી જોઇએ; પરંતુ તે જણાતી નથી એનું કારણ એ છે કે, એ પ્રતિબિંબરૂપ ચિદાભાસ અસ્પષ્ટ છે માટે તે બહુ પ્રત્યક્ષ થતો નથી; પણ અનુમાનથી જણાય છે. જેમ * મેઘાકાશ અનુમાનથી જણાય છે તેમ. ૧૫૩.

**साभासमेव तद् बीजं धीरूपेण प्ररोहति ।**

**अतो बुद्धौ चिदाभासो विस्पष्टं प्रतिभासते ॥ १५४ ॥ ४५८**

**શબ્દાર્થ:—તે માયારૂપ બીજ ચિદાભાસ જ [ છે. તે ] બુદ્ધિરૂપે ઉદય થાય છે, એટલા માટે બુદ્ધિમાં ચિદાભાસ વધારે સ્પષ્ટ ભાસે છે. ૧૫૪.**

**વિવેચન:**—ચિદાભાસ મેઘાકાશની પેઠે અનુમાન કરવાથી જણાય છે, એમ ઉપર બતાવ્યું; પણ તેમાં શંકા છે. તે એ કે, મેઘાકાશનું અનુમાન કરવું યોગ્ય છે; કેમકે મેઘજળનું સજાતીય ઘટજળ છે જેમાં સ્પષ્ટ આકારનું પ્રતિબિંબ આપણે જોએલું છે માટે મેઘાકાશનું અનુમાન કરાય છે, પણ ચિદાભાસનું અનુમાન કરવામાં તેના જેવું કાંઈ દૃષ્ટાંત હોવું જોઇએ પણ તેમ નથી. માટે ચિદાસનું અનુમાન યોગ્ય નથી. સિદ્ધાંતી આ શ્લોકમાં ચિદાભાસનું સદૃશ દૃષ્ટાંત બતાવે છે. ચિદાભાસે સહિત જે અજ્ઞાન છે તે બુદ્ધિરૂપે પરિણામ પામવાથી સ્પષ્ટ ચિદાભાસવાળું થાય છે. અર્થાત્ તેમાં ચિદાભાસ સ્પષ્ટ ભાસે છે આ ઉપરથી અનુમાન થાય છે કે અજ્ઞાન જ્યારે સ્પષ્ટ ચિદાભાસવાળું થયું ત્યારે તો અજ્ઞાનમાં રહેલી વાસનાઓ પણ ચિદાભાસવાળી થઇ એટલે બુદ્ધિની વાસનાઓ ચેતનના પ્રતિબિંબવાળી હોવાને યોગ્ય છે. કેમકે તેઓ પણ બુદ્ધિની એક જાતની અવસ્થાઓ જ છે. ૧૫૪.

**मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतौ श्रुतम् ।**

**मेघाकाशजलाकाशाविव तौ सुव्यवस्थितौ ॥ १५५ ॥ ४५९**

* મેઘાકાશનું લક્ષણ જુઓ. પાછળ શ્લોક ૩૧૪—૩૧૫ માં.

**શબ્દાર્થ**:—‘માયા આભાસવડે જીવ અને ઈશ્વરને કરે છે’ એમ શ્રુતિ ભગવતીમાં સાંભળ્યું [છે], તે (બંને ઈશ્વર અને જીવ) [અનુક્રમે] * મેઘાકાશ અને જળાકાશની પેઠે સારી રીતે વ્યવસ્થા પામેલા [છે]. ૧૫૫.

**વિવેચન**:—જો કે જીવ અને ઈશ્વર બંને માયાના પ્રભાવથી ઉત્પન્ન થાય છે, તોપણ તેઓમાં કાંઇક ભેદ છે. તે એટલો જ કે મેઘાકાશનું સ્વરૂપ જેમ અસ્પષ્ટ છે તેમ ઈશ્વરમાં પણ અજ્ઞાનરૂપ આવરણ–વાસના અસ્પષ્ટ છે, અને જીવમાં જળાકાશની પેઠે વાસના સ્પષ્ટ છે. ૧૫૫.

**मेघवद्वर्त्तते माया मेघस्थिततुषारवत् ।**
**धीवासनाश्चिदाभासस्तुषारस्थखवत्स्थितः ॥ १५६ ॥ ४५०**

**શબ્દાર્થ**:—માયા મેઘની પેઠે વર્તે છે [ અને ] મેઘમાં રહેલી ફરફરની પેઠે બુદ્ધિવાસનાઓ [છે. વળી ] (એ) ફરફરમાંના આકાશના પ્રતિબિંબની પેઠે ચિદાભાસ ( ઈશ્વર ) સ્થિતિ [છે]. ૧૫૬.

**मायाऽधीनश्चिदाभासः श्रुतौ मायी महेश्वरः ।**
**अंतर्यामी च सर्वज्ञो जगद्योनिः स एव हि ॥ १५७ ॥ ४५१**

**શબ્દાર્થ**:—માયા જેને આધીન છે એવો ચિદાભાસ શ્રુતિ ભગવતીમાં માયાવાળો [ અને ] મહેશ્વર [સાંભળ્યો છે]. વળી અંતર્યામી, સર્વજ્ઞ અને જગત્‌નું કારણ પણ તે જ છે, [ એમ સાંભળ્યું છે ]. ૧૫૭.

**सौषुप्तमानंदमयं प्रक्रम्यैवं श्रुतेर्जगौ ।**
**एष सर्वेश्वर इति सोऽयं वेदोक्त ईश्वरः ॥ १५८ ॥ ४५२**

**શબ્દાર્થ**:—સુષુપ્તિકાળના આનંદમય કોશને આરંભીને આ સર્વેશ્વર [છે], એમ ભગવતી શ્રુતિ કહેતી હવી; [ માટે ] તે આ (આનંદમય કોશ) વેદોક્ત ઈશ્વર [છે]. ૧૫૮.

૩ ઈશ્વરના સર્વજ્ઞતાદિક ગુણો. ૪૫૩—૪૮૧.

**सर्वज्ञत्वादिके तस्य नैव विप्रतिपद्यताम् ।**
**श्रौतार्थस्याविर्तक्यत्वान्मायायां सर्वसंभवात् ॥१५९॥ ४५३**

**શબ્દાર્થ**:—શ્રુતિના અર્થનું અતર્ક્યપણું હોવાથી [ અને] માયામાં સર્વનો સંભવ હોવાથી તે (આનંદમય કોશ)ના સર્વજ્ઞપણા આદિક (ધર્મ)માં વાદવિવાદ કરવો જ નહિ. ૧૫૯.

**अयं यत्सृज्यते विश्वं तदन्यथयितुं पुमान् ।**
**न कोऽपि शक्तस्तेनायं सर्वेश्वर इतीरितः ॥ १६० ॥ ४५४**

**શબ્દાર્થ**:—આ (આનંદમય કોશરૂપ ઈશ્વર) જે જગતને સૃજે છે તેને

* જુઓ પાછળ શ્લોક ૩૧૨ મો.

**અન્યથા કરવાને કોઇ પણ પુરૂષ સમર્થ નથી. તેણે કરીને આ (આનંદમય કોશ) સર્વેશ્વર [ છે ] એમ કહેલું [ છે]. ૧૬૦.**

**વિવેચનઃ**—ઉપર બતાવ્યું કે શ્રુતિનો અર્થ અતકર્ય છે. હવે જ્યારે અનુકૂળ યુક્તિનો શ્રુતિના અર્થમાં જો અભાવ હોય, તો તો પછી શ્રુતિને પણ 'પથ્થરની હોડી તરે છે' એ વાક્યની પેઠે [1] અર્થવાદરૂપે જ ગણવી જોઇએ. આ શંકાના સમાધાન માટે આ શ્લોક છે. આ આનંદમય કોશ જાગ્રત્સ્વપ્નરૂપ જગતને રચે છે, જે કોઇથી પણ અન્યથા કરી શકાય તેમ નથી; માટે જ તેને સર્વનો ઇશ્વિર કહેલો છે. ૧૬૦.

**अशेषप्राणिबुद्धिनां वासनास्तत्र संस्थिताः ।**
**ताभिः क्रोडीकृतं सर्वं तेन सर्वज्ञ ईरितः ॥ १६१ ॥ ४५५**

**શબ્દાર્થઃ—સમગ્ર પ્રાણીઓની બુદ્ધિની વાસનાઓ ત્યાં (કારણરૂપ સુષુપ્તિકાળના અજ્ઞાનમાં) રહેલી [છે અને] તે (વાસનાઓ)વડે [જ] સર્વ (જગત્) વિષય કરાએલું [છે], તેથી (આમ સર્વ બુદ્ધિવાસના સહિત અજ્ઞાન ઉપાધિવાળું હોવાથી સુષુપ્તિકાળના આ આનંદમય કોશને) સર્વજ્ઞ કહેલો [છે]. ૧૬૧.**

**वासनानां परोक्षत्वात् सर्वज्ञत्वं न हीक्ष्यते ।**
**सर्वबुद्धिषु तद्दृष्ट्वा वासनास्वनुमीयताम् ॥ १६२ ॥ ४५६**

**શબ્દાર્થઃ—વાસનાઓને પરોક્ષપણું હોવાથી સર્વજ્ઞપણું નથી જ દેખાતું—અનુભવાતું, [પરંતુ] તે (સર્વજ્ઞપણું) સર્વ બુદ્ધિઓમાં જોઇને વાસનાઓમાં [પણ] અનુમાનથી જોઇ લેવું. ૧૬૨.**

**વિવેચનઃ**—જ્યારે આનંદમય કોશનું સર્વજ્ઞપણું છે એમ ઉપર બતાવ્યું, ત્યારે તે અનુભવાતું કેમ નથી ? આમ શંકા થાય છે. તે અનુભવાતું નથી એનું કારણ છે. તે એ કે વાસનાઓનો પ્રવર્તક ઇશ્વિર કેવો છે તેનું વાસનાને જ્ઞાન નથી. અર્થાત્ વાસનાઓને ઇશ્વર પરોક્ષ છે તેથી કરીને તેનો અનુભવ થતો નથી. વારૂ ! એમ હો. પણ એનો અનુભવ–જ્ઞાન થાય કેવી રીતે ? આના ઉત્તરમાં ગ્રંથકર્ત્તા કહે છે કે સર્વબુદ્ધિમાં દેખીને તેનું વાસનામાં અનુમાન કરવું, એટલે કે સર્વજ્ઞપણું સર્વબુદ્ધિમાં દેખાય છે, ત્યારે તે સર્વબુદ્ધિના કારણરૂપ વાસનામાં પણ દેખાવાને યોગ્ય છે, કેમકે સર્વબુદ્ધિ તો વાસનાનું એક પ્રકારનું કાર્ય છે; માટે જેમ તંતુનું રૂપ તંતુના કાર્યરૂપ પટમાં દેખાય છે તેમ વાસનામાં પણ સર્વજ્ઞત્વ દેખાય છે. ૧૬૨.

**विज्ञानमयमुख्येषु कोशेष्वन्यत्र चैव हि ।**
**अंतस्तिष्ठन् यमयति तेनांतर्यामितां व्रजेत् ॥ १६३ ॥ ४५७**

**શબ્દાર્થઃ—વિજ્ઞાનમય જેમાં મુખ્ય છે એવા (ચારે) કોશોમાં અને બીજે ( પૃથ્વી આદિમાં ) અંદર રહેતો સતો જે કારણથી નિયમન કરે છે તે જ કારણથી [ તે ] અંતર્યામિપણું પામે છે. ૧૬૩.**

---

[1] સ્તુતિ અથવા નિંદા બતાવનારાં વાક્યોને અર્થવાદ કહે છે.

बुद्धौ तिष्ठन्नांतरोऽस्या धियाऽनीक्ष्यश्च धीवपुः ।
धियमंतर्यमयतीत्येवं वेदेन घोषितम् ॥ १६४ ॥ ४५८

**શબ્દાર્થ:—બુદ્ધિ ( વિજ્ઞાનમય )માં સ્થિત સતો આ ( બુદ્ધિ )ની અંદર છે. [ વળી તે ] બુદ્ધિવડે નહિ જોવાય એવો એને બુદ્ધિરૂપ શરીરવાળો [ છે. તે ] બુદ્ધિને અંદર પ્રેરણા કરે છે એમ વેદે કહેલું [છે]. ૧૬૪.**

**વિવેચન:**—આ અર્થમાં વૃહદારણ્યક ઉપનિષદ્દનું અંતર્યામીબ્રાહ્મણ સર્વ પ્રમાણરૂપ છે. અત્ર માત્ર તેના यो विज्ञाने तिष्ठन् 'વિજ્ઞાનમયમાં જે સ્થિત છે' આ લેશ ભાગને લઈ અનુક્રમે તેનો અર્થ સૂચવે છે. ૧૬૪

तंतुः पटे स्थितो यद्वदुपादानतया तथा ।
सर्वोपादानरूपत्वात् सर्वत्रायमवस्थितः ॥ १६५ ॥ ४५९

**શબ્દાર્થ:—જેમ ઉપાદાનપણાવડે પટમાં તંતુ સ્થિત [છે] તેમ આ (ઇશ્વર) સર્વના ઉપાદાનપણાથી સર્વ ભૂતોમાં સ્થિત [છે]. ૧૬૫.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું તેમ અંતર્યામીબ્રાહ્મણ, ઇશ્વરનું સર્વાત્મપણું બતાવવામાં પ્રમાણરૂપ છે, પણ તે સઘળાનું વર્ણન કરતાં ગ્રંથવિસ્તાર બહુ થઈ જાય, માટે અત્ર આચાર્ય, આખા બ્રાહ્મણના સર્વ તાત્પર્ય અર્થને સંવાદની સિદ્ધિ માટે यः सर्वेषु भुतेषु तिष्ठन् 'જે સર્વ ભૂતમાં રહેતો સર્વને પ્રેરે છે.' એ વાક્યના અર્થને દૃષ્ટાંત પૂર્વક કહી બતાવે છે. ૧૬૫.

पटादप्यांतरस्तंतुस्तंतोरप्यंशुरांतरः ।
आंतरत्वस्य विश्रांतिर्यत्रासावनुमीयताम् ॥ १६६ ॥ ४६०
द्वित्र्यांतरत्वकक्षाणां दर्शनेऽप्ययमांतरः ।
न वीक्ष्यते ततो युक्तिश्रुतिभ्यामेव निर्णयः ॥ १६७॥ ४६१

**શબ્દાર્થ:—કપડામાં અંદર તંતુ છે [ અને ] તંતુમાં અંદર સૂક્ષ્મ તંતુ [ છે. એમ ] જ્યાં આંતરપણાની હદ [ આવી જાય ત્યાં ] આ (ઇશ્વર) [ છે એમ ] અનુમાન કરવું. (૧૬૬). બે ત્રણ [એમ] આંતરતાની અવસ્થાના દર્શન સતે પણ (અર્થાત્ બે ત્રણ એમ ભાગો કર્યા છતાં પણ તેનીએય) આ ( ઇશ્વર ) અંદર—સૂક્ષ્મ [ છે, માટે ] દેખાતો નથી તેથી [ તેનો ] યુક્તિ અને શ્રુતિવડે જ નિર્ણય [થાય છે]. ૧૬૭.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું તેમ ઇશ્વર સર્વના ઉપાદાનરૂપે સર્વત્ર છે, તો તે દેખાવો જોઇએ પણ તે દેખાતો નથી; કેમકે સર્વ ઠેકાણે અધિકન્યૂનપણું ( તારતમ્ય ) છે. આ તારતમ્યની જ્યાં વિશ્રાંતિ—હદ થાય, તે ઠેકાણે ઇશ્વર છે. અર્થાત્ તારતમ્યની હદ એ જ ઇશ્વર છે, એમ અનુમાન કરવું. જેમ પટમાં તંતુ અને તંતુમાં સૂક્ષ્મ તંતુ છે તેમ. અહીં સમજવું જોઇએ કે સૂક્ષ્મ તંતુઓને તો બાહ્યસ્વરૂપ છે, માટે તેઓ દેખાય છે; પણ અંતર્યામીને બાહ્યપણાનો અભાવ હોવાથી તે દેખાય તો નહિ જ. માત્ર અંતર્યામીનો તો યુક્તિ અને શ્રુતિથી નિર્ણય કરવો. એટલે કે જડજગતની પ્રવૃત્તિ ચૈતન્યરૂપ અધિષ્ઠાન વગર

હોવા સંભવતી નથી, માટે ચૈતન્ય છે; અને તે જ ઇશ્વર છે એ યુક્તિ, અને શ્રુતિ તો ૪૫૮ માં બતાવેલી જ છે. ૧૬૬—૧૬૭.'

**पटरूपेण संस्थानात् पटस्तंतोर्वपुर्यथा ।**

**सर्वरूपेण संस्थानात् सर्वमस्य वपुस्तथा ॥ १६८ ॥ ४६२**

**શબ્દાર્થ:**—જેમ પટરૂપવડે તંતુની સ્થિતિ છે માટે પટ તંતુનું શરીર [છે] તેમ સર્વરૂપપણાવડે [ ઈશ્વરની ] સ્થિતિ છે માટે આ ( ઈશ્વર )નું સર્વ શરીર [છે] ( અર્થાત્ સર્વ શરીરરૂપે ઈશ્વર છે ). ૧૬૮

**तंतोः संकोचविस्तारचलनादौ पटो यथा ।**

**अवश्यमेव भवति न स्वातंत्र्यं पटे मनाक् ॥ १६९ ॥ ४६३**

**तथांतर्याम्ययं यत्र यया वासनया यथा ।**

**विक्रियेत तथाऽवश्यं भवत्येव न संशयः ॥ १७० ॥ ४६४**

**શબ્દાર્થ:**—જેમ તંતુના સંકોચ, વિસ્તાર અને ચલન આદિમાં પટ અવશ્ય જ [ તેવું તેવું ] થાય છે. [ એટલે કે ] પટમાં સ્વતંત્રતા કાંઇ પણ નથી. (૧૬૯). તેમ આ અંતર્યામી [પણ] જ્યાં જે વાસનાવડે જેવી રીતે વિકાર પમાડાય છે [ત્યાં] તેવી રીતે અવશ્ય જ થાય છે; [એમાં] સંશય નથી ૧૭૦.

**વિવેચન:**—यः सर्वाणि भूतान्यान्तरो यमयति 'જે સર્વભૂતોની અંદર નિયમન કરે છે.' આ શ્રુતિ વાક્યના, તાત્પર્યને દૃષ્ટાંત સહિત બે શ્લોકવડે કહી બતાવે છે. જેમ તંતુનાં સંકોચનાદિક કરવાથી પટનાં સંકોચનાદિક થાય છે, તેમ પૃથ્વીઆદિમાં ઉપાદાનપણાવડે સ્થિત એવો અંતર્યામી પણ જે જે વાસાનાવડે કરીને જેવી રીતે એટલે ઘટાદિ કાર્યરૂપવડે વિકાર પમાડાય છે; તેવી રીતે તે તે કાર્યમાત્ર થાય છે. એવો ભાવ છે. ૧૬૯–૧૭૦.

અંતર્યામીના પ્રતિપાદનમાં શ્રી ગીતાના ૧૮ મા અધ્યાયનો ૬૧ મો શ્લોક અત્ર સ્મૃતિના પ્રમાણરૂપે લઈ બતાવે છે.—

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**

**भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ १७१ ॥ ४६५**

**શબ્દાર્થ:**—હે અર્જુન સર્વ પ્રાણીઓના હૃદય ભાગમાં ઈશ્વર રહે છે. [ અને ] યંત્રમાં રહેલાં એવાં સર્વ ભૂતોને માયાવડે ભમાવનાર [છે]. ૧૭૧.

ઉપરના શ્લોકમાંના '**સર્વ ભૂત**' શબ્દનો અર્થ બતાવે છે.—

**सर्वभूतानि विज्ञानमयास्ते हृदये स्थिताः ।**

**तदुपादानभूतेशस्तत्र विक्रियते खलु ॥ १७२ ॥ ४६६**

**શબ્દાર્થ:**—સર્વ ભૂતો વિજ્ઞાનમય [ છે ]. તેઓ હૃદયમાં રહેલાં [છે]. તેના ઉપાદાનરૂપ ઈશ્વર ત્યાં નિશ્ચય વિકાર પામે છે. ૧૭૨.

**યંત્ર અને આરોહ શબ્દના અર્થ બતાવે છે.—**

**देहादि पंजरं यंत्रं तदारोहोऽभिमानता ।**

**विहितप्रतिषिद्धे प्रवृत्तिर्भ्रमणं भवेत् ॥ १७३ ॥ ४६७**

શબ્દાર્થ:—દેહાદિક [ રૂપસમૂહ તે ] પાંજરૂં [છે], અભિમાનપણું [ તે ] તેમાં આરોહ [છે અને] શુભ તથા અશુભ કર્મોમાં પ્રવૃત્તિ [કરવી તે ] ભ્રમણ છે. ૧૭૩.

વળી ૪૬૫ મા શ્લોકમાં ભ્રમ્ ધાતુને વર્તમાન કૃદંતનો ણિચ્ પ્રત્યય છે તેનો તથા 'માયાવડે' એ શબ્દનો અર્થ બતાવેછે.—

**विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः ।**

**स्वशक्त्येशो विक्रियते [1]मायया भ्रामणं हि तत् ।१७४॥ ४६८**

શબ્દાર્થ:—તે (વિજ્ઞાનમય) ના પ્રવૃત્તિસ્વરૂપથી, વિજ્ઞાનમયરૂપ (જીવ) વડે ઇશ્વર, પોતાની શકિતવડે વિકાર પામે છે, તે 'માયાવડે ભમાવવું ' [ છે ]. ૧૭૪.

પાછળ ૪૫૮ મા શ્લોમાં ઉદાહરેલી શ્રુતિમાં અંતર્યમયતિ ' અંદર પ્રેરણા કરે છે.' એ શબ્દનો આ જ અર્થ છે એમ બતાવે છે.—

**अंतर्यमयतीत्युक्त्याऽयमेवार्थः श्रुतौ श्रुतः ।**

**पृथिव्यादिषु सर्वत्र न्यायोऽयं योज्यतां धिया ॥ १७५ ॥ ४६९**

શબ્દાર્થ:—'અંતરમાં પ્રેરણા કરે છે' એમ (પાછળ ૪૫૮ માં કહેલી શ્રુતિમાં ) કહેવાવડે શ્રુતિમાં આ ( ઉપરના શ્લોકમાં બતાવેલો ) જ અર્થ સાંભળ્યો છે, માટે પૃથ્વી આદિમાં બધે ઠેકાણે આ જ અર્થ બુદ્ધિવડે જોડવો એ યોગ્ય છે. ૧૭૫.

**[2]जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।**

**केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥१७६॥ ४७०**

શબ્દાર્થ:—હું ધર્મ જાણું છું, પણ તેમાં મારી પ્રવૃત્તિ નથી [ થતી ], હું અધર્મ જાણું છું પણ તેમાં મારી નિવૃત્તિ નથી [થતી; માટે ] હું, હૃદયમાં રહેલા કોઈ પણ દેવે જે પ્રમાણે પ્રેરણા કરાએલો છું તે પ્રમાણે કરૂં છું. ૧૭૬.

ઉપર બતાવ્યું તેમ સર્વ પ્રવૃત્તિ ઇશ્વરને જ આધીન છે, તો પછી પુરૂષપ્રયત્ન તો મિથ્યા થઇ ગયો? આ શંકાનું સમાધાન કરવા આ નીચેનો શ્લોક છે.—

**नार्थः पुरुषकारेणेत्येवं माऽऽशंक्यतां यतः ।**

**ईशः पुरुषकारस्य रूपेणापि विवर्त्तते ॥ १७७ ॥ ४७१**

---

૧ મરાઠી ભાષાંતરની મૂળ પ્રતિમાં અત્ર માયાયા: એમ છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ છે. ૪૬૫ મા શ્લોક સાથે સંબંધ ગણતાં તૃતીયાનો પ્રયોગ વધારે સ્પષ્ટ છે માટે અત્ર તે જ સ્વીકાર્યો છે.

૨ આ અને એની સાથેના બીજા બે એમ મળીને ત્રણ શ્લોક ઉપાસના માર્ગમાં પણ બહુ વિસ્તાર પામેલા છે. પ્રાતઃકાળમાં તે બોલાય છે. ઉપાસક केनापि देवेन એ શબ્દોને ઠેકાણે પોતપોતાના દેવનાં નામ મૂકી ઉચ્ચારે છે. એ શ્લોકોનું રહસ્ય ઇશ્વર પ્રણિધાન-સર્વ કર્મ ઇશ્વરને આપવાનું છે.

શબ્દાર્થ:—પુરૂષપ્રયત્નવડે કાંઈ પ્રયોજન નથી, એ પ્રમાણે આશંકા કરવી નહિ, કેમકે પુરૂષ પ્રયત્નના રૂપવડે ઈશ્વર વિવર્ત્તે છે—વર્તે છે. ૧૭૭.

અત્ર શંકા થાય છે કે પાછળ ૪૫૮—૪૭૦ સુધીમાં 'ઇશ્વર સર્વને પ્રેરણા કરે છે, ભમાવે છે' એમ બતાવ્યું છે, અને વળી અહીં ઇશ્વર જ પુરૂષપ્રયત્નરૂપે વર્તે છે એમ કહેવું એ તો વિરોધ ગણાય. આ શંકાનું સમાધાન નીચેના શ્લોકમાં આપે છે.—

ईदृग्बोधेनेश्वरस्य प्रवृत्तिर्मैव वार्यताम् ।

तथाऽपीशस्य बोधेन स्वात्मासंगत्वधीजनिः ॥१७८॥ ४७२

શબ્દાર્થ:—આ પ્રકારના (ઈશ્વર પુરૂષપ્રયત્નવડે વર્તે છે એવા) બોધવડે ઈશ્વરની પ્રવૃત્તિ (અંતર્યામીરૂપે પ્રેરણા કરવાપણું) ન જ અટકાવાઓ (અટકાવાતી નથી), પણ ઈશ્વરના બોધવડે [તો] પોતાના આત્માના અસંગપણાની બુદ્ધિનો પ્રાદુર્ભાવ [થાય છે]. ૧૭૮.

तावता मुक्तिरित्याहुः श्रुतयः स्मृतयस्तथा ।

श्रुतिस्मृती ममैवाज्ञे इत्यपीश्वरभाषितम् ॥ १७९ ॥ ४७३

શબ્દાર્થ:—'તેટલા (આત્માની અસંગતાના જ્ઞાન) વડે મુક્તિ [છે]' એમ ભગવતી શ્રુતિઓ તથા સ્મૃતીઓ કહેતી હવી. [વળી] 'શ્રુતિ અને સ્મૃતિ (એ બે) મારી જ આજ્ઞાઓ છે' એમ પણ ઈશ્વરે કહેલું [છે]. ૧૭૯.

आज्ञाया भीतिहेतुत्वं भीषास्मादिति हि श्रुतम् ।

सर्वेश्वरत्वमेतत्स्यादंतर्यामित्वतः पृथक् ॥ १८० ॥ ४७४

શબ્દાર્થ:—ઈશ્વરની આજ્ઞાને ભયનું હેતુપણું 'આનાથી ભયવડે' એ પ્રકારની શ્રુતિમાં સાંભળ્યું [છે]; માટે આ (ઇશ્વર)નું સર્વેશ્વરપણું (ભયનું હેતુપણું) અંતર્યામીપણાથી જાદું [છે]. ૧૮૦.

एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ।

अंतःप्रविष्टः शास्ताऽयं जनानामिति च श्रुतिः॥ १८१॥ ४७५

શબ્દાર્થ:—'આ અક્ષર બ્રહ્મની આજ્ઞામાં [સૂર્ય અને ચંદ્ર વર્તે છે]' એવી શ્રુતિ છે અને 'આ અંતરમાં પેઠેલો જીવોનો નિયામક (ઈશ્વર) છે.' એવી [પણ] શ્રુતિ છે. ૧૮૧.

जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।

आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥ १८२ ॥ ४७६

શબ્દાર્થ:—આ (ઈશ્વર) ઉત્પત્તિ અને નાશનો કરનારો હોવાથી જગતનું કારણ છે. [એ] ઉત્પત્તિ અને પ્રલય (બંને) [અનુક્રમે] [1] આવિર્ભાવ અને [2] તિરોભાવ માનેલા [છે]. ૧૮૨.

---

૧ પ્રગટપણું. ૨ અપ્રગટપણું.

**आविर्भावयति स्वस्मिन् विलीनं सकलं जगत् ।**
**प्राणिकर्मवशादेष पटो यद्वत्प्रसारितः ॥ १८३ ॥ ४७७**

શબ્દાર્થ:—જેમ પહોળું કરેલું (ચિત્રવાળું) કપડું [પોતાની અંદરના ચિત્રને પ્રગટ કરે છે તેમ] આ (પરમાત્મા) પ્રાણીઓના કર્મવશથી પોતાની અંદર લય પામી [રહેલ વાસનારૂપ] સકળ જગત્‌ને પ્રગટ કરે છે. ૧૮૩.

**पुनस्तिरोभावयति स्वात्मन्येवाखिलं जगत् ।**
**प्राणिकर्मक्षयवशात् संकोचितपटो यथा ॥ १८४ ॥ ४७८**

શબ્દાર્થ:—અને વળી જેમ એકઠું કરી લીધેલું કપડું [પોતાની અંદરના ચિત્રને તિરોભાવ પમાડે છે, તેમ પરમાત્મા પણ] પ્રાણીઓના કર્મના ક્ષયના વશથી પોતાના જ આત્મામાં [પ્રલયકાળમાં] સકળ જગત્‌ને તિરોભાવ પમાડે છે. ૧૮૪.

**रात्रिघस्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।**
**तूष्णींभावमनोराज्ये इव सृष्टिलयाविमौ ॥ १८५ ॥ ४७९**

શબ્દાર્થ:—રાત અને દિવસ, સુષુપ્તિ અને જાગ્રત્, આંખ ઉઘાડવી અને મીચવી, [મનની] મૌનસ્થિતિ–નિર્વિકલ્પતા અને મનોરાજ્યની પેઠે આ સૃષ્ટિ એટલે આવિર્ભાવ અને લય એટલે તિરોભાવ કે પ્રલય છે. ૧૮૫.

**વિવેચન:**—અત્ર શ્લોકમાં બતાવેલાં દરેક દ્વંદ્વ–જોડકાં અનુક્રમે નથી. રાત્રી એ લયનું સ્વરૂપ છે; કેમકે તે વખતે પ્રાણીઓની પ્રવૃત્તિ ઘણે ભાગે બંધ પડેલી છે, એટલે તે તિરોભાવને સ્વરૂપે છે. દિવસ આવિર્ભાવરૂપે–સૃષ્ટિરૂપે છે; કેમકે તેમાં પ્રાણીઓ સર્વ પ્રવૃત્તિમાં ગુંથાય છે. એ જ પ્રમાણે સુષુપ્તિ લય છે. જાગ્રત્ સૃષ્ટિરૂપે છે, આંખ મીચવી તે લય છે, ઉઘાડવી તે સૃષ્ટિ છે, તૂષ્ણીભાવ લય છે મનોરાજ્ય પ્રવૃત્તિ છે એમ સમજી લેવું. ૧૮૫.

**आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना ।**
**आरंभपरिणामादिचोद्यानां नात्र संभवः ॥ १८६ ॥ ४८०**

શબ્દાર્થ:—ઈશ્વરના આવિર્ભાવ અને તિરોભાવના શક્તિમાન્‌પણારૂપ હેતુવડે અહિંઆં (અમારા અદ્વૈતસિદ્ધાંતમાં) આરંભ અને પરિણામવાદ આદિ પ્રશ્નોનો સંભવ નથી. ૧૮૬.

**વિવેચન:**—પાછળ ૪૭૬ થી અત્યાર સુધીમાં ઈશ્વરને જગતની કારણતા બતાવી છે, તે કારણતા આરંભકપણાવડે છે, કે પરિણામીપણાવડે છે? આમ બે વિકલ્પ થાય છે. ઇશ્વર અદ્વિતીય છે માટે તેને આરંભપણાવડે જગતની કારણતા ઘટતી નથી; તેમ જ ઇશ્વર નિરવયવ હોવાથી તેમાં પરિણામીપણાનો પણ સંભવ નથી. એટલે એમાં * આરંભ

* નૈયાયિકોના આરંભવાદને માટે આગળનો શ્લોક ૧૩૭૩ મો જુઓ. પરિણામવાદ માટે જુઓ ૧૩૭૪ મો શ્લોક, અને વિવર્તવાદ માટે ૧૩૭૫ મો શ્લોક જુઓ. તેમ જ ૧૪૧૫—૧૪૧૮ શ્લોક પણ જુઓ.

અને પરિણામવાદ સિવાય ત્રીજો એટલે વિવર્તવાદ ઘટે છે, કેમકે એમાં આ બંને પક્ષમાં બતાવેલા દોષો ઘટતા નથી. ૧૮૬.

**अचेतनानां हेतुः स्याज् जाड्यांशेनेश्वरस्तथा ।**
**चिदाभासांशतस्त्वेष जीवानां कारणं भवेत् ॥१८७॥ ४८१**

**શબ્દાર્થ:—ઈશ્વર, માયારૂપ અંશવડે જડરૂપનું કારણ થાય છે અને તેમ જ તે ચિદાભાસરૂપ અંશવડે ચેતન–ચિદાભાસ–જીવનું કારણ થાય છે. ( અર્થાત્ જડચેતનરૂપ બંને પ્રકારના જગત્નું ઈશ્વર આ પ્રમાણે ઉપાદાન કારણ છે ). ૧૮૭.**

૪ પ્રસંગપ્રાપ્ત બ્રહ્મ અને ઈશ્વરનું વિવેચન. ૪૮૨–૪૯૧.

**तमःप्रधानः क्षेत्राणां चित्प्रधानश्चिदात्मनाम् ।**
**परः कारणतामेति भावनाज्ञानकर्मभिः ॥ १८८ ॥ ४८२**
**इति वार्त्तिककारेण जडचेतनहेतुता ।**
**परमात्मन एवोक्ता नेश्वरस्येति चेच्छृणु ॥ १८९ ॥ ४८३**

**શબ્દાર્થ:—ભાવના, જ્ઞાન અને કર્મોવડે પરમાત્મા, તમઃપ્રધાન સતો ક્ષેત્ર ( શરીરાદિક ) ની અને ચિત્પ્રધાન સતો ચિદાભાસ ( જીવો ) ની કારણતાને પામે છે, (૧૮૮.) એમ વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે, જડ અને ચેતનનું કારણપણું પરમાત્માને કહેલું છે [પણ] ઈશ્વરને [કહેલું] નથી, એમ જો [કહેતો હોય] તો સાંભળ. ૧૮૯.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં માયાવી ઈશ્વરને જગત્નું કારણપણું બતાવ્યું છે તે ઉપર વાદી, વાર્તિકકાર સુરેશ્વરાચાર્યના વાકયનો આશ્રય કરીને શંકા કરે છે કે, તમે દેહાદિક અને ચિદાભાસ બધાનું કારણ ઈશ્વર બતાવો છો તે અયુક્ત છે; કેમકે સુરેશ્વરાચાર્યે તો તમઃપ્રધાન પ્રકૃતિની ઉપાધિવાળા પરમાત્મા, શરીર આદિક ક્ષેત્રોનું કારણ છે એમ બતાવ્યું છે; અને ચિત્પ્રધાન એટલે ચેતન જેમાં મુખ્ય છે એવો પરમાત્મા, ચિદાભાસનું કારણ છે એમ બતાવ્યું છે. વળી પરમાત્માને જડચેતનનું કારણપણું, ભાવના એટલે સંસ્કાર, જ્ઞાન એટલે દેવતાના ધ્યાનાદિકનું જ્ઞાન અને કર્મ એટલે પાપપુણ્યરૂપ કર્મ, એ * ત્રણ નિમિત્તવડે ઘટે છે. એમાં પરમાત્માને કારણરૂપે વર્ણવ્યો છે પણ ઈશ્વરને વર્ણવ્યો નથી માટે તમારૂં કહેવું અયોગ્ય છે. એમ વાદી શંકા કરે છે. ૧૮૮–૧૮૯.

સિદ્ધાંતી નીચેના શ્લોકમાં તેનો પરિહાર કરે છે.—

* સંસ્કારના બળથી જીવ નીચ અને ઉંચ યોનીમાં શરીર લઈ જન્મે છે. ત્યાં પણ દેવતાના ધ્યાનાદિકના પ્રભાવને લઇને તેના અંતકરણની રચના પણ ઉંચનીચ થાય છે. જોકે અંતઃકરણ પાંચે ભૂતોના સત્વાંશથી બને છે, એ વાત સિદ્ધ છે, તોપણ સાત્વિક ઉપાસના કરવાથી અંતઃકરણમાં સત્વાંશ વધે છે એટલે દેવતાના ધ્યાનાદિકના અવલંબનથી ચિત્ત સત્વપ્રધાન થએલું હોય છે. વળી જીવોની ઉંચનીચ સ્થિતિમાં તેમના પાપપુણ્યરૂપ કર્મો પણ નિમિત્ત છે. આ ત્રણે નિમિત્તો એટલે સંસ્કાર, જ્ઞાન અને કર્મનાં નિમિત્તોવડે જીવોનાં શરીર ઉત્પન્ન થવામાં, અંતઃકરણની સ્થિતિ બંધાવામાં, અને પાપપુણ્યરૂપ કર્મનો ભોગ ભોગવાવમાં પરમાત્મા જ કારણ થાય છે. (પ્રશ્નોપનિષદ્નો પહેલો પ્રશ્ન જુઓ.)

अन्योऽन्याध्य समत्रापि जीवकूटस्थयोरिव ।
ईश्वरब्रह्मणोः सिद्धं कृत्वा ब्रूते सुरेश्वरः ॥ १९० ॥ ४८४

**શબ્દાર્થ:—પણ અહિંઆં તો જીવ અને કૂટસ્થની પેઠે ઈશ્વર અને બ્રહ્મના અન્યોન્યાધ્યાસને સિદ્ધ કરીને વાર્તિકકાર સુરેશ્વરાચાર્ય (પરમાત્માને જગત્નું કારણ) કહે છે. ૧૯૦.**

**વિવેચન:**—સિદ્ધાંતી કહે છે કે હે વાદી ! વાર્તિકકારના ઉપરના શ્લોકનો આશ્રય લઇને તું શંકા કરે છે, પણ કયા સંબંધને લઇને સુરેશ્વરાચાર્યે આ શ્લોક ભણ્યા છે તેની તને ખબર નથી. આચાર્યે, જે સ્થળમાં त्वं પદના અર્થની પેઠે तत् પદના અર્થમાં પણ અધિષ્ઠાન અને આરોપનો પરસ્પર અધ્યાસ કહેવાને ઇચ્છ્યો છે તે પ્રસંગનો આ શ્લોક છે. અર્થાત્ त्वं પદનો અર્થ જે જીવ, તેનો तत् પદનો અર્થ જે બ્રહ્મ તેમાં પરસ્પર અધ્યાસ છે એમ બતાવવાને એ શ્લોકમાં પરમાત્માને જગતની કારણતા બતાવી છે, પણ વાસ્તવરૂપે તે બતાવેલ નથી. ૧૯૦.

વળી વાર્તિકકારે જીવ બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ બતાવ્યો છે તે કાંઈ કપોળકલ્પિત નથી પણ ભગવતી શ્રુતિને અનુસરીને છે; તે શ્રુત્યર્થ નીચેના શ્લોકમાં દેખાડે છે.—

सत्यं ज्ञानमनंतं यद् ब्रह्म तस्मात् समुत्थिताः ॥
खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहा इति श्रुतिः ॥१९१॥ ४८५

**શબ્દાર્થ:—સત્ય, જ્ઞાન, અનંતરૂપ જે બ્રહ્મ [છે] તેનાથી આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઓષધિ, અન્ન અને દેહ [ઉત્પન્ન થયાં છે], એ પ્રકારની શ્રુતિ છે. ૧૯૧.**

આથી અન્યોન્યાધ્યાસની સમજણ કેમ થાય છે તે બતાવે છે:—

आपातदृष्टितस्तत्र ब्रह्मणो भाति हेतुता ।
हेतोश्च सत्यता तस्मादन्योऽन्याध्यास इष्यते ॥१९२॥ ४८६

**શબ્દાર્થ:—ત્યાં (તે શ્રુતિમાં) બ્રહ્મને જગત્ની કારણતા અને ઈશ્વરની સત્યતા અવિચારદૃષ્ટિથી ભાસે છે તેથી અન્યોન્યાધ્યાસ સ્વીકારાય છે. ૧૯૨.**

**વિવેચન:**—સત્યાદિ લક્ષણવાળા બ્રહ્મને જગત્નું કારણપણું ભાસે છે તે, અને માયા જેને આધીન છે એવા ચિદાભાસરૂપ ઇશ્વરનું સત્યપણું ભાસે છે તે, એ બંને વાનાં અવિચારદૃષ્ટિથી ભાસે છે, વાસ્તવ દૃષ્ટિથી ભાસતાં નથી. જ્યારે એ વાસ્તવ નથી ત્યારે તો તે અન્યોન્યાધ્યાસ જ છે આથી કરીને અન્યોન્યાધ્યાસ સ્વીકારવાની જરૂર છે. ૧૯૨.

અન્યોન્યાધ્યાસથી ઇશ્વરબ્રહ્મની સિદ્ધ થએલી એકતાને પાછળ ૨૯૫—૨૯૮ માં કહેલા ઉદાહરણવડે દૃઢ કરી બતાવે છે.—

अन्योन्याध्यासरूपोऽसावन्नलिप्तपटो यथा ।
घट्टितेनैकतामेति तद्वद् भ्रान्त्यैकतां गतः ॥ १९३ ॥ ४८७

**શબ્દાર્થઃ—ખેળવાળું કપડું જેમ ઘટ્ટિતપણારૂપ ધર્મ સાથે એકતા પામે છે, તેમ આ ( ઈશ્વરબ્રહ્મનો અન્યોન્યાધ્યાસ ) [ પણ ] ભ્રાંતિવડે એકતા પામે છે. ( કહેવાનો ભાવ એવો છે કે ખેળવાળું કપડું લાહી સાથે જેમ એકતા પામી ગયું છે તેમ ઇશ્વર અને બ્રહ્મ એકતા પામેલા ભાસે છે–એક જ છે એમ જણાય છે ). ૧૯૩.**

આ ઈશ્વરબ્રહ્મના અન્યોન્યાધ્યાસનું બીજું દૃષ્ટાંત બતાવે છે.—

**मेघाकाशमहाकाशौ विविच्येते न पामरैः ।**

**तद्वद् ब्रह्मेशयोरैक्यं पश्यन्त्यापातदर्शनः ॥ १९४ ॥ ४८८**

**શબ્દાર્થઃ—જેમ અજ્ઞાનીઓએ મેઘાકાશ અને મહાકાશનું વિવેચન કરાતું નથી ( અર્થાત્ તે બન્નેને એક જ જાણે છે ) તેમ અવિચારી દૃષ્ટીવાળા ( પુરૂષો ) બ્રહ્મ અને ઈશ્વરનું એકપણું જ જુએ છે. ( અર્થાત્ તેમાં ભેદ દેખતા નથી ). ૧૯૪.**

બ્રહ્મેશ્વરના ભેદનું જ્ઞાન શાથી થાય છે તે બતાવે છે.—

**उपक्रमादिभिर्लिंगैस्तात्पर्यस्य विचारणात् ।**

**असंगं ब्रह्म मायावी सृजत्येष महेश्वरः ॥ १९५ ॥ ४८९**

**શબ્દાર્થઃ—[1] ઉપક્રમ આદિ લિંગોવડે [ શ્રુતિના ] તાત્પર્ય વિચારથી બ્રહ્મ અસંગ [છે] અને આ માયાવી [જે] મહેશ્વર [ છે તે જગત્‌ને ] સૃજે છે [ એમ જણાય છે ]. ૧૯૫.**

---

૧. ૧ ઉપક્રમને ઉપસંહાર, ૨ અભ્યાસ, ૩ અપૂર્વતા, ૪ ફળ, ૫ અર્થવાદ અને ૬ ઉપપત્તિ એ છ પ્રકારનાં લિંગ છે. એઓવડે તમામ વેદાંતનું અદ્વિતીય વસ્તુમાં જોડી દેવાપણું તેને શ્રવણ કહે છે. વેદાંતસારમાં આ છ લિંગોનું નીચે પ્રમાણે વર્ણન કરેલું છે. ૧ ઉપક્રમ એટલે પ્રારંભ અને ઉપસંહાર એટલે છેવટ એ શબ્દાર્થ છે. કોઈ પણ પ્રકરણમાં પ્રતિપાદન કરવા યોગ્ય અર્થનું આદિ—પ્રારંભમાં ગ્રહણ કરવું તે ઉપક્રમ, અને છેવટ ગ્રહણ કરવું તે ઉપસંહાર કહેવાય. જેમ છાંદોગ્યોપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં एकमेवाद्वितीयं એ વાકયથી આરંભ કરીને તે જ પ્રપાઠકના અંતમાં एतदात्म्यमिदं सर्वं ‘ એ આત્મારૂપ સર્વ જગત્ છે ’ એમ કહ્યું છે, તેમાં પહેલું વાકય ઉપક્રમ અને છેલ્લું ઉપસંહાર છે. એ બંનેમાં અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન છે. હવે ૨ જું. અભ્યાસ એટલે એ જ વસ્તુને ફરી ફરીને પ્રતિપાદન કરી બતાવવી તે જેમ છાંદોગ્યમાં ‘ તે તું છે ’ એ મહાવાકયનો નવ વખત બોધ કરવામાં આવ્યો છે. ૩ પ્રતિપાદ્ય વસ્તુનું અન્ય પ્રમાણથી અવિષયપણું તે અપૂર્વતા. ૪ ‘આચાર્યવાળો પુરૂષ તેને જાણે છે અને જ્યાં લગી તેનું શરીર છે ત્યાં સુધી જ તે મુક્ત નથી થયો, પણ દેહ મૂકાયો કે તરત જ તે મુક્ત થાય છે.’ એ વાકયમાં સંસારની નિવૃત્તિ અને બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ ફળ બતાવ્યું છે. ૫ પ્રતિપાદ્ય વસ્તુની વચમાં વચમાં સ્તુતિ થાય તે અથવા ત્યાજ્ય વસ્તુની નિંદા થાય તે અર્થવાદ. જેમ ‘ જેણે કરીને નહિ સાંભળેલું સાંભળેલું થાય છે, નહિ મનન કરેલું મનનરૂપ થાય છે ઇ.’ અને ૬ ઠું. પ્રતિપાદ્ય વસ્તુના અર્થસાધનમાં અનુકૂળ યુક્તિ તે ઉપપત્તિ કહેવાય છે.

પાછળ ૪૮૫ મા શ્લોકમાં સૂચવેલી શ્રુતિમાં ઉપક્રમ અને ઉપસંહારની એકતા કેવી રીતે છે તે નીચેના શ્લોકમાં સ્પષ્ટ કરી બતાવે છે.—

**सत्यं ज्ञानमनंतं चेत्युपक्रम्योपसंहृतम् ।**
**यतो वाचो निवर्तते त्यसंगत्वनिर्णयः ॥ १९६ ॥ ४९०**

**શબ્દાર્થ:—'સત્ય, જ્ઞાન, ને અનંત બ્રહ્મ છે' એ શ્રુતિથી આરંભ કરીને 'જેનાથી વાણી નિવર્ત્ત થાય છે' એ શ્રુતિથી ઉપસંહાર કરેલો [છે, જેથી બ્રહ્મના] અસંગપણાનો નિર્ણય [થાય છે] ૧૯૬.**

નીચેના શ્લોકમાં ઇશ્વરનું સ્રષ્ટાપણું બતાવનારી શ્રુતિને અર્થથી કહી બતાવે છે.—

**मायी सृजति विश्वं सन् निरुद्धस्तत्र मायया ।**
**अन्य इत्यपरा ब्रूते श्रुतिस्तेनेश्वरः सृजेत् ॥ १९७ ॥ ४९१**

**શબ્દાર્થ:—માયાવી સતો [ઈશ્વર] જગત્‌ને સૃજે છે [અને] ત્યાં (તે જગત્‌માં) બીજો (જીવરૂપ આત્મા છે તે) માયાવડે બંધાએલો [છે] એમ બીજી શ્રુતિ ભગવતી કહે છે તે કારણથી ઇશ્વર સૃજે છે. ૧૯૭.**

**વિવેચન:**—अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया संनिरूद्धः 'એ કારણથી માયાવી ઇશ્વર આ વિશ્વને સૃજે છે અને તે વિશ્વમાં બીજો જે જીવ છે તે માયાવડે સારી રીતે બંધાએલો છે' આ શ્રુતિને અર્થથી આ શ્લોકમાં ભણી બતાવી છે.

૫ ઇશ્વરથી જગદુત્પત્તિનો પ્રકાર. ૪૯૨—૪૯૯.

**आनंदमय ईशोऽयं बहु स्यामित्यवैक्षत ।**
**हिरण्यगर्भरूपोऽभूत् सुप्तिः स्वप्नो यथा भवेत् ॥१९८॥ ४९२**

**શબ્દાર્થ:—આ આનંદમય એવો ઇશ્વર 'હું બહુ થાઉં' એમ જોતો-વિચારતો હવો [અને] જેમ સૂતેલો (માણસ) સ્વપ્નવાળો થાય છે [તેમ] હિરણ્યગર્ભનેરૂપે હોતો હવો. (કહેવાનો ભાવ એવો છે કે આનંદમય ઇશ્વર જે સુષુપ્તિ અવસ્થારૂપ સમષ્ટિનું કારણ શરીર છે તે સ્વપ્નાવસ્થાના અભિમાની હિરણ્યગર્ભનેરૂપે થાય છે, જેમ સુષુપ્તિ પામેલો માણસ સ્વપ્નમાં આવે છે તેમ). ૧૯૮.**

**क्रमेण युगपद्वेषा सृष्टिर्ज्ञेया यथाश्रुति ।**
**द्विविधश्रुतसद्भावाद् द्विविधस्वप्नदर्शनात् ॥ १९९ ॥ ४९३**

**શબ્દાર્થ:—બે પ્રકારની શ્રુતિનો સદ્ભાવ હોવાથી તથા બે પ્રકારે સ્વપ્નનું દર્શન હોવાથી, ક્રમપ્રમાણે અથવા શાથે જ આ સૃષ્ટિ જેમ શ્રુતિ હોય તેમ જાણવા યોગ્ય છે. ૧૯૯**

**વિવેચન:**—આગળના શ્લોકમાં બતાવ્યું કે, આનંદમય ઇશ્વર હિરણ્યગર્ભને રૂપે થાય છે. આથી તો ક્રમસૃષ્ટિનો સ્વીકાર થયો; એટલે કે तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः 'તે અથવા આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું' ઇત્યાદિ શ્રુતિમાં સૃષ્ટિની ઉત્પત્તિ

ક્રમ પ્રમાણે થઇ છે એમ બતાવ્યું છે, તેનો સ્વીકાર થયો. પણ બીજી આ શ્રુતિ **इदं सर्वमसृजत** 'આ સર્વ જગતને રચતા હવા' જે ક્રમવગર સૃષ્ટિની ઉત્પત્તિનું પ્રતિપાદન કરનારી છે તેનો સ્વીકાર થયો નહિ. અથવા ક્રમસૃષ્ટિપ્રતિપાદક શ્રુતિ અને અક્રમસૃષ્ટિપ્રતિપાદક શ્રુતિ એમાંની કઈ શ્રુતિ ગ્રાહ્ય છે અને કઈ ત્યાજ્ય છે? એ બાબત જિજ્ઞાસુએ શું સમજવું એ કાંઈ ખુલતું નથી. આ શંકા ઠીક છે. જિજ્ઞાસુઓને તે થવી જોઇએ. **શ્રુતિ સર્વથા ત્યાજ્ય છે જ નહિ** આ સિદ્ધાંતને અવલંબી ગ્રંથકર્તા આચાર્ય તેનો પરિહાર કરે છે, કે ક્રમપ્રતિપાદક અને અક્રમપ્રતિપાદક બંને પ્રકારની શ્રુતિ ગ્રાહ્ય છે. એ બંને રીતે સૃષ્ટિની ઉત્પત્તિનો સ્વીકાર છે. કેવળ શ્રુતિ પ્રમાણથી જ સૃષ્ટિની ઉત્પત્તિ બે પ્રકારે માની છે એમ નથી. યુક્તિ અને અનુભવ પણ તેમજ બતાવે છે; એટલે કે,—સ્વપ્નનું દેખાવું ક્રમથી પણ છે અને અક્રમથી પણ છે. સ્વપ્નમાં આપણે ઘેરથી તૈયાર થઈ બીજે ગામ જઇએ છીએ એ ક્રમવાર છે, અને એકાએક પણ બીજે ગામ જઇએ છીએ. એ અક્રમ છે. તેમજ સૃષ્ટિની ઉત્પત્તિ પણ છે. ૧૯૯.

નીચેના શ્લોકમાં હિરણ્યગર્ભનું સ્વરૂપ દેખાડે છે.—

**सूत्रात्मा सूक्ष्मदेहाख्यः सर्वजीवघनात्मकः ।**
**सर्वाहंमानधारित्वात् क्रियाज्ञानादिशक्तिमान् ॥२००॥ ४९४**

**શબ્દાર્થઃ—સૂત્રાત્મા (હિરણ્યગર્ભ) સૂક્ષ્મ દેહના નામવાળો [અને] સર્વ જીવનો ઘનરૂપ આત્મા [છે]; કેમકે [તેનું] સર્વમાં અહંભાવને ધારણ કરવાપણું છે. [વળી તે] ક્રિયા અને જ્ઞાન આદિ શક્તિવાળો [છે]. ૨૦૦.**

**વિવેચનઃ**—કપડામાં જેમ સૂત્ર અનુસ્યૂત છે, તેમ જગત્માં હિરણ્યગર્ભ અનુસ્યૂત હોવાથી તે **સૂત્રાત્મા** કહેવાય છે. સૂક્ષ્મ દેહ છે આખ્યા–નામ જેનું એવો તે **સૂક્ષ્મદેહાખ્ય** અને લિંગશરીરરૂપ ઉપાધિવાળા સર્વ જીવોનું તે સમષ્ટિરૂપ હોવાથી **સર્વજીવઘનાત્મક** કહેવાય છે, કેમકે વ્યષ્ટિમાત્રના લિંગ શરીરમાં તે અહંભાવથી અનુસ્યૂત છે. વળી તે ઇચ્છાશક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ વાળો છે. ૨૦૦

હિરણ્યગર્ભમાં જગતની પ્રતીતિનું દૃષ્ટાંત કહી બતાવે છે.—

**प्रत्यूषे वा प्रदोषे वा मग्नो मंदे तमस्ययम् ।**
**लोको भाति यथा तद्वदस्पष्टं जगदीक्ष्यते ॥ २०१ ॥ ४९५**

**શબ્દાર્થઃ—પ્રાતઃકાળમાં અથવા સાયંકાળમાં આ લોક જેમ મંદ અંધારામાં ભાસે છે તેમ [હિરણ્યગર્ભમાં] અસ્પષ્ટ જગત્ દેખાય છે. ૨૦૧.**

પાછળ ૨૯૬ મા શ્લોકમાં બતાવેલ લાંચ્છિતપટનું દૃષ્ટાંત ઉપલાજ અર્થમાં ઘટાવી બતાવે છે.—

**सर्वतो लांच्छितो मष्या यथा स्याद् घट्टितः पटः ।**
**[illegible]ाकारस्तथेशस्य वपुः सर्वत्र लांच्छितम् ॥२०२॥ ४९६**

**શબ્દાર્થઃ—જેમ ઘટ્ટિતપટ શાહીવડે બધી તરફથી ચિત્રેલું થાય છે**

તેમ (માયાવી) ઈશ્વરનું શરીર સૂક્ષ્મ આકારો (અપંચીકૃત ભૂતોનાં કાર્યરૂપ લિંગ શરીરો) વડે ચિન્હ કરાએલું [છે]. ૨૦૨.

**सस्यं वा शाकजातं वा सर्वतोऽङ्कुरितं यथा ।**

**कोमलं तद्वदेवैषं पेलवो जगदंकुरः ॥ २०३ ॥ ४९७**

શબ્દાર્થ:—જેમ ઘાસ અથવા સમગ્ર શાક કોમળ [હોઇ] બધી બાજુથી અંકુરિત [હોય છે] તેમ જ આ(હિરણ્યગર્ભ) જગતનો કોમળ અંકુર [છે]. ૨૦૩.

હવે જાગ્રદવસ્થાના અભિમાની વિરાટ્નું સ્વરૂપ સ્પષ્ટ કરવાને દૃષ્ટાંતો બતાવે છે.—

**आतपाऽऽभातलोको वा पटो वा वर्णपूरितः ।**

**सस्यं वा फलितं यद्वत् तथा स्पष्टवपुर्विराट् ॥ २०४ ॥ ४९८**

શબ્દાર્થ:—જેમ તડકાથી જણાએલો લોક, રંગેલું કપડું, અથવા ફળેલું ધાન્ય સ્પષ્ટ છે, તેમ સ્પષ્ટ શરીરવાળો વિરાટ્ છે. ૨૦૪.

વિવેચન:—સૂક્ષ્મભૂતના કાર્યરૂપ ઉપાધિવાળો સમષ્ટિનો અભિમાની સૂત્રાત્મા છે, તેમ સ્થૂળભૂતના કાર્યરૂપ ઉપાધિવાળો સમિષ્ટનો અભિમાની વિરાટ્ છે. વિરાટ્ અતિશય સ્પષ્ટ શરીરવાળો, સૂર્યના પ્રકાશથી ભાસતા સ્પષ્ટ જગતના જેવો છે; અથવા રંગેલા કપડા જેવો છે કે ફળવાળા અનાજના છોડ જેવો છે. ૨૦૪.

વિરાટ્ સ્વરૂપમાં પ્રમાણ બતાવે છે.—

**विश्वरूपाध्याय एष उक्तः सूक्तेऽपि पौरुषे ।**

**धात्रादिस्तंबपर्यंतानेतस्यावयवान् विदुः ॥ २०५ ॥ ४९९**

શબ્દાર્થ:—વિશ્વરૂપ ( યજુર્વેદસંહિતાના બીજા અષ્ટકનો પાંચમો ) અધ્યાય [અને] પૌરૂષસૂકતમાં પણ આ (વિરાટ્) કહેલો [છે એટલે કે] બ્રહ્માઆદિથી સ્તંબપર્યંત [ચરાચર જગતરૂપ] આ અવયવો આ (વિરાટ્)ના છે, [એમ વેદને જાણનાર પુરૂષો] જાણતા હવા. ૨૦૫.

૬ * સર્વરૂપ ઇશ્વરની ઉપાસનાનું ફળ. ૫૦૦–૫૦૩.

**ईशसूत्रविराड्वेधाविष्णुरुद्रेंद्रवन्हयः ।**

**विघ्नभैरवमैरालमारिकायक्षराक्षसाः ॥ २०६ ॥ ५००**

**विप्रक्षत्रियविट्शूद्रा गवाश्वमृगपक्षिणः ।**

**अश्वत्थवटच्यूताद्या यवव्रीहितृणादयः ॥ २०७ ॥ ५०१**

**जळपाषाणमृत्काष्टवास्याकुद्दालकादयः ।**

**इश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः ॥ २०८ ॥ ५०२**

શબ્દાર્થ:—અંતર્યામી, હિરણ્યગર્ભ—સૂત્રાત્મા, વિરાટ્, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, અને અગ્નિ (એ વૈદિક દેવો); ગણપતિ, ભૈરવ, મૈરાળ, મારિકા

* પાછળ ૪૧૫ મો શ્લોક અને તે નીચેની ટીકા જુઓ.

નામની દેવી, યક્ષ અને રાક્ષસ (એ તાંત્રિક દેવો); (૨૦૬.) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર, (એ ચાર વર્ણો); ગાય, ઘોડો, હરણ અને પક્ષી (ઇત્યાદિ અન્ય પ્રાણીઓ); પીંપળો, વડ, આંબો, આદિ (વૃક્ષો); જવ ડાંગર અને ઘાસ વગેરે (ધાન્ય કે ઔષધી વર્ગ); (૨૦૭.) અને જળ, પથ્થર, માટી, લાકડું, વાંસલો, કોદાળો, વગેરે (જડ પદાર્થો); એ બધાંએય ઇશ્વર છે, અને પૂજ્યાં સતાં ફળ આપનાર છે. ૨૦૮.

यथा यथोपासते तं फलमीयुस्तथा तथा
फलोत्कर्षापकर्षौ तु पूज्यपूजाऽनुसारतः ॥ २०९ ॥ ५०३

**શબ્દાર્થ:**—તે (તે વસ્તુ) ને જેવી જેવી રીતે [પુરૂષો] ઉપાસે છે તેવી તેવી રીતનું ફળ [તેઓ] પામે છે. ફળનું અધિકપણું અને ન્યૂનપણું તો પૂજ્ય અને પૂજાને અનુસરવાથી [છે]. ૨૦૯.

**વિવેચન:**—આ શ્લોક તે यथा यथोपासते तदेव भवति 'તેઓને જેમ ઉપાસે છે તેવું ફળ થાય છે' આ શ્રુતિનો અર્થ બતાવે છે. અત્ર શંકા છે, એટલે કે,–જો સર્વ વસ્તુમાં ઇશ્વરભાવ ઘટે છે તો પછી ફળ ઓછું વત્તું કેમ ભાસે છે? એને માટે આચાર્ય કહે છે કે પૂજ્યપૂજનમાં સત્વાદિકનો ભેદ હોવાથી તેના ફળમાં ન્યૂનાધિક્ય છે. ૨૦૯.

## ૩ અદ્વૈતબ્રહ્મના જ્ઞાનમાં વિશેષ ઉપયોગી અર્થ. ૫૦૪–૫૫૨.

### ૧ જીવેશ્વરના વાદમાં બુદ્ધિપ્રવેશના નિષેધ પૂર્વક વિવેચન સહિત તેઓની એકતા. ૫૦૪–૫૩૫.

मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ २१० ॥ ५०४
अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।
ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥ २११ ॥ ५०५

**શબ્દાર્થ:**—મુક્તિ તો બ્રહ્મતત્વના જ્ઞાનથી જ છે, પણ બીજી રીતે નથી. જેમ પોતાના જાગ્યા વગર પોતાનું સ્વપ્ન નથી નાશ પામતુ તેમ. (૨૧૦). ઇશ્વર અને જીવ આદિ રૂપવડે ચેતન અચેતનરૂપ સર્વ જગત્ [છે તે] અદ્વિતીય બ્રહ્મતત્વમાં આ સ્વપ્ન [છે]. ૨૧૧.

**વિવેચન:**—ઉપરના શ્લોકોમાં અંતર્યામીથી કોદાળા પર્યંતમાં ઇશ્વરભાવથી પૂજન કરતાં ફળ થાય છે એમ બતાવ્યું પણ તે તો સંસારિક ફળ છે. મુક્તિ નથી. ત્યારે મુક્તિ કયા દેવતી ઉપાસનાથી થાય છે? એમ શંકા થવી યોગ્ય છે. આચાર્ય આ શ્લોકથી ऋते ज्ञानान्न मुक्तिः 'જ્ઞાન વગર મુક્તિ નથી જ' એ શ્રુતિનો અર્થ ખુલ્લો કરી બતાવેલ છે. આપણી નિદ્રાવડે કલ્પેલું સ્વપ્ન જેમ નિદ્રા નાશ પામ્યા વગર એટલે આપણા જાગ્યા વગર નષ્ટ થતું નથી, તેમ બ્રહ્મતત્વના જ્ઞાન વગર કલ્પાએલ જન્માદિરૂપ સંસાર નિવૃત્ત થતો નથી. અર્થાત્ બ્રહ્મતત્વના જ્ઞાનથી સંસારરૂપ સ્વપ્ન આપોઆપ નાશ પામે છે.

અત્ર એક શંકા થાય છે તે એ કે, દ્વૈતની નિવૃત્તિ એજ મુક્તિનું લક્ષણ છે, તેને આપણે સ્વપ્નના દૃષ્ટાંતની પેઠે તત્ત્વબોધથી થાય છે એમ કહીએ છીએ તે અયુક્ત છે; કેમકે નિવૃત્ત હોવા યોગ્ય દ્વૈતને સ્વપ્નતુલ્યત્વ ઘટતું નથી. એટલે કે જાગ્યા પછી જેમ સ્વપ્ન નાશ પામે છે તેમ તત્ત્વબોધ થયા પછી દ્વૈત નાશ પામતું નથી; અને જ્યારે દ્વૈત નાશ પામતું નથી ત્યારે તો બોધ થયા છતાં મુક્તિ ન જ થઈ એમ સિદ્ધ થાય છે. અર્થાત્ તત્ત્વબોધથી મુક્તિ છે એ વાત સંભવતી નથી. ગ્રંથકર્ત્તા કહે છે કે વારૂ ઠીક છે. જાગ્રતમાં જે કાંઈ ગ્રહણ કરાય છે, અર્થાત્ દ્વૈતભાવથી જોવાય છે, તે વાસ્તવરૂપે જોવાતું નથી પણ અન્યથા (વિપરીત) રૂપે જોવાય છે એ તો નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકેલું છે. હવે સ્વપ્નમાં પણ અન્યથાગ્રહણ છે અને જાગ્રતમાં પણ તેમ જ છે તો પછી સ્વપ્ન અને જાગ્રત્ બંને સમાન જ છે. ભગવતી શ્રુતિ પણ त्रयमेतत्सुषुप्तं स्वप्नं जागरितं मायामात्रम् 'સુષુપ્તિ સ્વપ્ન અને જાગ્રત્ એ ત્રણે માયામાત્ર છે' અર્થાત્ મિથ્યા છે, એમ કહે છે. એટલે દ્વૈતમાત્ર સ્વપ્નતુલ્ય છે એમ સિદ્ધ થાય છે. કહેવાનો ભાવ એવો છે કે ઇશ્વર અને જીવઆદિક રૂપોવડે વર્તમાન જે કાંઈ જડચેતનાત્મક જગત્ છે, તે સર્વ અદ્વિતીય બ્રહ્મતત્ત્વમાં સ્વપ્ન જ છે. ૨૧૦–૨૧૧.

**आनन्दमयविज्ञानमयावीश्वरजीवकौ ।**

**मायया कल्पितावेतौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥२१२॥ ५०६**

**શબ્દાર્થઃ—આનંદમય અને વિજ્ઞાનમય (અનુક્રમે) ઈશ્વર અને જીવ [છે] આ (બંને) માયાવડે કલ્પિત [છે; અને] તે (બંને) વડે સર્વ જગત્ કલ્પેલું [છે]. (અર્થાત્ આ બંને માયાવડે કલ્પિત હોવાથી તેઓનું જગત્માં અંતઃપાતીપણું—અંતર્ગતપણું સંભવે છે). ૨૧૨.**

*** ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।**

**जाग्रदादिविमोक्षांतः संसारो जीवकल्पितः ॥२१३॥ ५०७**

**શબ્દાર્થઃ—ઈક્ષણના આરંભથી માંડી પ્રવેશ જેનો અંત છે એવી સૃષ્ટિ ઈશ્વરે કલ્પેલી [છે] અને જાગ્રદવસ્થાના આરંભથી માંડી મોક્ષ જેના અંતમાં છે એવો સંસાર જીવે કલ્પેલો [છે]. ૨૧૩.**

**વિવેચનઃ**—પાછલા શ્લોકમાં જીવેશ્વરથી આખું જગત્ કલ્પાએલું છે એમ કહ્યું છે તેની આ શ્લોકમાં ફોડ બતાવે છે. स ऐक्षत लोकानुसृजा 'લોકને નિશ્ચય કરી હું સૃજું એમ તે પરમેશ્વર જોતા હવા'. આ શ્રુતિથી શરૂ કરી एतया द्वारा प्रापद्यत 'આ મૂર્ધાદ્વારવડે પ્રાપ્ત હોતા હવા' એ શ્રુતિના અંતસુધીમાં બતાવેલ સૃષ્ટિ ઈશ્વરે રચેલી છે અને तस्य त्रय आवसथा 'તે જીવની જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા છે' આ શ્રુતિથી આરંભી स एतमेव पुरुषं ब्रह्मततममपश्यत् 'તે જીવ આ જ પુરૂષને પરિપૂર્ણ બ્રહ્મરૂપ દેખતો હવો' એ શ્રુતિ સુધીમાં બતાવેલ સૃષ્ટિ જીવે કલ્પેલી છે.—અર્થાત્ જાગ્રતથી મોક્ષ સુધીની સૃષ્ટિ જીવકલ્પિત છે. ૨૧૩.

---

* આગળ ૫૮૮ મો શ્લોક જુઓ.

अद्वितीयं ब्रह्मतत्त्वमसंगं तन्न जानते ।
जीवेशयोर्मायिकयोर्वृथैव कलहं ययुः ॥ २१४ ॥ ५०८

શબ્દાર્થ:—બ્રહ્મતત્ત્વ અદ્વિતીય અને અસંગ [છે] તેને જેઓ નથી જાણતા તેઓ માયિક જીવેશ્વરમાં ફોકટ જ કલહ કરે છે. ૨૧૪.

ज्ञात्वा सदा तत्त्वनिष्ठान्ननु मोदामहे वयम् ।
अनुशोचाम जिज्ञासून्वान्यान् न भ्रांतैर्विवदामहे ॥ २१५ ॥ ५०९

શબ્દાર્થ:—અમે જ્ઞાનમાં સ્થિત થએલા (પુરૂષો)ને જાણીને નિત્ય નિશ્ચય અનુમોદન કરીએ છીએ, બીજા જિજ્ઞાસુઓને જોઇને અનુશોચન જ કરીએ છીએ [અને] કેવળ અજ્ઞાનીઓ (પામરો) ની સાથે વાદવિવાદ નથી કરતા. ૨૧૫.

વિવેચન:—તત્ત્વવેત્તા કહે છે કે જેઓ જ્ઞાનવાન્ છે એમને જોઇને અમારા મનમાં એમ થાય છે, કે વિશ્વમાં આવા ધન્ય પુરૂષો છે. તેઓ ભલે હો. અર્થાત્ અમને એવા પુરૂષો જણાતાં અમારા ચિત્તમાં મુદિતાવૃત્તિ થાય છે. જેઓ જ્ઞાનવાન્ થવાને માટે હમેશ તેના સાધનરૂપ વિષયમાં પ્રીતિ રાખે છે એટલે જિજ્ઞાસુ છે, તેઓને માટે અમને અનુશોચન થાય છે. અર્થાત્ એઓને એમનું ઇચ્છિત ક્યારે પ્રાપ્ત થશે એવો અમને વિચાર થાય છે. અને એ સિવાયના બીજા અજ્ઞાની જનો જેઓ કેવળ શાસ્ત્રસંસ્કારવાળા છતાં શ્રદ્ધા વગરના નાસ્તિક જેવા યથેચ્છ આચરણ કરનાર છે, અને શાસ્ત્રમાં વિશ્વાસુ છતાં પણ અજ્ઞાનવડે પરવશ થઇ યથેચ્છાચરણ કરે છે, તેવા પામરની સાથે અમે વાદવિવાદ કરતા નથી. ૨૧૫.

तृणार्चकादियोगांता ईश्वरे भ्रांतिमाश्रिताः ।
लोकायतादिसांख्यांता जीवे विभ्रांतिमाश्रिताः ॥२१६॥ ५१०

શબ્દાર્થ:—ઘાસ અને ઇંટ આદિથી યોગ પર્યંતના વાદીઓ, ઈશ્વરના સ્વરૂપમાં ભ્રાંતિને આશ્રય કરી રહેલા છે. ( અર્થાત્ આ ઈશ્વર છે ? કુલાણો ઈશ્વર છે ? એમ ભ્રાંતિમાં તેઓ ઘુમે છે ) [ અને ] ચાર્વાક આદિથી સાંખ્ય પર્યંતના નાસ્તિક વાદીઓ જીવમાં ભ્રાંતિનો આશ્રય કરી રહેલા છે. ( અર્થાત્ જીવ વગરનું બીજું કાંઈ છે જ નહિ એમ મૂઢ ભાવનામાં તેઓ ગુંચવાઈ ગએલા છે ). ૨૧૬.

अद्वितीयब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।
भ्रान्ता एवाखिलास्तेषां क्व मुक्तिः क्वेह वा सुखम् ॥ २१७ ॥ ५११

શબ્દાર્થ:—અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જ્યારે પુરૂષો નથી જાણતા ત્યારે [ તેઓ ] સઘળા ભ્રાંતિવાળા જ [ છે ]. તેઓને મુક્તિ ક્યાંથી ? અથવા અહિંઆં સુખ ક્યાંથી [ હોય ] ? ૨૧૭.

उत्तमाधमभावश्चेत् तेषां स्यादस्तु तेन किम् ।
स्वप्नस्थराज्यभिक्षाभ्यां न बुद्धः स्पृश्यते खलु ॥२१८॥ ५१२

શબ્દાર્થ:—તે ( વાદીઓ ) ના ઉત્તમ, મધ્યમ અને અધમ ભાવ જો [ હોય ] તો [ ભલે ] હો. તેણે કરીને શું [ ફળ છે ] ? ( અર્થાત્ તત્ત્વજ્ઞાન પામ્યા વગર પણ વાદીઓમાં ઉત્તમ, મધ્યમ તથા અધમ હોય છે. તો તે ભલે હો. તેથી કરીને મુમુક્ષુઓને કાંઇ પ્રયોજન નથી ) [ જેમ ] સ્વપ્નમાં રાજ્ય ભોગવવાવડે કે ભીખ માગવાવડે [ કાંઈ ] જાગેલો ( પુરૂષ ) સ્પર્શ કરાતો નથી તેમ. ૨૧૮.

तस्मान्मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।
कार्या किन्तु ब्रह्मतत्त्वं विचार्य बुध्यतां च तत् ॥ २१९ ॥ ५१३

શબ્દાર્થ:—તેટલા માટે મુમુક્ષુઓએ જીવ અને ઈશ્વરના વાદમાં બુદ્ધિ ન જ કરવી પણ બ્રહ્મતત્ત્વ [ જે ] વિચારવા યોગ્ય [ છે ] તેને જાણવું. ( અર્થાત્ જીવેશ્વરવાદમાં મુક્તિ નથી પણ બ્રહ્મજ્ઞાનમાં છે; માટે તે વાદ છોડી દેવો અને બ્રહ્મતત્ત્વનો વિચાર કરવો). ૨૧૯.

पूर्वपक्षतया तौ चेत् तत्त्वनिश्चयहेतुताम् ।
प्राप्तोऽस्तु निमज्जस्व तयोर्नैतावताऽवशः ॥ २२० ॥ ५१४

શબ્દાર્થ:—તે ( જીવેશ્વર ), પૂર્વપક્ષપણાવડે તત્ત્વનિશ્ચયની હેતુતાને પામેલા [ છે એમ ] જો [ કહે ] તો, ( અર્થાત્ જીવ અને ઈશ્વરની કલ્પનાનો વિચાર કરતાં તત્ત્વનો નિશ્ચય થાય છે માટે તે આવશ્યક છે એમ જો તું વાદી કહેતો હોય તો) [તે ભલે] હો. [પણ] એટલા ઉપરથી અવશ [થયો સતો તું] તેમાં ડૂબમાં. ૨૨૦.

असंगचित् विभुर्जीवः सांख्योक्तस्तादृगीश्वरः ।
योगोक्तस्तत्त्वमोरर्थौ शुद्धौ ताविति चेच्छृणु ॥ २२१ ॥ ५१५

શબ્દાર્થ:—સાંખ્યશાસ્ત્રમાં કહેલો જીવ, અસંગ ચિદ્રૂપ [ અને ] સર્વવ્યાપી [ છે ]. અને તેવો [ જ ] યોગમાં કહેલો ઈશ્વર [ છે ]. તે શુદ્ધ ( જીવેશ્વર ) તત્પદ અને ત્વં પદના અર્થો [ છે ] એમ જો [ કહે ] તો સાંભળ. ૨૨૧.

**વિવેચન:**—પાછલા શ્લોકમાં તમે જીવેશ્વરના વાદને તમારા વેદાન્તના સિદ્ધાંતથી પૂર્વપક્ષ માન્યો છે પણ તે તમારૂં માનવું વ્યર્થ છે, કેમકે સાંખ્યશાસ્ત્રવાળા જેવું જીવનું વર્ણન કરી બતાવે છે તેવું યોગશાસ્ત્રવાળા ઇશ્વરનું વર્ણન કરે છે. એટલે કે જીવ અને ઇશ્વર અસંગ ચેતનરૂપ અને વિભુ છે. વળી એઓ બન્ને અનુક્રમે તત્પદના અને ત્વંપદના અર્થો બતાવે છે. આમ છે તો તમે યોગ અને સાંખ્યવાદમાં પૂર્વપક્ષતા શામાટે કહો છો ? એમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી કહે છે કે એમ નથી, પણ આમ છે; માટે સાંભળ. ૨૨૧.

न तत्त्वमोरुभावर्थावस्मत्सिद्धान्ततां मतौ ।
अद्वैतबोधनायैव सा कक्षा काचिदिष्यते ॥ २२२ ॥ ५१६

**શબ્દાર્થ:—**[ ઉક્ત ] તત્પદ અને ત્વંપદના બન્ને અર્થો અમારા વેદાન્ત-સિદ્ધાંતને પામેલા નથી પણ, તે કાંઈક દિશા અદ્વૈતસિદ્ધાંતનો બોધ થવાને માટે જ છે. ૨૨૨.

**વિવેચન:—**સાંખ્ય અને યોગ મતે જીવ અને ઇશ્વરનાં સ્વરૂપ એક જેવાં ભાસે છે, તથાપિ તે વેદાંતના અદ્વૈતસિદ્ધાંતને પ્રાપ્ત થતાં નથી; કેમકે તેઓ બન્નેના સિદ્ધાંતમાં અનંત જીવો અનંતપણે જ રહે છે. અદ્વૈતભાવ પામતા જ નથી; પણ અમારા વેદાન્ત-સિદ્ધાંતમાં તો જીવ અને ઇશ્વરના જે લોકપ્રસિદ્ધ ભેદો છે તેનો નિષેધ કરીને તે બન્નેની એકતા બતાવવામાં જ તેમનું તાત્પર્ય છે, પણ તેમનો વાસ્તવિક ભેદ નથી. આથી કરીને યોગ અને સાંખ્યના મતમાં અમને પ્રતિપક્ષતા છે. ૨૨૨.

તત્ અને ત્વંપદનું શોધન નીચેના શ્લોકમાં બતાવે છે.—

**अनादिमायया भ्रान्ता जीवेशौ सुविलक्षणौ ।**
**मन्यन्ते तद्व्युदासाय केवलं शोधनं तयोः ॥ २२३ ॥ ५१७**
**अत एवात्र दृष्टान्तो योग्यः प्राक् सम्यगीरितः ।**
**घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः ॥ २२४ ॥ ५१८**

**શબ્દાર્થ:—**અનાદી અવિદ્યાવડે ભમેલા (પુરૂષો), જીવ અને ઈશ્વરને વિલક્ષણ માને છે. કેવળ તે ( વિલક્ષણતા ) ની નિવૃત્તિને માટે તે (તત્ અને ત્વંપદ)નું શોધન [છે]. (૨૨૩). એટલા માટે જ અહિંઆં (તત્ અને ત્વં-પદના અર્થના શોધનમાં ) પૂર્વે ઘટાકાશ, મહાકાશ, જળાકાશ, અને મે-ઘાકાશરૂપ યોગ્ય દૃષ્ટાંત સારી રીતે કહેલું [ છે]. ૨૨૪.

**વિવેચન:—**આ શ્લોકમાં માયા શબ્દવડે અવિદ્યા અર્થ સમજવો, એ અવિદ્યા પોતાને આશ્રયે રહેલ જીવોને મોહ ઉત્પન્ન કરનારી છે. તેનાથી જીવો વિપરીત જ્ઞાન પામેલા છે. આથી તેઓ એમ સમજે છે કે 'હું કર્તા છું, હું ભોક્તા છું, હું અલ્પજ્ઞ છું' વળી તે જ પ્રમાણે ઇશ્વરમાં તેઓ સર્વજ્ઞતાદિક ગુણોનો આરોપ કરી જીવનું ( પોતાનું ) અને ઈશ્વરનું આ વાસ્તવ સ્વરૂપ છે એમ માને છે. જીવની આ મલિનતાનો નિષેધ કરવાને માટે તત્ અને ત્વંપદનું શોધન કરવામાં આવે છે. પાછળ ૩૧૨ મા શ્લોકમાં ઘટાકાશ, મહાકાશ, જળાકાશ, અને મેઘાકાશનું દૃષ્ટાંત આટલા માટે જ કહેલું છે. ૨૨૩—૨૨૪.

**जलाभ्रोपाध्यधीने ते जलाकाशाभ्रखे तयोः ।**
**आधारौ तु घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥ २२५ ॥ ५१९**
**एवमानन्दविज्ञानमयौ मायाधियोर्वशौ ।**
**तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले ॥ २२६ ॥ ५२०**

**શબ્દાર્થ:—**જળાકાશ અને મેઘાકાશ [છે] તેઓ જળ અને મેઘરૂપ ઉપા-ધિને આધીન [ છે ]. તેઓનો આધાર [અનુક્રમે] ઘટાકાશ અને મહાકાશ તો સારી રીતે નિર્મળ [ છે ]. ( ૨૨૫ ). એ પ્રમાણે આનન્દમય ( ઈશ્વર )

**અને વિજ્ઞાનમય (જીવ) [અનુક્રમે] * માયા અને બુદ્ધિ–અવિદ્યાને આધીન [છે, પણ] તે (જીવેશ્વર)નું અધિષ્ઠાન કૂટસ્થ અને બ્રહ્મ તો સદા નિર્મળ [છે.] ૨૨૬.**

**વિવેચનઃ—**પાછળ ૩૧૩ તથા ૩૧૪ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ઘડાની અંદરનું જળ, જળાકાશની ઉપાધિ છે અને મેઘની અંદરનું જળ મેઘાકાશની ઉપાધિ છે. અર્થાત્ ઘટજળ અને મેઘજળ ન હોય તો તેઓ હોય નહિ, માટે જળાકાશ ને મેઘાકાશ વાસ્તવ નથી; પરંતુ ઘટાકાશ અને મહાકાશ જેઓ જળાકાશ અને મેઘાકાશના આધારરૂપ છે તેઓ તો જળાદિકની ઉપાધિની અપેક્ષા વગરનાં અને નિર્મલ છે. તેમ જીવનું અધિષ્ઠાન ઘટાકાશસ્થાનીય કૂટસ્થ અને ઇશ્વરનું અધિષ્ઠાન મહાકાશસ્થાનીય બ્રહ્મ પણ સદા નિર્લેપ છે. ૨૨૫–૨૨૬.

**एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ यदि ।**

**देहोऽन्नमयकक्षत्वाच्चार्वाकेनाभ्युपेयताम् ॥ २२७ ॥ ६२१**

**શબ્દાર્થ:—**જો આ (તત્ અને ત્વં પદના અર્થ શોધનની) અવસ્થા અથવા દેશમાં ઉપયોગવડે સાંખ્ય અને યોગમત માનેલા [છે એમ કહું તો ચાર્વાકાદિના મતને] અન્નમય કોશનું સાધનદશાપણું હોવાથી (એટલે કે ચાર્વાક આદિના મતથી અન્નમયકોશનું શોધન થાય છે માટે) [અન્નમય કોશરૂપ દેહ પણ] આત્મપણાવડે અંગીકાર કરવો જોઇએ. (કહેવાનો ભાવ એવો છે કે જીવેશ્વરના શોધન માટે જો તને સાંખ્ય અને યોગમત અંગીકાર હોય તો પછી સ્થૂળ શરીરના શોધન માટે ચાર્વાકાદિનો નાસ્તિક મત પણ સ્વીકારવો જોઇએ). ૨૨૭.

યોગ અને સાંખ્યનો વેદાન્ત સાથેનો વિરોધ ક્યારે શમે છે તે નીચે બતાવે છે.—

**आत्मभेदो जगत् सत्यमीशोऽन्य इति चेत् त्रयम् ।**

**त्यज्यते तैस्तदा सांख्ययोगवेदांतसंमतिः ॥ २२८ ॥ ६२२**

**શબ્દાર્થ:—**આત્મા (જીવો)નો ભેદ (એટલે જીવ અનંત છે તે) તથા જગત્ સત્ય [છે]; (એ સાંખ્ય અને યોગનો મત છે) અને ઇશ્વર [જીવ અને જગત્થી] જૂદા (તટસ્થ) [છે] (એવો યોગનો મત છે); [આ] ત્રણે (મતો) જો તેઓ (યોગ અને સાંખ્યના મતવાળાઓ)એ તજાય તો સાંખ્ય, યોગ અને વેદાન્તની સંમતિ [થાય]. ૨૨૮.

---

* અત્ર ઈશ્વર માયાને આધીન છે એમ બતાવ્યું છે તેથી પાછળ ૧૬ મા શ્લોકમાં બતાવેલ ઈશ્વરના સ્વરૂપ સાથે વિરોધ આવે છે એમ સમજવું નહિ. આનંદમય ઇશ્વર માયાને વશ છે, એટલે જીવ જેમ અવિદ્યાને આધીન હોવાથી તે પોતાના સ્વરૂપને ભૂલી જાય છે તેમ ઈશ્વર પણ પોતાના સ્વરૂપને ભૂલી જાય છે એવો અર્થ નથી. ઈશ્વર તો માયાને પોતાને વશ જ રાખે છે. અત્ર અત્ર 'વશ છે' એનો અર્થ એટલો જ છે કે માયા ઉપાધિને અવલંબી—માયામાં પ્રતિબિંબિત થઇ બ્રહ્મ, ઈશ્વર–સર્વજ્ઞરૂપે થાય છે, અને અવિદ્યાને અવલંબી જીવરૂપે થાય છે.

जीवोऽसंगत्वमात्रेण कृतार्थ इति चेत् तदा ।
स्रक्चंदनादिनित्यत्वमात्रेणापि कृतार्थता ॥ २२९ ॥ ५२३
यथा स्रगादि नित्यत्वं दुःसंपाद्यं तथात्मनः ।
असंगत्वं न संभाव्यं जीवतोर्जगदीशयोः ॥ २३० ॥ ५२४
अवश्यं प्रकृतिः संगं पुरेवाऽऽपादयेत् तथा ।
नियच्छत्येतमीशोऽपि कोऽस्य मोक्षस्तथासति ॥ २३१॥ ५२५

**શબ્દાર્થ:—જીવ, અસંગતા માત્રથી કૃતાર્થ [ છે ] એમ જો [ કહે ] તો માળા, ચંદન આદિની નિત્યતામાત્રવડે પણ જીવની કૃતાર્થતા થાય. ( ૨૨૯ ). જેમ માળા આદિનું નિત્યપણું દુ:સંપાદ્ય છે તેમ જગત્ અને ઇશ્વર જીવતે સતે જીવનું અસંગપણું સંભવિત હોવા યોગ્ય નથી. (૨૩૦). [જેમ] પૂર્વે તેમ [જ હમણાં પણ] પ્રકૃતિ અવશ્ય સંગ—અધ્યાસને સંપાદન કરે [ અને તેથી ] આ ( જીવ )ને ઇશ્વર પણ પ્રેરણા કરે. આમ અધ્યાસ ને પ્રેરણા સતે આ (જીવ)ને મોક્ષ શો. !! ૨૩૧**

**વિવેચન:**—સાંખ્યમત એમ કહે છે કે પુરૂષ પ્રકૃતિથી અસંગ થાય છે એ જ મોક્ષ છે તો પછી અદ્વૈતબોધની જરૂર શી છે ? સિદ્ધાન્તી કહે છે કે અદ્વૈત વગર આત્માનું અસંગપણું જ સિદ્ધ થતું નથી. માત્ર અસંગતાથી જ મોક્ષ હોય તો તો પછી માળા, ચંદન આદિનું નિત્યપણું માનવાથી પણ કાં આત્માનો મોક્ષ ન હોય ? સાંખ્યવાદીના મતમાં પણ માળા આદિનું નિત્યપણું માન્યું નથી. તે દુ:સંપાદ્ય છે. જેમ એમનું નિત્યપણું દુ:સંપાદ્ય છે તેમ આત્માનું અસંગપણું જગત્ અને ઇશ્વરનું નિત્યપણું માનવાથી દુ:સંપાદ્ય છે; કેમકે સૃષ્ટિના પાદુર્ભાવ કાળમાં જેમ પ્રકૃતિ અધ્યાસ કરે છે અને તે પ્રકૃતિના યોગવાળો ઇશ્વર જીવોને પ્રેરણા કરે છે, તેમ સાંખ્ય અને યોગમતમાં જગતને અને ઇશ્વરને જ્યારે નિત્ય માન્યાં છે ત્યારે પ્રકૃતિ અને ઇશ્વર નિત્ય થયાં; એટલે પ્રકૃતિનો સ્વભાવ જે અધ્યાસ કરવાનો છે તે, અને ઇશ્વરનો સ્વભાવ પ્રેરણા કરવાનો છે તે, એ બે સંસ્કારનાં કારણ તો નિત્ય રહ્યાં, એટલે હવે જીવને મોક્ષનો સંભવ જ કયાં રહ્યો ! ! આમ હોવાથી સાંખ્ય અને યોગમત અગ્રાહ્ય છે. ૨૨૯—૨૩૧.

अविवेककृतः संगो नियमश्चेति चेत् तदा ।
बलादापतितो मायावादः सांख्यस्य दुर्मतेः ॥ २३२ ॥ ५२६

**શબ્દાર્થ:—સંગ અને પ્રેરણા ( નિયમન ) અવિવેકે કરેલ છે એમ જો [ કહે ] તો દુર્મતિવાળા સાંખ્યવાદીને બળથી ( પરાણે ) માયાવાદ આવી મળ્યો [ છે ]. ૨૩૨.**

**વિવેચન:**—અત્ર વાદીના ઊહ(તર્ક)ને અવલંબી સિદ્ધાંતી બોલે છે કે, પ્રકૃતિનું કાર્ય સંગ અને ઇશ્વરનું કાર્ય નિયમન—પ્રેરણા છે, તે તો અવિવેકને લઇને છે; વિવેકખ્યાતિ થયા પછી તે હોય નહિ, એમ જો સાંખ્યવાદી કહેતો હોય તો તે દુરાગ્રહી સાંખ્યમતવાળાને અમારા સિદ્ધાંતનો માયાવાદ—વિવર્તવાદ જ આવી મળ્યો. અર્થાત્ સાંખ્યમત તો

પડી જ ભાગ્યો. વળી અત્ર બીજો પણ ખુલાસો સમજાય છે એટલે કે અવિવેકથી સંગ-પ્રેરણા છે એમ કહે છે તો અવિવેક શું છે તે જોઇએ. એ તે વિવેકનો અભાવ છે? વિવેકથી કાંઈ જૂદું સત્વ છે? કે વિવેકનું વિરોધી સત્વ છે? આમ ત્રણ વિકલ્પો ઉઠે છે. અવિવેક, વિવેકનો અભાવ છે એમ કહેવાય નહિ; કેમકે અભાવથી સંગ અને પ્રેરણારૂપ ભાવ—કાર્ય—ઉત્પત્તિ બની શકે નહિ. અવિવેક, વિવેકથી અન્ય છે એ પણ ઘટે નહિ; કેમકે વિવેકથી અન્ય ઘટાદિ છે પણ તેઓ કાંઈ સંગ અને પ્રેરણાના ઉત્પાદક નથી. ત્યારે તો હવે ત્રીજો વિકલ્પ વિવેકનું વિરોધી સત્વ તે અવિવેક ઠર્યું અને એ સત્વ એટલે ભાવરૂપ થયું. અવિવેક તે જ અજ્ઞાન, અને એનાથી જ સંગ અને પ્રેરણા છે માટે અમારા મતનો માયાવાદ સાંખ્યમતમાં પણ આવી રહ્યો. ૨૩૨.

**बंधमोक्षव्यवस्थार्थमात्मनानात्वमिष्यताम् ।**
**इति चेन् न यतो माया व्यवस्थापयितुं क्षमा ॥२३३॥ ५२७**

**શબ્દાર્થ:—બંધમોક્ષની વ્યવસ્થાને માટે આત્માનું નાનાત્વ (બહુપણું) સ્વીકારશો એમ જો [કહેતા હો] તો તેમ નથી; કેમકે માયા વ્યવસ્થા કરવાને શક્તિમાન્ છે. ૨૩૩.**

**दुर्घटं घटयामीति विरुद्धं किम पश्यसि ।**
**वास्तवौ बंधमोक्षौ तु श्रुतिर्न सहतेतराम् ॥ २३४ ॥ ५२८**
*** न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ २३५ ॥ ५२९**

**શબ્દાર્થ:—'[હું માયા] દુર્ઘટને બનાવું છું' એ પ્રકારે [તેના] વિરૂદ્ધ (સ્વભાવ)ને શું [તું] નથી જાણતો? વાસ્તવ બંધ અને મોક્ષને તો શ્રુતિ જરા પણ સહન કરતી નથી. (૨૩૪). નાશ નથી, ઉત્પત્તિ નથી, બદ્ધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી અને મુક્ત નથી એ પ્રમાણે આ વાસ્તવતા છે. ૨૩૫.**

**વિવેચન:**—બંધ મોક્ષની વ્યવસ્થા માયા શી રીતે બતાવે છે એ શંકા તો કરવાની જ નથી; કેમકે માયા તો દુર્ઘટને જ બનાવનારી છે. વારૂ એમ હો! પણ માયાને લઇને તો બંધમોક્ષ વાસ્તવ કહેવામાં કાંઈ વાંધો નથી કે? હા, વાંધો છે. શ્રુતિ ભગવતી બંધમોક્ષને વાસ્તવિક કહેતી જ નથી. શ્રુતિ તો એમ કહે છે, કે આત્માને બંધ પણ નથી ને મોક્ષ પણ નથી. એમ જ કહે છે, માટે માયાવડે બંધમોક્ષ વાસ્તવ છે એમ કહેવાય જ નહિ. માયા પોતે જ અવાસ્તવ છે તો પછી તેનું કાર્ય કેમ વાસ્તવ હોય? ન જ હોય. પરમાર્થતા એ તો નાશ, ઉત્પત્તિ, બંધ, સાધક કે મોક્ષ કાંઇએ નથી. ૨૩૪–૨૩૫.

**मायाऽऽख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।**
**यथेच्छं पिबतो द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि ॥ २३६ ॥ ५३०**

* આગળ શ્લોક ૬૫૩ મો જુઓ.

શબ્દાર્થ:—માયા નામની કામધેનુના જીવ અને ઇશ્વર બે વાછડા [છે. તેઓ] ઇચ્છા પ્રમાણે દ્વૈતરૂપ દુધને પીએ છે પણ તત્ત્વ તો અદ્વૈત જ છે. ૨૩૬.

कूटस्थब्रह्मणोर्भेदो नाममात्रादृते न हि ।

घटाकाशमहाकाशौ वियुज्येते न हि क्वचित् ॥ २३७ ॥ ५११

શબ્દાર્થ:—નામ માત્ર વગર કૂટસ્થ અને બ્રહ્મનો ભેદ નથી જ. ઘટાકાશ અને મહાકાશ ક્યારેય વિયોગ પામતાં જ નથી. ૨૩૭.

વિવેચન:—જો કે જીવ અને ઇશ્વરનું માયાપણું છે એટલે એ ભેદો અવાસ્તવ છે એમ સ્વીકારીએ, તોપણ કૂટસ્થ અને બ્રહ્મનું પારમાર્થિકપણું છે એટલે તે ભેદ તો વાસ્તવ હોવા જોઇએ, એમ કોઈ શંકા કરે તો તે શંકા નિરર્થક છે; કેમકે ભેદનું કારણ, સ્વરૂપની વિલક્ષણતા છે. કૂટસ્થ અને બ્રહ્મમાં સ્વરૂપનું વૈલક્ષણ્ય છે જ નહિ એટલે તે ભેદ વાસ્તવિક નથી. નામ માત્ર જ છે. પૂર્વે ૩૧૨ માં બતાવેલા ઘઠાકાશ અને મહાકાશના ભેદ પણ નામ માત્ર જ છે. ૨૩૭

यदद्वैतं श्रुतं सृष्टेः प्राक् तदेवाद्य चोपरि ।

मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलान् जनान् ॥२३८॥ ५१२

શબ્દાર્થ:—જે અદ્વૈત સૃષ્ટિની પૂર્વે સાંભળ્યું [છે] તે જ આજ (હમણાં વર્તમાનકાળમાં અને પ્રલયકાળમાં) પણ છે. માત્ર સર્વ જનોને માયા વૃથા ભમાવે છે. (અર્થાત્ તત્ત્વજ્ઞાન વિનાના પુરૂષો માયાવડે સર્વ દ્વૈત માને છે). ૨૩૮.

ये वदन्तीत्थमेतेऽपि भ्राम्यन्ते विद्ययाऽत्र किम् ।

न यथा पूर्वमेतेषामत्र भ्रांतेरदर्शनात् ॥ २३९ ॥ ५१३

શબ્દાર્થ:—જે પુરૂષો એમ કહે છે તેઓ પણ ભમે છે, તો અહિંઆં વિદ્યાવડે શું પ્રયોજન છે ? પૂર્વની પેઠે તેઓને અહિંઆં ભ્રાંતિનું અદર્શન છે માટે એમ નથી. ૨૩૯.

વિવેચન:—જે તત્ત્વવેત્તાઓ સર્વ જગતરૂપ પ્રપંચનું મિથ્યાપણું છે અને અદ્વિતીય તત્ત્વ સિદ્ધ છે એમ કહે છે, તેઓ પણ સંસારવાળા તો છે. અર્થાત્ દ્વૈતસંપર્કવાળા છે, ત્યારે પછી તત્ત્વજ્ઞાનનું ફળ શું રહ્યું ? એમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી કહે છે કે પ્રારબ્ધવશાત્ કેટલાક જ્ઞાનીઓને કદાચ વ્યવહાર હોય છે ખરો, પણ અજ્ઞાન અવસ્થાની પેઠે તેમને વ્યવહારમાં અભિનિવેષ એટલે આગ્રહ નથી; માટે જ્ઞાની, સંસારમાં ભમે છે એમ કહેવાય નહિ. ૨૩૯.

હવે અજ્ઞાનીઓનો નિશ્ચય શો છે તે બતાવે છે.—

ऐहिकामुष्मिकः सर्वः संसारो वास्तवस्ततः ।

न भाति नास्ति चाद्वैतमित्यज्ञानिविनिश्चयः ॥२४०॥ ५१४

શબ્દાર્થ:—ઐહિક (આ લોકમાં હોનાર સ્ત્રી પુત્રાદિ) અને આમુષ્મિક (પરલોકમાં હોનાર સ્વર્ગનું) સુખ એ સર્વ સંસાર વાસ્તવિક છે; તેથી અદ્વૈત ભાસતું નથી અને નથી, એમ અજ્ઞાનીઓનો નિશ્ચય છે. ૨૪૦

ज्ञानिनां विपरीतोऽस्मान् निश्चयः सम्यगीक्ष्यते ।
स्वस्वनिश्चयतो बद्धो मुक्तोऽहं चेति मन्यते ॥ २४१ ॥ ५२५

શબ્દાર્થઃ—જ્ઞાનીઓનો આનાથી ઉલટો નિશ્ચય સારી રીતે દેખાય છે. સૌ અજ્ઞાની અને જ્ઞાની પોતપોતાના નિશ્ચયથી 'હું બદ્ધછું,' ને 'હું મુક્ત છું' એમ માને છે. ૨૪૧

૨ દ્વૈતાદ્વૈતના વાદપૂર્વક અદ્વૈતનું અપરોક્ષપણું અને દ્વૈતનું મિથ્યાપણું. ૫૩૬–૫૫૨.

नाद्वैतमपरोक्षं चेन् न चिद्रूपेण भासनात् ।
अशेषेण न भातं चेद् द्वैतं किं भासतेऽखिलम्॥२४२॥ ५३६
दिङ्मात्रेण विभानं तु द्वयोरपि समं खलु ।
द्वैतसिद्धिवदद्वैतसिद्धिस्ते तावता न किम् ॥ २४३ ॥ ५३७

શબ્દાર્થઃ—અદ્વૈત અપરોક્ષ નથી [એમ] જો [કહે], તો ચિદ્રૂપવડે ભાસવાથી તેમ નથી. [વળી] સંપૂર્ણ રીતે ભાસેલું નથી [એમ] જો [કહે], તો સર્વ દ્વૈત શું સંપૂર્ણપણે ભાસે છે? (૨૪૨). દિશામાત્ર ભાન તો ખરેખર બંનેમાં સમાન છે, તો તારા પક્ષમાં તેટલાથી દ્વૈતની સિદ્ધિની પેઠે અદ્વૈતની સિદ્ધિ કેમ ન થાય ? ૨૪૩.

વિવેચનઃ—ઉપર બતાવેલો 'અદ્વૈત ભાસે છે' એ રૂપનો જ્ઞાનીઓનો નિશ્ચય છે; પણ તે ઉક્તિ માત્ર છે. અનુભવસિદ્ધ નથી; એમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી કહે છે કે, ના. તેમ નથી. 'આ ઘડો ભાસે છે, પટ ભાસે છે' ઇત્યાદિ વાક્યોમાં ઘટાદિમાં અનુસ્યૂતરૂપે અદ્વૈત સદા ભાસે જ છે ને તેથી તે અનુભવાય છે. અર્થાત્ ચિદ્રૂપતાવડે તે સદા ભાસે છે. વળી વાદી કહે છે, કે ચિદ્રૂપતાથી તેનું ભાન થાય છે તોપણ તે સંપૂર્ણ તો નથી જ થતું. સિદ્ધાંતી કહે છે કે દ્વૈતનું ભાન પણ અપૂર્ણ જ છે. જ્યારે આમ દ્વૈત અને અદ્વૈતનું ભાન અપૂર્ણ છે—માત્ર દિશારૂપે—એક દેશરૂપે જ છે, અર્થાત્ સમાન જ છે તો પછી હે વાદી! તારા પક્ષમાં દ્વૈતની સિદ્ધિની પેઠે અદ્વૈતની સિદ્ધિ શા માટે ન હોય ? હોવી જ જોઇએ. ૨૪૨—૨૪૩.

द्वैतेन हीनमद्वैतं द्वैतज्ञाने कथं त्विदम् ।
चिद्भानं त्वविरोध्यस्य द्वैतस्यातोऽसमे उभे ॥ २४४ ॥५३८
एवं तर्हि शृणु द्वैतमसन् मायामयत्वतः ।
तेन वास्तवमद्वैतं परिशेषाद् विभासते ॥ २४५ ॥ ५३९

શબ્દાર્થઃ—દ્વૈતવડે હીન તે અદ્વૈત છે. તો દ્વૈતનું જ્ઞાન હોતે સતે આ (અદ્વૈત) કેમ સંભવે? ચેતનનું ભાન તો આ દ્વૈતનું અવિરોધી છે એટલા માટે બંને [પ્રશ્નો] સમ નથી. (૨૪૪). એમ [છે] તો સાંભળ. દ્વૈત

**(પોતાના) માયામયપણાથી અસત્ છે તે (કારણ) વડે [1]પરિશેષથી અદ્વૈત વાસ્તવ ભાસે છે. ૨૪૫.**

**વિવેચનઃ—**પૂર્વપક્ષી કોઈ બીજે જ પ્રકારે અદ્વૈતની અસિદ્ધિમાં શંકા કરે છે. એટલે કે, અદ્વૈત શબ્દનો જ અર્થ દ્વૈતવિનાનું છે તો પછી દ્વૈતની જ્યાં સુધી પ્રતીતિ છે, ત્યાંસુધી અદ્વૈતની સિદ્ધિ તો નથી જ. કદાચ દ્વૈત અને અદ્વૈત તે પરસ્પર વિરોધી છે તેમાં દ્વૈતની પ્રતીતિ હોય ત્યાં લગી અદ્વૈતની સિદ્ધિ નથી, તેમ જ અદ્વૈતનું ભાન થવાથી દ્વૈતની પણ સિદ્ધિ નથી; માટે તારો (વાદીનો) અને મારો (સિદ્ધાંતીનો) પ્રશ્ન સમાન છે એમ જો તમે (સિદ્ધાંતી) કહેતા હો, તો તેમ કહેવાય નહિ. કેમકે તમારા મતમાં તો ચેતનરૂપ પ્રતીતિને જ અદ્વૈતની પ્રતીતિ કહેલી છે. એટલે ચેતનની પ્રતીતિ —ચેતનનું ભાન—અદ્વૈતનું ભાન, અમારા દ્વૈતની સાથે અવિરોધી છે. આથી કરીને આપણા બંનેના પ્રશ્નની સમાનતા નથી. સિદ્ધાન્તી પરિહાર કરે છે કે હે વાદી તું અદ્વૈતનું વિરોધી દ્વૈત છે એમ કહે છે, પણ તે વિરોધી નથી; કેમકે દ્વૈત તો માયામાત્રથી ભાસે છે, વાસ્તવ નથી, માટે આ અવાસ્તવ—કલ્પિત વસ્તુ વાસ્તવ અદ્વૈતનું વિરોધી હોઈ શકે નહિ, ૨૪૪–૨૪૫.

પરિશેષના પ્રકારને દેખાડે છે.—

**अचिंत्यरचनारूपं मायैव सकलं जगत् ।**
**इति निश्चित्य वस्तुत्वमद्वैते परिशेष्यताम् ॥ २४६ ॥ ५४०**

**શબ્દાર્થઃ—અચિંત્ય રચનારૂપ સકળ જગત્ માયા જ છે, એમ નિશ્ચય કરીને અદ્વૈતમાં વસ્તુપણું પરિશેષ કરવું. ૨૪૬.**

**पुनर्द्वैतस्य वस्तुत्वं भाति चेत् त्वं तथा पुनः ।**
**परिशीलय को वाऽत्र प्रयासस्तेन ते वद ॥ २४७ ॥ ५४१**

**શબ્દાર્થઃ—ફરીને દ્વૈતની વસ્તુતા જો ભાસે છે તો તું તેમ [જ] ફરીને વિચાર કર. તેણે કરીને તને અહિંઆં શો પ્રયાસ છે.? ૨૪૭.**

**વિવેચનઃ—**ભગવાન્ વેદવ્યાસે બ્રહ્મસૂત્રના ચોથા અધ્યાયમાં [2] आवृत्तिरसकृदुपदेशात् 'શ્રુતિ ઉક્ત ઉપદેશથી વારે વારે આવૃત્તિ કરવી યોગ્ય છે.' આ સૂત્રવડે આત્માના શ્રવણાદિકને વારે વારે કરવાનું કહ્યું છે તે જ અર્થ અત્ર ગ્રંથકર્તા કહી બતાવે છે. અર્થાત્ દ્વૈતની વસ્તુતા ફરીને ભાસે તો ફરી ફરીને આત્મવિચાર કરવો. ૨૪૭.

**कियंतं कालमिति चेत् खेदोऽयं द्वैत [illegible] ।**
**अद्वैते तु न युक्तोऽयं सर्वानर्थनिवारणात् ॥ २४८ ॥ ५४२**

**શબ્દાર્થઃ—કેટલા કાળ સુધી વિચારવું એમ જો [કહે] તો આ ખેદ દ્વૈતમાં સ્વીકારવો. સર્વ અનર્થના નિવારણથી અદ્વૈતમાં તો આ ખેદ યોગ્ય**

---

[1] માયારચિત દ્વૈતનો પ્રતિષેધ થવાથી અવશેષ વસ્તુમાં જે પ્રતીતિ થાય છે તે પરિશેષ કહેવાય છે. [2] વ્યાસ સૂત્ર અધ્યાય ચોથો. પાદ પહેલાનું પહેલું સૂત્ર.

નથી. (કહેવાનો ભાવ એવો છે કે જ્યાં સુધી દ્વૈત છે ત્યાં સુધી શ્રવણાદિકનો વિચાર કરવો. વૃત્તિનો અખંડાકાર અદ્વૈતાનુભવનો પ્રવાહ ચાલે એટલે તે સમાપ્ત થાય છે.) ૨૪૮.

क्षुत्पिपासादयो दृष्टा यथापूर्वं मयीति चेत् ।
मच्छब्दवाच्येऽहंकारे दृश्यतां नेति को वदेत् ॥२४९॥ ५४३
चिद्रूपेऽपि प्रसज्येरँस्तादात्म्याध्यासतो यदि ।
माऽध्यासं कुरु किंतु त्वं विवेकं कुरु सर्वदा ॥ २५० ॥ ५४४

શબ્દાર્થ:—હું (જ્ઞાની) માં પૂર્વની પેઠે—ભૂખતરસ આદિ જોએલાં [છે એમ) જો [કહે] તો 'મત્' શબ્દને કહેનાર અહંકારમાં ભલે જુઓ; ન જુઓ એમ કોણ કહે છે? (૨૪૯). ચિદ્રૂપમાં પણ જો તાદાત્મ્યાધ્યાસથી [ક્ષુધાદિક] પ્રાપ્ત થાય છે [ એમ માને તો ] તું અધ્યાસ ન કર; પણ નિત્ય વિવેક કર. ૨૫૦.

વિવેચન:—વાદી કહે છે કે અદ્વૈતરૂપ આત્મતત્ત્વનું મને અપરોક્ષ જ્ઞાન થયું છે, તોપણ મારામાં ભૂખતરસ આદિ સંસારના ધર્મો—અનર્થો તો જેમ અજ્ઞાન દશામાં દેખાતા હતા તેમ જ દેખાય છે. આથી આત્મજ્ઞાનમાં અનર્થની નિવૃત્તિ સિદ્ધ થતી નથી આના સમાધાન માટે સિદ્ધાંતી બે વિકલ્પ કરે છે. તે એ કે, આ દેખાતા અનર્થ તે 'મત્' (હું) શબ્દને કહેનાર અહંકારમાં છે, કે 'મત્' શબ્દવડે ઉપલક્ષણાથી જણાતા ચિદાત્મામાં છે? ચિદાત્મામાં તો તે અનર્થ નથી જ, કેમકે તે તો અસંગ અને અવિષય છે; પણ તે અહંકારમાં છે. ત્યારે તો તે તેમાં ભલે હો, કેમકે અહંકાર તો અનર્થરૂપ જ છે. જોકે વાસ્તવરૂપે ક્ષુધાદિકની આત્મામાં અપ્રતીતિ છે, તથાપિ ભ્રાંતિથી તેમાં તે પ્રતીત થાય છે એમ જો તું માનતો હોઉં, તો તે અનર્થના હેતુરૂપ ભ્રાંતિ—અધ્યાસનું તું વિવેચન કર એટલે તેની નિવૃત્તિ થશે. અર્થાત્ અધ્યાસ કર નહિ, પણ નિત્ય વિવેક જ કર. ૨૪૯–૨૫૦

झटित्यध्यास आयाति दृढवासनयेति चेत् ।
आवर्त्तयेद् विवेकं च दृढं वासयितुं सदा ॥ २५१ ॥ ५४५

શબ્દાર્થ:—દૃઢ વાસનાવડે અધ્યાસ ઝટ આવે છે એમ જો [કહે] તો વિવેકને દૃઢ વસાવવાને—સ્થાપવાને માટે તેનું આવર્તન કર. ૨૫૧.

विवेके द्वैतमिथ्यात्वं युक्त्यैवेति न भण्यताम् ।
अचिंत्यरचनात्वस्यानुभूतिर्हि स्वसाक्षिकी ॥ २५२ ॥ ५४६

શબ્દાર્થ:—વિવેક હોવા! દ્વૈતનું ' મિથ્યાપણું છે તે યુક્તિવડે પણ છે એમ કહેવું; કેમકે [ દ્વૈતનો આ] અચિંત્ય રચનાપણાનો અનુભવ સ્વસાક્ષિક છે. ૨૫૨.

વિવેચન:—આ શ્લોકથી સિદ્ધાંતી એમ કહે છે કે દ્વૈતનું મિથ્યાપણું જે વિવેકવડે સિદ્ધ થાય છે, તે યુક્તિવડે પણ સિદ્ધ થાય છે તથાપિ અનુભવથી સિદ્ધ થતું નથી,

એવી શંકા કરવી નહિ; કેમકે આ દ્વૈતમાત્રના અચિંત્ય રચનારૂપ મિથ્યાપણાનો અનુભવ સર્વને થાય છે. અર્થાત્ તે સર્વ સાક્ષીગમ્ય છે, માટે તે અનુભવથી પણ સિદ્ધ થાયછે. ૨૪૨.

चिदप्यचिन्त्यरचना यदि तर्ह्यस्तु नो वयम् ।
चितिं सुचिन्त्यरचनां ब्रूमो नित्यत्वकारणात् ॥२५३॥ ५४७

**શબ્દાર્થઃ**—ચેતન પણ અચિંત્ય રચનાવાળું છે [એમ] જો [કહે] તો [તે તેમ] હો [પણ] નિત્યતારૂપ કારણથી અમે ચેતનને સુચિંત્ય રચનાવાળું [તો] નથી કહેતા. ૨૫૩.

**વિવેચનઃ**—પાછળ ૫૪૦ મા શ્લોકમાં અચિંત્ય રચનાપણું એ જ મિથ્યાપણું છે એમ બતાવેલું છે; માટે આ લક્ષણની ચિદાત્મામાં પણ અતિવ્યાપ્તિ થાય છે, એમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી કહે છે કે અમે પાછળ ૫૪૦ માં પ્રાગભાવવાળું અચિંત્ય રચના-પણું એ જ મિથ્યાપણું છે એમ કહેવાને ઇચ્છ્યું છે. તથાપિ આત્માનું અચિંત્ય રચના-પણું તમે કહો છો તો તે પણ ભલે હો! તથાપિ આત્મા નિત્ય છે ને તેની ઉત્પત્તિનો અભાવ છે, માટે અમે આત્માને સુચિંત્ય રચનાવાળો, એટલે કે સુખેથી ચિંતન કરવા યોગ્ય રચનાવાળો તો નથી જ કહેતા. ૨૫૩.

प्रागभावो नानुभूतश्चितेर्नित्या ततश्चितिः ।
द्वैतस्य प्रागभावस्तु चैतन्येनानुभूयते ॥२५४॥ ५४८

**શબ્દાર્થઃ**—ચેતનનો પ્રાગભાવ અનુભવેલો નથી માટે ચેતન નિત્ય [છે. પણ] દ્વૈતનો પ્રાગભાવ તો ચેતનવડે અનુભવાય છે. ૨૫૪.

**વિવેચનઃ**—જ્ઞાનરૂપ ચેતનનું નિત્યત્વ શી રીતે સિદ્ધ થાય છે, એ શંકા ઉપર આ શ્લોક કહે છે. ચેતનનો પૂર્વે અભાવ (પ્રાગભાવ) હતો એમ અનુભવ થઈ શકતો નથી, માટે ચેતન નિત્ય છે એમ સમજાય છે. માનીએ કે તેનો પ્રાગભાવ છે, તો તે શાથી અનુભવાય છે? ચેતનથી કે જડથી? આવા બે પ્રશ્નો પૂછવા જોઇએ. જડથી ચેતનનો પ્રાગભાવ અનુભવાય છે એ તો અસિદ્ધ જ છે, કેમકે જડ અનુભવ કરી જ શકતું નથી. હવે એમ કહીએ કે ચેતનથી તે અનુભવાય છે; તો તેમાં પણ બે પ્રશ્નો ઉઠે છે, એ-ટલે કે, જે ચેતનના પ્રાગભાવનો અનુભવ થાય છે તે તે જ ચેતનવડે થાય છે કે કોઈ બીજાવડે? વેદાંતસિદ્ધાંતમાં બીજું ચેતન તો છે જ નહિ એટલે બીજો પક્ષ ઘટતો નથી. કદાચ બીજા ચેતનને માનીએ તોપણ તે અસંભવિત છે, કેમકે જે ચેતનનો આપણે પ્રાગભાવ છે એમ માનીએ છીએ તે ચેતન, અભાવનું પ્રતિયોગી કહેવાય છે. પ્રતિયોગીની પ્રતીતિ થાય તો જ તેના અભાવની પ્રતીતિ થાય છે એવો નિયમ છે, માટે ચેતનના પ્રાગભાવનો અનુભવ થતાં પહેલાં ચેતનની પ્રતીતિ બીજા ચેતનવડે થએલી માનવી પડે. અર્થાત્ એમ માનવાથી ચેતન ચેતનનો એટલે જ્ઞાનનો વિષય થયું, એટલે તે ચેતન જ વ્યર્થ થઈ ગયું. તેથી ચેતનનો અભાવ અનુભવાયો એ અસિદ્ધ છે. વળી ચેતન પોતે પોતાનો પ્રાગભાવ અનુભવે છે એ કહેવું પણ કેવળ અસંભવિત છે, કેમકે પોતાના અભાવકાળે પોતે જ વિદ્યમાન ન હોવાથી અનુભવ કરનાર કોણ રહ્યું? આમ ચેતનનો અભાવ અનુભવવામાં

બંને કલ્પનાઓ અસિદ્ધ ઠરે છે માટે ચેતનનો પ્રાગભાવ નથી એ સિદ્ધ છે. અત્ર વાદી ના ઘરની એક શંકા છે તે એ કે દ્વૈતનું પ્રમાતા આદિ ભેદરૂપપણું છે એટલે, જેમ એક ચેતન બીજા ચેતનનો અભાવ અનુભવી શકે નહિ તેમ એક દ્વૈત બીજા દ્વૈતનો પણ અભાવ અનુભવી શકે નહિ તેથી દ્વૈતને પણ નિત્યત્વ પ્રાપ્ત થાય છે. સિદ્ધાંતી કહે છે, કે દ્વૈતનો અભાવ દ્વૈતથી અનુભવાતો નથી પણ અદ્વૈત-ચેતનથી અનુભવાય છે. જાગ્રદાદિ દ્વૈતનો અભાવ સુષુપ્તિમાં સાક્ષી ચેતનવડે અનુભવાય છે. तमसः साक्षी सर्वस्य साक्षी 'અજ્ઞાનનો સાક્ષી છે અને સર્વનો સાક્ષી છે' એ શ્રુતિ પણ સર્વનું સાક્ષિત્વ આત્માને છે એમ બતાવે છે. આથી ચેતન, દ્વૈતના અભાવનો સાક્ષી છે એ સિદ્ધ છે. ૨૫૪.

प्रागभाववुतं द्वैतं रच्यते हि घटादिवत् ।

तथाऽपि रचनाऽचिंत्या मिथ्या तेनेंद्रजालवत् ॥२५५॥ ५४९

**શબ્દાર્થ:—પ્રાગભાવવાળું દ્વૈત ઘટાદિની પેઠે રચાય છે, તોપણ દ્વૈતની રચના અચિંત્ય છે; તેણે કરીને ઇંદ્રજાળની પેઠે દ્વૈત મિથ્યા છે. ૨૫૫.**

**વિવેચન:**—પાછળ કબૂલ્યા પ્રમાણે અદ્વૈત તેમ દ્વૈત બન્ને અચિંત્ય રચનારૂપ છે, તથાપિ દ્વૈતમાં કાંઇ બીજું વિશેષ છે, એટલે તે પ્રાગભાવવાળું છે. મૂળ શ્લોકમાં વાપરેલ प्रागभाववुतं એ વિશેષણ હેતુગર્ભ છે. જોકે દ્વૈત આવું છે તોપણ તેની રચના અચિંત્ય છે તે હેતુથી ઇંદ્રજાળથી બનાવેલ મંદિરોની પેઠે તે મિથ્યા છે. ૨૫૫.

चित् प्रत्यक्षा ततोऽन्यस्य मिथ्यात्वं चानुभूयते ।

नाद्वैतमपरोक्षं चेत्येतन्न व्याहतं कथम् ॥ २५६ ॥ ५५०

**શબ્દાર્થ:—ચેતન અપરોક્ષ છે અને તેનાથી અન્યનું મિથ્યાપણું અનુભવાય છે. હવે અદ્વૈત અપરોક્ષ નથી એ ( ૫૩૬ માં કહેલું ) વચન વ્યાઘાત દોષવાળું કેમ ન હોય ? ૨૫૬.**

इत्थं ज्ञात्वाऽप्यसंतुष्टाः केचित् कुत इतीर्यताम् ।

चार्वाकादेः प्रबुद्धस्याप्यात्मा देहः कुतो वद ॥ २५७ ॥ ५५१

सम्यग् विचारो नास्त्यस्य धीदोषादिति चेत् तथा ।

असंतुष्टास्तु शास्त्रार्थं नत्वैक्षंत विशेषतः ॥ २५८ ॥ ५५२

**શબ્દાર્થ:—એ પ્રમાણે જાણીને પણ કેટલાક અસંતુષ્ટ કેમ છે તે કહો ! ( સિદ્ધાંતી પૂછે છે કે ) પ્રબુદ્ધ એવા ચાર્વાકાદિને પણ દેહ આત્મા કેમ છે તે [તું] કહે ? ( ૨૫૭ ). એમને બુદ્ધિના દોષથી વાસ્તવ વિચાર નથી એમ જો [કહે] તો, તે [જ] પ્રમાણે ( બીજા ) અસંતુષ્ટ (પુરૂષો) પણ વિશેષે કરીને શાસ્ત્રના અર્થને જોતા નથી. ૨૫૮.**

**વિવેચન:**—વાદી શંકા કરે છે કે એ પ્રમાણે વેદાંતના અર્થને જાણતા છતા પણ કેટલાક પુરૂષોને તેમાં વિશ્વાસ કેમ નથી ? તેઓ શુદ્ધ વિચાર વિનાના છે. એમ કહેવાને

ઉચ્છિતા આચાર્ય પ્રતિબંધી ( વચનના બંધન ) વડે વાદીને પકડવા સારૂ સામો પ્રશ્ન પૂછે છે કે, વિકલ્પ કરવામાં અને ખંડન કરવામાં કુશળ એટલે પ્રબુદ્ધ એવા ચાર્વાક તથા બીજા પામરો, દેહમાં આત્મબુદ્ધિ કેમ કરે છે તે તું કહે? જો તું એમ કહેતો હોઉં કે તેઓની બુદ્ધિના દોષથી તેમને શુદ્ધ વિચાર નથી-તેઓ વિવેકશૂન્ય છે, તો અસંતોષી માણુસો પોતાના બુદ્ધિદોષથી શાસ્ત્રાર્થને વિશેષે કરી જાણુતા નથી. એ વાત સત્ય છે.૨૫૭-૨૫૮.

## ૪ તત્ત્વજ્ઞાનનુ ફળ. ૫૫૩-૫૮૪.

### ૧ તત્ત્વજ્ઞાનનું ફળ પ્રતિપાદન કરનાર શ્રુતિનું વ્યાખ્યાન. ૫૫૩-૫૬૮.

**यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः ।**

**इति श्रौतं फलं दृष्टं नेति चेद् दृष्टमेव तत् ॥ २५९ ॥** ५५३

**શબ્દાર્થ:—'જ્યારે આ મુમુક્ષુના હૃદયમાં રહેલ જે સર્વે કામનાઓ [ છે તે ] મૂકાઇ જાય છે' એ પ્રકારનું ફળ શ્રુતિમાં સાંભળ્યું છે, [પણ] દીઠું નથી, એમ જો [ કહે ] તો; એ દીઠું છે. ૨૫૯.**

**વિવેચન:**—એ પ્રમાણે બ્રહ્મ અને આત્માનો-તત્ત્વજ્ઞાનનો વિચાર કરાયો. હવે * કઠવલ્લીમાં તત્ત્વજ્ઞાનનું ફળ કહેલું છે તે શ્રુતિનું પૂર્વાર્દ્ધ શ્લોકમાં બતાવ્યું છે. એનું ઉત્તરાર્દ્ધ આમ છે. अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते. શ્રુત્યર્થ નીચે પ્રમાણે છે.—

'આ મુમુક્ષુના હૃદયમાં-બુદ્ધિમાં તાદાત્મ્ય અધ્યાસરૂપ મૂળવાળાં ઇચ્છાદિ છે તે સર્વે જ્યારે તત્ત્વજ્ઞાન થઈ છૂટી જાય છે, વીંખાઈ જાય છે, અધ્યાસ નિવૃત્ત હોવાથી નિવૃત્ત થઈ જાય છે, ત્યારે જ્ઞાનપ્રાપ્તિના પૂર્વકાળમાં જે પુરૂષ તાદાત્મ્યાધ્યાસવડે મરણ સ્વભાવાળો હતો તે મર્ત્ય પુરૂષ, અમૃત થાય છે, એટલે અધ્યાસના અભાવવડે મરણરહિત થાય છે. અર્થાત્ આ ને આ શરીરમાં બ્રહ્મપણું પામે છે'. ૨૫૯.

વાદી અત્ર શંકા કરે છે કે આ શ્રુતિએ પ્રતિપાદન કરેલું તત્ત્વજ્ઞાનનું ફળ શાસ્ત્રસિદ્ધ છે પણ અનુભવ સિદ્ધ નથી. સિદ્ધાંતી કહે છે કે તે અનુભવ સિદ્ધ પણ છે. આ શ્રુતિની પાછલી શ્રુતિથી તે દેખાડેલ છે, માટે નીચેના શ્લોકમાં તે પણ બતાવે છે.—

**यदा सर्वे प्रभिद्यन्ते हृदयग्रंथयस्त्विति ।**

**कामा ग्रंथिस्वरूपेण व्याख्याता वाक्यशेषतः॥ २६० ॥** ५५४

**શબ્દાર્થ:—જ્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ નાશ પામે છે, એ વાક્યશેષથી ગ્રંથિરૂપે કામનું વ્યાખ્યાન કરેલું [ છે ]. ૨૬૦.**

**વિવેચન:**—પ્રથમ બતાવેલી શ્રુતિની પાછલી શ્રુતિમાં કામનાની નિવૃત્તિને ગ્રંથિભેદપણાવડે વ્યાખ્યાન કરી બતાવી છે. ગ્રંથિભેદ તે બીજું કાંઇ નહિ, પણ અહંકાર અને ચિદાત્માના તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ છે. એ અનુભવ સિદ્ધ છે. આથી કરીને જ્ઞાનનું ફળ અપ્રત્યક્ષ છે એમ નહિ, પણ પ્રત્યક્ષ છે-અપરોક્ષ જ છે. ૨૬૦.

હવે 'કામ' શબ્દનો અર્થ ઇચ્છા કેમ થાય છે તે બતાવે છે.-

---

* વલ્લી ૬ ઠ્ઠીનો ૧૪ મો મંત્ર.

अहंकारचिद्‌[illegible]वेकी[illegible]त्याविवेकतः ।
इदं मे स्यादिदं मे स्यादि[illegible]ः कामशब्दिताः ॥२६१॥५५५

શબ્દાર્થ:—અહંકાર અને ચિદાત્માને અવિવેકથી એકઠા કરીને, 'આ મને હોય આ મને હોય' એમ [જે] ઇચ્છાઓ [છે તેઓ] કામ શબ્દવડે કહેલી છે. ૨૬૧.

अप्रवेश्य चिदात्मानं पृथक् पश्यन्नहंकृतिम् ।
इच्छंस्तु कोटिवस्तूनि न बाधो ग्रंथिभेदतः ॥ २६२ ॥ ५५६
ग्रंथिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः ।
बुध्वापि पापबाहु[illegible] यथा तव ॥ २६३ ॥ ५५७
अहंकारगतेच्छाद्यैर्देहव्याध्यादिभिस्तथा ।
वृक्षादिजन्मनाशैर्वा चिद्रूपात्मनि किं भवेत् ॥ २६४ ॥ ५५८

શબ્દાર્થ:—ચિદાત્મામાં પ્રવેશ નહિ કરીને [તેનાથી] ભિન્ન અહંકારને જોતો (પુરૂષ), કરોડો વસ્તુઓને ઇચ્છતો સતો પણ ગ્રંથિભેદનથી-ગ્રંથિનું ભેદન થઈ ગયેલું હોવાથી બાધ નથી [પામતો]. (૨૬૨). ગ્રંથિભેદ થયે સતે પણ પ્રારબ્ધરૂપ દોષથી ઇચ્છાઓ સંભવે છે. જેમ તત્ત્વ જાણીને પણ પાપબાહુલ્યથી તને અસંતોષ છે તેમ. (૨૬૩). દેહના વ્યાધિ આદિવડે અથવા વૃક્ષાદિનાજન્મ અને નાશવડે તેમ અહંકારમાં રહેલ ઈચ્છા આદિવડે [પણ] ચિદ્રૂપ આત્મામાં શું થાય છે? ૨૬૪.

**વિવેચન:**—અધ્યાસ જેનું મૂળ છે એવા કામનો ત્યાગ થયો તો અધ્યાસ વગરના કોઇ કામને સ્વીકારવો પડે, એ શંકાના સમાધાનને માટે સિદ્ધાંતી કહે છે કે હા, તેમ જ છે. અહંકારનો તાદાત્મ્યાધ્યાસ; સહજ, કર્મજ અને ભ્રમજ એમ ત્રણ પ્રકારનો માનેલો છે. ચિદાભાસમાં અહંબુદ્ધિ તે સહજ, દેહમાં અહંબુદ્ધિ તે કર્મજ અને સાક્ષીમાં અહંબુદ્ધિ તે ભ્રમજ છે. જ્ઞાનીને અજ્ઞાન અને ભ્રાંતિ નથી માટે તેને ચિદાત્મામાં અહંબુદ્ધિનો તાદાત્મ્યાધ્યાસ નથી. તેની કામનાગ્રંથિ ભેદાઈ ગઇ છે માટે તેને બાધ થતો નથી. અધ્યાસનો અભાવ થયા પછી પણ પ્રારબ્ધવશાત્ કામાદિકનો ઉદય સંભવે છે. અર્થાત્ અહંકારમાં રહેલાં ઇચ્છા આદિક કાંઈ બાધ પામતાં નથી એ વાત ખરી છે, તથાપિ વૃક્ષાદિના થવા અને ન થવાથી કે નાશ પામવાથી જેમ અહંકારના સાક્ષી આત્માને આપણી અજ્ઞાન દશામાં પણ બાધ આવતો નથી, તો પછી અધ્યાસની નિવૃત્તિ પછી તે અહંકારગત ઇચ્છા આદિવડે બાધ શાનો જ થાય? હવે તો શરીરના વ્યાધિઓવડે પણ આત્માને બાધ થતો નથી, કેમકે આત્મા શરીરસંબંધે રહિત છે. ૨૬૨-૨૬૪.

ग्रंथिभेदात् पुराऽप्येवमिति चेत् तन्न [illegible] ।
अयमेव ग्रंथिभेदस्तव तेन कृती भवान् ॥ २६५ ॥ ५५९
नैवं जानंति मूढाश्चेत् सोऽयं ग्रंथिर्न चापरः ।
ग्रंथितन्मात्रेण वैषम्यं मू[illegible]याः ॥ २६६ ॥ ५६०

શબ્દાર્થ:—ગ્રંથિભેદનની પૂર્વે પણ એ પ્રકારે ( કામાદિવડે આત્માનો અબાધ તો ) [ છે ] એમ જો [ કહે ] તો, તેને ભૂલીશ માં. કેમકે આ ( બોધ ) જ તારો ગ્રંથિભેદ છે. તેણે કરીને [ તું ] કૃતાર્થ [ છે ]. ( ૨૬૫ ). મૂઢ જનો જો એ પ્રમાણે નથી જાણતા તો તે [ જ ] આ ગ્રંથિ [ છે ]. બીજી નથી. ગ્રંથિ અને ગ્રંથિના ભેદનમાત્રવડે મૂઢ અને જ્ઞાનીનું વિષમપણું [ છે ]. ૨૬૬.

प्रवृत्तौ वा निवृत्तौ वा देहेंद्रियमनोधियाम् ।
न किंचिदपि वैषम्यमस्त्यज्ञानिविबुद्धयोः ॥ २६७ ॥ ५६१

શબ્દાર્થ:—દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિમાં અજ્ઞાની અને જ્ઞાનીનો કાંઇ પણ ભેદ નથી. ૨૬૭.

व्रात्यश्रोत्रिययोर्वेदपाठापाठकृता भिदा ।
नाहारादावस्ति भेदः सोऽयं न्यायोऽत्र योज्यताम् ॥२६८॥ ५६२

શબ્દાર્થ:—[1] વ્રાત્ય અને [2] શ્રોત્રિયનો, વેદનો પાઠ કરવો અને નહિ કરવો એવડે કરેલો ભેદ આહારાદિમાં નથી. તે આ દૃષ્ટાંત અહીં ( જ્ઞાની અજ્ઞાનીમાં ) જોડવું. ૨૬૮.

* ' न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ।
उदासीनवदासीन' इति ग्रंथिभिदोच्यते ॥ २६९ ॥ ५६३

શબ્દાર્થ:—' આવી મળેલાં [ દુઃખોનો ] દ્વેષ કરતો નથી [ અને ] નિવૃત્ત થઈ ગએલાં [ સુખોને ] ઇચ્છતો નથી [ પણ ] ઉદાસીનની પેઠે રહે છે ' એ પ્રકારે ગ્રંથિભેદન કહેવાય છે. ૨૬૯.

औदासीन्यं विधेयं चेद् वच्छब्दव्यर्थता तदा ।
न शक्ता अस्य देहाद्या इति चेद्रोग एव सः ॥२७० ॥ ५६४

શબ્દાર્થ:—[ એ તો ] ઉદાસીનતાને વિધેય કરવા યોગ્ય [ છે એમ ] જો [ કહે ] તો તે વખતે 'वत्' શબ્દની વ્યર્થતા [ થાય ]. આ [ જ્ઞાની ] નાં દેહ આદિ કાર્ય કરવાને શક્ત નથી એમ જો [ કહે ] તો તે રોગ જ [ છે ]. ૨૭૦.

**વિવેચન:**—ઉપર બતાવેલું ગીતાનું વાક્ય તો જ્ઞાનીની ઉદાસીનતા બતવવાને માટે છે પણ ગ્રંથિભેદનને પ્રમાણ કરતું નથી, એમ વાદી શંકા કરે, તો સિદ્ધાંતી કહે છે કે ના, તેમ નથી. જો એ વાક્યો ઉદાસીનતા બતાવતાં હોત તો તેમાં उदासीनवत् 'ઉદાસીનની પેઠે ' લખત નહિ. વળી પણ વાદી શંકા કરે છે કે ગ્રંથિભેદન થયા પછી જ્ઞાનીને કાર્યકરવાનું સામર્થ્ય રહે નહિ. સિદ્ધાંતી કહે છે કે, ત્યારે તો જ્ઞાનીને એ જ્ઞાનરૂપ કોઇ રોગ જ

1. જે દ્વિજના બાળકને સોળ વર્ષ સુધી યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો નથી તે વ્રાત્ય કહેવાય છે. તેને વેદપાઠ કરવાનો અધિકાર નથી મળતો.

2. યજ્ઞોપવીત ધારણ કર્યા પછી જે દ્વિજ, અંગે સહિત અર્થે સહિત પોતપોતાની શાખારૂપ વેદનું અધ્યયન કરે અને ષટ્ કર્મ કરતો રહે તો તે શ્રોત્રિય કહેવાય છે.

* શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૪ મા અધ્યાયના ૨૨–૨૩ શ્લોકનાં એ વાક્યો છે.

થયો કહેવાય. કહેવાનો ભાવ એવો છે કે, ગ્રંથિભેદન પછી પણ જ્ઞાનીને પૂર્વે બતાવ્યા પ્રમાણે પ્રારબ્ધવશાત્ કર્મ તો રહે છે જ. ૨૭૦.

**तत्त्वबोधं क्षयं व्याधिं मन्यन्ते ये महाधियः ।**
**तेषां प्रज्ञाऽतिविशदा किं तेषां दुःशकं वद ॥ २७१ ॥ ५६५**

**શબ્દાર્થઃ—જે મહાબુદ્ધિવાળા, તત્ત્વબોધને ક્ષયરૂપ વ્યાધિ માને છે, તેઓની બુદ્ધિ અતિ શુદ્ધ છે ! તેઓને શું અસાધ્ય છે !! [તે] કહે ? (કહેવાનો ભાવ એવો છે કે એમ માનનારા મહા મૂર્ખ છે.) ૨૭૧.**

**भरतादेरप्रवृत्तिः पुराणोक्तेति चेत् तदा ।**
**जक्षन् क्रीडन् रतिं विंदन्नित्यश्रौषीर्न किं श्रुतिम् ॥ २७२ ॥ ५६६**

**શબ્દાર્થઃ—ભરત આદિની અપ્રવૃત્તિ પુરાણમાં કહેલી [ છે ] એમ જો [ કહે ] તો 'ખાતો, ક્રીડા કરતો, પ્રીતિ કરતો' એ પ્રકારની શ્રુતિ શું [તું] નહિ સાંભળતો હવો ? ૨૭૨.**

**વિવેચનઃ**—વાદી કહે છે કે જ્ઞાનીની અપ્રવૃત્તિના સંબંધમાં તમે ઉપરના શ્લોકથી પરિહાસ કરો છો, પરંતુ જ્ઞાનીની પ્રવૃત્તિનો અભાવ પુરાણોમાં બતાવેલ છે માટે તે યોગ્ય છે. સિદ્ધાંતી કહે છે, કે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ એ ત્રણ પ્રમાણ છે. એ દરેકમાં પાછલા કરતાં આગળનું વધારે બળવાન્ છે, માટે પુરાણમાં ભરતાદિની અપ્રવૃત્તિ સિદ્ધ તો પણ जक्षन् क्रीडन् रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा वयस्यैर्वा नोपजनं स्मरन् इदं शरीरम् 'જ્ઞાની પુરૂષ, ખાતો; ક્રિડાકરતો; સ્ત્રીઓ સાથે, અશ્વાદિવાહનો સાથે, જ્ઞાનીયો સાથે, રમતો સતો, પોતાના સાક્ષીઓને અને શરીરને સંભારતો નથી'. આ શ્રુતિવાકય શું તેં સાંભળ્યું નથી ? આ શ્રુતિ એમ બતાવે છે કે જ્ઞાનીને પણ શરીરનિર્વાહક બધાં કર્મો વળગેલાં રહે છે. ૨૭૨.

**न ह्याहारादि संत्यज्य भरताद्याः स्थिताः क्वचित् ।**
**काष्टपाषाणवत् किंतु संगभीता उदासते ॥ २७३ ॥ ५६७**
**संगी हि बाध्यते लोके निःसंगः सुखमश्नुते ।**
**तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥ २७४ ॥ ५६८**

**શબ્દાર્થઃ—ભરતઆદિ પુરૂષો, આહાર આદિનો ત્યાગ કરીને કાષ્ટ અને પાષાણની પેઠે કયાંઈ પણ રહેલા ન હોતા, પણ સંગથી બીનેલા રહે છે ( રહેલા હતા ). ( ૨૭૩ ). જગત્માં સંગવાળો (પુરૂષ) બાધ પામે છે, [ અને ] નિઃસંગ સુખ મેળવે છે. તેટલા માટે સુખ ઇચ્છતા ( પુરૂષે ) સંગ હમેશાં પરિત્યાગ કરવા યોગ્ય છે. ૨૭૪.**

**વિવેચનઃ**—શ્રુતિવાક્ય વધારે પ્રમાણ યોગ્ય છે એ વાત ઠીક છે, પણ અહિંઆં પુરાણવાક્યની ગતિ શી સમજવી ? આના સમાધાન માટે કહે છે કે, ભરતાદિના સંબંધનું પુરાણવાક્ય ઉદાસીનતા બતાવવાને માટે નથી પણ પ્રવૃત્તિનો અભાવ બતાવવાના અભિપ્રાયવાળું છે; કેમકે સંગ જ પુરૂષને બંધન કરનાર છે. એ સંગથી છુટવા માટે ભરતાદિની ચેષ્ટા છે. ૨૭૩—૨૭૪,

૨ વૈરાગ્ય, બોધ અને ઉપરતિનું વર્ણન. ૫૬૯—૫૮૪

**अज्ञात्वा शास्त्रहृदयं मूढो वक्त्यन्यथाऽन्यथा ।**

**मूर्खाणां निर्णयस्त्वास्तामस्मत् सिद्धान्त उच्यते ॥२७५॥ ५६९**

**શબ્દાર્થ:—મૂઢ પુરૂષ શાસ્ત્રના હૃદય—રહસ્યને નહિ જાણીને બીજું બીજું કહે છે, [ માટે ] મૂર્ખોનો નિર્ણય [ ભલે ] રહે ! અમારો સિદ્ધાન્ત કહેવાય છે ( કહીએ છીએ ). ૨૭૫.**

**વિવેચન:**—માનસિક સંગનું ત્યાજ્યપણું સતે પણ અંતરના સંગ વગરના જ્ઞાની પુરૂષોની બાહ્યચેષ્ટાઓ અજ્ઞાનતા આદિને કેમ દેખાડે છે ? એ શંકા થવા જેવી છે. આ શંકા કોને થાય છે તેનો જ માત્ર વિચાર કરવાથી તે સમૂળ નાશ પામે છે. જેઓને શાસ્ત્રના અભિપ્રાય સમજાતા નથી તેવા મૂઢ પુરૂષો જ જ્ઞાનીની બાહ્યચેષ્ટાને અજ્ઞાન છે એમ કહે છે. તેઓ એમ કહેતા હોય તો ભલે કહો. તેને માટે વિચાર કરવાની જરૂર નથી, પણ આપણે તો શાસ્ત્રનાં રહસ્ય—અભિપ્રાય—વિચારવાની જરૂર છે. તે અમારા સિદ્ધાંતમાં આ પ્રમાણે છે. ૨૭૫.

**वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।**

**प्रायेण सहवर्त्तते वियुज्यन्ते क्वचित् क्वचित् ॥ २७६ ॥ ५७०**

**हेतुस्वरूपकार्याणि भिन्नान्येषामसंकरः ।**

**यथावदवगंतव्यः शास्त्रार्थं प्रविविच्यता ॥ २७७ ॥ ५७१**

**શબ્દાર્થ:—વૈરાગ્ય, બોધ અને ઉપરતિ, તેઓ પરસ્પર સહાયક [છે]. ઘણું કરીને [ તેઓ ] સાથે [ જ ] રહે છે [ અને ] ક્યારેક ક્યારેક છુટા પડે છે. ( ૨૭૬ ). એઓનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય ભિન્ન [ છે, માટે ] શાસ્ત્રના અર્થનું વિવેચન કરનારા ( પુરૂષ )એ [તેનો] અસંકર [ભેદ] જેવો છે તેવો જાણવા યોગ્ય [ છે ]. ૨૭૭.**

નીચેના શ્લોકમાં વૈરાગ્યનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય બતાવે છે.—

**दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।**

**असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥ २७८ ॥ ५७२**

**શબ્દાર્થ:—દોષદૃષ્ટિ, જિહાસા અને ભોગોની અંદર ફરીને અદીનતા એ ત્રણ, વૈરાગ્યના અસાધારણ હેતુ આદિ [ છે ]. ૨૭૮.**

**વિવેચન:—**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् એ ભગવદ્‌વાક્ય પ્રમાણે; જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિ એઓમાં જે જે દુઃખ છે તે તે જોવાં—વિચારી જોવાં, આ **દોષદૃષ્ટિ** કહેવાય છે, તે વૈરાગ્યનો [1] હેતુ છે. **જિહાસા** એટલે ત્યાગની ઇચ્છા અથવા ઇચ્છારાહિત્ય. ભગવાન્ પતંજલિ મુનીએ વૈરાગ્યના પર અને અપર એવા ભેદ બતાવ્યા છે. ઐશ્વર્યાદિક સિદ્ધિઓનો અને સત્ત્વાદિ ગુણમાત્રની તૃષ્ણાનો ત્યાગ તે **પર વૈરાગ્ય,**

---

[1] પ્રસિદ્ધ શુદ્ધોદનનો પુત્ર જે પાછળથી ' બુધ ' નામે પ્રસિદ્ધ થયો છે તેને આ દોષદર્શનથી જ વૈરાગ્યપ્રાપ્તિ થઇ છે એ ઇતિહાસ જાણનારાને સમજાએલું છે.

અને આ લોક તથા પરલોક સંબંધી સુખનો ત્યાગ તે **અપર વૈરાગ્ય** છે. **આ જિહાસા** કહેવાય છે. તે વૈરાગ્યનું સ્વરૂપ છે. ત્યાગ કરેલા વિષયો પ્રારબ્ધ વશાત્ આવી મળે તો-પણ તેના ગ્રહણનો અભાવ તે ભોગોમાં **અદીનતા** કહેવાય છે આ વૈરાગ્યનું ફળ છે. આ ત્રણે અસાધારણ છે, એટલે માત્ર વૈરાગ્યના જ સંબંધનાં છે. બોધ અને ઉપરતિના સંબંધનાં નથી. ૨૭૮.

હવે તત્ત્વબોધના હેતુ આદિને બતાવે છે.—

**श्रवणादित्रयं तद्वत् तत्त्वमिथ्याविवेचनम् ।**
**पुनर्ग्रंथेरनुदयो बोधस्यैते त्रयो मताः ॥ २७९ ॥ ५७३**

**શબ્દાર્થ:—તેમ શ્રવણાદિ ત્રણ, તત્ત્વ અને મિથ્યાનું વિવેચન, અને ફરીને ગ્રંથિનો અનુદય એ ત્રણ બોધનાં [ હેતુ આદિ ] માનેલાં [છે]. ૨૭૯.**

**વિવેચન:**—અહિઆં '**શ્રવણાદિત્રય**' એ શબ્દમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન સમજવું. આ ત્રણે બોધ થવામાં કારણરૂપ છે. શ્રુતિ ભગવતી કહે છે કે आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः 'અરે મૈત્રેયી ! આત્મા જોવા યોગ્ય છે, સાંભળવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, અને નિદિધ્યાસન કરવા યોગ્ય છે.' તત્ત્વ જે કુટસ્થ છે તેનું અને મિથ્યા જે અહંકાર આદિક છે તેનું વિવેચન કરવું એ બોધનું સ્વરૂપ છે, અને ચિદાત્મા અને અહંકારના અન્યોન્યાધ્યાસરૂપ ગ્રંથિ છે, જેનું પાછળ બતાવ્યા પ્રમાણે જ્ઞાનીને ભેદ ન થએલ છે એ ગ્રંથિનો ફરીને ઉદય ન થાય તે બોધનું ફળ છે. ૨૭૯.

હવે ઉપરતિનાં હેતુ, સ્વરૂપ અને ફળ કહે છે.—

**यमादिर्धीनिरोधश्च व्यवहारस्य संक्षयः ।**
**स्युर्हेत्वाद्या उपर[illegible] ईरितः ॥ २८० ॥ ५७४**

**શબ્દાર્થ:—યમાદિ, બુદ્ધિ ( વૃત્તિ )નો નિરોધ અને વ્યવહારનો ક્ષય [ એઓ ] ઉપરતિના હેતુ આદિ [ છે ]. એ પ્રકારે [ વૈરાગ્ય આદિના ત્રણે ] અસંકર ( અસાધારણ ભેદ ) કહ્યા. ૨૮૦.**

**વિવેચન:**—[1] યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પાતંજલ સૂત્રમાં કહેલાં યોગનાં આઠ અંગો ઉપરતિના હેતુરૂપ છે; સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિવડે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ પાંચ પ્રકારની ચિત્તની વૃત્તિઓ યોગ સૂત્રમાં બતાવી છે તેનો નિરોધ—બુદ્ધિનો **નિરોધ** કરવો એ ઉપર-તિનું સ્વરૂપ છે; અને લૌકિક તથા વૈદિક વ્યવહારનો ક્ષય થાય અર્થાત્ તેમનું વિસ્મરણ થાય, તે રૂપ ઉપરતિનું ફળ છે. આ પ્રમાણે વૈરાગ્યાદિના હેતુ આદિ બતાવ્યા. હવે વૈરાગ્ય, બોધ અને ઉપરતિમાં મુખ્ય કોણ છે તે બતાવે છે. ૨૮૦.

**तत्त्वबोधः प्रधानं स्यात् साक्षा[illegible] ।**
**बोधोपका[illegible]णावेतौ [illegible] ॥ २८१ ॥ ५७५**

---

[1] પૂજ્યપાદ શ્રીમનઃસુખરામશર્માકૃત પાતંજલયોગદર્શનમાં એમનો વિશેષ વિસ્તાર જોવો.

**શબ્દાર્થ:—સાક્ષાત્ મોક્ષપ્રદપણું હોવાથી તત્ત્વબોધ મુખ્ય [ છે ]. વૈરાગ્ય અને ઉપરતિ એ બંને તત્ત્વબોધના ઉપકારી છે. ૨૮૧.**

**વિવેચન:**—तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय 'તે પ્રસગભિન્ન પરમાત્માને જાણીને પુરૂષ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. મોક્ષપ્રાપ્તિને માટે (જ્ઞાનથી) બીજો માર્ગ નથી' આ શ્રુતિ પ્રમાણે તત્ત્વબોધ જ પ્રધાન જણાય છે; અને નીચેની બે શ્રુતિઓવડે વૈરાગ્ય અને ઉપરતિ બોધનાં ઉપકારી છે એમ જણાય છે, ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन 'બ્રાહ્મણ (બ્રહ્મ હોવાને ઇચ્છતો મુમુક્ષુ) વૈરાગ્ય પામે. કર્મવડે મોક્ષ નથી' तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येदिति 'તે આત્માના વિજ્ઞાનને માટે, તે મુમુક્ષુ શ્રી ગુરૂ તરફ જાય (અને) શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો, અને સમાહિત થઇને આત્મામાં જ આત્માને જુએ' અર્થાત્ વૈરાગ્ય અને ઉપરતિવાળો હોય તેણે પણ આત્મામાં આત્માને જોવો એટલે તત્ત્વબોધ મેળવવો. તેથી જ મોક્ષ છે એ આગળ કહેવાશે. ૨૮૧.

**त्रयोऽप्यत्यन्तपक्वाश्चेन् महतस्तपसः फलम् ।**
**दुरितेन क्वचित् किंचित् कदाचित् प्रतिबध्यते ॥२८२॥ ५७६**
**वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।**
**यस्य तस्य न मोक्षोऽस्ति पुण्यलोकस्तपोबलात् ॥ २८३ ५७७**

**શબ્દાર્થ:—[ વૈરાગ્યાદિ ] ત્રણે પણ જો અત્યન્ત પકવ હોય, તો [ તે ] મહાતપનું ફળ છે. ક્યાંક ( કોઈ પુરૂષમાં ) પાપકર્મવડે કદાચ કોઈક પ્રતિબંધ પામે છે. ( ૨૮૨ ). જેનાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ [ હોય ] પણ બોધ પ્રતિબંધ પામે તેને મોક્ષ નથી, [ પણ ] તપના બળથી પુણ્યલોક [ છે. ] ૨૮૩.**

**વિવેચન:**—પાછળ ૫૭૦ માં प्रायेण सहवर्त्तंते वियुज्यंते क्वचित् એમ કહેલું છે, તેનું કારણ બતાવે છે.—

કોઈ પુરૂષે પાછલા અનેક જન્મોમાં અતિશય પુણ્ય સંપાદન કરેલું હોય તો તેવા પુરૂષમાં વૈરાગ્ય, બોધ અને ઉપરતિ ત્રણે એકઠાં રહેલાં દેખાય; પણ તેવો પુણ્યનો સમૂહ જો ન હોય, અર્થાત્ કાંઇ પાપયોગ હોય તો આ ત્રણમાંનું કોઈ એક કે બે તેમાં ન પણ હોય. કોઇ પુરૂષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય પણ આત્મજ્ઞાન ન હોય તો તે મોક્ષ પામતો નથી. આવા પુરૂષને * શ્રીમદ્ ભગવદ્ગીતામાં યોગભ્રષ્ટ કહ્યો છે. તેવો પુરૂષ પોતાના તપના એટલે વૈરાગ્યના અને ઉપરતિના પ્રભાવથી, શ્રીમદ્ભગવદ્વાક્ય પ્રમાણે પુણ્યલોક પામી ત્યાં બહુ વર્ષો સુધી નિવાસ કરી પછી પવિત્ર અને ધનીના ઘરમાં જન્મે છે. ૨૮૨-૨૮૩.

**पूर्णे बोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा ।**
**मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥ २८४ ॥ ५७८**

* અધ્યાય ૬ ઠ્ઠા માં ૪૧-૪૫ સુધીના શ્લોક જુઓ.

**શબ્દાર્થ:—પૂર્ણ બોધ સતે તેનાથી બીજા બે (વૈરાગ્ય અને ઉપરતિ) જો પ્રતિબંધ પામેલા હોય તો મોક્ષ નિશ્ચિત [થાય છે] પણ દૃષ્ટદુઃખ નાશ પામતું નથી. ૨૮૪.**

**વિવેચન:**—કદાચ કોઈ પુરૂષને વૈરાગ્ય અને ઉપરતિ ન હોય પણ તત્ત્વજ્ઞાન જેવું જોઇએ તેવું હોય, તો તેને મોક્ષ તો મળવાનો જ; કેમકે તત્ત્વજ્ઞાન થવાથી અવિદ્યાની નિવૃત્તિ થઈ ગઈ છે તે ફરી ઉત્પન્ન થવાનો અસંભવ છે. અવિદ્યાથી જ સંસાર છે. એટલે અવિદ્યાનો નાશ થયેલો હોવાથી તેને ફરી સંસાર નથી-મોક્ષ જ છે. જોકે તત્ત્વબોધથી મોક્ષ મળે છે, પણ આવા જ્ઞાનીમાં વૈરાગ્ય અને ઉપરતિનો અભાવ હોવાથી અનુક્રમે થતો વાસનાક્ષય અને મનોનાશરૂપ જીવન્મુક્તિનું સુખ તે મેળવી શકતો નથી. અર્થાત્ તેનાં દૃષ્ટદુઃખ એટલે વ્યવહારના અનુકૂલ અને પ્રતિકૂલ પદાર્થરૂપ નિમિત્તજન્ય વિક્ષેપની નિવૃત્તિ થતી નથી. ૨૮૪.

હવે વૈરાગ્યાદિનો અવધિ બતાવે છે.—

**ब्रह्मलोकतृणीकारो वैराग्यस्यावधिर्मतः ।**
**देहात्मवत् परात्मत्वदार्ढ्ये बोधः समाप्यते ॥ २८५ ॥ ५७९**

**सुप्तिवद् विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।**
**दिशाऽनया विनिश्चेयं तारतम्यमवान्तरम् ॥ २८६ ॥ ५८०**

**आरब्धकर्मनानात्वाद् बुद्धानामन्यथाऽन्यथा ।**
**वर्त्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पंडितैः ॥ ॥२८७ ॥ ५८१**

**શબ્દાર્થ:—બ્રહ્મલોકને તૃણસમાન કરી નાંખવો [એ] વૈરાગ્યનો અવધિ માનેલો [છે]. દેહાત્માની પેઠે પરમાત્માની દૃઢતા સતે તત્ત્વબોધ સમાપ્ત થાય છે. (૨૮૫). સુષુપ્તિની પેઠે વિસ્મૃતિ [તે] જ ઉપરામની સીમા થાય છે. આ દિશાવડે આ (ત્રણેનો) અવાંતર ન્યૂનાધિકનો નિશ્ચય કરી શકાય છે. (૨૮૬). પ્રારબ્ધકર્મનું ભિન્ન ભિન્નપણું હોવાથી જ્ઞાનીઓનું પણ જૂદી જૂદી રીતે વર્તન છે; તેથી પંડિતોએ શાસ્ત્રના અર્થમાં ભ્રમણા કરવી યોગ્ય નથી. ૨૮૭.**

**વિવેચન:**—વૈરાગ્ય વધતાં વધતાં એટલે સુધી વધે કે બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી હોય તો તેનો પણ તિરસ્કાર કરવામાં આવે, તે વૈરાગ્યનો અવધિ છે. કઠવલ્લીમાં યમે **નચિકેતાને** તત્ત્વબોધ સિવાયનું બીજું બહુએ માગવાને કહ્યું તથાપિ તેણે તો છેવટે પણ नान्यं तस्मान्नचिकेता वृणीते '**નચિકેતા** તેનાથી બીજું નથી માગતો' એ જ કહ્યું, આ જ **પરવૈરાગ્ય,** કે વૈરાગ્ય ની પરાકાષ્ઠા છે. જેમ વૈરાગ્યની તેમ જ બોધની પણ સીમા છે. અજ્ઞાનીઓને (આગળ ૬૦૩ જા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે) જેમ પોતાના દેહમાં આત્મબુદ્ધિ બહુ દૃઢ છે, તેમ શ્રવણાદિના અભ્યાસથી દેહાત્મબુદ્ધિનો બાધ થઈ, કોઈપણ જાતના સંશયવિપર્યયરહિત બ્રહ્મમાં જ આત્મબુદ્ધિ થાય, એ બોધની પરિસીમા છે. વળી સમગ્ર વ્યવહારનાં કલ્પિત સુખદુઃખની સુષુપ્તિમાં જે વિસ્મૃતિ

થઈ જાય છે તે જાગ્રદાદિ અવસ્થામાં પણ રહે તે ઉપરામની પરિસીમા છે. આવી જાતની વૈરાગ્ય, બોધ અને ઉપરામની સીમા તો બધે દેખાતી નથી. ન્યૂનાધિક દેખાય છે. હા, પ્રારબ્ધવશાત્ તે તેમ જ છે; અને સૌ અધિકારીએ પોતપોતાની બુદ્ધિવડે તે સમજી શકાય તેવી છે, માટે સમજી લેવી. વળી શંકા થાય છે કે જેને તત્ત્વબોધ થયો છે એવા પુરૂષોમાં પણ રાગદ્વેષાદિ દેખાય છે. તેમાં પણ જો રાગદ્વેષાદિ છે તો પછી તેમનું જ્ઞાન મુક્તિના હેતુરૂપ થવાને અશક્ય છે. સિદ્ધાંતી એનું સમાધાન કરે છે કે, પૂર્વના કર્મ-સંયોગથી જેમ કોઈ રોગાદિ શરીરની સાથે વળગી રહે છે, તેમ આ રાગદ્વેષાદિ પણ પૂર્વના કર્મયોગથી જ્ઞાનીના શરીર સાથે વળગેલા રહે છે. તથાપિ તે મુક્તિને પ્રતિબંધ કરવામાં અશક્ત છે, માટે શાસ્ત્રના અર્થમાં પંડિતોએ વિવાદ કરવો એ યોગ્ય નથી. ૨૮૫-૨૮૭.

स्वस्वकर्मानुसारेण वर्त्ततां ते यथा तथा ।
अविशिष्टः सर्वबोधः समा मुक्तिरिति स्थितिः॥२८८॥ ५८२

શબ્દાર્થ:—તેઓ (જ્ઞાનીઓ) પોતપોતાના પ્રારબ્ધ કર્મના અનુસારવડે જેમ તેમ (જેમ વરતે તેમ) વરતો. [તે] સર્વનો બોધ સમાન [છે, ને] મુક્તિ સમાન [છે]. એ પ્રકારે સ્થિતિ [છે]. (કહેવાનો ભાવ એવો છે કે સર્વ જ્ઞાનીમાં 'હું બ્રહ્મ છું' એ જ્ઞાન એક આકારવાળું જ છે, અને અવિદ્યાદિ દોષ વગરની બ્રહ્મરૂપવડે અવસ્થાન રૂપ મુક્તિ પણ સમાન જ છે; તો પછી તેઓ પોતપોતાનાં પ્રારબ્ધ પ્રમાણે જેમ વરતતા હોય તેમ ભલે વરતો.) ૨૮૮.

जगच् चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।
मायया तदुपेक्ष्यैव चैतन्ये परिशेष्यताम् ॥ २८९ ॥ ५८३

શબ્દાર્થ:— લુગડામાં ચિત્રની પેઠે સ્વસ્વરૂપ ચૈતન્યમાં માયાએ જગતરૂપી ચિત્ર અર્પેલું-કલ્પેલું [છે]. તે (જગતરૂપ ચિત્ર)ની ઉપેક્ષા કરીને (જ્ઞાનવડે મિથ્યારૂપ જાણીને) ચૈતન્યમાં પરિશેષ કરવો. ૨૮૯.

चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।
पश्यंतोऽपि जगच् चित्रं ते मुह्यंति न पूर्ववत् ॥२९०॥ ५८४

શબ્દાર્થ:—આ ચિત્રદીપને જેઓ નિત્ય અનુસંધાન કરે છે (વિચારે છે) તેઓ [આ] જગતરૂપ ચિત્રને જોતા સતા પણ પૂર્વની પેઠે મોહ પામતા નથી. ૨૯૦.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थदीपिकायां चित्रदीपः समाप्तः ॥

# પ્રકરણ ૭ મું.

# તૃપ્તિદીપ.

## ૧ શ્રુતિનું વ્યાખ્યાન. ૫૮૫—૬૦૨.

### ૧ ગ્રંથારંભ.

* आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १ ॥ ५८५
अस्याः श्रुतेरभिप्रायः सम्यगत्र विचार्यते ।
जीवन्मुक्तस्य या तृप्तिः सा तेन विशदायते ॥ २ ॥ ५८६

**શબ્દાર્થઃ**—જો આત્માને, 'આ હું છું' એમ પુરૂષ જાણે, તો કોને ઇચ્છતો કોના ભોગને માટે [ તે ] શરીરની પાછળ અનુસંતાપ પામે ? (૧). અહિંઆં આ શ્રુતિનો અભિપ્રાય સારી રીતે વિચારીએ; [ કેમકે ] તે (વિચારવા)થી જીવન્મુક્તની જે તૃપ્તિ [ છે ] તે સ્પષ્ટ થાય છે. ૨.

**વિવેચનઃ**—આ તૃપ્તિદીપ પ્રકરણ શ્રુતિના વ્યાખ્યાનરૂપ હોવાથી શ્રી [1] **ભારતીતીર્થ** ગુરૂ બૃહદારણ્યક ઉપનિષદ્‌માંની શ્રુતિને પહેલા શ્લોકમાં કહી બતાવે છે; કેમકે એ શ્રુતિ વ્યાખ્યાન કરવાને યોગ્ય છે. એનું વ્યાખ્યાન એટલા માટે કરવું જરૂરનું છે કે તેનાથી જીવન્મુક્તિની તૃપ્તિ, જે શ્રુતિમાં પ્રસિદ્ધ છે તે સ્પષ્ટ થાય છે. ૧—૨.

### ૨ પુરૂષ શબ્દનો અર્થ ને જીવેશનું કથન. ૫૮૭–૫૯૦.

मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥ ३ ॥ ५८७

**શબ્દાર્થઃ**—માયા, આભાસવડે જીવ અને ઈશ્વરને કરે છે એમ સાંભળવાથી; જીવ અને ઈશ્વર કલ્પેલા જ [ છે. વળી ] તેઓવડે સર્વ જગત્ કલ્પિત છે. ૩.

**વિવેચનઃ**—ઉપર બતાવ્યું છે કે આ પ્રકરણ શ્રુતિના વ્યાખ્યાનરૂપ છે. વ્યાખ્યાન એટલે पदच्छेदः पदार्थोक्तिर्विग्रहो वाक्ययोजना । आक्षेपस्य समाधानं व्याख्यानं पंचलक्षणम् 'પદચ્છેદ, પદનો અર્થ, સમાસનો વિગ્રહ, વાક્યની યોજના એટલે અન્વય, અને આક્ષેપ એટલે પૂર્વપક્ષ કે શંકાનું સમાધાન, એ પાંચ લક્ષણવાળું હોય તે વ્યાખ્યાન. અહિંઆં ૫૮૫ મા શ્લોકમાં બતાવેલી શ્રુતિમાં **પુરૂષ** શબ્દ છે. તેનો અર્થ બતાવવાને માટે તે અર્થના [2] ઉપોદ્-

* બૃહદારણ્યક અધ્યાય ૪ થો. બ્રાહ્મણ ૪ થાની ૧૨ મી કંડિકા.

૧ સંસ્કૃત ટીકાકાર રામકૃષ્ણ, આ પ્રકરણ અને તે પછીનાં બધાં પ્રકરણો શ્રી ભારતીતીર્થ મુનીએ લખ્યાં છે એમ કહે છે.

૨ પાછળ ૩૧ મા પૃષ્ઠની બીજી ટીપ જુઓ.

માતરૂપે સૃષ્ટિને સંક્ષેપથી બતાવે છે. અત્ર માયા શબ્દવડે ચિદાનંદમય બ્રહ્મના પ્રતિબિંબવડે યુક્ત અને સત્વ, રજસ્ અને તમો ગુણવાળી, જગતના ઉપાદાન કારણરૂપ એવી પ્રકૃતિ સમજવી. આ પ્રકૃતિ શુદ્ધસત્ત્વમયી એટલે માયા, અને અશુદ્ધસત્ત્વમયી એટલે અવિદ્યા, એમ બે પ્રકારની છે. બ્રહ્મપ્રતિબિંબવાળી માયા તે ઇશ્વર, અને બ્રહ્મપ્રતિબિંબવાળી અવિદ્યા તે જીવ એ પ્રકારે આગળ તત્ત્વવિવેકના પ્રકરણમાં શ્રી **વિદ્યારણ્ય** મુનીએ ૧૫ થી ૧૭ શ્લોક સુધીમાં બતાવ્યું છે. એ જ અર્થને મનમાં રાખીને जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति 'જીવ અને ઇશ્વરને આભાસવડે કરે છે, માયા અને અવિદ્યા પોતે પ્રકૃતિ જ થાય છે' આ શ્રુતિ પણ પ્રવર્તી છે. એટલા માટે જીવેશ્વરનું માયાથી કલ્પિતપણું છે, અને બીજું સર્વ જગત્ તે બંનેથી કલ્પેલું છે. ૩.

**ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।**
**जाग्रदादिविमोक्षांतः संसारो जीवकल्पितः ॥ ४ ॥ ૯૮૮**

**શબ્દાર્થ:—ઇક્ષણના આરંભથી માંડી પ્રવેશ જેનો અંત છે એવી સૃષ્ટિ ઈશ્વરે કલ્પેલી છે [અને] જાગ્રત્ અવસ્થાના આરંભથી માંડી મોક્ષ જેના અંતમાં છે એવો સંસાર જીવે કલ્પેલો છે. ૪.**

**વિવેચન:—**પાછળ બતાવ્યું તેમ માયાએ ઇશ્વર અને જીવને કર્યા, અને જીવેશ્વરે સર્વ જગત્ કલ્પ્યું છે. આ જીવેશ્વરનું કલ્પેલું જગત્ કયું તે બતાવે છે. तदैक्षत बहुस्यां प्रजायेयेति 'તે બ્રહ્મ, હું બહુ હોઉં પ્રકર્ષ કરીને હોઉં એમ જોતું હતું' આ શ્રુતિમાં બતાવ્યા મુજબ બ્રહ્મનું ઇક્ષણ જેના પ્રારંભમાં છે એવી સૃષ્ટિ તે **ઇક્ષણાદિ** સૃષ્ટિ કહેવાય છે અને अनेन जीवेनात्मनानुप्रविश्य 'આ જીવરૂપ આત્માવડે પ્રવેશ કરીને' આ શ્રુતિમાં બતાવ્યા પ્રમાણે બ્રહ્મનો પ્રવેશ જેના અંતમાં છે એવી પણ સૃષ્ટિ તે **ઇક્ષણાદિપ્રવેશાંત** સૃષ્ટિ કહેવાય. અર્થાત્ 'હું બહુ થાઉં' એમ ઇશ્વરે જોયું ત્યારથી માંડીને જીવરૂપે તે બધામાં પેઠો ત્યાં સુધીની સર્વ સૃષ્ટિ ઇશ્વરે કલ્પી છે. स एष माया परिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वं । स्त्रियन्नपानादिविचित्रभोगैः स एस जाग्रत् परितृप्तिमेति 'તે આ જીવ બધી બાજુથી મોહિત આત્મા એવો શરીરનો આશ્રય લઇને સર્વ કર્મ કરે છે. વળી સ્ત્રી, અન્નપાન આદિ વિચિત્ર ભોગવડે તે આ જીવ જાગ્રદવસ્થામાં તૃપ્તિને પામે છે' આ શ્રુતિ જાગ્રદવસ્થાના ભોગ જીવ ભોગવે છે તે બતાવે છે. स्वप्नेऽपि जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पितविश्वलोके । सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति 'સ્વપ્નમાં પણ જીવ પોતાની માયાવડે કલ્પેલા તમામ લોકમાં સુખદુ:ખનો ભોક્તા થાય છે. અને સુષુપ્તિમાં સર્વ વિલીન થયે સતે તે અજ્ઞાનવડે ઢંકાઈ જઇને સુખ પામે છે' આ શ્રુતિ સ્વપ્ન અને સુષુપ્તિમાં પણ જીવ સુખદુ:ખરૂપ ભોગ ભોગવે છે તે બતાવે છે. पुनश्च जन्मान्तर कर्मयोगात् स एव जीवः स्वपिति प्रबुद्धः । पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जातं सकलं विचित्रं 'વળી જન્માંતરના કર્મયોગથી જીવ સુએ છે (સ્વપ્નાવસ્થા પામે છે). પ્રબુદ્ધ (જાગ્રદવસ્થાવાળો) એવો જીવ ત્રણ શરીર અથવા ત્રણ અવસ્થામાં ક્રીડા કરે છે; એવો જ જીવ છે તેથી સ-

કળ વિચિત્ર મનોમય જગત્ પેદા થયું છે ' આ શ્રુતિ ત્રણ અવસ્થા તથા ત્રણ શરીરમાં જીવ સર્વ કલ્પે છે તે બતાવે છે અને વળી जाग्रत्स्वप्न सुषुप्त्यादि प्रपंचं यत्प्रकाशते । तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ' જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ પ્રપંચને જે પ્રકાસે છે, તે બ્રહ્મ ' હું છું ' એમ જાણીને સર્વ બંધથી મૂકાય છે. ' આ શ્રુતિ, મોક્ષ મેળવવાનાં સાધનોરૂપ જગતને જીવ સૃજે છે, એમ બતાવે છે. આ પ્રમાણે જાગ્રત્ અવસ્થા છે જેના આદિમાં અને મોક્ષ છે જેના અંતમાં એવા સર્વ જગતને જીવ ઉત્પન્ન કરે છે એમ ભગવતી શ્રુતિઓની સિદ્ધ વાતને ગ્રંથકર્ત્તા કહી બતાવે છે. ૪.

**भ्रमाधिष्ठानभूताऽऽत्मा कूटस्थासंगचिद्वपुः ।**

**अन्योऽन्याध्यासतोऽसंगधीस्थजीवोऽत्र पूरुषः ॥ ५ ॥ ૫૮૯**

**શબ્દાર્થ:—કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ [ અને ] ભ્રમના અધિષ્ઠાનભૂત એવો આત્મા, પરસ્પરના અધ્યાસથી અસંગ બુદ્ધિમાં રહેતો–જીવ થતો અહિંઆં ( આ શ્રુતિમાં ) પુરૂષ [ કહેવાય છે ] ૫.**

**વિવેચન:**—એ પ્રમાણે પુરૂષ શબ્દના અર્થનો બોધ થવામાં ઉપયોગી સૃષ્ટિને બતાવી હવે પુરૂષ શબ્દનો અર્થ બતાવે છે. સોનીની એરણ ઉપર જૂદા જૂદા ઘાટ ઘડાય છે છતાં તે તો હમેશાં પોતાને રૂપે જ રહે છે. તેમ આત્મા ભિન્ન ભિન્ન શરીરના યોગમાં આવતાં છતાં પોતાને રૂપે જ હમેશાં રહે છે; માટે કૂટસ્થ–અવિકારી કહેવાય છે. શરીર છતાં શરીરથી જૂદો છે, માટે તે અસંગ કહેવાય છે. આત્મા ભ્રમનું અધિષ્ઠાન છે; કેમકે સર્વ જગત્ તેમાં જ કલ્પાએલું છે; માટે અવિકારી, અસંગ, ચેતનસ્વરૂપ અને ભ્રમના અધિષ્ઠાનરૂપ આત્મા, अन्योऽन्यस्मिन् अन्योऽन्यात्मकतामन्योऽन्यधर्मांश्चाध्यस्य सर्वव्यवहारभाग्भवति ' પરસ્પરમાં એક બીજાના સ્વરૂપનો અને ધર્મનો * અધ્યાસ કરીને સર્વ વ્યવહારને ભજનારો થાય છે. ' અર્થાત્ ભગવાન્ ભાષ્યકારે નિરૂપણ કરેલા તાદાત્મ્ય અધ્યાસવડે પોતાની મેળે જ પરમાર્થના સંબંધ વિનાની બુદ્ધિમાં સ્થિત થઇ જાય છે. આ જીવને જ ( ૫૮૫ ) મા શ્લોકમાં બતાવેલી શ્રુતિમાં ' **પુરૂષ** ' કહેલો છે. स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयः ' તે આ પુરૂષ સર્વ શરીરરૂપ પુરીમાં પૂર્ણ છે. ' આ શ્રુતિવડે પુરૂષ શબ્દનો વ્યુત્પત્યર્થ બતાવ્યો છે. અર્થાત્ બુદ્ધિ આદિકનું અધિષ્ઠાન કૂટસ્થ જ, બુદ્ધિમાં પ્રતિબિંબિત થઇને જીવભાવ પામતું સતું **પુરૂષ** એમ કહેવાય છે. ૫.

**साधिष्ठानो विमोक्षादौ जीवोऽधिक्रियते न तु ।**

**केवलो निरधिष्ठानविभ्रांतेः क्वाप्यसिद्धितः ॥ ६ ॥ ૫૯૦**

**શબ્દાર્થ:—અધિષ્ઠાન સાથેનો જીવ, મોક્ષાદિમાં અધિકારી થાય છે. પણ કેવલ નહિ ( નથી થતો ); [ કેમકે ] અધિષ્ઠાન વગરની ભ્રાંતિનું ક્યાંય અસિદ્ધિપણું છે. ૬.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું તેમ પુરૂષ ચૈતન્ય અધિષ્ઠાને સહિત જ સમજવું. કેવળ નહિ, કેમકે જો કેવળ ચિદાભાસ હોય તો તેને પછી મોક્ષ વગેરેનો અવકાશ રહેતો નથી.

* એક વસ્તુમાં બીજી નહિ એવી વસ્તુની કલ્પના કરવી તે અધ્યાસ કહેવાય. જેમ છીપને રૂપું માનવું.

અર્થાત્ અધિષ્ઠાન સહિત ચિદાભાસ તે જ પુરૂષ અને એને જ મોક્ષાદિ સાધનનો અધિકાર છે. મોક્ષ એટલે થયલી ભ્રાંતિનું યથાર્થ જ્ઞાન થતાં–તે નિષ્ફળ થતાં પોતાનું સ્વરૂપ સમજાવું તે. મોક્ષ કાંઇ મેળવાતો નથી, તે તો છે જ. માત્ર ભ્રાંતિ છે તે ટળી જાય એટલે મોક્ષ. આ ભ્રાંતિ પણ સદ્વસ્તુમાં જ માયાના પ્રભાવથી થાય છે. જો સદ્વસ્તુ ન હોય તો ભ્રાંતિ થાય જ નહિ. દોરડીમાં સાપ ભાસ્યો છે તે દોરડી છે તો જ ભાસે છે; ન હોય તો ભાસે નહિ. અર્થાત્ અધિષ્ઠાન વગર ભ્રાંતિનો અભાવ છે. દોરડીમાં ભાસતો સાપ, સાપ છે કે દોરડી છે એવી ખાતરી કરવા માટે જેમ તેને હલાવવી અથવા દીવો લાવી જોવી એ છે, તેમ અધિષ્ઠાનમાં જીવની કલ્પના થઈ છે તે કલ્પનાને જોવી, એટલે તેના સત્યાસત્યનો નિર્ણય કરવારૂપ સાધનો સાધવાં. આથી આત્માનું શુદ્ધસ્વરૂપ સમજાઈ આવતાં મોક્ષ અનુભવાય છે. ૬.

**૩ 'अहं अस्मि' એ બે પદોમાંના 'अहं' પદનું વિવેચન. ૫૯૧–૬૦૨.**

अधिष्ठानांशसंयुक्तं भ्रमांशमवलंबते ।
यदा तदाऽहं संसारीत्येवं जीवोऽभिमन्यते ॥ ७ ॥ ५९१
भ्रमांशस्य तिरस्काराद्धिष्ठानप्रधानता ।
यदा तदा चिदात्माऽहमसंगोऽस्मीति बुध्यते ॥ ८ ॥ ५९२

**શબ્દાર્થઃ—અધિષ્ઠાનના અંશવાળા ભ્રમાંશને જ્યારે જીવ અવલંબન કરે છે, ત્યારે 'હું સંસારી છું' એમ જ [તે] અભિમાન કરે છે. (૭). જ્યારે ભ્રમાંશના તિરસ્કારથી અધિષ્ઠાનની પ્રધાનતા [સમજાય છે] ત્યારે 'હું ચિદાત્મા [અને] અસંગ છું" એમ [કૂટસ્થને] જણાય છે. ૮..**

**વિવેચનઃ**—આ બે શ્લોકમાં સાધિષ્ઠાન પુરૂષનું સંસાર સાથે અન્વયપણું બતાવે છે. માયા, બ્રહ્મના એક દેશમાં છે, તેમાં ચિતનું પ્રતિબિંબ પડે છે તે અંશમાત્રનું પડે છે. જીવ પણ અધિષ્ઠાનનો આ સમજણે વિચાર કરતાં અંશ છે, તેને શ્લોકમાં '**સાધિષ્ઠાનાંશ**' શબ્દથી જણાવેલ છે. સાધિષ્ઠાનાંશનો પર્યાય **કૂટસ્થ**, માટે સાધિષ્ઠાનાંશ સંયુક્ત એટલે કૂટસ્થ સહિત. ચિદાભાસયુક્ત બંને શરીરને, પોતપોતાના સ્વરૂપવડે જ્યારે જીવ સ્વીકાર કરે છે ત્યારે તે જીવ 'હું સંસારી છું' એમ માને છે–અભિમાન કરે છે. આનું નામ જ **ભ્રમાંશ**. જ્યારે જીવ બંને શરીર સહિત ચિદાભાસ (ભ્રમાંશ) નો ત્યાગ કરે છે–અનાદર કરે છે–તેને મિથ્યારૂપે જુએ છે, ત્યારે તે અધિષ્ઠાનભૂત કૂટસ્થનું પ્રધાનપણું પામે છે. અને તે પ્રધાનપણે વર્તતાં 'હું ચિદાત્મા છું, હું અસંગ છું' એમ તેને જ્ઞાન થાય છે. ૭–૮.

नाऽसंगेऽहंकृतिर्युक्ता कथमस्मीति चेच्छृणु ।
एको मुख्यो द्वावमुख्यावित्यर्थस्त्रिविधोऽहमः ॥ ९ ॥ ५९३

**શબ્દાર્થઃ—અસંગમાં અહંકાર યોગ્ય નથી [તો] 'હું અસંગ છું' એમ કેમ [કહેવાય]? એ પ્રકારે જો [કહેતો હોઉં] તો સાંભળ. અહં શબ્દના એક મુખ્ય (અને) બે અમુખ્ય એમ ત્રણ પ્રકારના અર્થ છે. ૯.**

**વિવેચનઃ**—પાછળ બતાવ્યું કે ભ્રમાંશના ત્યાગથી જીવ, ' હું અસંગ અને ચિદાત્મા છું ' એમ જાણે છે. વાદી કહે છે કે તમારૂં આ કહેવું ખોટું છે; કેમકે અસંગ, ચિદ્રૂપ કૂટસ્થમાં 'અહું' શબ્દની પ્રતીતિથી ઉત્પન્ન થતા જ્ઞાનનો અભાવ છે, તો 'હું અસંગ છું ' એમ કેમ કહેવાય ? અર્થાત્ જીવ એમ જાણી ન જ શકે. શબ્દની મુખ્યાવૃત્તિવડે 'અહું' શબ્દની પ્રતીતિથી ઉત્પન્ન થતા જ્ઞાનનો અભાવ છે એ વાત ખરી છે, પણ લક્ષણાવૃત્તિથી અહંપ્રત્યયની વિષયતા છે, ને એટલા માટે ગ્રંથકર્ત્તા આચાર્ય મુખ્યાવૃત્તિ અને અમુખ્યાવૃત્તિવડે 'અહું' શબ્દના ત્રણ અર્થ આગળ બતાવે છે. ૯.

**अन्योऽन्याध्यासरूपेण कूटस्थाभासयोर्वपुः ।**
**एकीभूय भवेन्मुख्यस्तत्र मूढैः प्रयुज्यते ॥ १० ॥ ૬૧૪**

**શબ્દાર્થઃ—[ અવિકારી ] કૂટસ્થ અને ચિદાભાસનું સ્વરૂપ પરસ્પરના અધ્યાસવડે એક થઇને [ અહં શબ્દનો ] મુખ્ય અર્થ થાય છે. [ અને ] તેમાં [ તે ] મૂઢોએ જોડાય છે. ૧૦.**

**વિવેચનઃ**—આ શ્લોકમાં મુખ્યાવૃત્તિવડે **અહં** શબ્દનો અર્થ કેવી રીતે સમજાય છે તે બતાવે છે. કૂટસ્થ જે અવિકારી છે તેનું, અને માયા અથવા અવિદ્યામાં પડેલું ચિતનું પ્રતિબિંબ એટલે ચિદાભાસ એ બંનેનું સ્વરૂપ પરસ્પરના અધ્યાસવડે એક થઈ જાય, એટલે જ્યાં અવિકારી કૂટસ્થ અને ચિત્પ્રતિબિંબ, એ બેનો વિવેક સમજવામાં આવ્યો ન હોય ત્યાં; અર્થાત્ સાભાસઅંતઃકરણવાળું ચેતન જણાવવાને માટે સાધારણ બુદ્ધિવાળો કે વ્યવહાર બુદ્ધિવાળો, જેણે કૂટસ્થ કે ચિત્ના સ્વરૂપનો વિવેક જાણ્યો નથી એવો માણસ, ત્યાં अहं ' હું ' શબ્દ વાપરે છે. આ अहं નો **મુખ્યાર્થ** છે. આને **શક્ત્યર્થ** પણ કહે છે. ૧૦.

**पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्त्ववित् ।**
**पर्यायेण प्रयुंक्तेऽहंशब्दं लोके च वैदिके ॥ ११ ॥ ૬૧૫**

**શબ્દાર્થઃ—ચિત્પ્રતિબિંબ અને કૂટસ્થને જૂદા [ ગણીએ તો ] અમુખ્ય અર્થ [ થાય છે ]. તેમાં તત્ત્વને જાણનાર અનુક્રમે વ્યવહાર અને વૈદિકમાં અહં સબ્દને જોડે છે. ૧૧.**

**વિવેચનઃ**—પાછળ ૯ મા શ્લોકમાં अहं શબ્દના અમુખ્યાવૃત્તિથી બે અર્થ થાય છે એમ કહ્યું છે, તે આ શ્લોકમાં સ્પષ્ટ કરી બતાવે છે. સાભાસઅંતઃકરણવાળા ચેતનનો વિવેક કરી, સાભાસઅંતઃકરણ અને ચેતનને છૂટું છૂટું સમજવા માટે તત્ત્વને જાણનાર પુરૂષો વ્યવહારદશામાં ' હું આભાસ છું ' અને પરમાર્થિક દશામાં ' હું કૂટસ્થ છું ' એમ બોલે છે, આને 'अहं' શબ્દની **અમુખ્યાવૃત્તિ** અથવા **લક્ષણાવૃત્તિ** કહે છે. એ જ તેના **અમુખ્ય અર્થ** છે. આ દશમા અને અગિઆરમા શ્લોકનો ભાવ એ છે, કે કૂટસ્થ અને ચિદાભાસનો વિવેક કર્યા વગર અજ્ઞ વ્યવહારી માણસો તેમાં **હું** શબ્દનો પ્રયોગ કરે છે, તે તેનો **મુખ્ય** અર્થ છે; અને તેનો વિવેક કરી તત્ત્વજ્ઞ પુરૂષો કોઈ વિચારકાળમાં જ **હું** શબ્દનો પ્રયોગ કરે છે, આને તેનો **અમુખ્ય** અર્થ કહે છે. ૧૧.

મૂળમાં ' અનુક્રમે વ્યવહાર અને વૈદિકમાં ' **હું** ' શબ્દને જોડે છે ' એ વાક્ય છે તેનો સ્પષ્ટ અર્થ કરવા માટે ગ્રંથકર્ત્તા નીચેના બે શ્લોકનું કથન કરે છે.—

लौकिकव्यव॥ ऽहं गच्छामीत्यादिके बुधः ।
विविच्यैव चिदाभासं कूटस्थात् तं विवक्षति ॥ १२ ॥ ५९६
असंगोऽहं चिदात्माहमिति शास्त्रीयद ितः ।
अहंशब्दं प्रयुंक्तेऽयं कूटस्थे केवले बुधः ॥ १३ ॥ ५९७

**શબ્દાર્થ:—'હું જાઉં છું' ઈત્યાદિ લૌકિક વ્યવહારમાં જ્ઞાની કૂટસ્થથી ચિદાભાસને છૂટું પાડીને જ તેને કહેવાને ઈચ્છે છે. (૧૨). આ (જ્ઞાની) શાસ્ત્રદૃષ્ટીથી 'હું અસંગ છું, હું ચિદાત્મા છું' એમ કેવળ કૂટસ્થમાં 'અહં' શબ્દને જોડે છે. ૧૩.**

**વિવેચન:**—'હું જાઉં છું' એ વાક્ય બોલતાં જ્ઞાનીઓ **'અહં'** શબ્દનો પ્રયોગ કરે છે ત્યારે આત્મબુદ્ધિથી બોલતો નથી; અર્થાત્ આત્મારૂપે હું જાઉં છું એમ સમજી તે બોલતો નથી પણ કેવળ આભાસરૂપે હું જાઉં છું એમ સમજી તેમાં **'અહં'** શબ્દનો પ્રયોગ કરે છે. એટલે કે અજ્ઞાનીની પેઠે તે સાભાસઅંતઃકરણવાળા ચેતનમાં **'અહં'** શબ્દને જોડતો નથી. વળી તે શાસ્ત્રબુદ્ધિથી, અર્થાત્ વેદાંત શ્રવણ કરતાં જ્ઞાન ઉત્પન્ન થવાથી ચિદાભાસ અને કૂટસ્થનું વિવેચન કરીને કેવળ કૂટસ્થમાં તો 'હું ચિદાત્મા છું' એમ બોલવામાં 'હું' શબ્દનો પ્રયોગ લક્ષણાથી કરે છે. આમ હોવાથી પાછળના ૯ મા શ્લોકની શંકાનું સમાધાન થાય છે. ૧૨–૧૩.

ज्ञानिताऽज्ञानिते त्वात्माऽऽभास यैव न चात्मनः ।
तथा च कथमाभासः कूटस्थोऽस्मीति बुद्ध्यता ॥ १४॥ ५९८

**શબ્દાર્થ:—જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું તો આત્માના આભાસનું જ [ છે ] પણ કૂટસ્થનું નથી. અને એમ ( હોવાથી ) આભાસ, 'હું કૂટસ્થ છું' એમ કેમ જાણે ? ૧૪.**

**વિવેચન:**—વાદી શંકા કરે છે કે જ્યારે ૫૯૫ મા શ્લોકમાં તમે બતાવો છો કે, આભાસ અને કૂટસ્થ એ બંનેને છૂટા પાડી તેમાં દરેકમાં **અહં** શબ્દનો પ્રયોગ કરવો; એ તે ( **અહં** ) નો અમુખ્ય અર્થ છે; તો તેઓમાં અજ્ઞાનની નિવૃત્તિ માટે **'હું અસંગ છું'** એમ કૂટસ્થ જાણે છે કે આભાસ જાણે છે ? કૂટસ્થ જાણે છે એમ કહો તો તે અયોગ્ય છે, કેમકે કૂટસ્થ જે અસંગ અને અવિકારી છે તેમાં **'હું જ્ઞાની છું'** અથવા **'અજ્ઞાની છું'** એવા સંગનો કે વિકારનો અસંભવ છે. આથી કરીને જ્ઞાની અજ્ઞાનીપણાનો ધર્મ ચિદાભાસનો છે એમ લાગે છે; પણ એમ માનવાથી તો કૂટસ્થ અને ચિદાભાસ બંને ભિન્ન થઈ જાય છે. વળી ચિદાભાસમાં જો **'હું અસંગ–કૂટસ્થ છું'** એમ સ્ફુરે અર્થાત્ અન્યમાં અન્યની સ્ફુરણા થાય તો તે ભ્રાંતિરૂપ ગણાય; માટે ચિદાભાસમાં પણ **'હું કૂટસ્થ છું'** તેમ કેમ સંભવે ? ૧૪.

नायं दोषश्चिदाभासः कूटस्थैकस्वभाववा ।
अ[illegible]मिथ्यात्वात् ूटस्थत्वावशेषणा ॥ १५ ॥ ५९९

**શબ્દાર્થ:—આ દોષ નથી. આભાસપણાના મિથ્યાપણાથી [ અને ] કૂટસ્થના અવશેષપણાથી ચિદાભાસ કૂટસ્થરૂપ મુખ્ય સ્વભાવવાળો [છે]. ૧૫.**

**વિવેચન:**—ઉપર કૂટસ્થ અને ચિદાભાસની ભિન્નતા વાદીએ બતાવેલી છે. પણ એ ભિન્નતા છે જ નહિ. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોઇ શકે નહિ. અત્ર આભાસ જે કલ્પાએલ છે તેનું અધિષ્ઠાન અંતઃકરણ સહિત કૂટસ્થ છે. આભાસ મિથ્યા છે, કૂટસ્થ સત્ય છે. દર્પણમાં પડેલું મુખનું પ્રતિબિંબ જેમ મુખથી ભિન્ન નથી. મુખરૂપ સ્વભાવવાળું પણ મિથ્યા છે. તેમ કૂટસ્થનું પ્રતિબિંબ આભાસ, કૂટસ્થથી ભિન્ન નથી. કૂટસ્થરૂપ મુખ્ય સ્વભાવવાળું પણ મિથ્યા છે. આભાસ જે મિથ્યા છે તેનો બાધ કરતાં બાકી કૂટસ્થરૂપ રહે છે, આથી કરીને આભાસને કૂટસ્થથી ભિન્ન કહી જ શકાતું નથી. જ્યારે આભાસ કૂટસ્થથી ભિન્ન નથી ત્યારે પછી આભાસમાં 'હું કૂટસ્થ છું' એમ પ્રતીતિ થાય તે કાંઈ ભ્રાંતિ નથી. ૧૫.

**कूटस्थोऽस्मीति बोधोऽपि मिथ्या चेन् नेति को वदेत् ।**
**न हि सत्यतयाऽभीष्टं रज्जुसर्पविसर्पणम् ॥ १६ ॥ ६००**
**तादृशेनापि बोधेन संसारो हिं निवर्त्तते ।**
**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जनाः ॥ १७ ॥ ६०१**

**શબ્દાર્થ:—'હું કૂટસ્થ 'છું' એ પ્રકારનો બોધ પણ મિથ્યા [છે] એમ જો કહે તો [તે] નથી એમ કોણ કહે છે? રજ્જુસર્પનું ગમન સત્યતાએ ઇચ્છેલું નથી. (૧૬). તેવા બોધવડે પણ સંસાર નિવૃત્ત સંભવે છે જ. [આ વાત] બરાબર છે [કે ભૂતને] અનુસરતું બલિદાન [જોઇએ] એમ લૌકિક જનો કહેતા હવા. ૧૭.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા મુજબ ચિદાભાસ જો મિથ્યા છે તો તેમાં ઉત્પન્ન થતું 'હું કૂટસ્થ છું' એ જ્ઞાન પણ મિથ્યા થાય છે, એમ વાદી કહે છે. આ તત્ત્વ વેદાંતસિદ્ધાંતને પ્રતિકૂળ નથી, એમ સિદ્ધાન્તી કહે છે. આ વાત પોતાને ઇષ્ટ છે એમ બતાવવાને મૂળ શ્લોકના ઉત્તરાર્ધમાં દૃષ્ટાંત બતાવે છે કે, અંધારામાં પડેલી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે. અને વળી એ ભ્રાંતિથી જણાતો સાપ જાણે ચાલતો હોય એમ મન કલ્પે છે. આમ સાપની અને તેની ગતિની કલ્પના ભ્રાંતિની અવસ્થામાં જોકે ખરી જેવી છે, તોપણ સત્યતાએ તે ખરી નથી. તેમ જ મિથ્યા ચિદાભાસમાં 'હું કૂટસ્થ છું' એ જ્ઞાન વાસ્તવ નથી. મિથ્યા છે. આ મિથ્યાજ્ઞાન કાંઈ ઉપયોગનું નથી એમ સમજવું નહિ. તેનાથી પણ સંસારની નિવૃત્તિ સંભવે છે. મિથ્યાપદાર્થથી દુઃખની નિવૃત્તિ સંભવિત નથી એમ કોઈ કહે; પણ તે સંભવે છે. સ્વપ્નાવસ્થામાં દેખાઈ આવતા વ્યાઘ્રાદિક જે મિથ્યા છે તેઓવડે જેમ મિથ્યા સ્વપ્નની નિવૃત્તિ થઈ જાય છે—માણસ ફડકીને જાગી જાય છે. તેમ આ આભાસમાં ભાસતા 'હું કૂટસ્થ છું' એ મિથ્યા જ્ઞાનથી મિથ્યા સંસારની નિવૃત્તિ સંભવે છે. વ્યવહારિક લોકો કહે છે 'કે જેવું ભૂત તેવું બળિદાન—દેવ તેવા પૂજારી.' તેમ આ મિથ્યા સંસારનું મિથ્યાત્વ બતાવવામાં પણ મિથ્યા જ્ઞાન જ સાધન છે. જેઓ સમાન સત્તાવાળા પદાર્થો છે તેઓ જ પરસ્પર બાધક કે સાધક થઈ શકે છે. પણ વિષમ

સત્તાવાળા થતા નથી. વ્યવહારિક જાગ્રદવસ્થાની ક્ષુધાતૃષાની નિવૃત્તિ વ્યાવહારિક પદાર્થો-વડે સંભવે છે, પણ પ્રાતિભાસિક (સ્વપ્નાવસ્થામાં ભાસતી) ક્ષુધાતૃષાની નિવૃત્તિ પ્રાતિભા-સિક (સ્વપ્નાવસ્થામાં ભાસતા) પદાર્થોવડે જ સંભવે છે. તેમ આ મિથ્યારૂપ સંસારની નિવૃત્તિ પણ 'હું કૂટસ્થ છું' એવા ચિદાભાસમાં થતા મિથ્યા જ્ઞાનવડે જ સંભવે છે. ૧૬-૧૭.

નીચેના શ્લોકથી આ સંપાદિત અર્થને સમાપ્ત કરી બતાવે છે.—

**तस्मादाभासपुरुषः सकूटस्थो विविच्य तम् ।**
**कूटस्थोऽस्मीति विज्ञातुमर्हतीत्यभ्यधाच्छ्रुतिः ॥ १८ ॥ ६०२**

**શબ્દાર્થ:—તેટલા માટે આભાસ પુરૂષ કૂટસ્થ સહિત [ છે. તેમાંથી ] તે (કૂટસ્થ) ને જૂદા પાડીને 'હું કૂટસ્થ છું' એમ જાણવાને યોગ્ય છે [માટે 'હું છું'] એ (અર્થ) ને શ્રુતિ ભગવતી કહેતી હવી. ૧૮.**

**વિવેચન:**—પાછળ ૫૮૧ મા શ્લોકથી આ શ્લોક સુધીમાં એમ સિદ્ધ થયું કે ચિદાભાસનું વાસ્તવ સ્વરૂપ કૂટસ્થ જ છે, અને તેથી કૂટસ્થ સહિત ચિદાભાસ, શ્રુતિમાં બતાવેલ 'પુરૂષ' શબ્દનો વાચ્ય છે. **અર્થાત્ પુરૂષ એટલે કૂટસ્થ સહિત ચિદાભાસ** છે. માટે આમાં કૂટસ્થનું મિથ્યા સ્વરૂપ જે આભાસ છે તેનાથી કૂટસ્થને ભાગત્યાગલક્ષ-ણાવડે છૂટું પાડીને 'હું કૂટસ્થ છું' એમ જાણવું યોગ્ય છે. એટલા માટે જ શ્રુતિ ભગવતી પણ અસ્મિ 'હું છું' એ શબ્દ બોલી આ અર્થનું જ પ્રકટીકરણ કરે છે એમ સમજવું. ૧૮.

## ૨ શ્રુતિગત 'अयं' શબ્દના અર્થનું વિવેચન. ૬૦૩–૭૧૯.

### ૧ આત્માનું અપરોક્ષપણું. ૬૦૩—૬૦૬.

**असंदिग्धाविपर्यस्तबोधो देहात्मनीक्ष्यते ।**
**तद्वदत्रेति निर्णेतुमयमित्यभिधीयते ॥ १९ ॥ ६०३**

**શબ્દાર્થ:—દેહરૂપ આત્મામાં સંશય તથા વિપરીતભાવના વગરનો બોધ દેખાય છે, તેની પેઠે અહિંઆં (આત્મામાં) [પણ] એ પ્રકારનો (બોધ) સ્થાપિત કરવાને માટે 'આ' એ પ્રકારે શબ્દ કહેવાય છે. ૧૯.**

**વિવેચન:**—આ પ્રકરણના પ્રારંભમાં બતાવેલી શ્રુતિમાંના **'પુરૂષ'** અને 'અસ્મિ' એ બે શબ્દના અર્થ વિસ્તારથી કહેવાયા. હવે તેમાંના 'अयं' શબ્દનો અર્થ કયા અભિ-પ્રાયને માટે છે તે ગ્રંથકર્ત્તા બતાવે છે. વ્યવહારમાં લોકો, પોતાના શરીરને આત્મા માની કહે છે કે 'હું બ્રાહ્મણ છું' એમાં કાંઈ પણ સંશય અથવા વિપરીત ભાવના તે બોલનાર માનતો નથી. શરીરરૂપી આત્મામાં 'હું બ્રાહ્મણ છું' ઇત્યાદિ જ્ઞાન સંશયવિપર્યય વગરનું જેમ દૃઢ છે તેમ પ્રત્યગાત્મામાં પણ તેવું દૃઢ જ્ઞાન સંપાદન કરાવવાને માટે મુક્તિની સિદ્ધિ થવા સારૂ ભગવતી શ્રુતિ अयं શબ્દનો પ્રયોગ કરે છે. ૧૯.

ભગવાન્ ભાષ્યકાર પણ પોતાના ઉપદેશસહસ્રી નામના ગ્રંથમાં આ પ્રકારના જ્ઞાનને મોક્ષનું સાધન ગણાવે છે. એ શ્લોકને ગ્રંથકર્ત્તા પ્રમાણરૂપે અત્ર કહી બતાવે છે.—

**देहात्मज्ञानवद् ज्ञानं देहाऽऽत्मज्ञानबाधकम् ।**
**आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥ २० ॥ ६०४**

**શબ્દાર્થ:—દેહાત્મજ્ઞાનની પેઠે જેને આત્મામાં જ દેહાત્મજ્ઞાનને બાધ કરનારૂં જ્ઞાન થાય, તે (પુરૂષ) નહિ ઈચ્છતો સતો પણ મૂકાઈ જાય છે. ૨૦.**

**વિવેચન:**—દરેક માણસને પોતાના દેહની બાહ્યરચનાની માહીતી હોવાથી 'હું માણસ છું' એવો દૃઢ નિશ્ચય છે. આ નિશ્ચય તે દેહાત્મજ્ઞાન કહેવાય છે. વાસ્તવ આત્મસ્વરૂપ તેથી જૂદું છે. એનું જ્ઞાન દેહાત્મજ્ઞાનને બાધ કરનારૂં છે. આ બાધક જ્ઞાન દેહાત્મજ્ઞાનના જેવું જ દૃઢ થાય અર્થાત્ 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ચિત્તમાં દૃઢ થઈ જાય તો, જેના ચિત્તમાં એ જ્ઞાન દૃઢ થાય તે માણસ ન ઇચ્છે તોપણ સંસારથી છૂટી જાય છે; કેમકે સંસારનું કારણ અજ્ઞાન, બ્રહ્મજ્ઞાનથી બાધ પામી જતાં તેનું કાર્ય સંસાર પણ નાશ પામે છે. ૨૦.

**अयमित्यपरोक्षत्वमुच्यते चेत्तदुच्यताम् ।**
**स्वयंप्रकाशचैतन्यमपरोक्षं सदा यतः ॥ २१ ॥ ६०५**

**શબ્દાર્થ:—'અયં' એ પ્રકારના (શબ્દવડે) [આત્માનું] અપરોક્ષપણું કહેવાય છે [એમ] જો [કહે તો] તે કહો; કેમકે સ્વયંપ્રકાશરૂપ ચૈતન્ય, નિત્ય અપરોક્ષ [જ છે.] ૨૧.**

**વિવેચન:**—વાદી કહે છે કે 'આ ઘડો છે' એ વાક્યમાં વપરાએલ '**આ**' શબ્દ 'એ ઘડો છે' એ વાક્યમાં વપરાયેલ '**એ**' શબ્દની પેઠે પરોક્ષપણું બતાવતો નથી પણ અપરોક્ષપણું બતાવે છે. તેમ અત્ર શ્રુતિમાં વપરાયેલ '**આ**' શબ્દ પણ આત્માનું પરોક્ષપણું બતાવે છે કે કેમ? સિદ્ધાંતી કહે છે કે તેમ જ છે. સ્વયંપ્રકાશરૂપ ચૈતન્ય જે અન્યસાધનની અનપેક્ષાવાળું તથા આવરણ કરનારાના અભાવવાળું છે, તે નિત્ય અપરોક્ષ જ છે, ને અમારે તે અંગીકાર છે. અર્થાત્ શ્રુતિગત 'અયં' શબ્દ આત્માનું અપરોક્ષપણું બતાવે છે એ અમને અંગીકાર છે. ૨૧.

**परोक्षमपरोक्षं च ज्ञानमज्ञानमित्यदः ।**
**नित्यापरोक्षरूपेऽपि द्वयं स्याद्दशमे यथा ॥ २२ ॥ ६०६**

**શબ્દાર્થ:—પરોક્ષ તથા અપરોક્ષ અને જ્ઞાન તથા અજ્ઞાન એ પ્રકારનું આ જોડકું જેમ દશમામાં [ છે તેમ ] નિત્ય અપરોક્ષરૂપ ( આત્મા ) માં પણ છે. ૨૨.**

**વિવેચન:**—પાછળ ૬૦૩ થી ૬૦૫ સુધીના શ્લોકથી આત્માનું અપરોક્ષપણું અંગીકાર કરવામાં તેનું પરોક્ષપણું પણ અંગીકાર થઈ ગયું છે. વળી ૫૯૮ મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે તે જ્ઞાન અને અજ્ઞાનના આશ્રયની વિષયતા થાય છે. આ પરોક્ષ તથા અપરોક્ષ અને જ્ઞાન તથા અજ્ઞાનરૂપ જોડકું નીચે બતાવેલા ૭ શ્લોકમાં વર્ણવેલા દશમાના દૃષ્ટાંતમાં જેવી રીતે સંભવે છે તેવી જ રીતે આત્મા જે નિત્ય અપરોક્ષરૂપ છે તેમાં પણ સંભવે છે. ૨૨.

૨ દશમ દૃષ્ટાંતની સાત અવસ્થાઓ દાર્ષ્ટાંત (આત્મા) માં સંભવે છે તેનું પ્રતિપાદન. ૬૦૭—૬૧૨.

* नवसंख्या तज्ञानो दशमो विभ्रमात् तदा ।
नवेत्ति दशमोऽस्मीति वीक्ष्यमाणोऽपि तान् नव ॥२३॥ ६०७
न भाति नास्ति दशम इति स्वं दशमं तदा ।
मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः ॥ २४ ॥ ६०८
नद्यां ममार दशम इति शोचन् प्ररोदिति ।
अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः ॥ २५ ॥ ६०९
न मृतो दशमोऽस्तीति श्रुत्वाऽऽप्तवचनं तदा ।
परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् ॥ २६ ॥ ६१०
त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः ।
अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति ॥ २७ ॥ ६११

શબ્દાર્થઃ—નવ સંખ્યાવડે હણાયું છે જ્ઞાન જેનું એવો દશમો (પુરૂષ) તે વખતે [તે નવને] જોતો સતો પણ વિભ્રમથી 'હું દશમો છું' એમ જાણતો નથી. (૨૩). ત્યારે (અજ્ઞાન દશામાં) દશમો (પુરૂષ), પોતાને દશમાને 'દેખાતો નથી, [અને] નથી' એ પ્રકારે માનીને કહે છે. [વિદ્વાનો] તે (આવા બોલવા)ને (અથવા આવી સમજણને) અજ્ઞાનકૃત આવરણ જાણે છે. (૨૪). દશમો (પુરૂષ), નદીમાં મરી ગયો એમ શોક કરતો [તે] રડે છે. [આ] રડવા વગેરેને વિદ્વાનો અજ્ઞાનકૃત વિક્ષેપ જાણે છે. (૨૫). 'દશમો છે, મુઓ નથી' એમ પ્રમાણિક (પુરૂષોનું) વચન સાંભળીને તે વખતે સ્વર્ગાદિ લોકની પેઠે પરોક્ષપણા વડે દશમાને જાણે છે. (૨૬). 'તુંજ દશમો છે' એમ ગણીને [પ્રમાણિક પુરૂષે તેને] દેખાડયું [એટલે તેને ખાતરી થઈ કે દશમો હું છું. આમ] અપરોક્ષતાએ જાણીને [તે] હર્ષ જ પામે છે [પણ] રોતો નથી. ૨૭.

अज्ञानाऽऽवृत्तिविक्षेपद्विविधज्ञानतृप्तयः ।
शोकापगम इत्येते योजनीयाश्चिदात्मनि ॥ २८ ॥ ६१२

શબ્દાર્થઃ—અજ્ઞાન, આવરણ, વિક્ષેપ (શોક), (પરોક્ષ તથા અપરોક્ષ એવાં) બે પ્રકારનાં જ્ઞાન, તૃપ્તિ અને શોકની નિવૃત્તિ એ પ્રકારે [સાત અવસ્થાઓ છે] તેઓ ચિદાત્મામાં જોડવા યોગ્ય [છે]. ૨૮.

* દશ ગામડીઆઓ મુસાફરી કરવા નીકળ્યા છે. એક મોટી નદી ઉતરી પોતાની સંખ્યા ગણી જોવાને એક જણે માથે લીધું છે. તે પોતા સિવાય નવને ગણે છે એટલે દશમો જણ નદીમાં તણાઈ ગયો એમ માને છે, આ દૃષ્ટાંતનો આ છ શ્લોકોમાં ઉપયોગ કરેલો છે.

ઉપર બતાવેલા ૬૦૭ થી ૬૧૧ સુધીના દશમાના દૃષ્ટાંતમાં જૂદી જૂદી અજ્ઞાનાદિ સાત અવસ્થાઓ થઇ છે તેને આત્મામાં પણ જોડવી એ યોગ્ય છે. અર્થાત્ આત્માની પણ ઉપરના જેવીજ સાત અવસ્થાઓ છે તે નીચે બતાવે છે.—

**૩ ચિદાભાસની સાત અવસ્થાઓનું વર્ણન. ૬૧૩—૬૩૨.**

**संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।**
**स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् ॥ २९ ॥ ६१३**
**न भाति नास्ति कूटस्थः इति वक्ति प्रसंगतः ।**
**कर्त्ता भोक्ताऽहमस्मीति विक्षेपं प्रतिपद्यते ॥ ३० ॥ ६१४**
**अस्ति कूटस्थ इत्यादौ परोक्षं वेत्ति वार्त्तया ।**
**पश्चात् कूटस्थ एवास्मीत्येवं वेत्ति विचारतः ॥ ३१ ॥ ६१५**
**कर्त्ता भोक्तेत्येवमादिशोकजातं प्रमुंचति ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥ ३२ ॥ ६१६**

**શબ્દાર્થ:—આ ચિદાભાસ સંસારમાં આસકતચિત્તવાળો સતો ક્યારેય પોતાના તત્ત્વરૂપ સ્વયંપ્રકાશ કૂટસ્થને નથી જ જાણતો, (૨૯). 'કૂટસ્થ દેખાતો નથી [અને] નથી' એમ પ્રસંગવશાત્ બોલે છે. [વળી] 'હું કર્ત્તા ભોક્તા છું' એ પ્રકારે [બોલતો પુરૂષ] વિક્ષેપ પામે છે. (૩૦). પ્રથમ [બ્રહ્મજ્ઞાનીના] કહેવાવડે 'કૂટસ્થ છે' એમ પરોક્ષ જાણે છે [અને] પછી 'હું જ કૂટસ્થ છું' એમ વિચારથી જાણે છે. (૩૧). [હું] કર્ત્તા ભોક્તા [છું] એ આદિ સમગ્ર શોકને છોડે છે. [વળી મેં] કરવા યોગ્ય કર્યું [અને] પામવા યોગ્ય મેળવ્યું એમ જ [સમજીને] સંતોષ પામે છે ૩૨.**

**વિવેચન:**—આ ચાર શ્લોકોમાં આત્મામાં અજ્ઞાન આદિક સાત અવસ્થાઓ છે, તે અનુક્રમે ગ્રંથકર્ત્તા બતાવે છે. ઇંદ્રિઓના વિષયોને મેળવવામાં જ્યાં સુધીમાં માણસની ચિત્તવૃત્તિઓ રોકાઈ રહી છે, અને વળી જ્યાં સુધીમાં વેદાંતવિચાર તેણે કર્યો નથી ત્યાં સુધીમાં તે, પોતાના અંતઃકરણનું તત્ત્વ જે સ્વયંપ્રકાશ કૂટસ્થ છે તેને જાણી શક્તો નથી. આમ કૂટસ્થનું નહિ જાણવાપણું તેને **અજ્ઞાનાવસ્થા** કહે છે. ૧. ચિદાત્માને વિષય કરનારો પ્રસંગ આવી મળ્યો હોય, છતાં પણ તેનું જ્ઞાન ન થવાથી 'કૂટસ્થ દેખાતો નથી' અને 'નથી' એમ પ્રસંગ પ્રમાણે માણસ બોલી ઉઠે છે. આ અજ્ઞાનનું **આવરણ** કહેવાય છે. ૨. કૂટસ્થ જે સદા સર્વદા છે અને ભાસે છે તેને 'નથી' અને 'નથી ભાસતો' એમ કહેવું તેમ જ તેમાં કર્ત્તા ભોક્તાપણું નહિ છતાં તેનો આરોપ કરવો; આ આરોપનાં કારણ ભૂત સ્થૂળસૂક્ષ્મ શરીર અને ચિદાભાસ છે, માટે બંને શરીરયુક્ત ચિદાભાસ **વિક્ષેપ** કહેવાય છે. ૩. 'કૂટસ્થ છે' એમ બ્રહ્મજ્ઞાનીએ કહ્યું તે ઉપરથી આપણને કૂટસ્થ છે એમ જ્ઞાન થયું, આ જ્ઞાન **પરોક્ષ જ્ઞાન** કહેવાય છે. ૪. પરોક્ષ જ્ઞાન થયા પછી વિચાર કરતાં 'હું જ કૂટસ્થ છું' એમ સમજાય ત્યારે તે **અપરોક્ષ જ્ઞાન** કહેવાય છે. ૫.

અપરોક્ષ જ્ઞાન થયું એટલે 'હું કર્ત્તા છું' અને 'હું ભોક્તા છું' એમાં જે કર્ત્તાભોક્તાનું અભિમાન છે તે જતું રહે છે. કર્ત્તાભોક્તાનું અભિમાન એજ સર્વ શોક થવાનું કારણ છે એટલે તે કારણ નાશ પામતાં સર્વ શોકસમૂહ નાશ પામે છે, આને **શોકાપગમ** કહે છે. ૬. સર્વ શોક માત્ર નાશ પામવાથી આત્મામાં 'મેં કરવાનું હતું તે કર્યું' અને 'મેળવવાનું હતું તે મેળવ્યું' એવી પ્રસન્નતા ઉત્પન્ન થાય છે. આ ઉત્પન્ન થએલી પ્રસન્નતાને અથવા સંતોષને **તૃપ્તિ** કહે છે. ૭. આ પ્રમાણેની સાત અવસ્થાઓ જે દશ ગામડીઆના દૃષ્ટાંતમાં લાગુ છે તે જ આત્મામાં પણ લાગુ છે. ૨૯–૩૨.

એ સાત અવસ્થાઓનો * અનુવાદ કરી વિસ્તાર કરી બતાવે છે.—

**अज्ञानमावृतिस्तद्वद् विक्षेपश्च परोक्षधीः ।**
**अपरोक्षमतिः शोकमोक्षस्तृप्तिर्निरंकुशा ॥ ३३ ॥ ६१७**
**सप्तावस्था इमाः सन्ति चिदाभासस्य तास्विमौ ।**
**बंधमोक्षौ स्थितौ तत्र तिस्रो बंधकृतः स्मृताः ॥ ३४ ॥ ६१८**

**શબ્દાર્થ:— ૧ અજ્ઞાન, ૨ આવરણ, તેમ [જ] ૩ વિક્ષેપ, ૪ પરોક્ષજ્ઞાન, ૫ અપરોક્ષજ્ઞાન, ૬ શોકનિવૃત્તિ અને ૭ નિરંકુશ તૃપ્તિ (૩૩). આ સાત અવસ્થાએ ચિદાભાસની છે. તેઓમાં આ બંધમોક્ષ રહેલાં [છે. વળી] તેમાં ત્રણ બંધ કરનારી સાંભળી [છે]. ૩૪.**

**વિવેચન:**—આ બતાવેલી સાત અવસ્થાઓ નિર્વિકારી કૂટસ્થ આત્માની છે એમ સમજવું નહિ. તેઓ તો ચિદાભાસની અવસ્થાઓ છે. જીવાત્માનો બોધ અને મોક્ષ તેમાં જ રહેલો છે. તેમાંની પહેલી ત્રણ એટલે **અજ્ઞાન, આવરણ** અને **વિક્ષેપ** એઓ બંધ કરનારી છે. ૩૩—૩૪.

આ ત્રણેનાં સ્વરૂપ સ્પષ્ટ કરવા સારૂ નીચેના ત્રણ શ્લોક કહે છે.—

**न जानामीत्युदासीनव्यवहारस्य कारणम् ।**
**विचारप्रागभावेन युक्तमज्ञानमीरितम् ॥ ३५ ॥ ६१९**

**શબ્દાર્થ:—'હું જાણતો નથી' એવી [જાતની પ્રતીતિ], ઉદાસીન વ્યવહારનું કારણ [અને જે] વિચારના પ્રાગભાવવાળું [છે, તેને] અજ્ઞાન કહેલું છે. ૩૫.**

**વિવેચન:**—કોઇપિણ પદાર્થના કે વાતના સંબંધમાં આપણે તપાસ ચલાવીએ છતાં પણ જ્યારે કાંઈ સમજાય નહિ ત્યારે આપણે કહીએ કે 'હું કાંઈ જાણતો નથી' એવું અજાણપણું; શું સમજાયું શું ન સમજાયુ એ કાંઈ સ્ફુટ થયું ન હોય ને કરેલી તપાસના સંબંધમાં માત્ર મૂંગાંજ રહેવું પડે એવો ઉદાસીન વ્યવહાર; આ ઉદાસીન વ્યવહારનું જે કારણ છે તે કારણ; અને અમુક વસ્તુ કે અમુક વાત જાણવાને વિચાર જ ન આવે અર્થાત્ વિચારના પ્રાગભાવવાળી એવી અવસ્થા એ યુક્ત જે છે તે; તેને **અજ્ઞાન** કહેલું છે. અજ્ઞાનનાં કાર્ય પણ એ જ કહેવાય છે. ૩૫.

---

* એક સિદ્ધ કરેલી વાતને ફરીને બોલી બતાવવી તે અનુવાદ. પાછળ ૬૧૨ મા શ્લોકમાં સાત અવસ્થાઓ બતાવેલી છે. અત્ર ફરીને પણ ગ્રંથકર્ત્તા તે બતાવે છે.

अमार्गेण विचर्याथ नास्ति नो भाति चेत्यसौ ।
[illegible]: कार्यमिष्यते ॥ ३६ ॥ ६२०
देहद्वय[illegible]भासरूपो विक्षेप ईरितः ।
[illegible]लः शोकः संसाराख्योऽस्यबंधकः ॥ ३७ ॥ ६२१

**શબ્દાર્થ:**—ખોટે માર્ગે વિચારીને પછી [કૂટસ્થ] 'નથી' અને 'નથી ભાસતો' એ પ્રકારનો વિપરીત વ્યવહાર [તે] આવરણનું કાર્ય અંગીકાર કરાય છે. (૩૬). બંને શરીર (સહિત) ચિદાભાસરૂપ (એવો) વિક્ષેપ કહેલો [છે, અને] બંધનું કારણ સંસાર નામનો કર્તાપણા આદિ સમગ્ર શોક [છે, તે] આ (ચિદાભાસ) નું [કાર્ય છે]. ૩૭.

**વિવેચન:**—શાસ્ત્રમાર્ગ મૂકી દઇને કેવળ તર્કગ્રંથથી કે કપોળકલ્પિત સ્વતંત્ર વિચાર કરીને પછી 'કૂટસ્થ નથી' અને 'ભાસતો નથી' એમ કહેવારૂપ વિપરીત વ્યવહાર તે આવરણનું કાર્ય છે, અને સ્થૂળસૂક્ષ્મ શરીર સહિત ચિદાભાસને **વિક્ષેપ** કહેલો છે. વળી કર્તાપણું, ભોક્તાપણું અને પ્રમાતાપણું એવા સમગ્ર શોકવાળો સંસાર જે બંધનું કારણ છે, તે ચિદાભાસનું કાર્ય છે. ૩૬—૩૭.

अज्ञानावृतीश्चैते विक्षेपात्प्राक् प्रसिद्ध्यतः ।
यद्यप्यथाप्यवस्थे ते विक्षेपस्यैव नाऽऽत्मनः ॥ ३८ ॥ ६२२
विक्षेपोत्पत्तितः पूर्वमपि विक्षेपसंस्कृतिः ।
अस्त्येव तदवस्थात्वमविरुद्धं ततस्तयोः ॥ ३९ ॥ ६२३

**શબ્દાર્થ:**—જો કે અજ્ઞાન અને આવરણ એ ( બંને ) વિક્ષેપની પહેલાં પ્રસિદ્ધ છે તો પણ તે ( બંને ) અવસ્થાઓ વિક્ષેપની જ છે [ પણ ] આત્માની નથી. (૩૮). વિક્ષેપની ઉત્પત્તિ પહેલાં પણ વિક્ષેપનો સંસ્કાર છે જ, તેટલા માટે તે ( અજ્ઞાન તથા આવરણ )ને તે (ચિદાભાસ)નું અવસ્થાપણું અવિરૂદ્ધ [છે]. ૩૯.

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં બતાવ્યું કે બંને દેહ સહિત ચિદાભાસ તે વિક્ષેપ કહેવાય છે, અને પાછળ ૬૧૮ મા શ્લોકમા ચિદાભાસની સાત અવસ્થાઓ છે એમ કહેલું છે તો તે સંભવતું નથી. કેમકે અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થાઓ વિક્ષેપની પૂર્વે છે, ચિદાભાસ જે કે વિક્ષેપ અવસ્થામાં છે તેને વળી અજ્ઞાન અને આવરણ એવી પૂર્વની બે અવસ્થાઓ કેમ હોઈ શકે ? એ શંકાના સમાધાનને માટે આ શ્લોક કહે છે. જો કે અજ્ઞાન અને આવરણ એઓ વિક્ષેપની પૂર્વે ગણાવેલી છે તોપણ અસંગ આત્માની તે અવસ્થા હોઈ શકે નહિ. અર્થાત્ તે ચિદાભાસની જ છે એમ કહેવું જોઇએ. વિક્ષેપની ઉત્પત્તિની પૂર્વે પણ તેની આ બે અવસ્થાઓ છે એમ કહેવું એ તો મૂળ પહેલાં શાખા કહ્યા બરોબર છે એમ લાગે છે, તોપણ તે છે. અને છે તે સંસ્કારરૂપે છે. માટે અજ્ઞાન અને આવરણ એ બંનેને ચિદાભાસની અવસ્થા ગણવામાં કાંઈ વિરોધ આવતો નથી. ૩૮—૩૯

**ब्रह्मण्यारोपितत्वेन ब्रह्मावस्थे इमे इति ।**
**न शंकनीयं सर्वासां ब्रह्मण्येवाधिरोपणात् ॥ ४० ॥ ६२४**

**શબ્દાર્થ:—બધી ( અવસ્થાઓ ) નું બ્રહ્મમાં જ આરોપણ છે માટે, બ્રહ્મમાં આરોપણપણાવડે આ ( બે ) બ્રહ્મની અવસ્થાઓ [ છે ] એમ શંકા ન કરવી. ૪૦**

**વિવેચન:—**ઉપરના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે વિક્ષેપની ઉત્પત્તિની પૂર્વે તેના સંસ્કારરૂપે અજ્ઞાન અને આવરણને વિક્ષેપની અવસ્થાઓ ગણી છે. અર્થાત્ વિક્ષેપની ઉત્પત્તિ પહેલાં સંસ્કારરૂપ તેની બે અવસ્થાઓનું અધિષ્ઠાન બ્રહ્મ સિવાય બીજું હોઈ શકતું નથી. જ્યારે બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં તે બે અવસ્થાઓ કલ્પાય છે ત્યારે વળી તેને ચિદાભાસની અવસ્થાઓ શા માટે ગણવી જોઇએ ? બ્રહ્મની જ અવસ્થાઓ કાં ન ગણવી ? આ શંકાનું સિદ્ધાન્તી સમાધાન કરે છે, કે, માત્ર આ બે જ અવસ્થાઓ બ્રહ્મમાં કલ્પેલી નથી પણ સાતે કલ્પેલી છે, અને તેથી કરી એ બેને બ્રહ્મની અવસ્થાઓ કહેવામાં અતિપ્રસંગ આવે છે. બ્રહ્મ નિર્વિકારી છે તેમાં એ કાંઇ ઘટતું નથી. અર્થાત્ સાતે અવસ્થાઓ ચિદાભાસની છે. ૪૦.

**संसार्यहं विबुद्धोऽहं निःशोकस्तुष्ट इत्यपि ।**
**जीवगा उत्तरावस्था भान्ति न ब्रह्मगा यदि ॥ ४१ ॥ ६२५**
**तर्ह्यज्ञोऽहं ब्रह्मसत्वभाने मद्दृष्टितो न हि ।**
**इति पूर्वे अवस्थे च भासे ते जीवगे खलु ॥ ४२ ॥ ६२६**

**શબ્દાર્થ:—'હું સંસારી [ છું ], હું વિદ્વાન્ [ છું, હું ] નિઃશોક [ છું, હું ] સંતોષી [ છું ]' એ પ્રકારે પાછલી પણ ( ચાર ) અવસ્થાઓ જીવને આશરે રહેલી ભાસે છે. [ પણ ] બ્રહ્મને આશરે રહેલી [ ભાસતી ] નથી [ આમ ] જો [ કહે ], (૪૧.) તો 'હું અજ્ઞાની [ છું અને ] મારી દૃષ્ટિથી બ્રહ્મની સત્તા અને ભાન નથી જ' એમ ભાસે છે, ( માટે ) ખરેખર [ વિક્ષેપની ] પૂર્વની ( બે ) અવસ્થાઓ જીવને આશરે રહેલી [ છે ]. ૪૨.**

**વિવેચન:—**ઉપરના શ્લોકમાં બતાવ્યું કે સાતે અવસ્થાઓ બ્રહ્મમાં કલ્પેલી છે માટે અજ્ઞાન અને આવરણ નામની બે અવસ્થાને બ્રહ્મની અવસ્થા કલ્પવી એ યોગ્ય નથી, એમ જણાવવા વાદીની શંકા કરી બતાવે છે. એટલે કે આગળ ગણાવેલી સાતે અવસ્થાઓ એક સરખી રીતે જ બ્રહ્મમાં આરોપાએલી છે, તોપણ વિક્ષેપના પાછલા કાળમાં ઉત્પન્ન થતી બાકીની અવસ્થાઓ એટલે કે—'હું કર્ત્તા ભોક્તા આદિ ધર્મવાળો સંસારી છું, તત્ત્વનો સાક્ષાત્કાર થયો એવો હું જ્ઞાની છું, હું કર્ત્તા ભોક્તા આદિ ધર્મરૂપ શોક વિનાનો છું' અને 'હું સર્વ રીતે કૃતકૃત્ય થએલો એવો સંતોષી છું'. આ અવસ્થાઓ જીવમાં રહેલી છે પણ બ્રહ્મમાં રહેલી નથી, માટે વિક્ષેપ પછીની ચાર અવસ્થાઓ તથા વિક્ષેપ એ સઘળી ચિદાભાસની અવસ્થાઓ છે, પણ વિક્ષેપની પહેલાંની અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થાઓ તો બ્રહ્મમાં આરોપાએલી હોઇને બ્રહ્મની જ છે, એમ માનવું યોગ્ય લાગે છે.

સિદ્ધાન્તી સમાધાન કરે છે કે જેવી રીતે વિક્ષેપની પાછલી અવસ્થાઓ જીવને આશ્રયે રહેલી છે એમ તમે કહોછો તેવી જ રીતે, 'હું અજ્ઞાની છું' અને 'મારી દૃષ્ટિથી બ્રહ્મનું અસ્તિત્વ તથા ભાન નથી' એમ કહેવારૂપ અજ્ઞાન અને આવરણ નામની અવસ્થાઓ પણ જીવગત જ છે. ૪૧—૪૨.

**अज्ञानस्याश्रयो ब्रह्मेत्यधिष्ठानतया जगुः ।**
**जीवावस्थात्वमज्ञानाभिमानित्वादवादिषम् ॥ ४३ ॥ ६२७**

**શબ્દાર્થ:—[ પૂર્વાચાર્યો ] અધિષ્ઠાનતાવડે અજ્ઞાનનું આશ્રયસ્થાન બ્રહ્મ [ છે એમ ] કહેતા હવા. [ અને ] અજ્ઞાનના અભિમાનપણાથી [ અજ્ઞાનને ] જીવનું અવસ્થાપણું કહેલું [છે]. ૪૩.**

**વિવેચન:**—જો અજ્ઞાન અને આવરણ બ્રહ્મની અવસ્થાઓ નથી તો પૂર્વાચાર્યો બ્રહ્મને અજ્ઞાનનું આશ્રયસ્થાન કયા વિચારથી કહે છે ? સિદ્ધાંતી પરિહાર કરે છે કે અધિષ્ઠાનતાથી જ બ્રહ્મ અજ્ઞાનનું આશ્રય છે. જીવ તો 'હું અજ્ઞાની છું' એમ સમજી સમજતવી અજ્ઞાનનો અભિમાની થાય છે. અને એટલા માટે જ અજ્ઞાનને જીવની અવસ્થા કહીએ છીએ. ૪૩.

**ज्ञानद्वयेन नष्टेऽस्मिन्नज्ञाने तत्कृताऽऽवृतिः ।**
**न भाति नास्ति चेत्येषा द्विविधाऽपि विनश्यति ॥४४॥ ६२८**

**શબ્દાર્થ—બે (પરોક્ષ અને અપરોક્ષ) જ્ઞાનવડે આ અજ્ઞાન નાશ પામે સતે તે ( અજ્ઞાન )નું કાર્ય 'નથી દેખાતુ'' અને 'નથી' એ બે પ્રકારનું આ આવરણ [ છે તે ] પણ નાશ પામે છે. ૪૪.**

**વિવેચન:**—એ પ્રમાણે બંધના કારણરૂપ અજ્ઞાન, આવરણ અને વિક્ષેપની અવસ્થાઓ બતાવીને બાકી રહેલી ચાર અવસ્થાઓમાં પાછળ ૬૧૯—૬૨૦ મા શ્લોકમાં કહેલ અજ્ઞાન અને આવરણરૂપ બંને અવસ્થાઓ નિવૃત્ત પામી જતાં તેઓ જ મુક્તિના કારણરૂપ થાય છે, તે બતાવવાને માટે આ શ્લોકનું કથન છે. અજ્ઞાન એ આવરણનું કારણ છે, એટલે અજ્ઞાન નાશ પામતાની સાથે જ 'કૂટસ્થ દેખાતો નથી' અને 'નથી' એ ઉક્તિરૂપ બંને પ્રકારનું આવરણ પણ નાશ પામી જાય છે. ૪૪.

**परोक्षज्ञानतो नश्येदसत्वाऽऽवृत्तिहेतुता ।**
**अपरोक्षज्ञाननाश्या ह्यभानाऽऽवृतिहेतुता ॥ ४५ ॥ ६२९**
**अभानाऽऽवरणे नष्टे जीवत्वारोपसंक्षयात् ।**
**कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्यो निवर्त्तते ॥ ४६ ॥ ६३०**
**निवृत्ते सर्वसंसारे नित्यमुक्तत्वभासनात् ।**
**निरंकुशा भवेत् तृप्तिः पुनः शोकासमुद्भवात् ॥ ४७ ॥ ६३१**

**શબ્દાર્થ:—પરોક્ષ જ્ઞાનથી અસત્વ આવરણનું હેતુપણું નાશ પામે છે [ અને ] અભાન આવરણનું હેતુપણું અપરોક્ષ જ્ઞાનવડે જ નાશ પામ-**

**વા યોગ્ય [ છે ]. ( ૪૫ ). અભાન આવરણ નાશ પામે સતે જીવપણાનો આરોપ સારી રીતે ક્ષય થયાથી સંસાર નામનો કર્તાપણા આદિ સમગ્ર શોક [ છે તે ] નિવર્ત્ત થાય છે. (૪૬). સર્વ સંસાર નિવૃત્ત થયે સતે નિત્ય-મુક્તપણું ભાસવાથી [ અને ] ફરીને શોકની અનુત્પત્તિ હોવાથી નિરંકુશ-તૃપ્તિ થાય છે. ૪૭.**

**વિવેચન:**—પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન થવાથી કઈ કઈ જાતનું આવરણ નાશ પામે છે તે તથા અપરોક્ષ જ્ઞાનનું પર ફળ શું છે તે બતાવે છે.—

પરોક્ષ જ્ઞાનથી 'કૂટસ્થ નથી' એ ઉક્તિરૂપ કૂટસ્થના અસત્વ આવરણનું કારણપણું નાશ પામે છે, અને અપરોક્ષ જ્ઞાનથી 'કૂટસ્થ ભાસતો નથી' એ રૂપ કૂટસ્થના અભાન આવરણનું કારણ નાશ પામે છે. આ અભાન આવરણ નાશ પામ્યું એટલે કર્તાપણું, ભોક્તાપણું ઇત્યાદિ સમગ્ર શોકવાળો જે સંસાર છે તે પણ નાશ પામે છે; અને સંસાર નાશ પામ્યો એટલે નિત્ય મુક્તપણું ભાસે છે તથા ફરીને સંસારરૂપ શોકની ઉત્પત્તિનો સંભવ પણ નાશ પામતાં નિરંકુશતૃપ્તિ આવી મળે છે. આ નિરંકુશતૃપ્તિ એ જ પરમગતિ છે, એ જ મોક્ષ છે, ને એ જ બ્રહ્માવસ્થા છે. ૪૫—૪૭.

**अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।**
**अवस्थे जीवगे ब्रूत आत्मानं चेदिति श्रुतिः ॥ ४८ ॥ ६३२**

**શબ્દાર્થ:—અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ ( એ ) નામે આ બે અવસ્થાઓ જીવને આશ્રયે રહેલી છે [ એમ ] 'આત્માને જો જાણે' એ પ્રકારની શ્રુતિ કહે છે. ૪૮.**

**વિવેચન:**—આ પ્રકરણના પ્રારંભમાં જણાવેલી आत्मानं चेद् विजानीयात् ઇત્યાદિ શ્રુતિનું વ્યાખ્યાન કરતા કરતા આચાર્ય તે વ્યાખ્યાનને છોડી દઈને તેના સંબંધ વગરની અજ્ઞાનાદિ સાત અવસ્થાઓના નિરૂપણમાં શામાટે ઉતરી ગયા હશે એમ કોઈને શંકા થાય, પણ તેવી શંકા થવી જોઇતી નથી. વ્યાખ્યાન કરવાને ઇચ્છેલી શ્રુતિના તાત્પર્યનો નિર્ણય કરવામાં ચિદાભાસની તે સાતે અવસ્થાઓનો નિર્ણય કરવાની પૂરી જરૂર છે, કેમકે આ સાત અવસ્થાઓમાંની અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ એ બે અવસ્થાઓનું પ્રતિપાદન કરવાને માટે તો એ શ્રુતિ પ્રવર્તી છે. અર્થાત્ આ બે અવસ્થાઓના સંબંધને લઈને સાતે અવસ્થાઓનું ગ્રંથકર્ત્તાએ વર્ણન કર્યું છે તે યોગ્ય છે. ૪૮.

### ૪ આત્માને પરોક્ષ જ્ઞાનનો સંભવ છે. ૬૩૩-૬૪૧.

**अथ मत्यपरोक्षत्वमुक्तं तद्विविधं भवेत् ।**
**विषयस्वप्रकाशत्वात् धियाऽप्येवं तदीक्षणात् ॥ ४९ ॥ ६३३**
**परोक्षज्ञानकालेऽपि विषयस्वप्रकाशता ।**
**समा ब्रह्म स्वप्रकाशमस्तीत्येवं विबोधनात् ॥ ५० ॥ ६३४**

**શબ્દાર્થ:—' अयं ' એ ( શબ્દવડે ) અપરોક્ષપણું કહેલું [ છે; ] તે, આત્માના સ્વપ્રકાશપણાવડે [ તથા ] બુદ્ધિવડે પણ તે ( આત્મા ) ને જો-**

વાથી એમ, બે પ્રકારનું [છે]. ( ૪૯ ). બ્રહ્મ સ્વપ્રકાશ છે એમ બોધન હોવાથી પરોક્ષકાળમાં પણ આત્માની સ્વપ્રકાશકતા સમાન જ છે. ૫૦.

**વિવેચનઃ**—શ્રુતિગત 'अयं' શબ્દવડે આત્માનું અપરોક્ષપણું તો પાછળ ૬૦મા શ્લોકમાં બતાવ્યું છે પણ ત્યાં તેનું પરોક્ષ જ્ઞાન થાય છે એમ બતાવ્યું નથી; માટે તેનું પરોક્ષ જ્ઞાન બતાવવા સારૂ અપરોક્ષ જ્ઞાનના બે ભેદ પાડી બતાવે છે. વિષય જે ચિદ્રૂપ આત્મા તે સ્વપ્રકાશ હોવાથી પોતાની પ્રતીતિને માટે તેને બીજું સાધન જોઇતું નથી, અર્થાત્ તે પોતાની જ મેળે અનુભવાય છે. આ એક જાતનું અપરોક્ષ જ્ઞાન; અને બુદ્ધિવડે પણ આત્માનું અવલોકન કરવાથી અપરોક્ષ જ્ઞાન થાય છે એ બીજી જાતનું અપરોક્ષ જ્ઞાન. જેમ અપરોક્ષ જ્ઞાનમાં આત્માની સ્વપ્રકાશતા છે તેમ જ પરોક્ષ જ્ઞાન કાલમાં પણ તેની સ્વપ્રકાશતા છે; કેમકે બ્રહ્મરૂપ આત્માની સ્વપ્રકાશતા તો તેવી ને તેવી જ છે. ૪૯–૫૦.

अहं ब्रह्मेत्यनुल्लिख्य ब्रह्मास्तीत्येवमुल्लिखेत् ।
परोक्षज्ञानमेतन्न भ्रांतं बाधानिरूपणात् ॥ ५१ ॥ ६३५
ब्रह्म नास्तीति मानं चेत् स्याद् बाध्येत तदा ध्रुवम् ।
न चैवं प्रबलं मानं पश्यामोऽतो न बाध्यते ॥ ५२ ॥ ६३६
व्यक्त्यनुल्लेखमात्रेण भ्रमत्वे स्वर्गधीरपि ।
भ्रांतिः स्याद्व्यक्त्यनुल्लेखात् सामान्योल्लेखदर्शनात् ॥५३॥ ६३७
अपरोक्षत्वयोग्यस्य न परोक्षमतिर्भ्रमः ।
परोक्षमित्यनुल्लेखादर्थात् पारोक्ष्यसंभवात् ॥ ५४ ॥ ६३८
अंशाग्रहीतेर्भ्रान्तिश्चेत् घटज्ञानं भ्रमो भवेत् ।
निरंशस्यापि सांशत्वं व्यावर्त्यांशविभेदतः ॥ ५५ ॥ ६३९

**શબ્દાર્થઃ**—'હું બ્રહ્મ છું' એમ વિષય નહિ કરીને 'બ્રહ્મ છે' એમ વિષય કરવો. આ પરોક્ષ જ્ઞાન [ છે. તે ] બાધના અનિરૂપણપણાથી ભ્રાંતિવાળું નથી. ( ૫૧ ). 'બ્રહ્મ નથી' એ પ્રકારનું જો પ્રમાણ હોય તો જ [ પરોક્ષ જ્ઞાનને ] બાધ કરાય, પણ એવું પ્રબળ પ્રમાણ [ અમે ] જોતા નથી. એટલા માટે [ તે ] બાધ પામતું નથી. ( ૫૨ ). વ્યક્તિના અનુલ્લેખ માત્રથી [પરોક્ષ જ્ઞાનનું] ભ્રમપણું માને સતે વ્યક્તિના અનુલ્લેખથી [ અને ] સામાન્ય ઉલ્લેખના દેખવાથી સ્વર્ગની બુદ્ધિ પણ ભ્રાંતિ [ રૂપ ] થાય છે. ( ૫૩ ). પરોક્ષ [ છે ] એમ અવિષય કરવાથી [ અને ] અર્થથી પરોક્ષપણાનો સંભવ હોવાથી અપરોક્ષપણાને યોગ્ય [ વસ્તુ ] ની પરોક્ષ બુદ્ધિ ભ્રમ નથી. ( ૫૪ ). અંશના અગ્રહણથી [ પરોક્ષ જ્ઞાન ] ભ્રાંતિ [ છે. એમ ] જો [ કહે ]તો ઘડાનું જ્ઞાન ભ્રાંતિ થાય. નિષેધ કરવા યોગ્ય અંશના ભેદથી નિરંશ ( બ્રહ્મ ) ને પણ અંશવાળાપણું [ થાય છે ]. ૫૫.

**વિવેચનઃ**—અપરોક્ષ જ્ઞાનમાં 'હું બ્રહ્મ છું' એમ બ્રહ્મને વિષય કરીને બોલીએ છીએ તેમ ન બોલતાં 'બ્રહ્મ છે' એમ કહીએ તો તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે.

અત્ર એક શંકા છે કે બ્રહ્મ જે અંતરાત્માથી અભિન્ન છે તેને વિષય કરનારૂં જ્ઞાન પરોક્ષ કેમ હોઇ શકે ? કેમકે જો તે પરોક્ષ થાય તો તેમાં અંતરાત્માનું ગ્રહણ થાય નહિ. અર્થાત્ પરોક્ષ જ્ઞાન થયું એમ ગણીએ તોપણ તે વાસ્તવ નથી થયું પણ ભ્રાંતિરૂપ થયું એમ કહેવાય. સિદ્ધાંતી અત્ર ભ્રાંતિના ચાર વિકલ્પ કરી બતાવે છે. ૧. થએલા જ્ઞાનને કોઇ પણ રીતે બાધ કરી શકાય તો તે ભ્રાંતિવાળું જ્ઞાન કહેવાય, ૨. જે જ્ઞાન થાય છે તે જ્ઞાન બ્રહ્મને વિષય કરતું ન હોય તો ભ્રાંતિવાળું કહેવાય, ૩. બ્રહ્મ જે અપરોક્ષ જ્ઞાનનો વિષય છે તેને પરોક્ષ જ્ઞાનનો વિષય ગણીએ તો ભ્રાંતિવાળું કહેવાય અથવા ૪. પ્રત્યક્ અંશનું તેમાં ગ્રહણ થતું ન હોય તો પરોક્ષ જ્ઞાન ભ્રાંતિવાળું કહેવાય. આ ચારમાંનો પહેલો વિકલ્પ સંભવતો નથી; કેમકે 'બ્રહ્મ છે' એ પરોક્ષ જ્ઞાનને બાધ કરવાને માટે 'બ્રહ્મ નથી' એમ સ્થાપિત કરવામાં કોઈ પણ જાતનું પ્રમાણ મળી શકતું નથી. હવે જ્યારે પરોક્ષ જ્ઞાનને બાધ કરનારૂં કોઈ પ્રમાણ નથી, ત્યારે તે ભ્રાંતિવાળું પણ નથી એમ સિદ્ધ થાય છે. પરોક્ષ જ્ઞાનને ભ્રાંતિજ્ઞાન ઠરાવવામાં બીજો વિકલ્પ પણ ઘટતો નથી. વ્યક્તિ એટલે કોઇ પણ એક સ્વરૂપ. અત્ર બ્રહ્મનું સ્વરૂપ એક વ્યક્તિ છે તેને પરોક્ષ જ્ઞાન વિષય કરી શકતું નથી માટે તે ભ્રાંતિરૂપ છે, એમ જો માનીએ તો 'સ્વર્ગ છે' એમ કહેવામાં પણ સ્વર્ગની અમુક વ્યક્તિ (આકાર-સ્વરૂપ) નું ગ્રહણ થતું નથી. માત્ર તેના સામાન્ય આકારનું જ ગ્રહણ થાય છે. આમ છતાં સ્વર્ગનું પરોક્ષ જ્ઞાન ભ્રાંતિરૂપ નથી, તો પછી 'બ્રહ્મ છે' એમ કહેવામાં બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન શામાટે ભ્રાંતિરૂપ માનવું જોઇએ ? ન જ માનવું.

ત્રીજો વિકલ્પ પણ બ્રહ્મના પરોક્ષ જ્ઞાનને ભ્રાંતિ ઠરાવવામાં ઘટતો નથી; કેમકે જે બીજા પદાર્થો-ઘટપટાદિ આપણને પરોક્ષ છે તે અપરોક્ષ થતાં તેના રૂપ, રંગ, આકાર વગેરેને આપણે જાણી શકીએ છીએ તેમ બ્રહ્મ અપરોક્ષ થતાં તેના કોઈ પણ રૂપ, રંગ, આકારને આપણે 'આ બ્રહ્મ છે' એમ કહી ગ્રહણ કરી શકતા નથી. આકારાદિના ગ્રહણનો તેમાં અભાવ છે. અર્થાત્ તેના આકારાદિને કે પરોક્ષને આપણે બીજા પદાર્થોની પેઠે વિષય કરી શકતા નથી. માત્ર અર્થથી જ તેનું પરોક્ષપણું ગ્રહણ કરીએ છીએ આથી કરીને બ્રહ્મ જોકે અપરોક્ષ જ્ઞાનના વિષયરૂપ છે તોપણ તેના પરોક્ષ જ્ઞાનને ભ્રમતા કહી શકાતી નથી. 'બ્રહ્મ છે' એમ કહેવામાં પ્રત્યક્ (સાક્ષી) રૂપ અંશનું ગ્રહણ થતું નથી તેથી 'બ્રહ્મ છે' એમ કહેવારૂપ પરોક્ષ જ્ઞાન ભ્રમરૂપ છે એ ચોથો વિકલ્પ જો માનીએ, તો ઘટપટાદિ પદાર્થોને આપણે 'છે' એમ કહીએ છીએ તેમાં તેની અંદરના અવયવોનું ગ્રહણ થતું નથી, તથાપિ તેને જો ઘટપટાદિનું પરોક્ષ જ્ઞાન માનીએ છીએ તો પછી 'બ્રહ્મ છે' એમ કહેવામાં પ્રત્યક્રૂપનું ગ્રહણ ન થયું તેથી કાંઇ તેનું પરોક્ષ જ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ કહેવાય નહિ. વળી ઘડો જે સાવયવ પદાર્થ છે તેના તો કેટલાક અંશનું ગ્રહણ કર્યા છતાં પણ કોઇક અંશનું અગ્રહણ સંભવે છે, પણ બ્રહ્મ તો નિરવયવ હોવાથી તેના અંશોનું અગ્રહણ કેમ સંભવે ? એ શંકાના સમાધાનને અર્થે ગ્રંથકર્તા કહે છે, કે બ્રહ્મ નિરવયવ છે ખરૂં તોપણ નિષેધ કરવા યોગ્ય તેની ઉપાધિરૂપે અંશ છે તે કારણને લઇને તેને સાવયવપણું કહેલું છ. ૫૩-૫૫.

असत्वांशो निवर्त्तेत परोक्षज्ञानतस्तथा ।
अभानांशनिवृत्तिः स्यादपरोक्षधिया कृता ॥ ५६ ॥ ६४०

શબ્દાર્થ:—પરોક્ષ જ્ઞાનથી અસત્વ (બ્રહ્મ નથી એમ જણાવનાર અજ્ઞાનરૂપ) અંશ નિવૃત્ત થાય છે. તેમ અપરોક્ષ જ્ઞાનવડે, અભાવ (બ્રહ્મ ભાસતું નથી એમ તેની અપ્રતીતિ જણાવનાર અજ્ઞાનરૂપ) અંશની નિવૃત્તિ કરેલી છે. ૫૬.

दशमोऽस्तीत्यविभ्रांतं परोक्षज्ञानमीक्ष्यते ।
ब्रह्मास्तीत्यपि तद्वत् स्यादज्ञानावरणं समं ॥ ५७ ॥ ६४१

શબ્દાર્થ:— 'દશમો છે' એ પ્રકારનું પરોક્ષ જ્ઞાન ભ્રાંતિ વગરનું દેખાય છે, તેવું જ 'બ્રહ્મ છે' એ પ્રકારનું [પરોક્ષ જ્ઞાન] પણ છે. અજ્ઞાનનું આવરણ [બંનેમાં] સરખું [છે]. ૫૭.

૫ વિચાર પૂર્વક મહાવાક્યથી આત્માનું અપરોક્ષ જ્ઞાન અને કેવળવાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે. ૬૪૨-૬૬૬.

आत्मा ब्रह्मेति वाक्यार्थे निःशेषेण विचारिते ।
व्यक्तिरुल्लिख्यते यद्वत् दशमस्त्वमसीत्यतः ॥ ५८ ॥ ६४२

શબ્દાર્થ:—જેવી રીતે 'દશમો તું છે' એ (વાક્ય) થી [તેવી રીતે] 'આત્મા બ્રહ્મ [છે]' એ પ્રકારના વાક્યાર્થને સંપૂર્ણ રીતે વિચાર્યે સતે પ્રત્યક્ અભિન્ન બ્રહ્મભાવને અપરોક્ષ કરીએ છીએ. ૫૮.

વિવેચન:—વાક્યાર્થથી જેમ પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમ વિચારથી અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. 'તું દશમો છે' એવું પ્રમાણિક પુરૂષથી સાંભળીને વિચાર કરવાથી માણસ એમ સમજે છે કે 'હું દશમો છું.' જેમ દશમાનું અપરોક્ષ જ્ઞાન થાય છે તેમ જ 'આત્મા બ્રહ્મ છે' એ મહાવાક્યથી પ્રથમ પરોક્ષ જ્ઞાન થઇને તેમાં અંતરાત્માના અભેદનો વિચાર કરવાથી પછી 'હું બ્રહ્મ છું' એમ અપરોક્ષ જ્ઞાન થાય છે. ૫૮.

दशमः क इति प्रश्ने त्वमेवेति निराकृते ।
गणयित्वा स्वेन सह स्वमेव दशमं स्मरेत् ॥ ५९ ॥ ६४३

શબ્દાર્થ:—દશમો કોણ? એ પ્રકારના પ્રશ્નમાં 'તું જ [દશમો છે]' એમ [પ્રમાણિક પુરૂષે] નિરાકરણ કર્યે સતે પોતાની સાથે [બીજા નવને] ગણીને [પોતે જ દશમો છે એમ] પોતાને દશમો જાણે. ૫૯.

दशमोऽस्मीति वाक्योत्था न * धीरस्य विहन्यते ।
आदिमध्यावसानेषु न नवत्वस्य संशयः ॥ ६० ॥ ६४४

* આ શબ્દમાં ધીઃ અસ્ય એવાં બે પદો નીકળી શકે છે, અને એક શબ્દ પણ ગણી શકાય છે. વાંચનાર અત્ર બંને અર્થ સમજી શકશે.

**શબ્દાર્થ:—' [હું] દશમો છું ' એ પ્રકારના વાકયથી ઉત્પન્ન થએલી આ ( અપરોક્ષ જ્ઞાનવાળા ) ની બુદ્ધિ હણાતી નથી. [ તથા ] આદિ મધ્ય અને અંતમાં નવપણાનો સંશય નથી. ૬૦.**

**વિવેચન:**—જેને ' હું દશમો છું ' એવું અપરોક્ષ જ્ઞાન થયું છે એવા ધીર પુરૂષને પ્રમાણિક પુરૂષે કહ્યું કે ' તું જ દશમો છે. ' આ વાકયથી તેણે પોતાના સહિત બધા પુરૂષોની ગણના કરી જોઈ અને વિચાર પણ કરી જોયો તો તેથી એને ખાતરી થઇ કે ' હુ દશમો છું. ' આમ પોતાને વિષે પોતે દશમો છે એવું જ્ઞાન થયું છે, તે કોઇ પણ બીજા જ્ઞાનવડે બાધ પામે એવું નથી. વળી ગણવારૂપ ક્રિયામાં પણ આરંભથી અંત સુધી નવને ગણીને પછી પોતે દશમો છે અથવા નથી એવો સંશય પણ તેને થવાનો નથી; એટલા માટે ' હું દશમો છું ' એ ઉત્પન્ન થએલું જ્ઞાન દૃઢ અને અપરોક્ષરૂપે છે એમ સિદ્ધ છે. ૬૦.

**सदेवेत्यादिवाक्येन ब्रह्मसत्वं परोक्षतः ।**
**गृहीत्वा तत्त्वमस्यादिवाक्याद् व्यक्तिं समुल्लिखेत् ॥६१॥ ६४८**
**आदिमध्यावसानेषु स्वस्य ब्रह्मत्वधीरियम् ।**
**नैव व्यभिचरेत्तस्मादापरोक्ष्यं प्रतिष्ठितम् ॥ ६२ ॥ ६४९**

**શબ્દાર્થ:—'પૂર્વે સત જ હતુ' ઈત્યાદિ વાકયવડે પરોક્ષ ( જ્ઞાન ) થી બ્રહ્મનું સત્વ ( અસ્તિત્વ ) ગ્રહણ કરીને [ વળી ] ' तत्त्वमसि ' આદિ વાકયથી પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને અપરોક્ષ કરે. (૬૧). આ પોતાની બ્રહ્મપણાની બુદ્ધિ; આદિ, મધ્ય અને અંતમાં વ્યભિચાર ન જ પામે, એટલા માટે [ તેનું ] અપરોક્ષપણું પ્રતિષ્ઠિત ( સારી રીતે સ્થિત ) થએલું છે. ૬૨.**

**વિવેચન:**—દશમાના દૃષ્ટાંતમાં કહેલા સર્વ અર્થને દાર્ષ્ટાંતિકમાં જોડી બતાવે છે. **सदेव सोम्येदमग्र** आसीत् ' હે સોમ્ય પૂર્વે આ જગત્ સત્ જ હતું ' ઇત્યાદિ વાકયવડે બ્રહ્મનો સદ્ભાવ પ્રથમ નિશ્ચય કરીને બ્રહ્મનો જીવરૂપવડે શરીરમાં પ્રવેશ ઇત્યાદિનો વિચાર કરીને પછી પ્રત્યક્રૂપની સંભાવના કરીને **'तत्त्वमसि'** ઇત્યાદિ મહાવાકયવડે અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માની 'હું બ્રહ્મ છું' એમ મુમુક્ષુ પુરૂષો પ્રતીતિ કરે છે. પ્રતીતિ થઇ એટલે આત્માની બ્રહ્મભાવની બુદ્ધિ, પંચકોશનો આદિથી અંત સુધીનો તમામ વ્યવહાર થતાં છતાં પણ અન્યથા થતી નથી—વિપરીતપણે વર્તતી નથી. તેથી જ બુદ્ધિનું અપરોક્ષ જ્ઞાનપણું પણ સારી રીતે સ્થિત થએલું છે એમ કહેવાય છે. ૬૧—૬૨.

**जन्मादिकारणत्वादिलक्षणेन भृगुः पुरा ।**
**पारोक्ष्येण गृहीत्वाथ विचाराद् व्यक्तिमैक्षत ॥ ६३ ॥ ६५०**

**શબ્દાર્થ:—જન્માદિના કારણપણારૂપ લક્ષણવડે ભૃગુઋષિ, પ્રથમ પરોક્ષપણાથી [બ્રહ્મનો] નિશ્ચય કરીને પછી વિચારથી પ્રત્યગાત્મરૂપ બ્રહ્મને જોતા હવા. ૬૩.**

**વિવેચન:**—'[1] પ્રથમ કેવળવાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે. અને પાછળ મહાવાક્યનો વિચાર કરવાથી અપરોક્ષ જ્ઞાન થાય છે' એવું પૂર્વે પણ સિદ્ધ થએલું છે, તે બતાવવાને માટે તૈત્તિરીયોપનિષદ્‌માં વરૂણના પુત્ર ભૃગુ ઋષિને કેવી રીતે અપરોક્ષ જ્ઞાન થયું છે તે બતાવે છે. [2] यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशंति तद्विजिज्ञासस्व तद् ब्रह्मेति 'જેનાથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થએલાં જેનાથી જીવે છે તથા છેવટે જેમાં પેસે છે તે બ્રહ્મ છે તેને તું સારી રીતે જાણ' આ વાક્યથી જગતના જન્માદિ કારણ રૂપ લક્ષણવાળું જગત્‌નું કારણ જે બ્રહ્મ છે તેને પરોક્ષ બુદ્ધિથી જાણીને પછી અન્નમયાદિ પંચકોશના વિચારથી વ્યક્તિ જે પ્રત્યગાત્મરૂપ બ્રહ્મ છે તેને સાક્ષાત્ કરતા હવા. ૬૩

**यद्यपि त्वमसीत्यत्र वाक्यं नोचे भृगोः पिता ।**
**तथाप्यन्नं प्राणमिति विचार्यस्थलमुक्तवान् ॥ ६४ ॥ ६४८**

**શબ્દાર્થ:—જો કે અહિંયાં 'તું બ્રહ્મ છે' એવું વાક્ય ભૃગુ ઋષિના પિતા બોલ્યા નથી, તોપણ 'અન્નમય [ અને ] પ્રાણમય કોશ' એ પ્રકારે વિચાર કરવા યોગ્ય સ્થળને કહેતા હવા. ૬૪**

**વિવેચન:**—ભૃગુવલ્લીમાં ભૃગુના પિતાએ જો કે ભૃગુને 'તું બ્રહ્મ છે' એવું વાક્ય કહ્યું નથી. અર્થાત્ એવા વાક્ય વગર અપરોક્ષ જ્ઞાન થવાનો ભૃગુને સંભવ નથી એમ શંકા થાય છે; તોપણ એ જ વલ્લીમાં અન્નમયાદિ કોશો, જે વિચાર કરવા યોગ્ય સ્થળ છે, અને જેના વિચારથી આત્માનો સાક્ષાત્કાર થાય છે, તે સ્થળો કહેવામાં આવેલાં છે; અને તેથી ભૃગુને આત્માનો સાક્ષાત્કાર થયો છે. ૬૪.

**अन्नप्राणादिकोशेषु सुविचार्य पुनः पुनः ।**
**आनंदव्यक्तिमीक्षित्वा ब्रह्मलक्ष्म्याऽप्ययूयुजत् ॥ ६५ ॥ ६४९**

**શબ્દાર્થ:—અન્નમય તથા પ્રાણમયાદિ કોશોમાં [ આત્માને ] ફરી ફરીને સારી રીતે વિચારીને આનંદરૂપ આત્મસ્વરૂપને જોઇને બ્રહ્મના લક્ષણથી પણ જોડતા હવા. ૬૫.**

**વિવેચન:**—ભૃગુવલ્લીમાં જગત્‌નું કારણ બ્રહ્મ છે તેને પ્રથમ બતાવી પછી અન્નમયાદિ પાંચ કોશોમાં તે અનુસ્યૂત છે, તેને વારે વારે જોઇને [3] आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते आनंदेन जातानि जीवंति आनंदं प्रत्यभिसंविशंति 'આનંદથી જ નિશ્ચય કરી આ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે,' અને આનંદથી ઉત્પન્ન થએલ તેઓ જીવે છે, તથા છેવટે આનંદમાં જ પ્રવેશ કરે છે' એ પ્રકારે બ્રહ્મના લક્ષણને પણ ભૃગું ઋષિ પ્રત્યગાત્મામાં જોડતા હવા. ૬૫.

**सत्यं ज्ञानमनंतं चेत्येवं ब्र[illegible]क्षणम् ।**
**उक्त्वा गुहाऽऽहितत्वेन [illegible] प्रदर्शितम् ॥ ६६ ॥ ६५०**

---

[1] પાછળ ૬૪૨ મો શ્લોક જુઓ. [2] ત્રીજા અધ્યાયમાં ભૃગુવલ્લીનો ૧ લો ખંડ જુઓ.
[3] ભૃગુવલ્લી ખંડ ૬ ઠો. જુઓ.

**શબ્દાર્થ:**—સત્ય, જ્ઞાન, અનંત [બ્રહ્મ છે], એમ બ્રહ્મનું પોતાનું લક્ષણ કહીને ગુહામાં સ્થિત હોવાપણાવડે પંચકોશમાં આ દેખાડેલું [છે]. ૬૬.

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં એમ બતાવ્યું કે પ્રત્યગાત્મામાં બ્રહ્મના લક્ષણને ભૃગુએ જોડયું, પણ બ્રહ્મ તો તટસ્થ છે તેથી સાક્ષીરૂપ પ્રત્યગાત્માથી ભિન્ન છે; માટે બ્રહ્મના લક્ષણને આનંદરૂપ આત્માવડે પ્રત્યગાત્મામાં જોડી શકાય નહિ. એવી શંકાના સમાધાનને માટે કહે છે કે, સત્યઆદિક લક્ષણવાળા બ્રહ્મની સ્થિતિ પ્રત્યગ્રૂપવડે જ છે એમ સાંભળ્યું છે, માટે બ્રહ્મમાં અને પ્રત્યગાત્મામાં ભેદ નથી. શ્રુતિમાં પણ सत्यं ज्ञानमनंतं ब्रह्म એ પ્રકારે બ્રહ્મના સ્વરૂપને બતાવી * यो वेद निहितं गुहायां परमे व्योमन् ઈત્યાદિ વાક્યવડે પંચકોશરૂપ ગુહામાં બ્રહ્મ સ્થિત છે અને તે પ્રત્યક્રૂપ આત્મસ્વરૂપ છે એમ બતાવેલું છે. અર્થાત્ બ્રહ્મમાં અને પ્રત્યગાત્મામાં અભેદ છે. ૬૬.

**पारोक्ष्येण विबुध्येन्द्रो य आत्मेत्यादि लक्षणात् ।**
**अपरोक्षीकर्तुमिच्छन् चतुर्वारं गुरुं ययौ ॥ ६७ ॥ ६५१**

**શબ્દાર્થ:**—'જે આત્મા' ઇત્યાદિ લક્ષણથી પરોક્ષપણાવડે જાણીને અપરોક્ષ કરવાને ઈચ્છતો ઈંદ્ર ચાર વખત ગુરૂપાસે ગયો. ૬૭.

**વિવેચન:**—ઉપરના ૬૪૭-૬૫૦ શ્લોક સુધીમાં તૈત્તિરીય શ્રુતિમાં આત્માનું પરોક્ષ જ્ઞાન થયા પછી તેનું અપરોક્ષ જ્ઞાન થઈ સાક્ષાત્કાર થવાના વિચારો છે તે બતાવીને હવે છાંદોગ્ય શ્રુતિમાં પરોક્ષ જ્ઞાન થયા પછી, વિચારથી સાક્ષાત્કાર થાય એવા વિચારો છે, તે બતાવે છે. ઇંદ્ર બ્રહ્માની પાસે જઈ આત્માવિષે પૂછતો હતો તે વખતે [1] य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोकः 'જે આત્મા અપહતપાપ્મા (કર્મ અને તેનું આશ્રય સ્થૂળસૂક્ષ્મ શરીર છે તેના) સંગ વગરનો, જરારહિત, મૃત્યુવગરનો અને શોક વિનાનો છે' ઇત્યાદિ બ્રહ્મનું પરોક્ષપણું બતાવનારાં વાક્યો શ્રી બ્રહ્માના મુખથી સાંભળી, પછી વિચારેથી ત્રણે શરીરનું નિરાકરણ કરીને આત્માનો સાક્ષાત્કાર કરવા સારૂં ઇંદ્ર, બ્રહ્મારૂપ ગુરૂપાસે ચાર વાર ગયાનું છાંદોગ્ય ઉપનિષદ્ના આઠમા અધ્યાયમાં બતાવેલું છે. આથી પણ પરોક્ષ જ્ઞાન પછી વિચારથી આત્માનો સાક્ષાત્કાર થાય છે એમ સંભવે છે. ૬૭.

**आत्मा वा इदमित्यादौ परोक्षं ब्रह्म लक्षितम् ।**
**अध्यारोपापवादाभ्यां प्रज्ञानं ब्रह्म दर्शितम् ॥ ६८ ॥ ६५२**

**શબ્દાર્થ:**—'आत्मा वा इदं' ઇત્યાદિ (શ્રુતિમાં) પરોક્ષ બ્રહ્મ દેખાડયું [છે, અને પછી] અધ્યારોપ તથા અપવાદથી પ્રજ્ઞાન બ્રહ્મ દેખાડયું [છે.] ૬૮.

**વિવેચન:**—ઐતરેયોપનિષદ્માં પણ એવો જ પ્રસંગ છે તે બતાવે છે. आत्मा वा इदमेक एवाग्र आसिन्नान्यत् किंचनमिषत् 'આગળ આ જગત્ એક જ આત્મા હતું બીજું કાંઈ પણ ક્રિયાવાન્ હતું નહિ' આ વાકયથી બ્રહ્મનું લક્ષણ બતાવી स ईक्षत लोकान्नुसृजा આ વાકયથી આરંભી तस्य त्रय आवसथास्त्रयः स्वप्ना अयमावसथोऽयमावसथोऽयमावसथ 'તે જીવરૂપ થએલ પરમાત્માના દક્ષિણ ચક્ષુ, મન ને હૃદયાકાશરૂપ ત્રણ સ્થાન

* જુઓ પંચકોશ વિવેક પૃષ્ઠ ૬૮ મો. [1] સાતમા ખંડનો ૧ લો મંત્ર જુઓ.

છે, ત્રણ અવસ્થારૂપ સ્થાન સ્વપ્ન છે, આ સ્થાન છે આ સ્થાન છે આ સ્થાન છે' એ વાક્યથી પરમાત્મામાં અધ્યારોપનો પ્રકાર બતાવીને स जातो भूतान्यभिव्यैक्षत किमिहान्यं वा वदिषदिति 'તે ઉત્પન્ન થયા સતા આકાશાદિ ભૂતોને જોતા હવા. અહિં આકાશાદિ ભૂતોમાં આત્માથી ભિન્નને શું કહેતા હવા ? ( કાંઈ નહિ )' એ વાક્યવડે તે આરોપ કરેલા જગતનો અપવાદ કહીને स एतमेव पुरुषं ब्रह्मततममपश्यदिदमदर्शम् 'તે આ પ્રત્યગાત્મારૂપ પુરૂષને પરિપૂર્ણ બ્રહ્મરૂપ દેખતા હવા. આ પ્રત્યક્રૂપ બ્રહ્મને હું જોતો હવો' એ વાક્યવડે પ્રત્યગાત્માનું બ્રહ્મરૂપપણું કહેલું છે. વળી ફરીને પણ પુરૂષે ह वा ઇત્યાદિ વાક્યથી સ્વર્ગ અથવા નર્કથી ભ્રષ્ટ થએલો જીવ પ્રથમથી આદિ પુરૂષમાં ગર્ભરૂપ થયો છે એમ બતાવી જ્ઞાનનું સાધન જે વૈરાગ્ય તેને ઉત્પન્ન કરવાને માટે ગર્ભાદિ દુઃખ દેખાડીને कोऽय मात्मेति वयमुपास्महे 'આ આત્મા કયો કે જેને અમે ઉપાસીએ' ઇત્યાદિ વિચારવડે तत् અને त्वं પદના અર્થના શોધન પુરઃસર प्रज्ञानं ब्रह्म 'પ્રજ્ઞાન બ્રહ્મ છે' એ પ્રમાણે પ્રજ્ઞારૂપ આત્માનો બ્રહ્મભાવ બતાવેલો છે. ૬૮.

**अवान्तरेण वाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत् ।**
**सर्वत्रैव महावाक्यविचारादपरोक्षधीः ॥ ६९ ॥ ६८३**

**શબ્દાર્થઃ—[ એ પ્રમાણે ] સર્વત્ર ( બધી શ્રુતિઓમાં ) અવાંતર વાક્યવડે પરોક્ષ બ્રહ્મબુદ્ધિ [ જ્ઞાન ] થાય છે જ. [ અને ] મહાવાક્યના વિચારથી અપરોક્ષ બુદ્ધિ [ થાય છે એમ બતાવ્યું છે]. ૬૯.**

**ब्रह्मापरोक्षसिद्ध्यर्थं महावाक्यमितीरितम् ॥**
**वाक्यवृत्तावतो ब्रह्मापरोक्षे विमतिर्न हि ॥ ७० ॥ ६५४**

**શબ્દાર્થઃ—બ્રહ્મની અપરોક્ષ સિદ્ધિને માટે મહાવાક્ય [ છે ] એ પ્રકારે વાક્યવૃત્તિ ગ્રંથમાં કહેલું [ છે ]; એટલા માટે બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનમાં વિવાદ નથી જ. ૭૦.**

*** आलंबनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ।**
**अंतःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ७१ ॥ ६५५**

**શબ્દાર્થઃ—જે અંતઃકરણવાળું ચેતન, હું [ એ પ્રકારના ] જ્ઞાન અને શબ્દના આલંબનપણાવડે ભાસે છે, તે त्वं પદનું વાચ્ય છે. ૭૧.**

**વિવેચનઃ**—ભગવાન્ **શંકરાચાર્યે** વાક્યવૃત્તિગ્રંથમાં મહાવાક્યથી અપરોક્ષજ્ઞાન થવાનો જે પ્રકાર બતાવ્યો છે, તે પ્રકાર અત્ર ગ્રંથકર્તા પ્રમાણરૂપે લે છે. અંતઃકરણરૂપ ઉપાધિવાળો ચિદાત્મા પોતાને **'હું'** એમ બોલી બતાવે છે. અત્ર **'હું'** એ શબ્દવડે શબ્દનું અને હુંપણાના જ્ઞાનનું ભાન થાય છે. **'તત્ત્વમસિ'** એ મહાવાક્યમાં **'त्वं'** શબ્દ છે તેનો અર્થ આ **'હું'** ના બોધથી બતાવેલો છે. ૭૧.

* આ શ્લોક સહિત નીચેના ૮ આઠ શ્લોક વાક્યવૃત્તિમાંના અનુક્રમે ૪૧—૪૨—૪૩—૪૮—૩૮—૩૯—૪૦—૪૧ શ્લોકો છે.

**मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।**
**पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ७२ ॥ ६५६**

**શબ્દાર્થઃ—માયા જેની ઉપાધિ છે એવો, જગતના કારણરૂપ એવો, સર્વજ્ઞત્વાદિ લક્ષણવાળો [અને] પરોક્ષતારૂપ ધર્મવાળો ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ [છે. તે] તત્ પદનું વાચ્ય [છે]. ૭૨.**

**વિવેચનઃ**—મહાવાક્યમાંના ત્વં પદનો અર્થ બતાવ્યા પછી **તત્** પદનો અર્થ બતાવે છે **તત્** એટલે તે-ઈશ્વર-બ્રહ્મ. બ્રહ્મને બે સ્વરૂપે કલ્પ્યું છે. જે આ સર્વ જગતનું કારણ છે, જેમાં સર્વ ઉપાધિ છે અને જે એ સર્વ ઉપાધિને જાણે છે અને નિયમમાં રાખે છે છતાં પણ તેનાથી જે **પર** છે—પરોક્ષ છે, તે **શબલ બ્રહ્મ** અથવા **અપર બ્રહ્મ** કહેવાય છે. એ જ **અવ્યાકૃત** અને તે જ **પ્રધાન** પણ. એને જ **તટસ્થ** કહે છે. આ **અપરથી** પણ જે **પર** છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. મહાવાક્યમાં **તત્** શબ્દ છે તે આ બ્રહ્મને જણાવે છે. ૭૨.

**प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।**
**विरुध्येते यतस्तस्माल् लक्षणा संप्रवर्त्तते ॥ ७३ ॥ ६५७**

શબ્દાર્થઃ—**એક જ (વસ્તુ)નું અપરોક્ષપણું અને પરોક્ષપણું તથા દ્વૈતતા અને પૂર્ણતા જેથી વિરોધ પામે છે તેથી લક્ષણાવૃત્તિ પ્રવર્ત્તે છે. ૭૩.**

**વિવેચનઃ**—તત્ અને ત્વં પદનો અર્થ બતાવ્યા પછી વાક્યાર્થ બતાવે છે. પાછલના બે શ્લોકોથી એક જ બ્રહ્મનું પરોક્ષપણું અને અપરોક્ષપણું એટલે 'હું' સિવાય બ્રહ્મનું જ્ઞાન તે પરોક્ષપણું અને હુંમાં જ બ્રહ્મબુદ્ધિ તે અપરોક્ષપણું બતાવ્યું છે. વળી જૂદી જૂદી વ્યક્તિ માનતાં એકેકમાં શક્તિનો વિચ્છેદ, અર્થાત્ તેમાં અપૂર્ણતા; અને શબલ બ્રહ્મને માનતાં પૂર્ણતા; આવા વિરોધી ધર્મો વ્યવહારધારણાથી ઉપર ઉપરથી જોતાં આપણને ભાસે છે. જે ભાવનાથી તેનો આ વિરોધ નીકળી જાય છે તે લક્ષણાવૃત્તિ છે. માટે મહાવાક્યનો અર્થ સમજવામાં લક્ષણાવૃત્તિ પ્રવર્ત્તે છે. ૭૩.

**तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।**
**सोऽयमित्यादि*वाक्यस्थपदयोरिव नापरा ॥ ७४ ॥ ६५८**

**શબ્દાર્થઃ—'તે આ' ઇત્યાદિ-વાક્યમાં રહેલાં પદોની પેઠે 'तत्त्वमसि' આદિ વાક્યોમાં [જે] લક્ષણા [છે તે] ભાગત્યાગલક્ષણા [છે પણ] બીજી નથી. ૭૪.**

**વિવેચનઃ—'તે આ દેવદત્ત'** આ વાક્યમાં **'તે'** અને **'આ'** એવા બે શબ્દો છે. **'તે'** આ શબ્દ ભૂતકાળની ઉપાધિવાળા ચેતનને બતાવે છે; અને **'આ'** એ શબ્દ વર્તમાનકાળની ઉપાધિવાળા ચેતનને બતાવે છે. આ બંને ઉપાધિઓને મૂકી દઈ

* ક્યાંક **वाक्यस्य** એવો પણ પાઠ છે.

એક જ દેવદત્તના શરીર સાથે જેમ 'તે' અને 'આ' શબ્દ સંબંધ રાખે છે; અર્થાત્ તે ભાગત્યાગલક્ષણાથી સ્પષ્ટ સમજી શકાય છે પણ [1] જહત્ કે [2] અજહત્ લક્ષણાથી તે સમજાતું નથી; તેમ **તત્ત્વમસિ** એ વાક્યમાંનો અર્થ પણ ભાગત્યાગલક્ષણાથી જ સ્પષ્ટ સમજાય છે. [3] બીજી લક્ષણાઓથી સમજાતો નથી. ૭૪.

**संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।**
**अखण्डैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥ ७५ ॥ ६९१**

**શબ્દાર્થ:—અહિં સંસર્ગરૂપ અથવા વિશિષ્ટરૂપ વાકયનો અર્થ માનેલો નથી [ પણ ] અખંડ એક રસતાવડે વિદ્વાનોનો માનેલો વાકયાર્થ [છે]. ૭૫.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું કે મહાવાકયનો અર્થ લક્ષણાથી જાણવા યોગ્ય છે પણ 'ગાય લાવ' એ વાકયમાં લક્ષણાવૃત્તિ વગર પણ અર્થ સમજાય છે તો પછી મહાવાક્યમાં તેમ શામાટે ન સમજાય? એ શંકાના સમાધાનને માટે આચાર્ય ભગવાન્ કહે છે કે,

---

૧. 'ગંગામાં નેહડો (ભરવાડનું વાસ સ્થાન) છે.' એમાં 'ગંગા' શબ્દવડે પાણીનો પ્રવાહ એવો અર્થ લેવાતો નથી પણ ગંગાનો કાંઠો અથવા તટ લેવાય છે, એટલે કે વાકયમાં વપરાએલ 'ગંગા' શબ્દનો અર્થ મૂકી દઈ તેને બદલે બીજો અર્થ ગ્રહણ કરવો પડે છે, માટે આ વાકયમાં જહત્ લક્ષણાવૃત્તિથી વાકયાર્થ સમજવો પડે છે એમ કહેવાય છે.

૨. 'રાતો દોડે છે' આ વાકયમાં 'રાતો' શબ્દ ગુણવાચક છે. ગુણને કાંઈ દોડવાપણું સંભવતું નથી. તેને તો દોડવાના ધર્મ સાથે વિરોધ છે; આથી કરીને 'રાતો' એ શબ્દવડે 'રાતો બળદ' કે 'રાતો ઘોડો' એમ સમજવું પડશે. અર્થાત્ વાકયમાં વપરાએલ 'રાતો' એ શબ્દનો ત્યાગ કર્યા વગર એનું વિશેષ્ય વધારી લઇ અર્થ સ્પષ્ટ સમજવો પડે છે, માટે આને અજહત્લક્ષણા કહે છે.

૩. તત્ત્વમસિ વાકયમાં ભાગત્યાગલક્ષણા જ સંભવે છે. બીજી જહત્ કે અજહત્ સંભવતી નથી. કોઇ બળાત્કારે એમ કહે કે 'ગંગામાં નેહડો વસે છે' એ વાકયમાં 'ગંગા' શબ્દને ઠેકાણે જેમ તેનો કાંઠો કે તટ સમજીએ છીએ, તેમ અત્ર પણ 'તત્' પદમાં 'त्वं' નો ને 'त्वं' પદમાં 'तत्' નો અર્થ આરોપી જહત્ લક્ષણા કરીએ તો થઇ શકે; પણ તેમ થાય જ નહીં. 'ગંગામાં નેહ છે' એમાં વપરાએલ 'ગંગા.' શબ્દમાં આપણે તટનો આરોપ કરીએ છીએ; તે 'તટ' શબ્દ તો વાકયમાં વપરાયો જ નથી. ઉપરથી ખેંચી લઇએ છીએ; પણ 'तत्त्वमसि' એ વાકયમાં તો 'तत्' માં 'त्वं' નો અને 'त्वं' માં तत् નો આરોપ કરવા ઇચ્છેલાં પદો કહેલાં જ છે. અનુક્ત નથી, માટે તેમાં જહત્ લક્ષણા સંભવે નહિ.

'રાતો દોડે છે' એ વાકયમાં 'રાતો' શબ્દનું વિશેષ્ય જેમ વાકયાર્થમાં આપણે મેળવીએ છીએ તેમ જ तत्त्वमसि વાકયમાં तत् નું વિશેષ્ય त्वं અને त्वंનું વિશેષ્ય तत् લઈ અજહત્ લક્ષણા કરવી ઘટતી નથી, કેમકે 'तत्' અને 'त्वं' એ બંને પદો વાકયમાં અનુક્ત નથી. 'રાતો દોડે છે' એમાં 'ઘોડો' કે 'બળદ' અનુક્ત શબ્દને આપણે ઉમેરી લઈએ છીએ માટે અજહત્ લક્ષણા સંભવે છે, પણ तत्त्वमसि માં તે સંભવતી નથી. અર્થાત્ ભાગત્યાગલક્ષણાથી જ તે વાક્યને બરાબર સમજી શકાય છે.

'ગાય લાવ' એ વાક્યમાંના બે શબ્દોએ સ્મરણ કરાએલ [1]આકાંક્ષા આદિવાળા 'ગાય' તથા 'લાવ' એ બે શબ્દોનો સંબંધ છે. ને તેવડે તે વાક્યનો અર્થ કબૂલ કરાયો છે, પણ આવા સંબંધ અર્થથી મહાવાક્યનો અર્થ સ્વીકાર્યો નથી. તેમ જ 'સુગંધી નીલ કમળ' એ વાક્યમાં 'સુગંધી' અને 'નીલ' વિશેષણવાળું કમળ છે. અર્થાત્ ગુણ વિશિષ્ટરૂપ કમળ છે, એમ વાક્યાર્થ સ્વીકાર્યો છે. તેવો વિશિષ્ટરૂપ અર્થ પણ મહાવાક્યના અર્થમાં સ્વીકાર્યો નથી. પરંતુ અખંડ એક રસપણાવડે સ્વગતાદિક ભેદશૂન્ય એવો વસ્તુમાત્રરૂપે મહાવાક્યનો અર્થ સ્વીકાર્યો છે. એટલા માટે અત્ર તો લક્ષણાનો આશ્રય લેવો એ જ યુક્ત છે. ૭૫.

**प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानन्दलक्षणः ।**
**अद्वयानन्दरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ७६ ॥ ६६०**

**શબ્દાર્થઃ—જે પ્રત્યગ્બોધ ભાસે છે તે અદ્વયાનંદરૂપ લક્ષણવાળો [છે] અને અદ્વયાનંદરૂપ, પ્રત્યક્બોધરૂપ એક જ લક્ષણવાળો છે. ૭૬.**

**વિવેચનઃ**—સર્વ વ્યક્તિ માત્રમાં બુદ્ધિસાક્ષીપણાવડે જે સ્ફુરે છે, તે અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા છે; અને અદ્વયાનંદરૂપ પરમાત્મા છે તે પ્રત્યગાત્મારૂપ જ છે. ૭૬.

**इत्थमन्योऽन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।**
**अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्त्येत तदैव हि ॥ ७७ ॥ ६६१**
**तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।**
**पूर्णानन्दैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ७८ ॥ ६६२**

**શબ્દાર્થઃ—એ પ્રકારે જ્યારે પરસ્પર (જીવ બ્રહ્મના) અભેદનો નિશ્ચય થાય છે ત્યારે જ ત્વં (પદ) ના અર્થનું અબ્રહ્મપણું નિવૃત્ત થઈ જાય**

૧. વાક્યાર્થના જ્ઞાનનું કારણ શબ્દની શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ છે; અને આકાંક્ષા, યોગ્યતા, તાત્પર્ય અને આસત્તિ એ ચાર તેના સહકારી ગણાય છે. સંબંધનું જ્ઞાન થતાં સુધીમાં વાક્યમાં વપરાએલા શબ્દના જ્ઞાનને માટે, તે વપરાએલા શબ્દને બીજા શબ્દની ઇચ્છા રહે છે; તેને આકાંક્ષા કહે છે. 'ગાય લાવ' એ વાક્યમાં ગાયને 'લાવ' એ શબ્દની અપેક્ષા છે માટે અત્ર આકાંક્ષા છે. એક શબ્દના અર્થનો બીજા શબ્દના અર્થ સાથે સંબંધ હોય છે તેને યોગ્યતા કહે છે. આને જ વિષયવિષયી ભાવરૂપ સંબંધ પણ કહે છે 'ગાય લાવ' એ વાક્યમાં લાવવાની ક્રિયાનો વિષય 'ગાય' છે અને ગાયને લાવવારૂપ ક્રિયા વિષયી છે. એટલે એ બંને શબ્દનો પરસ્પર સંબંધ વિષયવિષયી ભાવરૂપ છે. વક્તાની ઇચ્છાને તાત્પર્ય કહે છે. 'ગોળ કાઢ' આ વાક્યમાં બે અર્થ સંભવે છે. પહેલો, કેટલીક આકૃતિઓ કઢાવવામાં વર્તુળ કઢાવવો છે ત્યાં 'ગોળ' નો અર્થ વર્તુળ અને બીજો, રસોઈના સંબંધમાં તે વાક્યનો અર્થ શેરડીના રસનો એક વિકૃતિરૂપ પદાર્થ થાય છે. આથી એમ સમજાય છે કે પ્રસંગ પ્રમાણે વક્તાની ઈચ્છા જે પદાર્થ સમજાવે તે સમજવો તે તાત્પર્ય. શક્તિવૃત્તિ અથવા લક્ષણાવૃત્તિરૂપ સંબંધથી, અંતરાય વગર શબ્દના અર્થનું સ્મરણ થાય, તેને આસત્તિ કહે છે. તેને જ પદસમીપતા કે પદસન્નિધિ પણ કહે છે. 'ગાય લાવ' એમાં 'ગાય' અને 'લાવ' એ શબ્દોના અર્થની પ્રતીતિ કોઈ પણ અંતરાય વગર જ થાય છે માટે અત્ર આસત્તિ છે. આ પ્રમાણે આકાંક્ષા, યોગ્યતા, તાત્પર્ય અને આસત્તિ એ વાક્યમાં અર્થ સમજવામાં કારણ છે. એના વગર વાક્યાર્થનો બોધ થતો નથી. મહાવાક્યનો અર્થ આ રીતે થતો નથી.

**છે. ( ૭૭ ). અને તત્ પદના અર્થનું પરોક્ષપણું જો એ પ્રકારે [ નિવૃત્ત થાય છે તો ] સાંભળ. [ તેમ થવાથી ] પૂર્ણાનન્દ એકરૂપવડે પ્રત્યગાત્મા સ્થિત થાય છે. ૭૮.**

**વિવેચન:**—ત્વં પદના અર્થરૂપ પ્રત્યગાત્માનું અબ્રહ્મપણું જે ભ્રાંતિવડે સિદ્ધ છે તે, અને તેમ જ **તત્** પદના અર્થરૂપ બ્રહ્મનું પરોક્ષપણું છે તે, મહાવાક્યના અર્થબોધથી નિવૃત્ત થઈ જાય છે. વાદિ કહે છે કે એ અબ્રહ્મતા અને પરોક્ષતા નિવૃત્ત થઈ ગઈ તેથી શું થયું ? સિદ્ધાન્તી કહે છે કે સાંભળ; તેથી પ્રત્યગાત્મા, એક પૂર્ણ આનંદરૂપે સ્થિતિ પામે છે અને સદા તેવો હોઇને પોતાને સ્વરૂપે વિરાજે છે. ૭૭—૭૮.

**एवं सति महावाक्यात् परोक्षज्ञानमीर्यते ।**
**यैस्तेषां शास्त्रसिद्धान्तविज्ञानं शोभतेतराम् ॥ ७९ ॥ ६६३**

**શબ્દાર્થ:—એમ છતાં [ પણ ] જેઓએ મહાવાક્યથી પરોક્ષ જ્ઞાન [ થાય છે એમ ] કહેવાય છે, તેઓનું શાસ્ત્રસિદ્ધાંતનું જ્ઞાન અતિશય શોભે છે ! ! ૭૯.**

**વિવેચન:**—વાદિ શંકા કરે છે કે 'સારી રીતે પરોક્ષ અનુભવ કરવાનું જે સાધન છે તે આગમ છે' આવી જાતનું આગમનું લક્ષણ હોવાથી તમે વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે એમ કહો છો તે અસંભવિત છે. વાદીની આવી શંકાથી સિદ્ધાંતી મનમાં વિચારે છે કે આ વાદી કેવળ સિદ્ધાંત જ્ઞાનમાં શૂન્ય છે. એ કાંઈ સિદ્ધાન્તના રહસ્યને જાણતો નથી એમ સમજી તેની સ્તુતિ નિંદારૂપ આ શ્લોક કહ્યો છે. ૭૯.

**आस्तां शास्त्रस्य सिद्धान्तो युक्त्या वाक्यात् परोक्षधीः ।**
**स्वर्गादिवाक्यवन्नैवं दशमे व्यभिचारतः ॥ ८० ॥ ६६४**

**શબ્દાર્થ:—શાસ્ત્રનો સિદ્ધાંત ભલે હો [ પણ ] યુક્તિવડે સ્વર્ગાદિ વાક્યની પેઠે વાક્યથી પરોક્ષજ્ઞાન [ થાય છે ]. દશમ પુરૂષમાં વ્યભિચાર થવાથી એમ નથી. ૮૦.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું કે મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે અને શાસ્ત્રનો સિદ્ધાંત પણ એવો જ છે. વાદી અત્ર શંકા કરે છે કે તમારો સિદ્ધાંત એવો હોય કે મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે તો તે ભલે થાઓ, પણ અમને તે યોગ્ય લાગતું નથી. 'સ્વર્ગ છે' એવા વાક્યથી અથવા 'સ્વર્ગમાં બહુ સુખ છે' એવા વાક્યોથી જેમ સ્વર્ગનું પરોક્ષ જ્ઞાન થાય છે. તેમ મહાવાક્યોવડે પણ બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન જ થાય છે એમ યુક્તિથી અમને ભાસે છે. સ્વર્ગના સંબંધનું પણ વાક્ય અને બ્રહ્મના સંબંધનું મહાવાક્ય એ પણ વાક્ય છે. આમ વાક્યપણું મળી રહે છે, તો તેમનાથી થતું જ્ઞાન પણ મળી રહેવું જોઇએ; એટલે તેથી પરોક્ષ જ્ઞાન જ થવું જોઇએ અને થાય છે, એમ અમારૂં માનવું છે. સિદ્ધાન્તી કહે છે કે, ના, એમ હોય નહિ. મહાવાક્ય એ વાક્ય છે એટલા માટે એનાથી પરોક્ષ જ્ઞાન જ થાય છે એમ તમે હેતુ બતાવો છો તે અનૈકાંતિક છે. અર્થાત્ વ્યભિચાર પામે છે. પાછળ બતાવેલા દશ ગામડીઆઓના દૃષ્ટાંતમાં 'તું દશમો છે' એમ પ્રમાણિક

માણસે ગણી બતાવ્યું ને કહ્યું તો એ કહેવારૂપ વાક્યથી કાંઈ પરોક્ષ બોધ થતો નથી પણ અપરોક્ષ બોધ થાય છે. અર્થાત્ અત્રે પણ વાક્યપણું વ્યભિચાર પામે છે માટે તમારો આપેલો નિયમ તૂટી જાય છે. આ ઉપરથી સમજાય છે કે 'તું દશમો છે' એ વાક્યમાં જેમ અપરોક્ષ જ્ઞાન થાય છે. તેમ જ મહાવાક્યથી પણ અપરોક્ષ જ્ઞાન થાય છે. ૮૦.

**स्वतोऽपरोक्षजीवस्य ब्रह्मत्वमभिवांच्छतः ।**
**नश्येत् सिद्धापरोक्षत्वमिति युक्तिर्महत्यहो ॥ ८१ ॥ ६६५**
**वृद्धिमिष्टवतो मूलमपि नष्टमितीदृशम् ।**
**लौकिके वचनं सार्थं संपन्नं त्वत्प्रसादतः ॥ ८२ ॥ ६६६**

**શબ્દાર્થ:—બ્રહ્મપણાને ઈચ્છતા [ અને જે ] પોતાની મેળે અપરોક્ષ [ છે એવા ] જીવનું સિદ્ધ એવું અપરોક્ષપણું નાશ પામે, એ પ્રકારની [ તારી ] યુક્તિ અહો [ બહુ મોટી છે ] !! ( ૮૧ ). [ વ્યાપારાદિ કર્મ કરીને ] વૃદ્ધિ ઈચ્છતા ( પુરૂષ )નું મૂળ ( ધન ) પણ નાશ પામ્યું ! એ પ્રકારનું લોકોમાં વચન [ છે તે ] તારા પ્રસાદથી [હે ભાઈ!] સાર્થક થયું!! ૮૨.**

**૬ મહાવાક્યથી ઉત્પન્ન થનાર અપરોક્ષ જ્ઞાનની વૃત્તિવ્યાપ્તિથી, અપરોક્ષ હોવા યોગ્ય સોપાધિક પ્રત્યગાત્મબ્રહ્મનું વર્ણન. ૬૬૭—૬૮૦.**

**अंतःकरणसंभिन्नबोधो जीवोऽपरोक्षताम् ।**
**अर्हत्युपाधिसद्भावान् न तु ब्रह्मानुपाधितः ॥ ८३ ॥ ६६७**
**नैवं ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः ।**
**यावत् विदेहकैवल्यमुपाधेरनिवारणात् ॥ ८४ ॥ ६६८**

**શબ્દાર્થ:—અંતઃકરણવાળું ચેતન [જે] જીવ [તે] ઉપાધિના સદ્ભાવથી અપરોક્ષતાને યોગ્ય છે; પણ ઉપાધિના અભાવથી બ્રહ્મ [અપરોક્ષ હોવાને યોગ્ય] નથી. (૮૩). જ્યાં સુધીમાં વિદેહમુક્તિ [થાય ત્યાં સુધીમાં] ઉપાધિનું અનિવારણ છે માટે બ્રહ્મભાવના બોધનું સોપાધિક વિષયપણું હોવાથી એમ નથી. ૮૪.**

**વિવેચન**:—વાદી શંકા કરે છે કે જીવને અંતઃકરણરૂપ ઉપાધિ વળગેલી છે. આ ઉપાધિ જ્યાં સુધી તેને વળગેલી છે ત્યાં સુધી તે પરોક્ષ છે અને તે ઉપાધિથી છૂટી જાય એટલે તે અપરોક્ષ થાય એમ ઘટે છે, પણ બ્રહ્મ તો [1]અનુપાધિક છે માટે તેને અપરોક્ષ થવું સંભવતું નથી. સિદ્ધાંતી તેનો પરિહાર કરે છે કે તમારા સમજવા જેવી બ્રહ્મની

[1] જ્ઞાનવ્યવહાર ચર્ચવાને માટે આપણે ઉપાધિને પણ બ્રહ્મના એક દેશમાં કલ્પી છે. જીવની ઉપાધિ છૂટી જતાં જો તે અપરોક્ષ થાય છે, તો પછી ઉપાધિ વગરનું બ્રહ્મ તો સદા અપરોક્ષ જ છે. તેને અપરોક્ષ નથી એમ કહેવું એ તો એક જાતની ગાંડાઈ ગણાય. વ્યક્તિના સંબંધમાં બ્રહ્મ પરોક્ષ છે કે અપરોક્ષ એમ કહેવાય. હું વ્યક્તિરૂપે બ્રહ્મથી જૂદો ભાસું છું પણ જૂદો નથી. હું જ બ્રહ્મ છું એમ ખાતરી થાય, એટલે તે જ્ઞાનીને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થયું એમ કહેવાય.

નિરૂપાધિકતા છે જ નહિ; કેમકે જીવને બ્રહ્મરૂપતાનું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન જ ઉ-પાધિવાળી વસ્તુની પેઠે ઉપાધિરૂપ વિષયવાળું છે. જો જ્ઞાન ઉપાધિરૂપ વિષયવાળું છે તો જ્ઞાનનો વિષય જે બ્રહ્મ તે પણ ઉપાધિરૂપ વિષયવાળો જ હોવો જોઇએ. કેમકે જ્ઞાન તો જ્ઞેય (વિષય) ને સ્વરૂપે જ ભાસે છે. વિષય નિરૂપાધિક હોય તો જ્ઞાન નિરૂપાધિક અને વિષય જો સોપાધિક હોય તો જ્ઞાનપણ સોપાધિક થાય છે. આ જ્ઞાન સોપાધિક છે તે સદાને માટે છે કે કેમ? તે નિત્યને માટે નથી. જ્ઞાની જ્યાં સુધી શરીરના યોગમાં છે ત્યાં લગી છે. શરીર છૂટયા પછી–વિદેહમુક્તિ થયા પછી તે નિરૂપાધિક થાય છે, અને તે વખતે બ્રહ્મ પણ નિરૂપાધિક થઈ સદા પોતાને રૂપે છે તેવું જ વિરાજે છે. ૮૩—૮૪.

**अंतःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते ।**

**उपाधिर्जीवभावस्य ब्रह्मतायाश्च नान्यथा ॥ ८५ ॥ ६६९**

**શબ્દાર્થઃ—જીવભાવની અને બ્રહ્મપણાની ઉપાધિ અંતઃકરણ સહિ-તતા અને અંતઃકરણ રહિતતાવડે જૂદી પડાય છે. બીજી રીતે નહિ. ૮૫.**

**यथा विधिरुपाधिः स्यात्प्रतिषेधस्तथा न किम् ।**

**सुवर्णलोहभेदेन शृंखलात्वं न भिद्यते ॥ ८६ ॥ ६७०**

**શબ્દાર્થઃ—જેમ વિધિ ઉપાધિ છે તેમ શું નિષેધ [ઉપાધિ] નથી? [છે]. સોનાના અને લોઢાના ભેદવડે (કાંઈ) બેડીપણું ભેદ પામતું નથી. ૮૬**

**વિવેચનઃ**—અંતઃકરણવાળું ચેતન જીવ કહેવાય છે. એમાં અંતઃકરણની પ્રતીતિ થાય છે, અર્થાત્ તે ભાવરૂપ પદાર્થ હોવાથી જીવની ઉપાધિ છે, એમ કહી શકાય ખરૂં. જેમ જીવને તેમ જ ઇશ્વરને પણ ઉપાધિ છે, એમ કહેવાય પણ જેમાં અંતઃકરણની પ્રતીતિ જ થતી નથી, તેનો અભાવ છે; ત્યાં ઉપાધિ છે એમ કહેવું એ ઉચિત નથી. અર્થાત્ ઉપર બતાવ્યું કે **અંતઃકરણ રહિતતા એ બ્રહ્મની ઉપાધિ છે** તો ત્યાં અંતઃકર-ણનો અભાવ છે એટલે બ્રહ્મને ઉપાધિ છે એમ કહેવું ઘટતું નથી. આ શંકાના સમાધાનને માટે યાવત્કાર્યમવસ્થાયિ ભેદહેતોરુપાધિતા 'જ્યાં લગી કાર્ય છે ત્યાં લગી રહેનાર ભેદનો હે-તુ તે ઉપાધિ છે' એ શાસ્ત્રોક્ત ઉપાધિની વ્યાખ્યાને અવલંબી સિદ્ધાન્તી કહે છે કે, અં-તઃકરણ રહિતતા પણ આ ઉપર બતાવેલી ઉપાધિની વ્યાખ્યામાં આવી જાય છે ને તેથી તે બ્રહ્મની ઉપાધિ છે એમ કહેવામાં કાંઈ દોષ નથી. જેમ વિધિ ઉપાધિ છે તેમ નિષેધ પણ ઉપાધિ જ છે. વિધિભાવરૂપ ઉપાધિ છે અને નિષેધ અભાવરૂપ ઉપાધિ છે. આમ ભાવરૂપ અંતઃકરણનો સંબંધ અને અભાવરૂપ અંતઃકરણનો વિયોગ બંને ઉપાધિ છે. આ ભાવાભાવરૂપ ઉપાધિમાં કાંઇક વિલક્ષણપણું દેખાય છે, પણ તે વાસ્તવિક નથી. ભલેને! સોનાની બનાવી હોય તોપણ બેડી તો બેડીનું જ કામ કરે છે. કાંઈ લોઢાની બે-ડીથી વધારે બંધન થાય અને સોનાનીથી ઓછું થાય તેમ નથી. તેમ ઉપાધિ ભાવરૂપે હોય કે અભાવરૂપે હોય તોપણ તેમનું પરિણામ તો એક જ થાય છે. ૮૬.

**अतः ब्रह्मत्वरूपेण साक्षात् विधिःखन च ।**

**वेदान्तानां प्रवृत्तिः स्याद् द्विधेत्याचार्यभाषितम् ॥८७॥ ६७१**

**શબ્દાર્થઃ—જગત્‌ના નિષેધરૂપવડે અને સાક્ષાત્ વિધિમુખવડે [એમ] એ પ્રકારે વેદાન્તની પ્રવૃત્તિ છે એમ આચાર્યોએ કહેલું [છે]. ૮૭.**

**વિવેચનઃ**—વિધિ તેમ જ નિષેધ એ બંનેથી બ્રહ્મનું ઉપાધિપણું છે એ વાત દઢ કરવા સાર બ્રહ્મનો બોધ વિધિમુખથી અને નિષેધથી થાય છે તે બતાવે છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म આ વિધિ બતાવનારી શ્રુતિથી બ્રહ્મનું પ્રતિપાદન થાય છે તેમ જ नेति नेति ઇત્યાદિ સર્વ પ્રપંચનો નિષેધ કરનારી શ્રુતિથી પણ બ્રહ્મનો ઉપદેશ થાય છે. આ નિષેધરૂપ બોધને **અતદ્વ્યાવૃત્તિ** કહે છે. **તત્** એટલે બ્રહ્મને જણાવનાર શબ્દ અને **અતત્** એટલે બ્રહ્મથી જૂદું અજ્ઞાનાદિ સર્વ જગતરૂપ પ્રપંચ તેની **વ્યાવૃત્તિ** એટલે નિષેધ. આ પ્રમાણે સાક્ષાત્ **વિધિમુખથી** અને **અતદ્વ્યાવૃત્તિથી** ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યા મેળવવાની પ્રવૃત્તિ બતાવેલી છે, એમ પૂર્વના આચાર્યોએ કહેલું છે. ૮૭.

**अहमर्थपरित्यागादहं ब्रह्मेति धीः कुतः ।**

**नैवमंशस्य हि त्यागो भागलक्षणयोदितः ॥ ८८ ॥ ६७२**

**શબ્દાર્થઃ—અહં શબ્દના અર્થનો ત્યાગ કરવાથી 'હું બ્રહ્મ છું' એ પ્રકારનું જ્ઞાન ક્યાંથી? [હોય. અત્ર અહં શબ્દના સમગ્ર અર્થનો ત્યાગ] એમ નથી, પણ ભાગત્યાગલક્ષણાવડે [ઉપાધિરૂપ] અંશનો ત્યાગ કહેલો [છે]. ૮૮.**

**વિવેચનઃ**—જો વેદાંતસિદ્ધાંત બતાવવામાં સર્વનો નિષેધ બતાવવારૂપ **અતદ્વ્યાવૃત્તિનો** સ્વીકાર જણાવો છો તો अहं શબ્દનો કૂટસ્થ અર્થ થાય છે તેનો પણ નિષેધ થવાનો; અને જ્યારે તેનો નિષેધ થાય ત્યારે તો 'હું બ્રહ્મ છું' એમાં 'હું' અને 'બ્રહ્મ' શબ્દનું સામાનાધિકરણ્યવડે જે અપરોક્ષજ્ઞાન ઉપજે છે તે ઉપજવું જોઇએ નહિ, એમ વાદી શંકા કરે છે. સિદ્ધાન્તી કહે છે કે અત્ર **અહં**[1] શબ્દના સમગ્ર અર્થનો ત્યાગ કરવામાં આવેલો નથી. અર્થાત્ કૂટસ્થનો ત્યાગ કરેલો નથી પણ ભાગત્યાગ (જહદજહત્) લક્ષણાવડે તેના એક દેશ જડાંશનો ત્યાગ કરેલો છે. આથી अहं ब्रह्मास्मि એ જ્ઞાન થવામાં બાધ આવતો નથી. ૮૮.

**अंतःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।**

**अहं ब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते ॥ ८९ ॥ ६७३**

**શબ્દાર્થઃ—[અંતઃકરણ વિશિષ્ટ ચેતનરૂપ જીવ, અહં શબ્દનો અર્થ છે તેમાંથી] અંતઃકરણનો ત્યાગ કરતાં ચિદાત્મા બાકી રહે સતે સાક્ષીમાં 'હું બ્રહ્મ છું' એ વાકયવડે બ્રહ્મપણું જોવાય છે. (અર્થાત્ તેનું અપરોક્ષ જ્ઞાન કરાય છે). ૮૯.**

**स्वप्रकाशोऽपि साक्ष्येव धीवृत्त्या व्याप्यतेऽन्यवत् ।**

**फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निवारितम् ॥ ९० ॥ ६७४**

---

[1] પાછળ શ્લોક ૫૯૩ થી ૫૯૭ સુધીમાં अहं શબ્દનો અર્થ આપેલો છે તે અત્ર સ્ફુટતા થવા સાર જોવો.

**શબ્દાર્થઃ—સાક્ષી સ્વપ્રકાશ જ [છે] તોપણ બીજાની પેઠે [તે] બુદ્ધિવૃત્તિવડે [વિષય] થાય છે; [કેમકે] શાસ્ત્રકારોએ આ (સાક્ષી)ની [અન્ય] ચેતનની વિષયતા જ નિવારી છે. ૯૦.**

**વિવેચનઃ—**અંતઃકરણનો ત્યાગ કર્યા પછી બાકી રહેલા સાક્ષીમાં 'હું બ્રહ્મ છું' એ વાક્યવડે બ્રહ્મપણું જોવાય છે એમ ઉપર કહ્યું, પણ જ્યારે અંતકરણ નાશ પામ્યું ત્યારે પછી બુદ્ધિ તો ન જ રહી; પણ 'હું બ્રહ્મ છું, હું સ્વપ્રકાશ છું' એ બોલ તો બુદ્ધિજ્ઞાનથી જ ઉપજે છે એમ સંભવે છે. વળી આત્મા બુદ્ધિજ્ઞાનનો વિષય થાય તો આત્માની સ્વપ્રકાશકતાનો ભંગ થવારૂપ અપસિદ્ધાંતની પ્રાપ્તિ થાય આ શંકાના સમાધાનને માટે આ શ્લોક છે. આત્મા સ્વપ્રકાશ છે એ વાત ખરી પણ ઘટાદિ પદાર્થોની માફક તે બુદ્ધિવૃત્તિનો વિષય થાય છે. પૂર્વાચાર્યોએ પણ તેને બુદ્ધિજ્ઞાનનો વિષય છે એમ બતાવ્યું છે. માત્ર તેનું ફળવ્યાપ્યત્વ જ નિવારેલું છે. અર્થાત્ આત્મા સ્વપ્રકાશ હોવાથી તેને અનુભવવામાં બીજા ચેતનની કે પ્રકાશની જરૂર નથી. તેને બીજા ચેતનની વિષયતા ઘટતી નથી. ૯૦.

**बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम् ।**
**तत्राज्ञानं धिया नश्येदाभासेन घटः स्फुरेत् ॥ ९१ ॥ ६७५**

**શબ્દાર્થઃ—બુદ્ધિ અને તેની અંદર રહેલ ચિદાભાસ પણ [એ] બંને, ઘડાને વિષય કરે છે. તેમાં બુદ્ધિવડે અજ્ઞાન નાશ પામે છે, [અને] આભાસવડે ઘડો સ્ફુરે છે (સ્પષ્ટ થાય છે). ૯૧.**

**વિવેચનઃ—**આત્મામાં ફળવ્યાપ્તિ (ચિદાભાસની વિષયતા)નો અભાવ છે તે સમજી લેવાને માટે પ્રથમ આપણને જડ પદાર્થોનું જ્ઞાન શી રીતે થાય છે તે જોવું જોઈએ. ઘટરૂપ જડ પદાર્થનું જ્ઞાન આપણને થાય છે તે કાંઈ ઘડાના કોઈ પ્રભાવથી કે ચેતનથી થાય છે એમ તો આપણે કહી શકતા જ નથી. એનું જ્ઞાન આપણને આપણા ચેતન તથા બુદ્ધિથી થાય છે. પ્રથમ આપણી બુદ્ધિવૃત્તિ જે કે ચિદાભાસ યુક્ત છે તે ચક્ષુ આદિ ઈંદ્રિયો દ્વારા બહાર નીકળીને બાહ્ય વસ્તુનેરૂપે પરિણામ પામે છે. અર્થાત્ બાહ્ય વસ્તુના સ્વરૂપાકાર થવામાં જે આવરણ હતું તે કાઢી નાંખે છે, અને પછી પદાર્થરૂપે પરિણામ પામેલ બુદ્ધિજ્ઞાનની સાથેનો આભાસ આપણને તે પદાર્થ ઓળખાવે છે. ઘટાદિ પદાર્થો સ્વપ્રકાશ નહિ હોવાથી તે આભાસવડે સ્પષ્ટ થાય છે, પણ આત્મા જે સ્વપ્રકાશ છે તેને પ્રકાશવામાં આભાસની જરૂર નથી. ૯૧.

**ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।**
**स्वयं स्फुरणरूपत्वान्नाभास उपयुज्यते ॥ ९२ ॥ ६७६**

**શબ્દાર્થઃ—બ્રહ્મમાં, અજ્ઞાનના નાશને માટે વૃત્તિવ્યાપ્તિ ઇચ્છેલી છે. [તે] પોતાની મેળે પ્રકાશરૂપ હોવાથી આભાસ ઉપયોગ પામતો નથી. ૯૨.**

**વિવેચનઃ—**પ્રત્યગાત્મા અને બ્રહ્મ એ એક જ હોવા છતાં અજ્ઞાનનું આવરણ હોવાથી તેની એકતા ભાસતી નથી, માટે તે અજ્ઞાનની નિવૃત્તિ થવા સારૂ **'હું બ્રહ્મ છું'** એ મહાવાક્યના અર્થથી ઉત્પન્ન થતી બુદ્ધિવૃત્તિવડે બ્રહ્મની વિષયતાની જરૂર છે. **'હું બ્ર-**

હું' એ આકારવાળી બુદ્ધિવૃત્તિથી બ્રહ્મમાં કલ્પાએલું અજ્ઞાન આવરણ નાશ પામે છે અને પછી બ્રહ્મ પોતે સ્વપ્રકાશ હોવાથી પોતાની મેળે પ્રકાશી નીકળે છે—અનુભવાઈ જાય છે. આમ હોવાથી આભાસ બ્રહ્માકાર વૃત્તિ સાથે જોડાએલો છતાં પણ તેમાં ઉપયોગી નથી. ૯૨.

**चक्षुर्दीपावपेक्ष्येते घटादिदर्शने यथा ।**
**न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥ ९३ ॥ ६७७**

**શબ્દાર્થઃ—ઘટાદિ ( પદાર્થો ) જોવામાં જેમ દીવો અને ચક્ષુ ઈચ્છાય છે [ તેમ ] દીવો જોવામાં [ બંનેની જરૂર ] નથી. પણ એક ચક્ષુ ( જ ) ઈચ્છાય છે. ૯૩.**

**વિવેચન**:-પાછળના ૯૧-૯૨ મા શ્લોકમાં કહેલી વાતને દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરે છે. ઘટાદિ તમામ અપ્રકાશિત પદાર્થો અંધારારૂપ આવરણમાં ઢંકાયા હોય અને તેમને જોવા હોય તો દીવો અગર સૂર્યનો પ્રકાશ અને આંખ એ બંને વાનાં જોઇએ છીએ, પણ દીવાને જોવામાં કાંઈ બીજો દીવો જોઇએ છીએ એમ નથી. તેને જોવા સારૂ તો માત્ર આંખ જ જોઇએ. આ જ પ્રમાણે ઘટાદિ અપ્રકાશિત પદાર્થો જોવામાં તેનું આવરણ કાઢી નાંખવાને માટે વૃત્તિ, અને તેનો પ્રકાશ—જ્ઞાન થવા માટે આભાસ, એ બંનેની જરૂર છે; પણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં તો આંખરૂપ વૃત્તિવ્યાપ્તિની જ અપેક્ષા છે. આભાસની નથી. ૯૩.

**स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत् परम् ।**
**न तु ब्रह्मण्यतिशयं फलं कुर्यात् घटादिवत् ॥ ९४ ॥ ६७८**

શબ્દાર્થઃ—**[ બુદ્ધિમાં ] રહેલો પણ આ ચિદાભાસ બ્રહ્મમાં એક થાય છે. પણ બ્રહ્મમાં ઘટાદિની પેઠે અતિશય ફળ નથી કરતો. ૯૪.**

**વિવેચન**:—બ્રહ્મ વૃત્તિવ્યાપ્ય છે એ વાત તો ઠીક પણ વૃત્તિ કાંઈ સ્વતંત્ર નથી. તેની સાથે તો જ્યાં ને ત્યાં ચિદાભાસ હોય જ છે. આથી ઘટાદિ પદાર્થોના જોવામાં જેમ વૃત્તિવ્યાપ્તિ અને ફળવ્યાપ્તિ આવે છે તેમ બ્રહ્મના અનુભવમાં પણ એ બંને વ્યાપ્તિઓ આવવી જ જોઇએ. ઠીક છે. '**હું બ્રહ્મ છું**' એ આકારવાળી જે વૃત્તિ ઉઠી છે તેમાં ચિદાભાસ છે એની ના નથી, પણ આમાંનો ચિદાભાસ બ્રહ્મમાં ભેદરૂપે ભાસતો નથી, તેમાં તે મળી જાય છે. બરાબર મધ્યાન્હકાળમાં એક દીવો પ્રગટીએ તો તે દીવાથી કાંઈ મધ્યાન્હના પ્રકાશના સ્વરૂપનું આપણને જ્ઞાન થતું નથી. તેમાં ને નિરર્થકરૂપ થઈ જાય છે. તેમ '**હું બ્રહ્મ છું**' એ આકારવાળી વૃત્તિમાંનો ચિદાભાસ, બ્રહ્મના પ્રકાશમાં વ્યર્થ થઈ જાય છે. કાંઈ વિશેષ કરી શકતો નથી. આથી જ શાસ્ત્રકાર કહે છે કે બ્રહ્મના અનુભવમાં ફળવ્યાપ્તિની અપેક્ષા નથી. તે છે તો ખરી, પણ જેમ ઘટાદિ પદાર્થોનું જ્ઞાન કરવામાં તે ઉપયોગી છે, તેમ બ્રહ્મનું જ્ઞાન થવામાં તે ઉપયોગી નથી. ૯૪.

**अप्रमेयमनादिं चेत्यत्र श्रुत्येदमीरितम् ।**
**मनसैवेदमाप्तव्यमिति धीव्याप्यता श्रुता ॥ ९५ ॥ ६७९**

**શબ્દાર્થ:—'અપ્રમેય અને અનાદિને' એ પ્રકારે શ્રુતિએ અહિંઆં આ (ફળવ્યાપ્તિ વગરનું) કહેલું [છે. અને] 'મનવડે જ આ મેળવવા યોગ્ય [છે]' એ પ્રકારે [આનું] વૃત્તિવ્યાપ્યત્વ સાંભળેલું છે. ૯૫.**

**વિવેચન:**—બ્રહ્મ, વૃત્તિવ્યાપ્ય છે એમ યુક્તિથી સિદ્ધ કર્યા પછી શાસ્ત્રના પ્રમાણવડે તે સિદ્ધ છે એમ બતાવે છે. निर्विकल्पमनंतं च हेतुदृष्टान्तवर्जितम् । अप्रमेयमनादिं च यद् ज्ञात्वा मुच्यते बुधः ॥ 'નિર્વિકલ્પ, અનંત, હેતુ અને દૃષ્ટાંત વગરનું પ્રમાણ વિનાનું-પ્રમાજ્ઞાનનો અવિષય એવું જે અનાદિ બ્રહ્મ છે તેને જાણીને બુદ્ધિમાન્ મૂકાઇ જાય છે.' આ અમૃતબિંદુ ઉપનિષદ્‌ની શ્રુતિ 'अप्रमेय' શબ્દવડે બ્રહ્મને ફળવ્યાપ્તિ વગરનું છે, એમ બતાવે છે અને मनसैवेद माप्तव्यं नेह नानास्ति किंचन 'મનવડે જ આ મેળવવા યોગ્ય છે તેમાં કાંઇ પણ નાનાત્વ (ભિન્નતા) નથી.' આ * કઠવલ્લીની શ્રુતિવડે તેનું વૃત્તિવ્યાપ્યત્વ સિદ્ધ સમજાવેલું છે. ૯૫.

**आत्मानं चेद्विजानीयादयमस्मीति वाक्यतः ।**
**ब्रह्मात्मव्यक्तिमुल्लिख्य यो बोधः सोऽभिधीयते ॥९६॥ ६८०**

**શબ્દાર્થ:—બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્માના સ્વરૂપને વિષય કરીને જે બોધ [ઉપજે છે] તે (બોધ), 'આ હું છું એમ આત્માને જો જાણે' એ પ્રકારના વાક્યથી કહેવાય છે. ૯૬.**

**વિવેચન:**—પાછળ ૬૩૨ મા શ્લોકમાં બતાવ્યું છે કે અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ એ બે અવસ્થાઓને आत्मानं चेत् ઇત્યાદિ શ્રુતિ, ઉપગત કહે છે; તો તે શ્રુતિમાં કેટલા અંશથી આત્માનું અપરોક્ષ જ્ઞાન છે તે આકાંક્ષા થતાં, આ શ્લોક ગ્રંથકર્તા કહે છે. સત્યાદિ લક્ષણવાળા બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા છે, તેને બુદ્ધિવૃત્તિથી વિષય કરીને **'હું બ્રહ્મ છું'** એમ બોધ થાય છે. એ જ બોધ, ઉપર બતાવેલ आत्मानं चेत् ઇત્યાદિ શ્રુતિવડે થાય છે. ૯૬.

## ૭ બોધની દૃઢતાને માટે શ્રવણાદિરૂપ અભ્યાસનું વર્ણન. ૬૮૧–૭૧૯.

**अस्तु बोधोऽपरोक्षोऽत्र महावाक्यात् तथाऽप्यसौ ।**
**न दृढः श्रवणादिनामाचार्यैः पुनरीरणात् ॥ ९७ ॥ ६८१**

**શબ્દાર્થ:—અહિંઆં (બ્રહ્મમાં અને આત્મામાં) મહાવાક્યથી અપરોક્ષ બોધ [ભલે] હો; તથાપિ આચાર્યોએ શ્રવણાદિનું ફરીને કથન કર્યું છે તેથી આ (બોધ) દૃઢ નથી. ૯૭.**

**વિવેચન:**—પૂર્વે ૬૪૨ થી ૬૬૬ સુધીના શ્લોકમાં બતાવેલ મહાવાક્યના વિચારથી જોકે અપરોક્ષ જ્ઞાનની સિદ્ધિ છે તોપણ તે દૃઢ નથી. [1]आवृत्तिरसकृदुपदेशात् 'ઉપદેશમાં વારં વાર આવૃત્તિ કરવી જોઇએ' એ ભગવાન્ **વ્યાસજી** ના સૂત્ર પ્રમાણે, તથા પૂજ્યપાદશ્રીમત્ **શંકરાચાર્યે**એ પણ જ્ઞાનની દૃઢતા થવા સારૂ શ્રવણાદિનું આવર્તન કહેલું છે. આથી કરીને શ્રી **વિદ્યારણ્ય સ્વામી** પણ શ્રવણાદિનું ફરીને વર્ણન કરવા ઇચ્છે છે. ૯૭.

---

* બીજા અધ્યાયમાં ૪ થી વલ્લીની ૧૧ શ્રુતિ. १ અધ્યાય ૪ થે પાદ ૧ લું. સૂત્ર ૧ લું.

આચાર્યોએ જે વાક્યથી શ્રવણાદિનો ફરી ફરીને અભ્યાસ કરવાનું બતાવ્યું છે તે વાક્ય નીચે બતાવે છે.—

* "अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद् दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् " ॥ ९८ ॥ ६८२

**શબ્દાર્થ:—'હું બ્રહ્મ [છું]' એ પ્રકારના મહાવાકયના અર્થનો બોધ જ્યાં સુધીમાં દૃઢ થાય ત્યાં સુધી શમાદિ (સાધનસંપત્તિ) વાળો [મુમુક્ષુ પુરૂષ] શ્રવણ, મનન આદિકનો અભ્યાસ કરે. ૯૮.**

बाढं संति ह्यदार्ढ्यस्य हेतवः श्रुत्यनेकता ।
असंभाव्यत्वमर्थस्य विपरीता च भावना ॥ ९९ ॥ ६८३

**શબ્દાર્થ:—ખરેખર ! સત્ય [છે]. શ્રુતિનું અનેકપણું, અર્થનું અસંભાવિતપણું અને વિપરીત ભાવના [એ] અદૃઢતાના હેતુઓ [છે]. ૯૯.**

**વિવેચન:**—શ્રુતિ જે સર્વ પ્રમાણોમાં ઉત્તમ પ્રમાણ છે તે પણ બહુ હોવાથી અદૃઢતાનો પહેલો હેતુ છે. વળી અખંડ એક રસ અદ્વિતીય બ્રહ્મ મહાવાક્યથી સિદ્ધ બતાવાય છે, પણ તે મહાવાકયના અર્થનું અલૌકિકપણું છે; અને એ અલૌકિકપણાવડે બ્રહ્મનું અસંભાવિતપણું દેખાય છે; આ અદૃઢતાનો બીજો હેતુ છે. અને કર્તાપણા આદિના અભિમાનરૂપ વિપરીત ભાવના એ અદૃઢતાનો ત્રીજો હેતુ છે. આ ત્રણ અદૃઢતાના હેતુઓ સદા વિદ્યમાન જ છે, એટલા માટે અપરોક્ષ અનુભવની દૃઢતા થવા સારૂ શ્રવણ મનનાદિકની આવૃત્તિ કરવી યોગ્ય છે. ૯૯.

शाखाभेदात्कामभेदात्श्रुतं कर्मान्यथाऽन्यथा ।
एवमत्रापि माऽऽशंकीत्यतः श्रवणमाचरेत् ॥ १०० ॥ ६८४

**શબ્દાર્થ:—શાખાભેદથી [અને] ઇચ્છાઓના ભેદથી કર્મ જુદું જુદું સાંભળેલું [છે.] અહિંઆં પણ એ પ્રકારે આશંકા માં થાઓ. એટલા માટે [જ] શ્રવણ કર. ૧૦૦.**

**વિવેચન:**—વેદના શાખાભેદ ઘણા છે, ને એવા શાખાભેદને લીધે જ કર્મભેદ પણ ઘણા છે. यद्चैव होत्रं क्रियते यजुषाऽध्वर्यवं साम्नोद्गीथं 'જે હોમવાનું કર્મ તે ઋગ્વેદવડે (અને તેના હોમનાર હોતા), યજુર્વેદવડે (કર્મ કરાવનાર તે) અધ્વર્યુ અને સામવેદવડે ઉદ્‌ગીથ (સામગાનાર) કહેવાય છે. આ શાખાભેદને લીધે કર્મભેદ છે. વળી कारीर्या वृष्टिकामो यजेत शतकृष्णलमायुष्यकामः 'વૃષ્ટિની ઇચ્છાવાળો [1] કારીરી યાગવડે યજે (અને) આયુષ્યને ઇચ્છતો [2] શતકૃષ્ણલ (યજ્ઞ) કરે' આ ઇચ્છાભેદથી કર્મભેદ થયો. જો કર્મમીમાંસામાં આમ બહુ ભેદ છે, તો પછી બ્રહ્મમીમાંસામાં પણ આવા જ ભેદ હશે કે કેમ ? એમ જિજ્ઞાસુને વિચાર આવે; એટલા માટે આચાર્ય કહે છે કે એ ભેદશંકા ટાળવાને માટે તું શ્રવણ કર. ૧૦૦.

---

* પૂજ્યપાદ ભગવાન્ શંકરાચાર્યના વાકયવૃત્તિ ગ્રંથનો ૪૯ મો શ્લોક.

[1] પ્રજા પાસેથી કર લઈને વરસાદ થવા સારૂ રાજાઓ જે યાગ કરે છે તે. કારીરીયાગ.

[2] કૃષ્ણલ એટલે સોનાના માસા. જે યજ્ઞમાં સો સોનાના માસાનું દાન વિધિ પ્રમાણે કરવામાં આવે છે, તે યજ્ઞને શતકૃષ્ણલ કહે છે.

वेदान्त नामशेषाणामादिमध्यावसानत:।

ब्रह्मात्मन्ये तात्पर्यमितिधीः श्रवणं भवेत् ॥ १०१ ॥ ६८५

**શબ્દાર્થઃ—સમગ્ર વેદાંતનું આદિ, મધ્ય અને અંતથી બ્રહ્મરૂપ સત્ય-ગાત્મામાં જ તાત્પર્ય [છે]; એ પ્રકારની બુદ્ધિ શ્રવણ થાય છે. ૧૦૧.**

**વિવેચનઃ**—શ્રવણની વ્યાખ્યા આ શ્લોકમાં બતાવે છે. બધાંય ઉપનિષદોના * ઉપક્રમથી ઉપસંહારાદિનો વિચાર કરીને પણ તે સઘળાંનું બ્રહ્મરૂપ પ્રત્યગાત્મામાં જ તાત્પર્ય છે એમ પરંપરાવડે છેવટ સુધી સમજી નિશ્ચય કરવો તે શ્રવણ કહેવાય. ૧૦૧.

समन्वयाध्याय एतत् सूक्तं धीस्वास्थ्यकारिभिः ।

तर्कैः संभावनाऽर्थस्य द्वितीयाध्याय ईरिता ॥ १०२ ॥ ६८६

**શબ્દાર્થઃ—સમન્વયનામે અધ્યાયમાં [ ભગવાન્ વ્યાસે ] આ (શ્રવણ) ને સારીરીતે કહેલું [ છે અને ] બુદ્ધિની સ્થિરતા કરનાર તર્કવડે અર્થની સંભાવના [ રૂપ મનન ] બીજા અધ્યાયમાં કહેલી છે. ૧૦૨.**

**વિવેચનઃ**—ભગવાન્ **વ્યાસજીએ** ૧ ઉત્તરમીમાંસાના સમન્વય નામના પહેલા અધ્યાયમાં આ શ્રવણવિષે સારી રીતે વ્યાખ્યાન કરેલું છે. બ્રહ્મ અને આત્માની એકતારૂપ પ્રમેય ( સિદ્ધાંત )ની અસંભાવનાનું નિવારણ કરવામાં હેતુરૂપ મનન છે તેને **શ્રી વ્યાસ** ભગવાને પોતાના એ જ ગ્રંથના બીજા અધ્યાયમાં નિરૂપણ કરેલું છે; જે પ્રમેયગત સંદેહની નિવૃત્તિદ્વારા અભેદને સિદ્ધ કરનાર અને ભેદને બાધ કરનાર એવી યુક્તિરૂપ તર્કોવડે બ્રહ્મની અને પ્રત્યગાત્માની એકતાના સંભાવિતપણાનું અનુસંધાન કરે છે. ૧૦૨.

बहुजन्मदृढाभ्यासादेहादिष्वात्मधीः क्षणात् ।

पुनः पुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि ॥ १०३ ॥ ६८७

विपरीता भावनेयमेकाग्र्यात् सा निवर्त्तते ।

तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् ॥ १०४ ॥ ६८८

**શબ્દાર્થઃ—ઘણા જન્મના દૃઢ અભ્યાસથી દેહાદિમાં, ક્ષણ ક્ષણ પ્રત્યે ફરી ફરીને આત્મબુદ્ધિ ઉદય પામે છે. એ જ પ્રમાણે જગત્માં સત્યપણાની બુદ્ધિ પણ [ ઉદય પામે છે ]. ( ૧૦૩ ). આ વિપરીત ભાવના [ છે ] તે [ચિત્તની] એકાગ્રતાથી નિવર્ત્ત થાય છે. [આ એકાગ્રતા] તત્ત્વ (બ્રહ્મ)ના ઉપદેશની પહેલાં જ આ ('તત્ત્વ–બ્રહ્મ )ની ઉપાસનાથી થાયછે. ૧૦૪.**

उपासनमतोऽत एवात्र ब्रह्मशास्त्रेऽपि चिंतित:।

प्रागनभ्यासिनः पश्चाद् ब्रह्माभ्यासेन तद्भवेत् ॥१०५॥ ६८९

---

* પાછળ ૧૬૧ મા પૃષ્ઠની ટીપ જુઓ.

૧ આને જ બ્રહ્મસૂત્ર, વ્યાસસૂત્ર, વેદાંતસૂત્ર કે બ્રહ્મદર્શન કહે છે. એના ઉપર ભગવાન્ શંકરાચાર્યે ભાષ્ય લખ્યું છે. તેને શારીર ભાષ્ય કહે છે. શારીર ભાષ્ય ઉપર આનંદગીરીની ટીકા છે. વળી રત્નપ્રભા અને ભામતી નામની પણ તેના ઉપર ટીકા છે. વળી પંચપાદિકા, બ્રહ્મવિદ્યાભરણ, કલ્પલતા, ચાર જાતની સૂત્રવૃત્તિ વગેરે અનેક જાતની ટીકાઓ લખાઈ છે.

**શબ્દાર્થ:—એટલા માટે જ અહિંઆં બ્રહ્મશાસ્ત્રમાં પણ [ ઘણી ] ઉપાસનાઓ વિચારેલી [ છે. બ્રહ્મોપદેશની ] પહેલાં [ ઉપાસનાના ] અનભ્યાસીને તે ( એકાગ્રતા ) બ્રહ્માભ્યાસવડે પાછળથી થાય છે. ૧૦૫.**

**વિવેચન:**—જ્ઞેયબ્રહ્મને પ્રતિપાદન કરનાર [1] ઉપનિષદોમાં **પ્રણવ** જે કે સગુણ બ્રહ્મની પ્રતિમારૂપ છે, તેની ઉપાસના કરવાનું દર્શાવેલું છે. આ ઉપાસના કરવાથી ચિત્તની એકાગ્રતા થાય છે. ૧૦૫.

**तच्चिंतनं तत्कथनमन्योऽन्यं तत्प्रबोधनम् ।**
**एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ १०६ ॥ ६९०**

**શબ્દાર્થ:—[એકાંતમાં] તે (બ્રહ્મ) નું ચિંતવન [કરવું. કોઈ મુમુક્ષુ મળતાં તેની પાસે] તેનું કથન [કરવું, સમાન અભ્યાસીઓ મળતાં તેઓ સાથે પરસ્પર] તેનો પ્રબોધ [કરવો], અને એક બ્રહ્મમાં જ જોડાઈ રહેવું [એને] પંડિતો (પુરૂષો) [2]બ્રહ્માભ્યાસ કહે છે. ૧૦૬.**

*** तमेवधीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नानुध्यायान् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत् १०७॥ ६९१ •**

**શબ્દાર્થ:—ધીર બ્રાહ્મણ તેને જ વિશેષ કરીને જાણીને [તેમાં] પ્રજ્ઞા કરે; [અને] બહુ શબ્દોનું ધ્યાન ન કરે. [ કેમકે ] તે [તો] વાણીનો શ્રમ જ છે. ૧૦૭**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં એક જ બ્રહ્મમાં જોડાઈ રહેવાપણું બતાવ્યું છે તેને આ શ્રુતિથી સ્પષ્ટ કરે છે. ધીર એટલે બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન અને બ્રાહ્મણ એટલે બ્રહ્મ થવા ઇચ્છતો મુમુક્ષુ પુરૂષ, તે પ્રત્યક્રૂપ પરમાત્માને, સંસયવિપર્યય ન થાય એવી રીતે જાણીને તેમાં પ્રજ્ઞા કરે; અર્થાત્ બ્રહ્માત્માની એકતાના જ્ઞાનની સંતતીરૂપ એકાગ્રતા કરે–પામે–મેળવે, અને પછી અનાત્મ વસ્તુને વિષય કરનારા ઘણા શબ્દોનું ધ્યાન કરે નહિ–વ્યુત્થાનદશા દર્શાવનારા શબ્દોને બોલે પણ નહિ, અને સ્મરણ પણ ન કરે એમ સમજવું. એ ઘણા શબ્દોનું પઠનપાઠન તો માત્ર વાણીની વૃથા મહેનત જ છે. ૧૦૭.

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहं. ॥ १०८ ॥ ६९२**

**શબ્દાર્થ:—અનન્ય [ હોઇને ] ચિંતન કરતા જે માણસો મને સંપૂર્ણ રીતે ઉપાસે છે, તે મારે વિષે નિત્ય ચિત્ત રાખનારાઓના યોગક્ષેમને હું વહન કરૂં છું. ૧૦૮**

---

[1] ચારે વેદની મળીને ૧૧૮૦ શાખા છે અને તે દરેક શાખા દીઠ એકેક ઉપનિષદ્ છે. તેમાં ૧૦૮ ઉપનિષદ્ જ્ઞેયબ્રહ્મનું પ્રતિપાદન કરે છે. તેમાં પણ ઈશાદિ દશ ઉપનિષદ્ જેના ઉપર આચાર્ય ભગવાને ભાષ્ય લખ્યું છે તે મુખ્ય છે. [2] આ બ્રહ્માભ્યાસ તેજ નિદિધ્યાસન સમજવું.

* પાછળ શ્લોક ૨૯૪ મો જુઓ.

**વિવેચનઃ**—શ્રુતિથી એકાગ્રતાનું પ્રતિપાદન કરી હવે સ્મૃતિથી પણ તેનું પ્રતિપાદન કરી બતાવવા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના નવમા અધ્યાયનો ૨૨ મો શ્લોક અત્ર લઈ બતાવે છે.

'હું જ બ્રહ્મ છું' એવા જ્ઞાનવડે મારાથી અભિન્ન થઇને અને મારૂં જ ચિંતન કરનારા થઇને, જેઓ મને સર્વકાળ વિષે ઉપાસે છે–મારે રૂપે જ વરતે છે, તેના આત્મારૂપ હું થઈ જાઉં છું, અને તેને અપ્રાપ્તની પ્રાપ્તિ તથા પ્રાપ્તની રક્ષારૂપ યોગક્ષેમ સંપાદન કરી આપું છું. ૧૦૮.

**इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः ।**
**विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि ॥ १०९ ॥ ६९३**

**શબ્દાર્થઃ**—એ પ્રકારે શ્રુતિ અને સ્મૃતિ, વિપરીત ભાવનાના ક્ષયને માટે જ આત્મામાં [બુદ્ધિની] એકાગ્રતાનું નિત્ય પ્રતિપાદન કરેછે. ૧૦૯.

**यद्यथा वर्त्तते तस्य तत्त्वं हित्वाऽन्यथात्वधीः ।**
**विपरीता भावना स्यात् पित्रादावरिधीर्यथा ॥११० ॥ ६९४**

**શબ્દાર્થઃ**—જે (વસ્તુ) જેમ વરતે છે તેનું તેપણું છોડીને બીજાપણાની બુદ્ધિ [છે તે] વિપરીત ભાવના છે. જેમ પિતાઆદિમાં શત્રુબુદ્ધિ [છે તેમ].૧૧૦.

**વિવેચનઃ**—દેહાદિકમાં આત્મબુદ્ધિ અને જગત્‌માં સત્યતાની બુદ્ધિ તે વિપરીતભાવના છે એ સમજાવવાને માટે વિપરીત ભાવનાનું લક્ષણ આ શ્લોકમાં દેખાડે છે. જે વસ્તુ જેવી છે તેને તેવી ન માનતાં કે ન સમજતાં, તેનાથી બીજે રૂપે છે એમ જોવું કે માનવું, તે વિપરીત ભાવના છે. છીપને છીપ ન જાણતાં તેમાં રૂપાની બુદ્ધિ કરવી તે વિપરીત ભાવના છે. આ વિપરીત ભાવનાને જ વિપર્યય જ્ઞાન કહે છે. ૧૧૦

**आत्मादेहादि भिन्नोऽयं मिथ्याचेदं जगत्तयोः ।**
**देहाद्यात्मत्वसत्यत्वधीर्विपर्ययभावना ॥ १११॥ ६९५**

**શબ્દાર્થઃ**—આ આત્મા દેહાદિથી ભિન્ન છે. અને આ જગત્ મિથ્યા છે. તે (બંને)માં દેહાદિના આત્મપણાની અને જગત્‌ની સત્યતાની બુદ્ધિ વિપરીત ભાવના છે. ૧૧૧.

**तत्त्वभावनया नश्येत् साऽतो देहातिरिक्तताम् ।**
**आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतो निशम् ॥ ११२ ६९६**

**શબ્દાર્થઃ**—(વિપરીત ભાવના,) તત્ત્વભાવનાથી નાશ પામે છે એટલા માટે આત્માનું દેહથી જુદાપણું તેમ [જ] જગત્‌નું મિથ્યાપણું [છે તેની] હમેશાં ભાવના કરે. ૧૧૨.

**વિવેચનઃ**—પાછળ ૬૮૮ મા શ્લોકમાં બતાવ્યું છે કે 'વિપરીત ભાવના એકાગ્રતાથી નિવૃત્ત થાય છે' આ શ્લોકમાં તેની સ્ફુટતા બતાવે છે. દેહાદિમાં આત્માની બુદ્ધિ અને જગત્‌માં સત્યતાની બુદ્ધિ છે; એરૂપ વિપરીત ભાવના છે તે તત્ત્વભાવનાથી નાશ પામે છે.

એ તત્ત્વભાવના તે કઈ ? આત્મા દેહાદિકથી ભિન્ન છે અને જગત્ મિથ્યા છે તે. આની મુમુક્ષુએ હમેશાં ભાવના કરવી, જેથી વિપરીત ભાવના નાશ પામે છે. ૧૧૨.

**किं मंत्रजपवन्मूर्तेर्ध्यानवद्वाऽऽत्मभेदधीः ।**
**जगन्मिथ्यात्वधीश्चात्र व्यावर्त्या स्यादुतान्यथा ॥११३॥ ६९७**

**શબ્દાર્થ:—અહિંઆં ( તત્ત્વભાવના કરવામાં ) આત્માના ભેદની બુદ્ધિ અને જગતના મિથ્યાપણાની બુદ્ધિ, શું મંત્રના જપની પેઠે અથવા [ દેવની ] મૂર્તિના ધ્યાનની પેઠે કરવા યોગ્ય છે કે બીજી રીતે? ૧૧૩.**

**अन्यथेति विजानीहि दृष्टार्थत्वेन भुक्तिवत् ।**
**बुभुक्षुर्जपवद्भुंक्ते न कश्चिन्नियतः क्वचित् ॥ ११४ ॥ ६९८**

**શબ્દાર્થ:—ભોજનની પેઠે [ તત્ત્વભાવનાનું ] પ્રત્યક્ષ ફળપણું હોવાથી બીજી રીતે છે એમ જાણ. કોઈ ભૂખ્યો માણસ નિયમવાળો થયો સતો જપની પેઠે કયારેય પણ નથી ખાતો. ૧૧૪**

**વિવેચન:**—પાછળ બતાવેલ તત્ત્વભાવના રૂપ નિદિધ્યાસન, પ્રત્યક્ષ ફળવાળું હોવાથી તેમાં કોઇ જાતના નિયમની અપેક્ષા નથી. એ તો નિયમ વગર આચરવામાં આવે છે. જે માણસને ભૂખ લાગી હોય તેણે ખાવા વખતે જપ કરવા વખતના જેવા નિયમ પાળવાની જરૂર રખાતી નથી. માત્ર ભૂખ મટી જઇ ચિત્ત તેની ઉપાધિથી સ્વસ્થ થાય એટલું જ ઇચ્છાય છે. તેમ આ નિદિધ્યાસનમાં પણ ચિત્તસ્વાસ્થ્ય કરવાનો જ હેતુ છે. પછી તે નિયમથી થાઓ કે વગર નિયમે થાઓ. ૧૧૪.

**अश्नाति वा न वाऽश्नाति भुंक्ते वा स्वेच्छयाऽन्यथा ।**
**येन केन प्रकारेण क्षुधामपनिनीषति ॥ ११५ ॥ ६९९**

**શબ્દાર્થ:—[ ભૂખ્યો પુરૂષ ] ખાય છે અથવા નથી ખાતો, અથવા ખાય છે તો પોતાની ઇચ્છા પ્રમાણે અથવા બીજી રીતે. જે તે પ્રકારે ભૂખ મટાડવાને ઇચ્છે છે. ૧૧૫.**

**વિવેચન:**—ભૂખ્યો માણસ, પોતાની પાસે અન્ન હોય તો તે ખાય છે. અથવા જો અન્ન ન હોય તો ખાતો નથી, અને ભૂખની પીડા ભૂલી જવાને માટે કાંઇક જુગાર કે બીજી રમત રમે છે. કદાચ જો તે ખાય છે, તો બેઠાં બેઠાં, સૂતાં સૂતાં કે હીંડતાં હીંડતાં, પોતાની મરજી પ્રમાણે ખાય છે. તાત્પર્ય એટલું જ. કે જે તે પ્રકારે પણ ભૂખની પીડાથી તે મુક્ત થવા મથે છે. રહસ્ય એ છે કે ક્ષુધાની નિવૃત્તિરૂપ પ્રત્યક્ષ ફળને માટે જ ભોજન છે. કાંઇ નિયમને માટે નથી. નિયમો તો પરલોકના હેતુરૂપ છે. ક્ષુધાથી થએલા દુઃખની નિવૃત્તિના હેતુ નથી. ૧૧૫.

**[illegible] न जपं [illegible]र्यादकृतौ म[illegible]वायतः ।**
**अन्यथा करणेऽनर्थः [illegible]रवर्णविपर्ययात् ॥ ११६ ॥ ७००**

**શબ્દાર્થ:—[ જપ ] નહિ કર્યે સતે પ્રત્યવાય હોવાથી નિયમ પૂર્વક જપ કરવો. બીજી રીતે કરવામાં સ્વર અને અક્ષરોના વિપર્યયથી અનર્થ થાયછે. ૧૧૬**

**વિવેચન:**—જપ કરવામાં તો હમેશાં નિયમની જરૂર જ છે. વત્તી ઓછી સંખ્યામાં જપ કરવો એ પણ અયુક્ત છે. કોઇ દિવસ કેવળ ન જ કરવામાં આવે તો તેથી પાતક થાય છે, ઉદાત્ત, અનુદાત્ત, આદિ સ્વર મૂકી દેઈ તથા મંત્રમાંના અક્ષરો મૂકી દઈ જપ કરવામાં તો ઉલટું વિપરીત ફળ થાય છે. मंत्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्या प्रयुक्तो नतमर्थमाह । स वाग्वज्रो यजमानं हिनस्ति यथेंद्रशत्रुः स्वरतोऽपराधात् 'સ્વરથી કે વર્ણથી હીન મંત્ર જે અર્થમાં જોડવો છે તે અર્થ બતાવતો નથી, પણ ઉલટો તે વાણીરૂપ વજ્ર યજમાનને મારે છે. જેમ ઇંદ્રનો શત્રુ વૃત્રાસુર સ્વરરૂપ અપરાધથી હણાયો તેમ'. ૧૧૬.

**क्षुधेव दृष्टबाधाकृद्विपरीता च भावना ।**
**जेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठितेः क्रमः ॥ ११७ ॥ ७०१**

**શબ્દાર્થ:—પ્રત્યક્ષ દુઃખ કરનારી વિપરીત ભાવના પણ ભૂખની પેઠે કોઇ પણ ઉપાયવડે જીતવા યોગ્ય છે. અહિંઆં ( વિપરીત ભાવનાનો નાશ કરવામાં ) અનુષ્ઠાનનો ક્રમ નથી. ૧૧૭.**

**વિવેચન:**—ભૂખનું દુઃખ જેમ પ્રત્યક્ષ છે તેમ વિપરીત ભાવના પણ પ્રત્યક્ષ દુઃખ દેનારી છે, એમ અનુભવથી સિદ્ધ થએલ છે; માટે જેમ ભૂખની શાંતિ કોઇ પણ જાતના નિયમ વગર કરવામાં આવે છે, તેમ વિપરીત ભાવનાની શાંતિ કરવામાં પણ કોઈ નિયમની જરૂર નથી એવો ભાવ છે. ૧૧૭.

**उपायः पूर्वमेवोक्तस्तच्चिंता कथनादिकः ।**
**एतदेकपरत्वेऽपि निर्बंधो ध्यानवन्न हि ॥ ११८ ॥ ७०२**

**શબ્દાર્થ:—તે ( બ્રહ્મ )નું ચિંતન અને કથન આદિરૂપ ઉપાય પૂર્વે ( ૬૯૦ મા શ્લોકમાં ) કહેલા [છે]. એ એક બ્રહ્મમાં જોડાઈ રહેવામાં પણ ધ્યાનની પેઠે નિયમ નથી જ. ૧૧૮.**

**मूर्त्तिप्रत्ययसांतत्यमन्यानंतरितं धियः ।**
**ध्यानं तत्रातिनिर्बंधो मनसश्चंचलात्मनः ॥ ११९ ॥ ७०३**

**શબ્દાર્થ:—બુદ્ધિની બીજી વૃત્તિઓના અંતરાય વગરનું મૂર્ત્તિ તરફની વૃત્તિનું અખંડપણું [તે] ધ્યાન [કહેવાય છે] ત્યાં ચંચળ સ્વરૂપવાળા મનનો અતિશય નિરોધ [ છે. ] ૧૧૯.**

**વિવેચન:**—તત્ત્વભાવનારૂપ નિદિધ્યાસનવડે વિપરીત ભાવનાનો પરાજય કરવામાં ધ્યાનની પેઠે પણ ચિત્તનો નિરોધ કરવો જરૂરનો નથી, એમ ઉપરના શ્લોકમાં બતાવ્યું છે; માટે ધ્યાન તે શું, અને તેમાં નિરોધ શો છે ? તે બતાવવા સારૂ આ શ્લોકનું કથન કરેલું છે. દેવાદિની મૂર્ત્તિઓને વિષય કરનારી બુદ્ધિની વૃત્તિઓનું જે અવિચ્છિન્નપણું છે તે અવિચ્છિન્નતા, તેનાથી જૂદી જાતની વૃત્તિઓવડે જરા પણ ભેદ કે વિકાર પામેલી ન

હોય તો તેને ધ્યાન કહે છે. હમેશ ફરવાના સ્વભાવવાળા હાથી, ઘોડાઓને જેમ તેને ખીલે બાંધી દેવામાં આવે છે, એટલે ખીલો જેમ તેમના નિરોધરૂપ થઈ પડે છે; તેમ હમેશાં ચંચળ સ્વભાવવાળા ચિત્તને પણ આ ધ્યાનમાં બાંધી દેવામાં આવે છે માટે ધ્યાન એક જાતનો નિરોધ છે. વિપરીત ભાવનાનો જય કરવામાં ધ્યાનના જેવો કોઇ પણ નિરોધ જોઇતો નથી. ૧૧૯

મનની ચંચળતા બતાવવા માટે શ્રીમદ્ ભગવદ્ગીતાના ૬ ઠા અધ્યાયનો ૩૪ મો શ્લોક અત્ર પ્રમાણરૂપે લઈ બતાવે છે.—

**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।**

**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ १२० ॥ ७०४**

**શબ્દાર્થઃ—હે કૃષ્ણ ! મન, ચંચળ, વિગ્રહ કરનાર, બળવાન [અને] દૃઢ છે. વાયુના (નિગ્રહ)ની પેઠે તેના નિરોધને હું અત્યંત કઠિણ માનું છું. ૧૨૦.**

**વિવેચનઃ**—શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યે આ શ્લોક **અર્જુન** કહે છે. હે કૃષ્ણ! આ મન ચંચળ હોઈ બહુ મથન કરવાના સ્વભાવવાળું, પુરુષની વ્યાકુળતાનું કારણ એવું, બળવાન્ અને નિગ્રહ કરવામાં અયોગ્ય છે. વળી તે સત્ અથવા અસત્ વિષયોમાં જોડાઈ ગએલું છે, તેથી તેનો ઉદ્ધાર કરવાને અશક્ય છે; માટે જ વાયુનો નિગ્રહ કરવો અને મનનો નિગ્રહ કરવો એ બરાબર છે એમ મને લાગે છે. ૧૨૦.

મનની દુર્નિગ્રહીતતામાં ભગવાન્ વશિષ્ટનું વાક્ય પણ પ્રમાણ દાખલ નીચે લઇ બતાવેછે.—

**अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।**

**अपि वन्ह्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥ १२१ ॥ ७०५**

**શબ્દાર્થઃ—હે સાધુ (રામચંદ્ર)! સમુદ્ર પીવાથી, * મોટા મેરૂપર્વતને ઉખેડી નાંખવાથી અને અગ્નિભક્ષણથી પણ ચિત્તનો નિરોધ ભારે [ છે ]. ૧૨૧.**

પાછળ ૬૯૦ મા શ્લોકથી પ્રારંભી નિદિધ્યાસન વિષે કહ્યું. હવે ધ્યાનની સાથે તેની શી વિલક્ષણતા છે તે બતાવે છે.—

**कथनादौ न निर्बंधः श्रृंखलाबद्धदेहवत् ।**

**किं त्वनंतेतिहासाद्यैर्विनोदो नाट्यवद्धियः ॥ १२२ ॥ ७०६**

**चिदेवात्मा जगन्मिथ्येत्यत्र पर्यवसानतः ।**

**निदिध्यासनविक्षेपो नेतिहासादिभिर्भवेत् ॥ १२३ ॥ ७०७**

**कृषिवाणिज्यसेवादौ काव्यतर्कादिकेषु च ।**

**विक्षिप्यते प्रवृत्या धीस्तैस्तत्त्वस्मृत्यसंभवात् ॥ १२४ ॥ ७०८**

**શબ્દાર્થઃ—સાંકળે બાંધેલા દેહની પેઠે કથન આદિકમાં નિરોધ નથી, પણ નાટયની પેઠે અનંત ઇતિહાસ આદિવડે બુદ્ધિનો વિનોદ થાય છે.**

* મૂળ શ્લોકમાં વપરાએલું महतः વિશેષણ, उन्मूलन નું છે; પણ ગુજરાતીમાં એવી વાક્ય રચનાથી સારૂં લાગતું નથી માટે અર્થમાં ફેરફાર કર્યો છે.

**( ૧૨૨ ). ચેતન જ આત્મા [ છે અને ] જગત્ મિથ્યા [ છે ] એ પ્રકારે અહિંઆં છેવટનો સિદ્ધાન્ત હોવાથી ઇતિહાસાદિવડે નિદિધ્યાસનનો વિક્ષેપ થતો નથી. ( ૧૨૩ ). તે ( ખેડ આદિ ) વડે તત્ત્વની સ્મૃતિનો અસંભવ હોવાથી, ખેડ, વેપાર ને સેવા આદિમાં તથા કાવ્ય અને ન્યાયશાસ્ત્ર આદિમાં પ્રવૃત્તિ કરવાથી બુદ્ધિ વિક્ષેપ પામે છે. ૧૨૪.**

**વિવેચન:—**પાછળ ૬૯૦ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અત્ર કથન શબ્દવડે બ્રહ્મનું ચિંતન ઇત્યાદિ સમજી લેવાં. આ કથનાદિમાં કાંઇ વિરોધ નથી, પણ તેમાં તો અનંત ઇતિહાસ તથા લૌકિક કથાઓ આવવાથી ઊલટો બુદ્ધિનો વિનોદ થાય છે. ઇતિહાસો પણ દેહથી આત્મા જૂદો છે ને જગત્ મિથ્યા છે, એમ બતાવતા હોવાથી તેઓ નિદિધ્યાસનમાં ભંગ કરનારા થતા નથી. ઇતિહાસ અને ગાથાઓમાં તો ખેડ, વેપાર, નોકરી અને કાવ્ય તથા ન્યાયશાસ્ત્રનું પઠનપાઠન વગેરે આવી જાય છે, માટે તેમનો નિદિધ્યાસનના સંબંધમાં ઇતિહાસની અંદર સમાવેશ કરવો નહિ; કેમકે તેઓ બધાં તો તત્ત્વની સ્મૃતિનો ભંગ કરે છે. ૧૨૨–૧૨૪.

**अनुसंदधतैवात्र भोजनादौ प्रवर्त्तितुम् ।**
**शक्यतेऽत्यंतविक्षेपाभावादाशु पुनः स्मृतेः ॥ १२५ ॥ ७०९**

**શબ્દાર્થ:—અત્યંત વિક્ષેપના અભાવથી [ અને ] ફરીને તરત સ્મૃતિ હોવાથી, અનુસંધાન કરનારાએ અહિંઆં ભોજનાદિમાં પ્રવૃત્તિ કરવાને શક્ય જ છે. ૧૨૫.**

**વિવેચન:—**જો ખેતી વગેરે તત્ત્વની સ્મૃતિમાં ભંગ કરે છે, માટે તેમને નિદિધ્યાસનના બાધક ગણવામાં આવેલ છે, તો પછી ભોજન આદિક પણ તત્ત્વની સ્મૃતિમાં તો બાધક છે જ; પણ તે અત્યન્ત વિક્ષેપ કરતાં નથી. વળી વિક્ષેપ કરે છે તોપણ ક્ષુધાની શાંતિ થયા પછી તરત જ પાછું તત્ત્વનું સ્મરણ થઈ આવે છે. આથી કરીને તત્ત્વનું સ્મરણ કરનાર પુરૂષે ભોજન આદિમાં પ્રવૃત્તિ કરવી શક્ય છે ૧૨૫.

**तत्त्वविस्मृतिमात्रान्नानर्थः किंतु विपर्ययात् ।**
**विपर्येतुं न कालोऽस्ति झटिति स्मरतः क्वचित् ॥ १२६ ॥ ७१०**

**શબ્દાર્થ:—[ આત્મા દેહાદિકથી ભિન્ન છે અને જગત્ મિથ્યા છે એવા ] તત્ત્વની વિસ્મૃતિ માત્રથી અનર્થ નથી પણ વિપરીત જ્ઞાનથી [ છે; કેમકે તત્ત્વવિસ્મૃતિ પછી ] તરત સ્મરણ કરનાર ( મુમુક્ષુ ) ને [ વિપર્યય જ્ઞાન ] ઉલ્લટાવવાને કાંઈ પણ વારં નથી ( વાર લાગતી નથી ). ૧૨૬.**

**तत्त्वस्मृतेरवसरो नास्त्यन्याभ्यासशालिनः ।**
**प्रत्युताभ्यासघातित्वात् बलात्तत्त्वमुपेक्ष्यते ॥ १२७ ॥ ७११**

**શબ્દાર્થ:—અન્ય ( ન્યાયશાસ્ત્ર આદિ ) ના અભ્યાસવાળા ( પુરૂષ ) ને તત્ત્વની સ્મૃતિ ( રહેવાનો ) અવસર નથી; [ કેમકે ] ઉલટા ( ન્યાયાદિ-શાસ્ત્ર ) નો અભ્યાસ [ તત્ત્વ ભાવનાનો ] ઘાતી ( હણનાર ) હોવાથી**

[તેના] બળથી (અનાયાસે-એની મેળે જ) [તેનાથી] તત્ત્વની ઉપેક્ષા કરાય છે. ૧૨૭.

तमेवैकंविजानीथ ह्यन्या वाचो विमुंचथ ।

इति श्रुतं तथाऽन्यत्र वाचो विग्लापनं त्विति ॥ १२८ ॥ ७१२

શબ્દાર્થ:—'તે જ એકને જાણો બીજી વાણીને મૂકી દો' એમ (શ્રુતિ-વાક્યથી) સાંભળ્યું [છે]. તેમ જ બીજે ઠેકાણે 'વાણીનો મિથ્યા વાદ' એ પ્રકારે પણ [સાંભળેલું છે]. ૧૨૮.

વિવેચન:—આ શ્લોકમાં નીચેની શ્રુતિઓનો અર્થ સમાવેલો છે. 'तमेवैकं जानीथ आत्मानमन्या वाचो विमुंचथ अमृतस्यैष सेतुरिति' 'તે જ એક આત્માને જાણો બીજી વાણીને છોડો. આત્મા અમૃતનો પૂલ છે.' અને नानुध्यायात् बहून् शब्दान् ઇત્યાદિ શ્રુતિનો સંક્ષેપ અર્થ શ્લોકના ચોથા પદમાં દાખલ કરેલો છે. ૧૨૮.

आहारादि त्यजन् नैवं जीवेच्छास्त्रांतरं त्यजन् ।

किं न जीवसि येनैवं करोष्यत्र दुराग्रहं ॥ १२९ ॥ ७१३

जनकादेः कथं राज्यमिति चेद् दृढबोधतः ।

तथा तवापि चेत्तर्कं पठ यद्वा कृषिं कुरु ॥ १३० ॥ ७१४

શબ્દાર્થ:—આહારાદિનો ત્યાગ કરતો (પુરૂષ) ન જીવે [માટે ભોજનાદિનો સ્વીકાર નિદિધ્યાસનમાં છે, પણ] તર્કાદિશાસ્ત્રને ત્યાગ કરતો [તું] શું નથી જીવતો? [કે] જેણે કરીને એ પ્રકારનો (ભોજનાદિકની પેઠે તર્કશાસ્ત્ર ભણવાનો) અહિંઆં દુરાગ્રહ કરે છે! (૧૨૯). જનકાદિને [બ્રહ્મજ્ઞાની છતાં] કેમ રાજ્ય [હતું]? એમ જો તું [કહે] તો [તેમને તો] દૃઢ બોધ હતો [તેથી રાજ્ય હતું તોપણ તત્ત્વની વિસ્મૃતિ થતી નહોતી]. તારે પણ તેમ હોય તો [તું] તર્કશાસ્ત્ર ભણ અથવા ખેડ કર. ૧૩૦.

मिथ्यात्ववासनादार्ढ्ये प्रारब्धक्षयकांक्षया ।

अक्लिश्यंतः प्रवर्त्तन्ते स्वस्वकर्मानुसारतः ॥ १३१ ॥ ७१५

શબ્દાર્થ—[સંસારની] મિથ્યાપણાની વાસના દૃઢ હોવા છતાં [પણ] પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાની ઇચ્છાવડે કલેશ નહિ પામતા (વિદ્વાન્ પુરૂષો) પોતપોતાના કર્માનુસારથી [બધાં કર્મોમાં] પ્રવૃત્તિ કરે છે. ૧૩૧.

अ तप्रसंगो माशंक्य स्वकर्मवशवर्त्तिनाः ।

अस्तु वा कोऽत्र शक्येत कर्म वारयितुं वद ॥ १३२ ॥ ७१६

શબ્દાર્થ:—પોતપોતાના કર્મને વશ વરતનાર વિદ્વાનના [પોતાના કર્મમાં] અમર્યાદપણાની શંકા કર નહિ. અથવા [પ્રારબ્ધ કર્મને વશ થયેલ] અમર્યાદપણું [ભલે] હો, [કેમકે] અહિંઆં કર્મને અટકાવવાને માટે કોણ સમર્થ છે [તે] કહે? ૧૩૨.

ज्ञानिनोऽज्ञानिनश्चात्र समे प्रारब्धकर्मणि ।
न क्लेशो ज्ञानिनो धैर्यान्मूढः क्लिश्यत्यधैर्यतः ॥ १३३॥ ७१७

શબ્દાર્થ:—જ્ઞાની અને અજ્ઞાનીનું અહિંઆં પ્રારબ્ધ કર્મ સમાન સતે જ્ઞાની ( પુરૂષ ) ધૈર્યથી ક્લેશ નથી [ કરતો અને ] અજ્ઞાની [ પોતાના ] અધૈર્યથી ક્લેશ પામે છે. ૧૩૩.

मार्गगंत्रोर्द्वयोः श्रांतौ समायामप्यदूरताम् ।
जानन् धैर्याद् द्रुतं गच्छेदन्यस्तिष्ठति दीनधीः॥१३४॥ ७१८

શબ્દાર્થ:—માર્ગે ચાલનાર બે [ પુરૂષો ] ના થાકની સમાનતા સતે પણ [ તેમાંનો, ઇચ્છિત દેશ ] સમીપ [ છે એમ ] જાણતો જ્ઞાની, [ પોતાના ] ધૈર્યથી ઉતાવળો ચાલે છે [ અને ] દીન બુદ્ધિવાળો બીજો ( અજ્ઞાની ) [ તે નહિ જાણીને ] ( થાક ખાવા ) બેસે છે. ૧૩૪.

साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१३५॥ ७१९

શબ્દાર્થ:—રૂડે પ્રકારે જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે એવી બુદ્ધિવાળો [ અને ] વિપરીત જ્ઞાનથી અબાધિત એવો ( પુરૂષ ), કયા ભોગને ઇચ્છતો કોના ભોગને માટે શરીરને લઇને અનુસંતાપ પામે? ૧૩૫.

**વિવેચન:**—અત્યાર સુધીમાં ૫૮૫મા શ્લોકમાં બતાવેલી શ્રુતિનું પૂર્વાર્દ્ધ વર્ણવાયું. હવે એના ઉત્તરાર્દ્ધનું વિવેચન કરવા માટે આરંભ કરે છે, કે જે ઉત્તરાર્દ્ધ શોકનિવૃત્તિરૂપ ફળ દેખાડવાવાળું છે. જેની બુદ્ધિમાં આત્માનો સાક્ષાત્કાર થઇ ગયો છે અને જે વિપરીતજ્ઞાનથી બાધ પામતો નથી, એવો જ્ઞાની પોતાને માટે અથવા બીજાને માટે શરીરને સંબંધે શું કરવા દુઃખ માને? આ શ્લોકનું ઉત્તરાર્દ્ધ પાછળી ૫૮૫ મા શ્લોકમાં બતાવેલ શ્રુતિનું જ ઉત્તરાર્દ્ધ છે. ૧૩૫.

## ૩ 'किमिच्छन्' એ શ્રુતિગત પદોના અર્થથી ઇચ્છારૂપ સંતાપના અભાવનું વિવરણ. ૭૨૦–૭૭૫.

### ૧ ભોગ્યમાં દોષદૃષ્ટિથી ભોગેચ્છાનો અભાવ. ૭૨૦–૭૨૬.

जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ ।
तयोरभावे संतापः साम्येन्निःस्नेहदीपवत् ॥ १३६ ॥ ७२०

શબ્દાર્થ:—જગતની મિથ્યાપણાની બુદ્ધિના ભાવથી, કામનાનો વિષય અને કામનાનો કરતા એ બંને નિષેધ કરાએલા [છે]. તે (બે) નો અભાવ સતે, તેલ વગરના દીવાની પેઠે સંતાપ શમી જાય છે. ૧૩૬.

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં શ્રુતિના ઉત્તરાર્દ્ધનું તાત્પર્ય બતાવે છે. 'મારે માટે અને મને લાગતાં વળગતાંને માટે મારે કાંઈ પણ કરવું જોઇએ છીએ' આ બુદ્ધિ વિપ-

**રીતભાવ**ના છે. જ્યારે તે નાશ પામી જાય, અર્થાત્ ભોગવવા યોગ્યની ઇચ્છા અને તે ઇચ્છાવાળો એ બંને પ્રકારની બુદ્ધિ નીકળી જાય ને 'જગત્ મિથ્યા છે' એવી બુદ્ધિની ભાવના બહુ દૃઢ થઈ જાય, એટલે પછી કામનારૂપ નિમિત્તને લઇને થતો સંતાપ માત્ર તેલ વગરના દિવાની પેઠે નિવૃત્ત થઈ જાય છે. દીવાનું કારણ તેલ ન હોવાથી જેમ દીવો બૂઝાઈ જાય છે તેમ સંતાપનું કારણ કામના ન હોવાથી સંતાપ નિવૃત્તિ પામી જાય છે. ૧૩૬.

**गंधर्वपत्तने किंचिन्नैंद्रजालिकनिर्मिते ।**

**जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ॥ १३७ ॥ ७२१**

**શબ્દાર્થ:**—ઇંદ્રજાળના ખેલથી રચેલ ગંધર્વ નગરમાં કાંઈ પણ વસ્તુને [આ ઇંદ્રજાળથી બનાવેલી છે એમ] જાણતો (પુરૂષ) [તેની] ઇચ્છા કરતો નથી પણ [ઉલટો] આને હસતો સતો ત્યાગ કરવાને ઈચ્છે છે. ૧૩૭.

**आपातरमणीयेषु भोगेष्वेषु विचारवान् ।**

**नानुरज्यति किंत्वेतान् दोषदृष्ट्या जिहासति ॥१३८॥ ७२२**

**શબ્દાર્થ:**—આ પ્રતીતિમાત્ર રમ્ય ભોગોમાં વિચારવાળો (પુરૂષ), પ્રીતિ નથી પામતો પણ એઓને દોષદૃષ્ટિવડે ત્યાગવા ઇચ્છે છે. ૧૩૮.

**अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।**

**नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः ॥१३९ ७२३**

**શબ્દાર્થ:**—ધન અથવા વિષયને ભેગા કરવામાં કલેશ [છે] તેમ જ [તેનું] સંરક્ષણ [કરવા] માં [પણ કલેશ છે. તેનો] નાશ [થવા] માં દુઃખ, [અને તેનો] વાપર [કરવા] માં [પણ] દુઃખ [છે; માટે] કલેશ કરનાર ધન, અથવા વિષયો ને ધિક્કાર છે. ૧૩૯.

**मांसपांचालिकायास्तु यंत्रलोलेंगपिंजरे ।**

**स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम्॥१४०॥ ७२४**

**एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक् प्रपंचिताः ।**

**विमृशन्ननिशं तानि कथं दुःखेषु मज्जति ॥ १४१ ॥ ७२५**

**શબ્દાર્થ:**—નાડીઓ, હાડકાં, અને માંસના લોચાવાળી [તેમ જ] માંસની પૂતળીરૂપ [એવી] સ્ત્રીના, યંત્રના જેવા ચંચળ શરીરરૂપ પાંજરામાં સૌંદર્ય શું [છે? કાંઈ નથી] (૧૪૦). એ આદિ શાસ્ત્રોમાં સારી રીતે દોષો દેખાડેલા છે, તેને નિરંતર વિચાર કરતો (પુરૂષ) કેમ. દુઃખમાં ઉતરે (મગ્ન થાય)? ૧૪૧.

**क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।**

**मिष्टान्नध्वस्ततृट् जानन् नामूढस्तज्जिघत्सति ॥१४२॥ ७२६**

**શબ્દાર્થ:**—ક્ષુધાવડે પીડાતો સતો પણ [કોઈ માણસ] વિષ ખાવાને નથી ઇચ્છતો. [તેમ જ] મીઠાઈ ખાવાથી જેની તૃષ્ણા નાશ પામી છે.

એવો [ અને ] તે ( વિષ ) ને [ વિષ છે એમ ] જાણતો અમૂઢ (માણસ) તેને ખાવાને ઇચ્છતો નથી. ૧૪૨.

૨ જ્ઞાનીઓ પ્રીતિવગર પ્રારબ્ધ ભોગવે છે. ૭૨૭–૭૩૪.

प्रारब्धकर्मप्राबल्यात् भोगेष्विच्छा भवेद्यदि ।
क्लिश्यन्नेव तदाऽप्येष भुंक्ते विष्टिगृहीतवत् ॥ १४३ ॥ ७२७

શબ્દાર્થ:—જ્યારે પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી ભોગ [ભોગવવા] માં ઇચ્છા થાય ત્યારે પણ આ (જ્ઞાની), વેઠે પકડેલાની પેઠે કલેશ પામતો સતો જ [ ભોગોને ] ભોગવે છે. ૧૪૩.

भुंजानाना अपि बुधाः श्रद्धावंतः कुटुंबिनः ।
नाद्यापि कर्म नच्छिन्नमिति क्लिश्यंति संततम् ॥१४४॥ ७२८

શબ્દાર્થ:—[ ગુરૂ અને શાસ્ત્રથી ઉપદેશ પામેલા તથા બ્રહ્મના વિચારમાં ] શ્રદ્ધાવાળા [ને] કુટુંબવાળા ( ગૃહસ્થ જ્ઞાનીઓ ), [ભોગ] ભોગવતા સતા પણ 'હજી પણ અમારાં કર્મ નાશ પામ્યાં નહિ' એમ નિરંતર [વિચારતા] કલેશ કરે છે. ૧૪૪.

'મારૂં કર્મ નાશ પામ્યું નહિ' એવો વિચારરૂપ કલેશ થવો શું જ્ઞાનીને સંભવે છે ? એ આશંકાનો પરિહાર નીચેના શ્લોકથી ગ્રંથકર્તા આચાર્ય કરી બતાવે છે.—

नायं क्लेशोऽत्र संसारतापः किंतु विरक्तता ।
भ्रांतिज्ञाननिदानो हि तापः संसारिकः स्मृतः ॥१४५॥ ७२९

શબ્દાર્થ:—આ કલેશ સંસારનો તાપ નથી પણ [ તે તો] અહિંઆં (સંસારમાં) વિરક્તતા [છે]. કેમકે સંસાર સંબંધી તાપ [તો], ભ્રાંતિજ્ઞાનનું કારણ [ છે, એમ ] કહેલું [છે]. ૧૪૫.

विवेकेन परिक्लिश्यन्नल्पभोगेन तृप्यति ।
अन्यथाऽनंतभोगेऽपि नैव तृप्यति कर्हिचित् ॥१४६॥ ७३०

શબ્દાર્થ:—વિવેક ( વિષયોમાં દોષ જોવા )વડે કલેશ પામતો ( જ્ઞાની પુરૂષ ) થોડા ભોગથી [ પણ ] તૃપ્ત થઈ જાય છે, [ પરંતુ ] બીજી રીતે ( વિષયોમાં દોષદૃષ્ટિ કર્યા વગર ) ઘણા ભોગ [ મળતાં ] છતાં પણ [ માણસ ] ક્યારેય તૃપ્તિ પામતો નથી. ૧૪૬.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ १४७ ॥ ७३१

શબ્દાર્થ:—[ વિષયભોગની ] ઇચ્છાઓ [ વિષયના ] ઉપભોગવડે કોઈ દિવસ શમતી નથી [ પણ ] ઘીવડે અગ્નિની પેઠે ઘણી જ વૃદ્ધિ પામે છે. ૧૪૭.

**परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।**
**विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥१४८॥ ७३२**

**શબ્દાર્થ:**—જાણીને ભોગવેલો ભોગ તૃપ્તિને માટે જ થાય છે. [ જેમ ] જાણીને સેવેલો ચોર મિત્રતા પામે છે [ પણ ] ચોરપણું પામતો નથી તેમ. ૧૪૮.

**વિવેચન:**—વિવેક જેનું મૂળ છે એવા ભોગો તૃપ્તિનું કારણ છે, ને તે અનુભવ સિદ્ધ છે. 'આ ભોગવવાનો ભોગ આટલો છે અને આટલા પ્રયાસથી તે સાધ્ય થઈ શકે તેમ છે' એમ અનુભવપૂર્વક ભોગવેલો ભોગ બુદ્ધિની પરિસમાપ્તિના હેતુરૂપ છે એમ જણાય છે. વ્યવહારમાં પણ તેના જેવું છે. 'આ માણસ ચોર છે' એમ જાણીને પણ તેની સાથે મૈત્રી કરી હોય તો પછી તે આપણા ઘરમાં ચોરી કરતો નથી, પણ ઉલટો આપણને એવા ભયથી છોડાવે છે. તેમ જ વિવેક પૂર્વક ભોગવેલા ભોગનું પણ સમજવું. ૧૪૮.

**मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोऽपि यः ।**
**तमेवालब्धविस्तारं क्लिष्टत्वात् बहु मन्यते ॥ १४९ ॥ ७३३**

**શબ્દાર્થ:**—નિગ્રહ કરેલા મનનો થોડો પણ જે લીલાનો અનુભવ [ છે તેનું ] ક્લેશપણું હોવાથી વિસ્તાર વગરના તેને જ [ જ્ઞાની ], બહુ માને છે. ૧૪૯.

**વિવેચન:**—જોકે મન તો કામનામાં પ્રીતિવાળું છે, તથાપિ નિદિધ્યાસનથી તેનો નિગ્રહ કર્યો હોય તો અલ્પ ભોગથી પણ તે તૃપ્તિ પામે છે. ૧૪૯.

**बद्धमुक्तो महीपालो ग्राममात्रेण तुष्यति ।**
**परैरबद्धो नाक्रांतो न राष्ट्रं बहुमन्यते ॥ १५० ॥ ७३४॥**

**શબ્દાર્થ:**—[ શત્રુઓએ એકવાર બાંધી લીધેલો અને પછી ] બંધનથી છૂટેલો રાજા ફક્ત એક જ ગામથી સંતોષ પામે છે. [ પણ ] શત્રુઓએ [ જેને ] બાંધ્યો નથી [ તથા જે ] પરાજય પામ્યો નથી. [ તે રાજા ] દેશને [ પણ ] વધારે માનતો નથી. ૧૫૦.

### ૩ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ કર્મનું વર્ણન. ૭૩૫-૭૪૬.

**विवेके जाग्रति सति दोषदर्शनलक्षणे ।**
**कथमारब्धकर्मापि भोगेच्छां जनयिष्यति ॥ १५१ ॥ ७३५**

**શબ્દાર્થ:**—દોષનું દર્શન એ જેનું લક્ષણ છે એવો વિવેક જાગ્રત્ સતે પ્રારબ્ધ કર્મ પણ ભોગેચ્છાને કેમ ઉત્પન્ન કરે? ૧૫૧.

**વિવેચન:**—પાછળ ૭૨૭ મા શ્લોકમાં ' પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી ભોગની ઈચ્છા થાય ' એમ તમે બતાવો છો પણ એમ બનવાનો સંભવ નથી, કેમકે વિવેક જ્ઞાન જે ઈચ્છાઓનું વિરોધી છે તે હોય તો ભોગેચ્છાની ઉત્પત્તિનો અસંભવ છે. આ પ્રમાણે વાદીની શંકારૂપ આ શ્લોક છે. ૧૫૧.

नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।
इच्छानिच्छापरेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम् ॥१५२॥ ७३६

**શબ્દાર્થ:**—આ ( ૭૩૫ માં જણાવેલો ) દોષ નથી. કેમકે પ્રારબ્ધ અનેક પ્રકારનું દેખાય છે. [ એટલે કે ] ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા [ એમ ] ત્રણ પ્રકારનું પ્રારબ્ધ કર્મ કહેલું છે. ૧૫૨.

अपथ्यसेविनश्चौरा राजदाररता अपि ।
जानंत इव स्वानर्थमिच्छंत्यारब्धकर्मतः ॥ १५३ ॥ ७३७

**શબ્દાર્થ:**—( જે અન્નપાનાદિકથી રોગ થાય છે તેવા ) અપથ્યને સેવનારા, ચોર, [ અને ] રાજસ્ત્રીઓમાં આસક્ત થએલા ( પુરૂષો ), પોતાના અનર્થને જાણનારાના જેવા [ છે તો ] પણ પ્રારબ્ધ કર્મથી [ તેને ] ઇચ્છે છે [ આને ઇચ્છા પ્રારબ્ધ કહે છે ]. ૧૫૩.

न चात्रैतद्वारयितुमीश्वरेणापि शक्यते ।
यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति ॥ १५४ ॥ ७३८

**શબ્દાર્થ:**—અહિંઆં ઇશ્વરવડે પણ આ અટકાવવાને શકય નથી. જેથી ઇશ્વર જ શ્રીમદ્ ભગવદ્ગીતામાં અર્જુન પ્રત્યે કહેતા હવા. ૧૫૪.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥१५५॥ ७३९

**શબ્દાર્થ:**—જ્ઞાનવાન્ પણ પોતાની પ્રકૃતિને અનુસરતી ચેષ્ટા કરે છે. [ અર્થાત્ ] સર્વ પ્રાણીઓ પ્રકૃતિને પામે છે ( અનુસરે છે ) [ ત્યાં ] નિગ્રહ શું કરી શકશે ? ૧૫૫.

**વિવેચન:**—આ ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયનો ૩૩ મો શ્લોક છે. પૂર્વકૃત ધર્માધર્મ સંસ્કાર ચાલતા જન્મમાં સ્ફુરી નીકળે છે તે પ્રકૃતિ છે. જ્ઞાની પણ એ પ્રકૃતિને અનુસરે છે તો સાધારણ જીવ અનુસરે તેમાં કાંઈ નવાઈ નથી. સર્વ પ્રાણીઓ તેને જ અનુસરે છે. તેમાં ઇશ્વરે અથવા જીવે કરેલો નિગ્રહ જે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિનો નિરોધ છે તે શું કરી શકે ? કાંઈ કરી શકે નહિ. ૧૫૫.

તીવ્ર પ્રારબ્ધનું નિવારણ કરવામાં માણસ અયોગ્ય છે. એ વાત બીજા ગ્રંથોમાં પણ છે તે વચન અત્ર લઈ બતાવે છે.—

अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन् नलरामयुधिष्ठिराः ॥ १५६॥ ७४०

**શબ્દાર્થ:**—અવશ્ય હોવાવાળા [ સુખ દુ:ખાદિ ] ભાવોનો જો [ નિવૃત્તિનો ] ઉપાય હોય તો નલ, રામ અને યુધિષ્ઠિર દુ:ખોવડે ન લેપાય. ૧૫૬.

જો પ્રારબ્ધનું નિવારણ કરવામાં ઇશ્વર પણ સમર્થ નથી તો પછી ઇશ્વરનું ઇશ્વરત્વ જ નથી. એ શંકાના સમાધાન માટે નીચેનો શ્લોક કહે છે.—

न चेश्वरत्वमीशस्य हीयते तावता यतः ।
अवश्यंभाविताप्येषामीश्वरणैव निर्मिता ॥ १५७ ॥ ७४१

શબ્દાર્થ:—તે ( પ્રારબ્ધનું અનિવારણ હોવા ) થી ઈશ્વરનું ઈશ્વરત્વ હણાતું નથી; કેમકે આ ( દુઃખાદિનું ) અવશ્ય હોવાપણું ( પણ ) ઈશ્વરે જ નિરમ્યું છે. ૧૫૭.

હવે અનિચ્છા પ્રારબ્ધ કહેવાનો આરંભ કરે છે.—

प्रश्नोत्तराभ्यामेवैतद् गम्यतेऽर्जुनकृष्णयोः ।
अनिच्छापूर्वकं चास्ति प्रारब्धमिति तच्छृणु॥ १५८ ॥ ७४२

શબ્દાર્થ:—અને [ જે ] અનિચ્છા પૂર્વક એ પ્રકારનું પ્રારબ્ધ છે, તે અર્જુન અને શ્રીકૃષ્ણના પ્રશ્નોત્તરવડે જ પમાય છે તે [ તું ] સાંભળ. ૧૫૮.

ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયનો ૩૬ મો અને ૩૭ મો શ્લોક લઈ બતાવે છે.—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥१५९ ॥ ७४३

શબ્દાર્થ:—હે કૃષ્ણ ! ત્યારે આ પુરૂષ, કોણે પ્રેર્યો સતો [પાપ કરવાને] નહિ ઇચ્છિતો પણ પરાણે પ્રવૃત્તિ કરાવેલા [ વેઠે પકડેલા ] ની પેઠે પાપ કરે છે ? ૧૫૯.

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ १६० ॥ ७४४

શબ્દાર્થ:—રજોગુણથી જેની ઉત્પત્તિ છે એવો આ કામ, આ ક્રોધ, ઘણા આહારવાળો [ અને ] મહા પાપરૂપ [ છે ]. અહિંઆં ( સંસારમાં ). આને વૈરી [ છે એમ ] જાણ. ૧૬૦.

**વિવેચન:**—અર્જુનના પ્રશ્નનો શ્રીકૃષ્ણ પરમાત્મા ઉત્તર આપે છે. રજોગુણથી ઉત્પન્ન થએલો વિષયભોગની તૃષ્ણારૂપ કામ છે અને આ કામ જ ક્રોધરૂપ પરિણામ પામે છે. એટલે કે વિષયના રાગમાં વિઘ્ન થવાથી તે જ ક્રોધરૂપ પામે છે, માટે તે જ ક્રોધ છે. વિષય માત્રને તે ભોગવે છે માટે ઘણા આહારવાળો છે. મહાન્ પાપનું તે કારણ હોવાથી તે મહાપાપરૂપ છે, એટલા માટે આ સંસારમાં આ કામક્રોધરૂપ શત્રુને તું જાણ. અર્થાત્ પ્રારબ્ધ વશથી વૃદ્ધિ પામેલો રજોગુણ, તેનાં કાર્ય અથવા કામક્રોધમાંથી કોઇ એક, પુરૂષોનો પ્રવર્તક હોવાથી પોતાની ઇચ્છા વગર પણ માણસને તે પાપકર્મમાં પ્રેરે છે. ૧૬૦.

આ શ્લોકથી તો પુરૂષને પ્રવૃત્તિ કરાવનાર કામક્રોધ ( રાગદ્વેષ ) છે એમ સમજાયું પણ કાંઈ અનિચ્છા પ્રારબ્ધ છે એમ સમજાયું નહિ. આ શંકાના સમાધાન માટે ગીતાના ૧૮ મા અધ્યાયનો ૬૦ મો શ્લોક કહી બતાવે છે.—

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छ स यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥१६१॥ ७४५

**શબ્દાર્થઃ—હે અર્જુન! સ્વભાવજન્ય પોતાના કર્મવડે બંધાએલો [તું] મોહથી જે કરવાને ઇચ્છતો નથી તે પરવશ થઇને પણ કરીશ. ૧૬૧.**

**વિવેચનઃ**—ભગવાન્ કહે છે કે હે **અર્જુન!** તું હાલમાં યુદ્ધ કરવાને ઇચ્છતો નથી પણ યુદ્ધ કરવું, એ તારૂં સ્વભાવજન્ય કર્મ છે. તું તેમાં બંધાએલો છે, એટલે પ-રવશ થઇને-અનિચ્છા પ્રારબ્ધને વશ થઇને પણ પાછળથી તું તે કરીશ. આથી **અનિચ્છા પ્રારબ્ધ** છે એમ બતાવ્યું છે. ૧૬૧.

**नानिच्छंतो न चेच्छंतः परदाक्षिण्यसंयुताः ।**

**सुखदुःखे भजन्त्येतत् परेच्छापूर्वकर्म हि ॥ १६२ ॥ ૭૪૬**

**શબ્દાર્થઃ—અનિચ્છતા નથી ભોગવતા, અને ઇચ્છતા [ પણ ] નથી ભોગવતા [ પરંતુ ] પરોપકાર બુદ્ધિવાળા થઇને સુખદુઃખને ભોગવે છે. આ પરેચ્છા પૂર્વક કર્મ પ્રસિદ્ધ છે. ૧૬૨.**

**વિવેચનઃ**—પાછળ **ઇચ્છા** અને **અનિચ્છા** પ્રારબ્ધ વિષે કહી ગયા હવે **પરેચ્છા** પ્રારબ્ધ તે શું ? તે વિષે કહે છે. જ્ઞાની પોતાની ઇચ્છાથી સુખદુઃખ ભોગવે નહિ તેમ અનિચ્છાથી પણ ભોગવે નહિ, બીજા માણુસ કે પ્રાણીને સંબંધે સુખદુઃખ ભોગવે. અ-ર્થાત્ સદાચરણી માણુસના સુખથી પોતાને સારૂં લાગે, અને તેમનાં દુઃખથી કે નિર્દોષ પ્રાણીઓની પીડાથી તેમને દુઃખ લાગે. આ સુખાદિ ભોગના હેતુરૂપ **પરેચ્છા પ્રારબ્ધ છે.** કેમકે તે કેવળ પરની પ્રીતિને લઇને જ ભોગવાય છે. આથી કરીને જ્ઞાની વિષયોમાં દોષ-દૃષ્ટિ કરે તોપણ સુખદુઃખ ભોગવવારૂપ પ્રારબ્ધને નિવારવાને તે અશક્ત છે. પ્રારબ્ધમાં ઇચ્છા ઉત્પન્ન કરવાનું જે સામર્થ્ય છે તે ન નિવારી શકાય તેવું છે. ૧૬૨.

### ૪ બાધિત ઇચ્છાના સંભવ પૂર્વક જ્ઞાનીને ભોગથી વ્યસનનો અભાવ છે. ૭૪૭–૭૫૭.

**कथं तर्हि किमिच्छन्नित्येवमिच्छा निषिध्यते ।**

**नेच्छानिषेधः किंत्विच्छाबाधो भर्जितबीजवत् ॥१६३॥ ૭૪૭**

**भर्जितानि तु बीजानि संत्यकार्यकराणि च ।**

**विद्वदिच्छा तथेष्टव्याऽसत्त्वबोधान् न कार्यकृत् ॥ १६४ ॥ ૭૪૮**

**दग्धबीजमरोहेऽपि भक्षणायोपयुज्यते ॥**

**विद्वदिच्छाऽप्यल्पभोगं कुर्यान्न व्यसनं बहु ॥ १६५ ॥ ૭૪૯**

**શબ્દાર્થઃ—ત્યારે 'કોને ઇચ્છતો' એ પ્રકારે ( શ્રુતિવાક્યવડે ) ઇચ્છાનો નિષેધ કેમ કરાય છે ? [ અત્ર ] ઇચ્છાનો નિષેધ નથી કરાતો; પણ શેકેલા બીજની પેઠે ઇચ્છાનો બાધ [ કરાય છે ]. ( ૧૬૩ ). અને [ જેમ ] શેકેલાં બીજ તો અકાર્ય કરનારાં છે ( અંકુરાદિને ઉત્પન્ન કરતાં નથી ) તેમ દૃષ્ટ ( ઇષ્ટ ) વિષયના અસદ્ભાવના બોધથી જ્ઞાનીની ઇચ્છા કાર્ય કરનારી નથી. ( ૧૬૪ ). ઉગવામાં અયોગ્ય સતે પણ શેકેલું બીજ ભક્ષણને માટે**

**ઉપયોગી થાય છે [તેમ] વિદ્વાનની ઈચ્છા પણ અલ્પ (માત્ર તેના નિર્વાહ જેટલો જ) ભોગ ઉત્પન્ન કરે છે [પણ] બહુ * વ્યસન કરતી નથી. ૧૬૫.**

**વિવેચનઃ—** ઉપરના શ્લોકમાં જ્યારે તમે એમ બતાવો છો કે તત્ત્વને જાણનાર જ્ઞાની પણ ઈચ્છા આદિક પ્રારબ્ધને નિવારી શકતો નથી તો પ્રકરણના આરંભમાં મૂકેલી ભગવતી શ્રુતિમાં કિમિચ્છન્ **'કોને ઈચ્છતો'** એ શબ્દોવડે ઇચ્છાના અભાવનું વર્ણન શામાટે દર્શાવ્યું છે? આ પ્રમાણે વાદી શંકા કરે છે. સિદ્ધાંતી તેનો પરિહાર કરી બતાવે છે કે, અત્ર શ્રુતિવાક્યમાં 'કોને ઇચ્છતો માણસ પોતાને અનુસંતાપ પમાડે?' એ વાક્યવડે કાંઇ ઇચ્છાનો નિષેધ બતાવ્યો છે એમ નથી. ઇચ્છા તો છે જ; તથાપિ શેકેલા બીજની પેઠે તે પ્રવૃત્તિ ઉત્પન્ન કરવામાં અસમર્થ છે. જ્ઞાની માણસને એમ નિશ્ચય થયો છે કે પ્રારબ્ધવશાત્ કે પછી ઇચ્છાનુસાર જે કાંઇ આવી મળે છે તે સર્વ વ્યર્થ અને નાશવંત છે. તેની આવી સમજ હોવાથી શેકેલાં બીજ જેમ જમીનમાં નાંખ્યા છતાં અને તેને ઉગાડવાની બધી ઉપાધિઓ આવી મળતાં છતાં પણ તેઓ અંકુર કાઢી શકતાં નથી તેમ વિદ્વાનની આ અસદ્ભાવના બોધરૂપ સમજ પણ કાંઇ કાર્ય કરી શકતી નથી. વારૂ ઠીક છે, પણ જ્ઞાનીની ઇચ્છા કાંઇ ફળ પેદા કરતી નથી તો પછી તેવી ઇચ્છાનો સ્વીકાર જ શામાટે હોવો જોઇએ? એ હોવાની જરૂર છે. શેકેલાં બીજ જોકે અંકુર કાઢતાં નથી તોપણ તે ખાવાના કામમાં ઉપયોગી છે તેમ જ્ઞાનીની ઇચ્છાઓ નવાં સંચિત બનાવતી નથી પણ પ્રારબ્ધ ભોગવાવે છે. ૧૬૩-૧૬૫.

**भोगेन चरितार्थत्वात्प्रारब्धं कर्म हीयते ।**

**भोक्तव्यसत्यताभ्रांत्या व्यसनं तत्र जायते ॥ १६६ ॥ ७५०**

**શબ્દાર્થઃ—[પોતાનું] ભોગવડે કૃતાર્થપણું હોવાથી પ્રારબ્ધ કર્મ નાશ પામે છે. (એટલે તેનાથી વિષય ઉત્પન્ન થતા નથી) [પણ] ભોગવવા યોગ્ય વિષયની સત્યતાની ભ્રાંતિવડે તે વિષયમાં વ્યસન ઉત્પન્ન થાય છે. ૧૬૬.**

**मा विनश्यत्वयं भोगो वर्द्धतामुत्तरोत्तरम् ।**

**मा विघ्नाः प्रतिबध्नं तु धन्योऽस्म्यस्मादिति भ्रमः ॥ १६७॥७५१**

**શબ્દાર્થઃ—આ ભોગ નાશ ન પામો [પણ] ક્રમ પ્રમાણે વૃદ્ધિ પામો. [અને] વિઘ્નો પ્રતિબંધ કરો નહિ; [કેમકે] આ (ભોગ) થી હું ધન્ય છું, એ પ્રકારે [અજ્ઞાનીને ભ્રમ થાય છે]. ૧૬૭.**

**यदभावि न तद् भावि भावि चेन्न तदन्यथा ।**

**इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्त्तकः ॥ १६८ ॥ ७५२**

**શબ્દાર્થઃ—જે નહિ થવાનું [છે] તે થનારૂં નથી, [અને] જો થનારૂં [છે] તો તે અન્યથા (મિથ્યા) નથી [થવાનું]. એ પ્રકારે ચિંતારૂપી વિષને હણનાર આ બોધ ભ્રમને ટાળનારો છે. ૧૬૮.**

---

* व्यसनं विपदि भ्रंशे दोषे कामजकोपजे વ્યસન શબ્દનો અર્થ 'વિપત્તિ નાશ, તથા કામ અને ક્રોધથી ઉત્પન્ન થનારા દોષ' એમ થાય છે તે અત્ર યોજી લેવો.

**વિવેચન:**—માણસને 'આ મારૂં શ્રેય ક્યારે થાય' અને 'આ મારૂં અનિષ્ટ ક્યારે નાશ પામે' એ પ્રકારની ચિંતા થાય છે. આ ચિંતા જ તેને વિષરૂપ છે. એ જ ઉપરના શ્લોકમાં બતાવેલો ભ્રમ છે. આ ભ્રમને નાશ કરનાર બીજું કાંઈ નથી પણ 'જે થવાનું છે તે થાય છે અને જે નથી થવાનું તે થતું નથી' એ રૂપ બોધ જ છે; માટે વિવેકી પુરૂષે સદા એ બોધને જ અવલંબવું, એવો આ શ્લોકનો ભાવ છે. ૧૬૮.

**समेऽपि भोगेऽव्यसनं भ्रान्तो गच्छेन् न बुद्धवान् ।**

**अशक्यार्थस्य संकल्पाद् भ्रांतस्य व्यसनं बहु ॥१६९॥ ७६३**

**શબ્દાર્થ:**—ભોગ સમાન સતે પણ ભ્રાંત (માણસ) વ્યસન પામે છે. [અને] જ્ઞાની નથી [પામતો] અશક્ય વિષય ના સંકલ્પથી ભ્રાંત (પુરૂષ) ને બહુ વ્યસન [થાય છે]. ૧૬૯.

**વિવેચન:**—આવી મળતા ભોગ ભોગવવામાં તો જ્ઞાની તેમ જ અજ્ઞાનીની બન્નેની સમાનતા જ છે, તથાપિ જ્ઞાનીને ભોગવાતા ભોગથી બંધન (વ્યસન) થતું નથી અને અજ્ઞાનીને થાય છે. આનું કારણ વિપરીત જ્ઞાનનું નહિ હોવું અને હોવું છે. અજ્ઞાની ભોગ ભોગવતાં તેમાં આસક્ત થાય છે માટે તેને બંધન થાય છે, અને જ્ઞાની તેમાં આસક્ત થતો નથી માટે તેને બંધન થતું નથી. ૧૬૯.

**मायामयत्वं भोगस्य बुध्वाऽऽस्थामुपसंहरन् ।**

**भुंजानोऽपि न संकल्पं कुरुते व्यसनं कुतः ॥१७० ॥ ७६४**

**શબ્દાર્થ:**—ભોગનું મિથ્યાપણું જાણીને [તેમાંની] આસક્તિને સંકોચતો (જ્ઞાની) [ભોગ] ભોગવતો સતો પણ [અશક્ય વિષયનો] સંકલ્પ કરતો નથી [તો પછી] વ્યસન ક્યાંથી? [થાય]. ૧૭૦

**स्वप्नेंद्रजालसदृशमचिंत्यरचनात्मकम् ।**

**दृष्टनष्टं जगत् पश्यन् कथं तत्रानुरज्यति ॥ १७१ ॥ ७६५**

**શબ્દાર્થ:**—સ્વપ્ન અને ઈન્દ્રજાળના જેવા, ન વિચારી શકાય તેવી રચનાવાળા–અનિર્વચનીયરૂપ, [અને] જોતાં વારને નાશ પામે તેવા જગતને જોતો [જ્ઞાની] તેમાં કેમ આસક્ત થાય? ૧૭૧.

**स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन् स्वजागरम् ।**

**चिंतयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः ॥ १७२ ॥ ७६६**

**चिरं तयोः सर्वसाम्यमनुसंधाय जागरे ।**

**सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत् ॥ १७३ ॥ ७६७**

**શબ્દાર્થ:**—પોતાના સ્વપ્નને અપરોક્ષપણાવડે જોઇને પોતાની જાગ્રદવસ્થાને જોતો સાવધ સતો [વિવેકી], બન્ને અવસ્થાને નિત્ય વારં વાર વિચારે. (૧૭૧). [પછી] લાંબા કાળ સુધી તે (બન્ને અવસ્થા) ની સર્વ સમાનતાનું અનુસંધાન કરીને જાગ્રદવસ્થામાં સત્યપણાની બુદ્ધિને તજીને પૂર્વની પેઠે પ્રીતિ કરતો નથી. ૧૭૩.

**વિવેચન:**—પાછળ બતાવ્યા પ્રમાણે સર્વ જગત્ સ્વપ્નતુલ્ય અને ઇન્દ્રજાળના ખેલના જેવું છે, તથાપિ તેમાં આસક્તિ તો થાય છે એ આસક્તિનો નાશ શી રીતે થઈ શકે તે બતાવવા માટે આ બે શ્લોકનું કથન છે.—

આપણે સ્વપ્નમાં જે જે સુખદુઃખાદિનો અનુભવ કર્યો છે તેનું વૃથાત્વ જાગ્રદવસ્થામાં આવ્યા પછી સમજીએ છીએ. અર્થાત્ જાગ્રદવસ્થામાં આવ્યા પછી સ્વપ્નનું અપરોક્ષ જ્ઞાન આપણને થાય છે. આ વખતે આપણને જાગ્રત્નું તો જ્ઞાન છે જ તોપણ વિચારી જોઈએ કે, જે જે [1] વસ્તુઓ આપણે જાગ્રત્ અવસ્થામાં દેખીએ છીએ તે તે વસ્તુઓ સ્વપ્નમાં આપણે દેખતા ન હોતા. જાગ્રત્ની સર્વ વસ્તુઓ અને અવસ્થાઓ સ્વપ્નમાં મિથ્યા જ હતી. વળી સ્વપ્નની વસ્તુઓ અને સુખદુઃખ જાગ્રત્માં મિથ્યા છે, આથી એમ સમજી શકાય છે કે, જાગ્રત્ પણ સ્વપ્નની તુલ્ય મિથ્યા છે. બન્ને અવસ્થામાં ભોગનાં કારણો મિથ્યા છે અને તેમનું પરિણામ વિરસ હોઈ વિનાશી છે. આમ તેમની સમાનતાનો વિચાર લાંબા કાળસુધી કર્યા કરવો, અને જાગ્રદવસ્થામાં આપણી સત્યપણાની જે બુદ્ધિ છે તેને છોડતાં જવી. આમ કરવાથી વિવેકી પુરૂષ પહેલાંની પેઠે જાગ્રદવસ્થામાં (જગત્માં) આસક્ત થતો નથી. ૧૭૨—૧૭૩.

## ૫ પ્રપંચના મિથ્યાપણાના જ્ઞાન સાથે પ્રારબ્ધ ભોગને વિરોધ નથી. ૭૫૮—૭૬૮.

**इन्द्रजालमिदं द्वैतमचिंत्यरचनात्वतः ।**
**इत्यविस्मरतो हानिः का वा प्रारब्धभोगतः ॥ १७४ ॥** ७५८

**શબ્દાર્થ:—અચિંત્ય રચનાપણાથી આ જગત્ ઇન્દ્રજાળ [છે] એમ સ્મરણ રાખનાર જ્ઞાનીને [પોતાના] પ્રારબ્ધ ભોગથી [જ્ઞાનમાં] શી હાનિ [થાય]? અથવા (ભોગમાં શી હાનિ થાય?) ૧૭૪.**

**વિવેચન:**—જ્ઞાનીને પણ પ્રારબ્ધ ભોગ તો ભોગવવા પડે છે એમ પાછળ બતાવવામાં આવ્યું છે. અને વળી સર્વ જગતરૂપ પ્રપંચ માત્ર મિથ્યા છે એમ પણ બતાવવામાં આવેલ છે; તો પ્રારબ્ધ ભોગવવારૂપ સત્યતા અને પ્રપંચનું મિથ્યાત્વ એ વિરોધી ભાવનાઓ એક જ જ્ઞાનીમાં કેમ સંભવે? એવી શંકા થવાનો સંભવ છે. પણ વિચાર કરવાથી તે શંકાનું સમાધાન થઈ શકે છે. વિદેહમુક્તિ પર્યંત જ્ઞાનીને મિથ્યારૂપે પણ સર્વ જગત્રૂપ પ્રપંચ દેખાય છે. તેમજ તેને પ્રારબ્ધ ભોગ પણ મિથ્યારૂપે જ દેખાય છે. વળી પ્રારબ્ધ ભોગને સત્યતાની અપેક્ષાનો અભાવ છે. અચિંત્ય રચનાવાળો આ જગતરૂપ સમૂહ ઇન્દ્રજાળના જેવો મિથ્યા છે, એમ યુક્તિ પુરઃસર જાણનાર જ્ઞાનીને પોતાના પ્રારબ્ધ ભોગ ભોગવવાથી વિવેકજ્ઞાનમાં (જગતના મિથ્યાત્વ જ્ઞાનમાં) કોઇ પણ રીતની હાનિ થતી નથી. જેમ વિવેકજ્ઞાનમાં હાનિ નથી થતી તેમ જ પ્રારબ્ધ ભોગમાં પણ હાનિ થતી નથી; કેમકે જેવું જગત્ મિથ્યા છે તેવા જ પ્રારબ્ધ ભોગ પણ મિથ્યા છે. ૧૭૪.

---

[1] ભગવાન્ પૂજ્યપાદ શ્રી ગૌડપાદાચાર્યની માંડૂક્યોપનિષદ્ની કારિકાનું વૈતથ્યપ્રકરણ આ બાબત વિશેષ સ્પષ્ટીકરણ કરે છે. તે જીજ્ઞાસુ અધિકારી જોઇ લેશે.

હવે જગતના મિથ્યા જ્ઞાનનો અને પ્રારબ્ધનો વિષયભેદ છે, તે બતાવે છે.—

**निर्बंधस्तत्त्वविद्याया इंद्रजालत्वसंस्मृतौ ।**

**प्रारब्धस्याग्रहो भोगे जीवस्य सुखदुःखयोः॥ १७५ ॥ ७५९**

**શબ્દાર્થ:—તત્ત્વવિદ્યાનો આગ્રહ ઇન્દ્રજાળપણાની સ્મૃતિમાં [ છે અને ] પ્રારબ્ધનો આગ્રહ જીવના ભોગમાં [ તથા ] સુખદુઃખમાં છે. ૧૭૫.**

**વિવેચન:**—જગતના તત્ત્વને વિષય કરનાર તત્ત્વવિદ્યા—વિવેકજ્ઞાન—નું ખરૂં કર્ત્તવ્ય એ જ છે કે સર્વ જગત મિથ્યા ઇન્દ્રજાળના ખેલ જેવું નાશવંત છે એમ બતાવવું; પણ ભોગનો નાશ કરવાનું નથી. અને પ્રારબ્ધનું કર્ત્તવ્ય જીવને તેના ભોગ અને સુખદુઃખ મેળવી આપવાનું છે: ભોગ્ય વિષયની સત્યતાનું સંપાદન કરી આપવાનું નથી. આથી પણ એમ સમજાય છે, કે જગતના મિથ્યા જ્ઞાનને અને પ્રારબ્ધ ભોગને પરસ્પર વિરોધ નથી. બન્નેનાં કામ જ જૂદાં છે ને તેથી તેઓ બન્ને એક જ જ્ઞાનીમાં વગર વિરોધે સંભવે છે. ૧૭૫.

**विद्यारब्धे विरुध्येते न भिन्नविषयत्वतः ।**

**जानद्भिरप्यैंद्रजालविनोदो दृश्यते खलु ॥ १७६ ॥ ७६०**

**શબ્દાર્થ:—તત્ત્વવિદ્યા અને પ્રારબ્ધ, [ પરસ્પર ] ભિન્ન વિષયવાળાં હોવાથી વિરોધ પામતાં નથી. [ ઇન્દ્રજાળને ] જાણનારાઓએ પણ ઇન્દ્રજાળનો વિનોદ [ ચમત્કાર ] જોવાય છે [ એ ] પ્રસિદ્ધ [ છે ]. ૧૭૬.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં તત્ત્વવિદ્યાનો અને પ્રારબ્ધનો વિષય ભિન્ન છે એ તો બતાવ્યું, હવે અનુમાનથી પણ તેઓ વિરોધ પામતાં નથી એમ બતાવે છે. રૂપનો વિષય અને રસ ( સ્વાદ )નો વિષય બન્ને ભિન્ન છે, તથાપિ એક જ પદાર્થમાં તેઓ એકઠાં રહી શકે છે; જેમ સાકરનું રૂપ શ્વેત અને સ્વાદ મીઠો છે તેઓ વિરોધી વિષય એક પદાર્થમાં રહેતાં છતાં કાંઈ વિરોધ જણાતો નથી. તેમ જ વિદ્યાનો અને પ્રારબ્ધનો વિષય જૂદો જૂદો હોવાથી તેઓ જ્ઞાનીમાં વિરોધ પામતાં નથી. અત્ર શંકા થાય છે કે તત્ત્વવિદ્યા તો તમામ ભોગ માત્રનું મિથ્યાત્વ દેખાડે છે અને તેમ છતાં પ્રારબ્ધ ભોગ ભોગવાવે એવું કેમ બને ? એમ બને છે. ઇંદ્રજાળ ( જાદુ ) ના ખેલો મિથ્યા છે એમ આપણે જાણીએ છીએ, તથાપિ તેઓને જોઇએ છીએ અને આનંદ માનીએ છીએ; તેમ જ તત્ત્વવિદ્યાના બળથી સમગ્ર ભોગ ( જગત ) મિથ્યા છે એમ જાણ્યા છતાં પણ તેનો ભોગવટો સંભવે છે. એમાં વિરોધ ઘટતો નથી. ૧૭૬.

છતાં પણ વિદ્યાપ્રારબ્ધને વિરોધ છે એમ જો વાદી કહે તો નીચેના શ્લોકથી તેને પ્રશ્ન પૂછવો જરૂરનો છે.—

**जगत्सत्यत्वमापाद्य प्रारब्धं भोजयेद्यदि ।**

**तदा विरोधि विद्याया भोगमात्रान् न सत्यता ॥१७७॥ ७६१**

**अनूनो जायते भोगः कल्पितैः स्वप्नवस्तुभिः ।**

**जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥ १७८ ॥ ७६२**

**શબ્દાર્થઃ—જગત્‌ની સત્યતા સંપાદન કરીને પ્રારબ્ધ કર્મ જો ભોગ આપે ( ભોગવાવે ) તો [ તે ] વિદ્યાનું વિરોધી [ થાય પણ ] ભોગ માત્રથી [ તેની ] સત્યતા [ થતી ] નથી. (૧૭૭). [ જેમ ] કલ્પેલી સ્વપ્નની વસ્તુઓવડે સંપૂર્ણ ભોગ થાય છે તેમ અસત્ય જાગ્રદવસ્થાની વસ્તુઓવડે પણ ભોગ અંગીકાર કરાઓ-કરવો જોઇએ. ૧૭૮.**

**વિવેચનઃ**—જો વિદ્યા અને પ્રારબ્ધનો પરસ્પર વિરોધ છે તો અત્રે અમે સિદ્ધાન્તી પૂછીએ છીએ કે,—પ્રારબ્ધ કર્મ વિદ્યાનું વિરોધી છે કે વિદ્યા પ્રારબ્ધ કર્મની વિરોધી છે ? આ બે વિકલ્પમાંનો પહેલો વિકલ્પ ( પ્રારબ્ધકર્મ વિદ્યાનું વિરોધી છે તે ) ઘટતો નથી; કેમકે પ્રારબ્ધ કાંઈ જગતની સત્યતા સ્થાપિત કરીને ભોગ ભોગવરાવતું નથી. જો તેની સત્યતા સંપાદન કરીને તે જીવને સુખદુઃખ આપતું હોય તો જ તત્ત્વવિદ્યા જે કે જગતનું મિથ્યાત્વ બતાવે છે તેની સાથે તે વિરોધી થાય, પણ પ્રારબ્ધ તેમ કરતું નથી. તે તો માત્ર જીવને ભોગ જ મેળવી આપે છે. હવે ભોગ્ય સમૂહરૂપ જગત, અર્થાત્ જીવને ભોગ ભોગવવાનું સ્થાન તે ભોગ્ય છે માટે સત્ય છે એમ અનુમાન કરીએ, તો કોઇ પણ વિષયની ભોગ્યતા હોવાથી તે સત્ય છે એમ કહી શકાય નહિ; કેમકે તેમાં દૃષ્ટાંતની હાનિ છે. વાદી કહે છે, કે તમે જ્યારે વિષયની ભોગ્યતા હોવાથી તે સત્ય છે એમાં દૃષ્ટાંત નથી એમ બતાવી તેની અસત્યતા સ્થાપિત કરો છો, ત્યારે તો મિથ્યા પદાર્થવડે પણ ભોગ હોય એવું દૃષ્ટાંત નથી ને તેથી વિદ્યા અને પ્રારબ્ધમાં વિરોધ આવે છે. સિદ્ધાન્તી કહે છે કે તેમ નથી. મિથ્યા પદાર્થનો ભોગવટો આપણે કરીએ છીએ. એનું દૃષ્ટાંત છે. સ્વપ્નમાંના કલ્પિત પદાર્થો જેઓ મિથ્યા છે તેઓનાથી તે કાળમાં આપણે સંપૂર્ણ ભોગ ભોગવીએ છીએ. આ જ પ્રમાણે જ્ઞાનીઓને જાગ્રદવસ્થાની અસત્ય વસ્તુઓવડે પણ ભોગવટો ઘટે છે, ને તેથી ( તે મિથ્યાના ભોગવટાથી ) તત્ત્વવિદ્યા સાથે કાંઈ વિરોધ આવતો નથી. ૧૭૭—૧૭૯.

**यदि विद्याऽपन्हुवीत जगत् प्रारब्धघातिनी ।**
**तदा स्यान्न तु मायात्वबोधेन तदपन्हवः ॥ १७९ ॥ ७६३**
**अनपन्हुत्य लोकास्तदिंद्रजालमिदं त्विति ।**
**जानंत्येवानपन्हुत्य भोगं मायात्वधीस्तथा ॥ १८० ॥ ७६४**

**શબ્દાર્થઃ—જો તત્ત્વવિદ્યા જગત્‌ને નિષેધે [ નાશ ] કરે તો [ તે ] પ્રારબ્ધને હણનારી થાય, પણ મિથ્યાપણાના બોધવડે [ કાંઇ ] તે (જગત્-પ્રારબ્ધ)નો નિષેધ નથી. [ થતો ]. (૧૭૯). [ જેમ ] માણસો ઇંદ્રિજાળના સ્વરૂપનો ] નિષેધ નહિ કરીને આ તો ઇંદ્રિજાળ જ [ છે ] એમ જાણે છે, તેમ ભોગોનો [ પણ ] નિષેધ નહિ કરીને [ તેમાં ] મિથ્યાપણાની બુદ્ધિ [ થાય છે ]. ૧૮૦**

**વિવેચનઃ**—પાછળ ૭૬૧ મા શ્લોકની ઉત્થાનિકામાં બતાવેલો બીજો વિકલ્પ (વિદ્યા પ્રારબ્ધકર્મની વિરોધી છે, તે) પણ ઘટતો નથી, તે ૭૬૮ મા શ્લોક સુધીમાં બતાવે છે.-

પ્રપંચના મિથ્યાપણાનું જ્ઞાન ( તત્ત્વ ) જો જગતનો નિષેધ બતાવતું હોય, એટલે કે રૂપાને 'આ રૂપું નથી' એમ કહી જેમ તેનો નિષેધ કરીએ તેમ ભાસમાન થતા સર્વ ભોગ્યરૂપ જગતનો પણ જો નિષેધ કરવામાં આવે તો તેથી સુખદુઃખના અનુભવરૂપ પ્રારબ્ધ કર્મના ભોગનાં સાધનનો નિષેધ થઇ તત્ત્વવિદ્યા પ્રારબ્ધ કર્મની વિરોધી થાય; પણ તત્ત્વવિદ્યા કંઈ જગતનો નિષેધ બતાવતી નથી. તે તો તેનું મિથ્યાત્વ બતાવે છે; આથી કરીને તે પ્રારબ્ધ કર્મની વિરોધી નથી. વિદ્યા જગતનું મિથ્યાત્વ બતાવે છે ખરી પણ તેથી કરીને કાંઇ તે જગતનો નાશ છે એમ બતાવતી નથી. ઇંદ્રજાળ ( જાદુ ) ના ખેલનો નિષેધ કર્યા વગર તેમાં માણસો જેમ મિથ્યાપણાની બુદ્ધિથી જોય છે, તેમ જ સર્વ ભોગનો પણ નિષેધ કર્યા વગર તે મિથ્યા છે એમ સમજી શકાય છે. ૧૭૯—૧૮૦.

**यत्र त्वस्य जगत्स्वात्मा पश्येत्कस्तत्र केन किम् ।**
**किं जिघ्रेत् किं वदेद्वेति श्रुतौ तु बहु घोषितम् ॥१८१॥ ७६५**
**तेन द्वैतमपह्नुत्य विद्योदेति न चान्यथा ।**
**तथा च विदुषो भोगः कथं स्यादिति चेच्छृणु॥१८२॥ ७६६**

**શબ્દાર્થ:—જ્યાં (જે અવસ્થામાં) જગત્ [એ જ] આ (જ્ઞાની) નો પોતાનો આત્મા [થયો છે] ત્યાં કોણ, કોણે વતી કોને જુએ, કોને સુંઘે [અને] કોને કહે? એ પ્રકારે શ્રુતિમાં તો બહુ કહેલું [છે]. (૧૮૧). તે (હેતુ) વડે જગત્‌નો નિષેધ કરીને વિદ્યા ઉદય પામે છે પણ બીજી રીતે (ઉદય પામતી) નથી. અને તેમ [છે તો] વિદ્વાનનો ભોગ કેમ હોય? એમ જો [કહેતો હોઉં] તો સાંભળ. ૧૮૨.**

**વિવેચન:—**यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् 'જે અવસ્થામાં આ જ્ઞાનીને સર્વ જગત્ આત્મા જ થયું તો ત્યાં કોણેવતી કોને જુએ?' ઇત્યાદિ શ્રુતિના અર્થમાં દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીનો અભાવ બતાવેલો છે, આથી કરીને એમ જ સમજાય છે કે વિદ્યા ઉત્પન્ન થતાંની સાથે જગત્ માત્રનો નિષેધ જ થઈ જાય છે. જો એમ છે, તો પછી બધું નાશ પામતાં જ્ઞાનીને ભોગ શામાટે હોવો જોઇએ ? વળી इदं सर्वं यदयमात्मा 'આ જે સર્વ છે તે આત્મા છે' એ શ્રુત્યર્થ પ્રમાણે જ્ઞાન થયા પછી સર્વ કાંઈ પોતાને રૂપે જ થઈ જાય છે તો પછી, જ્ઞાનીની એવી દશામાં જોનાર કોણ છે ? કઈ આંખોવડે આ દૃશ્ય જગતને જુએ ? ક્યાં કુસુમાદિકને સુંઘે ? અને કયું વાક્ય કઇ વાણીવડે બોલે ? તેમ જ બીજી કઇ ઈંદ્રિયવડે કંઈ પણ કર્મ કરે ? અર્થાત્ દ્રષ્ટા, દર્શન, અને દૃશ્યની ત્રિપુટી વિદ્યાથી નાશ પામી ગઇ એટલે જ્ઞાનીને કોઇ પણ જાતના ભોગ ભોગવવાના રહ્યા જ નહિ, એમ વાદીનું કહેવું છે. સિદ્ધાંતી, * स्वाप्ययसंपत्त्योरन्यतरापेक्षमाविष्कृतं हि 'સુષુપ્તિ અને મોક્ષ આ બેમાંની એક અવસ્થાની અપેક્ષા ( શ્રુતિએ ) પ્રગટ કરી છે' એ વેદાન્ત સૂત્રને આધારે પરિહાર કરે છે કે ' જે અવસ્થામાં આ જ્ઞાનીને સર્વ આત્મા થયું છે ઇ૦ ' શ્રુતિનો અર્થ વિદેહમુક્તિને અથવા સુષુપ્તિ અવસ્થાને લાગુ કરવા માટે છે પણ બીજી અવસ્થાને લાગુ કરવા માટે નથી તે નીચે પણ બત્તાવે છે. આથી કરીને તત્ત્વવિદ્યાથી જગતનો નિષેધ નહિ હોઇ તે પ્રારબ્ધ કર્મની વિરોધી નથી. ૧૮૧-૧૮૨.

* બ્રહ્મસૂત્ર અધ્યાય ૪ થો. પાદ ૪ થામાં ૧૬ મું સૂત્ર.

सुषुप्तिविषया मुक्तिविषया वाऽश्रुतिस्त्विति ।
उक्तं स्वाप्ययसंपत्योरिति सूत्रे ह्यतिस्फुटम् ॥१८३॥ ७६७
अन्यथा याज्ञवल्क्यादेराचार्यत्वं न संभवेत् ।
द्वैतदृष्टावविद्वत्ता द्वैतादृष्टौ न वाग् वदेत् ॥ १८४ ॥ ७६८

શબ્દાર્થઃ—( આ ૭૬૫ મા શ્લોકમાં બતાવેલી ) શ્રુતિ તો સુષુપ્તિને વિષય કરનારી અથવા મુક્તિને વિષય કરનારી [છે] એમ 'સુષુપ્તિ અથવા મુક્તિ બેમાંની એક અવસ્થાની અપેક્ષા શ્રુતિએ પ્રગટ કરી છે' એ પ્રકારના ( બ્રહ્મ ) સૂત્રમાં પ્રસિદ્ધપણે અતિ સ્ફુટ [કરેલું છે]. (૧૮૩). બીજી રીતે [ એટલે ] દ્વૈતદૃષ્ટિમાં અવિદ્વત્તા [ અને ] દ્વૈતની અદૃષ્ટિમાં [ જ્ઞાની ] વાણી [ પણ ] ન બોલે [ એમ જ હોય તો ] યાજ્ઞવલ્કયાદિને આચાર્યપણું સંભવતું નથી. ૧૮૪.

વિવેચનઃ—ભગવાન્ વેદવ્યાસે પોતાના સૂત્રમાં એ શ્રુતિનો પરિહાર કરી બતાવ્યો છે એ વાત જો આપણે અનંગીકાર હોય અને જ્યાં સુધી દ્વૈત છે ત્યાં સુધી અજ્ઞાન છે તથા અદ્વૈત સિદ્ધ થતાં–તત્ત્વવિદ્યાની સંપ્રાપ્તિ થતાં કાંઇ બોલવા કરવાનું રહેતું જ નથી એ સુષુપ્તિ અથવા વિદેહમુક્તિની દશા જ અંગીકાર હોય, તો પછી યાજ્ઞવલ્કય મહામુની આદિએ જનકાદિને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે તે વાત જ સંભવતી નથી અને તેથી વિદ્યાના સંપ્રદાયનો ઉચ્છેદ જ થાય છે. માટે જ વિદ્યાની સંપ્રાપ્તિ જગતનો નિષેધ નથી બતાવતી એ સિદ્ધાંત સદા ગ્રાહ્ય છે. ૧૮૩—૧૮૪.

### ૬ અપરોક્ષ વિદ્યાના સ્વરૂપનો નિર્ધાર. ૭૬૯—૭૭૫.

निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः ।
सैवापरोक्षविद्येति चेत् सुषुप्तिस्तस्था न किम् ॥ १८५॥ ७६९
आत्मतत्त्वं न जानाति सुप्तौ यदि तदा त्वया ।
आत्मधीरेव विद्येति वाच्यं न द्वैतविस्मृतिः॥ १८६ ॥ ७७०

શબ્દાર્થઃ—નિર્વિકલ્પ સમાધિમાં તો દ્વૈતની અપ્રતીતિરૂપ હેતુ હોવાથી તે જ અપરોક્ષ વિદ્યા [ છે ] એમ જો [ હોય ] તો તેમ ( દ્વૈતની અપ્રતીતિવાળી ) સુષુપ્તિ અવસ્થા કેમ નહિ ? ( ૧૮૫ ). જો સુષુપ્તિમાં [ માણસ ] આત્મતત્ત્વને જાણતો નથી [ એમ માને છે ] તો તેં [ પણ ] આત્મબુદ્ધિ [ એ ] જ વિદ્યા [ છે ] એમ કહેવા યોગ્ય છે; [ પણ ] દ્વૈતની વિસ્મૃતિ [ વિદ્યા છે એમ ] કહેવા યોગ્ય નથી. ૧૮૬.

વિવેચનઃ—યાજ્ઞવલ્કયાદિ મહામુનીઓને આચાર્ય દશામાં જે જ્ઞાન છે તે જ્ઞાનમાં દ્વૈતની સંપ્રાપ્તિ છે, માટે તેને વિદ્યા કહો તો ઠીક છે પણ તે અપરોક્ષ જ્ઞાન તો નથી જ. માત્ર નિર્વિકલ્પ સમાધિમાં જ દ્વૈતદર્શનનો અભાવ છે, માટે તે જ અપરોક્ષ જ્ઞાન છે; એમ વાદીની શંકા છે. સિદ્ધાન્તી તેનો પરિહાર કરે છે કે, માત્ર દ્વૈતાભાવનું નામ અપરોક્ષ

જ્ઞાન નથી. જો દ્વૈતાભાવ એ જ અપરોક્ષ જ્ઞાન હોય તો તો સુષુપ્તિમાં પણ દ્વૈતનો અભાવ છે, પણ તે અપરોક્ષ જ્ઞાન કહેવાય નહિ; કેમકે સુષુપ્તિમાં દ્વૈતનો અભાવ છે પણ આત્મતત્ત્વનું જ્ઞાન નથી. તેમાં તો મન સહિત બધી ઈંદ્રિઓનો અજ્ઞાનમાં લય છે. આથી કરીને સુષુપ્તિને તત્ત્વવિદ્યા કહેવાય નહિ. માત્ર દ્વૈતનો નિષેધ એ કાંઈ તત્ત્વવિદ્યા નથી. પણ આત્મબુદ્ધિ એ જ તત્ત્વવિદ્યા છે, એમ તમારે (વાદીએ) પણ કહેવા યોગ્ય છે. ૧૮૫—૧૮૬.

**उभयं मिलितं विद्या यदि तर्हि घटादयः ।**

**अर्द्धविद्याभाजिनः स्युः सकलद्वैतविस्मृतः ॥ १८७ ॥ ७७१**

**मशकध्वनि मुख्यानां विक्षेपाणां बहुत्वतः ।**

**तवऽविद्या तथा न स्याद् घटादीनां यथा दृढा॥१८८॥ ७७२**

**શબ્દાર્થ:—બન્ને (દ્વૈતાભાવ અને આત્મજ્ઞાન) મળીને તત્ત્વવિદ્યા [છે એમ] જો [કહે] તો સકળ દ્વૈતની વિસ્મૃતિ હોવાથી ઘટાદિ જડ પદાર્થો અર્દ્ધ વિદ્યાવાળા થાય. (૧૮૭). મચ્છરના ધ્વનિ મુખ્ય છે જેમાં એવા વિક્ષેપોનું બહુપણું હોવાથી તારી તત્ત્વવિદ્યા ઘટાદિને જેવી દૃઢ [છે] તેવી નહિ થાય. ૧૮૮.**

**વિવેચન:**—વાદી કહે છે કે તત્ત્વવિદ્યાનો ખરો અર્થ હું એમ સમજું છું કે જેમાં દ્વૈતનો અભાવ થાય અને આત્મજ્ઞાન પણ થાય. સિદ્ધાન્તી કહે છે કે ના, એમ નથી. જો એમ હોય તો તત્ત્વવિદ્યામાં બે ભાગ થયા. એક દ્વૈતનો અભાવ, અને બીજો આત્મજ્ઞાન. આથી કરીને એમ થાય છે કે જેમાં એ બેમાંનું એક હોય તેમાં પણ અર્દ્ધ વિદ્યા તો ખરી. ઘટાદિ જેઓ જડ પદાર્થ છે તેમને આપણી પેઠે કાંઈ બીજા પદાર્થનું ભાન નથી. અર્થાત્ તેઓમાં પણ અર્દ્ધ વિદ્યા છે એમ સિદ્ધ થાય. વળી વિદ્યાની વ્યાખ્યા તમારા માનવા પ્રમાણે કરીએ તો તે પક્ષમાં સમાધિવાળા પુરૂષને તો અર્દ્ધ વિદ્યા પણ ન સંભવે, કેમકે આ વ્યાખ્યાનો સ્વીકાર કરનાર હે વાદી! તારી સમાધિ કોઇ દિવસ પણ ઘટાદિના દ્વૈતવિસ્મરણની પેઠે દ્વૈતનો અભાવ કરી શકતી નથી. તને તો સંસાર છોડીને તું ગમે ત્યાં જઈ રહીશ તોપણ મચ્છરાદિના અવાજરૂપ વિક્ષેપ પણ આવી વળગવાના. ૧૮૭—૧૮૮.

**आत्मधीरेव विद्येति यदि तर्हि सुखी भव ।**

**दुष्टचित्तं निरुंध्याच्चेत् निरुंधि त्वं यथासुखम्॥१८९ ॥ ७७३**

**तदिष्टमेव्यपायापरस्तस्य समीक्षणात् ।**

**इच्छन्नप्यज्ञवन्नेच्छेत् किमिच्छन्नपि हि श्रुतम्॥१९० ॥ ७७४**

**શબ્દાર્થ:—આત્મબુદ્ધિ એ જ વિદ્યા [છે] એમ જો [કહે] તો તું સુખી થા. [પણ] દુષ્ટ ચિત્તને [તો] રૂંધવું એમ જો [કહે] તો તું [તેને] ઈચ્છા પ્રમાણે રૂંધ. (૧૮૯). ઈચ્છાવાળો યોગ્ય જગતના મિથ્યાપણાનું રૂડે પ્રકારે ઈક્ષણ હોવાથી તે (નિરોધ) [અમને] ઈષ્ટ [છે]. જ્ઞાની ઈચ્છતો સતો પણ અજ્ઞાનીને પેઠે ન ઈચ્છે એટલા માટે 'કેને ઈચ્છતો [સતો]' પણ [એમ શ્રુતિમાં] સાંભળ્યું છે. ૧૯૦.**

**વિવેચનઃ**—જોકે આત્મજ્ઞાન એ જ વિદ્યા છે; દ્વૈતની વિસ્મૃતિ વિદ્યા નથી, એ અત્રે (અમે વાદી) કબૂલ કરીએ છીએ તોપણ, વિક્ષેપાદિ દોષવાળા ચિત્તમાં આત્મજ્ઞાન સંભવતું નથી માટે તેનો (ચિત્તનો) નિરોધ થવો જોઇએ. સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે તું સુખી થા, અને તને જેમ સુખ થાય-ક્લેશ ન થાય તેમ ચિત્તનો પણ નિરોધ કર, કેમકે દોષયુક્ત ચિત્તનો નિરોધ અમને ઇષ્ટ છે. ચિત્તનો નિગ્રહ થવાથી તેની અંદરના દોષો નિવૃત્તિ પામી જાય છે અને અદ્વિતીય આત્માનું જ્ઞાન સંપાદન કરવામાં ઇચ્છાતા જગતનું મિથ્યાપણું સારી રીતે જણાઇ આવે છે; માટે વેદાન્તસિદ્ધાંતને ચિત્તનો નિગ્રહ ઇષ્ટ છે. આમ ચિત્ત-નિરોધ ઇષ્ટ હોવાથી પાછળ ૭૨૦ મા શ્લોકથી આ શ્લોક સુધીમાં '**કોને ઇચ્છતો સતો**' એ શ્રુતિના અંશપદના અર્થની આપણને પ્રાપ્તિ થઈ છે તેને ગ્રંથકર્તા સમાપ્ત કરી બતાવે છે કે,—બાધિત ઇચ્છાવાળો જ્ઞાની ઇચ્છતો સતો પણ અજ્ઞાનીની પેઠે આધ્યાસિક ઇચ્છા કરે નહિ. આ અર્થનો નિર્ણય કરવા માટે જ ૫૮૫ મા શ્લોકમાં બતાવેલી શ્રુતિમાં '**કોને ઇચ્છતો સતો**' એ શબ્દો કહેલા છે. ૧૮૯—૧૯૦.

**रागो लिंगमबोधस्य संतु रागादयो बुधे ।**
**इति शास्त्रद्वयं सार्थमेवं सत्यविरोधतः ॥ १९१ ॥ ७७९**

**શબ્દાર્થઃ—'રાગ (એ) અજ્ઞાનનું ચિન્હ છે' [અને વળી] 'જ્ઞાનીમાં રાગાદિ દોષ હો;' એ પ્રકારનાં બન્ને શાસ્ત્ર, એમ છતાં [પણ] અવિરોધ હોવાથી અર્થવાળાં [છે]. ૧૯૧.**

**વિવેચનઃ**—रागो लिंगमबोधस्य चित्तव्यायामभूमिषु । कुतः शाद्वलता तस्य यस्याग्निः कोटरे तरोः 'ચિત્તની વિહાર કરવાની ભૂમિઓ (વિષયો)માં જે રાગ—આસક્તિ છે તે જ અજ્ઞાનનું ચિન્હ છે. જે ઝાડના કોતરમાં અગ્નિ છે તેને લીલાપણું કયાંથી હોય ?' ન જ હોય. વળી शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्तिः स्यातावता मितेः । रागादयः संतु कामं न तद्भावोऽपराध्यते 'શાસ્ત્રાર્થની સમાપ્તિ હોવાથી તેટલાવડે જ જ્ઞાનીને મુક્તિ થાય છે. રાગાદિક જે મનના ધર્મ છે તે યથેચ્છ ભલે હો. તેનું હોવાપણું એ કાંઇ બાધ કરતું નથી' આ વાકય જ્ઞાનીઓના રાગાદિનો અંગીકાર બતાવે છે. આ બન્ને વાક્યમાં દેખીતો પરસ્પર વિરોધ છે એમ ભાસે છે પણ વિચારી જોતાં તેઓનો પરસ્પર અવિરોધ છે. જે વાક્ય રાગનો નિષેધ કરે છે તે * દૃઢ રાગનો નિષેધ કરે છે; અદૃઢ રાગનો નિષેધ કરતું નથી. અને

* અત્ર દૃઢ રાગ અને અદૃઢ રાગ શું છે તે સમજી લેવું જોઇએ. તેલ, ઘી, ઈત્યાદિ સ્નેહ (ચીકણા) પદાર્થ ચોપડેલી પથ્થર પાટી ઉપર, પથ્થરપેનવતી લીટા કાઢીએ છીએ તે નહિ જેવા દેખાય છે, અથવા તો થોડીવાર પછી તે નાશ પામી ગયા જણાય છે; તેમ જે જ્ઞાનીના ચિત્તમાં આવી મળતી ઉપાધિઓ કે ઉઠી નીકળેલી વૃત્તિઓ-તેમાં કાંઈ ચિન્હ ઉઠાડી શકતી નથી અથવા ઉઠાડે છે તો થોડા કાળ પછી પાછાં તે પોતાની મેળે જ નાશ પામી જાય છે; આવી અવસ્થા જેના ચિત્તની હોય તેનો રાગ અદૃઢ છે એમ સમજવું. અર્થાત્ જે જ્ઞાનીનું ચિત્ત આત્મવિચારથી એવું સ્નેહવાળું થયું હોય કે તેમાં કોઇપણ જાતની ચિત્તવૃત્તિઓ કે પ્રારબ્ધ વશાત્ આવી મળેલા ભોગો કોઇ જાતના દૃઢ સંસ્કાર ઘડી શકતાં નહોય તો તે અદૃઢ રાગ છે એમ સમજવું. અને પાણીવાળી પાટી ઉપર પથ્થરપેનથી કાઢેલા લીટા થોડી વાર પછી જેમ વધારે સ્વચ્છ થઈ પોતાની વધારે સ્થિરતા બતાવે છે, તેમ વ્યુત્થાન અવસ્થાથી રંગાઈ ગયેલા જેના ચિત્તમાં તેમાંથી ઉઠેલી વૃત્તિઓ કે પ્રારબ્ધના ભોગ પ્રબળ સંસ્કારો ઘડે છે અને પછી તે ઝળકી નીકળે છે, તે પુરૂષનો રાગ દૃઢ છે એમ સમજવું.

જે વાક્ય રાગનો અંગીકાર કરે છે તે વાક્ય રાગાભાસ ( અદૃઢ રાગ )ને વિષય કરે છે: દૃઢ રાગને વિષય કરતું નથી. આથી કરીને તેઓનો પરસ્પર વિરોધ નથી. ૧૯૧.

## ૪ શ્રુતિ અંશ 'કોના ભોગને માટે' એનો અભિપ્રાય. અર્થાત્ ભોક્તાના અભાવથી ભોગેચ્છાથી ઉત્પન્ન થતા સંતાપનો અભાવ છે તે બાબત. ૭૭૬–૮૦૬.

### ૧ ભોક્તાના નિષેધ પૂર્વક કૂટસ્થની અસંગતા. ૭૭૬—૭૮૪.

**जगन्मिथ्यात्ववत् स्वात्मासंगत्वस्य समीक्षणात् ।**

**कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया ॥ १९२ ॥ ७७६**

**શબ્દાર્થ:—જગતના મિથ્યાપણાની પેઠે પોતાના આત્માના અસંગપણાનું રૂડે પ્રકારે ઈક્ષણ હોવાથી ભોક્તાનો અભાવ કહેવાની ઈચ્છાવડે [ ભગવતી શ્રુતિમાં ] 'કેના ભોગને અર્થે' એ પ્રકારનું વચન [કહેલું છે]. ૧૯૨.**

**વિવેચન:**—૫૮૫ મા શ્લોકમાં બતાવેલી શ્રુતિનું किमिच्छन् **'કેને ઇચ્છતો'** એટલું અંશ વાક્ય લઈ પાછળ તેના અભિપ્રાયનું વર્ણન કરી બતાવ્યું છે. હવે कस्य कामाय **'કેના ભોગને માટે'** એ અંશ વાક્યના અભિપ્રાયને કહેવાનો આરંભ કરે છે.—

શ્રુતિગત **'કેને ઇચ્છતો'** એ વાક્યવડે જેમ જગતનો મિથ્યાપણાનો બોધ કરી તેથી વાસ્તવિક ભોગ્ય વસ્તુનો પણ અભાવ કહી બતાવ્યો છે. તેમ આત્માના અસંગપણાનો બોધ બતાવીને તેવડે વાસ્તવ ભોક્તાપણાનો અભાવ છે એવું બતાવવાને માટે શ્રુતિમાં **'કોના ભોગને માટે'** એ વાક્ય બતાવેલું છે. ૧૯૨.

**पतिजायादिकं सर्वं तत्तद्भोगाय नेच्छति ॥**

**किंत्वात्मभोगार्थमिति श्रुतावुद्घोषितं बहु ॥ १९३ ॥ ७७७**

**શબ્દાર્થ:—[પુરૂષ] પતિ, જાયા, આદિક સર્વને તેના તેના ભોગને માટે ઇચ્છતો નથી પણ આત્માના (પોતાના) ભોગને માટે [ઇચ્છે છે] એ પ્રકારે શ્રુતિમાં બહુ કહેલું [છે]. ૧૯૩.**

**વિવેચન:**—જો આત્માના ભોક્તાપણાનો આપણે નિષેધ બતાવવા ઇચ્છીએ છીએ તો તે, તે (આત્મા) ના ભોક્તાપણાની પ્રાપ્તિ પૂર્વક બતાવવાને યોગ્ય છે; પણ આત્મા તો અસંગ હોવાથી તેને ભોક્તૃત્વની પ્રાપ્તિ જ નથી. અને એમ છે તો પછી, જેની પ્રાપ્તિ નથી તેનો નિષેધ પણ કેમ બતાવી શકાય? આવી શંકા થાય છે. આ શંકા કરવી જોઇતી નથી; કેમકે આત્માનું આરોપિત ભોક્તાપણું તો આપણને અનુભવ સિદ્ધ છે, માટે આત્મામાં આરોપેલી ભોક્તૃત્વની પ્રાપ્તિને અનુવાદ કરનારો * न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति 'અરે સ્ત્રી ! પતિના કામભોગને માટે પતિ પ્રિય નથી' એ શ્રુતિથી આરંભી आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति 'આત્માના ભોગને માટે સર્વ પ્રિય થાય છે' અહિં સુધીના

* આગળ આવતા પ્રકરણ ૧૨ માં ૧૨૯૨ મા શ્લોકની ટીપ જુઓ.

શ્રુતિવાક્યના સમૂહવડે પતિ, સ્ત્રી, આદિક પ્રપંચને આત્માના ભોગનું સાધનપણું પ્રતિપાદન કરાય છે. ને એટલા માટે આત્માને ભોક્તૃત્વની પ્રાપ્તિ છે. ૧૯૩.

**किं कूटस्थश्चिदाभासोऽथवा किं वोभयात्मकः ।**
**भोक्ता तत्र न कूटस्थोऽसंगत्वाद्भोक्तृतां व्रजेत् ॥१९४॥ ७७८**
**सुखदुःखाभिमानाऽऽख्यो विकारो भोग उच्यते ।**
**कूटस्थश्च विकारी चेत्येतन् न व्याहतं कथम् ॥१९५॥ ७७९**
**विकारिबुद्ध्यधीनत्वादाभासो विकृतावपि ।**
**निरधिष्ठानविभ्रांतिः केवला न हितिष्ठति ॥ १९६ ॥ ७८०**
**उभयात्मकमेवातो लोके भोक्ता निगद्यते ।**
**तादृगात्मानमारभ्य कूटस्थः शेषितः श्रुतौ ॥ १९७ ॥ ७८१**

**શબ્દાર્થઃ—શું કૂટસ્થ અથવા ચિદાભાસ, અથવા શું (કૂટસ્થ અને ચિદાભાસ) બન્ને મળીને ભોક્તા [છે]? (તેમાં) [પોતાના] અસંગપણાથી કૂટસ્થ [તો] ભોક્તૃત્વ પામતો નથી. (૧૯૪). સુખદુઃખના અભિમાનરૂપ વિકાર [તે] ભોગ કહેવાય છે. '[આ] કૂટસ્થ [છે] અને [તે] વિકારી [છે]' આ (બોલવું) વ્યાઘાત દોષવાળું કેમ નહિ (ગણાય)? (૧૯૫). વિકારી બુદ્ધિને આધીન હોવાથી ચિદાભાસ [ વિકારી છે ], તથાપિ [ પોતાની ] વિકૃતિમાં પણ કેવળ અધિષ્ઠાન વગરની ભ્રાંતિ સ્થિત થતી નથી; (૧૯૬.) એટલા માટે લોકમાં બન્ને (કૂટસ્થ અને ચિદાભાસ) મળીને જ ભોક્તા કહેવાય છે. શ્રુતિમાં [પણ] આત્માને આરંભીને કૂટસ્થ અવશેષ [રહે છે] તેમ [કહેલું છે]. ૧૯૭.**

**વિવેચનઃ—**આત્માનું આરોપિત ભોક્તૃત્વ બતાવ્યું. હવે તે ભોક્તૃત્વનો નિષેધ બતાવવાને માટે તેમાં ત્રણ પ્રકારે વિકલ્પ કરી બતાવે છે. તેમાંનો કૂટસ્થ ભોક્તા છે. એ પહેલો વિકલ્પ ઘટતો નથી. કેમકે કૂટસ્થને ભોક્તા કહેવામાં બાધ આવે છે, તે એ કે, ભોગ એ એવી વસ્તુ છે કે તેમાં 'હું સુખી છું, દુઃખી છું' એવી વિકારી ભાવનાઓનું સ્વરૂપ છે. વિકાર વગર એવી ભાવના સંભવતી નથી. અર્થાત્ વિકારી ભાવના એ જ ભોગ છે. હવે કૂટસ્થ જે નિર્વિકારી છે તેને જો ભોગ જે વિકારરૂપ છે, તે છે એમ માનીએ તો કૂટસ્થ વિકારી થાય. જે નિર્વિકારી છે તે જ વિકારી છે એમ કહેવું એ તો વ્યાઘાત દોષ કહેવાય, માટે કૂટસ્થ જો વિકારી નથી તો તે ભોક્તા પણ નથી. ચિદાભાસ ભોક્તા છે? એ બીજો વિકલ્પ પણ ઘટતો નથી. ચિદાભાસ જોકે વિકારી બુદ્ધિના આશ્રયમાં હોવાથી તે વિકારી છે એ ખરી વાત છે, તોપણ વિકારી બુદ્ધિ, અધિષ્ઠાન વગર કલ્પી શકાતી નથી. સર્વનું અધિષ્ઠાન તો કૂટસ્થ-બ્રહ્મ છે, માટે વિકારી બુદ્ધિ અને ચિદાભાસ બન્નેનું અધિષ્ઠાન કૂટસ્થ છે. આથી કરીને કેવળ ચિદાભાસને ભોક્તૃત્વ સંભવતું નથી. કેવળ કૂટસ્થને પણ તે સંભવતું નથી. ત્યારે તો તે બન્ને મળીને જ એટલે અધિષ્ઠાન સહિત ચિદાભાસ ભોક્તા છે એમ વ્યવહાર દશામાં કહેવાય છે તે જ સ્વીકારવું, પરંતુ

પરમાર્થ દશામાં તેમ કહેવું ઘટતું નથી. આમાં શંકા થાય છે તે એ કે, असंगो ह्ययं पुरुषः 'આ પુરૂષ અસંગ છે' ઇત્યાદિ વાક્યમાં આત્માની અસંગતા જણાવેલી છે. અને योऽयं विज्ञानमयः प्राणेषु 'આ જે વિજ્ઞાનમય છે તે પ્રાણોમાં છે' ઇત્યાદિ વાક્યોમાં આત્મા બુદ્ધિનો સાક્ષી છે, એમ જણાવેલું છે. આથી કરીને એમ સમજાય છે કે કૂટસ્થ અને ચિદાભાસ એ બન્ને મળીને ભોક્તા છે, તે માત્ર વ્યવહાર દશામાં જ છે એમ નથી, પણ પારમાર્થિક દશામાં પણ છે. સિદ્ધાન્તી એનો પરિહાર કરે છે કે, અધિષ્ઠાન સહિત ચિદાભાસનું ભોક્તૃત્વ પારમાર્થિક છે એમ બતાવવાને માટે શ્રુતિનું તાત્પર્ય નથી. બૃહદારણ્યક આદિ શ્રુતિઓમાં પણ તે બુદ્ધિ ઉપાધિવાળા ભોક્તારૂપ આત્માનો અનુવાદ કરીને કૂટસ્થ, જે બુદ્ધિઆદિકની કલ્પનાનું અધિષ્ઠાન છે, તે બુદ્ધિઆદિક અનાત્મ વસ્તુઓનો નિષેધ કરવાથી અવશેષ રહે છે તેમ બતાવ્યું છે. ૧૯૪—૧૯૭.

નીચેના શ્લોકમાં આ સંબંધનાં વાક્યને અર્થથી કહી બતાવે છે.—

**आत्मा कतम इत्युक्ते याज्ञवल्क्यो निबोधयन् ।**
**विज्ञानमयमारभ्यासंगं तं पर्यशेषयत् ॥ १९८ ॥ ७८२**

**શબ્દાર્થઃ—[ જનકે ] 'આત્મા કોણ છે' એમ કહે સતે યાજ્ઞવલ્ક્ય મહામુનિ [ તેને ] બોધ કરતા થયા. [ તેમાં ] વિજ્ઞાનમયથી આરંભીને તે અસંગને અવશેષ કરતા હુવા. ૧૯૮.**

**વિવેચનઃ**—જનક સાથેના **યાજ્ઞવલ્ક્ય**ના સંવાદમાં **જનકે** कतम आत्मा 'આત્મા કોણ છે' એમ આત્માને વિષે પ્રશ્ન કર્યો છે. મહામુની **યાજ્ઞવલ્ક્ય** તેને બોધ કરવા માંડયા તેમાં योऽयं विज्ञानमयः प्राणेषु 'આ જે વિજ્ઞાનમય છે તે પ્રાણોમાં છે' ઇત્યાદિ વાક્યવડે વિજ્ઞાનમયથી આરંભ કરીને असंगो ह्ययं पुरुषः 'આ પુરૂષ અસંગ છે' એ પ્રમાણે અસંગ કૂટસ્થને તેમણે અવશેષ કરી બતાવ્યો છે. ૧૯૯.

**कोऽयमात्मेत्येवमादौ सर्वत्राऽऽत्मविचारतः ।**
**उभयात्मकमारभ्य कूटस्थः शेष्यते श्रुतौ ॥ १९९ ॥ ७८३**

**શબ્દાર્થઃ—'કયો આ આત્મા છે' ઇત્યાદિક ( વાક્યો )માં બધે ઠેકાણે શ્રુતિમાં આત્માના વિચારથી ઉભયરૂપ આત્માને આરંભીને કૂટસ્થને અવશેષ કરાય છે. ૧૯૦.**

**વિવેચનઃ**—જેમ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં અસંગ આત્માને અવશેષ કરી બતાવ્યો છે તેમ ઐતરેયાદિક બીજી શ્રુતિઓમાં પણ તે અસંગ આત્માને અવશેષ કરી બતાવ્યો છે તે અત્ર દેખાડે છે. कोऽयमात्मेति वयमुपास्महे कतरः स आत्मा 'કયો આ આત્મા છે જેની અમે ઉપાસના કરીએ. કયો તે આત્મા છે' ઇત્યાદિ વાક્યોમાં આત્માના વિચારવડે અંતઃકરણરૂપ ઉપાધિવાળા આત્માને આરંભીને કેવળ પ્રજ્ઞાનરૂપ કૂટસ્થ જ માત્ર આત્મા અવશેષ રહે છે એમ ઐતરેયોપનિષદ્‌માં બતાવ્યું છે. બીજી શ્રુતિઓમાં પણ તે છે અને જીજ્ઞાસુઓએ તે જોઇ લેવું. આ પ્રમાણે યુક્તિ અને શ્રુતિનાં વાક્યોનો વિચાર કરી જોતાં કૂટસ્થ, ચિદાભાસ, અને આ બન્નેનું ઉભયરૂપ, તે સૌનું ભોક્તૃત્વ મિથ્યા છે અને પારમાર્થિક અસંગ કૂટસ્થનું અભોક્તૃત્વ છે એ આપણને સિદ્ધ સમજાયું છે. ૧૯૯.

**कूटस्थसत्यतां स्वस्मिन्नध्यस्याऽऽत्माऽविवेकतः ।**
**तात्त्विकीं भक्तृतां मत्वा न कदाचिज्जिहासति ॥२००॥ ७८४**

**શબ્દાર્થ:—આત્મા અવિવેકથી કૂટસ્થની સત્યતાનો પોતામાં આરોપ કરીને ભોક્તાપણાને વાસ્તવિક માનીને કયારેય ત્યાગ કરવાને ઇચ્છતો નથી. ૨૦૦**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે ભોક્તાનું મિથ્યાત્વ તો સમજાયું પણ જ્યારે ભોક્તૃત્વ મિથ્યા છે ત્યારે સમગ્ર પ્રાણીને ભોક્તૃભાવમાં સત્ય બુદ્ધિ કેમ રહેલી છે ? એ શંકાના સમાધાનને માટે આ શ્લોકનું ગ્રંથકર્ત્તા કથન કરે છે. અધિષ્ઠાન સહિત ચિદાભાસ જીવ જે, ભોક્તા છે તે પોતાના અને કૂટસ્થના વાસ્તવ સ્વરૂપને અજ્ઞાનરૂપી આવરણને લીધે જાણી શકયો નથી. આથી કરીને કૂટસ્થમાંની સત્યતાનો તે પોતામાં આરોપ કરી લે છે, અને તેમ થવાથી પોતામાં જે ભોક્તૃત્વ બુદ્ધિ છે તેની પણ સત્યતા માની લે છે. ભોક્તૃબુદ્ધિની સત્યતા માનતાં પછી કોઈ પણ વખત તે ભોગને ત્યાગ કરવા ઇચ્છતો નથી. ૨૦૦.

**૨ ભોગ્ય પદાર્થોમાંની પ્રીતિ તજવાથી ભોક્તાની પ્રીતિ શું કરે છે તે વિષે વિચાર. ૭૮૫—૭૮૮**

**भोक्ता स्वस्यैव भोगाय पतिजायादिमिच्छति ।**
**एष लौकिकवृत्तांतः श्रुत्या सम्यगनूदितः ॥ २०१ ॥ ७८५**

**શબ્દાર્થ:—ભોક્તા પોતાના જ ભોગને માટે પતિ, સ્ત્રી, આદિકને ઇચ્છે છે. આ લૌકિક વૃત્તાંતનો ભગવતી શ્રુતિએ સારી રીતે અનુવાદ કરેલો [છે]. ૨૦૧.**

**વિવેચન:**—જ્યારે ભોક્તાનું ઉપર બતાવ્યા પ્રમાણે મિથ્યાત્વ છે ત્યારે आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति 'આત્માના ભોગને માટે સર્વ પ્રિય થાય છે' એમ કહીને શ્રુતિ તમામ ભોગને આત્માની ઉપકારકતા છે એમ કેમ બતાવે છે ? સિદ્ધાન્તી આ શંકાનો પરિહાર કરે છે કે, ભગવતી શ્રુતિએ અસંગ કૂટસ્થની ઉપકારકતા તમામ ભોગ્ય પદાર્થોને છે એમ નથી બતાવ્યું, પણ લોકપ્રસિદ્ધ અધિષ્ઠાન સહિત ચિદાભાસ—જેને ભોક્તા કહ્યો છે, તેની ભોગ્ય પદાર્થોને ઉપકારકતા છે એમ બતાવ્યું છે. અર્થાત્ લૌકિક વૃત્તાંતનો શ્રુતિએ અનુવાદ કર્યો છે. કંઈ અલૌકિક અર્થનું પ્રતિપાદન નથી કર્યું. ૨૦૧.

**भोग्यानां भोक्तृशेषत्वान् मा भोग्येष्वनुरज्यताम् ।**
**भोक्तर्येव प्रधानेऽतोऽनुरागं तं विधित्सति ॥ २०२ ॥ ७८६**

**શબ્દાર્થ:—ભોગ્ય પદાર્થોને ભોક્તાનું ઉપકરણપણું હોવાથી, ભોગ્ય પદાર્થોમાં પ્રીતિ કરવી નહિ [પણ ભોક્તામાં કરવી]. એટલા માટે મુખ્ય ભોક્તામાં જ [શ્રુતિ ભગવતી] તે (પ્રીતિ) ને વિધાન કરવા ઈચ્છે છે. ૨૦૨.**

**વિવેચન:**—પાછળના શ્લોકમાં બતાવ્યું કે ભગવતી શ્રુતિએ લૌકિક વૃત્તાંતનો અનુવાદ શામાટે કર્યો છે તે જણાવવા સારૂ આ શ્લોકનું કથન છે. આ અનુવાદ, શ્રુતિએ ભોક્તામાં પ્રેમ કરવાની ઇચ્છા બતાવવાને માટે જ કરેલો છે. પતિ, સ્ત્રી ઇત્યાદિ ભોગ્ય પદાર્થો ભોક્તાના ભોગનાં સાધન છે, અર્થાત્ મુખ્ય ભોક્તા છે અને સાધન અમુખ્ય ગૌણ

છે. પ્રીતિ હમેશાં મુખ્યમાં હોવા યોગ્ય છે; ગૌણમાં નહિ, માટે ભોક્તા જે મુખ્ય છે તેમાં પ્રેમ કરવાને યોગ્ય છે પણ ભોગ્યપદાર્થ પતિ, સ્ત્રી, આદિમાં પ્રેમ કરવો યોગ્ય નથી. ૨૦૨.

**या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**

**त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥ २०३ ॥ ७८७**

**શબ્દાર્થ:—વિષયથી છૂટી ન પડે એવી—સુદૃઢ, અવિવેકી પુરૂષોની વિષયમાં જે પ્રીતિ [ છે ] તે ( પ્રીતિ ) હે વિષ્ણો ! તમને સંભારતા મારા હૃદયથી ખસી જાઓ ( અર્થાત્ વિષયમુકત થઈ મારૂં મન તમારામાં જોડાઓ ). ૨૦૩.**

**વિવેચન**—'પ્રેમની કર્ત્તવ્યતા આત્મામાં જ છે ભોગ્ય પદાર્થમાં નથી' એમ પાછળ બતાવ્યું. પૂરાણમાં પણ આ વાત છે તે બતાવવા સારૂ અત્ર પુરણનું વચન લઈ બતાવે છે. આ શ્લોકના ચોથા ચરણમાં બે અર્થ થાય છે. એક અર્થ શબ્દાર્થમાં બતાવ્યો છે. બીજો આમ છે. જેઓને આત્માનું જ્ઞાન નથી એવા અવિવેકી પુરૂષોની વિષયમાં એટલી બધી દૃઢ પ્રીતિ છે કે તે વિષયથી છુટી પડી શકતી નથી. આ જેવી દૃઢ છે તેવી જ તમારૂં ( ઇશ્વરનું ) સ્મરણ કરતા મારા હૃદયમાં રહો. મારા હૃદયથી તે ખશી જાઓ નહિ. અર્થાત્ અવિવેકીઓની જેમ વિષયમાં દૃઢ પ્રીતિ છે તેમ મારી તમારા અનુસ્મરણમાં દૃઢ પ્રીતિ રહો એવો ભાવ છે. ૨૦૩.

**इति न्यायेन सर्वस्मात् भोग्यजातात् विरक्तधीः ।**

**उपसंहृत्य तां प्रीतिं भोक्तर्येनं बुभुत्सते ॥ २०४ ॥ ७८८**

**શબ્દાર્થ:—એ પ્રમાણે [ પુરાણ વચનમાં કહેલા ] ન્યાયવડે વિરક્ત જેની બુદ્ધિ છે એવો પુરૂષ, સર્વ ભોગના સમૂહથી તે ( ભોગ્યને વિષય કરનારી ) પ્રીતિને ભોક્તામાં જ આરોપી લઇને આ [ આત્મા ] ને જાણવાને ઇચ્છે છે. ૨૦૪.**

**૩ મુમુક્ષુને આત્મામાં સાવધાનતાની કર્ત્તવ્યતા પૂર્વક ભોક્તાના તત્ત્વ ( વાસ્તવરૂપ ) નું વિવેચન. ૭૮૯—૭૯૯.**

**स्रक्चंदनवधूवस्त्रसुवर्णाऽऽदिषु पामरः ।**

**अप्रमत्तो यथा तद्वन् न प्रमाद्यति भोक्तरि ॥ २०५ ॥ ७८९**

**શબ્દાર્થ:—[ મોક્ષને માર્ગે ન જતો ] પામર ( માણસ ) માળા, ચંદન, સ્ત્રી, વસ્ત્ર, ને સુવર્ણ આદિમાં જેમ પ્રમાદ વગરનો [ રહે છે ] તેમ [ મુમુક્ષુ ] ભોકતામાં પ્રમાદ કરતો નથી. ( અર્થાત્ આત્માનું વિસ્મરણ કર્યા વગર તેની ચિંતામાં જ રહે છે ). ૨૦૫.**

**काव्यनाटकतर्कादीन्भ्यस्याति निरंतरं ।**

**विजिगीषुर्यथा तद्वन्मुमुक्षुः स्वं विचारयेत् ॥ २०६ ॥ ७९०**

**શબ્દાર્થ:—જેમ [ પ્રતિવાદીને ] જીતવા ઇચ્છતો માણસ નિરંતર કાવ્ય, નાટક અને તર્કાદિકનો અભ્યાસ કરે છે તેમ મુમુક્ષુ સ્વસ્વરૂપનો વિચાર કરે. ૨૦૬.**

जपयोगोपासनादि कुरुते श्रद्धया यथा ।

स्वर्गादिवांच्छया तद्वच्छ्रद्दध्यात् स्वे मुमुक्षया ॥२०७॥ ७९१

શબ્દાર્થઃ—જેમ [ કામનાવાળો પુરૂષ ] સ્વર્ગાદિની ઇચ્છાવડે જપ, તપ, અને ઉપાસના આદિકને શ્રદ્ધા પૂર્વક કરે છે તેમ [ મુમુક્ષુ ] મોક્ષની ઇચ્છાવડે શ્રદ્ધા કરે. ૨૦૭.

चित्तैकाग्र्यं यथा योगी महाऽऽयासेन साधयेत् ।

अणिमादिप्रेप्सयैवं विविच्यात् स्वं मुमुक्षया ॥२०८॥ ७९२

શબ્દાર્થઃ—અણિમાદિક [ ઐશ્વર્ય સિદ્ધિઓની પ્રાપ્તિ ) ની ઇચ્છાવડે યોગી જેમ મોટા પ્રયત્નથી ચિત્તની એકાગ્રતા સાધે–સંપાદન કરે, તેમ [ મુમુક્ષુ પણ ] મોક્ષ ( પ્રાપ્તિ ) ની ઇચ્છાવડે સ્વસ્વરૂપનું વિવેચન કરે. ( અર્થાત્ દેહાદિકથી આત્મા ભિન્ન છે એમ જાણે ). ૨૦૮.

कौशलानि विवर्धंते तेषामभ्यासपाटवात् ।

यथा तद्वद्विवेकोऽस्याप्यभ्यासाद्विशदायते ॥ २०९ ॥ ७९३

શબ્દાર્થઃ—જેમ તેઓ ( શાસ્ત્રાભ્યાસી, સકામી અને યોગી પુરૂષો ) ના અભ્યાસની દૃઢતાથી [ તેમની તે તે અભ્યાસમાં ] કુશળતા વધે છે તેમ આ ( મુમુક્ષુ ) ના અભ્યાસથી પણ વિવેક ( દેહાદિથી આત્મભેદનું જ્ઞાન ) સ્પષ્ટ થાય છે. ૨૦૯.

विविंचता भोक्तृतत्त्वं जाग्रदादिष्वसंगता ।

अन्वयव्यतिरेकाभ्यां साक्षिण्यध्यवसीयते ॥ २१० ॥ ७९४

શબ્દાર્થઃ—[ જડ સમૂહરૂપ ભોગ્ય વસ્તુઓને ] ભેદવડે જાણનાર–વિવેચન કરનાર ( પુરૂષે ) એ, અન્વયવ્યતિરેકવડે ભોક્તાના તત્ત્વ ( પારમાર્થિક સ્વરૂપ ) નું જાગ્રત્ ( સ્વપ્ન અને સુષુપ્તિ ) આદિ ( અવસ્થાઓ ) માં સાક્ષિનેવિષે અસંગપણું [ છે એમ ] નિશ્ચય કરાય છે. ( તાત્પર્ય એ કે પારમાર્થિક આત્મતત્ત્વમાં, જડરૂપ ભોગ્ય વસ્તુઓનું અન્વયવ્યતિરેકવડે અસંગપણું છે, એમ આત્મબુદ્ધિમાં નિશ્ચય કરે છે ). ૨૧૦.

यत्र यद् दृश्यते दृष्ट्रा जाग्रत्स्वप्नसुषुप्तिषु ।

तत्रैव तन्नेतरत्रेत्यनुभूतिर्हि संमता ॥ २११ ॥ ७९५

શબ્દાર્થઃ—જ્યાં જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિમાં દૃષ્ટા ( સાક્ષી ) એ જે [ સ્થૂળસૂક્ષ્મ અને આનંદરૂપ ભોગ્ય પદાર્થો ] દેખાય છે–અનુભવ કરાય છે, તે ( દૃશ્ય પદાર્થો ) ત્યાં ( તે અવસ્થાઓમાં ) જ [ છે ]. બીજે નથી. [ અને સાક્ષીરૂપ દૃષ્ટા તો સર્વ અવસ્થાઓમાં અનુસ્યૂતપણે જ વર્તે છે ] એ પ્રકારનો અનુભવ [ સૌ કોઇએ ] પ્રસિદ્ધ માનેલો [ છે ]. ૨૧૧.

**स यत् तत्रेक्षते किंचित् तेन नन्वागतो भवेत् ।**
**दृष्ट्वैव पुण्यं पापं वेत्यैवं श्रुतिषु डिंडमः ॥ २१२ ॥ ७९६**

**શબ્દાર્થ:—તે જે કાંઈ ( વસ્તુ ) ને ત્યાં જુએ છે તેણે કરીને સંબંધ નહિ પામેલો એવો થાય છે. 'પુણ્ય અને પાપને જોઇને જ' એ પ્રકારે ભગવતી શ્રુતિઓમાં ઢંઢેરો છે. ૨૧૨.**

**વિવેચન:**—પાછળ અન્વયવ્યતિરેકવડે પારમાર્થિક આત્મતત્ત્વમાં ભોગ્ય વસ્તુઓનું અસંગપણું છે એમ અનુમાનથી બતાવ્યું છે. વેદનું આપ્ત પ્રમાણ પણ એમ જ બતાવે છે. स यत्तत्र किंचित् पश्यत्यनन्वागतस्तेन भवत्यसंगो ह्ययं पुरुषः 'તે ( આત્મા ) તે ( અવસ્થાઓ ) માં જે કાંઇ ( ભોગ્ય પદાર્થોને ) જુએ છે તે પદાર્થોવડે તે અનન્વાગત થાય છે, જેથી આ પુરૂષ અસંગ છે' આ શ્રુતિવાક્ય અને स वा एष एतस्मिन् संप्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति 'તે આ ( આત્મા ) આ સુષુપ્તિ અવસ્થામાં રમણ કરી ( તથા ) વિચરી ( સ્વપ્નાવસ્થામાં ) પાપ પુણ્યને ( માત્ર ) જોઈ ( તેનું ગ્રહણ કર્યા વગર ) ફરીને જાગ્રદવસ્થા તરફ ઇન્દ્રિયોની મારફત દોડે છે' આ શ્રુતિવાક્યને અર્થથી ગ્રંથકર્તા ભણી બતાવે છે. તે આત્મા તે અવસ્થામાં જે કાંઇ ભોગ્ય વસ્તુને જુએ છે, તેમાં તેને જોતાં છતાં પણ તેને અનુસારી થયા વગર—અર્થાત્ તે અવસ્થામાં જોએલા ભોગ્ય પદાર્થોવડે કોઇ પણ જાતનો સંસ્કાર પામ્યા વગર પોતાના સ્વરૂપે સ્થિત થયો સતો આત્મા, બીજી અવસ્થાને પામે છે. પાછલી અવસ્થાનું પુણ્ય અને પુણ્યનું ફળ સુખ, તથા પાપ અને પાપનું ફળ દુઃખ, એને માત્ર જોઇને જ તેને પોતાના સ્વરૂપમાં જરા પણ અવલંબન આપ્યા વગર તે બીજી અવસ્થામાં જાય છે. એવો આ શ્લોકનો ભાવ છે. ૨૧૨.

**जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत्प्रकाशते ।**
**तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥ २१३ ॥ ७९७**

**શબ્દાર્થ:—જે ( બ્રહ્મ ) જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ આદિક પ્રપંચને પ્રકાશે છે તે બ્રહ્મ હું [ છું ] એમ જાણીને [ જ્ઞાની ] સર્વ બંધોથી મૂકાઈ જાય છે. ૨૧૩.**

**વિવેચન:**—ભોક્તાના વાસ્તવ સ્વરૂપને વિવેચન કરનારી બીજી શ્રુતિને આ શ્લોકથી બતાવે છે. જે સત્ય, જ્ઞાન અને આનંદ લક્ષણવાળું બ્રહ્મ સાક્ષીરૂપે રહેલું છે, તે જાગ્રત્ આદિ સર્વ પ્રપંચને પ્રકાશે છે; અને તે જ બ્રહ્મ 'હું છું. હું, કાંઇ બુદ્ધિ અને ચિદાભાસ આદિક નથી' એમ શ્રુતિ અને અનુભવવડે નિશ્ચય કરીને જ્ઞાની 'હું પ્રમાણ કરનાર છું, હું કર્તા છું' ઇત્યાદિરૂપ સર્વ બંધ છે તેનાથી બધી રીતે મૂકાઇ જાય છે એવો ભાવ છે. ૨૧૩.

**एक एवात्मा मंतव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**
**स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥ २१४ ॥ ७९८**

**શબ્દાર્થ:—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ( એ ત્રણે અવસ્થાઓ ) વિષે એક જ આત્મા માનવા યોગ્ય [ છે, એમ વિવેકજ્ઞાનવડે ] જાગ્રદાદિરૂપ**

ત્રણ સ્થાનથી જૂદા પડેલા જીવાત્માને, [ આ શરીર પડ્યા પછી ] ફરીને જન્મ નથી. (અર્થાત્ બીજા શરીરની પ્રાપ્તિ થવાની નથી.) ૨૧૪.

* त्रिषु धामसु यद् भोग्यं भोक्ता भोगश्च यद् भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः॥२१५॥ ७९९

શબ્દાર્થઃ—ત્રણે અવસ્થાઓ ( જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ ) માં જે ( અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ અને આનંદરૂપ ) ભોગ્ય પદાર્થ [ છે]. વળી જે ( વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞરૂપ ) ભોક્તા [ છે; અને ] જે ( ભોગ્યના અનુભવરૂપ ) ભોગ છે; તેઓનાથી વિલક્ષણ, સાક્ષી [ અને ] ચિન્માત્રરૂપ [ નિરતિશય આનંદરૂપ હોવાવડે શોભાયમાન એવા ] સદાશિવ [ છે, તે ] ' હું [ છું ]'. ૨૧૫.

૪ ચિદાભાસ જે ભોક્તા છે તેને પોતાના મિથ્યાત્વનું જ્ઞાન થવાથી ભોગમાં અનાસક્તિ થાય છે. ૮૦૦–૮૦૬.

एवं विवेचिते तत्त्वे विज्ञानमयशब्दितः ।
चिदाभासो विकारी यो भोक्तृत्वं तस्य शिष्यते ॥२१६॥ ८००

શબ્દાર્થઃ—એ પ્રમાણે તત્ત્વનું વિવેચન કર્યે સતે વિજ્ઞાનમય શબ્દથી કહેલો જે વિકારી ચિદાભાસ [ છે ] તેનું ભોક્તાપણું બાકી રહે છે ( અથાત્ વિવેકવડે અસંગ આત્મતત્ત્વનો નિશ્ચય થયા પછી વિજ્ઞાનમય શબ્દનો વાચ્ય જે વિકારી ચિદાભાસ છે તેને ભોક્તાપણું છે એમ સમજાય છે, એવો અર્થ ). ૨૧૬.

मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि ।
इंद्रजालं जगत्प्रोक्तं तदंतःपात्ययं यतः ॥ २१७ ॥ ८०१

શબ્દાર્થઃ—આ ચિદાભાસ શ્રુતિ [ અને ] અનુભવથી પણ માયિક [ છે ]. જેથી કરીને જગત્‌ને ઇંદ્રજાળ કહેલું [ છે. ] આ ( ચિદાભાસ તેની અંદર પડેલો—અંતર્ભૂત છે. ૨૧૭.

**વિવેચન:**—જો ચિદાભાસનું ભોક્તૃત્વ સ્વીકારીએ તો પછી પાછળ ૭૭૯ મા શ્લોકમાં **'કોના ભોગને અર્થે'** એ શ્રુતિનું વચન ભોક્તાનો અભાવ કહેવાની ઇચ્છાવડે છે એમ જે બતાવ્યું છે તેની સાથે વ્યાઘાત દોષ આવે છે એમ શંકા થાય છે. અત્ર તે દોષ આવતો નથી, કેમકે कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया એ વાક્ય પારમાર્થિક ભોક્તાનો અભાવ બતાવવા માટે છે પણ વ્યાવહારિક ભોક્તાનો અભાવ બતાવવા માટે નથી. વ્યાવહારિક ભોક્તા જે ચિદાભાસ તેનું મિથ્યાપણું તો આ શ્લોકથી બતાવે છે. આ ચિદાભાસ મિથ્યારૂપ છે, કારણ કે जीवेशावाभासेन करोति '( માયા ) જીવ અને ઇશ્વરને આભાસવડે કરે છે ' આ શ્રુતિ પ્રમાણે દ્રષ્ટા, દર્શન, અને દૃશ્યરૂપ ત્રિપુટીની મધ્યમાં ચિ-

* માંડૂક્યોપનિષદ્ ઉપરની પૂજ્યપાદ ભગવાન્ ગૌડપાદાચાર્યની કારિકાના આગમપ્રકરણના ૫ મા શ્લોકમાં આવો જ અર્થ પ્રતિપાદન કરેલો છે, તે જોવો.

દાભાસ અનુભવાય છે માટે તે અનુભવ પ્રમાણે પણ તે મિથ્યા છે. વળી જગત્ જે ઇંદ્રજાળની પેઠે મિથ્યા છે તેમાં ચિદાભાસ અંતર્ભૂત હોવાથી પણ તે મિથ્યા છે એમ વિદ્વાનોએ અનુભવ કરાય છે. ૨૧૭.

એ અનુભવ નીચેના શ્લોકમાં બતાવી આપે છે.—

**विलयोऽप्यस्य सुप्त्यादौ साक्षिणा ह्यनुभूयते ।**

**एतादृशं स्वस्वभावं विविनक्ति पुनः पुनः ॥ २१८ ॥ ८०२**

**विविच्य नाशं निश्चित्य पुनर्भोगं न वांच्छति ।**

**मुमुर्षुः शयितो भूमौ विवाहं कोऽभिवांच्छति ॥ २१९॥ ८०३**

**શબ્દાર્થ:—[ જેથી કરીને ] આ ( ચિદાભાસ )નો નાશ પણ સુષુપ્તિ ( અને મૂર્ચ્છા ) આદિમાં સાક્ષી—કૂટસ્થવડે અનુભવાય છે. એમ [ જ્ઞાની ચિદાભાસ ] પોતાના સ્વરૂપને વારે વારે [કૂટસ્થથી] છૂટું કરે છે (અર્થાત્ પોતાનું સ્વરૂપ મિથ્યા છે એમ ચિદાભાસ જાણે છે). ( ૨૧૮ ). [ વળી એમ ] વિવેચન કરીને, [ તથા ] પોતાના નાશને નિશ્ચય કરીને પછી [ તે ચિદાભાસ ] ભોગને ઇચ્છતો નથી; [ કેમકે ] સાથરે સૂતેલો મરણને ઇચ્છતો કયો માણસ [ પોતાનાં ] લગ્ન (કરવા) ઇચ્છે છે ? ૨૧૯.**

**जिन्हेति व्यवहर्त्तुं च भोक्ताऽहमिति पूर्ववत् ।**

**छिन्ननास इव न्हीतः क्लिश्यन्नारब्धमश्नुते ॥ २२० ॥ ८०४**

**શબ્દાર્થ:—અને પૂર્વની પેઠે 'હું ભોક્તા [ છું ]' એમ વ્યવહાર કરવાને શરમાય છે [ એ રીતે જ્ઞાન થયા પછી ] નકટાની પેઠે શરમાઈ ગએલો [અને] કલેશ પામતો ( ચિદાભાસ ) પોતાના પ્રારબ્ધ કર્મને ભોગવે છે. ૨૨૦**

**વિવેચન:**—આ શ્લોકનો સંબંધ ઉપરના શ્લોકના પૂર્વાર્દ્ધ જોડે જોડાય છે. ચિદાભાસ પોતાના નાશનો નિશ્ચય કરીને ભોગ ઇચ્છિતો નથી, અને અજ્ઞાન દશામાં 'હું ભોક્તા છું' એમ બોલી પ્રતીતિ પૂર્વક વ્યવહાર કરતો હતો, તે હવે જ્ઞાન પામ્યા પછી તેમ બોલી કર્મ કરવામાં. અચકાય છે. હવે તો પાછળ ૭૨૮ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે કલેશનો અનુભવ કરતો પોતાનાં પ્રારબ્ધને ભોગવે છે. ૨૨૦.

**यदा स्वस्यापि भोक्तृत्वं मंतुं जिन्हेत्ययं तदा ।**

**साक्षिण्यारोपयेदेतादिति कैव कथा वृथा ॥ २२१ ॥ ८०५**

**શબ્દાર્થ:—જ્યારે આ ( જ્ઞાની ચિદાભાસ ) પોતાનું પણ ભોક્તાપણું માનવાને શરમાય છે ત્યારે આ ( ભોક્તાપણું ) [ અસંગ અને કૂટસ્થ એવા ] સાક્ષીમાં આરોપ કરે ! એ પ્રમાણે વૃથા કથા જ કઈ [છે] ? ૨૦૧.**

**વિવેચન:**—ચિદાભાસને જ્ઞાન થયા પછી ૧ કૈમુતિક ન્યાયવડે સાક્ષીના ભોક્તાપ-

---

**૧ મહાન્ શક્તિમાં અલ્પ શક્તિ સમાઈ જ જાય છે. કોઈ બળવાન્ માણસ પોતે એકલો પંદર માણસને પૂરો પડે છે તો એક માણસને પૂરો પડે તેમાં શું આશ્ચર્ય. જ્યાં વાક્યસમૂહથી આવો અર્થ દેખાડવામાં આવ્યો હોય ત્યાં કૈમુતિક ન્યાય કહેવાય છે. 'એમાં તે શું' આ એનો ભાવ છે.**

ણાને અભાવ સિદ્ધ જ થાય છે. પાછળ ૭૮૧ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે **ચિદાભાસનું ભોકતાપણું** છે, પણ જ્ઞાન થયા પછી તો ચિદાભાસ પોતાનું ભોકતાપણું—અર્થાત્ 'હું ભોકતા છું' એવું એવું મમત્વ રાખવામાં પણું લજ્જા પામે છે તો પછી સાક્ષી જે અસંગ છે તેમાં ભોકતાપણું આરોપે! એ વાત જ કેમ બને ? ન જ બને. ૨૨૧.

હવે નીચેના શ્લોકમાં ૭૭૬ થી ૮૦૫ શ્લોક સુધીમાં કહેલા અર્થને શ્રુતિ ભગવતી-વડે દૃઢ કરી બતાવે છે.—

**इत्यभिप्रेत्य भोक्तारमाक्षिपत्यविशंकया ।**
**कस्य कामायेति ततः शरीरानुज्वरो न हि ॥ २२२ ॥ ८०६**

**શબ્દાર્થઃ—'કેના ભોગને માટે' એ પ્રકારની શ્રુતિ એ પ્રમાણે [ મનમાં ] અભિપ્રાય લાવીને નિઃશંકપણે ભોકતાનો નિષેધ કરે છે, [ અને ] તેથી શરીરને લઇને અનુસંતાપ ( થતો ) નથી. ૨૨૨.**

**વિવેચનઃ**—ભગવતી શ્રુતિમાં कस्य कामाय એ શબ્દો વપરાયા છે તેનું અત્યાર સુધી વિવેચન કર્યું. હવે કૂટસ્થનું કે ચિદાભાસનું વાસ્તવિક ભોકતાપણું કોઇ પણ જાતની શંકા વગર નિષેધ કરી બતાવે છે. આથી કરીને ભોકતા—ચિદાભાસને શરીરસંતાપ થવાથી, તે પોતાને છે એમ સમજાતું નથી. અર્થાત્ શરીર સુખી છે, દુઃખી છે એમ જાણવાથી 'હું સુખી છું, હું દુઃખી છું' એવો પોતામાં આરોપ થતો નથી. ૨૨૨.

## ૫ જ્ઞાનીને ત્રણે શરીર સંબંધી સંતાપનો અભાવ ( શોક નિવૃત્તિ ) છે. ૮૦૭–૮૩૫.

### ૧ શરીરગત જ્વરનો અભાવ. ૮૦૭—૮૧૨.

**स्थूलं सूक्ष्मं कारणं च शरीरं त्रिविधं स्मृतम् ।**
**अवश्यं त्रिविधोऽस्त्येव तत्र तत्रोचितो ज्वरः ॥२२३॥ ८०७**

**શબ્દાર્થઃ—સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ [ એમ ત્રણ પ્રકારનું શરીર કહેલું [ છે. વળી ] ત્યાં ત્યાં ( તે તે શરીરને ) ઘટતો ત્રણ પ્રકારનો જ્વર [ પણ ] અવશ્ય [ છે જ ]. ૨૨૩.**

**वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशस्तनौ ।**
**दुर्गंधित्वं कुरूपत्वदाहभंगादयस्तथा ॥ २२४ ॥ ८०८**

**શબ્દાર્થઃ—[ સ્થૂળ ] શરીરમાં વાત, પિત્ત, કફથી ઉત્પન્ન થતા રોગો કરોડો [ છે ]; તથા દુર્ગંધીપણું, કૂબડાપણું, દાહ અને ભંગ આદિ [ બીજા પણ સંતાપો છે ]. ૨૨૪.**

**कामक्रोधादयः शान्तिदांत्याद्या लिंगदेहगाः ।**
**ज्वरा द्वयेऽपि बाधंते प्राप्त्याऽप्राप्त्या नरं क्रमात् ॥२२५॥ ८०९**

**શબ્દાર્થઃ—કામ ક્રોધ, આદિક ( દોષો ) [ અને ] શમ, દમ, આદિક**

**( સદ્‌ગુણો ) પણ સૂક્ષ્મ શરીરમાં રહેનારા [ સંતાપો છે. તેઓ ] અને અનુક્રમે પામવાવડે [ અને ] નહિ પામવાવડે માણસને દુઃખ કરે છે. ૨૨૫.**

**વિવેચનઃ**—આ શ્લોક સૂક્ષ્મ શરીરગત જ્વરોને બતાવે છે. સૂક્ષ્મ શરીરમાં માત્ર જેઓ મનોવિકાર છે તેનાથી જ માણસને સંતાપ થાય છે એમ નથી. શમ, દમ, આદિ સદ્‌ગુણોના સંબંધથી પણ દુઃખ થવા સંભવ છે. કામક્રોધાદિ દોષોનું આવી મળવું એ દુઃખરૂપ થાય છે તો શમદમ આદિ સદ્‌ગુણોનું દૂર થવું એ દુઃખરૂપ થાય છે. કદાચ સદ્‌ગુણોનું આવી મળવું થાય તોપણ તેથીએય ચિત્તમાં એક જાતની વિકૃતિ તો ખરી જ; પછી તે સુખરૂપે હોય તોપણ. सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ 'સુખ સંગવડે અને જ્ઞાન સંગવડે હે **અર્જુન!** તે ( સત્વગુણ ) જીવને બાંધે છે' એ ભગવદ્ વાક્ય પ્રમાણે તે બંધન કરે છે. આથી જ सर्वमेव दुखं विवेकिनः 'વિવેકીને સર્વ દુઃખ જ છે' આમ શમ, દમ, આદિ સાત્વિક ગુણો પણ દુઃખદ હોવાથી તેમને અત્ર સંતાપરૂપ—જ્વરરૂપ ગણી બતાવ્યા છે. જે વિવેકી છે તે તો प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव । न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति 'હે પાંડવ ! પ્રકાશ, પ્રવૃત્તિ કે મોહ ગમે તે થાય પણ તેનો તે દ્વેષ કરતો નથી કે તે નિવૃત્ત થએલાને ઇચ્છતો નથી.' ૨૨૫.

**स्वं परं च न वेत्यात्मा विनष्ट इव कारणे ।**
**आगामि दुःखबीजं चेत्येतदिंद्रेण दर्शितम् ॥ २२६ ॥ ८१०**

**શબ્દાર્થઃ—કારણ શરીરમાં આત્મા ( પુરૂષ ), પોતાને અને બીજાને જાણતો નથી. નાશ પામેલાની જેવો [ થાય છે અને ] ભવિષ્યમાં આવતા દુઃખનું બીજ આ [ તે છે ] એમ ઇંદ્રે દેખાડેલું [ છે ]. ૨૨૬.**

**વિવેચનઃ**—છાંદોગ્યોપનિષદ્‌ના આઠમા અધ્યાયમાં શિષ્ય ઇંદ્રે, **પ્રજાપતિ** ગુરૂપાસે બતાવ્યું છે કે न हि खल्वयमेवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति 'આ પુરૂષ ખરેખર ! સુષુપ્તિ કાળમાં 'આ હું છું' એમ આત્માને જાણતો નથી, તેમ જ આ ભૂતોને જાણતો નથી. (પણ) વિનાશ પામેલાના જેવો થાય છે' વળી नाहमत्र भोग्यं पश्यामि 'આ સુષુપ્તિ અવસ્થામાં હું ભોગ્ય વસ્તુ જોતો નથી' આ વાક્યોવડે પુરૂષને પોતાનું અને પરનું જ્ઞાન નથી તે, તથા પોતે નાશ પામ્યા જેવો છે તે, તથા આગળ આવતા દિવસોમાં થનારા [1] દુઃખના બીજરૂપ પોતે છે તે, બતાવેલું છે. એ જ અર્થ આ શ્લોકમાં પણ પ્રસિદ્ધ કરેલો છે. આ કારણ શરીરમાં પામેલા જ્વર—સંતાપનું લક્ષણ છે. ૨૨૬.

આમ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ શરીરના જ્વર બતાવી હવે તેની તે તે શરીરમાં અનિવાર્યતા છે તે બતાવે છે.—

**एते ज्वराः शरीरेषु त्रिषु स्वाभाविका मताः ।**
**वियोगेऽतु ज्वरास्तानि शरीराण्येव नासते ॥ २२७ ॥ ८११**

---

[1] અત્ર પાછલા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે સર્વ સુખનો પણ સમાવેશ થઈ ગયો છે એમ સમજવું.

तंतोर्वियुज्येत पटो बालेभ्यः कंबलो यथा ।
मृदो घटस्तथा देहो ज्वरेभ्योऽपीति दृश्यताम् ॥२२८॥ ८१२

**શબ્દાર્થ:—** એ સંતાપો ત્રણે શરીરમાં સ્વાભાવિક માનેલા [છે] જ્વરોવડે વિયોગ થવાથી તો તે શરીરો જ હોતાં નથી. (૨૨૭). જેમ તંતુથી કપડું, ઊનથી કાંબળો (અને) માટીથી ઘડો છૂટાં પડે [નહિ] તેમ દેહ પણ સંતાપોથી [છૂટા પડતા નથી] એ પ્રકારે જોવું. ૨૨૮.

**વિવેચન:—** પાછળ બતાવેલાં સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીરો તેમના સંબંધી જ્વર વગર હોઈ શકવાનો સંભવ નથી. જ્વરો છે તો તે છે, ને જ્વરો નથી તો તેઓ નથી. અર્થાત્ જ્વરો તે તે શરીરની સાથે જ વળગેલા છે. તંતુઓના વિંખાઈ જવાથી જેમ કપડું, ઊનના વિંખાઈ જવાથી જેમ કાંબળો, અને માટીનું સ્થૂળ શરીર વિંખાઈ જવાથી જેમ ઘડો નાશ પામે છે; તેમ જ જ્વરો નાશ પામતાં તે તે શરીરો નાશ પામે છે. ૨૨૭—૨૨૮.

**૨ ચિદાભાસમાં વાસ્તવિક જ્વરનો અભાવ છે ને તેને લીધે કૂટસ્થમાં પણ જ્વરનો અભાવ છે તે વિષે. ૮૧૪-૮૧૯.**

चिदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।
प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥ २२९ ॥ ८१३
चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।
एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥ २३० ॥ ८१४
साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।
तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥ २३१ ॥ ८१५
एतस्मिन् भ्रांतिकालेऽयं शरीरेषु ज्वरत्स्वथ ।
स्वयमेव ज्वरामीति मन्यते हि कुटुंबिवत् ॥ २३२ ॥ ८१६
पुत्रदारेषु तप्यत्सु तपामीति वृथा यथा ।
मन्यते पुरुषस्तद्वदाभासोऽप्यभिमन्यते ॥ २३३ ॥ ८१७

**શબ્દાર્થ:—** ચેતનનું પ્રકાશરૂપ એક સ્વભાવપણું જ દીઠેલું [છે] પણ બીજું દીઠું નથી. જેથી કરીને ચિદાભાસમાં સ્વભાવથી કોઇ પણ જ્વર નથી. (૨૨૯). ચિદાભાસમાં પણ જ્વરો હોવા યોગ્ય નથી [તો પછી] સાક્ષી કૂટસ્થમાં [હોય એવી] કઈ વાત? (એવી વાત જ કેમ સંભવે?) એમ છતાં પણ ચિદાભાસ, અવિદ્યાવડે જ [જ્વરોને પોતામાં છે એમ] માને છે. (૨૩૦). [ચિદાભાસ], પોતે સહિત ત્રણે શરીરમાં સાક્ષીની સત્તાનો અધ્યાસ કરીને તે સર્વ (ત્રણે શરીરને) પોતાનું વાસ્તવિક સ્વરૂપ [છે] એમ માને છે. (૨૩૧). આ ભ્રાંતિ કાળમાં આ (ચિદાભાસ) કુટુંબી

**માણસની પેઠે જ્વર પામતા શરીરમાં [1] પછી 'હું પોતે જ્વર પામું છું" એમ જ માને છે. (૨૩૨). કુટુંબી પુરૂષ (પોતાનાં) સ્ત્રી અને પુત્ર તાપ પામતે સતે 'હું તાપ પામું છું' એમ વૃથા માને છે, તેમ આભાસ પણ માને છે. ૨૩૩.**

**વિવેચન:**—હવે કૂટસ્થમાં જ્વરનો આભાવ છે તેવું કૈમુતિક ન્યાયવડે બતાવવાને ઇચ્છતા આચાર્ય પ્રથમ ચિદાભાસમાં જ્વરનો અભાવ છે એમ દેખાડે છે. ત્રણ શરીરમાંના જ્વરોના સંબંધ વગર, ચિદાભાસમાં કોઈ પણ જ્વર વાસ્તવિક રીતે નથી સંભવતો; કેમકે વિદ્વાનોના અનુભવમાં એમ સિદ્ધ થયું છે કે ચેતન, પ્રકાશરૂપ એક સ્વભાવવાળું છે. જો ચેતન જ એક સ્વભાવવાળું અર્થાત્ જ્વરરૂપ કોઇ પણ જાતની ઉપાધિ વગરનું છે, તો તેનું પ્રતિબિંબ ચિદાભાસ પણ કોઇ પણ જ્વર વગરનું જ હોવું જોઇએ. આથી એમ તો સિદ્ધ જ છે કે અસંગસાક્ષી કૂટસ્થમાં પણ કોઇપણ જાતનો જ્વર નથી. માત્ર અવિદ્યાવડે ચિદાભાસ તે પોતામાં છે એમ માને છે. અવિદ્યાવડે ચિદાભાસ પોતાનું, કૂટસ્થનું અને ત્રણે શરીરનું વાસ્તવ સ્વરૂપ ભૂલી જાય છે, અને ત્રણે શરીરમાં પોતે રહી તેમાં સાક્ષીની સત્તાનો અધ્યાસ કરે છે. અને એમ કર્યા પછી ત્રણે શરીરમાં પોતે જ વાસ્તવ રીતે છે એમ માને છે. જે કાળમાં તે આમ માને છે તે કાળ ભ્રાંતિકાળ છે એમ કહેવાની કે સંભારી આપવાની જરૂર નથી. આ ભ્રાંતિકાળમાં શરીરોમાં થતા સંતાપોને અવલંબી 'હું જ સંતાપ પામુંછું' એમ ચિદાભાસ માને છે. જોકે તે વૃથા છે તોપણ ભ્રાંતિને લીધે તે તેમ જ માને છે. ૨૨૯–૨૩૩.

**विविच्य भ्रांतिमुझित्वा स्वमप्यगणयन् सदा ।**
**चिंतयन् साक्षिणं कस्माच्छरीरमनुसंज्वरेत् ॥ २३४ ॥ ८१८**
**अयथावस्तुसर्पादिज्ञानं हेतुः पलायने ।**
**रज्जुज्ञानेऽहिधीध्वस्तौ कृतमप्यनुशोचति ॥ २३५ ॥ ८१९**

**શબ્દાર્થ:—વિવેચન કરીને [પછી] ભ્રાંતિને તજીને પોતાને પણ નહિ ગણતો [અને] નિત્ય સાક્ષીને વિચારતો (પુરૂષ) શામાટે શરીરને લીધે સંતાપ પામે? (૨૩૪). [એ જ પુરૂષ–જ્ઞાની ચિદાભાસ] અયથાર્થ વસ્તુરૂપ * સર્પાદિનાં જ્ઞાનને નાશી જવામાં કારણ [માને છે અને] દોરડીનું જ્ઞાન થયે સતે સર્પબુદ્ધિના નાશમાં, નાસી જવાનું કર્યું હતું તેનો પણ શોક કરે છે. ૨૩૫.**

**વિવેચન:**—પાછળ અવિવેકદશામાં ચિદાભાસને ભ્રાંતિવડે જ્વર થાય છે એમ દેખાડ્યું. હવે વિવેકદશામાં તે ભ્રાંતિનો અભાવ થતાં ચિદાભાસને જ્વરનો પણ અભાવ થાય છે, તે બતાવે છે. વિવેકજ્ઞાનથી જ્યારે ચિદાભાસ, પોતાના સ્વરૂપને; કૂટસ્થને; અને

---

[1] આ શબ્દને અન્વયમાં પાછળ લેવાનો હેતુ એ છે કે શરીરના સંતાપને લઈને પછી ચિદાભાસ તે પોતામાં માની લે છે. પાછળ अनुसंज्वरेत् ની સાથે આ અર્થ મળતો છે.

* અત્ર આદિ શબ્દવડે રાત્રે મુસાફરી કરતાં રસ્તામાં વૃક્ષનું ઠુંઠું જોઈ તેમાં ચોરની ભ્રાંતિથી માણસ નાસભાગ કરે છે તેનું ગ્રહણ કરેલું છે.

સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ એ રૂપ ત્રણે શરીરને; એક બીજાથી છૂટા પાડી વિચારી જુએ છે, ત્યારે પાછળ બતાવેલી तत्सर्वं वारतम्य स्वरूपमिति આ ભ્રાંતિનો તે ત્યાગ કરે છે અને પોતાના આભાસરૂપનું જ્ઞાન પામે છે. આમ પોતાના સ્વરૂપનું જ્ઞાન પામ્યા પછી તે પોતામાં પણ આદર કરતો નથી અને જ્વરાદિ રહિત પોતાના સાક્ષી સ્વરૂપનો નિત્ય વિચાર કરતો થાય છે. આથી તે શરીરના સુખદુઃખોથી ભેદાતો નથી. અર્થાત્ જ્વરવાન્ થતો નથી. ભેદાતો નથી એટલું જ નહિ, પણ દોરડીમાં સર્પની ભ્રાંતિ થયાથી જ્યારે પોતે સર્પભયને લીધે નાસી જતો હતો, ત્યારે હવે દોરડીનું યથાર્થ જ્ઞાન થયાથી પોતાના નાસી જવાને પણ હસવા માંડે છે, ને પોતાને ઠપકો આપે છે કે 'અરે તેં વૃથા નાસભાગ કરી'. ૨૩૪–૨૩૫.

**૩ સાક્ષીમાં ચિદાભાસે ભોક્તાપણાનો મિથ્યા આરોપ કરેલો તેની નિવૃત્તિ થવા સારૂ ચિદાભાસનું તે તરફ કર્તવ્ય. ૮૨૦–૮૨૬.**

**मिथ्याऽभियोगदोषस्य प्रायश्चित्तत्वसिद्धये ।**
**क्षमापयन्निवात्मानं साक्षिणं शरणं गतः ॥२३६॥ ८२०**
**आवृत्तपापनुत्यर्थं स्नानाद्यावर्त्यते यथा ।**
**आवर्त्तयन्निव ध्यानं सदा साक्षिपरायणः ॥ २३७ ॥ ८२१**

**શબ્દાર્થઃ—મિથ્યા આરોપરૂપી દોષના પ્રાયશ્ચિતપણાની સિદ્ધિને માટે ક્ષમા કરાવતા ( માણસ ) ની પેઠે [ જ્ઞાની ચિદાભાસ ] સાક્ષી આત્માને શરણ ગયેલો [ છે ]. ( ૨૩૬ ). જેમ [ પાપ કરનારા પુરૂષો પોતાથી ] થએલાં પાપના નિવારણ સારૂ સ્નાન આદિ [ રૂપ પ્રાયશ્ચિતને ] ફરી ફરીને કરે છે [ તેમ આ ચિદાભાસ ] ધ્યાનને આવૃત્તિ કરનાર ( પુરૂષ ) ની પેઠે નિત્ય સાક્ષી પરાયણ [ થાય છે ]. ૨૩૭.**

**વિવેચનઃ**—પાછળ ૮૧૮ મા શ્લોકમાં બતાવ્યું છે કે, ચિદાભાસ નિત્ય સાક્ષીનું ચિંતન કરતો થાય છે. આ અર્થ દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરે છે. વ્યવહારમાં આપણે કોઇને માથે આળ ચડાવીએ અને પછી આપણને સત્ય સમજાય કે 'જેને માથે મેં આળ મૂક્યું છે તે માણસ નિર્દોષ છે;' તો તે માણસ પાસે જેમ આપણે માફી માગીએ છીએ તેમ ચિદાભાસ પણ અસંગ આત્મામાં પોતે અત્યાર સુધી ભોક્તાપણાનો ખોટો આરોપ કરેલો છે, માટે તે મિથ્યા અભિયોગથી ઉત્પન્ન થએલા દોષની શાન્તિ ( પ્રાયશ્ચિત ) કરવા સારૂ પોતે કરેલા દોષની ક્ષમા માગવા સારૂ સાક્ષી આત્માને શરણ જાય છે–જ્ઞાન દશામાં તેને શરણ ગએલો રહે છે. વળી જેમ થઇ ગએલાં પાપોનું નિવારણ કરવા સારૂ સમજુ માણસ શાસ્ત્રે બતાવેલ સ્નાન આદિક કર્મો ફરી ફરીને કરે છે, તેમ જ્ઞાનદશામાં આવેલ ચિદાભાસ પણ પોતે અસંગ આત્મામાં સંસારીપણું આદિક દોષોનું આરોપણ કરવારૂપ થઇ ગયેલા પાપનું નિવારણ કરવા સારૂ ફરી ફરીને ધ્યાન કરનાર પુરૂષની પેઠે સાક્ષી આત્મામાં જ જોડાઇ ગએલો રહે છે. ૨૩૬–૨૩૭.

હવે ચિદાભાસ પોતાના કર્તૃત્વાદિની પ્રખ્યાતિમાં લજ્જાવાન્ થાય છે-તેનું દૃષ્ટાંત કહી બતાવે છે.—

**उपस्थकुष्ठिनी वेश्या विलासेषु विलज्जते ।**
**जानतोऽग्रे तथाऽऽभासः स्वप्रख्यातौ विलज्जते ॥२३८ ॥८२२**

**શબ્દાર્થ:—જેના ગુહ્યમાં કોઢ થયો છે એવી વેશ્યા [જેમ] વિલાસોમાં (વિલાસ કરવામાં) શરમાય છે તેમ [પોતાના સ્વરૂપને] જાણનાર (પુરૂષો) ની આગળ ચિદાભાસ, પોતાની પ્રખ્યાતિમાં શરમાય છે. ૨૩૮.**

ફરીને ત્રણ શરીરો સાથે ચિદાભાસને તાદાત્મ્ય ભ્રાંતિ થવાનો અભાવ છે તે નીચેના શ્લોકમાં દૃષ્ટાંતથી બતાવે છે.—

**गृहीतो ब्राह्मणो म्लेच्छैः प्रायश्चितं चरन् पुनः ।**
**म्लेच्छैः संकीर्यते नैव तथाऽऽभासः शरीरकैः ॥२३९॥ ८२३**

**શબ્દાર્થ:—મ્લેચ્છોએ પકડાયલો બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કરતો સતો ફરીને મ્લેચ્છો સાથે સમાગમમાં આવતો જ નથી તેમ [જ્ઞાની] ચિદાભાસ [પણ] શરીરો સાથે અધ્યાસવાળો થતો નથી. ૨૩૯.**

ચિદાભાસ, આટલી બધી સાક્ષી પરાયણતા રાખે છે તે માત્ર પોતાના અપરાધની નિવૃત્તિને માટે જ રાખે છે એમ નથી, પણ બીજું મહાન્ પ્રયોજન છે તેની સિદ્ધિને માટે રાખે છે; એ વાત [1] સિંહાવલોકન ન્યાયવડે દૃષ્ટાંત સાથે નીચેના શ્લોકમાં બતાવે છે.—

**यौवराज्ये स्थितो राजपुत्रः साम्राज्यवांच्छया ।**
**राजानुकारी भवति तथा साक्ष्यनुकार्ययम् ॥ २४० ॥ ८२४**

**શબ્દાર્થ:—[જેમ] યુવરાજ પદમાં રહેલો રાજકુંવર [પોતે] ચક્રવર્તીપણું મેળવવાની ઇચ્છાવડે રાજાને અનુસરનારો થાય છે. (અર્થાત્ રાજાની પેઠે પ્રજાને રંજન કરવાના ગુણવાળો થાય છે) તેમ આ (જ્ઞાની ચિદાભાસ) [પોતે] બ્રહ્મભાવની ઇચ્છાવડે] સાક્ષીને અનુસરતો [થાયછે].૨૪૦.**

**यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिम् ।**
**श्रुत्वा तदेकचित्तः सन् ब्रह्म वेत्ति न चेतरत् ॥२४१॥ ८२९**

**શબ્દાર્થ:—'જે નિશ્ચયવડે બ્રહ્મને જાણે છે [તે] બ્રહ્મ જ થાય છે' એ પ્રકારની શ્રુતિને સાંભળીને તે (બ્રહ્મ) માં એક ચિત્ત થયો સતો [જ્ઞાની ચિદાત્મા] બ્રહ્મને જાણે છે પણ બીજાને નથી [જાણતો]. ૨૪૧.**

**વિવેચન:**—પાછળ બતાવ્યું કે યુવરાજની પેઠે આભાસ, સાક્ષીને અનુસરનારો થાય છે; પણ એમાં એક શંકા છે. એટલે કે યુવરાજ, રાજાને અનુસારી રહે છે તેમ ચિદાભાસ સાક્ષીને અનુસરીને રહે તેમાં કાંઈ ફળ દેખાતું નથી. જો ફળ દેખાય નહિ તો સાક્ષીને અનુસરતાં રહેવાની પ્રવૃત્તિ સંભવતી નથી. આ શંકાના સમાધાનને માટે આ શ્લોક કહેલો છે. स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति नास्याब्रह्मवित् कुले भवति तरति शोकं तरति पाप्मानं गुहाग्रंथिभ्यो विमुक्तोऽमृतो भवति 'જે નિશ્ચય કરીને પરબ્રહ્મને જાણે છે તે

---

**[1] સિંહ જેમ ફરી ગયા પછી પોતાના પાછલા સ્થાનને જુએ છે તેમ, અત્ર ચાલતા અર્થને મૂકી દઈ વચમાં ઉપરના બે જૂદા અર્થ બતાવનારા શ્લોકો કહ્યા પછી પાછા ચાલતા અર્થ ઉપર ગ્રંથકર્તા આવે છે, માટે તેને સિંહાવલોકન ન્યાય કહે છે.**

બ્રહ્મ જ થાય છે. આ બ્રહ્મવિત્‌ની શિષ્ય પરંપરામાં (કોઇ) અબ્રહ્મવિત્‌ થતો નથી. તે શોકને તરે છે, પાપને તરે છે. પંચકોશરૂપ ગ્રંથિઓથી મૂકાએલો તે અમૃત થાય છે' આ શ્રુતિમાં બ્રહ્મરૂપે થઈ જવારૂપ ફળનું શ્રવણ કરેલું છે, એટલા માટે તે ફળ મેળવવા સારૂ સાક્ષીને અનુસરવારૂપ ચિદાભાસની પ્રવૃત્તિ યોગ્ય જ છે. ને તે થાય છે. ૨૪૧.

ઉપરના સિદ્ધાંતથી તો એમ થયું કે બ્રહ્મજ્ઞાનવડે ચિદાભાસને બ્રહ્મભાવની પ્રાપ્તિ થઈ. અર્થાત્‌ ચિદાભાસનું પોતાનું સ્વરૂપ જ નાશ પામ્યું તો પોતાના વિનાશમાં પ્રવૃત્તિ ઘટતી નથી. આ શંકાના સમાધાનને માટે નીચેનો શ્લોક કહે છે.—

**देवत्वकामा ह्यग्न्यादौ प्रविशंति यथा तथा ।**
**साक्षित्वेनावशेषाय स्वविनाशं स वांच्छति ॥२४२॥ ८२६**

**શબ્દાર્થઃ—દેવપણું મેળવાને ઇચ્છતા (પુરુષ) જેમ [પર્વતના શિખર ઉપરથી પડવું], અગ્નિમાં [પ્રયાગ તથા ગંગામાં] પ્રવેશ કરવો ઇત્યાદિ કર્મ કરે છે, તેમ સાક્ષીપણાવડે અવશેષ રહેવા માટે તે ચિદાભાસ [પણ] પોતાના નાશને ઇચ્છે છે. ૨૪૨.**

**૪ જ્ઞાની ચિદાભાસને જ્યાંસુધી પ્રારબ્ધ છે ત્યાંસુધી વ્યવહાર છે. ૮૨૭—૮૩૫.**

**यावत् स्वदेहदाहं स नरत्वं नैव मुंचति ।**
**तावदारब्धदेहं स्यान्नाभासत्वविमोचनम् ॥ २४३ ॥ ८२७**

**શબ્દાર્થઃ—[અગ્નિમાં પેઠેલો માણસ] જ્યાં સુધી પોતાના શરીરનુ બળવું થાય છે ત્યાં સુધીમાં તે [પોતાના] માનવભાવને [જેમ] છોડતો નથી, [તેમ] પ્રારબ્ધથી બંધાએલા દેહને [ચિદાભાસ છોડતો નથી તથા ત્યાં લગી તેની] જીવભાવની નિવૃત્તિ નથી. ૨૪૩.**

**વિવેચનઃ**—પાછળ ૮૨૫ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે તત્ત્વજ્ઞાનવડે જો ચિદાભાસપણું નાશ પામે છે તો પછી તત્ત્વજ્ઞાનીઓનો આ લોકમાં જીવપણાનો વ્યવહાર કેમ સંભવે ? આ શંકાના સમાધાન માટે આ શ્લોક દૃષ્ટાંત પૂર્વક કહી બતાવે છે. દેવભાવ પામવાને ઇચ્છિતો પુરૂષ અગ્નિ આદિમાં પ્રવેશ કરે તો જ્યાં સુધીમાં દહન આદિવડે પોતાના શરીરનો અંત આવ્યો નથી, ત્યાં સુધીમાં તે મનુષ્યના વ્યવહારની યોગ્યતા છોડતો નથી, તેમ જ જ્યાં સુધીમાં પ્રારબ્ધ કર્મનો ક્ષય થયો નથી ત્યાં સુધીમાં ચિદાભાસ, પ્રારબ્ધથી બંધાએલા શરીરને, અને પોતાના જીવભાવને છોડતો નથી. અર્થાત્‌ ત્યાં સુધીમાં તેનો જીવભાવ રહે છે. ૨૪૩.

**रज्जुज्ञानेऽपि कंपादिः शनैरेवोपशाम्यति ।**
**पुनर्मंदांधकारे सा रज्जुः क्षिप्तोरगी भवेत् ॥ २४४ ॥ ८२८**
**एवमारब्धभोगोऽपि शनैः शाम्यति नो हठात् ।**
**भोगकाले कदाचित् तु मर्त्योऽहमिति भासते ॥ २४५ ॥ ८२९**

**શબ્દાર્થ:—[ જેમ ] દોરડીનું જ્ઞાન થયે સતે પણ કંપ આદિક ધીરેથી શમે છે. અને વળી મંદ અંધકારમાં પડેલી તે દોરડી સર્પ થાય છે. (૨૪૪). એ પ્રકારે પ્રારબ્ધનો ભોગ પણ ધીરેથી શમે છે. હઠથી [ શમતો ] નથી [ અને ] ભોગ ભોગવવાના સમયમાં કયારેક તો 'હું મનુષ્ય છું' એમ [ પણ ચિદાભાસને] ભાસે છે. ૨૪૫.**

**વિવેચન:—**જ્યારે જ્ઞાનીના ભોક્તૃત્વાદિ ભ્રમના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનની નિ-વૃત્તિ થઈ જાય છે ત્યારે પાછી ફરીને ભોગોની ઇચ્છા અને વળી 'હું મનુષ્ય છું' એવી ભાવના જ્ઞાનીને કેમ થાય છે? તે શંકાના સમાધાનને માટે આ શ્લોકો દૃષ્ટાંત પૂર્વક કહી બતાવેલા છે. મંદ અંધકારમાં પડેલી દોરડીમાં આપણને સર્પની ભ્રાંતિ થઈ કે પછી શરીર ધ્રુજવા માંડે અને નાશભાગ થઈ પડે. તરત જ દીવો આવ્યો એટલે જણાય કે આ તો દોરડી છે. દોરડીનું **'દોરડી છે'** એવું **યથાર્થ જ્ઞાન** તો થયું પણ પ્રથમ સર્પની ભ્રાંતિથી જે કંપાદિ થયાં છે તે તરત મટતાં નથી. ધીરેથી મટે છે. વળી પણ દીવો જતો રહે એટલે પાછી તે જ દોરડી પાછી સર્પાકારે ભાસે છે. તેમ જ્ઞાન થયા પછી પ્રા-રબ્ધ ભોગ પણ કંપાદિની પેઠે તરત શમી જતા નથી. ધીરેથી શમે છે. અને શમી ગયા પછી પણ પાછા તેના ભોગકાળમાં તે તેવા ને તેવા જ ભાસે છે. તથા કોઇ વાર તો તેને ભોગવતી વખતે 'હું માણસ છું' ને 'હું ભોગવું છું' એમ પણ જ્ઞાની ચિદાભાસમાં થઈ જાય છે. ૨૪૪—૨૪૫.

**नैतावताऽपराधेन तत्त्वज्ञानं विनश्यति ।**
**जीवन्मुक्तिव्रतं नेदं किंतु वस्तुस्थितिः खलु ॥ २४६ ॥** ८३०

**શબ્દાર્થ:—[ હું મનુષ્ય છું એમ માનવારૂપ ] એટલા અપરાધવડે ત-ત્ત્વજ્ઞાન નાશ નથી પામતું [ કેમકે ] આ ( મનુષ્ય ભાવનાની બુદ્ધિનું ન કરવાપણું [ કાંઈ] જીવનમુક્તિનું વ્રત નથી પણ [ તે તો ] વસ્તુનો સ્વભાવ છે. ૨૪૬.**

**વિવેચન:—**'હું માણસ છું' એવું અજ્ઞાન ચિદાભાસમાં પાછું સ્ફુરી નીકળે છે એ સ્ફુરણથી જ માત્ર તત્ત્વજ્ઞાન નાશ પામી ગયું એમ સમજવાનું નથી, કેમકે ચિદાભાસમાં મનુષ્યભાવ ઉઠવો જ નહિ જોઇએ અને એ ન ઉઠે તો જ, જેને તે નથી ઉઠતું તે માણસ જીવન્મુકત છે એવું જીવન્મુક્તિનું લક્ષણ નથી. અર્થાત્ એ જ જીવન્મુક્તિનું વ્રત છે એમ કાંઈ શાસ્ત્રસિદ્ધાંત નથી. સારી રીતે જ્ઞાન થઈ તેનાથી ભ્રાંતિજ્ઞાનની નિવૃત્તિ થઈ જાય એ તો વસ્તુનો સ્વભાવ છે એમ શાસ્ત્ર કહે છે. આથી કરીને કોઈ વ્યવહારદશામાં ચિદાભાસમાં મનુષ્યભાવની બુદ્ધિ ઉદય પામી, તોપણ પછી તે બુદ્ધિ, તત્ત્વજ્ઞાનવડે ઉઠતી બીજી બ્રહ્માકાર વૃત્તિવડે બાધ પામવાને યોગ્ય છે. અર્થાત્ 'હું મનુષ્ય છું' એવી ભાવનાથી તત્ત્વજ્ઞાન નાશ પામતું નથી.

અહિંઆં એ પણ સમજવાનું છે કે તત્ત્વજ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ બાકી રહે છે. * પ્રત્યંચા ઉપરથી છૂટી ગએલું બાણ તેને જેટલો વેગ મળ્યો તે વેગના પ્રમાણમાં

* ધનુષ્યની દોરી—પણછ. જેના ઉપર બાણ મૂકી ધનુષ્ય ખેંચવામાં આવે છે તે.

જઈને પછી સ્થિર થાયે છે પણ છૂટયા પછી આપણે તેને વારી શકતા નથી; તેમ આપણી અજ્ઞાન અવસ્થામાં ફેંકાએલા તીરના જેવું પ્રારબ્ધ પણ તેનો ભોગ ભોગવી શાંત થાય છે. વિના ભોગે શાંત થતું નથી. પછી ભોગ ભોગવવાનો સમય આવી પહોંચ્યા પહેલાં કદાચ જ્ઞાનપ્રાપ્તિ થઈ હોય તોપણ. ૨૪૬.

આવી રીતે પ્રારબ્ધ અને તત્ત્વજ્ઞાનને પરસ્પર વિરોધ નથી આવતો એમ સમજાય છે તે નીચેના શ્લોકમાં દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે.—

**दशमोऽपि शिरस्ताडन् रुदन् बुध्वा न रोदिति ।**
**शिरोव्रणस्तु मासेन शनैः शाम्यति नो तदा ॥ २४७ ॥८३१**
**दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम् ।**
**तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम् ॥ २४८॥ ८३२**

**શબ્દાર્થ:—માથું ફોડતો [ અને ] રોતો દશમો ( પુરૂષ ), [ દશમો છે એમ] જાણીને તે વખતે રોતો નથી, પણ માથાનું વ્રણ તો ધીરેથી એક મહીને શમે છે—મટે છે. તે વખતે [ મટતું ] નથી. ( ૨૪૭ ). દશમાના અમરણના લાભથી ઉત્પન્ન થયેલો હર્ષ [જેમ] વ્રણની વ્યથાને *તિરોધાન કરે છે તેમ મુક્તિનો લાભ [ પણ ] પ્રારબ્ધ દુઃખને [તિરોધાન કરે છે]. ૨૪૮.**

**વિવેચન:**—પાછળ દશ ગામડીઆઓનું દૃષ્ટાંત આપેલું છે. આપણામાંથી દશમો માણુસ નાશ પામ્યો એવી સમજથી તે ગણનાર—દશમો રોવા અને માથું કૂટવા લાગ્યો. કોઇ વિવેકી પુરૂષે આવી તેને કહ્યું કે 'દશમો છે' એટલે તરત તેનું રોવું કૂટવું તો બંધ થયું; પણ કૂટવાથી માથામાં ઢીમણાં થએલાં, ફુટ થએલી એ કાંઇ તે જ વખતે મટયું નહિ—મટતું પણ નથી. તેને માટે તો અમુક કાળ થયો. આવી જ રીતે તત્ત્વજ્ઞાન થયા પછી તરત તો ક્રિયમાણમાંની આસક્તિ ટળી સંચિતમાં ઉમેરો થતો અટકયો પણ માથાનાં ઢીમણાં અને ફુટરૂપ પ્રારબ્ધ તો એને યોગ્ય કાળે જ મટયાં. વળી 'દશમો મરણ પામ્યો નથી' એવા શબ્દ સાંભળવાથી જે હર્ષ ઉત્પન્ન થયો તે હર્ષે પોતાના પ્રભાવથી જેમ માથાના વ્રણની પીડાને તે વખતે દાબી દીધી, તેમ જ જીવન્મુક્તિના લાભથી પ્રારબ્ધનાં દુઃખોને તે દાબી દે છે. આટલા માટે જ જ્ઞાનના ઉત્તરકાળમાં સંસારની અનુંવૃત્તિ હોવા છતાં પણ જીવન્મુક્ત પુરૂષને જીવન્મુક્તિનો લાભ થવાથી તેની પુરૂષાર્થતા છે. ૨૪૭–૨૪૮.

**व्रताभावाद् यदाऽध्यासस्तदा भूयो विविच्यताम् ।**
**रससेवी दिने भुंक्ते भूयो भूयो यथा तथा ॥ २४९ ॥ ८३३**

**શબ્દાર્થ:—જેમ પારો ખાનારો માણસ ફરી ફરીને દિવસમાં ખાય છે, તેમ વ્રતના અભાવથી જો અધ્યાસ થાય, તો ફરી ફરીને વિવેચન કરવું. ૨૪૯.**

* ઢાંકવું.એકને લીધે બીજું દેખાતું બંધ થાય ત્યારે ત્યાં તિરોધાન થયું કહેવાય; જેમ લીંબુમાં મીઠું નાંખતાં ખટાશ ઓછી થાય છે તેમ.

**વિવેચનઃ**—પાછળ ૮૩૦ મા શ્લોકમાં એમ બતાવ્યું છે કે 'મનુષ્યભાવનાની બુદ્ધિનું ન કરવાપણું એ કાંઈ જીવન્મુક્તિનું વ્રત નથી' અર્થાત્ જીવન્મુક્તિનું વ્રત કાંઈ બીજું છે. એ વ્રતનો જ જો અભાવ હોય તો પછી કેમ કરવું એવી શંકાના સમાધાનને માટે દૃષ્ટાંત સહિત આ શ્લોકનું કથન કરી બતાવ્યું છે. આથી એમ પણ સમજાયું કે આત્મા અનાત્માનો વારે વારે વિવેક કર્યા કરવો. એ જ જીવન્મુક્તિનું વ્રત છે, અને તેથી જ પાછળ બતાવેલ પ્રારબ્ધદુઃખનું તિરોધાન થાય છે. ૨૪૯.

હવે પાછળ બતાવ્યું છે કે તત્ત્વજ્ઞાનથી પ્રારબ્ધ કર્મ નિવૃત્ત થતું નથી તો પછી તેની નિવૃત્તિ કેવી રીતે છે તે બતાવે છે.—

**शमयत्यौषधेनायं दशमः स्वं व्रणं यथा ।**
**भोगेन शमयित्वैतत् प्रारब्धं मुच्यते तथा ॥ २५० ॥ ८३४**

**શબ્દાર્થ:—આ દશમો ( પુરુષ ) પોતાના માથામાં થએલ ઢીમણાં અને કુટ જેમ ઓસડવડે શમાવે છે—મટાડે છે, તેમ [જ્ઞાની] ભોગ (ભોગવવા) વડે આ પ્રારબ્ધને શમાવીને [ પોતે ] મૂકાય છે—વિદેહ મુક્ત થાયછે. ૨૫૦.**

**किमिच्छन्निति वाक्योक्तः शोकमोक्ष उदीरितः ।**
**आभासस्य ह्यवस्थैषा षष्ठी तृप्तिस्तु सप्तमी ॥ २५१ ॥ ८३५**

**શબ્દાર્થ:—'કેને ઇચ્છતો' એ ( શ્રુતિ ) વાકયમાં જણાવેલો શોકનો નાશ કહેલો છે. આ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા [ છે અને ] તૃપ્તિ તો સાતમી [ અવસ્થા છે ]. ૨૫૧.**

**વિવેચનઃ**—પાછળ ૫૮૫ મા શ્લોકમાં બતાવેલી શ્રુતિમાં અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ નામની બે અવસ્થાઓ જીવગત છે એમ બતાવવા પાછળ ૬૩૨ મો શ્લોક કહેલો છે. હવે ૮૩૬ થી ૮૮૨ સુધીમાં જીવની સાતમી અવસ્થાનું વર્ણન કરવાનો આરંભ સૂચવવાને માટે આ શ્લોકનું રચન છે. પાછળ ૬૧૭ મા શ્લોકમાં અવસ્થાઓનાં નામ આપ્યાં છે, તેમાંની શોકનિવૃત્તિ એ જીવની છઠ્ઠી અવસ્થા છે, અને નિરંકુશતૃપ્તિ એ સાતમી અવસ્થા છે, તેનું વ્યાખ્યાન હવે નીચેના શ્લોકથી કરીશું. ૨૫૧.

## ૬ જ્ઞાની ચિદાભાસની સાતમી અવસ્થાનું વર્ણન. ૮૩૬–૮૮૨.

### ૧ પ્રતિયોગીના સ્મરણ પૂર્વક જ્ઞાનીની કૃતકૃત્યતા. ૮૩૬—૮૫૦.

**सांकुशा विषयैस्तृप्तिरियं तृप्तिर्निरंकुशा ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥ २५२ ॥ ८३६**

**શબ્દાર્થ:—વિષયોવડે [ ઉત્પન્ન થએલી ] તૃપ્તિ [ બીજા વિષયની કામના ઊઠતાં છેદાઈ જાય છે માટે ] અંકુશવાળી છે, [ પણ ] આ ( અપરોક્ષ જ્ઞાનથી થએલી ) તૃપ્તિ નિરંકુશ [છે; કેમકે આથી કરીને જ્ઞાની, મેં] કરવા યોગ્ય [ સર્વ ] કર્યું [ અને ] પામવા યોગ્ય [ સર્વ ] પ્રાપ્ત કર્યું એમ જ [ સમજી ] તૃપ્ત થાય છે. ( અર્થાત્ આ તૃપ્તિને વિષયની કામનાથી છેદન પામવાનો અભાવ હોવાથી તે નિરંકુશ છે ). ૨૫૨.**

ऐहिका(मु)ष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सि(द्ध)ये ।

बहुकृत्यं पुराऽस्याभूत् तत्सर्वमधुना कृतम् ॥ २५३ ॥ ८३७

**શબ્દાર્થ:**—આ ( જ્ઞાની ) ને [ જ્ઞાન થયા ] પહેલાં આ લોક તથા પરલોક સંબંધી ભોગ સમૂહની સિદ્ધિને અર્થે અને મુક્તિની સિદ્ધિને અર્થે ઘણાં કર્ત્તવ્ય હતાં [પણ] હવણાં ( જ્ઞાન થયા પછી ) તે બધાં કર્યાં. ૨૫૩.

**વિવેચન:**—હાલ જેને આપણે જ્ઞાની જાણીએ છીએ તે જ્ઞાનીને જ્ઞાન થયા પહેલાં આ લોકમાં ઇષ્ટવસ્તુની પ્રાપ્તિને માટે અને અનિષ્ટવસ્તુની નિવૃત્તિને માટે ખેડ, વેપાર, આદિ ઘણાં કર્તવ્યો હતાં. વળી સ્વર્ગાદિની સિદ્ધિને માટે પણ યજ્ઞો કરવા અને ઉપાસનામાં નિમગ્ન થવું ઇત્યાદિ કર્મો હતાં. તેમ જ વળી મોક્ષ પામવાને માટે શ્રવણ મનનાદિકરૂપે પણ ઘણાં કર્તવ્ય હતાં. અર્થાત્ અજ્ઞાનદશામાં તો બધાં બહુએ કર્તવ્યો હતાં, પણ હમણાં જ્ઞાનપ્રાપ્તિ થયા પછી તો સંસાર સંબંધી ફળની ઇચ્છાનો અભાવ હોવાથી, અને બ્રહ્માનંદના સાક્ષાત્કારની સિદ્ધિ હોવાથી, પાછલાં કૃષિ, યાગ ને શ્રવણાદિક સર્વ કર્ત્તવ્ય પૂરાં થયાં–સર્વ કરી જ નાંખ્યાં હોય તેમ થયું. કેમકે જ્ઞાનોદય થયા પછી અનુષ્ઠાન કરવા યોગ્ય સાધનોનો અભાવ જ છે. ૨૫૩.

तदेतत् कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।

अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ २५४ ॥ ८३८

**શબ્દાર્થ:**—તે આ કૃતકૃત્યપણું [ છે તેને ] આ ( જ્ઞાની ), પ્રતિયોગી પૂર્વક અનુસંધાન કરતો જ રહે છે. એ પ્રમાણે [ તે ] નિરંતર તૃપ્ત થાય છે. ૨૫૪.

दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।

परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ २५५ ॥ ८३९

**શબ્દાર્થ:**—દુઃખી અજ્ઞાની (જીવો), પુત્ર આદિની અપેક્ષાવડે * વ્યવહારમાં જોડાઓ! [ પણ ] પરમ આનંદવડે પૂર્ણ એવો હું કોની ઇચ્છાવડે વ્યવહારમાં જોડાઉં ? ૨૫૫.

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।

सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥२५६॥ ८४०

**શબ્દાર્થ:**—પરલોકમાં જવાને ઇચ્છાવાળા ( પુરૂષો ), કર્મોનાં અનુષ્ઠાન કરો ! [ પણ ] સર્વ લોક જેનો આત્મા છે ( એવો હું ) શાને માટે, શાનું, અને કેમ અનુષ્ઠાન કરૂં ? ૨૫૬.

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।

येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः २५७॥ ८४१

**શબ્દાર્થ:**—અહિંઆં (બીજાઓની ધર્મની પ્રવૃત્તિ કરાવવામાં ) જેઓ

* અત્ર 'વ્યવહારમાં જોડાઓ' એનો અર્થ સંસારચક્રમાં આવો-જન્મો એમ સમજવો.

**( આચાર્ય પુરૂષો ) અધિકારી છે તેઓ શાસ્ત્રોનું વ્યાખ્યાન કરો! અથવા વેદોને ભણાવો! [ પણ ] અક્રિયપણું હોવાથી મારે તો [ તેમાં ] અધિકાર નથી. ૨૫૭.**

**વિવેચનઃ**—આ શ્લોકથી આચાર્ય એમ બતાવે છે કે બ્રહ્મજ્ઞાન થયા પછી અન્ય લોકોને ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ કરાવવાને માટે જેને અધિકાર હોય. અર્થાત્ જેઓ આચાર્ય પદવીને શોભાવે તેવા હોય તેઓ તેમ કરો; પણ અવધૂત દશામાં આવી ગએલા જ્ઞાનીને જ્ઞાન થયા પછી કાંઇ બીજું કર્તવ્ય રહેતું જ નથી. ૨૫૭.

અત્ર એક શંકા છે. તે એ કે અવધૂત દશામાં આવેલો જેને જગત્ અરધો ગાંડો કે ચળી ગએલો કહે છે, તેને પણ પોતાના દેહના ભરણપોષણને માટે ભિક્ષા લાવવી પડે છે, તથા સ્નાનાદિક ક્રિયા કરવી પડે છે. જો આમ છે તો જેને કાંઇ કર્તવ્ય નથી એવા અવધૂત જ્ઞાનીને તે, અક્રિય છે એમ કેમ કહેવાય ? આ શંકાના સમાધાનને માટે નીચેનો શ્લોક કહે છે.—

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयंति किं मे स्यादन्यकल्पनात् ॥ २५८ ॥ ८४२

**શબ્દાર્થઃ—[ હું–ચિદાત્મા ] નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચ ઇચ્છતો નથી અને કરતો નથી. જો જોનારાઓ [ મારામાં તે ] કલ્પે છે, તો બીજાની કલ્પનાથી મારે શું [ બાધ ] હોય–થાય એમ છે? ૨૫૮.**

गुंजापुंजादि दह्येत नान्याऽऽरोपितवन्हिना ।
नाऽन्याऽऽरोपितसंसारधर्मानेवमहं भजे ॥ २५९ ॥ ८४३

**શબ્દાર્થઃ—બીજા એ આરોપેલા અગ્નિવડે [ જેમ ] ચણોઠીના ઢગલા વગેરે [ અગ્નિ જેવા દેખાતા રાતા પદાર્થો ] બાળે નહિ, તેમ બીજાએ આરોપેલા સંસારના ધર્મોને હું ન ભજું? ૨૫૯.**

शृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन् कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयाऽऽपन्ना न मन्येऽहमसंशयः ॥ २६० ॥८४४
विपर्यस्तो निदिध्यासेत् किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद् भजाम्यहम् ॥ २६१॥ ८४५
अहं मनुष्य इत्यादि व्यवहारो विनाऽप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ २६२ ॥ ८४६

**શબ્દાર્થઃ—જેણે તત્ત્વ જાણ્યું નથી તેઓ [ તે ] સાંભળો! [ પણ ] હું [તત્ત્વને] જાણતો શામાટે સાંભળું? સંશય પામેલાઓ મનન કરો! [પણ] સંશય વિનાનો હું નથી મનન કરતો. ( ૨૬૦ ). વિપરીત ભાવનાવાળો ( પુરૂષ ) નિદિધ્યાસન કરે! [પણ] હું દેહમાં આત્મભાવરૂપ વિપર્યયને કોઇ દિવસ ભજતો નથી, [ માટે મારામાં ] વિપર્યયના અભાવથી કહ્યું ધ્યાન**

છે ? [એકેય નથી]. ( ૨૬૧ ). 'હું મનુષ્ય છું' ઈત્યાદિ વ્યવહાર, આ વિપર્યાસ વિના પણ અનાદિકાળના અભ્યાસની વાસનાથી થાય છે. ૨૬૨.

**વિવેચનઃ**—ભવતુ ! જ્ઞાનીને બીજાં ફળની ઈચ્છા નથી માટે તેવાં કર્મનું અનુષ્ઠાન તે ભલે ન કરો, પણ તત્ત્વના સાક્ષાત્કારને માટે શ્રવણમનન આદિક કર્ત્તવ્યની તો જરૂર હોવી જોઇએ કે ના ? આનું સમાધાન એ જ છે કે જ્ઞાનીને અજ્ઞાનાદિકનો અભાવ હોવાથી શ્રવણ, મનન, આદિક કરવાની જરૂર નથી. બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વને જેણે જાણ્યું નથી એવા અજ્ઞાની પુરૂષો, શ્રવણ કરો; અથવા આ તત્ત્વ છે કે કોઇ બીજું છે, એવો જેમને સંશય હોય તે તેનું મનન પણ કરો; પરંતુ જ્ઞાનીને તો તત્ત્વ પણ જણાયું–સમજાયું–અનુભવાયું છે. તેમ જ કોઇ પણ જાતનો સંશય પણ રહ્યો નથી એટલે શ્રવણ અને મનનમાં તેની પ્રવૃત્તિ હોતી નથી. વળી જ્ઞાનીને દેહાદિકમાં આત્મભાવની બુદ્ધિરૂપ વિપર્યય એટલે વિપરીત ભાવનાનો પણ અભાવ હોવાથી નિદિધ્યાસનમાં પણ તેની પ્રવૃત્તિ જોડાતી નથી. આમ છતાં પણ જ્ઞાનીમાં વિપર્યયનો અભાવ હોવાથી 'હું મનુષ્ય છું' એવો વ્યવહાર ઘટતો નથી–એમ નથી. તે વાસના વશાત્ * બાધિતાનુવૃત્તિથી ઘટે છે. અનાદિકાળના અભ્યાસની વાસનાઓનો એ પ્રભાવ છે. ૨૬૦–૨૬૨.

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्त्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद् ध्यानसहस्रतः॥ २६३ ॥ ८४७
विरलत्वं व्यवहृतेरिष्टं चेद् ध्यानमस्तु ते
अबाधिकां व्यवहृतिं पश्यन् ध्यायाम्यहं कुतः॥२६४॥ ८४८
विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद् विकारिणः॥२६५॥ ८४९
नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येवऽ निश्चयः ॥ २६६ ॥ ८५०

**શબ્દાર્થઃ**—પ્રારબ્ધ કર્મનો નાશ થયે સતે વ્યવહાર નિવર્ત્ત થાય છે [ પણ ] કર્મનો નાશ ન હોવા સતે તો હજારો ધ્યાનથી [ પણ ] આ ( વ્યવહાર ) નથી શમતો—નથી નિવર્ત્ત થતો. (૨૬૩). વ્યવહારની વિરલતા જો [ તને ] ઈષ્ટ [ હોય ] તો તને ધ્યાન [ ભલે ] હો; આત્મજ્ઞાન અને મોક્ષને બાધ ન કરે એવા વ્યવહારને જોતો હું, શામાટે ધ્યાન કરૂં ? (૨૬૪). જે કારણથી મારે વિક્ષેપ નથી તે કારણથી મારે સમાધિ નથી. વિક્ષેપ અને સમાધિ [ તો ] વિકારવાળા મનને હોય છે. ( ૨૬૫ ). નિત્ય અનુભવરૂપ

* મિથ્યાપણાના નિશ્ચયને બાધ કહે છે. જે વસ્તુનો બાધ થાય છે તે સમગ્ર પ્રપંચ બાધિત કહેવાય છે. બાધિતનું પ્રારબ્ધ પર્યંત ફરી ફરીને આવવું એટલે અનુવૃત્તિ તે બાધિતાનુવૃત્તિ કહેવાય. 'હું બ્રાહ્મણ છું', વિદ્વાન્ છું, અજ્ઞાની છું, બહેરો, બોબડો, લૂલો છું' ઈત્યાદિ અધ્યાસ થાય છે, તે બાધિતાનુવૃત્તિવડે થાય છે.

**એવો જે હું તેનો અનુભવ શો જૂદો છે? [કે સમાધિફળનો જે અનુભવ થાય છે તે મારે સંપાદન કરવાને બાકી છે એમ કહેવાય? મેં તો જે કાંઇ] કરવા યોગ્ય [છે તે સર્વ] કર્યું [છે. અને] પ્રાપ્ત કરવા યોગ્ય [છે તે] પ્રાપ્ત કર્યું [છે] એ પ્રકારનો જ [મારો] નિશ્ચય છે. (અર્થાત્ મારે કાંઈ કરવાનું બાકી નથી). ૨૬૬.**

પાછળ ૮૩૭ થી આરંભ કરી આ શ્લોકસુધીમાં જ્ઞાનીને આ લોક તથા પરલોક સંબંધી કાંઈ કર્ત્તવ્ય બાકી રહેતું નથી તે બતાવ્યું. હવે કૃતકૃત્ય થયા પછી જ્ઞાનીનું આચરણ કેવું જોઇએ તે ૮૭૫ શ્લોક સુધીમાં બતાવવાનો આરંભ કરે છે; કેમકે સર્વ ઠેકાણેથી જેને અકર્ત્તાપણું પ્રાપ્ત થયું છે, એવા જ્ઞાનીને કોઈ પણ જાતના નિયમ વગરની વર્ત્તણુક આવી મળવાની શંકા થાય છે, આથી કરીને જ્ઞાનીને પ્રારબ્ધવશ વર્ત્તવાનો જ અંગીકાર છે, તે વાત બતાવે છે.—

### ૨ કૃતકૃત્યજ્ઞાનીનું આચરણ. ૮૫૧–૮૭૫.

**व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथा पि ऽ वा ।**
**ममाकर्तुरलेपस्य यथाऽऽरब्धं प्रवर्ततताम् ॥ २६७॥ ८५१**

**શબ્દાર્થ:—મારો અકર્ત્તા અને અભોક્તાનો આ લોક સંબંધી, શાસ્ત્ર સંબંધી અથવા કોઈ બીજી રીતનો પણ વ્યવહાર, જેમ પ્રારબ્ધ હોય તેમ પ્રવર્ત્ત થાઓ! ૨૬૭.**

**વિવેચન:**—પાછળ બતાવ્યા પ્રમાણે જોકે જ્ઞાનીને કાંઈ કર્ત્તવ્ય બાકી રહેલું નથી એ વાત ખરી છે, તથાપિ કુંભારે ચાકને ફેરવવાનો દંડ મૂકી દીધો છે તોપણ જેમ ગતિ આપેલો ચાક ફર્યા જ કરે છે, તેમ જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ ભોગ તો પોતાના વેગ પ્રમાણે રહે જ છે. ત્યારે જ્યાં સુધી જ્ઞાનીને પ્રારબ્ધ છે ત્યાં સુધી વ્યવહાર પણ છે એમ સમજાય છે. પછી તે વ્યવહાર આ લોક સંબંધી એટલે ભીક્ષા માગી લાવવી અથવા આહારાદિ કરવાં તે રૂપે હોય, અથવા તો શાસ્ત્રીય એટલે જપ તપાદિ કે સમાધિનાં આચરણ રૂપે હોય, તે સર્વ પ્રારબ્ધ કર્મ જેમ પ્રવર્ત્તવાં જોઇએ તેમ પ્રવર્ત્તો; કેમકે તીવ્ર પ્રારબ્ધને ભોગવ્યાવગર નિવૃત્તિ પામવાનો અભાવ છે. આમ કૃતકૃત્ય થએલો જ્ઞાની જુએ છે. ૨૬૭.

**अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।**
**शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥ २६८ ॥ ८५२**

**શબ્દાર્થ:—અથવા કૃતકૃત્ય એવો હું લોકના અનુગ્રહની ઇચ્છાવડે પણ શાસ્ત્રસંબંધી માર્ગવડે જ વર્ત્તું, [તો તેમાં] મારે શી હાની છે? ૨૬૮.**

આ શ્લોકથી કૃતકૃત્ય જ્ઞાની *પ્રૌઢીવાદવડે શાસ્ત્રવિહિતમાર્ગને અવલંબી પોતાની ઉત્કૃષ્ટતા બતાવે છે. અને નીચેના બે શ્લોકથી શાસ્ત્રમાર્ગે ચાલતાં જ્ઞાનીને અભિમાનનો વિકાર થતો નથી તે બતાવે છે.—

---

* પાછળ પૃષ્ઠ ૯૮ ની ટીપ જુઓ.

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत् पठत्वाम्नायमस्तकम् ॥ २६९ ॥ ८५३

विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानन्दे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ २७० ॥ ८५४

શબ્દાર્થઃ—દેવપૂજન, સ્નાન, શૌચ, કે ભિક્ષા આદિમાં શરીર પ્રવર્તો. તેની પેઠે વાણી પ્રણવ (ૐકાર) ને જપો, [અથવા] વેદાંત ભણો! (૨૬૯). બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરો અથવા બ્રહ્માનંદમાં લય પામો! [આથી મને કાંઇ વિકાર નથી] હું [તો] સાક્ષી [ છું ]. અહિંઆં (આ શરીરમાં) રહીને [હું] કાંઈ કરતો નથી [અને] કરાવતો પણ નથી. [હું તો સદા અખંડાનંદ એક રૂપે જ છું તેથી શુભ આચરણના અભિમાનથી મારામાં કોઇપણ જાતનો વિકાર થાય તેમ નથી]. ૨૭૦.

एवं च कलहः कुत्र संभवेत् कर्मिणो मम ।
विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥ २७१ ॥ ८५५

શબ્દાર્થઃ—એ પ્રકારે હોવાથી કર્મઠનું અને હું જ્ઞાનીનું ભિન્ન વિષયપણું હોવાથી પૂર્વના અને પશ્ચિમના સમુદ્રની પેઠે કલહ (વિવાદ) ક્યાંથી સંભવે? ૨૭૧.

વિવેચનઃ—આ શ્લોકનો ભાવ એવો છે કે કર્મ કરનારાઓની નિષ્ઠા અનાત્મામાં છે ને જ્ઞાનીની નિષ્ઠા આત્મામાં છે. આમ તેઓનો ભિન્ન દેશ હોવાથી એક બીજાનો પરસ્પર વિવાદ સંભવતો નથી. જેમ પૂર્વ તરફના સમુદ્રનો ઘોષ અને મોજાં પશ્ચિમના સમુદ્રમાં એકત્ર થઈ શકતાં નથી, તેમ જ્ઞાની અને કર્મીનો વિવાદ એકત્ર થવાને જ અયોગ્ય છે, એવો ભાવ છે. ૨૭૧.

નીચેના શ્લોકમાં જ્ઞાની અને કર્મીનું ભિન્નવિષયપણું સ્પષ્ટ કરી બતાવે છે.—

वपुर्वाग्धीषु निर्बंधः कर्मिणो न तु साक्षिणि ।
ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बंधो नेतरत्र हि ॥ २७२ ॥ ८५६

एवं चान्योऽन्यवृत्तांतानभिज्ञौ बधिराविव ।
विवदेतां बुद्धिमंतो हसंत्येव विलोक्य तौ. ॥ २७३ ॥ ८५७

શબ્દાર્થઃ—કર્મઠોનો દૃઢ નિશ્ચય શરીર, વાણી અને બુદ્ધિમાં [ છે ] પણ સાક્ષીમાં નથી. [અને] જ્ઞાનીનો દૃઢ નિશ્ચય સાક્ષીના નિર્લેપપણામાં [છે]. બીજે નથી જ. (૨૭૨). અને એ પ્રમાણે એક બીજાના વૃત્તાંતને નહિ જાણનારા જ્ઞાની અને કર્મઠ બંને જણ બેહેરાની પેઠે વાદ કરે છે. તેઓને જોઇને બુદ્ધિમાન્ (પુરૂષો) હસે જ છે. ૨૭૩.

यं कर्मी न विजानाति साक्षिणं तस्य तत्त्ववित् ।
ब्रह्मत्वं बुध्यतां तत्र कर्मिणः किं विहीयते ॥ २७४ ॥ ८५८

देहवाग्बुद्धयस्तक्ता ज्ञानिना मृषाबुद्धितः ।
कर्मी प्रवर्त्तयत्वाभिज्ञानिनो हीयतेऽत्र किम् ॥ २७५ ॥ ८५९

**શબ્દાર્થ:—જે સાક્ષીને કર્મઠ જાણતો નથી તે સાક્ષીના બ્રહ્મભાવને તત્ત્વજ્ઞાની જાણે, તેમાં કર્મઠને શી હાની થાય! (૨૭૪). જ્ઞાનીએ મિથ્યાપણાની બુદ્ધિથી, દેહ, વાણી અને બુદ્ધિનો ત્યાગ કરેલો છે. [હવે આ દેહ, વાણી અને બુદ્ધિવડે] કર્મઠ (ભલે) પ્રવર્તો! એમાં જ્ઞાનીને શી હાની થાય છે? ૨૭૫.**

**વિવેચન:**—આ બંને શ્લોકો કર્મી અને જ્ઞાનીને અનુબોધવાને માટે છે. કર્મઠ જે સાક્ષીને જાણતો નથી તે સાક્ષીમાં જ્ઞાની પ્રવર્તે છે, અને જ્ઞાનીએ દેહાદિકમાં મિથ્યાત્વ બુદ્ધિ આણી છોડી દીધાં છે તે દેહાદિકવડે કર્મઠ પ્રવર્તે છે. અર્થાત્ વ્યવહારમાં વિવાદ કે કલહ તો ક્યારે થાય છે કે એક બીજા એક બીજાના સ્વાર્થમાં આડે આવે ત્યારે. અહિંઆં તો કર્મઠને નહિ ઉપયોગમાં આવી શકે એવું બ્રહ્મતત્ત્વ જ્ઞાની લઈ બેસે છે, અને જ્ઞાનીએ અસત્ માની ફેંકી દીધેલ દેહાદિકને કર્મઠ લઈ બેસે છે; એટલે કોઈ કોઇના ઇષ્ટ પદાર્થની વચ્ચે આવે તેમ નથી છતાં પણ જ્ઞાની અને કર્મઠને કલહ થાય તો તેઓ બંને હસવા યોગ્ય છે. ૨૭૪-૨૭૫.

प्रवृत्तिर्नोपयुक्ता चेन् निवृत्तिः क्वोपयुज्यते ।
बोधहेतुर्निवृत्तिश्चेद् बुभुत्सायां तथेतरा ॥ २७६ ॥ ८६०

बुद्धश्चेन् न बुभुत्सेत नाप्यसौ बुध्यते पुनः ।
अबाधादनुवर्तेत बोधो न त्वन्यसाधनात् ॥ २७७ ॥ ८६१

**શબ્દાર્થ:—[કર્મનાં અનુષ્ઠાનરૂપ] પ્રવૃત્તિ ઉપયોગી નથી [એમ] જો [કહે તો નિવૃત્તિ ક્યાં ઉપયોગી થાય છે? બોધના કારણ રૂપ નિવૃતિ [છે એમ] જો [કહે] તો પ્રવૃત્તિ [પણ] સ્વરૂપ જ્ઞાનની ઇચ્છામાં તેમ [જ છે]. (૨૭૬). જ્ઞાની બોધની ઇચ્છા કરે નહિ [એમ] જો [કહે] તો આ (જ્ઞાની) ફરીને પણ બોધ મેળવતો નથી. [એકવાર થએલો] બોધ બાધના અભાવથી ફરીને [પોતાની મેળે] થાય છે પણ બીજાં સાધનથી [થતો] નથી. ૨૭૭.**

**વિવેચન:**—આ બંને શ્લોકો વાદી પ્રતિવાદીના પ્રશ્નોત્તર રૂપે છે. વાદી એમ કહેવા માગે છે કે કર્મનું અનુષ્ઠાન પ્રયોજનશૂન્ય હોવાથી તે જ્ઞાનીઓને અસ્વીકરણીય છે. અર્થાત્ કર્મના અનુષ્ઠાનરૂપ પ્રવૃત્તિ ઉપયોગી નથી, માટે જ્ઞાનીઓ તેનો સ્વીકાર કરતા નથી. સિદ્ધાન્તી કહે છે કે જ્ઞાનીને માત્ર પ્રવૃત્તિનો જ અભાવ છે એમ નથી, તેને તો નિવૃત્તિના ઉપયોગનો પણ પ્રવૃત્તિના જેવો જ અભાવ છે; કેમકે જ્ઞાનીની જ્ઞાનદશા જ એ કહેવાય કે તેને નથી કોઇનો સ્વીકાર કે નથી કોઇનો ત્યાગ. તેને તો સર્વ એકરૂપ જ છે. વાદી કહે છે કે નિવૃત્તિ તો જ્ઞાનપ્રાપ્તિમાં હેતુરૂપ છે માટે તેનો સ્વીકાર તો જ્ઞાનીને જરૂરનો છે. સિદ્ધાન્તી કહે છે કે ના તેમ નથી. તમે નિવૃત્તિને જે હેતુ બતાવી સ્વીકાર કરાવવા માગો છો તે જ કારણ પ્રવૃત્તિને પણ જોડાય છે; એટલે કે નિવૃત્તિ જેમ બોધમાં

કારણરૂપ છે તેમ પ્રવૃત્તિ જીજ્ઞાસામાં કારણરૂપ છે, એટલે જેવો નિવૃત્તિનો સ્વીકાર તેવો જ પ્રવૃત્તિનો સ્વીકાર માન્ય કરવો પડે. અમારે તો તે બંનેનો અસ્વીકાર જ છે. વાદી વળી શંકા કરે છે કે, તમે સ્વરૂપજ્ઞાન જાણવાની ઇચ્છારૂપ જિજ્ઞાસાનું કારણ પ્રવૃત્તિ બતાવી તેનો સ્વીકાર થાય છે એમ કહી પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો અસ્વીકાર બતાવો છો; પણ જે જ્ઞાની થયો છે તેને કાંઈ સ્વરૂપ જાણવાની ઇચ્છા થતી નથી. તેને તો જીજ્ઞાસાનો અભાવ છે માટે પ્રવૃત્તિનો સ્વીકાર થવાની તમે જે ભીતિ બતાવો છો તે વૃથા છે. સિદ્ધાન્તી કહે છે કે ઠીક છે. જ્ઞાનીને સ્વરૂપજ્ઞાનની ઇચ્છા નથી એ વાત ખરી છે, પણ એની સાથે તમારે સમજવું જોઇએ કે જ્ઞાની, જે બુદ્ધ છે તેને ફરીને બોધનો પણ અભાવ છે; આથી કરીને બોધના હેતુરૂપ નિવૃત્તિનો પણ તેને કાંઈ ઉપયોગ રહેતો નથી. અર્થાત્ જ્ઞાનીના સંબંધમાં જેવી પ્રવૃત્તિ અનુપયોગી તેવી જ નિવૃત્તિ પણ અનુપયોગી છે. વારૂ પ્રવૃત્તિ અને નિવૃત્તિની જ્ઞાનીના સંબંધમાં અનુપયોગિતા તો આપણે સમજ્યા, પણ અત્ર એમ શંકા થાય છે કે જ્ઞાનીને જે બોધ થયો છે તે બોધની સ્થિરતાને માટે પણ નિવૃત્તિનો સ્વીકાર માનવો કે કેમ ? ના. બોધની સ્થિરતા થવામાં નિવૃત્તિની કાંઈ જરૂર નથી. મહાવાક્યરૂપ પ્રમાણથી ઉત્પન્ન થએલ જ્ઞાનને બીજા બળવાન્ પ્રમાણથી પણ બાધ થવાનો અભાવ હોવાથી તે બોધ જ ફરી ફરીને આવૃત્તિ પામે છે, જેથી એક વાર ઉત્પન્ન થએલ બોધ ને સ્થિરતા આપવા સારૂ અન્ય સાધનનું અનુષ્ઠાન કરવું યોગ્ય નથી. ૨૭૬-૨૭૭.

મહાવાક્યરૂપ પ્રમાણથી ઉત્પન્ન થએલ જ્ઞાનને બીજું કોઇ પણ પ્રમાણ નથી એમ આપણે માની લઇએ છીએ. પણ અવિદ્યાનો પ્રભાવ બહુ વિચિત્ર છે,-એટલે તેનાથી, કે કદાચ તેનાં કાર્યથી, અથવા કર્તૃત્વાદિના અધ્યાસથી, ઉત્પન્ન થએલો બોધ બાધ પામી જાય એમ શંકા થાય છે. આ શંકાના સમાધાન માટે નીચેના શ્લોક કહે છે.—

**नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ।**
**पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः ॥ २७८ ॥ ८६२**
**बाधितं दृश्यतामक्षैस्तेन बाधो न दृश्यते ।**
**जीवन्नाखुर्नमार्जारं हन्ति हन्यात्कथं मृतम् ॥ २७९ ॥ ८६३**

**શબ્દાર્થ:—અવિદ્યા [ અને ] તેનું કાર્ય પણ બોધને બાધ કરવાને યોગ્ય થતાં નથી; કેમકે તત્ત્વબોધની પૂર્વે જ તે બંને બાધ પામેલાં [છે]. (૨૭૮). બાધ પામેલું અવિદ્યાનું કાર્ય ઇંદ્રિઓથી [ ભલે ] દેખાઓ [ પણ ] તેથી [ બોધનો ] બાધ દેખાતો નથી; [ કેમકે ] જીવતો ઉંદર બિલાડીને મારતો નથી [ તો ] મુએલો કેમ મારે ? ૨૭૯.**

**વિવેચન:**—જો તત્ત્વબોધ થતાં પહેલાં અવિદ્યા બાધ પામે છે એ વાત માનીએ તોપણ તેનું કાર્ય તો દેખાય છે જ. જો તે કાર્ય દેખાય છે તો પછી તેનાથી બોધનો બાધ શામાટે સંભવે નહિ ? એ એક શંકા છે. એનું સમાધાન આ શ્લોકથી કરે છે. ખરેખરી રીતે તો તત્ત્વબોધ થતાં પહેલાં અવિદ્યાને તેનું કાર્ય બંને બાધ પામી જ ગયાં

છે; કેમકે અવિદ્યાનાં કાર્યનું અવિદ્યા એ ઉપાદાન કારણ છે ( નિમિત્ત કારણ નથી ). જેમ માટીનો બાધ થતાં ઘડો પણ બાધિત જ થાય છે, તેમ અવિદ્યાનો બાધ થતાં તેનું કાર્ય પણ બાધિત થાય છે. વારુ એ રીતે અવિદ્યાનું કાર્ય બાધિત થયું છે તોપણ તે દેખાય તો છે ! સિદ્ધાન્તી કહે છે કે તે ઈંદ્રીઓથી ભલે દેખાઓ પણ તેનાથી બોધનો બાધ થવા સંભવ નથી; કેમકે જીવતો ઉંદર જ બિલાડીને મારી શકતો નથી તો પછી મુએલો કેમ જ મારી શકે ? અર્થાત્ બોધનો બાધ કરવાને તે શક્તિમાન્ નથી. ૨૭૮-૨૭૯.

આ નીચેના શ્લોકથી દ્વૈત દેખાતાં છતાં પણ તત્ત્વબોધના બાધનો અભાવ છે એમ કૈમુતિકન્યાયવડે બતાવવા સારૂ અનુકૂલ દૃષ્ટાંત આપે છે.—

**अपि पाशुपतास्त्रेण विद्धश्चेन् न ममार यः ।**

**निष्फलेषुविनुन्नांगो नंक्ष्यतीत्यत्र का प्रमा ॥ २८० ॥ ८६४**

**શબ્દાર્થ:—જો પાશુપત નામના અસ્ત્રવડે વીંધાએલો પણ જે ( માણુસ ) મુઓ નથી તો [ તે ] ફળ વગરના બાણવડે વ્યથા પામેલાં દેહવાળો સતો નાશ પામશે એમાં શું પ્રમાણ છે ? (કાંઈ નથી). ૨૮૦.**

**વિવેચન:**—પશુ-પ્રાણી. પતિ-સ્વામી, પશુપતિ. પ્રાણીના સ્વામી-શંકર-પશુપતિનું માટે પાશુપત અને અસ્ત્ર-ફેંકવાનું હથિઆર. એ અસ્ત્ર એવું છે કે જેને મારવામાં આવે તે મરી જ જાય. પાશુપતથી પણ જે નથી મુઓ તેણે તો મરણ ઉપર જય મેળવ્યો કહેવાય. તે બીજાથી ન જ મરે એવો ભાવ છે. દાર્ષ્ટાંતિકમાં એમ ઘટે છે કે જે જ્ઞાનને અવિદ્યાથી બાધ થયો નથી કે થતો નથી તેને અવિદ્યાના કાર્યરૂપ દ્વૈતથી તે શેનો જ બાધ હોઈ શકે ? ૨૮૦.

આ અર્થ નીચેના શ્લોકથી દૃઢ કરી બતાવે છે.—

**आदावविद्यया चित्रैः स्वकार्यैर्जृंभमाणया ।**

**युध्वा बोधो जयत्सोऽद्य सुदृढो बाध्यतां कथम् ॥ २८१ ॥ ८६५**

**तिष्ठंत्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।**

**न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥२८२॥ ८६६**

**શબ્દાર્થ:—પ્રથમ ( વિદ્યાભ્યાસના સમયમાં ) પોતાનાં વિચિત્ર કાર્યોવડે વૃદ્ધિ પમાડાતી અવિદ્યા સાથે બોધ, [ તેને ] યુદ્ધ કરીને જીતતો સતો તે હવણાં અવિદ્યાની નિવૃત્તિમાં સારી રીતે દૃઢ [ થએલો છે તો ] કેમ કરીને બાધ પામે ? ( અર્થાત્ ન પામે ). ( ૨૮૧ ). બોધે મારેલાં અજ્ઞાન અને તેના કાર્યરૂપ મુડદાંઓ ભલે રહો. તેઓનાથી બોધરૂપ ચક્રવર્તી રાજાને [ કાંઈ ] ભય નથી પણ [ ઉલટી ] કીર્તિ છે. ૨૮૨.**

**વિવેચન:**—પ્રથમ તત્ત્વનો બોધ થતાં પહેલાં વિદ્યાભ્યાસના સમયમાં અનેક પ્રમાતાપણું, ભોક્તાપણું, અને કર્તાપણું, આદિ અવિદ્યાનાં જ [1] કાર્યોવડે વૃદ્ધિ પમાડાતી અવિ-

---

૧. અત્ર રહસ્ય એ છે કે અવિદ્યાનો નાશ સમજવાને માટે કે કરાવવાને માટે આખું અવિદ્યાનું જ સૈન્ય ઉભું કરવું જોઇએ. જ્યાં સુધી ચિદાભાસને જ્ઞાન થયું ન હોતું ત્યાં સુધીમાં નવાં નવાં શાસ્ત્ર પ્રમાણરૂપ અવિદ્યાના સૈન્યવડે અવિદ્યાનો જ વધારો કરી પછી તત્ત્વબોધ વિજય

થાને તેની સાથે યુદ્ધ કરીને બોધ રાજાએ જીતી લીધી છે ને પછી પોતાના અભ્યાસ બળવડે તે બોધ દૃઢ થયો છે. હવે બોધની દૃઢતા થતાં તો અવિદ્યા નિવર્ત જ થઈ ગઈ છે એમ સિદ્ધ થયું. અવિદ્યા નિવર્ત થઈ એટલે અવિદ્યાનાં કાર્ય નિર્મૂળ થયાં. હવે આ નિર્મૂળ કાર્યો તત્ત્વબોધને બાધ શી રીતે કરી શકે ? ન જ કરી શકે. વારુ ! જો કે અવિદ્યાનાં કાર્ય બાધિત થયાં છે તોપણ દેખાય છે તો ખરાં. આ દેખાતું તે શું છે ? એ કાંઈ બોધના બાધકરૂપે દેખાતાં નથી, પણ યુદ્ધ સંગ્રામમાં જય મેળવવા માટે બોધરૂપ રાજાએ અવિદ્યાના જે સુભટોને મારી નાંખ્યા છે તેનાં તે તો મુડદાં છે. આ મુડદાં દેખાય છે તેમાં કાંઈ બોધ ચક્રવર્તીની અપૂર્ણતા નથી પણ ઊલટી તે તો તેની સત્કીર્તિ છે. ૨૮૧—૨૮૨

**य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।**
**प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयाऽस्य किम् ॥ २८३ ॥ ८६७**

**શબ્દાર્થ:—એ પ્રકારે જે અતિશય શૂર એવા બોધથી છૂટો પડતો નથી તેને શરીર આદિમાં સ્થિતિ કરી રહેલી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિવડે શું છે? ૨૮૩**

**વિવેચન:**—વારુ ! પાછળ ૨૭૭ મા શ્લોકમાં કહેવા પ્રમાણે જ્ઞાનીને બોધના પુનરુદ્ભવનો અભાવ છે એ આપણે સ્વીકારીએ છીએ, પણ એથી કરીને જ્ઞાનીને પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સ્વીકાર નથી એ રૂપ પાછળ ચાલેલા પ્રસંગમાં શો લાભ છે ? આનું સમાધાન બતાવવાને માટે આ શ્લોકનું કથન છે. જે જ્ઞાની અવિદ્યા અને તેના કાર્યનો ઘાત કરનાર બ્રહ્માત્માની એકતાના જ્ઞાનરૂપ તત્ત્વબોધથી છૂટો પડતો નથી તે જ્ઞાનીને દેહાદિ સ્થૂળ સાથે કે અનાત્મ સાથે સંબંધ રાખનારી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિવડે શો લાભ છે ? અર્થાત્ તે એને ઇષ્ટ નથી તેમ અનિષ્ટ પણ નથી. ૨૮૩.

અજ્ઞાનીને પ્રવૃત્તિ આગ્રહ છે તે વિષે કહે છે.—

**प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।**
**स्वर्गाय वाऽपवर्गाय यतितव्यं यतो नृभिः ॥ २८४ ॥ ८६८**

**શબ્દાર્થ:—બોધહીનને સર્વથા પ્રવૃત્તિમાં આગ્રહ યોગ્ય છે, જેથી કરીને સ્વર્ગને માટે અથવા મોક્ષને માટે માણસોએ યત્ન કરવા યોગ્ય છે.૨૮૪.**

કર્મઠોમાં આવી મળેલા જ્ઞાનીનું કર્મ કેવું જોઇએ તે બતાવે છે.—

**विद्वांश्चेत् तादृशां मध्ये तिष्ठेत्तदनुरोधतः ।**
**कायेन मनसा वाचा करोत्येवाखिलाः क्रियाः ॥२८५॥ ८६९**

**શબ્દાર્થ:—જો વિદ્વાન્ (જ્ઞાની) તેવા (કર્મઠ પુરૂષ) ની અંદર સ્થિત થાય તો તેમને બાધ ન થાય તેવી રીતે અનુસરતાં થઇને શરીર, વાણી**

---

**પામ્યો છે. માથામાંનો મેલ કાઢવાને માટે માથામાં ધૂળ, ખારો, કે સાબુરૂપ બીજો મેલ નાંખવામાં આવે છે તેમ અવિદ્યાનો નાશ કરવા માટે શાસ્ત્રરૂપ અવિદ્યા રચવામાં આવેલ છે. એનાથી અવિદ્યા નાશ પામી એટલે તત્ત્વબોધની નિરંકુશ સામ્રાજ્ય સત્તા બધે વ્યાપી રહે છે તેને બીજું કોઈ બાધ કરનાર રહેતું નથી એવો ભાવ છે.**

અને મનવડે સર્વ ક્રિયાઓ કરે જ [પણ કર્મઠોને તેમના પોતાના કામમાં * ભેદ ઉપજાવે નહિ]. ૨૮૫.

તત્ત્વને જાણવા ઇચ્છતા જીજ્ઞાસુઓમાં જ્ઞાનીનું કર્તવ્ય શું છે તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

एष मध्ये बुभुत्सानां यदा तिष्ठेत्तदा पुनः ।
बोधायैषां क्रियाः सर्वा दूषयंस्त्यजतु स्वयम् ॥२८६॥ ८७०

શબ્દાર્થઃ—આ (જ્ઞાની) જ્યારે જીજ્ઞાસુઓની મધ્યે સ્થિત થાય ત્યારે એ (જીજ્ઞાસુઓ) ને તત્ત્વબોધ થાય એટલા માટે [ત્યાં] સર્વ ક્રિયાઓને દોષ આપતો સતો પોતે [પણ તે ક્રિયાઓને] ત્યાગ કરો ! ૨૮૬.

જ્ઞાનીને આવાં કર્તવ્ય શામાટે જોઇએ તે બતાવે છે.—

अविद्वदनुसारेण वृत्तिर्बुद्धस्य युज्यते ।
स्तनंधयानुसारेण वर्त्तते तत्पिता यतः ॥ २८७ ॥ ८७१

શબ્દાર્થઃ—[1] જ્ઞાનીની રહેણી કરણી અજ્ઞાનીને અનુસરીને વર્તવાને યોગ્ય છે જેથી કરીને બાળકની ઇચ્છા પ્રમાણે તેનો પિતા વરતે છે. ૨૮૭.

अधिक्षिप्तस्ताडितो वा बालेन स्वपिता तदा ।
न क्लिश्नाति न कुप्येत बालं प्रत्युत लालयेत्॥२८८॥ ८७२
निंदितः स्तूयमानो वा विद्वानज्ञैर्न निंदति ।
न स्तौति किंतु तेषां स्याद् यथा बोधस्तथा चरेत्॥२८९॥ ८७३

શબ્દાર્થઃ—બાળકે પાડી નાંખેલો અથવા મારેલો પોતાનો પિતા તે વખતે કલેશ પામતો નથી [ અને ] કોપ કરતો નથી, પણ ઉલટો બાળકને રમાડે છે. ( ૨૮૮ ). અજ્ઞાનીઓએ નિંદાએલો અથવા સ્તુતિ કરાતો જ્ઞાની [ અજ્ઞાનીઓની ] નથી નિંદા કરતો ને નથી વખાણ કરતો; પણ તેઓને જેમ બોધ થાય તેમ આચરણ કરે [ છે ]. ૨૮૯.

અજ્ઞાનીના સંબંધમાં જ્ઞાનીનાં આચરણનું નિમિત્ત બતાવે છે.—

येनाऽयं नटनेनात्र बुद्ध्यते कार्यमेव तत् ।
अज्ञप्रबोधान्नैवान्यत्कार्यमस्त्यत्र तद्विदः ॥ २९० ॥ ८७४

શબ્દાર્થઃ—આ ( અજ્ઞાની માણસ ) [ જ્ઞાનીના ] જે આચરણવડે અહીં ( આ લોકમાં ) તત્ત્વજ્ઞાન પામે છે તે જ [ તેનું ] કર્તવ્ય કર્મ છે;

* શ્રીમદ્ભગવદ્ ગીતાના ત્રીજા અધ્યાયના ૨૫—૨૬ મા શ્લોક જુઓ.

[1] જ્ઞાની કૃપાળુ છે અને અજ્ઞાનીઓ તેના કૃપાપાત્ર છે. અજ્ઞાની જનોને પોતપોતાનાં કર્મ કરવામાં વિક્ષેપ ન થાય એટલું જ નહિ, પણ તેમને તે કર્મોમાં આગળ વધી જ્ઞાન મેળવવાની યોગ્યતા પ્રાપ્ત થાય એવી રીતે જ્ઞાનીએ અજ્ઞાનીઓના સંબંધમાં આચાથી વર્તવું; એવો આ શ્લોકનો ભાવ છે.

[કેમકે] તત્ત્વને જાણનાર જ્ઞાનીનું, અજ્ઞાનીને બોધ આપવા સિવાય બીજું કર્ત્તવ્ય અહીં (આ લોકમાં) નથી જ (છે જ નહિ). ૨૯૦.

**कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।**
**तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥ २९१ ॥ ८७५**

**શબ્દાર્થ:**—કૃતકૃત્યતાવડે તૃપ્ત થએલો [અને] વળી પ્રાપ્તપ્રાપ્યતાવડે તૃપ્ત થતો આ (જ્ઞાની) નિત્ય એ પ્રકારે પોતાના મનવડે માને છે. ૨૯૧.

**વિવેચન:**—પાછળ ૮૩૬ થી ૮૭૪ સુધીના શ્લોકમાં કહી ગએલા અને ૮૭૬ થી ૮૮૨ સુધીમાં જે કહેવાશે તેનું તાત્પર્ય આ શ્લોકથી બતાવે છે. કર્યું છે કરવા યોગ્ય કાર્ય જેણે તે કૃતકૃત્ય અને કૃતકૃત્યનો ભાવ તે કૃતકૃત્યતા છે. હવે ૮૭૬ થી ૮૮૨ સુધીમાં કહેવાશે તે પ્રાપ્તપ્રાપ્યતા છે. પ્રાપ્ત કર્યું છે પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાનાદિક જેણે તે પ્રાપ્તપ્રાપ્ય અને તેનો ભાવ તે પ્રાપ્તપ્રાપ્યતા. એ બંનેવડે તૃપ્ત થતો જ્ઞાની પોતાના મનમાં આ નીચે બતાવ્યા પ્રમાણે તૃપ્તિ માને છે. ૨૯૧.

### ૩ જ્ઞાનીની પ્રાપ્તપ્રાપ્યતા. ૮૭૬–૮૮૨.

**धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।**
**धन्योऽहं धन्योऽहं ब्रह्मानन्दो विभाति मे स्पष्टम् ॥ २९२ ॥ ८७६**

**શબ્દાર્થ:**—'[જેથી હું] નિરંતર પોતાના આત્માને સાક્ષાત્ જાણું છું [તેથી] હું ધન્ય છું, હું ધન્ય છું. [જેથી] મને બ્રહ્માનંદ સ્પષ્ટ ભાસે છે [તેથી] હું ધન્ય છું, હું ધન્ય છું'. ૨૯૨.

**વિવેચન:**—પોતાનો આત્મા જે દેશકાળ આદિથી અપરિચ્છિન્ન હોઈ નિજ સ્વરૂપ પ્રત્યગાત્મા છે, તેને જ્ઞાની અપરોક્ષ જ્ઞાનવડે સાક્ષાત્ જાણે છે માટે તે પોતાને યથાર્થ જાણી 'હું ધન્ય છું, હું ધન્ય છું' એમ બોલી આત્મજ્ઞાનના લાભરૂપ નિમિત્તથી ઉત્પન્ન થતી પોતાની તુષ્ટિ બતાવે છે. શ્લોકના ઉત્તરાર્દ્ધમાં 'મને બ્રહ્માનંદ સ્પષ્ટ ભાસે છે' એમ કહીને આત્મજ્ઞાનના ફળના લાભરૂપ નિમિત્તથી ઉત્પન્ન થતી તુષ્ટિ બતાવે છે. ૨૯૨.

હવે નીચેના શ્લોકમાં અનિષ્ટની નિવૃત્તિ થવાથી જ્ઞાનીને તુષ્ટિ થાય છે તે બતાવે છે.—

**धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।**
**धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ २९३ ॥ ८७७**

**શબ્દાર્થ:**—'[જેથી] હમણાં સંસાર સંબંધી દુ:ખને [હું] જોતો નથી [તેથી] હું ધન્ય છું! હું ધન્ય છું!! [જેથી] મારૂં અજ્ઞાન ક્યાંઈ પણ જતું રહ્યું [તેથી] હું ધન્ય છું! હું ધન્ય છું'!! ૨૯૩.

અજ્ઞાનની નિવૃત્તિના ફળરૂપ કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતાને નીચેના શ્લોકથી દેખાડે છે.—

**धन्योऽहं धन्योऽहं कर्त्तव्यं मे न विद्यते किंचित् ।**
**धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ २९४ ॥ ८७८**

શબ્દાર્થ:—'હું ધન્ય છું! હું ધન્ય છું !! [કે જેથી] મારે [હવે] કાંઈ [પણ] કર્તવ્ય [બાકી] નથી. [જે] પામવા યોગ્ય [હતું તે] સર્વ આજ [મેં] મેળવ્યું [માટે] હું ધન્ય છું! હું ધન્ય છું'!! ૨૯૪.

धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।

धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥२९५॥ ८७९

શબ્દાર્થ:—'[આ] લોકમાં મારી તૃપ્તિની કઈ ઉપમા થાય ? [કોઈ પણ નહિ માટે] હું ધન્ય છું, ધન્ય છું! હું ધન્ય છું, હું ધન્ય છું! ધન્ય છું, ધન્ય છું!! ફરી ફરીને [હું] ધન્ય છું'!! (આ કૃતકૃત્યતા આદિવડે થએલી તૃપ્તિની નિરતિશયતા છે, અને જ્ઞાનીને તે ચોતરફથી સ્ફુરે છે). ૨૯૫.

अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।

अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ २९६ ॥ ८८०

શબ્દાર્થ:—'[મારૂં] પુણ્ય અતિ ઉત્કૃષ્ટ [છે], અતિ ઉત્કૃષ્ટ છે ![તે] સારૂ ફળ્યું છે! આ પુણ્યની સંપત્તિથી અમે [પણ] સર્વોત્તમ છીએ ! અમે સર્વોત્તમ છીએ !! (આ પ્રમાણે જ્ઞાનાદિરૂપ ફળનાં કારણનું મૂળ પુણ્ય છે તેનું પણ સ્મરણ કરી જ્ઞાની તૃપ્તિ પામે છે. નિરંકુશ તૃપ્તિમાં તો તૃપ્તિ જ હોય). ૨૯૬.

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।

अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ २९७ ॥ ८८१

શબ્દાર્થ:—શાસ્ત્ર અતિ ઉત્કૃષ્ટ છે! સર્વ શાસ્ત્રોનું શિરોમણિ વેદાંતશાસ્ત્ર અતિ ઉત્કૃષ્ટ છે !! [અને] એ શાસ્ત્રનો બોધ આપનાર શ્રીગુરૂ ઉત્તમ છે! સર્વોત્તમ છે !! [તેથી થએલું] જ્ઞાન ઉત્કૃષ્ટ છે! બ્રહ્માત્માની એકતાના અનુભવરૂપ તત્ત્વજ્ઞાન સર્વોત્તમ છે !! ૨૯૭.

तृप्तिदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ॥

ब्रह्मानन्दे निमज्जंतस्ते तृप्यंति निरंतरम् ॥ २९८ ॥ ८८२

શબ્દાર્થ:—જેઓ આ તૃપ્તિદીપને નિત્ય ચિંતન કરે છે તેઓ બ્રહ્માનંદમાં નિમગ્ન થતાં નિરંતર તૃપ્તિ પામે છે. ૨૯૮.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थदीपिकायां तृप्तिदीपः समाप्तः ॥

## પ્રકરણ ૮ મું.

# કૂટસ્થદીપ.

### ૧ શરીરની બહાર અને અંદર, ચિદાભાસનું બ્રહ્મ અને કૂટસ્થથી ભેદવડે નિરૂપણ. ૮૮૩-૯૨૯.

#### ૧ 'ત્વં' પદના લક્ષ્ય અને વાચ્યના કથનપૂર્વક દેહની બહાર ચિદાભાસ અને બ્રહ્મનો ભેદ. ૮૮૩-૮૯૮.

**खाऽऽदित्यदीपिते कुड्ये दर्पणाऽऽदित्यदीप्तिवत् ।**
**कुटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥ १ ॥ ८८३**

**શબ્દાર્થ:—આકાશમાં રહેલા સૂર્યવડે પ્રકાશિત ભીંતમાં દર્પણમાં પડેલા સૂર્યના પ્રકાશની પેઠે કૂટસ્થવડે પ્રકાશેલો દેહ, બુદ્ધિમાં સ્થિત થએલા જીવવડે પ્રકાશે છે. ૧.**

**વિવેચન:**—મુમુક્ષુને મોક્ષનું સાધન બ્રહ્માત્માની એકતાનું જ્ઞાન છે; એનો આરંભ કરવા ઇચ્છતા ગ્રંથકર્તા '**તત્ત્વમસિ**' મહાવાક્યમાંના 'ત્વં' પદના અર્થના શોધનરૂપ કૂટસ્થદીપનો આરંભ કરે છે. આ કૂટસ્થદીપ વેદાંતશાસ્ત્રના એક પ્રકરણરૂપ જ છે, માટે વેદાંતશાસ્ત્રના વિષયાદિ અનુબંધચતુષ્ટ્ય જે છે તે જ આના પણ છે, એમ માની લઇને 'ત્વં' પદનું લક્ષ્ય કૂટસ્થ અને 'ત્વં' પદનું વાચ્ય જીવ-આભાસ તે બંનેને દૃષ્ટાંતે સહિત દેખાડે છે.—

મૂળ શ્લોકમાં આકાશમાં રહેલો સૂર્ય એમ કહેલું છે, તેવડે માત્ર સૂર્ય જ સમજવો. સૂર્યના પ્રકાશવડે ભીંત પ્રકાશે છે. અર્થાત્ દેખાઇ આવે છે. આ દેખાઇ આવતી ભીંત ઉપર સૂર્યથી પ્રતિબિંબિત થએલાં દર્પણોનો પરાવર્ત્તન પ્રકાશ પડવાથી તે વિશેષ પ્રકાશે છે. અર્થાત્ ભીંતને પ્રકાશવામાં બે પ્રકાશ કામ કરે છે. એક સૂર્યનો અને બીજો દર્પણમાં પડેલા સૂર્યના પ્રતિબિંબના પરાવર્ત્તનનો. જેમ ભીંત બે પ્રકાશથી પ્રકાશે છે તેમ આ દેહ-શરીર પણ બે પ્રકાશથી પ્રકાશે છે. એક કૂટસ્થ જે અવિકારી ચૈતન્ય છે તેના પ્રકાશવડે, અને બીજો બુદ્ધિમાં સ્થિત થએલા ચિદાભાસના પ્રકાશ-પરાવર્ત્તન પ્રકાશવડે. આમ કૂટસ્થ અને ચિદાભાસવડે શરીર પ્રકાશે છે, એ કહેવારૂપ ગ્રંથકર્ત્તાની આ પ્રકરણની પ્રતિજ્ઞા છે. ૧.

**अनेकदर्पणाऽऽदित्यदीप्तीनां बहुसंधिषु ।**
**इतरा व्यज्यते तासामभावेऽपि प्रकाशते ॥ २ ॥ ८८४**

**શબ્દાર્થ:—અનેક દર્પણમાં પડેલ સૂર્યની દીપ્તિના ઘણા સંધિઓમાં બીજી ( સૂર્યપ્રભા ) સ્પષ્ટ દેખાય છે, [ અને ] તેઓનો અભાવ સતે પણ [ તે ] પ્રકાશે છે. ૨.**

**વિવેચનઃ**—જો સૂર્યથી પ્રતિબિંબિત થએલાં ઘણાં દર્પણોનો પરાવર્તન પ્રકાશ ભીંત ઉપર પાડવામાં આવે, તો પછી ભીંત એકલા પરાવર્તન પ્રકાશવડે જ પ્રકાશેલી છે એમ શંકા કરવા જેવું નથી. કેમકે ભીંત ઉપર ઘણાં દર્પણોનો પડેલો પરાવર્તન પ્રકાશ ત્યાં *ગોળાકાર છે; આ દેખાતા જૂદા જૂદા ગોળાકારના સંધિઓમાં જે પ્રકાશ દેખાય છે તે સૂર્યનો છે. આથી કરીને ઘણાં દર્પણોનો પરાવર્તન પ્રકાશ ભીંત ઉપર પાડવામાં આવ્યો હોય તોપણ, ભીંત તો એ પ્રકાશવડે પ્રકાશેલી છે એમ જ ભાસે છે. અને વાસ્તવિક તેમ જ છે. વળી જો દર્પણોનો પરાવર્તન પ્રકાશ તેના ઉપરથી લઇ લેવામાં આવે. અર્થાત્ દર્પણોનો નાશ થઇ જાય તોપણ ભીંત તો એકલા સૂર્યના પ્રકાશવડે પણ પ્રકાશી નીકળેલી દેખાય છે. ૨.

આ દૃષ્ટાંતમાં સિદ્ધ થએલા અર્થને સિદ્ધાંતમાં જોડવા માટે નીચેનો શ્લોક કહે છે.—

**चिदाभासविशिष्टानां तथाऽनेकधियामसौ ।**
**संधिं धियामभावं च भासयन् प्रविविच्यताम् ॥ ३ ॥ ८८५**

**શબ્દાર્થઃ—તેમ ચિદાભાસવાળી અનેક બુદ્ધિવૃત્તિઓના સંધિને અને તે બુદ્ધિવૃત્તિઓના અભાવને પ્રકાશતો આ કૂટસ્થ [ છે તેનું ] વિવેચન કરવું ૩.**

**વિવેચનઃ**—પાછળ જેમ અનેક દર્પણમાં સૂર્યની કાંતિ પ્રકાશે છે, અને દર્પણ ન હોય તોપણ તે પ્રકાશે છે એમ બતાવ્યું છે, તેમ અવિકારી કૂટસ્થ, ચિદાભાસવિશિષ્ટ એટલે ચિત્પ્રતિબિંબવાળી અનેક બુદ્ધિઓ જેઓ ઘટાદિ શબ્દની વાચ્ય છે, તેઓના સંધિને જાગ્રદાદિ અવસ્થામાં જાણે છે, તેમ જ તેઓના અભાવને પણ જાણે છે. આ **કૂટસ્થનું** વિવેચન કરવું જોઇએ. અર્થાત્ ચિદાભાસવાળી બુદ્ધિવૃત્તિઓથી તેનો ભેદ કરી તેને જાણવો જોઇએ. ૩.

હવે દેહની અંદર કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ દેખાડવા માટે પ્રથમ તેમનો દેહની બહારનો ભેદ કેવો છે તે બતાવે છે.—

**घटैकाऽऽकारधीस्था चिद् घटमेवावभासयेत् ।**
**घटस्य ज्ञातता ब्रह्मचैतन्येनावभासते ॥ ४ ॥ ८८६**

**શબ્દાર્થઃ—ઘડાના આકારવાળી બુદ્ધિમાં રહેલું ચેતન ઘડાને જ પ્રકાશે છે [ પણ ] ઘડાનું જાણવાપણું [ તો ] બ્રહ્મચૈતન્યવડે જ ભાસે છે. ૪.**

**વિવેચનઃ**—બુદ્ધિ જે જે બાહ્ય પદાર્થોના સંબંધમાં જોડાય છે, તે તે બાહ્ય પદાર્થોના આકારને રૂપે પરિણામ પામે છે. અર્થાત્ તે તે પદાર્થોના જેવી તે થાય છે, એ સિદ્ધાંત છે. અત્ર ઘડાનું દૃષ્ટાંત લઇને સમજાવવું છે. માટે બુદ્ધિને ઘડાના આકારવાળી કહેલી છે. બુદ્ધિમાં ચેતનનું પ્રતિબિંબ છે તે **ચિદાભાસ** છે. આ બુદ્ધિમાં રહેલું ચેતનનું પ્રતિબિંબ એટલે **ચિદાભાસ** બાહ્ય પદાર્થોના સંબંધમાં જોડાતાં 'આ ઘડો છે' એમ ઘડાને જ દેખાડે છે, પણ 'મેં ઘડો જાણ્યો' એ ઘડાના જ્ઞાનના વિષયપણારૂપ ધર્મ, જે આ ઉક્તિના વ્યવહારનો હેતુ છે, તે તો ઘટની કલ્પનાના અધિષ્ઠાનરૂપ **બ્રહ્મચૈતન્યવડે** જ ભાસે છે. **ચિદાભાસવડે** ભાસતો નથી. ૪.

---

* અત્ર ગોળ દર્પણનું ગ્રહણ છે.

**अज्ञातत्वेन ज्ञातोऽयं घटो बुद्ध्युदयात् पुरा ।**
**ब्रह्मणैवोपरिष्टात् तु ज्ञातत्वेनेत्यसौ भिदा ॥ ५ ॥ ८८७**

**શબ્દાર્થ:—બુદ્ધિના ઉદયની પૂર્વે નહિ જાણવાપણાવડે [ પણ ] આ ઘડો બ્રહ્મવડે જ જાણેલો [ છે ] પાછળથી તો [ તે ] જાણવાપણાવડે [ જાણીએ છીએ ]. આ ભેદ [ છે ]. ૫.**

**વિવેચન:**—પાછળ બતાવ્યા પ્રમાણે ‘ ઘડો જાણ્યો ’ એવું જ્ઞાન તો બ્રહ્મવડે થાય છે; ત્યારે બુદ્ધિનું પ્રયોજન શું છે ? એ શંકા ઉઠે છે. એનું સમાધાન કરવા આ શ્લોક છે. એટલે કે ઘડાનું જાણવું અને નહિ જાણવું એ ભેદની સિદ્ધિને માટે બુદ્ધિ ઉપયોગી છે. ‘ આ ઘડો છે ’ એવી બુદ્ધિ જ્યાં સુધી આપણને ઉપજી નથી, ત્યાં સુધીમાં ‘ હું ઘટને જાણુતો નથી ’ એવી અજ્ઞાતતાથી તે બ્રહ્મવડે પ્રકાશિત છે. કહેવાનો ભાવ એવો છે કે સર્વ વસ્તુઓ જેમ બ્રહ્મમાં કલ્પાએલ છે તેમ ઘડો પણ કલ્પાએલ છે. અને **બ્રહ્મ જે સર્વત્ર અનુસ્યૂત છે, તેણે કરીને કલ્પિત તમામ વસ્તુઓ પ્રકાશે છે;** અને બુદ્ધિ ઉત્પન્ન થયા પછી ‘ હું ઘડાને જાણું છું ’ કે ‘ મેં ઘડાને જાણ્યો ’ એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે પણ **બ્રહ્મ ચૈતન્યથી જ પ્રકાશે છે.** ફલિતાર્થ એ કે, બુદ્ધિના અનુદયથી વસ્તુઓમાં અજ્ઞાતપણું રહે છે, અને બુદ્ધિના ઉદયથી વસ્તુઓ વિષેનું અજ્ઞાતપણું નાશ પામીને જ્ઞાતપણું પ્રતીત થાય છે. અર્થાત્ જગતના યાવત્ પદાર્થમાત્રનું વ્યક્તિજ્ઞાન ભાસે છે તે બુદ્ધિવૃત્તિથી જ ભાસે છે; આમ બુદ્ધિના હોવા ન હોવાનો ભેદ છે. ૫.

**चिदाभासांतधीवृत्तिर्ज्ञानं लोहांतकुंतवत् ।**
**जाड्यमज्ञानमेताभ्यां व्याप्तः कुंभो द्विधोच्यते ॥ ६ ॥ ८८८**

**શબ્દાર્થ:—લોહફળવાળા ભાલાની પેઠે ચિદાભાસ જેના અંતમાં છે એવી બુદ્ધિવૃત્તિ [ તે ] જ્ઞાન [ છે અને ] જડપણું અજ્ઞાન [ છે ]. એ ( બે ) થી વ્યાપ્ત ઘડો બે પ્રકારે કહેવાય છે. ૬.**

**વિવેચન:**—એક જ ઘડાનાં જ્ઞાતતા અને અજ્ઞાતતાવાળાં બે સ્વરૂપ કેમ સંભવે ? આ શંકાના સમાધાનને માટે જ્ઞાતતા અને અજ્ઞાતતાનાં નિમિત્ત જ્ઞાન અને અજ્ઞાનનાં સ્વરૂપ બતાવવા આ શ્લોકનું કથન છે. જે પ્રમાણે ભાલાની ટોચે કાર્ય કરનારૂં લોહનું ફળ છે તે પ્રમાણે જ્ઞાનોત્પાદક ચિદાભાસ જેના અગ્ર ભાગમાં છે એવી બુદ્ધિવૃત્તિને **જ્ઞાન** કહે છે. આચાર્યોએ પણ बोधेऽक्ला बुद्धिः ‘ બોધમાં સાક્ષાત્ બુદ્ધિ છે ’ એમ બતાવ્યું છે. સ્વપ્રકાશ રહિતપણું તે જાડ્ય–જડત્વ–જડપણું. આને **અજ્ઞાન** કહેલું છે. અનુક્રમે આ જ્ઞાન અજ્ઞાનવડે ઘડો સર્વ તરફથી સંબંધવાળો સતો ‘ જાણ્યો ’ અને ‘ નથી જાણ્યો ’ એમ બે પ્રકારે બોલાય છે. ૬.

અત્ર એક શંકા થાય છે તે એ કે અજ્ઞાનથી વ્યાપ્ત અજ્ઞાત ઘડો તો બ્રહ્મવડે ભાસવાને યોગ્ય છે એ વાત સંભવે છે. પણ જ્ઞાનથી વ્યાપ્ત જ્ઞાત ઘડો બ્રહ્મચૈતન્યથી ભાસે છે એમ શામાટે કહેવું જોઇએ ? આ શંકાના સમાધાનને માટે નીચેનો શ્લોક કહે છે:—

**अज्ञातो ब्रह्मणा भास्यो ज्ञातः कुंभस्तथा न किम् ।**
**ज्ञातत्वजननेनैव चिदाभासपरिक्षयः ॥ ७ ॥ ८८९**

**શબ્દાર્થ:—અજ્ઞાત (ઘડો) [જેમ] બ્રહ્મવડે ભાસવા યોગ્ય [છે] તેમ જ્ઞાત ઘડો શું નથી? [છે. કેમકે] જ્ઞાતતાને ઉત્પન્ન કરવાવડે જ ચિદાભાસની કૃતાર્થતા [છે]. ૭.**

**વિવેચન:**—અજ્ઞાત ઘડો તેમ જ જ્ઞાત ઘડો એ બંને બ્રહ્મચૈતન્યથી જ ભાસે છે. અર્થાત્ 'ઘડાને હું જાણુતો નથી' એવું જ્ઞાન (અજ્ઞાન) અને 'ઘડાને મેં જાણ્યો' એવું જ્ઞાન **બ્રહ્મચૈતન્યવડે જ ભાસે છે.** કેમકે ઘડાની અજ્ઞાતતારૂપ ધર્મને બતાવી જેમ અજ્ઞાન કૃતાર્થ થાય છે, તેમ જ ઘડાની જ્ઞાતતારૂપ ધર્મ બતાવી જ્ઞાન કૃતાર્થ થાય છે. અજ્ઞાતતા અને જ્ઞાતતા એ બંનેનો અનુભવ સિદ્ધ થવામાં એટલે પ્રકાશ થવામાં બ્રહ્મચૈતન્ય જ છે, એટલા માટે **જ્ઞાત ઘડો પણ બ્રહ્મચૈતન્યથી જ ભાસે છે.** ૭.

**आभासहीनया बुद्ध्या ज्ञातत्वं नैव जन्यते ।**
**तादृग्बुद्धेर्विशेषः को मृदादेः स्याद् विकारिणः ॥ ८ ॥ ८९०**

**શબ્દાર્થ:—ચિદાભાસ વિનાની બુદ્ધિવડે જાણુવાપણું ઉત્પન્ન થતું નથી. [કેમકે જો એમ હોય તો] તેવી (ચિદાભાસ વિનાની) બુદ્ધિનો [અને] વિકારી માટી આદિનો ભેદ શો હોય? [કાંઈ પણ ન હોય]. ૮.**

**વિવેચન:**—જ્યારે અજ્ઞાતતા ઉત્પન્ન કરનાર અજ્ઞાનની પેઠે જ્ઞાતતા ઉત્પન્ન કરવામાં બુદ્ધિ જ પૂર્ણ છે એમ પાછલા શ્લોકમાં બતાવ્યું ત્યારે વળી ૮૮૮ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ચિદાભાસનું તેમાં પ્રયોજન જ ક્યાં રહે છે? ચિદાભાસનું ત્યાં પ્રયોજન છે, કેમકે ચિદાભાસ વિનાની એકલી બુદ્ધિ તો માત્ર જડ ઘડાના જેવી છે. ઘડો જેમ પોતે પોતાની મેળે પ્રકાશતો નથી, તેમ ચિદાભાસવિનાની બુદ્ધિ પણ જ્ઞાતતાને ઉત્પન્ન કરતી નથી. ૮.

**ज्ञात इत्युच्यते कुंभो मृदा लिप्तो न कुत्रचित् ।**
**धीमात्रव्याप्तकुंभस्य ज्ञातत्वं नेष्यते तथा ॥ ९ ॥ ८९१**

**શબ્દાર્થ:—[જેમ] માટીએ લીંપાએલો ઘડો જાણેલો છે, એમ ક્યાંઈ પણ કહેવાય નહિ. તેમ કેવળ બુદ્ધિવડે વ્યાપ્ત [એવા] ઘડાનું જાણુવાપણું [પણ] અંગીકાર કરાતું નથી. ૯.**

**વિવેચન:**—ઘડાના ઉપર લાલ, પીળી, ધોળી, એવી માટી ચોપડી દે એટલા જ ઉપરથી કાંઇ ઘડો ઓળખાતો નથી. અર્થાત્ લોક કાંઈ એટલા ઉપરથી ઘડો છે એમ જાણુતા નથી. તેમાં જ્ઞાનની જરૂર છે; તેમ કેવળ બુદ્ધિથી ઘડો વ્યાપ્ત થાય તેથી ઘટની જ્ઞાતતા જણાતી નથી પણ ચિદાભાસ મળવાથી જ તે જણાય છે. ૯.

**ज्ञातत्वं नाम कुंभे तच्चिदाभासफलोदयः ।**
**न फलं ब्रह्मचैतन्यं मानात् प्रागपि सत्वतः १० ॥ ८९२**

**શબ્દાર્થ:—ઘડામાં તે ચિદાભાસરૂપી ફળનો ઉદય [એ જ] જાણુવાપણું પ્રસિદ્ધ [છે. બ્રહ્મનું તો] પ્રમાણુની પૂર્વે પણ હોવાપણું છે, એટલા માટે બ્રહ્મચૈતન્ય, ફળ નથી. ૧૦.**

**વિવેચનઃ**—જ્ઞાતતાના ઉત્પાદનમાં કેવળ બુદ્ધિનું અસમર્થપણું બતાવેલું છે, એટલા માટે જ્ઞાતતા ઉત્પન્ન થવામાં ચિદાભાસરૂપ ફળની ઉત્પત્તિ જરૂરની છે. ને એ જ પ્રસિદ્ધ જ્ઞાતતા છે. એમ છે તોપણ ચિદાભાસરૂપ ફળની કલ્પનાની જરૂર જ શી છે ? કેમકે આપણે પાછળ જ્ઞાત અને અજ્ઞાત ઘડો બ્રહ્મથી પ્રકાશે છે એમ તો કહી ચૂક્યા છીએ. આથી કરીને બ્રહ્મચૈતન્યને જ ફળરૂપ માની ચલાવી લઈએ તોપણ ચાલે, એમ કોઈ શંકા કરે, પણ બ્રહ્મને ફળ માની શકાય નહિં. બ્રહ્મને ફળ માનવામાં બાધ આવે છે. એટલે કે સાભાસવૃત્તિવિશિષ્ટ ચેતનરૂપ પ્રમાણથી જ્ઞાતતા ધર્મ પ્રસિદ્ધિ પામે છે. અને આ પ્રમાણની પૂર્વે પણ બ્રહ્મનું તો હોવાપણું છે જ. બ્રહ્મને જો ફળ માનીએ તો તે પ્રમાણથી ઉત્પન્ન થવું જોઈએ, ને તેથી કરીને બ્રહ્મચૈતન્ય ફળ નથી. ૧૦

કોઈ એમ કહેવા માગે કે વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે परागर्थप्रमेयेषु ઇ૦ શ્લોકમાં બ્રહ્મચૈતન્યને ફળરૂપ માન્યું છે તેનાથી તમે અત્ર વિરૂદ્ધ કહો છો. આ શંકાના સમાધાનમાટે વાર્તિકમાંનો તે શ્લોક નીચે લઈ ગ્રંથકર્તા ખુલાસો બતાવે છે:—

**परागर्थप्रमेयेषु या फलत्वेन संमता ।**
**संवित् सैवेह मेयोऽर्थो वेदांतोक्तिप्रमाणतः ॥ ११ ॥ ८९३**
**इति वार्त्तिककारेण चित्सादृश्यं विवक्षितम् ।**
**ब्रह्मचित्फलयोर्भेदः सहस्र्यां विश्रुतो यतः ॥ १२ ॥ ८९४**

**શબ્દાર્થઃ**—બહારના (ઘટાદિ) પદાર્થો પ્રમાણના વિષય સતે જે ચેતન [ પ્રમાણના ] ફળપણાવડે અંગીકાર કરેલું છે, તે જ વેદાંતની ઉક્તિરૂપ પ્રમાણથી જાણવાયોગ્ય વસ્તુ [ છે]. (૧૧). એ પ્રકારે વાર્તિકકારે [ ઉપરના શ્લોકમાં ચિદાભાસરૂપ ફળને ] ચેતનનું સદૃશપણું કહેવાને ઇચ્છેલું [ છે ] કેમકે ઉપદેશસહસ્રીમાં [ તેમણે ] બ્રહ્મનો અને ચિદાભાસરૂપ ફળનો ભેદ સાંભળેલો [ છે]. ૧૨.

**વિવેચનઃ**—ઉપર બતાવેલા વાર્તિકકારના શ્લોકમાં **સંવિત્** શબ્દ વાપરેલો છેઃ એનો અર્થ જ્ઞાન—આત્મા—બ્રહ્મ એવો થાય છે, અને તેને જ વાર્તિકકારે ફળરૂપ અંગીકાર કરેલું છે, એમ વાદી બતાવે છે. અર્થાત્ ચિદાભાસને અને બ્રહ્મને તેઓ એક જ ગણે છે. આથી કરીને આ પ્રકરણના ૧૦ મા શ્લોકમાં બ્રહ્મને ફળ માનવાની કહેલી વાતને ટેકો મળે છે. પંચદશી લખનાર આચાર્ય એમ બતાવે છે કે વાર્તિકકારે પોતાના શ્લોકમાં વાપરેલા **સંવિત્** શબ્દનો અર્થ ત્યાં જ્ઞાન-આત્મા-કે બ્રહ્મ તરીકે ભજ્યો નથી, પણ ચેતનને **સદૃશ એવો** એટલે **ચિદાભાસ** જ ઇચ્છયો છે. વાર્તિકકાર **સુરેશ્વરાચાર્ય**, પુજ્યપાદ ભગવાન્ શ્રી **શંકરાચાર્ય**ના શિષ્ય છે. અને તેમણે શ્રી ગુરૂમુખદ્વારા ગુરૂપાદરચિત ઉપદેશ સહસ્રી નામનો ગ્રંથ સાંભળ્યો છે, જેમાં બ્રહ્મ અને ચિદાભાસનો ભેદ બતાવેલો છે. આથી એમ ભાસે છે કે જેણે બ્રહ્મચિદાભાસનો ભેદ જાણેલો છે એવા વાર્તિકકાર, પોતાના ગ્રંથમાં તેઓને એક કહે નહિ. અર્થાત્ અત્ર ૧૧ મા શ્લોકમાં સંવિત્ નો અર્થ તેમણે **ચેતનસદૃશ** એવો એટલે **ચિદાભાસ** જ ઇચ્છયો છે, એ ચિદાભાસ જાણવાયોગ્ય છે એટલે કે-તેનું સ્વરૂપમાત્ર કલ્પાએલ છે, તે બુદ્ધિમાં માત્ર

પ્રતિબિંબરૂપે છે અને અજ્ઞાનને લઇને જ તે પોતામાં કર્તૃત્વાદિનો આરોપ કરે છે, ઇત્યાદિ પાછળ તૃપ્તિદીપમાં જણાવ્યું છે તેમ તેનું વિવેચન કરી જોવા યોગ્ય છે-જાણવા યોગ્ય છે. આવી રીતે સમજતાં વિરોધનું સમાધાન થાય છે. ૧૧-૧૨.

**आभास उदितस्तस्माद् ज्ञातत्वं जनयेद् घटे ।**
**तत्पुनर्ब्रह्मणा भास्यमज्ञातत्ववदेव हि ॥ १३ ॥ ८९५**

**શબ્દાર્થ:—તેટલામાટે ઘડામાં ઉત્પન્ન થએલો ચિદાભાસ [ ઘડામાં ] જાણવાપણું ઉત્પન્ન કરે છે. [ અને ] પછી તે જાણવાપણું અજ્ઞાતતાની પેઠે બ્રહ્મવડે જ ભાસવાયોગ્ય [ છે, એ ] પ્રસિદ્ધ [ છે ]. ૧૩.**

**વિવેચન:**—વારૂ ! બ્રહ્મચિદાભાસના ભેદથી આપણા પ્રકૃત-ચાલતા પ્રસંગમાં શો લાભ થવાનો છે ? એથી લાભ છે. જ્યારે બ્રહ્મ અને ચિદાભાસનો ભેદ છે ત્યારે હવે એ વાત સિદ્ધ જ છે કે બુદ્ધિવૃત્તિઓ નેત્રદ્વારા ઘટસાથે તદાકાર પામી તેની સાથે ચિદાભાસ પણ ઘટાકાર થયો. અર્થાત્ ઘડામાં તે ઉત્પન્ન થયો. આમ તેમાં ઉત્પન્ન થએલો ચિદાભાસ ઘડામાં જ્ઞાતપણું ઉત્પન્ન કરે છે, અને પછી જેમ અજ્ઞાત ઘડાને બ્રહ્મ પ્રકાશે છે, તેમ એ ચિદાભાસથી જ્ઞાત થએલાને પણ બ્રહ્મ પ્રકાશે છે, એ સિદ્ધાંત પ્રસિદ્ધ જ છે. ૧૩.

**धीवृत्त्याभासकुंभानां समूहो भास्यते चिता ।**
**कुंभमात्रफलत्वात्स एक आभासतः स्फुरेत् ॥ १४ ॥ ८९६**

**શબ્દાર્થ:—[ ઇંદ્રિયદ્વારા નીકળેલી ] બુદ્ધિવૃત્તિ, આભાસ અને ઘડાનો સમૂહ [એ] બ્રહ્મચૈતન્યવડે ભાસે છે [પણ આભાસનું] કેવળ કુંભમાંજ ફળપણું હોવાથી તે ( આભાસ )થી તે એક ( ઘડો જ ) ભાસે છે. ( અર્થાત્ ચિદાભાસ બુદ્ધિવૃત્તિદ્વારા જે પદાર્થ સાથે જોડાય છે તે પદાર્થને તદાકાર થવાથી તેવડે માત્ર તે જ પદાર્થ ભાસે છે, પણ બ્રહ્મવડે તો બુદ્ધિવૃત્તિ, આભાસ અને પદાર્થ બધાં ભાસે છે.) ૧૪.**

**चैतन्यं द्विगुणं कुंभे ज्ञातत्वेन स्फुरत्यतः ।**
**अन्येऽनुव्यवसायाख्यमाहुरेतद्यथोदितम् ॥ १५ ॥ ८९७**

**શબ્દાર્થ:—[ ઘડો, ચિદાભાસ અને બ્રહ્મ એ બંનેવડે ભાસે છે. ] એટલામાટે ઘડામાં જ્ઞાતતાવડે બમણું ચૈતન્ય સ્ફુરે છે યથોક્ત ( જેવું કહ્યું છે તેવા) આ ચેતનને બીજાઓ ( તાર્કિક વાદીઓ) [1] અનુવ્યવસાય નામનું જ્ઞાન છે એમ] કહેતા હવા-કહે છે. ૧૫.**

**घटोऽयमित्यसावुक्तिराभासस्य प्रसादतः ।**
**विज्ञातो घट इत्युक्तिर्ब्रह्मानुग्रहतो भवेत् ॥ १६ ॥ ८९८**

[1] 'આ ઘડો છે' એમ ચિદાભાસથી ઉત્પન્ન થએલી જ્ઞાતતાને નૈયાયિકો વ્યવસાય જ્ઞાન કહે છે. અને એ જ્ઞાનના જ્ઞાનને એટલે 'મેં ઘડો જાણ્યો' એવા જ્ઞાનને અનુવ્યવસાય કહે છે. જુઓ પાછળ પૃષ્ઠ ૭૯ માં ૨૦૨ શ્લોકની ટીકા અને ટિપ્પણ.

**શબ્દાર્થ:**—'આ ઘડો છે' એ પ્રકારની આ ઉક્તિ ચિદાભાસના પ્રસાદથી [ થાય છે, અને ] 'ઘડો જાણ્યો ' એ પ્રકારની ઉક્તિ બ્રહ્મના અનુગ્રહથી થાય છે. ૧૬.

**૨ દેહની અંદર કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ. ૮૯૯-૯૦૮.**

**आभासब्रह्मणी देहाद् बहिर्यद्वद् विवेचिते ।**

**तद्वदाभासकूटस्थौ विविच्येतां वपुष्यपि ॥ १७ ॥ ८९९**

**શબ્દાર્થ:**—ચિદાભાસ અને બ્રહ્મનું, દેહની બહાર જેમ વિવેચન કર્યું તેમ આભાસ અને કૂટસ્થનું શરીરની અંદર પણ વિવેચન કરવું. ૧૭.

**अहंवृत्तौ चिदाभासः कामक्रोधादिकेषु च ।**

**संव्याप्य वर्त्तते तप्ते लोहे वन्हिर्यथा तथा ॥ १८ ॥ ९००**

**स्वमात्रं भासयेत् तप्तं लोहं नान्यत् कदाचन ।**

**एवमाभाससहिता वृत्तयः स्वस्वभासिका ॥ १९ ॥ ९०१**

**શબ્દાર્થ:**—જેમ તપેલા લોઢામાં અગ્નિ [સારી રીતે વ્યાપી જઇને રહે છે. ] તેમ ચિદાભાસ અહંવૃત્તિમાં અને કામક્રોધાદિક [ બીજી ] વૃત્તિઓમાં [ પણ ] સારી રીતે વ્યાપીને વર્તે છે–રહે છે. (૧૮). [ જેમ ] તપેલું લોઢું કેવળ પોતાને [ જ ] પ્રકાશે છે, [ પણ ] બીજા પદાર્થને કયારેય નથી [ પ્રકાશતું ] એ પ્રકારે આભાસ સહિત અહંકારાદિ વૃત્તિઓ [ પણ ] પોતપોતાની પ્રકાશક છે [ બીજા પદાર્થને પ્રકાશ કરતી નથી ]. ૧૯.

**વિવેચન:**—જોકે દેહની બહાર ચિદાભાસવડે વ્યાપ્ય એવા ઘટાદિ પદાર્થો છે. પણ શરીરની અંદર તો તેવા પદાર્થોનો અભાવ છે, ત્યારે અંદરના કયા પદાર્થોને અથવા કોને ચિદાભાસ વ્યાપી રહેતો હશે ? એ શંકા ઉઠે છે. દેહમાં કદાચ વિષયગોચર વૃત્તિઓનો અભાવ છે, તથાપિ તેમાં અહંકાર આદિ વૃત્તિઓનો સદ્ભાવ તો છે. માટે આ અહંકારાદિ વૃત્તિઓમાં ચિદાભાસનો સ્વીકાર કરવા યોગ્ય છે, એટલે કે અહંકાર, કામ, ક્રોધ, લોભ, મોહ, સુખદુઃખ, તૃપ્તિ, ક્ષમા, લજ્જા, ભય આદિ વૃત્તિઓ છે. તપેલા લોઢામાં જેમ અગ્નિ વ્યાપી રહેલો છે, તેમ આ વૃત્તિઓમાં ચિદાભાસ વ્યાપી રહેલો છે. વળી તપેલું લોઢું જેમ પોતાને જ પ્રકાશે છે, પણ અગ્નિની પેઠે બીજાને પ્રકાશતું નથી, તેમ આ વૃત્તિઓ પણ કેવળ પોતાને જ પ્રકાશે છે, બીજાને પ્રકાશતી નથી. ૧૮–૧૯.

**क्रमाद् विच्छिद्य विच्छिद्य जायंते वृत्तयोऽखिलाः ।**

**सर्वा अपि विलीयन्ते सुप्तिमूर्च्छासमाधिषु ॥ २० ॥ ९०२**

**संधयोऽखिलवृत्तीनामभावाश्चावभासिताः ।**

**निर्विकारेण येनासौ कूटस्थ इति चोच्यते ॥ २१ ॥ ९०३**

**શબ્દાર્થ:**—[ જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં ] સમગ્ર વૃત્તિઓ વારે વારે અવકાશ પામીને એક પછી એક ઉત્પન્ન થાય છે; પણ સુષુપ્તિ અવસ્થામાં,

**મૂર્છામાં અને સમાધિમાં [એ] સઘળીઓ નાશ (વિલય) પામે છે. (૨૦). સમગ્ર વૃત્તિઓના [આ] સંધિઓ અને અભાવો—નાશ, વિકાર વિનાના જે ચૈતન્યવડે ભાસેલા [છે; તે] આ ફૂટસ્થ [છે] એમ કહેવાય છે. ૨૧.**

**વિવેચનઃ**—જેઓ પાછળ બતાવેલી કામક્રોધાદિક અંતઃકરણની વૃત્તિઓ અવલોકે છે તેઓને તો અનુભવ જ છે કે તેમાં ઉઠતી વૃત્તિઓ એક પછી એક અનુક્રમે ઉઠે જ જાય છે. સરલતાને માટે એમ કહીએ કે ચૂલે મૂકેલી પાણી ભરેલી તપેલીને નીચેથી અગ્નિનું જોર લાગતાં તપેલીમાં તળીએથી પાણીનાં એક પછી એક બિંદુઓ ઉપર આવે છે, તેઓ નાશ પામે છે, અને બીજાં આવે છે; તેમ અંતઃકરણમાંથી પણ વૃત્તિઓ ઉઠે છે. આ ઉઠતી વૃત્તિઓ એકી વખત બે સાથે ઉઠતી નથી પણ એક જ ઉઠે છે. એક વૃત્તિ ઉઠી ને બીજી ઉઠે છે તેટલામાં કાંઇક ક્ષણ વિશ્રાંતિ રહે છે. શાઈડી ફેરવતાં જમણા હાથની દોરી પૂરી થતાં ડાબા હાથની દોરી ખેંચીએ એટલે શાઇડીનો પોતાનો ફેર ફરવામાં વચ્ચે કાંઇક ક્ષણ સ્થિરતા લેવી પડે છે તેમ બે વૃત્તિઓની વચ્ચેનો કાંઇક ક્ષણ સ્થિરતાવાળો છે એમ કહો. આ કાળ તે વૃત્તિઓનો સંધિ કહેવાય છે. વૃત્તિઓનું ઉઠવું, અને તેમનો સંધિ એને માટે જાગ્રત્ અને સ્વપ્ન એ બે અવસ્થાઓ જ છે. સુષુપ્તિમાં તો તેઓનો લય થઇ જાય છે—નાશ થઇ જાય છે. આમ વૃત્તિઓનો જે નાશ તેને તેનો અભાવ કહે છે. વૃત્તિઓનો નાશ કેવળ સુષુપ્તિમાં જ છે, એમ નથી. મૂર્છામાં અને સમાધિમાં પણ છે. આ તમામ વૃત્તિઓના સંધિને અને તેમના અભાવને જે નિર્વિકારી ચેતનવડે આપણે જાણીએ છીએ તે નિર્વિકારી ચેતનને ફૂટસ્થ કહે છે. ૨૦-૨૧.

**घटे द्विगुणचैतन्यं यथा बाह्ये तथाऽन्तरे ।**
**वृत्तिष्वपि ततस्तत्र वैशद्यं संधितो मुखम् ॥ २२ ॥ ९०४**

**શબ્દાર્થઃ—જેમ બહારના ઘડામાં બમણું ચૈતન્ય [છે], તેમ દેહની અંદર વૃત્તિઓમાં પણ [બમણું ચૈતન્ય છે] તેથી વૃત્તિઓમાં તેના સંધિ કરતાં પ્રકાશ વધારે [છે]. ૨૨.**

**વિવેચનઃ**—બાહ્ય પદાર્થ ઘડો, તે ચિદાભાસ અને બ્રહ્મવડે પ્રકાશે છે. અર્થાત્ તેમાં ૮૯૭ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે બમણું ચૈતન્ય સ્ફુરે છે. જેમ ઘડામાં તેમ જ દેહની અંદરની અહંકારાદિ વૃત્તિઓમાં પણ બેવડું ચૈતન્ય છે; એટલે કે એક તો ચિદાભાસવડે તેઓ પ્રકાશે છે તે, અને બીજું ફૂટસ્થ ચૈતન્ય. આમ વૃત્તિઓ બેવડા ચૈતન્યથી પ્રકાશે છે. માટે તે વૃત્તિઓના સંધિ જેઓ ચિદાભાસવગર એકલા ફૂટસ્થથી પ્રકાશે છે તેના કરતાં તેઓમાં અધિક પ્રકાશ દેખીએ છીએ. ૨૨.

**ज्ञाताऽज्ञातते न स्तो घटवद् वृत्तिषु क्वचित् ।**
**स्वस्य स्वेनाग्र[illegible]ज्ञाननाशनात् ॥ २३ ॥ ९०५**

**શબ્દાર્થઃ—તેઓ (વૃત્તિઓ) વડે અજ્ઞાન નાશ પામે છે તેથી અને પોતપોતાનું અનુભવપણું હોવાથી વૃત્તિઓમાં ઘડાની પેઠે ક્યારેય જ્ઞાતતા અને અજ્ઞાતતા નથી. ૨૩.**

**વિવેચન:**—પાછળ જેમ ઘડાની જ્ઞાતતા અને અજ્ઞાતતા, બ્રહ્મ-કૂટસ્થવડે પ્રકાશે છે એમ બતાવ્યું છે, એમ અત્ર વૃત્તિઓમાં પણ જ્ઞાતતા અને અજ્ઞાતતા કૂટસ્થથી પ્રકાશે છે એમ શા માટે ન કહેવાય ? આ શંકાનું સમાધાન આ શ્લોકથી કરે છે. ઘડો જડ પદાર્થ છે; તેને જ્યાંસુધી અંતઃકરણની વૃત્તિઓ વ્યાપ્ત થઇ નથી ત્યાંસુધી તો તે અજ્ઞાત છે એમ જ કહેવાય છે. અર્થાત્ અજ્ઞાનવ્યાપ્ત ઘડો છે તેમ કહેવાય છે. આ અજ્ઞાત ઘડો વૃત્તિવ્યાપ્ત થયા પછી જ્ઞાત થાય છે, એટલે વૃત્તિઓવડે અજ્ઞાન નાશ પામે છે એમ તો સિદ્ધ છે. જ્યારે વૃત્તિઓ અજ્ઞાનનો નાશ કરે છે ત્યારે વૃત્તિઓમાં તો અજ્ઞાતતા હોય જ ક્યાંથી ? ન જ હોય. એઓ હમેશાં ચિદાભાસની સાથે હોવાથી સદા પ્રકાશક જ છે. હવે ઘડાને જ્ઞાતતા ધર્મ પમાડે છે તે વૃત્તિઓ પમાડે છે, તો વૃત્તિઓને પણ જ્ઞાતતા ધર્મ પમાડવાનું કામ તો વૃત્તિઓનું જ ઠર્યું. એમ ધારીએ કે વૃત્તિઓ પોતે પોતાને જ્ઞાતતા ધર્મ પમાડો, તો તેમાં પોતે પોતાનું ગ્રહણ કર્યું એમ થાય, પણ એ તો ખોટું છે. આપણે કોઇ દિવસ એમ કહીએ નહીં કે 'હું મને ઝાલી રાખું છું' કહીએ તો ગાંડાઇ કહેવાય. તેમ વૃત્તિ પણ વૃત્તિને અવલંબે એ દોષ કહેવાય. અર્થાત્ વૃત્તિવડે વૃત્તિમાં જ્ઞાતતા ધર્મ વ્યાપવાને યોગ્ય નથી. ફલિતાર્થ એ કે વૃત્તિ સ્વપ્રકાશક હોવાથી તેને અજ્ઞાતતા કે જ્ઞાતતા ધર્મ વળગી શકતો નથી, ને તેથી તેને કૂટસ્થથી પ્રકાશવાપણું ઘટતું નથી. ૨૩.

પાછળ કૂટસ્થ અને ચિદાભાસનો પ્રકાશ ઘડામાં બેવડો છે એમ બતાવ્યું છે. જો ચેતનપણાને ત્યાં સમાન માન્યું છે, તો એક કૂટસ્થ અને બીજું અકૂટસ્થ-ચિદાભાસ એમ ભેદ કરી શામાટે માનવું જોઇએ ? એ શંકાના સમાધાન માટે નીચેનો શ્લોક છે.—

> द्विगुणीकृतचैतन्ये जन्मनाशानुभूतितः ।
> अकूटस्थं तदन्यत्तु कूटस्थमविकारितः ॥ २४ ॥ १०६

**શબ્દાર્થ:**—[ ચિદાભાસના ] જન્મ અને નાશના અનુભવથી બેવડા કહેલા ચૈતન્યમાં તે ( ચિદાભાસ ) અકૂટસ્થ છે [ અને ] બીજું ( ચેતન ) તો અવિકારી હોવાથી કૂટસ્થ છે. ૨૪.

> अंतःकरणतद्वृत्तिसाक्षीत्यादावनेकधा ।
> कूटस्थ एव सर्वत्र पूर्वाचार्यैर्विनिश्चितः ॥ २५ ॥ १०७
> आत्माऽऽभासाऽऽश्रयाश्चैवं मुखाऽऽभासाऽऽश्रया यथा ।
> गम्यंते शास्त्रयुक्तिभ्यामित्याभासश्च वर्णितः ॥ २६ ॥ १०८

**શબ્દાર્થ:**—'અંતઃકરણ અને તેની વૃત્તિનો સાક્ષી' ઇત્યાદિ વાક્યમાં અનેક પ્રકારે પૂર્વાચાર્યોએ સર્વત્ર કૂટસ્થ જ નિશ્ચય કરેલો [છે]. ( ૨૫ ). જેમ મુખ, તેનો આભાસ ( પ્રતિબિંબ ) અને તેનો આશ્રય ( દર્પણ ) [ પ્રત્યક્ષ જણાય છે ] તેમ આત્મા, આભાસ અને આશ્રય; શાસ્ત્ર અને યુક્તિવડે જણાય છે. એ પ્રકારે આભાસ વર્ણવેલો [ છે ]. ૨૬.

**વિવેચન:**—જો કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ છે તો તે માત્ર કપોલકલ્પિત છે કે

શાસ્ત્રોક્ત છે ? એ શંકાના સમાધાનને માટે આ બે શ્લોક છે. ભગવાન્ **શંકરાચાર્યે** પોતાના ઉપદેશસહસ્ત્રી નામના ગ્રંથમાં નીચે મુજબ કહેલું છે. अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः । आनंदरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ' અંતઃકરણ અને તેની વૃત્તિનો સાક્ષી ચૈતન્યરૂપ, આનંદરૂપ અને સત્ય સતો તું શું આત્માને નથી પામતો?' ઈત્યાદિ વાક્યમાં કૂટસ્થનો અંગીકાર કર્યો છે. વળી ચિદાભાસ કૂટસ્થથી ભિન્ન છે એમ ભગવાન્ **શંકરાચાર્યે** તે જ ગ્રંથમાં બતાવ્યું છે, એટલે કે જેમ દર્પણમાં પડેલું મુખનું પ્રતિબિંબ અને મુખ એ સર્વે પ્રત્યક્ષ દેખાય છે, તેમ દર્પણસ્થાનીય અંતઃકરણરૂપ આશ્રય, પ્રતિબિંબસ્થાનીય ચિદાભાસરૂપ આભાસ અને મુખસ્થાનીય આત્મા–કૂટસ્થ પણ શાસ્ત્ર અને યુક્તિવડે જણાય છે. હવે શાસ્ત્રવડે તે ક્યાં જણાવ્યું છે તે નીચે બતાવ્યું છે. मनसः साक्षी बुद्धेः साक्षी ' તે આત્મા મનનો અને બુદ્ધિનો સાક્ષી છે.' આ વાક્યમાં બુદ્ધિના સાક્ષી કૂટસ્થનું પ્રતિપાદન કરેલું છે અને * रूपं रूपं प्रतिरूपो बभूव ' પ્રતિવ્યક્તિના અંતઃકરણરૂપ ઉપાધિમાં તે ( ચિદાભાસ ) ભિન્ન ભિન્ન પ્રતિબિંબરૂપ હોતો હવો ' આ ચિદાભાસને પ્રતિપાદન કરનારી શ્રુતિ છે. વળી વિકારીપણા આદિરૂપ યુક્તિ પાછળ ૯૦૬ મા શ્લોકમાં બતાવેલી છે; આથી કરીને આભાસ અને કૂટસ્થ ભિન્ન છે એ જ સિદ્ધ છે. ૨૫–૨૬.

### ૩ ચિદાભાસનું નિરૂપણ. ૯૦૯ થી ૯૨૯.

**बुद्ध्यवच्छिन्नकूटस्थो लोकांतरगमागमौ ।**
**कर्तुं शक्तो घटाकाश इवाभासेन किं वद ॥ २७ ॥ ९०९**
**शृण्वसंगः परिच्छेदमात्राज्जीवो भवेन्न हि ।**
**अन्यथा घटकुड्याद्यैरवच्छिन्नस्य जीवता ॥ २८ ॥ ९१०**

**શબ્દાર્થઃ—બુદ્ધિવડે અવચ્છિન્ન કૂટસ્થ, ઘટાકાશની પેઠે લોકાંતરમાં જવું ને પાછું આવવું ( એ ) કરવાને શક્તિમાન્ છે [ તો પછી ] ચિદાભાસવડે શું કહે છે ? ( ૨૭ ). સાંભળ ! અસંગ કૂટસ્થ, બુદ્ધિના પરિચ્છેદ માત્રથી જીવ થાય નહિ, કેમકે બીજી રીતે ( બુદ્ધિવિશિષ્ટ ચિદાભાસ નહિ માનવાથી ) ઘડો અને ભીંત વગેરેવડે વ્યાપ્ત ચિત્તનું જ જીવપણું ( અંગીકાર થાય છે તે દોષ છે ). ૨૮.**

**વિવેચનઃ—**[1] અવચ્છેદવાદને અનુસરનારો પુરૂષ આ શ્લોકવડે ચિદાભાસમાં પૂર્વપક્ષ કરે છે. જેમ ઘડો એક સ્થળમાંથી બીજા સ્થળમાં લઈ જતાં તેમાંનું ઘટાકાશ પણ સાથે જ જાય છે તેમ બુદ્ધિવિશિષ્ટચેતન પણ બુદ્ધિદ્વારા લોકાંતરમાં જાય છે. આથી કરીને

* જૂઓ કઠોપનિષદ્માં ૫ મી વલ્લીનો ૯ મો અને ૧૦ મો મંત્ર.

૧ સ્વગતાદિ ત્રણ પરિચ્છેદ તે જ અવચ્છેદ. જ્ઞાનરૂપ બ્રહ્મમાં આ અવચ્છેદની ભાવના થાય છે તે પદાર્થત્વ છે. આ અવચ્છેદ અનાદિ અને મિથ્યા છે. આને અવચ્છેદવાદ કહે છે. અત્ર કહેવાનો ભાવ એવો છે કે અંતઃકરણવિશિષ્ટચેતન જ જો લોકાંતરમાં ગમનાગમન કરવાને શક્તિમાન્ છે, તો પછી ચિદાભાસની કલ્પનાથી ગૌરવદોષ થાય છે.

ચિદાભાસની કલ્પના કરવાની કાંઈ જરૂર નથી. એનાથી ગૌરવ દોષની પ્રાપ્તિ થાય છે. અત્ર વાદીએ કૂટસ્થને બુદ્ધિવિશિષ્ટમાત્રથી જ જીવ માનેલો છે, પણ એમ કબૂલતાં તો ઘટાદિવિશિષ્ટચેતન પણ જીવ છે એમ માનવું પડે છે ને તેથી ઉપરના માનવામાં અતિવ્યાપ્તિ આવે છે; માટે ચિદાભાસ માનવાની જરૂર પડે છે. ૨૭–૨૮.

**न कुड्यसदृशी बुद्धिः स्वच्छत्वादिति चेत् तथा ।**
**अस्तु नाम परिच्छेदे किं स्वाच्छ्येन भवेत्तव ॥२९॥ १११**
**प्रस्थेन दारुजन्येन कांस्यजन्येन वा नहि ।**
**विक्रेतुस्तंडुलादीनां परिमाणं विशिष्यते ॥३०॥ ११२**

**શબ્દાર્થઃ—સ્વચ્છતા હોવાથી ભીંતના જેવી બુદ્ધિ નથી એમ જો [ કહે ] તો [ બુદ્ધિની સ્વચ્છતા ] તેમ પ્રસિદ્ધ હો [ પણ તે ] સ્વચ્છતાવડે તારા પક્ષમાં ચેતનના પરિચ્છેદ વિષે શું થાય છે? ( ૨૯ ). ચોખા વગેરેના વેચનારના લાકડાના અથવા ધાતુના માપવડે [ અનાજનું ] માપ [ કંઈ ] ભેદ પામતું નથી જ. ૩૦.**

**વિવેચનઃ**—વાદી શંકા કરે છે કે ભીંતની સ્વચ્છતા અને બુદ્ધિની સ્વચ્છતાનાં બહુ ભેદ છે એટલા માટે ભીત્તિઆદિવડે વ્યાપ્ત ચેતનને જીવપણું ઘટતું નથી. સિદ્ધાંતી કહે છે કે ભીંતના અને બુદ્ધિના વિલક્ષણ સ્વભાવમાં જીવપણું નથી. તમારા કહેવા પ્રમાણે તો કોઈ પણ ઉપાધિવાળું ચેતન જીવ છે તો ભીંતની અસ્વચ્છતા અને બુદ્ધિની સ્વચ્છતાથી કાંઇ તમારા પરિચ્છેદમાં ફેર પડતો નથી. * પ્રસ્થ અનાજનું માપ કરવાને માટે કાંસાનું માપ બનાવો અગર તો લાકડાનું માપ બનાવો તો તેમાં કાંઇ પરિણામ જૂદું આવવાનું નથી, તેમ જ બુદ્ધિના પરિચ્છેદવાળા ચેતનને જીવ કહો કે ભીંતના પરિચ્છેદવાળા ચેતનને જીવ કહો. એ બન્નેમાં પરિચ્છેદપણું તો સમાન જ રહે છે. ૨૯–૩૦.

**परिमाणाविशेषेऽपि प्रतिबिंबो विशिष्यते ।**
**कांस्ये यदि तदा बुद्धावप्याभासो भवेद्बलात् ॥३१॥ ११३**
**ईषद्भासनमाभासः प्रतिबिंबस्तथाविधः ।**
**बिंबलक्षणहीनः सन् बिंबवद्भासते स हि ॥ ३२ ॥ ११४**
**ससंगत्वविकाराभ्यां बिंबलक्षणहीनता ।**
**स्फूर्तिरूपत्वमेतस्य बिंबवद्भासनं विदुः ॥ ३३ ॥ ११५**

**શબ્દાર્થઃ—કાંસાના પ્રસ્થમાં પરિમાણનું ન્યૂનાધિક નહિ સતે પણ પ્રતિબિંબ વિશેષ થાય છે [ એમ ] જો [ કહે ] તો બુદ્ધિમાં પણ આભાસ બળથી થાય. ( ૩૧ ). [ કેમકે ] કિંચિત્ પ્રકાશતું તે આભાસ [ અને ] તે-**

* અસલના વખતનું એ દાણા વગેરે ભરવાનું એક માપ છે. લગભગ ૬૪ રૂ. ભારનું તે છે. હાલમાં કાઠિયાવાડમાં કેટલેક ઠેકાણે પાલીનું માપ આને લગભગ મળતું છે.

**વી રીતે [તે જ] પ્રતિબિંબ. બિંબના લક્ષણ વિનાનું સતું તે (પ્રતિબિંબ) બિંબની પેઠે જ ભાસે છે. (૩૨). સસંગપણાવડે અને સવિકારપણાવડે બિંબના લક્ષણથી આ (ચિદાભાસ) ની રહિતતા [છે પણ] સ્ફુરણરૂપપણું [તો] બિંબની પેઠે ભાસવાને [રૂપે જ છે એમ વિદ્વાનો] જાણે છે. ૩૩.**

**વિવેચન:**—અત્ર વાદીના મતની શંકા પોતે જ ઉઠાવી સિદ્ધાંતી સમાધાન કરે છે. જો કે લાકડાના પ્રસ્થ કરતાં કાંસાના પ્રસ્થથી માપમાં કાંઇ ન્યૂનાધિક્ય થતું નથી એ વાત ખરી છે; તથાપિ લાકડાના પ્રસ્થમાં તેમાં ભરેલા દાણાનું પ્રતિબિંબ દેખાય નહિ પણ કાંસાના પ્રસ્થમાં ભરેલા દાણાનું પ્રતિબિંબ તેમાં દેખાય એટલું કાંસાના પ્રસ્થમાં વિશેષ છે, આમ જો તમો (વાદી) કહેતા હો તો તમારા આ બોલથી અને વિચારથી તમારે નિરૂપાયપણે બુદ્ધિમાં પણ આભાસ માનવો પડશે, કેમકે **કિંચિત્ ભાસવું એ જ આભાસ છે.** તેને જ **પ્રતિબિંબ** પણ કહે છે. દર્પણમાં આપણે આપણા મુખની આકૃતિ જોઇએ છીએ તે પ્રતિબિંબ ને આપણું મુખ તે બિંબ. તેમ બુદ્ધિ ઉપાધિમાં સ્વયંપ્રકાશ કૂટસ્થનું દેખાતું બિંબ તે પ્રતિબિંબ અને કૂટસ્થ તે બિંબ. બિંબનાં લક્ષણો પ્રતિબિંબમાં હોતાં નથી; ઉપાધિને લઇને તેનાં લક્ષણોમાં ભેદ હોય છે માટે પ્રતિબિંબ, બિંબ લક્ષણહીન કહેવાય છે; તથાપિ ભાસવાનો ધર્મ પ્રતિબિંબમાં પણ જેવો ને તેવો જ છે, એટલા માટે *પ્રતિબિંબ એ જ આભાસ છે. બિંબ—કૂટસ્થ અસંગ અને અવિકારી છે, પણ પ્રતિબિંબ ચિદાભાસ, બુદ્ધિ ઉપાધિના સંગવાળો અને વિકાર પામતો હોવાથી તે કૂટસ્થના લક્ષણથી જૂદો પડે છે. જો કે લક્ષણમાં તે કૂટસ્થથી જૂદો પડે છે તથાપિ તેનાં સ્ફુરણો—પ્રકાશનાં કિરણો તો બિંબની પેઠે જ ભાસે છે. એમ વિદ્વાનો જાણે છે. કાર્ય, પોતાના હેતુના લક્ષણથી રહિત છતાં હેતુની પેઠે જ ભાસે ત્યારે તેને **હેત્વાભાસ** કહે છે. આ હેત્વાભાસની પેઠે ચિદાભાસ, પોતાનું કારણ જે કૂટસ્થ—ચેતનરૂપ બિંબ, તેનાં લક્ષણથી રહિત સતો ભાસમાન થાય છે માટે **બિંબાભાસ—ચિદાભાસ** છે એમ જ સિદ્ધ થાય છે. ૩૧-૩૩.

**न हि धीभावभावित्वादाभासोऽस्ति धियः पृथक् ।**
**यथा मृदल्पमेवोक्तं धीरप्येवं स्वदेहतः ॥ ३४ ॥ ९१६**
**देहे मृतेऽपि बुद्धिश्चेच्छास्त्रादस्ति तथा सति ।**
**बुद्धेरन्यश्चिदाभासः प्रवेशश्रुतिषु श्रुतः ॥ ३५ ॥ ९१७**

**શબ્દાર્થ:—જેમ માટી [છે તેમ] બુદ્ધિના હોવાથી હોવાપણું છે, માટે ચિદાભાસ બુદ્ધિથી જૂદો છે જ નહિ. [સિદ્ધાંતી કહે છે કે તેં] થોડું જ કહ્યું છે [કેમકે] એ પ્રકારે [તો] બુદ્ધિ પણ પોતાના દેહથી ઉત્પન્ન થાય છે માટે [તે દેહથી જૂદી નથી]. (૩૪). શાસ્ત્ર પ્રમાણથી દેહ મરે સતે પણ બુદ્ધિ [તો] છે [એમ] જો [કહે] તો, તેમ સતે બુદ્ધિથી અન્ય ચિદાભાસ [પણ] પ્રવેશને કહેનારી શ્રુતિમાં સાંભળ્યો [છે]. ૩૫.**

*** અત્ર બિંબપ્રતિબિંબવાદને અનુસરી સિદ્ધાંતી પરિહાર કરે છે કે બ્રહ્મ જે બિંબરૂપે છે, એ જ પ્રતિબિંબરૂપે ભાસે છે. અર્થાત્ બિંબપ્રતિબિંબ એક જ વસ્તુ છે. બીજું કાંઇ છે જ નહિ. આને બિંબપ્રતિબિંબવાદ કહે છે.**

**વિવેચનઃ—**એ પ્રમાણે ચિદાભાસની અપ્રયોજકતાનો નિષેધ સિદ્ધ કરીને હવે બુદ્ધિથી ચિદાભાસ ભિન્ન હોવો જોઇએ નહિ એ અવચ્છેદવાદીના પૂર્વપક્ષને બતાવે છે. ઘડો માટીમાંથી ઉત્પન્ન થાય છે માટે તે માટીથી ભિન્ન નથી તેમ ચિદાભાસ બુદ્ધિના હોવાથી થાય છે માટે તે પણ બુદ્ધિથી ભિન્ન નથી, એમ જો વાદી પૂર્વપક્ષ કરે તો સિદ્ધાંતી તેને ઉત્તર આપે છે કે 'તું બુદ્ધિમાં હોનાર ચિદાભાસ બુદ્ધિથી ભિન્ન નથી' એમ કહે છે તે ઓછું કહે છે, અર્થાત્ તારો પૂર્વપક્ષ અપૂર્ણ છે. ખરેખરૂં તો એમ કહેવું જોઇએ કે બુદ્ધિ પણ દેહ હોવાથી છે માટે દેહથી તે જૂદી હોવી ન જોઇએ. વાદી કહે છે કે દેહ પડ્યા પછી પણ બુદ્ધિ તો રહે છે એમ શાસ્ત્ર વચન છે, માટે દેહમાંના સંબંધવાળી બુદ્ધિ દેહથી ભિન્ન છે એમ માનવું પડે છે. સિદ્ધાંતી કહે છે કે જો તમે શાસ્ત્રવચનથી બુદ્ધિને દેહથી જૂદી માનો છો, તો આત્માનો પ્રવેશ જણાવનારી શ્રુતિમાં ચિદાભાસ પણ બુદ્ધિથી ભિન્ન બતાવ્યો છે તેથી તમારે તે પણ બુદ્ધિથી ભિન્ન છે એમ અંગીકાર કરવો યોગ્ય છે. ૩૪–૩૫.

**धीयुक्तस्य प्रवेशश्चेन्नैतरेये धियः पृथक् ।**
**आत्मा प्रवेशं संकल्प्य प्रविष्ट इति गीयते ॥ ३६ ॥ ९१८**
**कथं न्विदं साक्षदेहं मद्दते स्यादितीरणात् ।**
**विदार्य मूर्धसीमानं प्रविष्ट संसरत्ययम् ॥ ३७ ॥ ९१९**

શબ્દાર્થઃ—**બુદ્ધિએ સહિત ( આત્મા ) નો પ્રવેશ થાય છે [ એમ ] જો [ કહે ] તો તેમ નથી. * ઐતરેયોપનિષદ્‌માં બુદ્ધિથી ભિન્ન આત્મા, પ્રવેશનો સંકલ્પ કરીને પેઠેલો [ છે ] એમ કહેવાય છે. ( ૩૬ ). આ ( આત્મા ), ઇંદ્રિયો અને દેહ સાથેનો આ ( જડ સમૂહ ) મારા વિના કયે પ્રકારે હોય ( રહી શકે )? એમ વિચારથી ખોપરીના સંધિ ભાગને ફાડીને પેઠેલો સતો આવે જાય છે–અનુભવે છે. ૩૭.**

**વિવેચનઃ—**વાદી શંકા કરે છે કે ચિદાભાસ બુદ્ધિથી જૂદો હોઇ શકે નહિ, કેમકે બુદ્ધિ વિનાનું ચેતન પ્રવેશ કરવાને યોગ્ય નથી. સિદ્ધાંતી કહે છે કે ના, તેમ નથી. ઐતરેય શ્રુતિ કહે છે કે બુદ્ધિથી ભિન્ન આત્મા "ઇંદ્રિયો અને શરીર સાથેનો આ જડ સમૂહ 'હું ચેતન વિના' પોતાનો નિર્વાહ કેમ કરી શકશે? એમ વિચાર કરીને મૂર્ધસીમંત એટલે સ્ત્રીઓના સેંથાનો ઉપરનો ભાગ જ્યાં પૂરો થાય છે તે સ્થળ અથવા ખોપરીના ત્રણ કપાળનો જ્યાં સાંધો થાય છે તે સ્થળને પોતાના સન્નિધિ માત્રથી ફાડીને તેમાં પેઠો સતો જાગ્રદાદિનો અનુભવ કરે છે" આથી સિદ્ધ થાય છે બુદ્ધિથી ભિન્ન આત્મા પ્રવેશ કરવાને યોગ્ય છે ને કરે છે. અર્થાત્ ચિદાભાસ અને બુદ્ધિ ભિન્ન છે. ૩૬–૩૭.

**कथं प्रविष्टोऽसंगश्चेत् सृष्टिर्वाऽस्य कथं वद ।**
**मायिकत्वं तयोस्तुल्यं विनाशश्च समस्तयोः ॥ ३८ ॥ ९२०**

* ઐતરેયોપનિષદ્‌ના ત્રીજા ખંડની અગિઆરમી અને બારમી શ્રુતિમાં આ વિચાર દર્શાવેલ છે તેનો અત્ર સંક્ષેપ અર્થ લીધેલો છે.

શબ્દાર્થ:—અસંગ (આત્મા) કેમ કરીને પેઠો [એમ] જો [કહે] તો આની સૃષ્ટિ પણ કેમ થઈ તે કહે? પેસનાર અને સૃષ્ટિ કરનાર બન્નેનું માયિકપણું સમાન છે અને તે બંનેનો નાશ (નિવૃત્તિ) [પણ] સરખો [જ] છે. ૩૮.

વિવેચન:—વાદી શંકા કરે છે કે, અસંગ આત્માનો પ્રવેશ થયો એમ કહેવું યોગ્ય નથી. સિદ્ધાંતી કહે છે કે તમારો આ ઉહ સૃષ્ટિમાં પણ સરખો જ છે, અસંગ આત્માને સરજવાપણું પણ અયુક્ત જ છે. તેણે સૃષ્ટિને સૃજી એમ માનો તો તેમાં તે પેઠો એમ પણ માનો. આના ઉત્તરમાં વાદીની શંકા છે કે, સૃષ્ટિકર્ત્તાને માયિકપણાથી કાંઈ દોષ લાગતો નથી. સિદ્ધાંતી કહે છે કે તેવો જ તેને પેસવામાં પણ દોષ લાગતો નથી. સૃષ્ટિકર્ત્તાનું અને તેમાં પેસનારનું માયિકપણું સમાન છે તેમ જ તેમની નિવૃત્તિ પણ સમાન જ છે. ૩૮.

समुत्थायैष भूतेभ्यस्तान्येवानु विनश्यति ।
विनष्टमिति मैत्रेय्यै याज्ञवल्क्य उवाच हि ॥ ३९ ॥ १२१

શબ્દાર્થ:—આ (આત્મા), ભૂતોથી ઉઠીને તેઓની પાછળ જ નાશ પામે છે. એ પ્રકારે નાશ પામેલાને જ યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીને માટે (મૈત્રેયી પાસે) કહેતા હુવા. ૩૯.

વિવેચન:—* प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञास्तीति 'અત્યંત જ્ઞાનરૂપ આત્મા જ આ દેહાદિક ભૂતોને રૂપે પોતે ઉઠીને—જન્મીને તેઓના નાશને રૂપે પોતે નાશ પામે છે અને નાશ પામીને પછી તેને જ્ઞાન નથી.' આ ઔપાધિકરૂપના વિનાશનું પ્રતિપાદન કરનારી શ્રુતિનું આ શ્લોકમાં અર્થથી કથન કરે છે. આ પ્રજ્ઞાનઘન આત્મા, નિમિત્ત કારણરૂપ પંચમહાભૂતનાં કાર્ય જે દેહ, ઈંદ્રિયો, આદિક છે તેરૂપ ઉપાધિથી પોતે જીવપણાનું અભિમાન ધારણ કરે છે; અને પછી તે દેહાદિના નાશ થતાની સાથે પોતે જીવપણાના અભિમાનને ત્યાગ કરે છે. અર્થાત્ એ જીવોની પાછળ નાશ પામે છે, આ પ્રમાણે દેહાદિ ઉપાધિવાળા આત્માનો થવા અને નાશ પામવા રૂપનો ઉપદેશ પોતાની જીજ્ઞાસુ મૈત્રેયી નામની સ્ત્રીને યાજ્ઞવલ્ક્ય કરતા હવા. આ શ્રુતિ ચિદાભાસનું સ્વરૂપ સમજાવે છે. ૩૯.

अविनाश्ययमात्मेति कूटस्थः प्रविवेचितः ।
मात्रासंसर्ग इत्यस्यासंगत्वस्य कीर्त्तनात् ॥ ४० ॥ १२२

શબ્દાર્થ:—'આ આત્મા અવિનાશી [છે]' એમ [અને વળી] 'માત્રા (દેહાદિ) થી અસંસર્ગ [છે]' એ પ્રકારે આ (આત્મા) નું અસંગપણું કહેલું હોવાથી કૂટસ્થ જૂદો કહી બતાવ્યો [છે]. ૪૦.

વિવેચન:—પાછળ બતાવ્યા પ્રમાણે ચિદાભાસનો ઉપદેશ કર્યો અને अविनाशी वारेऽयमात्मानुच्छित्तिधर्मा 'અરે મૈત્રેયી! આ આત્મા ઉચ્છેદધર્મ વિનાનો અવિનાશી છે' આ શ્રુતિવડે ચિદાભાસથી કૂટસ્થને જૂદો પાડી બતાવ્યો છે અને मात्रासंसर्गस्त्वस्य भवति 'આ

* વૃહદારણ્યક ઉપનિષદ્‌ના બીજા અધ્યાયમાં ૪ થા બ્રાહ્મણની ૧૨ કંડિકા.

કૂટસ્થનો દેહાદિથી અસંસર્ગ થાય છે ' આ શ્રુતિવડે તે અવિનાશી કૂટસ્થમાં અસંગતાનો હેતુ દેખાડેલો છે. આ પ્રકારે મહામુની યાજ્ઞવલ્ક્ય, ચિદાભાસ અને કૂટસ્થનું સ્વરૂપ તથા કૂટસ્થનું અસંગપણું કહી બતાવે છે, એટલે કૂટસ્થ ભિન્ન છે એ વાત સિદ્ધ જ છે. ૪૦.

**जीवापेतं वाव किल शरीरं म्रियते न सः ।**

**इत्यत्र न विमोक्षोऽर्थः किंतु लोकांतरे गतिः ॥ ४१ ॥ ९२३**

**શબ્દાર્થ:—જીવરહિત [ આ ] પ્રસિદ્ધ શરીર જ મરે છે. તે ( જીવ ) મરતો નથી, એ પ્રકારે અહિંઆં ( આ શ્રુતિમાં ) [ જીવનો ] મોક્ષરૂપ અર્થ નથી [ સૂચવ્યો ] પણ લોકાંતરમાં ગતિ [બતાવી છે]. ૪૧.**

**વિવેચન:**—जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते ' જીવરહિત આ ( પ્રસિદ્ધ શરીર ) મરે છે જીવ મરતો નથી ' આ શ્રુતિનો અર્થ ઉપરના શ્લોકમાં બતાવેલો છે. એમાં ૯૨૧ મા શ્લોકમાં બતાવેલા આત્મા–ચિદાભાસનું અવિનાશીપણું બતાવ્યું છે, પણ એ અવિનાશીત્વ કાંઇ કૈવલ્યમોક્ષરૂપે બતાવેલું નથીઃ શરીરના સંબંધને લઇને બતાવેલ છે. શરીર પડ્યા પછી ચિદાભાસ લોકાંતરમાં ગતિ કરે છે તે તેમાં બતાવેલ છે; પણ આ ઉપરથી જીવપણાનો નાશ જ નથી એમ સમજવાનું નથી, જીવનો આત્યંતિક નાશ જે મોક્ષ તે તો ઘટે જ છે. ૪૧.

**नाहं ब्रह्मेति बुध्येत स विनाशीति चेन्न तत् ।**

**सामानाधिकरण्यस्य बाधायामपि संभवात् ॥४२ ॥ ९२४**

**શબ્દાર્થ:—તે ( જીવ ) વિનાશી [ હોવાથી ] ' હું બ્રહ્મ છું ' એમ જાણે નહિ એ પ્રકારે જો [ કહે ] તો સામાનાધિકરણ્યની બાધામાં પણ સંભવ હોવાથી તે ( કહેવાતું ) નથી. ૪૨.**

**વિવેચન:**—ઉપર બતાવ્યું તેમ જીવ જો વિનાશી હોય તો પછી **' હું બ્રહ્મ છું '** એમ જીવથી કહેવાય નહિ; કેમકે બ્રહ્મ જે અવિનાશી છે તેની સાથે વિનાશી જીવનો વિરોધ આવે, આમ વાદી શંકા કરે છે- સિદ્ધાંતી કહે છે કે તમારૂં ધારવું મુખ્ય * સામાનાધિકરણ્યમાં ઘટે છે, પણ બાધ સામાનાધિકરણ્યમાં **' હું બ્રહ્મ છું '** એમ કહેવાનો સંભવ છે. ૪૨.

---

* આપણે આગળ બતાવી ગયા છીએ કે જે શબ્દો પરસ્પર પર્યાય નથી તેવા છતાં પણ તેઓ એક વિભક્તિમાં જોડાઇ એક જ અર્થમાં પ્રવૃત્ત ત્યારે ત્યાં તે પ્રવૃત્તિરૂપ સંબંધ સામાનાધિકરણ્ય કહેવાય છે. વળી તે જ પ્રમાણે એક જ અધિકરણમાં રહેનારા ધર્મોને તે અધિકરણવાનતારૂપ સંબંધ પણ સામાનાધિકરણ્ય છે; અને વળી પરસ્પર અભિન્ન બે પદાર્થોનો અભિન્નતારૂપ સંબંધ પણ સામાનાધિકરણ્ય કહેવાય છે. સામાનાધિકરણ્યવાળાં પદ, ધર્મ અથવા પદાર્થ, સામાનાધિકરણ કહેવાય છે અને તેમનો સંબંધ સામાનાધિકરણ્ય કહેવાય છે. સામાનાધિકરણ્ય બે પ્રકારનાં છે. એક મુખ્યસામાનાધિકરણ્ય અને બીજું બાધસામાનાધિકરણ્ય. જ્યારે એક વસ્તુનો બીજી વસ્તુ સાથે સદા અભેદ જ હોય ત્યારે તે મુખ્યસામાનાધિકરણ્ય કહેવાય જેમ ઘટાકાશ સાથે મહાકાશનો સંબંધ છે તેમ. મુખ્યસામાનાધિકરણ્યને અભેદ સામાનાધિકરણ્ય પણ કહે છે. જેમ ઘટાકાશનો મહાકાશ સાથે તેમ કૂટસ્થનો બ્રહ્મ સાથે સર્વદા અભેદસામાનાધિકરણ્ય સંબંધ છે. જો વસ્તુનો બાધ થયા પછી બીજી વસ્તુ સાથે અભેદ થાય છે તો તે વસ્તુનો બીજી વસ્તુ

**योऽयं स्थाणुः पुमानेष पुंधिया स्थाणुधीरिव ।**
**ब्रह्मास्मीति धियाऽप्येषा ह्यहंबुद्धिर्निवर्त्तते ॥ ४३ ॥ ९२५**

**શબ્દાર્થ:—'જે આ સ્થાણુ [છે તે] આ પુરૂષ [છે.' અહિંઆં] પુરૂષ બુદ્ધિવડે સ્થાણુ બુદ્ધિની પેઠે 'હું બ્રહ્મ છું' એ પ્રકારની બુદ્ધિવડે પણ આ અહંબુદ્ધિનું નિવારણ થાય છે. ૪૩.**

**વિવેચન:**—વાર્તિકકારોએ બાધસામાનાધિકરણ્યવડે વાક્યાર્થના નિશ્ચયનો પ્રકાર દૃષ્ટાંત સહિત કહેલો છે માટે તે જ અર્થને અત્ર તેઓના વાક્યોના ઉદાહરણ પૂર્વક ગ્રંથકર્ત્તા કહી દેખાડે છે. '**આ સ્થાણુ** (ઝાડનું સૂકું થડીઉં) **પુરૂષ છે**' આ વાક્યમાં સ્થાણુમાં ઉત્પન્ન થએલી પુરૂષબુદ્ધિવડે સ્થાણુબુદ્ધિનો જેમ અટકાવ કરીએ છીએ કે નિરાસ કરીએ છીએ તેમ '**હું બ્રહ્મ છું**' એ બુદ્ધિવડે 'હું કર્ત્તા છું, ભોક્તા છું' ઇત્યાદિ આકારવાળી અહંબુદ્ધિનો પણ નિરાસ કરીએ છીએ. ૪૩.

**नैष्कर्म्यसिद्धावप्येवमाचार्यैः स्पष्टमीरितम् ।**
**सामानाधिकरण्यस्य बाधार्थत्वमतोऽस्तु तत् ॥ ४४ ॥ ९२६**

**શબ્દાર્થ:—નૈષ્કર્મ્યસિદ્ધિ (નામના ગ્રંથ) માં પણ આચાર્યોએ એ પ્રકારે સામાનાધિકરણ્યનું બાધાર્થપણું સ્પષ્ટ કહેલું છે, એટલા માટે તે સામાનાધિકરણ્યનું બાધપણું (૯૨૫ માં કહ્યું છે તેવું) હો. ૪૪.**

**सर्वं ब्रह्मेति जगता सामानाधिकरण्यवत् ।**
**अहं ब्रह्मेति जीवेन सामानाधिकृतिर्भवेत् ॥ ४५ ॥ ९२७**

**શબ્દાર્થ:—'સર્વ (જગત્) બ્રહ્મ છે' એ પ્રકારના વાક્યમાં જગત્ સાથે [બ્રહ્મના] સામાનાધિકરણ્યની પેઠે 'હું બ્રહ્મ છું' એ વાક્યમાં જીવની સાથે [બ્રહ્મનું] સામાનાધિકરણ્ય થાય છે. ૪૫.**

**વિવેચન:**—જોકે વાર્તિકકારોએ તો સામાનાધિકરણ્યનું બાધાર્થપણું બતાવ્યું છે, પણ એવું બાધાર્થપણું શ્રુતિમાં ક્યાંઈ કહી બતાવ્યું હોય એવું જણાયું નથી. એ શંકાના સમાધાનને માટે આ શ્લોકમાં બાધસામાનાધિકરણ્ય બતાવનારી શ્રુતિ કહી બતાવે છે. *सर्वं ह्येतद् ब्रह्म 'ખરેખર આ સર્વ (જગત્) બ્રહ્મ છે' આ શ્રુતિમાં જગત્ માત્રનો બાધ થયા પછી તેનું બ્રહ્મ સાથે સામાનાધિકરણ્ય બતાવ્યું છે, તેથી '**હું બ્રહ્મ છું**' એ મહાવાક્યમાં પણ બાધસામાનાધિકરણ્ય છે, એમ સિદ્ધ થાય છે. ૪૫.

---

સાથે બાધસામાનાધિકરણ્ય કહેવાય છે. જેમ સ્થાણુ કે પ્રતિબિંબનો બાધ થયા પછી પુરૂષ કે બિંબની સાથે તેમનો અભેદ થાય છે, તેમ ચિદાભાસરૂપ પ્રતિબિંબનો બાધ થયા પછી કૂટસ્થ કે બ્રહ્મ સાથે તેનો અભેદ થાય છે; માટે સ્થાણુ, પ્રતિબિંબ અને ચિદાભાસનો પુરૂષ, બિંબ અને કૂટસ્થ અથવા બ્રહ્મ સાથે બાધસામાનાધિકરણ્ય છે. આ શ્લોકમાં વાદીની શંકાના સમાધાન માટે સિદ્ધાંતી કહે છે કે મુખ્યસામાનાધિકરણ્યમાં જોકે જીવનો બ્રહ્મ સાથે સંબંધ નથી પણ બાધસામાનાધિકરણ્યમાં સંબંધ છે.

* માંડૂક્યોપનિષદ્‌ની બીજી શ્રુતિ જુઓ.

सामानाधिकरण्यस्य बाधार्थत्वं निराकृतम् ।
प्रयत्नतो विवरणे कूटस्थत्वविवक्षया ॥ ४६ ॥ ९२८

**શબ્દાર્થઃ—વિવરણ ગ્રંથમાં કૂટસ્થપણાને કહેવાની ઇચ્છાવડે બાધસામાનાધિકરણ્યનું બાધાર્થપણું પ્રયત્નથી નિષેધ કરેલું [ છે]. ૪૬.**

**વિવેચનઃ**—ઉપર પ્રમાણે બાધસામાનાધિકરણ્યનો શાસ્ત્રમાં સ્વીકાર છે એમ જોઈ ગયા છીએ, પણ શ્રી પ્રકાશાત્મચરણ સ્વામીએ પોતાના વિવરણ ગ્રંથમાં તેનો સ્વીકાર કર્યો નથી શામાટે ? આ શંકાના સમાધાન માટે આ ગ્રંથના આચાર્ય ખુલાસો કરે છે કે વિવરણાચાર્યે પોતાના ગ્રંથમાં **અહું** શબ્દવડે કૂટસ્થને કહેવા ઇચ્છયો છે, તેથી કરીને સામાનાધિકરણ્યના બાધનો નિષેધ કર્યો છે. ૪૬.

शोधितस्त्वंपदार्थो यः कूटस्थो ब्रह्मरूपताम् ।
तस्य वक्तुं विवरणे तथोक्तमितरत्र च ॥ ४७ ॥ ९२९

**શબ્દાર્થઃ—શોધિત 'ત્વં' પદનો અર્થ, જે કૂટસ્થ [છે] તેની બ્રહ્મરૂપતા કહેવાને વિવરણ ગ્રંથમાં અને બીજા ગ્રંથમાં તેમ કહેલું [છે]. ૪૭.**

**વિવેચનઃ**—પાછલા શ્લોકમાં कूटस्थत्वविवक्षया 'કૂટસ્થપણાને કહેવાની ઇચ્છાવડે' બાધસામાનાધિકરણ્યનો નિષેધ વિવરણકારે કહેલો છે એમ બતાવ્યું છે, માટે આ શ્લોકમાં તેનું વર્ણન કરે છે. શોધિત એટલે બુદ્ધિ આદિથી વિવેચન કરેલો **ત્વં** પદનો અર્થ, જે નીચેના શ્લોકમાં જણાવવામાં આવશે તે કૂટસ્થ છે. આ કૂટસ્થ સત્યાદિ લક્ષણવાળો હોઇ બ્રહ્મને રૂપે છે. આમ હોવાથી વિવરણ આદિના કર્ત્તાએ પોતાના ગ્રંથમાં બ્રહ્મની સાથે કૂટસ્થના બાધ સામાનાધિકરણ્યનો નિષેધ બતાવી મુખ્ય સામાનાધિકરણ્ય બતાવ્યું છે. ૪૭.

## ૨ બ્રહ્મની સાથે કૂટસ્થની એકતાની સંભાવનાને માટે તેના વિવેચનપૂર્વક જીવાદિ જગતનું મિથ્યાપણું. ૯૩૦ થી ૯૫૮

### ૧ બ્રહ્મની સાથે કૂટસ્થની એકતાને માટે બુદ્ધિઆદિક સાથે કૂટસ્થનું વિવેચન. ૯૩૦ થી ૯૪૧

देहेंद्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या ।
अधिष्ठानचितिः सैषा कूटस्थाऽत्र विवक्षिता ॥ ४८ ॥ ९३०

**શબ્દાર્થઃ—દેહ અને ઇંદ્રિયઆદિએ યુક્ત જીવાભાસ રૂપ ભ્રમની જે અધિષ્ઠાન ચેતનતા છે, તે આ કૂટસ્થ [છે]. અહિંઆં વેદાંતશાસ્ત્રમાં [તે] કહેવાને ઇચ્છેલી [છે]. ૪૮.**

**વિવેચનઃ**—કૂટસ્થની બ્રહ્મ સાથે એકતા બતાવવા સારૂ આ શ્લોકમાં કૂટસ્થ શું છે તે અર્થનો ખુલાસો કરે છે. મૂળ શ્લોકમાં **દેહેંદ્રિય આદિ** શબ્દ વાપર્યો છે, તેમાં આદિ શબ્દવડે મનઆદિનું ગ્રહણ છે. દેહ અને ઇંદ્રિય શબ્દવડે સ્થૂળ શરીર અને મનવડે સૂક્ષ્મ શરીર સમજવું, અર્થાત્ સ્થૂળસૂક્ષ્મ શરીરે યુક્ત ચિદાભાસરૂપ ભ્રમનું જે અધિષ્ઠાન ચેતન છે તે જ કૂટસ્થ છે ને વેદાંતમાં તેનેજ કહેવાને ઇચ્છેલું છે. ૪૮.

નીચેના શ્લોકમાં બ્રહ્મ શબ્દનો અર્થ જણાવે છે.—

**जगद्भ्रमस्य सर्वस्य यदधिष्ठानमीरितम् ।**
**त्रय्यंतेषु तदत्र स्याद् ब्रह्मशब्दविवक्षितम् ॥ ४९ ॥ ९३१**

**શબ્દાર્થ:—સર્વ જગતરૂપ ભ્રમનું જે અધિષ્ઠાન ઉપનિષદોમાં કહેલું [છે] તે અહિંઆં બ્રહ્મ શબ્દવડે કહેવાને ઇચ્છેલું [છે]. ૪૯.**

**एतस्मिन्नेव चैतन्ये जगदारोप्यते यदा ।**
**तदा तदेकदेशस्य जीवाभासस्य का कथा ॥ ५० ॥ ९३२**

**શબ્દાર્થ:—જ્યારે આ જ ચૈતન્યમાં જગત્ આરોપાય છે ત્યારે તેના એક દેશરૂપ જીવાભાસ (ચિદાભાસ) ની શી વાત? ૫૦.**

**વિવેચન:**—જીવનું આરોપિતપણું સિદ્ધ નથી માટે ૯૩૦ માં કહેલું ‘જીવરૂપ ભ્રમનું અધિષ્ઠાન ચૈતન્ય કૂટસ્થ છે’ એ અયુક્ત છે. આ શંકાનું સમાધાન કૈમુતિક ન્યાયવડે સિદ્ધાંતી આ શ્લોકથી બતાવે છે. એટલે કે સમગ્ર જગત્ જો ચેતનબ્રહ્મમાં આરોપાય છે તો એક ચિદાભાસ જે अनेन जीवेनानुप्रविश्य ‘આ જીવરૂપવડે પછી પ્રવેશ કરીને’ આ શ્રુતિ વાક્યના આધારે જગત્‌ના એક દેશવાળો છે તે તેમાં આરોપાય એમાં નવાઇ શી? ૫૦.

**जगत्तदेकदेशाख्यसमारोप्यस्य भेदतः ।**
**तत्त्वंपदार्थौ भिन्नौ स्तो वस्तुतस्त्वेकता चितेः ॥ ५१॥ ९३३**

**શબ્દાર્થ:—જગત્ અને તેના એક દેશ–ચિદાભાસના નામરૂપ આરોપિત વસ્તુના ભેદથી ‘તત્’ અને ‘ત્વં’ પદના અર્થો ભિન્ન છે. વાસ્તવિક તો ચેતનથી એકતા છે. ૫૧.**

**વિવેચન:**—જગત્‌ના અધિષ્ઠાનરૂપ ચૈતન્યનું એકપણું હોવાથી **‘તત્’** અને **‘ત્વં’** પદના અર્થ ભિન્ન બતાવ્યા છે તે સંભવતા નથી, છતાં પણ જો તેમને ભિન્ન કરી બતાવવામાં આવે તો ત્યાં પુનરૂક્તિ દોષ થાય. આ શંકાના સમાધાન માટે આ શ્લોક છે. **‘તત્’** અને **‘ત્વં’** પદનો ભેદ કાંઈ વાસ્તવિક નથી પણ જગત્‌નો અને જગત્‌ના એક દેશરૂપ બન્ને દેહ સહિત ચિદાભાસનો બ્રહ્મમાં આરોપ કરેલો છે, માટે **‘તત્’** અને **‘ત્વં’** નો ભેદ છે. વળી જ્યાં સુધી આ ઉપાધિ છે ત્યાં સુધી **‘તત્’** અને **‘ત્વં’** પદનો ભેદ કરવામાં પુનરૂક્તિ દોષ પણ નથી. ૫૧.

**कर्तृत्वादीन् बुद्धिधर्मान् स्फूर्त्याख्यां चात्मरूपताम् ।**
**दधद्विभाति पुरत आभासोऽतो भ्रमो भवेत् ॥ ५२ ॥ ९३४**
**का बुद्धिः कोऽयमाभासः को वाऽऽत्माऽत्र जगत्कथम् ।**
**इत्यनिर्णयतो मोहः सोऽयं संसार इष्यते ॥ ५३ ॥ ९३५**

**શબ્દાર્થ:—કર્તૃત્વાદિ બુદ્ધિના ધર્મો અને સ્ફુર્તિ નામે આત્મરૂપતાને ધારણ કરતો ચિદાભાસ આગળથી ભાસે છે માટે ભ્રમ છે. (૫૨). બુદ્ધિ કોણ [છે], આ ચિદાભાસ કોણ [છે], અથવા આત્મા કોણ [છે? વળી] અહિં જગત્ શું [છે]? આના નિર્ણય વિના [જે] મોહ–ભ્રમ [થાય છે] તે આ સંસાર કહેવાય છે. ૫૩.**

**વિવેચન:**—છીપમાં રૂપાની ભ્રાન્તિ થાય છે, ત્યાં છીપ અધિષ્ઠાન છે અને રૂપુ આરોપ્ય છે, તેમ ચિદાભાસ નથી અધિષ્ઠાન કે નથી આરોપ્ય. એમ બન્ને ધર્મની તેમાં અપ્રતીતિ છે, તો અત્ર ચિદાભાસને આરોપ્ય માનવો કે કેમ? એ શંકાના સમાધાનને માટે આ શ્લોક છે. ચિદાભાસમાં બુદ્ધિ ઉપાધિદ્વારા કર્તૃત્વ, ભોક્તૃત્વ, પ્રમાતૃત્વ, આદિ ધર્મો આરોપાયા છે તેને, તથા સ્ફુરણરૂપ આત્મરૂપતાને તે ધારણ કરે છે અને સ્પષ્ટ પ્રતીત થાય છે; આથી કરીને ચિદાભાસ કલ્પિત છે–ભ્રમ છે. આ ભ્રમનું કારણ બુદ્ધિઆદિના સ્વરૂપનું અજ્ઞાન છે તે જ છે. તે જ સંસાર છે. ૫૨–૫૩.

**बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् ।**
**स एव मुक्त इत्येवं वेदांतेषु विनिश्चयः ॥ ५४ ॥ ९३६**

**શબ્દાર્થ:—[તે] બુદ્ધિઆદિકના સ્વરૂપને જે વિવેચન કરે છે તે તત્ત્વવિત્ [છે]. તે જ મુક્ત [છે] એમ વેદાંતમાં નિશ્ચય [છે]. ૫૪.**

**एवं च सति बंधः स्यात् कस्येत्यादि कुतर्कजाः ।**
**विडंबना दृढं खंड्याः खंडनोक्तिप्रकारतः ॥ ५५ ॥ ९३७**

**શબ્દાર્થ:—અને એમ થયે સતે 'બંધ કોને હોય' એ પ્રકારના કુતર્કથી ઉપજેલી હાંશી ખંડનખંડખાદ્ય નામના ગ્રંથમાં કહેલી ઉક્તિના પ્રકારથી સંપૂર્ણ ખંડન કરવા યોગ્ય છે. ૫૫.**

**વિવેચન:**—અદ્વૈતવાદમાં બંધમોક્ષનું મૂળ રૂપ અવિવેક છે. આને માટે નૈયાયિકો એમ કહે છે કે 'જો આમ છે તો તમારા અદ્વૈતવાદમાં બંધ કોનો છે અને મોક્ષ પણ કોનો છે? અર્થાત્ નથી જ. આ કુતર્કનું **શ્રીહર્ષમિશ્રાચાર્યે** પોતાના ખંડનખંડખાદ્ય નામના ગ્રંથમાં સારી રીતે ખંડન કરેલું છે, એ વાત અત્ર ગ્રંથકર્ત્તા કબૂલી લે છે. ૫૫.

**वृत्तेः साक्षितया वृत्तिप्रागभावस्य च स्थितः ॥**
**बुभुत्सायां तथाऽज्ञोऽस्मीत्याभासाज्ञानवस्तुनः ॥५६॥ ९३८**
**असत्याऽऽलंबनत्वेन सत्यः सर्वजडस्य तु ।**
**साधकत्वेन चिद्रूपः सदा प्रेमास्पदत्वतः ॥ ५७ ॥ ९३९**
**आनंदरूपः सर्वार्थसाधकत्वेन हेतुना ।**
**सर्वसंबंधवत्त्वेन संपूर्णः शिवसंज्ञितः ॥ ५८ ॥ ९४०**

**શબ્દાર્થ:—[ઉદય થયા પછીની] વૃત્તિના, [ઉદય થયા પહેલાંની] વૃત્તિના પ્રાગભાવના અને જીજ્ઞાસામાં તથા 'હું અજ્ઞ છું' એ પ્રકારે ભાસ-**

**માન થતી અજ્ઞાન વસ્તુના સાક્ષીપણાવડે [તે શિવ–કૂટસ્થ] સ્થિત [છે]. (૫૬). [તે] અસત્ય જગતના અધિષ્ઠાનપણાવડે સત્ય [છે], સર્વ જડના પ્રકાશક-પણાવડે ચિદ્રૂપ છે, નિત્ય પ્રેમનું સ્થાન હોવાથી (૫૭.) આનંદ રૂપ છે, [અને] સર્વ વિષયના અવભાસકરૂપ હેતુવડે [તથા] સર્વના સંબંધપણાવડે શિવને નામે [આ કૂટસ્થ] સંપૂર્ણ [છે]. ૫૮.**

**વિવેચન:**—એ પ્રકારે શ્રુતિ અને યુક્તિવડે બુદ્ધિ આદિથી કૂટસ્થને વિવેચન કરી દેખાડી હવે પુરાણોમાં પણ તેનો વિવેક કરેલો છે તે આ ત્રણ શ્લોકવડે દેખાડે છે. કામાદિ વૃત્તિઓની ઉત્પત્તિ થતાં તેના સાક્ષીપણાવડે, જ્યાં લગી વૃત્તિઓ ઉત્પન્ન થઇ નથી ત્યાં લગીમાં વૃત્તિઓનો પ્રાગભાવ કહેવાય છે તે પ્રાગભાવના સાક્ષીપણાવડે, સ્વરૂપ જાણવાની ઇચ્છા જે જિજ્ઞાસા તેની ઉત્પત્તિ થતાં તેના સાક્ષીપણાવડે, અને જિજ્ઞાસા ઉત્પન્ન થયા પહેલાં ‘ હું અજ્ઞાન છું ’ એમ અનુભવાતા અજ્ઞાનના સાક્ષીપણાવડે, અવિકારી અને સદા કલ્યાણરૂપ કૂટસ્થ છે તેને શિવ કહે છે. આ સર્વનો અભિપ્રાય આ છે. અત્ર વિવાદનો વિષય શિવ, કૂટસ્થ છે. તે દરેક વૃત્તિઓનો સાક્ષી હોવાથી પ્રત્યેક વૃત્તિઓથી ભેદ પામે છે. વળી તે અસત્ય જગત્‌નું અધિષ્ઠાન છે માટે છીપ જેમ અસત્ય રૂપાનું અધિષ્ઠાન હોવાથી સત્ય છે તેમ તે પણ સત્ય હોવાને યોગ્ય છે. જડ માત્રનો તે પ્રકાશક છે માટે ચિદ્રૂપ છે. ઘડો સ્વયંપ્રકાશ નથી માટે તે બીજા સર્વ પદાર્થનો પ્રકાશક–ચિદ્રૂપ નથી. જે ચિદ્રૂપ ન હોય તે બીજાનો પ્રકાશક પણ ન હોય. વળી તે શિવ, સર્વના સંબંધવાળો હોવાથી આકાશની પેઠે પૂર્ણ છે, કેમકે તે યાવત્ પદાર્થ માત્રનો પ્રકાશક છે. જે સર્વના સંબંધવાળો હોય તે જ સર્વનો પ્રકાશક હોઈ શકે. દીવો જેટલા પદાર્થોને પ્રકાશે તેટલા પદાર્થના સંબંધવાળો તે કહેવાય. કૂટસ્થ–બ્રહ્મ સર્વનો પ્રકાશક છે માટે તે સર્વના સંબંધવાળો છે. પણ અત્ર કહેવાની જરૂર છે કે સર્વ જડની સાથે બ્રહ્મનો સંબંધ છે તે આધ્યાસિક ( કલ્પિત ) સંબંધ છે. ૫૬–૫૮.

**इति शैवपुराणेषु कूटस्थः प्रविवेचितः ।**
**जीवेशत्वादिरहितः केवलः स्वप्रभः शिवः ॥ ५९ ॥ ९४१**

**શબ્દાર્થ:—એ પ્રકારે * શિવપુરાણોમાં જીવભાવ અને ઈશ્વરભાવની કલ્પના આદિકથી રહિત કેવળ સ્વપ્રકાશ શિવરૂપ કૂટસ્થને વિવેચન કરી બતાવ્યો [છે]. ૫૯.**

**૨ કૂટસ્થના અદ્વૈતપણાની સંભાવનાને માટે જીવાદિ જગત્‌નું મિથ્યાપણું. ૯૪૨ થી ૯૫૮.**

**मायाभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।**
**मायिकावेव जीवेशौ स्वच्छौ तौ काचकुंभवत् ॥ ६० ॥ ९४२**
**अन्नजन्यं मनो देहात् स्वच्छं यद्वत्तथैव तौ ।**
**मायिकावपि सर्वस्मादन्यस्मात् स्वच्छतां गतौ ॥६१॥ ९४३**

* સૂતસંહિતા આદિ બીજાં પુરાણોમાં પણ એમ વર્ણવ્યું છે માટે અત્ર બહુવચન વાપર્યું છે.

**શબ્દાર્થ:—'માયા આભાસવડે જીવ અને ઈશ્વરને કરે છે' એમ શ્રુતિમાં સાંભળેલું હોવાથી, જીવ અને ઈશ્વર માયિક જ [છે]. તેઓ (બંને) કાચની શીશીની પેઠે સ્વચ્છ [છે]. (૬૦). જેમ અન્નથી ઉત્પન્ન થએલું મન, દેહથી સ્વચ્છ [છે] તેમ તે જીવ અને ઈશ્વર માયિક [છે] તોપણ અન્ય સર્વ (જગત્) થી સ્વચ્છતા પામેલા [છે]. ૬૧.**

**વિવેચન:**—કૂટસ્થ, જીવભાવ અને ઇશ્વરભાવથી રહિત છે તે વાત શ્રુતિ પ્રમાણથી બતાવે છે. जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति 'જીવને અને ઈશ્વરને આભાસવડે (માયા) કરે છે. માયા અને અવિદ્યા પોતાની મેળે જ થાય છે' આ શ્રુતિના અર્થને ગ્રંથકર્ત્તા ૬૦ મા શ્લોકમાં બતાવે છે. આ શ્રુતિ જીવ અને ઈશ્વરરૂપ ચિદાભાસનું માયિકપણું બતાવે છે. ભવતુ : જીવ અને ઈશ્વર માયિક હો, પણ તે માયિક છે ત્યારે દેહાદિથી વિલક્ષણ હોવાનો તેમાં સંભવ નથી; તેઓ તો તેનાથી સ્વચ્છ છે. ગ્રંથકર્ત્તા કહે છે કે એક જ પૃથ્વીમાંથી ઘડો અને કાચની શીશી બને છે પણ ઘડા કરતાં કાચમાં જેમ વધારે સ્વચ્છતા છે, તેમ જીવ અને ઇશ્વર પણ માયાનું કાર્ય છતાં તેઓ દેહાદિકથી સ્વચ્છ છે. અત્ર શંકા થાય છે કે ઘડો અને કાચની શીશી એઓની ઉત્પત્તિ તો મૃત્તિકાના ભેદને લઈને છે ને તેથી તેમાં વિલક્ષણતા છે, પણ જગત્ અને જીવેશ્વરભેદનું કારણ એકરૂપ માયા હોવાથી તેમાં જગત્ સાથે વિલક્ષણતા હોવાનો સંભવ નથી. ગ્રંથકર્ત્તા કહે છે કે તેમ હોઈ શકે. એક જ અન્નથી શરીર અને મન ઉત્પન્ન થાય છે તેઓમાં જેમ વૈલક્ષણ્ય છે, તેમ એક જ માયાનાં કાર્ય જીવેશ્વર અને સર્વ જગત્ હોવા છતાં તેમાં પણ વૈલક્ષણ્ય છે. ૬૦–૬૧.

> **चिद्रूपत्वं च संभाव्यं चित्त्वेनैव प्रकाशनात् ।**
> **सर्वकल्पनशक्ताया मायाया दुष्करं न हि ॥ ६२ ॥ ९४४**
> **अस्मन्निद्राऽपि जीवेशौ चेतनौ स्वप्नगौ सृजेत् ।**
> **महामाया सृजत्येतावित्याश्चर्यं किमत्र ते ॥ ६३ ॥ ९४५**

**શબ્દાર્થ:—ચેતનપણાવડે પ્રકાશવાથી જ [આની] ચેતનતા સંભવે [છે]. સર્વ કલ્પના કરવામાં શક્તિમાન્ એવી માયાને [કાંઈ] દુષ્કર નથી જ. (૬૨). અમારી નિદ્રા પણ સ્વપ્નમાં ચેતનરૂપ જીવ અને ઈશ્વરને સૃજે છે તો એ જીવ અને ઈશ્વરને મહામાયા સૃજે છે એમ [જાણવું] એમાં તને શું આશ્ચર્ય [છે]? ૬૩.**

**વિવેચન:**—પાછળ બતાવ્યું તેમ કાચની પેઠે જીવેશ્વરને સ્વચ્છતા હો. એમાં કાંઇ બાધ ગણવા જેવું નથી; તથાપિ તેમાં ચેતનપણાનો સંભવ નથી. આ શંકાનો પરિહાર કરવા ગ્રંથકર્ત્તા કહે છે કે અનુભવ અને જ્ઞાનથી જીવેશ્વરમાં ચેતનતા સિદ્ધ થાય છે. તે તો ચેતનથી જ પ્રકાશે છે. વળી શંકા થાય છે કે જીવેશ્વર માયિક હોવાથી તે ચેતનવડે પ્રકાશે છે એમ કહેવું ઘટતું નથી. આ વાત ઠીક છે, પણ માયા તો દુર્ઘટ કાર્ય કરનારી છે તેથી કરીને માયિકપણાને ચિદ્રૂપવડે પ્રકાશવું ઘટે છે. આપણ માણસની નિદ્રારૂપ માયા

સ્વપ્નમાં જીવેશ્વર આદિને કલ્પી કાઢે તો મહામાયા કલ્પે એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું છે જ નહિ. ૬૨-૬૩.

વારૂ ! જીવેશ્વર માયિક હો. તે આપણે કબૂલ છે, પણ એથી ઇશ્વરમાં પણ જીવની પેઠે અલ્પજ્ઞતા માનવી કે કેમ ? આ શંકાનું સમાધાન નીચેના શ્લોકથી કરે છે.

सर्वज्ञत्वादिकं चेशे कल्पयित्वा प्रदर्शयेत् ।

धर्मिणं कल्पयेद्याऽस्याः को भारो धर्मकल्पने ॥ ६४ ॥ ९४६

શબ્દાર્થ:—અને ઇશ્વરમાં સર્વજ્ઞતાદિને કલ્પીને [ માયા જ ] દેખાડે છે. [ એ ઘટે છે, કે ] જે ધર્મવાળા ( ઇશ્વર ) ને કલ્પે છે આને—તેને સર્વજ્ઞતાદિક ધર્મ કલ્પવામાં શો શ્રમ [ પડે એમ છે ? કાંઈ પણ નહિ ]. ૬૪.

कूटस्थेऽप्यतिशंका स्यादिति चेन्माऽतिशंक्यताम् ।

कूटस्थमायिकत्वे तु प्रमाणं न हि विद्यते ॥ ६५ ॥ ९४७

શબ્દાર્થ:—[ જો એમ છે તો પછી ] કૂટસ્થમાં પણ માયિકપણાની અતિ શંકા થશે એમ જો [ તું કહે ] તો [ તેવી ] અતિ શંકા કર માં; કેમકે કૂટસ્થના માયિકપણામાં તો [ કાંઇ ] પ્રમાણ નથી. ૬૫.

वस्तुत्वं घोषयंत्यस्य वेदांताः सकला अपि ।

सपत्नरूपं वस्त्वन्यन् न सहन्तेऽत्र किंचन ॥ ६६ ॥ ९४८

શબ્દાર્થ:—સર્વ વેદાંત પણ આ કૂટસ્થનું વસ્તુપણું મોટેથી કહે છે. કૂટસ્થના વસ્તુત્વમાં અન્ય કાંઇ પણ વિરોધીરૂપ વસ્તુને [ શ્રુતિઓ ] સહન કરતી નથી. ( અર્થાત્ કૂટસ્થ જ વાસ્તવ છે બીજું કાંઈ વાસ્તવ નથી. ) ૬૬.

श्रुत्यर्थं विशदीकुर्मो न तर्काद्वच्मि किंचन ।

तेन तार्किकशंकानामत्र कोऽवसरो वद ॥ ६७ ॥ ९४९

શબ્દાર્થ:—[ અમે આ ] શ્રુતિના અર્થને સ્પષ્ટ કહીએ છીએ તર્કથી કાંઇ પણ કહેતા નથી. તેણે કરીને તાર્કિકોની શંકાને અહિંઆં શો અવકાશ [ છે તે ] કહે ? ( અર્થાત્ કાંઇ નથી ). ૬૭.

तस्मात्कुतर्कं संत्यज्य मुमुक्षुः श्रुतिमाश्रयेत् ।

श्रुतौ तु माया जीवेशौ करोतीति प्रदर्शितम् ॥ ६८ ॥ ९५०

શબ્દાર્થ:—તેટલા માટે કુતર્કનો ત્યાગ કરીને મુમુક્ષુ, શ્રુતિનો આશ્રય કરે. શ્રુતિમાં તો 'માયા જીવને અને ઇશ્વરને કરે છે' એમ (જીવેશ્વરનું માયિકપણું) દેખાડ્યું [ છે. ] ૬૮.

*ईक्षणादिप्रवेशांता सृष्टिरीशकृता भवेत् ।

जाग्रदादिविमोक्षांतः संसारो जीवकर्तृकः ॥ ६९ ॥ ९५१

* પાછળ ૫૮૮ મો શ્લોક જુઓ.

શબ્દાર્થ:—ઇક્ષણાદિથી આરંભીને પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઇશ્વરે કરેલી [છે અને] જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ બંધથી આરંભીને મોક્ષના અંત સુધીનો સંસાર જીવનો કરેલો [છે]. ૬૯.

असंग एव कूटस्थः सर्वदा नास्य किंचन ।
भवत्यतिशयस्तेन मनस्येवं विचार्यताम् ॥ ७० ॥ ९५२

શબ્દાર્થ:—કૂટસ્થ અસંગ જ [છે]; આને કાંઈ પણ (જન્માદિરૂપ) અતિશય નથી થતું તે કારણ માટે મનમાં સર્વદા એમ [જ] વિચારવું. ૭૦.

*न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ७१ ॥ ९५३

શબ્દાર્થ:—[આ કૂટસ્થનો] નાશ નથી અને ઉત્પત્તિ નથી, [તે] બદ્ધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, અને મુક્તએય નથી. એ પ્રકારે આ પરમાર્થતા [છે]. ૭૧.

अवाङ्मनसंगम्यं तं श्रुतिर्बोधयितुं सदा ।
जीवमीशं जगद्वापि समाश्रित्य प्रबोधयेत् ॥ ७२ ॥ ९५४

શબ્દાર્થ:—વાણી અને મનથી અગમ્ય એવા આત્માનો બોધ કરવાને માટે શ્રુતિ ભગવતી સદા જીવ, ઇશ્વર અથવા જગત્‌ને પણ આશ્રય કરીને બોધ કરે છે. ૭૨.

આ શ્લોકથી જીવ, ઇશ્વર ને જગત્‌નું ભગવતી શ્રુતિએ શામાટે પ્રતિપાદન કરેલું છે તે બતાવ્યું. હવે નીચેના શ્લોકથી અદ્વૈત બોધ કરનારી શ્રુતિઓમાં વિગાન-વિવિધ પ્રકારથી કહેવા રૂપ વિવાદ શામાટે બતાવેલો છે, તેનો ખુલાસો બતાવવાને શ્રી સુરેશ્વરાચાર્યનું વાક્ય ગ્રંથકર્ત્તા લઈ બતાવે છે.—

यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रियेह स्यात् साध्वीत्याचार्यभाषितः ॥७३॥ ९५५

શબ્દાર્થ:—જે જે (પ્રક્રિઆઓ) વડે પુરૂષોને પ્રત્યક્ આત્મામાં સ્પષ્ટ બોધ થાય તે તે પ્રક્રિઆઓ અદ્વૈત શાસ્ત્રમાં અનુકૂળ જ થશે, એમ આચાર્યોએ કહેલું [છે]. ૭૩.

પ્રત્યેક પુરૂષોના ચિત્તની વિલક્ષણતા છે માટે તેમને આત્મબોધ થવામાં પણ ઉપદેશરૂપ પ્રક્રિઆઓ પણ વિલક્ષણ હોઈ શકવાનો સંભવ છે, એમ આ શ્લોકથી સમજાવ્યું છે.

श्रुतितात्पर्यमखिलमबुध्वा भ्राम्यते जडः ।
विवेकी त्वखिलं बुध्वा तिष्ठत्यानन्दवारिधौ ॥ ७४ ॥ ९५६

* માંડૂક્યોપનિષદ્ ઉપરની પૂજ્યપાદ ભગવાન્ શ્રી ગૌડપાદાચાર્યની કારિકામાં વૈતથ્યાખ્ય પ્રકરણનો ૩૨ મો શ્લોક.

શબ્દાર્થઃ—શ્રુતિનું સંપૂર્ણ તાત્પર્ય નહિ જાણીને અવિવેકી પુરૂષ ભ્રાંતિ પામે છે [અને] વિવેકી તો [શ્રુતિના તાત્પર્યને] સંપૂર્ણ જાણીને આનંદરૂપ સમુદ્રમાં સ્થિત થાય છે. ૭૪.

मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।
चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥७५॥९५७

શબ્દાર્થઃ—આ માયારૂપ મેઘ, જેમ તેમ-પોતાની ઇચ્છામાં આવે તેમ જગતરૂપ પાણીને વરસાવો [તેણે કરીને] હું બ્રહ્મરૂપ ચિદાકાશને હાનિ નથી અથવા લાભ નથી, એ પ્રકારે [જ્ઞાનની] સ્થિતિ [છે]. ૭૫.

इमं कूटस्थदीपं योऽनुसंधत्ते निरंतरम् ।
स्वयं कूटस्थरूपेण दीप्यतेऽसौ निरंतरः ॥ ७६ ॥ ९५८

શબ્દાર્થઃ—આ કૂટસ્થ દીપને જે નિરંતર વિચારે છે તે આ પોતાની મેળે કૂટસ્થરૂપે નિત્ય પ્રકાશે છે. ૭૬.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम-
शर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथ-
शर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थदीपिकायां
कूटस्थदीपः समाप्तः ॥



# પ્રકરણ ૯ મું.

# ધ્યાનદીપ.

## ૧ સંવાદિ ભ્રમની પેઠે, બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી પણ મુક્તિના કથન પૂર્વક પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર.

૯૫૯—૯૮૭.

### ૧ સંવાદિભ્રમની પેઠે બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી પણ મુક્તિનો સંભવ છે. ૯૫૯-૯૭૧

**संवादिभ्रमवद् ब्रह्मतत्त्वोपास्त्याऽपि मुच्यते ।**

**उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥ १ ॥ ९५९**

**શબ્દાર્થ:— * સંવાદિભ્રમની પેઠે બ્રહ્મતત્ત્વની ઉપાસનાવડે પણ [ પુરૂષ ] મૂકાઈ જાય છે; એટલા માટે ઉત્તરતાપનીયમાં અનેક પ્રકારની ઉપાસનાઓ સાંભળેલી [ છે ]. ૧**

**વિવેચન:—**અહિંઆં પ્રથમ વેદાંતશાસ્ત્રમાં નિત્ય અને [૧] અનિત્ય વસ્તુના વિવેકથી આરંભી વૈરાગ્યાદિ [૨] ષટ્ સંપત્તિ અને મોક્ષેચ્છારૂપ ચાર સાધનથી યુક્ત એવા અને જેણે [૩] શ્રવણ, [૪] મનન અને [૫] નિદિધ્યાસનનું સારી રીતે [૬] અનુષ્ઠાન કરેલું છે એવા અધિકારીને, 'તત્' અને 'ત્વં' પદના અર્થના વિવેચન પૂર્વક અપરોક્ષ જ્ઞાનવડે બ્રહ્મભાવરૂપ મોક્ષ થાય છે, એમ પ્રતિપાદન કરેલું છે; તથાપિ જેમણે ઉપનિષદ્ સાંભળ્યાં છે તેમાંના કોઇની બુદ્ધિ મંદ હોવાથી, અથવા તો તેમનામાં કાંઈ બીજા દોષરૂપ પ્રતિબંધ હોવાથી, મહાવાક્યના અર્થને વિષય કરનારી અપરોક્ષ પ્રભા તેમને ઉત્પન્ન થતી નથી. આવાઓને તેની ઉત્પત્તિદ્વારા મોક્ષવાળી ઉપાસનાને દેખાડવા ઇચ્છતા આચાર્ય, પ્રથમ દૃષ્ટાંત સહિત બ્રહ્મતત્ત્વની ઉપાસનાવડે પણ મોક્ષ થાય છે એમ પ્રતિજ્ઞા કરે છે. જેમ સંવાદિભ્રમવડે પ્રવૃત્ત થએલાને પોતાનો ઇચ્છિત લાભ મળે છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસનાવડે પણ મુમુક્ષુએ ઇચ્છેલ બ્રહ્મભાવરૂપ મોક્ષ મળે છે. અને આ બાબત ઉત્તરતાપનીય નામે ઉપનિષદ્માં અનેક પ્રકારે બતાવેલી છે. ૧.

---

* આગળ શ્લોક ૯૬૪—૯૭૦ જુઓ. (૧) બ્રહ્મ-આત્મા નિત્ય વસ્તુ છે, અને જગતરૂપ સર્વ અનાત્મ વસ્તુ અનિત્ય છે; એમ સમજવું તે વિવેક.

(૨) ષટ્સંપત્તિમાં ૧ શમ એટલે બાહ્ય વિષયોથી મનનો નિગ્રહ. ૨ દમ, વિષયથી બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ. ૩ ઉપરતિ, ત્યાગ કરેલી વસ્તુ ઉપર અપ્રીતિ કે તેની અનિચ્છા. ૪ તિતિક્ષા, રાગદ્વેષાદિ દ્વંદ્વ કે શિતોષ્ણાદિ દ્વંદ્વને સહન કરવાનો સ્વભાવ. ૫ શ્રદ્ધા, શ્રી ગુરૂ અને શાસ્ત્ર વાક્યમાં વિશ્વાસ. ૬ સમાધાન, બ્રહ્મરૂપ લક્ષ્યમાં ચિત્તની એકાગ્રતા. આ છ ગુણોને ષટ્સંપત્તિ કહે છે. તે અધિકારીમાં હોવા જોઇએ. (૩) પાછળ શ્લોક ૫૩ અને ૬૮૫ જુઓ. (૪) પાછળ શ્લોક ૫૩ અને ૬૮૬ જુઓ. (૫) પાછળ ૫૪ અને ૬૯૦ મો શ્લોક જુઓ. (૬) પાછળ ૬૯૬ મો શ્લોક જુઓ.

मणिप्रदीपप्रभयोर्मणिबुद्ध्याऽभिधावतः ।
मिथ्याज्ञानाविशेषेऽपि विशेषोऽर्थक्रियां प्रति ॥ २ ॥ ९६०

**શબ્દાર્થ:—મણિની પ્રભામાં અને દીપની પ્રભામાં મણિબુદ્ધિવડે દોડનાર પુરૂષના મિથ્યાજ્ઞાનમાં કાંઈ ફેરફાર નહિ સતે પણ [તેમની] લાભ મળવાની ક્રિયાના સંબંધમાં ફેરફાર [છે]. ૨.**

**વિવેચન:**—પાછળના શ્લોકમાં 'સંવાદિભ્રમની પેઠે' એમ કહ્યું છે માટે અત્ર સંવાદિભ્રમ શું છે, તે સમજાવવાનો આરંભ કરે છે. મણિનો પ્રકાશ જોઇને તેમાં મણિબુદ્ધિ થાય તેમ જ દીવાનો પ્રકાશ જોઇને પણ તેમાં મણિબુદ્ધિ થાય, ત્યારે તે મિથ્યાજ્ઞાન કહેવાય; કેમકે એક વસ્તુમાં બીજી વસ્તુની ભાવના કરવી તે જ મિથ્યાજ્ઞાન કહેવાય છે. મણિમાં મણિબુદ્ધિ મિથ્યાજ્ઞાન નથી, પણ મણિના પ્રકાશમાં મણિબુદ્ધિ તે તો મિથ્યાજ્ઞાન જ કહેવાય. મણિપ્રભામાં અને દીપપ્રભામાં બે માણસ મણિબુદ્ધિ કરી તે લેવા દોડે છે. આ બન્નેના મિથ્યાજ્ઞાનમાં કાંઈ ભેદ નથી, પણ લાભ મળવાની ક્રિયાના સંબંધમાં ભેદ છે. મણિપ્રભામાં મણિબુદ્ધિ કરનારને તે લેવા જતાં મણિની પ્રાપ્તિ થવાનો સંભવ છે, પણ દીપપ્રભામાં મણિબુદ્ધિ થઈ તે લેવા જનારને મણિની પ્રાપ્તિ થવાનો બિલકૂલ સંભવ નથી. ૨.

આજ વાતને નીચેના ત્રણ શ્લોકથી વ્યાખ્યાન કરી બતાવે છે.—

दीपोऽपवरकस्यांतर्वर्त्तते तत्प्रभा बहिः ।
दृश्यते द्वार्यथाऽन्यत्र तद्वद् दृष्टा मणेः प्रभा ॥ ३ ॥ ९६१
दूरे प्रभाद्वयं दृष्ट्वा मणिबुद्ध्याऽभिधावतोः ।
प्रभायां मणिबुद्धिस्तु मिथ्याज्ञानं द्वयोरपि ॥ ४ ॥ ९६२
न लभ्यते मणिर्दीपप्रभां प्रत्यभिधावता ।
प्रभायां धावताऽवश्यं लभ्येतैव मणिर्मणेः ॥ ५ ॥ ९६३

**શબ્દાર્થ:—દીવો અંતર્ગૃહની અંદર છે. તેની પ્રભા બારણા બહાર દેખાય છે. અને તેમ બીજા મંદિરમાં મણની પ્રભા [ બારણામાં બહાર ] દીઠી [છે]. (૩). છેટે બન્ને પ્રભાને જોઇને મણિબુદ્ધિવડે દોડતા બન્ને (પુરૂષો) ની, પ્રભામાં મણિબુદ્ધિ [છે તે] તો મિથ્યા જ્ઞાનજ [છે]. (૪). દીપપ્રભા તરફ દોડનારાએ મણિ નથી મેળવાતો [પણ] મણિની પ્રભામાં દોડનારાએ મણિ અવશ્ય મેળવાય જ છે. ૫.**

**વિવેચન:**—કોઈ મંદિરના અંતર્ગૃહમાં દીવો છે અને બીજા મંદિરના અંતર્ગૃહમાં મણિ છે. બંનેના બારણામાં છિદ્ર છે ત્યાંથી ગોળાકાર દીવાની અને મણિની પ્રભા બહાર આવે છે. આ પ્રભા જોઇને 'આ મણિની પ્રભા છે' એમ જાણી બે પુરૂષો તે લેવા સારૂ દોડે છે. દીપપ્રભામાં મણિબુદ્ધિથી લેવા જનારને મણિ મળતો નથી, અને મણિપ્રભામાં મણિબુદ્ધિથી લેવા જનારને મણિ મળે છે. કહેવાનો ભાવ એવો છે કે બંનેનું મિથ્યાજ્ઞાન તો એક જ છે, છતાં અર્થપ્રાપ્તિમાં બંનેને ભેદ છે. એકને લાભ મળે છે અને બીજાને નથી મળતો. ૩-૪-૫.

સંવાદિભ્રમને માટે ચલાવેલા અત્યાર સુધીના વાર્તિકના અર્થને પ્રકૃત સાથે નીચે મુજબ જોડે છે.—

**दीपप्रभामणिभ्रांतिर्विसंवादिभ्रमः स्मृतः ।**

**मणिप्रभामणिभ्रान्तिः संवादिभ्रम उच्यते ॥ ६ ॥ ९६४**

**શબ્દાર્થઃ—દીપપ્રભામાં મણિની ભ્રાંતિ [ એ ] વિસંવાદિભ્રમ કહેલો [ છે અને ] મણિપ્રભામાં મણિની ભ્રાંતિને સંવાદિભ્રમ કહેવાય છે. ૬.**

**વિવેચનઃ**—કહેવાનો ભાવ એવો છે કે, ધારણામાં પ્રતિફળ વિના પ્રયત્ન નિષ્ફળ જાય તે **વિસંવાદિભ્રમ** અને પ્રયત્ન ફલિત થાય તે **સંવાદિભ્રમ** કહેવાય છે. ૬.

બીજાં સંવાદિભ્રમનાં લક્ષણો કે દૃષ્ટાંતો નીચે બતાવે છે.—

**बाष्पं धूमतया बुध्वा तत्रांगारानुमानतः ।**

**वन्हिर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ॥ ७ ॥ ९६५**

**શબ્દાર્થઃ—વરાળના ગોટાને ધૂમપણાવડે જાણીને ત્યાં અંગારાના અનુમાનથી ઇશ્વરેચ્છાએ અગ્નિ મળ્યો [તો] તે સંવાદિભ્રમ માનેલો [છે]. ૭.**

અર્થાત્ વરાળના ગોટાને ધૂમાડો છે એમ સમજી ત્યાં અગ્નિ હશે એમ કોઇએ ધાર્યું. ઇશ્વરેચ્છાથી ત્યાં અગ્નિ હોય અને મળે તો ત્યાં સંવાદિભ્રમ કહેવાય; કેમકે અગ્નિ મેળવવાની ધારણા ફલિત થઈ છે.

**गोदावर्युदकं गंगोदकं मत्वा विशुद्धये ।**

**संप्रोक्ष्य शुद्धिमाप्नोति स संवादिभ्रमो मतः ॥ ८ ॥ ९६६**

**શબ્દાર્થઃ—ગોદાવરીના પાણીને ગંગાજળ માનીને શુદ્ધિને માટે પ્રોક્ષણ કરીને શુદ્ધિ પામે છે તે સંવાદિભ્રમ માનેલો [છે]. ૮.**

**ज्वरेणाऽऽप्तः सन्निपातं भ्रांत्या नारायणं स्मरन् ।**

**मृतः स्वर्गमवाप्नोति स संवादिभ्रमो मतः ॥ ९ ॥ ९६७**

**શબ્દાર્થઃ—તાવે સંનિપાત પામેલો ભ્રાંતિવડે નારાયણને સંભારતો મુએલો પુરૂષ, સ્વર્ગ મેળવે છે તે સંવાદિભ્રમ માનેલો [છે]. ૯.**

**વિવેચનઃ**—જ્વરાર્ત્ત પુરૂષને ત્રણે દોષ સમાન થઈ સંનિપાત ઉઠતાં તે બેભાન થાય છે. આવી અવસ્થામાં તે કાંઈ એમ સમજતો નથી કે 'હું નારાયણનું નામ જપું તો મારૂં કલ્યાણ થાય' છતાં પણ ભ્રાંતિના વેગમાં તે '**નારાયણ, નારાયણ**' એમ સાધારણ પુરૂષભાવનાવડે **શિશુપાળ** આદિકની પેઠે જપે છે. અને એમ જપતાં તે મરણ પામે છે. જાણ્યા વગર પણ સાકર ખાઇએ તો તે ગળી જ લાગે છે તેમ ઇશ્વર નામ हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः 'દુષ્ટ ચિત્તવાળા પુરૂષે પણ સંભારેલા હરી પાપને હણે છે' એ વાક્ય પ્રમાણે ઇચ્છા વગર જપતાં પણ સ્વર્ગ પ્રાપ્તિરૂપ ફળ આપે છે. પાપી **અજામિલ** પણ પોતાના પુત્રનું **નારાયણ** નામ મરણ વખતે જપતાં યમદંડથી મુકાઈ ગયાની કથા પુરાણમાં છે. અત્ર પુત્ર નામની ભ્રાંતિથી તેને ફળ મળ્યું છે. આવી હકીકતથી ત્યાં સંવાદિભ્રમ છે એમ સમજવું. ૯.

**प्रत्यक्षस्यानुमानस्य तथा शास्त्रस्य गोचरे ।**
**उक्तन्यायेन संवादिभ्रमाः संति हि कोटिशः॥ १० ॥ ९६८**

**શબ્દાર્થઃ—પ્રત્યક્ષ, અનુમાન તથા શાસ્ત્રના વિષયમાં ઉક્તન્યાયવડે કરોડો સંવાદિભ્રમ પ્રસિદ્ધ છે. ૧૦.**

**अन्यथा मृत्तिकादारुशिलाः स्युर्देवता कथम् ।**
**अग्नित्वादिधियोपास्याः कथं वा योषिदादयः ॥११॥ ९६९**

**શબ્દાર્થઃ—બીજી રીતે [હોય તો] માટી, લાકડું અને પથ્થર, દેવતા કેમ હોય? અથવા સ્ત્રી આદિક અગ્નિ આદિની બુદ્ધિવડે ઉપાસવા યોગ્ય કેમ [હોય]? ૧૧.**

**વિવેચનઃ**—પાછળ ૯૬૦થી ૯૬૮ શ્લોક સુધીમાં સંવાદિભ્રમ બતાવ્યો, તેનો અસ્વીકાર કરીએ તો તેમાં કેટલો બાધ આવે છે તે બતાવી કહેલા અર્થને દૃઢ કરી બતાવે છે. જો સંવાદિભ્રમનો સ્વીકાર ન કરીએ તો પછી મૃત્તિકામાં કરાતી **પાર્થીવ પૂજા,** લાકડાની મૂર્તિમાં કરાતી **જગદીશની ભાવના,** અને પાષાણની **રામ કૃષ્ણાદિની મૂર્તિઓ** તથા **શિવલિંગ,** એમાં પૂજ્યબુદ્ધિ કેમ હોઈ શકે? માટી, લાકડું અને પથ્થર એ કાંઈ પોતાના સ્વરૂપથી દેવ નથી. સંવાદિભ્રમથી જ તેમાં દેવભાવના આરોપાય છે. વળી પણ છાંદોગ્યોપનિષદ્‌ના ચોથા અધ્યાયમાં પંચાગ્નિ વિદ્યામાં योषा वाव गौतमाग्निः पुरुषो वाव गौतमाग्निः पृथिवी वाव गौतमाग्निः पर्जन्यो वाव गौतमाग्निरसौ वाव द्युलोको गौतमाग्निः 'હે ગૌતમ! સ્ત્રી અગ્નિ છે, હે ગૌતમ! પુરૂષ અગ્નિ છે, હે ગૌતમ! પૃથ્વી અગ્નિ છે, હે ગૌતમ! મેઘ અગ્નિ છે, હે ગૌતમ! આ સ્વર્ગ લોક અગ્નિ છે' ઇત્યાદિ વાક્યવડે સ્ત્રી, પુરૂષ, પૃથ્વી, મેઘ, અને સ્વર્ગલોક એ પાંચને અગ્નિભાવવડે ઉપાસન બતાવ્યું છે. તે સંવાદિભ્રમનો અસ્વીકાર કરીએ તો વ્યર્થ થાય. વળી मनो ब्रह्मेत्युपासीत 'મન બ્રહ્મ છે એ પ્રકારે ઉપાસના કરે' તથા आदित्यो ब्रह्मेत्यादेशः 'આદિત્ય બ્રહ્મ છે એ ઉપદેશ છે' ઇત્યાદિ ઉપાસ્યનું ગ્રહણ કરીએ છીએ તે પણ સંવાદિભ્રમને લઇને છે. જો સંવાદિભ્રમ માનીએ નહિ તો એ સર્વનો નિષેધ થઇ જાય, માટે સંવાદિભ્રમ માનવો જોઇએ. ૧૧.

**अयथावस्तुविज्ञानात् फलं लभ्यत ईप्सितम् ।**
**काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते ॥ १२ ॥ ९७०**

**શબ્દાર્થઃ—અયથાર્થ વસ્તુના વિજ્ઞાનથી ઇચ્છેલું ફળ * કાકતાલીય ન્યાયથી મળે તે આ સંવાદિભ્રમ કહેવાય છે. ૧૨.**

**વિવેચનઃ**—બહુ ગ્રંથોના આધારથી ઉપર મુજબ સમજાવેલા સંવાદિભ્રમને બુદ્ધિની સુગમતા માટે સંક્ષેપથી બતાવે છે. શાસ્ત્રે જેનું વિધાન કરેલું છે એવી વિહિત વસ્તુ અથવા શાસ્ત્રે જેનો નિષેધ કરેલો છે એવી અવિહિત વસ્તુના વિપરીત જ્ઞાનથી ઇશ્વરેચ્છાએ ઇચ્છેલું ફળ મળી જાય તે સંવાદિભ્રમ કહેવાય. ૧૨.

* પડી જવાની તૈયારીમાં આવેલું તાડનું વૃક્ષ કાગડો બેસતાં વારને દૈવગતિએ પડી જાય તે કાકતાલીય.

स्वयं भ्रमोऽपि संवादी यथा सम्यक्फलप्रदः ।
ब्रह्मतत्त्वोपासनाऽपि तथा मुक्तिफलप्रदा ॥ १३ ॥ ९७१

**શબ્દાર્થઃ**—સંવાદી પોતે ભ્રમરૂપ સંતો પણ જેમ સારી રીતે ફળને આપનાર [ છે ] તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મુક્તિરૂપ ફળને આપનારી [ છે ], ૧૩.

**૨ પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો પ્રકાર. ૯૭૨–૯૮૭.**

वेदांतेभ्यो ब्रह्मतत्त्वमखंडैकरसात्मकम् ।
परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥ १४ ॥ ९७२

**શબ્દાર્થઃ**—વેદાંતશાસ્ત્રથી અખંડ એકરસરૂપ બ્રહ્મતત્ત્વને પરોક્ષ જાણીને એ અખંડ એકરસરૂપ બ્રહ્મ ' હું છું ' એમ ઉપાસના કરે છે. ૧૪.

**વિવેચનઃ**—પાછલા શ્લોકમાં બ્રહ્મતત્ત્વની ઉપાસના સંવાદિભ્રમની પેઠે ફળ આપનારી છે એમ બતાવ્યું ત્યારે આ નીચેનો પ્રશ્ન સંભવે છે કે, બ્રહ્મતત્ત્વની ઉપાસના તેને જાણીને કરવી કે જાણ્યા વિના કરવી ? જો બ્રહ્મતત્ત્વને જાણીને કરીએ તો ઘટતી નથી; કેમકે બ્રહ્મ જાણ્યું એરૂપ જ્ઞાન જ મોક્ષનું સાધન છે, એટલે કે ઉપાસના વ્યર્થ છે; તેમ જ જાણ્યા વિના પણ ઉપાસના વ્યર્થ છે. આ શંકાના સમાધાન માટે ગ્રંથકર્ત્તા કહે છે કે જ્યાં સુધીમાં બ્રહ્મ અને આત્માની એકતાના અપરોક્ષ જ્ઞાનરૂપ મોક્ષનું સાધન ઉત્પન્ન થયું નથી, ત્યાં સુધીમાં ઉપાસના વ્યર્થ નથી થતી. અર્થાત્ વેદાંતશાસ્ત્રથી બ્રહ્મને પરોક્ષપણે જાણ્યાથી બ્રહ્મ ઉપાસનાનો વિષય રહે છે, જેથી બ્રહ્મની ઉપાસના થાય છે. ૧૪.

ઉપાસ્ય બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન શું છે તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

प्रत्यग्व्यक्तिमनुल्लिख्य शास्त्राद्विष्ण्वादिमूर्तिवत् ।
अस्ति ब्रह्मेति सामान्यज्ञानमत्र परोक्षधीः ॥ १५ ॥ ९७३

**શબ્દાર્થઃ**—સાક્ષીરૂપ આત્માને અવિષય કરીને શાસ્ત્રથી વિષ્ણુ આદિની મૂર્તિની પેઠે [ બ્રહ્મ છે ] એ પ્રકારનું સામાન્યજ્ઞાન [ થાય છે તે ] અહિંઆં પરોક્ષ જ્ઞાન [ છે ]. ૧૫.

**વિવેચનઃ**—બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા જે આનંદરૂપ છે તેને અવિષય કરીને–અપરોક્ષ જ્ઞાનવડે જાણ્યા વિના सत्यं ज्ञानमनंतं ब्रह्म 'સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ છે ' ઇત્યાદિ વાક્યસમૂહરૂપ શાસ્ત્રથી **'બ્રહ્મ છે'** એમ જે સામાન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે તે પરોક્ષ જ્ઞાન છે, અને અત્ર બ્રહ્મતત્ત્વની ઉપાસનામાં તે ઇચ્છિત છે. જેમ વિષ્ણુ આદિની મૂર્તિને પ્રતિપાદન કરનાર શાસ્ત્રથી તે તે દેવનું પરોક્ષ જ્ઞાન થાય છે તેમ. ૧૫.

चतुर्भुजाद्यवगतावपि मूर्तिमनुल्लिखन् ।
अक्षैः परोक्षज्ञान्येव न तदा विष्णुमीक्षते ॥ १६ ॥ ९७४

**શબ્દાર્થઃ**—ચતુર્ભુજાદિનું જ્ઞાન સતે પણ ઇંદ્રિયોથી મૂર્તિને વિષય નહિ કરતો (પુરૂષ) પરોક્ષ જ્ઞાની જ [ છે કેમકે ] તે વખતે [તે] વિષ્ણુને જોતો નથી. ( કહેવાનો ભાવ એવો છે કે શાસ્ત્રમાં વિષ્ણુનું ચતુર્ભુજાદિ વર્ણન

કર્યું છે તે સમજનારો પુરૂષ કાંઈ મૂર્તિમાં ધ્યાન ( દૃષ્ટિ ) જોડતો નથી તોપણ તે પરોક્ષ જ્ઞાની છે; કેમકે વિષ્ણુનું શાસ્ત્રોક્ત સ્વરૂપ તે કાંઈ પ્રત્યક્ષ ઈન્દ્રિયોથી જોતો નથી ). ૧૬.

**परोक्षत्वापराधेन भवेन्नातत्त्ववेदनम् ।**

**प्रमाणेनैव शास्त्रेण सत्यमूर्तिविभासनात् ॥ १७ ॥ ९७५**

**શબ્દાર્થઃ—પ્રમાણરૂપ શાસ્ત્રવડે જ સત્ય મૂર્તિના ભાસવાથી [ અહિંઆં ] પરોક્ષપણાના અપરાધવડે ભ્રાંતિજ્ઞાન થાય નહિ. ૧૭.**

**વિવેચનઃ**—જ્યારે વિષ્ણુનું પ્રભાવ સ્વરૂપ જૂદું, ચતુર્ભુજાદિ સ્વરૂપ જૂદું અને મૂર્તિરૂપ સ્વરૂપ જૂદું માનીએ ત્યારે તો વિષ્ણુને વિષય કરવાનું જ્ઞાન વ્યક્તિત્વ પામ્યું નહિ, અર્થાત્ નક્કી થયું નહિ, એટલે તે ભ્રમરૂપ થયું આવી શંકા થાય છે; પણ તે ભ્રમરૂપ નથી, કેમકે તે સ્વરૂપજ્ઞાન તો પ્રમાણરૂપ શાસ્ત્રથી ભાસેલું છે. આ શાસ્ત્રથી ભાસેલું પરોક્ષ જ્ઞાન ભ્રાંતિજ્ઞાનમાં કારણ હોઇ શકતું નથી. ભ્રાંતિજ્ઞાનનું કારણ તો વિષયનું અસત્યપણું છે. આથી કરીને વિષ્ણુઆદિનું પરોક્ષ જ્ઞાન ભ્રાંતિરૂપ નથી. ૧૭.

**सच्चिदानंदरूपस्य शास्त्राज्ज्ञानेऽप्यनुल्लिखन् ॥**

**प्रत्यंचं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्षते ॥ १८ ॥ ९७६**

**શબ્દાર્થઃ—શાસ્ત્રથી સચ્ચિદાનંદરૂપનું ભાન થતે સતે પણ પ્રત્યક્ સાક્ષીને નહિ વિષય કરતો ( પુરૂષ ) તે બ્રહ્મને સાક્ષાત્ જોતો નથી. ૧૮.**

**વિવેચનઃ**—જ્યારે બ્રહ્મતત્ત્વનું શાસ્ત્રથી ઉત્પન્ન થયેલું જ્ઞાન સચ્ચિદાનંદ સ્વરૂપને વિષય કરનારૂં છે, ત્યારે તેને પરોક્ષ જ્ઞાન શામાટે કહેવું જોઇએ? એ શંકાના સમાધાનને માટે આ શ્લોક છે. જોકે सत्यं ज्ञानमनंतं ब्रह्म ' સત્ય જ્ઞાન અનંત બ્રહ્મ છે ' नित्यः शुद्धो बुद्धः सत्यो मुक्तो निरंजनः 'નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન છે' અને सदीदं सर्वं तत् सदिति ' સતથી આ સર્વ ( જગત્ ) તે સત્ છે ' ઇત્યાદિ શાસ્ત્ર( શ્રુતિ )વાક્યથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું ભાન થાય છે તોપણ સાક્ષીરૂપ અંતરાત્માનો સાક્ષાત્કાર નહિ જાણતો પુરૂષ તે બ્રહ્મને સાક્ષાત્ જોતો નથી. આથી કરીને માત્ર શાસ્ત્રથી ઉત્પન્ન થએલું બ્રહ્મતત્ત્વનું જ્ઞાન સચ્ચિદાનંદને વિષય કરે છે તોપણ તે પરોક્ષ જ છે. ૧૮.

આ પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મનું પ્રત્યગાત્મ સ્વરૂપ ગ્રહણ કરી શકાતું નથી તો પછી તે યથાર્થ જ્ઞાન કેમ કહેવાય? આ શંકાના સમાધાન માટે નીચેનો શ્લોક કહે છે.—

**शास्त्रोक्तेनैव मार्गेण सच्चिदानंदनिश्चयात् ।**

**परोक्षमपि तद् ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः ॥ १९ ॥ ९७७**

**શબ્દાર્થઃ—શાસ્ત્રે કહેલા માર્ગવડે જ સચ્ચિદાનંદના નિશ્ચયથી તે પરોક્ષ જ્ઞાન પણ તત્ત્વજ્ઞાન [છે] પરંતુ ભ્રમ નથી. ૧૯.**

**ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम् ।**

**महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः ॥ २० ॥ ९७८**

**શબ્દાર્થઃ—જોકે શાસ્ત્રોમાં મહાવાક્યોવડે બ્રહ્મ, પ્રત્યગાત્મપણાવડે જ**

**વર્ણવેલું [ છે ] તથાપિ અવિચારીઓને એ ( બ્રહ્મ ) જાણવામાં અશક્ય [ એવું છે ]. ૨૦.**

**વિવેચન:**—सत्यं ज्ञानमनंतं ब्रह्म ઈત્યાદિ અવાંતર વાક્યો બ્રહ્મનું સચ્ચિદાનંદપણું બતાવે છે તેમ 'तत्त्वमसि' આદિ મહાવાક્યો બ્રહ્મની સાક્ષીરૂપતા બતાવે છે, ને એટલા માટે શાસ્ત્રજન્ય જ્ઞાન તો બ્રહ્મના પ્રત્યગાત્મપણાને જ વિષય કરનારૂં હોવાથી તે અપરોક્ષ જ છે, એમ કહી શકાય; તથાપિ બ્રહ્મનું પ્રત્યગાત્મપણું, અન્વયવ્યતિરેકવડે જેણે '**तत्**' અને '**त्वं**' પદાર્થનો વિવેક કર્યો નથી એવા અવિચારી પુરૂષોને જાણવું અશક્ય છે. એટલા માટે વિચાર વિના કેવળ વાક્યોવડે અપરોક્ષ જ્ઞાન થાય નહિ. ૨૦.

**देहाद्यात्मत्वविभ्रांतौ जागृत्यां न हठात् पुमान् ।**
**ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मंदधीत्वतः ॥ २१ ॥ ९७९**

**શબ્દાર્થ:—દેહાદિમાં આત્મપણાની વિભ્રાંતિ જાગ્રત્ સતે પુરૂષ, મંદબુદ્ધિપણું છે માટે હઠથી બ્રહ્મને આત્મપણાવડે જાણવાને સમર્થ થતો નથી.૨૧.**

**વિવેચન:**—યથાર્થ જ્ઞાન, પ્રમાણને અને વસ્તુને આધીન છે. 'तत्त्वमसि' આદિક મહાવાક્યોનો સદ્ભાવ છે, અને બ્રહ્માત્માની એકતારૂપ વસ્તુ પણ વિદ્યમાન છે છતાં પણ બ્રહ્મનું પ્રત્યગાત્મપણું વિચાર વિના જાણવું અશક્ય છે એમ કેમ કહેવાય ? આ શંકાનું સમાધાન આ શ્લોકથી કરે છે. પુરૂષમાં બુદ્ધિમાંદ્ય હોવાથી દેહ આદિમાં આત્મપણાની ભ્રાંતિ જાગ્રત્ રહે છે. તે હઠથી પણ ટાળી શકાતી નથી એટલું જ નહિ પણ એ અજ્ઞાનતા બ્રહ્મને આત્મરૂપ જાણવામાં સબળ વિરોધી થઈ પડે છે. બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનના વિરોધીરૂપ આ ભ્રમની નિવૃત્તિને માટે વિચારની પૂરી જરૂર છે. ૨૧.

**ब्रह्म मात्रं सुविज्ञेयं श्रद्धालोः शास्त्रदर्शिनः ।**
**अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् ॥ २२ ॥ ९८०**

**શબ્દાર્થ:—અપરોક્ષ દ્વૈતની બુદ્ધિ, પરોક્ષ અદ્વૈત બુદ્ધિની અવિરોધી [ છે માટે ] શ્રદ્ધાલુ અને શાસ્ત્રદર્શીને બ્રહ્મ માત્ર સુવિજ્ઞેય [ છે ]. ૨૨.**

**વિવેચન:**—દેહ, ઈંદ્રિય, આદિકને વિષય કરનાર દ્વૈતરૂપી ભ્રમનો સદ્ભાવ છે માટે અદ્વિતીય બ્રહ્મને વિષય કરનાર પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન હોઇ શકે નહિ, આવી શંકા લાવી કહે છે કે, અપરોક્ષ ( ઈંદ્રિયોથી પ્રત્યક્ષ થએલ ) રૂપ દ્વૈતભ્રમના જ્ઞાન સાથે પરોક્ષરૂપ અદ્વૈત જ્ઞાનનો વિરોધ નથી માટે શ્રદ્ધાવાળા ને શાસ્ત્ર જોનાર ( સમજનાર ) પુરૂષને બ્રહ્મ માત્ર ( બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન ) સુખથી જાણવાને યોગ્ય છે. અર્થાત્ બહુ પ્રયત્ન વગર જાણી શકાય છે એવો ભાવ છે. ૨૨.

આ જ અર્થને સ્પષ્ટ કરવા નીચેના શ્લોકમાં દૃષ્ટાંત આપે છે.—

**अपरोक्षशिलाबुद्धिर्न परोक्षेशतां नुदेत् ।**
**प्रतिमादिषु विष्णुत्वे को वा विप्रतिपद्यते ॥ २३ ॥ ९८१**

**શબ્દાર્થ:—અપરોક્ષ પાષાણની બુદ્ધિ, પરોક્ષ ઈશ્વરબુદ્ધિને વિરોધ કરતી નથી. પ્રતિમા આદિકમાં અથવા વિષ્ણુપણામાં કયો શ્રદ્ધાલુ પુરૂષ વિવાદ કરે છે ? ૨૩.**

अश्रद्धालोरविश्वासोर्नोदाहरणमर्हति ।
श्रद्धालोरेव सर्वत्र वैदिकेष्वधिकारतः ॥ २४ ॥ ९८२

શબ્દાર્થ:—શ્રદ્ધાળુને જ બધે ઠેકાણે વૈદિક કર્મમાં અધિકાર છે માટે, અશ્રદ્ધાળુનું અને અવિશ્વાસુનું ઉદાહરણ યોગ્ય થતું નથી–યોગ્ય નથી. ૨૪.

सकृदाप्तोपदेशेन परोक्षज्ञानमुद्भवेत् ।
विष्णुमूर्त्युपदेशो हि न मीमांसामपेक्षते ॥ २५ ॥ ९८३

શબ્દાર્થ:—એક વાર યથાર્થ વક્તાના ઉપદેશવડે પરોક્ષ જ્ઞાન ઉપજે છે [ એ ખરૂં છે, કેમકે ] વિષ્ણુની મૂર્તિનો ઉપદેશ [ પરોક્ષ જ્ઞાન થવામાં ] વિચારની અપેક્ષા કરતો જ નથી. ( અર્થાત્ વિચાર વગર જ પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરે છે. ) ૨૫.

कर्मोपास्ती विचार्येते अनुष्ठेयाविनिर्णयात् ।
बहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः प्रभुर्नरः ॥ २६ ॥ ९८४

શબ્દાર્થ:—અનુષ્ઠાન કરવા યોગ્ય ( કર્મ અને ઉપાસના ) નો નિર્ણય નહિ હોવાથી કર્મ અને ઉપાસના [ શાસ્ત્રમાં ] વિચારાય છે–એમનો વિચાર કરીએ છીએ, [ કેમકે ] બહુ શાખાઓમાં ફેલાઈ રહેલ ( કર્મ અને ઉપાસના ) નો નિર્ણય કરવાને કયો માણસ સમર્થ [ છે ? કોઈ નથી ]. ૨૬.

વિવેચન:—પાછલા શ્લોકમાં બતાવ્યું કે યથાર્થ વક્તાના ઉપદેશથી વિચાર વિના પરોક્ષ જ્ઞાન થાય છે તો પછી શાસ્ત્રવિચારનો અવકાશ ક્યાં રહ્યો ? એવી શંકા લાવી તેના સમાધાનને માટે આ શ્લોક કહ્યો છે. ૨૬.

જો કર્મોપાસનાનો નિર્ણય જ નથી થયો તો તેઓની યોગ્યતાનો અભાવ પ્રાપ્ત થાય છે એ શંકાના સમાધાન માટે નીચેનો શ્લોક કહે છે.—

निर्णीतोऽर्थः कल्पसूत्रैर्ग्रथितस्तावताऽऽस्तिकः ।
विचारमंतरेणापि शक्तोऽनुष्ठातुमंजसा ॥ २७ ॥ ९८५

શબ્દાર્થ:—નિર્ણય કરેલા અર્થને કલ્પસૂત્રોવડે એકઠો કરેલો [ છે ], તેણે કરીને આસ્તિક (પુરૂષ), વિચાર વિના પણ અનુષ્ઠાન કરવાને તત્કાળ સમર્થ [થાય છે]. ૨૭.

વિવેચન:—જૈમિની આદિ પાછળના આચાર્યોએ અનુષ્ઠાનનો પ્રકાર [1] કલ્પસૂત્રોમાં એકઠો કર્યોછે તેથી તેમાં વિશ્વાસવાળા પુરૂષો કર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવાને સમર્થ થાયછે. ૨૭.

અત્ર શંકા થાય છે કે જૈમિની આચાર્યોએ તો કર્મનું અનુષ્ઠાન બતાવેલું છે ઉપાસનાનું બતાવ્યું નથી, માટે ઉપાસના કરનાર પુરૂષે શું કરવું તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

उपास्तीनामनुष्ठानमार्षग्रंथेषु वर्णितः ।
विचाराक्षममर्त्याश्च तच्छ्रुत्वोपासते गुरोः ॥ २८ ॥ ९८६

---

१ જૈમિની, આશ્વલાયન, આપસ્તંબ, બોધાયન, કાત્યાયન, વૈખાનસ, એ ઋષિઓએ વૈદિક કર્મના અનુષ્ઠાનના પ્રકાર જે ગ્રંથોમાં બતાવ્યા છે તેને કલ્પસૂત્ર કહે છે. આ ગ્રંથો વેદના ૭ અંગોમાંનું એક અંગ ગણાય છે.

શબ્દાર્થઃ—અને ઉપાસનાનું અનુષ્ઠાન આર્ષ ગ્રંથોમાં વર્ણવેલું [છે મા-ટે [વિચારમાં અસમર્થ પુરૂષો, તેને શ્રી ગુરૂથી સાંભળી ઉપાસના કરે. ૨૮.

વિવેચનઃ—બ્રહ્મદેવે અને મહામુનિ વશિષ્ઠે પોતપોતાના મંત્ર,કલ્પ નામના આર્ષ ગ્રંથોમાં ઉપાસનાના પ્રકાર વર્ણવેલા છે માટે તે તે કલ્પગ્રંથો શ્રી ગુરૂમુખથી જાણીને તેના અધિકારી પુરૂષોએ તેનું અનુષ્ઠાન કરવું એવો ભાવ છે. ૨૮.

वेदवाक्यादिनिर्णेतुमिच्छन् मीमांसतां जनः ।

आप्तोपदेशमात्रेण ह्यनुष्ठानं हि संभवेत् ॥ २९ ॥ ९८७

શબ્દાર્થઃ—વેદવાકયોનો નિર્ણય કરવાને ઇચ્છતો પુરૂષ [ભલે] વિચાર કરો [પરંતુ] આપ્ત પુરૂષના ઉપદેશ માત્રથી જ [ઉપાસનાનું] અનુષ્ઠાન સં-ભવે છે. (અર્થાત્ વેદવાકયોનો વિચાર કરવો, એ તો વિચાર કરનારની બુ-દ્ધિના સંતોષને માટે છે પણ અનુષ્ઠાનની સિદ્ધિને માટે નથી. અનુષ્ઠાનની સિદ્ધિ તો આપ્ત (શ્રી ગુરૂ) ના ઉપદેશ માત્રથી જ છે. ૨૯.

## ૨ વિચારથી અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિના કથન પૂર્વક તેના પ્રતિબંધનું કથન. ૯૮૮–૧૦૧૧.

### ૧ અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ વિચારથી છે. ૯૮૮–૯૯૫.

ब्रह्मसाक्षात्कृतिस्त्वेवं विचारेण विना नृणाम् ।

आप्तोपदेशमात्रेण न संभवति कुत्रचित् ॥ ३० ॥ ९८८

શબ્દાર્થઃ—એ પ્રકારે મનુષ્યને બ્રહ્મનો સાક્ષાત્કાર તો વિચાર વિના આપ્ત (પુરૂષ)ના ઉપદેશ માત્રથી કયાંઈ પણ સંભવતો નથી. (એ ૯૭૨ થી ૯૮૭ સુધીમાં બતાવ્યું છે). ૩૦

परोक्षज्ञानमश्रद्धा प्रतिबध्नाति नेतरत् ।

अविचारोऽपरोक्षस्य ज्ञानस्य प्रतिबंधकः ॥ ३१ ॥ ९८९

विचार्याप्यपरोक्षेण ब्रह्मात्मानं न वेत्ति चेत् ।

आपरोक्ष्यावसानत्वात् भूयो भूयो विचारयेत् ॥ ३२ ॥ ९९०

શબ્દાર્થઃ—પરોક્ષ જ્ઞાનને અશ્રદ્ધા, પ્રતિબંધ કરે છે. બીજો (અવિ-ચાર) નથી [ કરતો, પણ ] અવિચાર, અપરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધક [ છે ]. (૩૧). વિચારકરીને પણ જો [કોઈ પુરૂષ] અપરોક્ષ જ્ઞાનવડે બ્રહ્મરૂપ આ-ત્માને જાણતો નથી-(જાણે નહિ) તો [ વિચારની ] અપરોક્ષપણારૂપ અવ-સાનતા હોવાથી [તે] વારેવારે વિચાર કરે. ૩૨.

વિવેચનઃ—અશ્રદ્ધાની નિવૃત્તિ થઈ એટલે એક વારના આપ્તોપદેશથી જ પરોક્ષ જ્ઞાન થાય છે. પણ અવિચારરૂપ પ્રતિબંધવાળા અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ તો અવિચારની નિ-વૃત્તિ વગર થતી જ નથી. અર્થાત્ તેને માટે તો વિચાર જ કર્તવ્ય છે. વિચારવાથી પણ અપરોક્ષ જ્ઞાન થાય નહિ તો વારંવાર વિચાર કર્યા કરવા. 'તત્' અને 'ત્વં' પદના અર્થનો સારી રીતે વિચાર કર્યા છતાં પણ કોઈ મુમુક્ષુને બ્રહ્મ અને આત્માની એકતા રૂપ

અપરોક્ષ જ્ઞાન થાય નહિ તો તેણે વારંવાર વિચાર જ કર્યા કરવો, કેમકે બ્રહ્માત્માની એકતા કરવારૂપ અપરોક્ષ જ્ઞાનમાં વિચાર સિવાય બીજું કાંઈ સાધન નથી. ૩૧–૩૨.

**विचारयन्नामरणं नैवात्मानं लभेत चेत् ।**
**जन्मांतरे लभेतैव प्रतिबंधक्षये सति ॥ ३३ ॥ ९९१**

**શબ્દાર્થ:—મરણ પર્યંત વિચાર કરતો (પુરૂષ) જો આત્માને પામે જ નહિ તો બીજા જન્મમાં પ્રતિબંધનો ક્ષય થયે સતે પામે જ. ૩૩.**

**इह वाऽमुत्र वा विद्येत्येवं सूत्रकृतोदितम् ।**
**शृण्वन्तोऽप्यत्र बहवो यन्न विदुरिति श्रुतिः ॥ ३४ ॥ ९९२**

**શબ્દાર્થ:—'આ અથવા અન્ય જન્મમાં તત્ત્વજ્ઞાન [થાય છે]' એમ સૂત્રકારે કહેલું [છે. વળી' ઘણા] સાંભળનારા (પુરૂષો) પણ જે (આત્મા) ને આ જન્મમાં નથી જાણતા' એમ શ્રુતિ [પણ] છે. ૩૪.**

**વિવેચન:**—પ્રતિબંધનો ક્ષય જો જન્માંતરમાં થાય તો અપરોક્ષ જ્ઞાન જન્માંતરમાં થાય છે, એમ ઉપરના શ્લોકમાં બતાવ્યું છે તે કપોલકલ્પિત નથી, પણ સપ્રમાણ છે; તે આ શ્લોકથી બતાવે છે. બ્રહ્મસૂત્રના કર્તા શ્રી **વ્યાસ ભગવાને** ऐहिकमप्यप्रस्तुतप्रतिबंधे तद्दर्शनात् 'આ પ્રસ્તુત પ્રતિબંધ સતે આ જન્મમાં પણ વિદ્યાનો જન્મ થાય છે એમ શ્રુતિસ્મૃતિમાં દેખાડ્યું છે માટે' આ [1] સૂત્રમાં પ્રતિબંધ ન હોય તો તત્ત્વવિદ્યા આ જન્મમાં ઉપજે છે પણ હોય તો બીજા જન્મમાં થાય છે એમ બતાવ્યું છે. વળી આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં એ જ અર્થની શ્રુતિ બતાવે છે. આથી પ્રતિબંધ ક્ષય થતાં અપરોક્ષ જ્ઞાન થાય છે એ વાત સિદ્ધ છે. ૩૪.

**गर्भ एव शयानः सन् वामदेवोऽवबुद्धवान् ।**
**पूर्वाभ्यस्तविचारेण यद्वदध्ययनादिषु ॥ ३५ ॥ ९९४**
**बहुवारमधीतेऽपि यदा नाऽऽयाति चेत्पुनः ।**
**दिनांतरेऽनधीत्यैव पूर्वाधीतं स्मरेत् पुमान् ॥ ३६ ॥ ९९३**

**શબ્દાર્થ:—જેમ અધ્યયન આદિકમાં [તેમ] ગર્ભમાં જ વાસ કરતા સતા વામદેવ ઋષિ પૂર્વના અભ્યાસના વિચારવડે જાણતા હતા. (૩૫). બહુવાર અધ્યયન કર્યા છતાં પણ જો [વેદપાઠ] નથી પામતો તો પુરૂષ બીજે દિવસે નહિ ભણીને જ પૂર્વે ભણેલું સંભારે છે. ૩૬.**

**વિવેચન:**—આ જન્મમાં શ્રવણાદિક કરનાર મુમુક્ષુને જન્માંતરમાં અપરોક્ષ જ્ઞાન થાય છે એના સંબંધમાં गर्भे नु सन्नन्वेषाम वेदमहं देवानां जनिमानि विश्व 'ગર્ભમાં વસતા **વામદેવ** ઋષિ પછી સર્વ દેવની ઉત્પત્તિ આદિને 'હું જાણું છું' એમ જાણતા હવા' એ શ્રુતિનો અર્થ આ શ્લોકથી પ્રગટ કરે છે. વિદ્યાર્થીઓને એવો અનુભવ થએલો હશે જ કે એક દિવસનો પાઠ ઘણીવાર ગોખ્યા છતાં તે, તે દિવસે યાદ થતો નથી પણ બીજે દિવસે સ્મરણ માત્રથી તે મોઢે થઈ ગએલો હોય એમ માલમ પડે છે, તેમ આ જન્મમાં શ્રવ-

[1] શારીરસૂત્ર ત્રીજો અધ્યાય. ચોથું પાદ. ૫૧ મું સૂત્ર.

ણાદિકનો અભ્યાસ કર્યા છતાં અપરોક્ષ જ્ઞાન ન થાય તો તે આવતા જન્મમાં પોતાની જ મેળે સ્ફુરી આવે છે અને તેથી કૈવલ્ય સુખ અનુભવાય છે. ભગવાન્ **વામદેવ** ઋષિને એ-મ પૂર્વાભ્યાસના સ્ફુરણથી જ જ્ઞાન થયું છે. આને લગતાં **જડભરતા**દિકનાં પુરાણોક્ત દૃષ્ટાંતો પણ સુપ્રસિદ્ધ જ છે. ૩૫ ૩૬.

**कालेन परिपच्यंते कृषिदर्भादयो यथा ।**
**तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ॥ ३७ ॥ ९९५**

**શબ્દાર્થ:—જેમ કૃષિદર્ભ આદિ કાળવડે પાકે છે—ફળવાળાં થાય છે, તેમ આત્માના વિચાર પણ ધીરેથી કાળવડે ફળવાન્ થાય છે. ૩૭.**

### ૨ અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં ત્રણ પ્રકારનો પ્રતિબંધ છે તેનું કથન. ૯૯૬–૧૦૧૧.

**पुनः पुनर्विचारेऽपि त्रिविधप्रतिबंधतः ।**
**न वेत्ति तत्त्वमित्येतत् वार्त्तिके सम्यगीरितम् ॥ ३८॥ ९९६**

શબ્દાર્થ:—[ એ પ્રકારે ] ફરી ફરીને વિચાર કર્યે સતે પણ [પુરૂષ] ત્રણ **પ્રકારના બંધથી તત્ત્વને નથી જાણતો. આ અર્થ વાર્ત્તિક ગ્રંથમાં સારી રીતે કહેલો છે. ૩૮.**

નીચેના ૯૯૭ થી ૧૦૦૩ સુધીના વાર્ત્તિકના શ્લોકો ગ્રંથકર્ત્તા ઉદાહરણ તરીકે અત્રે લઇ બતાવે છે.—

**कुतस्तज्ज्ञानमिति चेत् तद्धि बंधपरिक्षयात् ।**
**असावपि च भूतो वा भावी वा वर्त्ततेऽथवा ॥ ३९ ॥ ९९७**

શબ્દાર્થ:—તે (પૂર્વ જન્મમાં નહિ ઉપજેલું) જ્ઞાન ક્યાંથી [ થાય છે ] એ પ્રકારે જો [કહે] તો તે (જ્ઞાન) પ્રતિબંધના ક્ષયથીજ [થાય છે] અને આ **(પ્રતિબંધ) પણ ભૂત, ભાવી અથવા વર્ત્તમાન [છે]. ૩૯.**

**अधीतवेदवेदार्थोऽप्यत एव न मुच्यते ।**
**हिरण्यनिधिदृष्टांतादिदमेव हि दर्शितम् ॥ ४० ॥ ९९८**

શબ્દાર્થ:—વેદ અને વેદના અર્થનું જેણે અધ્યયન કર્યું છે એવો પુરૂષ **પણ એટલા માટે (પ્રતિબંધ હોવાથી) મુક્ત થતો નથી. [ ભગવતી શ્રુતિએ ] હિરણ્યનિધિના દૃષ્ટાંતથી આ અર્થને જ દેખાડેલો [છે]. ૪૦.**

**વિવેચન:—**જો પ્રતિબંધ હોય તો જ્ઞાન ઉત્પન્ન થતું જ નથી. हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरतो न विंदेयुः एवमेवेमाः सर्वाः प्रजाः अहरहर्ब्रह्मलोकं गच्छंत्यएतं ब्रह्मलोकं न विंदंत्यनृतेन हि प्रत्यूढाः ' પૃથ્વીમાં સુવર્ણરૂપ દ્રવ્યને દાટેલું હોય પણ તે હિરણ્યનિધિયુક્ત ખેતરને નહિ જાણનારા પુરૂષ તેની ઉપર ઉપર ચાલતા સતા તેને પામતા નથી તેમ જ આ સર્વ પ્રજા ( જીવો ) પ્રતિદિન ( નિદ્રાસુષુપ્તિમાં ) બ્રહ્મલોકને પામે છે પણ તેઓ અનૃત ( પ્રતિબંધ ) વડે પ્રતિબંધિત છે માટે બ્રહ્મ લોકને પામતા નથી ' આ શ્રુતિ પ્રતિબંધ હોય ત્યાં સુધીમાં જ્ઞાનોત્પત્તિ નથી એમ જ બતાવે છે. ૪૦.

अतीतेनाऽपि महिषीस्नेहेन प्रतिबंधतः ।
भिक्षुस्तत्त्वं न वेदेति गाथा लोके प्रगीयते ॥ ४१ ॥ ९९९

**શબ્દાર્થઃ—પાછલા કાળના ભેંસના સ્નેહવડે [ થયેલા ] પ્રતિબંધથી સન્યાસી તત્ત્વને જાણતો નહોતો એ પ્રકારની દંતકથા લોકમાં ગવાય છે. ૪૧.**

**વિવેચનઃ**—ગયેલી વસ્તુને પણ પ્રતિબંધ કરવાપણું છે એવું જોવામાં આવ્યું નથી; અર્થાત્ **ભૂત પ્રતિબંધ** ક્યાંઈ જાણ્યો નથી. એ શંકાના સમાધાન માટે આ શ્લોકથી લોકમાં ચાલતી વાતના કથનરૂપ **ભૂત પ્રતિબંધ** બતાવે છે. ' કોઈ સન્યાસી પોતાની ગૃહસ્થદશામાં પોતે પાળેલી ભેંસઉપર બહુ પ્રીતિ રાખતો હતો. કાળ વીતતાં સન્યાસી થઈ શ્રવણમાં જોડાયો, પણ પાછલા ભેંસઉપરના સ્નેહને લીધે ઉત્પન્ન થએલા પ્રતિબંધથી ગુરૂએ ઉપદેશ કરેલું તત્ત્વ જાણી શકતો ન હોતો. ' આવી ગાથા લોકમાં કહેવાય છે. જોકે પુરાણોમાં તે ક્યાંઈ જોવામાં આવતી નથી તોપણ. ૪૧.

આ ભૂત પ્રતિબંધવાળા સન્યાસીને તત્ત્વ કેમ ઉત્પન્ન થયું તે નીચે બતાવે છે.—

अनुसृत्य गुरुः स्नेहं महिष्यां तत्त्वमुक्तवान् ।
ततो यथावद्वेदैष प्रतिबंधस्य संक्षयात् ॥ ४२ ॥ १०००

**શબ્દાર્થઃ—શ્રીગુરૂ, સ્નેહને અનુસરીને ભેંસમાં તત્ત્વ કહેતા હવા; તેથી આ ( સન્યાસી ), પ્રતિબંધના ક્ષયથી [ તત્ત્વને ] જેવી રીતે જાણવું જોઇએ તેવી રીતે જાણતો હવો. ૪૨.**

**વિવેચનઃ**—પછી તે સન્યાસીએ પોતાની પૂર્વ અવસ્થાનો ભેંસનો સ્નેહ જે પ્રતિબંધરૂપ હતો તે પોતાને તત્ત્વનો ઉપદેશ કરનાર **શ્રીગુરૂ** પાસે કહી બતાવ્યો. **શ્રીગુરૂએ** તે જાણીને તેને તેના સ્નેહને અનુસરીને ભેંસમાં જ ભેંસરૂપ ઉપાધિવાળા બ્રહ્મનો ઉપદેશ કર્યો, જેથી તે સન્યાસી, ભેંસના સ્મરણરૂપ પ્રતિબંધના નાશવડે **શ્રીગુરૂએ** કહેલ તત્ત્વને શાસ્ત્રોક્ત રીતે જાણતો થયો. ૪૨.

ભૂત પ્રતિબંધ કહીને હવે **વર્ત્તમાન** પ્રતિબંધ બતાવે છે.—

प्रतिबंधो वर्त्तमानो विषयाऽऽसक्तिलक्षणः ।
प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥ ४३ ॥ १००१

**શબ્દાર્થઃ—વર્ત્તમાન પ્રતિબંધ; વિષયાસક્તિરૂપ, બુદ્ધિની મંદતા, કુતર્ક અને વિપર્યય—દુરાગ્રહ [ એમ ચાર પ્રકારનો છે ]. ૪૩.**

**વિવેચનઃ**—ઇંદ્રિયોના વિષયોમાં ચિત્તનો પ્રેમ રહે તે **વિષયાસક્તિરૂપ** પહેલો; બુદ્ધિની મંદતા અર્થાત્ તીક્ષ્ણતાનો અભાવ તે **પ્રજ્ઞામાંદ્ય,** એ બીજો; શુષ્કતર્કવડે ભગવતી શ્રુતિના અર્થમાં અયથાર્થ ઉહનો નિક્ષેપ અર્થાત્ **કુતર્ક** એ ત્રીજો; અને આત્મામાં કર્ત્તાપણું આદિ ધર્મવાળા જ્ઞાનના નિક્ષેપમાં દુરાગ્રહ તે **વિપર્યય—દુરાગ્રહ** એ ચોથો; એમ ચાર પ્રકારનો **વર્ત્તમાનપ્રતિબંધ** છે. એ ચારમાંનો એક પણ પ્રતિબંધ હોય તો અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય નહિ. ૪૩.

**शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।**
**नीतेऽस्मिन् प्रतिबंधेऽतः स्वस्य ब्रह्मत्वमश्नुते ॥४४॥ १००२**

**શબ્દાર્થ:—શમાદિ અને શ્રવણાદિ ત્યાં ત્યાં[ નાં ] ઉચિત સાધનોવડે આ(પ્રતિબંધ)ક્ષય પામે સતે, આથી [ પુરૂષ ] પોતાના બ્રહ્મભાવને પામે છે. ૪૪.**

**વિવેચન:**—ઉપર બતાવેલ વર્તમાન પ્રતિબંધની નિવૃત્તિ કયા ઉપાયોવડે થાય છે તે બતાવે છે. शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वा 'શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાહિત ચિત્તવાળો થઇને' આ શ્રુતિમાં શમદમાદિનો, તથા श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः 'આત્મા શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય અને નિદિધ્યાસન કરવા યોગ્ય છે' આ શ્રુતિમાં બતાવેલ શ્રવણાદિનો, ઉપર ચાર પ્રકારનો વર્તમાન પ્રતિબંધ બતાવ્યોછે તેમાં, જ્યાં જ્યાં યોગ કરવો ઉચિત લાગે ત્યાં ત્યાં યોગ કરવાથી તેનો નાશ થાય છે. પ્રતિબંધનો નાશ થવાથી પોતાના ( પ્રત્યગાત્માના ) બ્રહ્મભાવને પુરૂષ પામે છે. ૪૪.

**आगामिप्रतिबंधश्च वामदेवे समीरितः ।**
**एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मनि ॥ ४५ ॥ १००३**

**શબ્દાર્થ:—અને ભાવીપ્રતિબંધ વામદેવ ઋષિમાં કહેલો [છે. તે, વામદેવનો ] એક જન્મવડે [અને] ભરતનો ત્રણ જન્મમાં ક્ષીણ પામ્યો [છે].૪૫.**

**વિવેચન:**—હવે **ભાવી પ્રતિબંધ** અને તેનો નાશ બતાવે છે. નિર્માણ થઈ રહેલાં પ્રારબ્ધ ભોગવાતાં બાકી રહી જાય ત્યારે તે જન્માંતરના હેતુરૂપ થાય છે. એ જ **ભાવી પ્રતિબંધ.** પ્રારબ્ધશેષ જ્યાંસુધી ભોગવાઇ રહ્યો નથી ત્યાંસુધીમાં ભાવી પ્રતિબંધ નાશ પામતો નથી. **વામદેવ** ઋષિનો ભાવીપ્રતિબંધ એક જન્મે અને **ભરતનો** ત્રણ જન્મે નાશ પામ્યો છે. ૪૫.

**योगभ्रष्टस्य गीतायामतीते बहुजन्मनि ।**
**प्रतिबंधक्षयः प्रोक्तो न विचारोऽप्यनर्थकः ॥ ४६ ॥ १००४**

**શબ્દાર્થ:—ગીતામાં યોગભ્રષ્ટના પ્રતિબંધનો ક્ષય બહુ જન્મ ગયે સતે કહેલો [છે] પણ [ તેથી ] વિચાર, અનર્થ નથી થતો. ૪૬.**

પાછલા શ્લોકમાં 'એક જન્મ અથવા ત્રણ જન્મવડે ભાવી પ્રતિબંધ નાશ પામે છે' એમ બતાવ્યું છે; એ જ વાત શ્રીમદ્ ભગવદ્ગીતામાં છઠ્ઠા અધ્યાયના ૪૧ થી ૪૫ શ્લોક સુધીમાં બતાવેલ છે. એ શ્લોકોમાં થોડો ફેરફાર કરી પંચદશીકાર અત્ર તે ઉદાહરણરૂપે નીચે લઇ બતાવે છે.—

**प्राप्य पुण्यकृताँल्लोकानात्मतत्त्वविचारतः ।**
**शुचीनां श्रीमतां गेहे साभिलाषोऽभिजायते ॥४७॥ १००५**

**શબ્દાર્થ:—[ યોગભ્રષ્ટ પુરૂષ ] આત્મતત્ત્વના વિચારથી પુણ્ય કરનારના લોકને પામીને [ પછી ] અભિલાષાવાળો સતો તે પવિત્ર અને ધનવાનના ઘરમાં ઉત્પન્ન થાય છે. ૪૭.**

**વિવેચનઃ**—યોગભ્રષ્ટ પુરૂષ, પોતે કરેલા આત્મતત્ત્વના વિચારના બળથી પુણ્ય કરનારના લોકને એટલે સ્વર્ગ વિશેષને પામી ત્યાં ઘણા કાળ સુધી સુખ ભોગવી–સુખનો અનુભવ કરી તે ભોગના અંતમાં જો તેને આ મર્ત્ય લોકના ભોગની ઇચ્છા થાય, તો પછી તે મા અને બાપનું કુળ પવિત્ર હોય એવા શ્રીમાનના કુળમાં જન્મ લે છે. ૪૭.

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**

**निस्पृहो ब्रह्मतत्त्वस्य विचारात्तद्धि दुर्लभम् ॥ ४८॥** १००६

**શબ્દાર્થઃ—અથવા નિસ્પૃહ ( એવો તે યોગભ્રષ્ટ પુરૂષ ), બ્રહ્મતત્ત્વના વિચારથી બુદ્ધિમાન્ એવા યોગીના જ કુળમાં થાય છે–જન્મે છે [ જેથી ] તે જન્મ દુર્લભ છે. ૪૮.**

**વિવેચનઃ**—પાછળ બતાવેલો યોગભ્રષ્ટ પુરૂષ નિસ્પૃહ હોય, અર્થાત્ પોતાની મેળે જ અતિ વિરક્ત હોય તો સર્વ સુખનો અનુભવ કરીને પછી તે આત્મતત્ત્વના નિશ્ચયનો વિચાર કરનાર એવા ચિત્તની એકાગ્રતાવાળા યોગી પુરૂષના કુળમાં ઉત્પન્ન થાય છે. આવો યોગીના કુળમાં જન્મ થવો એ અતિશય પુણ્યની જ નિશાની છે, એટલો પાછળ બતાવેલા પક્ષ સાથે આમાં ભેદ છે. ૪૮.

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**

**यतते च ततो भूयस्तस्मादेतद्धि दुर्लभम् ॥ ४९ ॥** १००७

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**

**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ५० ॥** १००८

**ब्रह्मलोकाभिवांच्छायां सम्यक् सत्यां निरुध्य ताम् ।**

**विचारयेद्य आत्मानं नतु साक्षात् करोत्ययम् ॥५१॥** १००९

**શબ્દાર્થઃ—[જેથી] ત્યાં ( તે જન્મમાં ) પૂર્વ દેહમાં થયેલા તે બુદ્ધિના સંયોગને [તે] પામે છે અને તેથી વધારે મહેનત કરે છે. તેટલા માટે આ (જન્મ) દુર્લભ [છે]. (૪૯). તે (યોગભ્રષ્ટ) પરવશ સતો પણ તે પૂર્વ જન્મના અભ્યાસવડે જ આકર્ષાય છે. [એમ] અનેક જન્મમાં સારી રીતે સિદ્ધ થએલો તેથી પરગતિ પામે છે. (૫૦). સારી રીતે બ્રહ્મલોકની ઇચ્છા સતે તેનો નિરોધ કરીને જે (પુરૂષ) આત્માને વિચારે [તે] આ પુરૂષ, (તેને તો ) સાક્ષાત્કાર કરતો નથી. ( અર્થાત્ બ્રહ્મલોક પ્રાપ્તિ કરવાની જેને સારી રીતે ઇચ્છા હોય તે જિજ્ઞાસુ, પોતાની તે ઇચ્છાને દાબી દઇને પણ તત્ત્વનો વિચાર કરે તો આત્માનો સાક્ષાત્કાર થતો નથી એવો ભાવ છે ). ૫૧.**

*** 'वेदांतविज्ञानसुनिश्चितार्थो' इति शास्त्रतः ।**

**ब्रह्मलोके स कल्पांते ब्रह्मणा सह मुच्यते ॥ ५२ ॥ १०१०**

* મુંડકોપનિષદ્‌માં ત્રીજા મુંડકના બીજા ખંડની ૬ ઠ્ઠી શ્રુતિ જુઓ.

**શબ્દાર્થ:—'જેણે વેદાંતના વિજ્ઞાનવડે અર્થનો સારી રીતે નિશ્ચય કરેલો છે એવા (યતિઓ)' આ શ્રુતિથી તે (પુરૂષ) બ્રહ્મલોકમાં કલ્પના અંતમાં બ્રહ્માની સાથે મૂકાય છે. ૫૨.**

**વિવેચન:—**જો બ્રહ્મલોકની સબળ ઇચ્છાવાળાને જ્ઞાન ઉદય પામતું નથી એમ હોય તો પછી તેની કોઈ કાળે મુક્તિ જ સંભવતી નથી એમ સમજવું નહિ. वेदांतविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्वाः । ते ब्रह्मलोके तु परांतकाले परामृताः परिमुच्यंति सर्वे 'વેદાંતના વિજ્ઞાનવડે સારી રીતે નિશ્ચય કર્યો છે અર્થ જેમણે એવા અને સન્યાસયોગથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે એવા યતિઓ બ્રહ્મલોકમાં બ્રહ્માના અંતમાં જ્ઞાન વડે મુક્તિ પામે છે' આ શ્રુતિ પ્રમાણે તથા ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यांते कृतात्मानः प्रविशंति परं पदम् ॥ 'એ સર્વે યતિઓ પ્રલયકાળ પ્રાપ્ત થતાં-બ્રહ્માનો અંત આવતાં બ્રહ્માની સાથે શુદ્ધ આત્માવાળા થઇને પરમ પદમાં પ્રવેશ કરે છે' એ શાસ્ત્રવાક્યથી બ્રહ્મલોક પામેલા પુરૂષો બ્રહ્માના અંત સાથે મોક્ષ પામે છે. ૫૨.

**केषांचित् स विचारोऽपि कर्मणा प्रतिबध्यते ।**
*** 'श्रवणायाऽपि बहुभिर्यो न लभ्य' इति श्रुतेः॥५३॥ १०११**

**શબ્દાર્થ:—'ઘણા (પુરૂષો) એ જે આત્મા સાંભળવાને પણ ન મેળવી શકાય તેવો છે' એ પ્રકારની શ્રુતિથી કેટલાક પુરૂષોને [તો] તે વિચાર પણ [પોતાનાં] કર્મો (તીવ્ર પાપો)વડે પ્રતિબંધ પામે છે. ૫૩.**

**વિવેચન:—**એ પ્રમાણે તત્ત્વવિચાર કર્યા છતાં પણ પ્રતિબંધની હયાતી હોવાથી આ જન્મમાં સાક્ષાત્કાર થતો નથી એટલું જ નથી, પણ જેઓ તીવ્ર પાપવાળા છે એવા કેટલાક પુરૂષોને તો એ તત્ત્વવિચાર પણ દુર્લભ છે. આ ધારણાને આધાર આપવા સારૂ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં શ્રુતિવાક્ય લઈ બતાવે છે. ૫૩.

## ૩ નિર્ગુણ ઉપાસનાના સંભવ અને પ્રકાર પૂર્વક બોધ અને ઉપાસનાની વિલક્ષણતા. ૧૦૧૨–૧૦૪૩.

### ૧ જ્ઞાનની પેઠે નિર્ગુણ ઉપાસનાનો સંભવ અને પ્રકાર. ૧૦૧૨–૧૦૩૧.

**अत्यंतबुद्धिमांद्याद्वा सामग्र्या वाऽप्यसंभवात् ।**
**यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् ॥ ५४ ॥ १०१२**

**શબ્દાર્થ:—અત્યંત બુદ્ધિમાંદ્યથી અથવા વિચારની સામગ્રીના અસંભવથી પણ જે (પુરૂષ) વિચાર નથી પામતો-(નથી કરી શકતો) તે (પુરૂષ) નિરંતર બ્રહ્મને ઉપાસે-ચિંતવે છે. ૫૪.**

**વિવેચન:—**પાછળ ૯૯૬ થી ૧૦૧૧ સુધીમાં પ્રતિબંધ હોય ત્યાં લગી તત્ત્વનો સાક્ષાત્કાર અને તેનો સાધનભૂત વિચાર સંભવતો નથી એમ બતાવ્યું. હવે તત્ત્વ સંબંધી વિચાર કરવાને અસમર્થ તથા મોક્ષરૂપ પુરૂષાર્થની ઇચ્છા જેને છે એવા પુરૂષોએ શું કરવું એમ પૂછવાની ઇચ્છા થતાં પાછળ विचाराक्षममत्यांश्च तच्छुत्वोपासते गुरोः 'વિચાર ક-

* કઠોપનિષદ્ બીજી વલ્લીનો ૭ મો મંત્ર જુઓ.

રવામાં અશક્ત પુરૂષો તે ઉપાસનાને ગુરૂ પાસેથી સાંભળીને કરે' એમ ૯૮૬ મા શ્લોક-માં પ્રતિજ્ઞા કરી છે, તેને અત્ર સંભારે છે. તત્ત્વનો વિચાર કરવા જેટલી જેનામાં બુદ્ધિ ન હોય એવા, અથવા બુદ્ધિ હોય તોપણ જેને તત્ત્વવિચારનો ઉપદેશ કરનાર **શ્રીગુરૂ** મ-ળ્યા ન હોય એવા, અથવા અધ્યાત્મશાસ્ત્ર કે દેશકાળની અનુકૂળતારૂપ તત્ત્વવિચારનાં જેને સાધનો ન હોય એવા પુરૂષોએ બ્રહ્મની ઉપાસના નિરંતર કરવી. ૫૪.

**निर्गुणब्रह्मतत्त्वस्य न ह्युपास्तेरसंभवः ।**
**सगुणब्रह्मणीवात्र प्रत्ययाऽऽवृत्तिसंभवात् ॥ ५५ ॥ १०१३**

**શબ્દાર્થ:—સગુણ બ્રહ્મમાં જેમ વૃત્તિની આવૃત્તિનો સંભવ હોવાથી [ ઉપાસનાનો અસંભવ નથી તેમ ] અહિંયાં નિર્ગુણબ્રહ્મતત્ત્વની ઉપાસના-નો [પણ] અસંભવ નથી: ૫૫.**

**વિવેચન:**—નિર્ગુણ બ્રહ્મતત્ત્વ ગુણરહિત હોવાથી તેની ઉપાસના ઘટતી નથી, આ-વી શંકાના સમાધાનને માટે આ શ્લોકનું કથન છે. સગુણ બ્રહ્મમાં જેમ વૃત્તિઓની આ-વૃત્તિ હોવાથી તેની ઉપાસના થઈ શકે છે તેમ નિર્ગુણ બ્રહ્મમાં પણ વૃત્તિઓની આવૃત્તિનો સંભવ છે. આથી કરીને નિર્ગુણ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ ઘટે છે એવો ભાવ છે. ૫૫.

**अवाङ्मनसगम्यं तन् नोपास्यमिति चेत् तदा ।**
**अवाङ्मनसगम्यस्य वेदनं न च संभवेत् ॥ ५६ ॥ १०१४**

**શબ્દાર્થ:—વાણી અને મનવડે અગમ્ય એવું તે ( બ્રહ્મ ) ઉપાસનાં કરવા યોગ્ય નથી એમ જો [ કહે ] તો વાણી અને મનવડે અગમ્ય એવા ( બ્રહ્મ ) નું જાણવું પણ સંભવે નહિ. ( અર્થાત્ ઉપાસનામાં અને જ્ઞાનમાં સમાન દોષ છે એવો ભાવ. ) ૫૬.**

**वागाद्यगोचराऽऽकारमित्येवं यदि वेत्त्यसौ ।**
**वागाद्यगोचराऽऽकारमित्युपासीत नो कुतः ॥५७ ॥ १०१५**

**શબ્દાર્થ:—આ (પુરૂષ) વાણી આદિથી અગોચર આકારવાળા (બ્રહ્મ) ને જાણે છે [તો તે] વાણી આદિથી અગોચર સ્વરૂપવાળું [છે] એમ શા માટે ઉપાસના ન કરે? (અર્થાત્ બ્રહ્મ વાણી અને મનથી અગોચર છે એમ જાણે છે તો તેવી જ રીતે ઉપાસે એવો ભાવ). ૫૭.**

**सगुणत्वमुपास्यत्वाद्यदि वेद्यत्वतोऽपि तत् ।**
**वेद्यं चेल्लक्षणावृत्त्या लक्षणं समुपास्यताम् ॥ ५८ ॥ १०१६**

**શબ્દાર્થ:—જો [બ્રહ્મના] ઉપાસ્યપણાથી સગુણપણું [ થાય છે તો ] વેદ્યત્વથી પણ તે ( સગુણપણું ) [ થાય છે ]. જો લક્ષણાવૃત્તિવડે વેદ્ય [ છે એમ કહે ] તો લક્ષણ ( રૂપ બ્રહ્મ) ને ઉપાસો. ૫૮.**

**ब्रह्म विद्धि तदेवत्वं न त्विदं यदुपासते ।**
**इति श्रुतेरुपास्यत्वं निषिद्धं ब्रह्मणो यदि ॥ ५९ ॥ १०१७**

विदितादन्यदेवेति श्रुतेर्वेद्यत्वमस्य न ।
यथाश्रुत्यैव वेद्यं चेत्तथाश्रुत्याप्युपास्यताम् ॥ ६० ॥ १०१८

**શબ્દાર્થઃ—**તેને જ તું બ્રહ્મ જાણ પણ જે આને ઉપાસે છે [ તેને ] નહિ [ જાણ]; એ પ્રકારની શ્રુતિથી બ્રહ્મનું ઉપાસ્યપણું નિષિદ્ધ કરેલું [છે એમ] જો [ કહેતો ], ( ૫૯. ) ‘ જાણેલાથી જૂદું જ [ છે ] ’ એ પ્રકારની શ્રુતિથી આ ( બ્રહ્મ ) નું વેદ્યપણું [ શું ] નથી નિષેધ કર્યું ? યથાશ્રુતિવડે ( શ્રુતિ અનુસાર ) [ બ્રહ્મ ] વેદ્ય [ તો છે એમ ] જો [ કહે ] તો શ્રુતિવડે ઉપાસના પણ કરો. ૬૦.

**વિવેચનઃ—*** यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ‘ જે મનવડે વિચારી શકાતું નથી પણ જેણે મનનું મનન કર્યું છે એમ વિદ્વાનો કહે છે તેને જ તું બ્રહ્મ જાણ જે આને લોકો ઉપાસે છે તેને બ્રહ્મ ન જાણ ’ આ શ્રુતિ ઉપાસ્ય વસ્તુનું બ્રહ્મપણું નિષેધ કરી બતાવે છે, અત્ર એમ સમજવાનું છે કે તું બ્રહ્મને વાણી અને મનવડે અગમ્ય ( વાણી અને મનનો અવિષય ) છે એમ માને છે તેમ જ માન, પણ આ લોકો જેને ઉપાસે છે તેને બ્રહ્મ ન જાણ એવો ભાવ છે. વળી જેમ બ્રહ્મનું ઉપાસ્યપણું શ્રુતિથી નિષેધ કરાયું છે તેમ જ તેનું વેદ્યત્વ પણ નીચેની શ્રુતિથી નિષેધ કરાયું છે એમ સિદ્ધાંતી કહે છે. *अन्यदेव तद्विदितादथो अविदितादधि ‘ તે બ્રહ્મ જાણેલાથી જૂદું છે અને નહિ જાણેલાથી ( પણ ) જૂદું છે ’ આથી કરીને જ્ઞાનના અને અજ્ઞાનના વિષયથી બ્રહ્મ જૂદું છે એમ બતાવ્યું છે તો ઉપાસનામાં પણ તે સમાન જ છે, એટલે કે શ્રુતિથી બ્રહ્મ જે પ્રકારે વેદ્ય છે તે જ પ્રમાણે ઉપાસ્ય પણ છે. અર્થાત્ શ્રુતિથી બ્રહ્મને જેમ જાણો તેમ ઉપાસો એવો ભાવ. ૫૯–૬૦.

अवास्तवी वेद्यता चेदुपास्यत्वं तथा न किम् ।
वृत्तिव्याप्तिर्वेद्यता चेदुपास्यत्वेऽपि तत् समम् ॥६१॥ १०१९

**શબ્દાર્થઃ—**[ બ્રહ્મની ] વેદ્યતા અવાસ્તવ [ છે ] એમ જો [ કહે ] તો ઉપાસ્યપણું [ પણ ] તે પ્રમાણે [ અવાસ્તવ ] કેમ નહિ ? ( અર્થાત્ ઉપાસ્યપણું પણ અવાસ્તવ છે.) વેદ્યતા વૃત્તિની વિષયતારૂપ છે એમ જો [ કહે ] તો ઉપાસ્યપણામાં પણ તે ( વૃત્તિ વ્યાપ્તતા ) સમાન [ જ છે ]. ( કહેવાનો ભાવ એવો છે કે, જ્ઞાનપક્ષમાં વૃત્તિની જેવી બ્રહ્માકારતા છે તેવી જ બ્રહ્માકારતા ઉપાસનામાં પણ છે ). ૬૧.

का ते भक्तिरुपास्तौ चेत् कस्ते द्वेषस्तदीरय ।
मानाभावो न वाच्योऽस्यां बहुश्रुतिषु दर्शनात् ॥६२॥ १०२०

**શબ્દાર્થઃ—**[હે સિદ્ધાંતી! ] ઉપાસનામાં તારી શી [ આવડી ] પ્રીતિ [ છે ]? એમ જો [ કહે ] તો સિદ્ધાંતી પૂછે છે કે હે વાદી!] તારો [ તેમાં ] શો દ્વેષ છે તે કહે ? બહુ શ્રુતિઓમાં [ આનું પ્રમાણ ] દેખવાથી આ (નિર્ગુણ ઉપાસના) માં પ્રમાણનો અભાવ [છે એમ] કહેવાને યોગ્ય નથી. ૬૨.

---

* કેનોપનિષદ્ પ્રથમખંડ શ્રુતિ ૫ મી જુઓ.

* કેનોપનિષદ્ ખંડ પહેલાની ૩ જી શ્રુતિ જુઓ.

उत्तरास्मिन् तापनीये शैब्यप्रश्नेऽथ काठके ।
मांडूक्यादौ च सर्वत्र निर्गुणोपास्तिरीरिता ॥६३॥ १०२१

**શબ્દાર્થઃ—ઉત્તરતાપનીય ( ઉપનિષદ્ ) માં, શૈબ્યના પ્રશ્નમાં, કઠવલ્લીમાં અને માંડૂક્ય આદિ ( ઉપનિષદો ) માં તથા ( બીજે ) બધે નિર્ગુણ ( બ્રહ્મ ) ની ઉપાસના કહેલી [ છે ]. ૬૩.**

**વિવેચનઃ**—પાછલા શ્લોકમાં બતાવ્યું છે કે ઘણી શ્રુતિઓ નિર્ગુણ ઉપાસના બતાવે છે. એ શ્રુતિઓ ક્યાં ક્યાં છે તે આ શ્લોકથી બતાવે છે. देवा ह वै प्रजापतिमब्रुवन्नणोरणीयांसमिममात्मानमोंकारं नो व्याचक्ष्व ' દેવો, પ્રજાપતિ બ્રહ્મદેવને કહેતા હવા કે અતિ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ એવો ૐકારરૂપ આત્મા અમને કહો ' એ ઉત્તરતાપનીય ઉપનિષદ્‌ની શ્રુતિથી, તથા પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્ય મુનીના यः पुनरेतं त्रिमात्रेणोमित्यनेनैवाक्षरेण परंपुरुषमभिध्यायीत ' જે પુરૂષ વળી અકાર, ઉકાર અને મકાર એમ ત્રણ માત્રાવાળા ૐકારવડે પરપુરૂષનું ધ્યાન કરે છે ' ઇત્યાદિ પ્રશ્નરૂપ વાક્યવડે, અને કઠવલ્લીમાં सर्वे वेदा यत्पदमामनंति ' સર્વે વેદ જેના સ્વરૂપને કહે છે ' એ વાક્યથી આરંભી एतद्ध्येवाक्षरं ब्रह्म एतदालंबनं श्रेष्ठं ' આ અક્ષર ( ૐકાર જ ) બ્રહ્મ ' ' એ જ આલંબન ઉત્તમ છે ' ઇત્યાદિ વાક્યોવડે તથા ओमित्येतदक्षरमिदं सर्वं ' ૐ એ અક્ષર જ સર્વ ' ઇત્યાદિ માંડૂક્ય ઉપનિષદ્‌માં પણ ૐકારરૂપ ત્રણ અવસ્થાથી અતીત બ્રહ્મની નિર્ગુણ ઉપાસના બતાવેલી છે. વળી પણ તૈત્તિરીય અને મુંડક ઉપનિષદ્‌માં પણ એ જ પ્રમાણે નિર્ગુણ ઉપાસના બતાવેલી છે. ૬૪.

अनुष्ठानप्रकारोऽस्याः पंचीकरण ईरितः ।
ज्ञानसाधनमेतच्चेन्नेति केनात्र वारितम् ॥६४॥ १०२२

**શબ્દાર્થઃ—આ નિર્ગુણ ( ઉપાસના ) નો અનુષ્ઠાનનો પ્રકાર પંચીકરણમાં કહેલો [ છે ]. આ ( ઉપાસના ) જ્ઞાનનું સાધન છે એમ જો [ કહે ] તો [ તે જ્ઞાનનું સાધન ] નથી એમ કોણે અહિંઆં નિવારણ કરેલું [ છે ]. ૬૪.**

नानुतिष्ठति कोऽप्येतादितिचेन् माऽनुतिष्ठति ।
पुरुषस्यापराधेन किमुपास्तिः प्रदुष्यति ॥६५॥ १०२३

**શબ્દાર્થઃ—કોઈ પણ ( પુરૂષ ) આ ( નિર્ગુણ ઉપાસના ) ને અનુષ્ઠાન કરતો નથી એમ જો [ કહે. ] તો [ ભલે ] અનુષ્ઠાન ન કરો. પુરૂષના અપરાધ ( કોઈ અનુષ્ઠાન ન કરે તે ) વડે શું ઉપાસના દૂષિત થાય છે ? ( અર્થાત્ નથી થતી ). ૬૫.**

इतोऽप्यतिशयं मत्वा मंत्रान् वश्यादिकारिणः ।
मूढा जपंतु तेभ्योऽतिमूढाः कृषिमुपासताम् ॥६६॥ १०२४

**શબ્દાર્થઃ—આ ( સગુણ ઉપાસના ) થી પણ [ આ લોક સંબંધી સુખ દેનાર ] અતિશયને માનીને મૂઢ પુરૂષો વશીકરણ આદિ કરનારા મંત્રોને જપો, [ અને ] ને મૂઢોથી અતિશય મૂઢ ( એવા પુરૂષો ) કૃષિને ઉપાસો—કરો ૬૬.**

**વિવેચનઃ**—પાછળ, નિર્ગુણ ઉપાસના સિદ્ધ છે એમ પ્રમાણથી બતાવ્યું છે. હવે ઘણા લોકો આ ઉપાસનાનું અનુષ્ઠાન કરતા નથી તેથી તેનું તજવાપણું નથી, એનું દૃષ્ટાંત આ શ્લોકથી આપે છે. આ શ્લોકનો અભિપ્રાય નીચે પ્રમાણે છે.—સગુણ ઉપાસના કાલાંતરે ફળ આપનારી છે. તેમાં પણ વશીકરણ આદિ કરનારા મંત્રો આ લોક સંબંધી ફળ આપનાર છે એ રૂપ અતિશયને માનીને કેટલાક મૂઢ પુરૂષો તેમાં પ્રવૃત્તિ કરે છે. અર્થાત્ તેના જપાદિ કરે છે. માત્ર આટલાજ ઉપરથી શાસ્ત્ર સંસ્કારવાળા વિવેકી પુરૂષો કાંઈ સગુણ ઉપાસનાનો પરિત્યાગ કરતા નથી. વળી તેમ જ જેમ પોતે ઇચ્છેલાં ફળોને માટે તો આ અનુષ્ઠાનવાળા અતિમૂઢ પુરૂષો તે જ મંત્રથી પોતાને અતિશય લાભ થાય એમ ઇચ્છી ખેતી આદિકમાં પ્રવર્ત્ત થાય છે. આમ થવાથી કાંઈ તે મંત્રનો કોઈ પરિત્યાગ કરતું નથી. એજ પ્રમાણે સંસારની પ્રવૃત્તિમાં જેનું ચિત્ત છે એવા પુરૂષો નિર્ગુણ ઉપાસનામાં ન જોડાય તેટલા જ માટે મુમુક્ષુ પુરૂષોએ નિર્ગુણ ઉપાસના તજવા યોગ્ય છે એમ સમજવાનું નથી. ૬૬.

**तिष्ठंतु मूढाः प्रकृता निर्गुणोपास्तिरीर्यते ।**
**विद्यैक्यात् सर्वशाखास्थान् गुणानत्रोपसंहरेत्॥६७॥ १०२५**

**શબ્દાર્થઃ—મૂઢ પુરૂષો સ્થિતિ કરો. [આપણે] આરંભેલી–પ્રકૃત નિર્ગુણ ઉપાસના કહીએ છીએ. વિદ્યાનું ઐક્ય હોવાથી સર્વ શાખામાં રહેલા ગુણોને અહિંઆં ( નિર્ગુણ ઉપાસનામાં ) એકઠા કરવા. ૬૭.**

**વિવેચનઃ**—પાછલા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે મૂઢ પુરૂષો સગુણ ઉપાસનામાં ભલે સ્થિતિ કરો. આપણે તો આપણું ચાલતું પ્રકૃત નિર્ગુણ ઉપાસના કહીએ. આ નિર્ગુણ ઉપાસના એકરૂપ જ છે सर्ववेदांतप्रत्ययं चोदनाद्यविशेषात् 'સર્વ વેદાંતમાં વિધિઆદિકમાં અભેદ હોવાથી ઉપાસના એક જ છે' એ ઉત્તરમીમાંસાના ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના પહેલા સૂત્રમાં ભગવાન્ **વેદવ્યાસે** પણ બતાવેલું છે. ૬૭.

**आनंदादेर्विधेयस्य गुणसंघस्य संहृतिः ।**
**आनन्दादय इत्यस्मिन् सूत्रे व्यासेन वर्णिता॥६८॥ १०२६**

**શબ્દાર્થઃ—આનંદ આદિ વિધેયરૂપ ગુણસમૂહનો ઉપસંહાર શ્રી વેદવ્યાસ ભગવાને 'આનંદ આદિ ( પ્રધાનના છે )' એ પ્રકારના આ સૂત્રમાં વર્ણવેલો [છે]. ૬૮.**

**વિવેચનઃ**—તે ઉપાસ્યના ગુણ બે પ્રકારના છે. એક શાસ્ત્રે વિધિવાક્યથી જેનો બોધ કર્યો છે એવો વિધેય ગુણ, અને બીજો જેનો નિષેધવાક્યોથી બોધ કર્યો છે એવો નિષેધ્ય. તેમાં आनंदो ब्रह्म 'આનંદરૂપ બ્રહ્મ છે' विज्ञानमानंदं ब्रह्म 'વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મ છે' અને नित्यः शुद्धो बुद्धः सत्यो मुक्तो निरंजनो विभुरद्वयः आनंदः परः प्रत्यगेकरसः 'નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન, વ્યાપક, અદ્વય, આનંદ, સર્વોત્કૃષ્ટ, સર્વાંતર અને એકરસ' ઇત્યાદિ જેઓ વિધેય ગુણો છે તેઓનો ઉપસંહાર [1] आनंदादयः प्रधानस्य 'આનં-

[1] બ્રહ્મસૂત્ર અધ્યાય ૩ જો પાદ ૩ જાનું ૧૧ મું સૂત્ર. [2] બ્રહ્મસૂત્ર અધ્યાય ૩ જો પાદ ૩ જાનું ૩૩ મું સૂત્ર.

દ આદિક બ્રહ્મના (ધર્મ જાણવા યોગ્ય છે)' એ અધિકરણ સૂત્રમાં ભગવાન્ વેદવ્યાસે કહેલા છે. ૬૮.

**अस्थूलादेर्निषेध्यस्य गुणसंघस्य संहृतिः ।**
**तथा व्यासेन सूत्रेऽस्मिन्नुक्ताऽक्षरधियां त्विति ॥६९॥ १०२७**

**શબ્દાર્થઃ—તેમ અસ્થૂલ આદિ નિષેધ્યરૂપ ગુણસમૂહનો ઉપસંહાર શ્રી વ્યાસ ભગવાને 'અક્ષર બુદ્ધિમાં તો' એ પ્રકારના આ સૂત્રમાં કહેલો [છે]. ૬૯.**

**વિવેચન**:—अस्थूलमनण्वह्रस्वं यत्तदद्रश्यमग्राह्यमशब्दमस्पर्शमरूपमव्ययम् 'અસ્થૂલ (સ્થૂલ નહિ), અનણુ (સૂક્ષ્મ નહિ) અને અહ્રસ્વ (ટુંકા નહિ)' તથા 'જે તે અદૃશ્ય, અગ્રાહ્ય, અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અને અવ્યય છે.' ઇત્યાદિ નિષેધ્ય ગુણો તે તે શાખામાં સાંભળ્યા છે; તેઓનો ઉપસંહાર ભગવાન્ વેદવ્યાસે "अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदनवत् 'સામાન્ય અને તેના ભાવથી પુરોડાસની પેઠે અક્ષરબુદ્ધિ (દ્વૈતના નિષેધ જ્ઞાન) માં ઉપસંહાર છે.' આ અધિકરણ સૂત્રમાં કહેલો છે. ૬૯.

**निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतिः ।**
**न युज्येतेत्युपालंभो व्यासं प्रत्येव मां न तु ॥ ७० ॥ १०२८**

**શબ્દાર્થઃ—[નિર્ગુણ બ્રહ્મતત્ત્વની ઉપાસનામાં ગુણનો ઉપસંહાર સંભવે નહિ એ પ્રકારનો ઠપકો (પ્રશ્ન) ભગવાન્ વેદવ્યાસ તરફ જ જોઇએ મારા તરફ ન જોઇએ. ૭૦.**

**વિવેચનઃ**—જ્યારે બ્રહ્મને નિર્ગુણ કહેવું ત્યારે તો તેમાં ગુણનો ઉપસંહાર ઘટે જ નહિ એમ જો શંકા થાય તો પંચદશીકાર કહે છે કે એ પ્રશ્ન તો નિર્ગુણમાં ગુણનો ઉપસંહાર કરનાર ભગવાન્ **વેદવ્યાસ** તરફ જોઇએ. મારા તરફ જોઇતો નથી; કેમકે અમે તો ભગવાન્ **વેદવ્યાસના** રસ્તાને અવલંબીને વાત કહીએ છીએ. (કહેવાનો ભાવ એવો છે કે એ ગુણો બ્રહ્મમાં કલ્પેલા છે; વાસ્તવ નથી). ૭૦.

**हिरण्यश्मश्रुसूर्यादिमूर्त्तीनामनुदाहृतेः ।**
**अविरुद्धं निर्गुणत्वमिति चेत् तुष्यतां त्वया ॥ ७१ ॥ १०२९**

**શબ્દાર્થઃ—સુવર્ણમય દાઢીવાળા સૂર્યઆદિકની મૂર્તિના નહિ કહેવાથી [બ્રહ્મનું] નિર્ગુણપણું વિરોધ વિનાનું છે, એમ જો [કહે] તો તું તારી મેળે સંતોષ પામ. (અર્થાત્ સૂર્યને સુવર્ણમય દાઢીવાળો છે એમ વર્ણવ્યો છે તેમ નિર્ગુણ બ્રહ્મની કોઈ જાતની મૂર્તિનું વર્ણન આપેલું નથી માટે બ્રહ્મના નિર્ગુણપણામાં કાંઈ વિરોધ આવતો નથી એમ હે વાદી! તું સમજતો હોઉં તો તારી પોતાની મેળે સંતોષ પામ એવો ભાવ છે) ૭૧.**

**गुणानां लक्षकत्वेन न तत्त्वेंऽतःप्रवेशनम् ।**
**इति चेदस्त्वेवमेव ब्रह्मतत्त्वमुपास्यताम् ॥ ७२ ॥ १०३०**

શબ્દાર્થ:—ગુણોના લક્ષકપણાવડે તત્ત્વ (લક્ષ્યરૂપ બ્રહ્મ)માં પ્રવેશ [સંભવતો] નથી એમ જો [કહે] તો [તેમ] હો. બ્રહ્મતત્ત્વનું એમ જ ઉપાસ્યપણું [છે]. ૭૨.

વિવેચન:—પાછળ ૧૦૨૬ અને ૧૦૨૭ મા શ્લોકમાં આનંદઆદિ અને અસ્થૂલાદિ બ્રહ્મનું ઉપાસ્યપણું બતાવ્યું છે, પણ એ ગુણો તો નિર્ગુણ બ્રહ્મની અંદર પ્રવેશ થઈ શકવાના નહિ એવી શંકા થાય છે. સિદ્ધાન્તી પરિહાર કરે છે કે બ્રહ્મની અંદર તેમનો પ્રવેશ થવાની જરૂર નથી. માત્ર એ ગુણોનું લક્ષકપણું સંભવે છે માટે તેઓએ સહિત જ લક્ષ્ય બ્રહ્મ ઉપાસના કરવા યોગ્ય છે એમ સમજવું. ૭૨.

आनन्दादिभिरस्थूलादिभिश्चात्माऽत्र लक्षितः ।
अखंडैक सः सोऽहमस्मीत्येवमुपासते ॥ ७३ ॥ १०३१

શબ્દાર્થ:—અહિંઆં જ (આ શ્રુતિમાં) આનંદઆદિ અને અસ્થૂલઆદિ ગુણોવડે લક્ષિત આત્મા અખંડ એકરસ [છે] તેની 'હું છું' એમ [મુમુક્ષુ] ઉપાસના કરે છે. ૭૩.

૨ બોધ અને ઉપાસનાના ભેદનું પ્રશ્ન પૂર્વક કથન. ૧૦૩૨–૧૦૪૩.

बोधोपास्त्योर्विशेषः क इति चेदुच्यते शृणु ।
वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ॥ ७४ ॥ १०३२

શબ્દાર્થ:—બોધ અને ઉપાસનામાં શો ભેદ છે એમ જો [કહે] તો કહીએ છીએ [તે] સાંભળ: બોધ, વસ્તુને આધીન છે [અને] ઉપાસના કર્તાને આધીન [છે]. ૭૪.

विचाराज् जायते बोधोऽनिच्छा यं न निवर्त्तते ।
स्वोत्पत्तिमात्रात् संसारे दहत्यखिलसत्यताम् ॥ ७५ ॥ १०३३
तावता कृतकृत्यः सन् नित्यतृप्तिमुपागतः ।
जीवन्मुक्तिमनुप्राप्य प्रारब्धक्षयमीक्षते ॥ ७६ ॥ १०३४

શબ્દાર્થ:—બોધ વિચારથી ઉત્પન્ન થાય છે; જેને અનિચ્છા અટકાવતી નથી. [તે] પોતાની ઉત્પત્તિ માત્રથી સંસારમાં [પ્રપંચની] સર્વ સત્યતાને બાળી નાંખે છે. (૭૫). તેટલા (તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ માત્ર) થી [પુરૂષ] કૃતાર્થ થયો સતો નિરતિશય સુખને પામેલો [થઇને] જીવન્મુક્તિ પામીને પ્રારબ્ધના ક્ષયને જુએ છે. ૭૬.

વિવેચન:—બોધ અને ઉપાસનાના લક્ષણોના ભેદની સિદ્ધિ માટે આ બે શ્લોકવડે બોધના હેતુ આદિકને બતાવે છે. બોધને ઉત્પન્ન થવામાં કારણ આત્મવિચાર છે. આ ઉત્પન્ન થએલા બોધને 'મને બોધ ન થાઓ' એ રૂપ અનિચ્છા અટકાવી શકતી નથી. અને ઉત્પન્ન થએલો બોધ આ પ્રપંચરૂપ સંસારની કલ્પાએલી સત્યતા માત્રને બાળી નાંખે

છે. એનાથી જ કૃતાર્થતા, નિરતિશય સુખ અને જીવન્મુક્તિ મળે છે. બોધ થએલો પુરૂષ, પોતાના પ્રારબ્ધક્ષયની જ વાટ જુએ છે, બીજું કાંઇ એને ઇષ્ટ નથી. ૭૫-૭૬.

નીચેના શ્લોકથી ઉપાસના બતાવે છે.—

**आप्तोपदेशं विश्वस्य श्रद्धालुरविचारयन् ।**
**चिंतयेत् प्रत्ययैरन्यैरनंतरितवृत्तिभिः ॥ ७७ ॥ १०३५**

શબ્દાર્થ:—**શ્રદ્ધાલુ. શ્રીગુરૂના ઉપદેશનો વિશ્વાસ કરીને બીજો વિચાર નહિ કરતો, બીજી વૃત્તિઓથી અબાધિત વૃત્તિઓવડે [ઉપાસ્ય વસ્તુનું] ચિંતન કરે. ( અર્થાત્ ઉપાસ્ય વસ્તુને જે વિચારથી બાધ થાય એવા વિચાર નહિ કરતો અને શ્રીગુરૂએ બતાવેલા ક્રમમાં જ વિશ્વાસ રાખી રહેલો પુરૂષ, પોતાના ઇષ્ટ સંબંધી જ ચિંતન કરે આનું નામ ઉપાસના કહેવાય ). ૭૭.**

**यावच्चिंत्यस्वरूपत्वाभिमानः स्वस्य जायते ।**
**तावद् विचिंत्य पश्चाच् च तथैवाऽमृति धारयेत् ॥ ७८ ॥ १०३६**

શબ્દાર્થ:—**જ્યાં સુધીમાં ચિંત્ય ( ઉપાસ્ય વસ્તુ ) ની સ્વરૂપતાનું અભિમાન પોતાને ઉત્પન્ન થાય ત્યાં સુધીમાં ચિંતન કરીને પછી તેમ જ મરણ પર્યંત [ તેને ] ધારણ કરે. ( અર્થાત્ ઉપાસનામાંનો ઉપાસ્ય ઉપાસક ભેદ ટળી જાય એવી ચિત્તની અવસ્થા થાય ત્યારે ઉપાસનાનું સ્વરૂપ દૃઢ થયું કહેવાય. એવી જ દૃઢતા મરતાં સુધી રાખવી ). ૭૮.**

**ब्रह्मचारी भीक्षमाणो युतः संवर्गविद्यया ।**
**संवर्गरूपतां चित्ते धारयित्वा ह्यभिक्षत ॥ ७९ ॥ १०३७**

શબ્દાર્થ:—**[1] સંવર્ગ વિદ્યાએ યુક્ત એવો [ એક ] ભીખ માગનારો બ્રહ્મચારી [ હતો તે ] સંવર્ગરૂપતાને પોતાના ચિત્તમાં ધારણ કરીને ભીખ માગતો હવો. ૭૯.**

**વિવેચન:—**ઉપાસક, ઉપાસ્ય સ્વરૂપ થઇ જવો જોઇએ એમ પાછળ બતાવ્યું છે તેનું દૃષ્ટાંત આપે છે. કોઇ એક સંવર્ગપણારૂપ ગુણવાળો પ્રાણનો ઉપાસક બ્રહ્મચારી ભિક્ષા માગવાને માટે અભિપ્રતારી રાજા પાસે આવીને આ પ્રમાણે બોલ્યો. [2] महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यंति मर्त्याः अभिप्रतारिन् बहुधा वसंतं 'હે **અભિપ્રતારી!** કોઇ એક દેવ છે તે ચાર મહાત્માને ગળી જતો હવો, અને તે ભુવનનો રક્ષક છે. હે **કાપેય!** તે બહુ પ્રકારે વસતા દેવને મનુષ્યો દેખાતા નથી ' આ મંત્રથી પોતાના આત્માને સંવર્ગરૂપે ચિત્તમાં ધારીને તે બ્રહ્મચારી રાજા પાસે પ્રગટ કરતો હવો. એમ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સાંભળ્યું છે. ૭૯.

---

૧ પોતામાં સંવર્જન—વિલય કરનાર તે સંવર્ગ. અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને જળ એ ચારેયને વાયુ અધિદૈવ ( સમષ્ટિ ) રૂપે પોતામાં લય કરે છે માટે વાયુ સંવર્ગતારૂપ ગુણવાળો કહેવાય છે. (૨) અધ્યાય ૪ થો. ખંડ ૩ જાનો ૬ ઠો મંત્ર જુઓ.

पुरुषस्येच्छया कर्तुमकर्तुं कर्तुमन्यथा ।

शक्योपास्तिरतो नित्यं कुर्यात्प्रत्ययसंततिम् ॥८०॥ १०३८

શબ્દાર્થ:—ઉપાસના, પુરૂષની ઈચ્છાવડે [ કાંઈ પણ ] કરવાને, નહિ કરવાને, [ અને ] અન્યથા કરવાને શક્તિમાન્ છે. એટલા માટે [ પુરૂષ ] વૃત્તિનો પ્રવાહ ( ઉપાસના ) નિત્ય કરે. ( કહેવાનો ભાવ એવો છે કે બોધની પેઠે ઉપાસના સ્વતંત્ર શક્તિમાન્ નથી. તે તો પુરૂષને આધીન છે; માટે પુરૂષ તેને સર્વદા કરે. ) ૮૦.

वेदाध्यायी ह्यप्रमत्तोऽधीते स्वप्नेऽभिवासितः ।

जपिता तु जपत्येव तथा ध्याताऽपि वासयेत् ॥८१॥ १०३९

શબ્દાર્થ:—વેદનું અધ્યયન કરનાર સાવધ (પુરૂષ), વાસના યુક્ત થયો [સતો જેમ] સ્વપ્નમાં ભણે છે અને જપ કરનાર જપ કરે છે; તેમ જ ધ્યાન કરનાર (ઉપાસક) પણ વાસના કરે. (કહેવાનો ભાવ એવો છે કે અધ્યયન કરનાર અને જપ કરનારને પોતપોતાની વાસનાઓ ચિત્તમાં દૃઢ થઈ જતાં તેઓ સ્વપ્નમાં પોતપોતાનું કામ કરે છે. તેમ જ ઉપાસકને પણ ઉપાસનાની વાસના તેના ચિત્તમાં એવી દૃઢ થવી જોઇએ કે સ્વપ્નમાં પણ તે ધ્યાન કરતો હોય.) ૮૧.

विरोधिप्रत्ययं त्यक्त्वा नैरंतर्येण भावयन् ।

लभते वासनाऽऽवेशात् स्वप्नादावपि भावनाम् ॥८२॥ १०४०

શબ્દાર્થ:—ઉપાસ્ય વસ્તુથી ભિન્ન વસ્તુના આકારવાળી વિરોધી વૃત્તિનો ત્યાગ કરીને નિરંતરપણાવડે ભાવના કરતો ( પુરૂષ ) [ પોતાની ] વાસનાના આવેશથી–દૃઢ સંસ્કારથી સ્વપ્નાદિમાં પણ ભાવનાને મેળવે છે–પામે છે (સ્વપ્નાદિમાં પણ ધ્યાન કરે છે એવો ભાવ). ૮૨.

भुंजानोऽपि निजारब्धमास्थातिशयतोऽनिशम् ।

ध्यातुं शक्तो न संदेहो विषयव्यसनी यथा ॥८३॥ १०४१

परव्यसनिनी नारी व्यग्राऽपि गृहकर्मणि ।

तदेवाऽऽस्वादयत्यंतः परसंगरसायनम् ॥८४॥ १०४१

परसंगं स्वदयंत्या अपि नो गृहकर्म तत् ।

कुंठीभवेदपि त्वेतदापातेनैव वर्तते ॥८५॥ १०४३

શબ્દાર્થ:—જેમ વિષયના વ્યસનવાળી તેમ પોતાનાં પ્રારબ્ધને ભોગવતો સતો (પુરૂષ) પણ અતિશય આસ્થા હોવાથી નિરંતર ધ્યાન કરવાને શક્તિમાન્ [થાય છે એમાં] સંદેહ નથી. (૮૩). પર પુરૂષના વ્યસનવાળી સ્ત્રી પોતાના ઘરના કામમાં પ્રવૃત્ત થયા છતાં પણ અંતરમાં તે પર પુરૂષના સંગરૂપ રસાયનનો જ સ્વાદ લે છે. (૮૪). પર પુરૂષના સંગને આસ્વાદન

કરનારી (સ્ત્રી) નું પણ તે ઘરનું કામ ભંગ થાય નહિ તથાપિ એ (ગૃહ-કર્મ) ઉદાસીપણે જ વરતે છે. ૮૫.

## ૪ જ્ઞાની અને ઉપાસકની વિલક્ષણતા પૂર્વક જ્ઞાનમાં બીજાં સાધનોથી શ્રેષ્ઠ નિર્ગુણ ઉપાસનાનું ફળ. ૧૦૪૪-૧૧૧૬.

### ૧ ઉપાસક કરતાં જ્ઞાનીના વ્યવહારની વિલક્ષણતા. ૧૦૪૪-૧૦૭૩.

गृहकृत्यव्यसनिनी यथासम्यक्करोति तत् ।
परव्यसनिनी तद्वन्न करोत्येव सर्वथा ॥ ८६ ॥ १०४४
एवं ध्यानैकनिष्ठोऽपि लेशाल्लौकिकमाचरेत् ।
तत्त्ववित्त्वविरोधित्वाल्लौकिकं सम्यगाचरेत् ॥ ८७ ॥ १०४५

શબ્દાર્થઃ—જેમ ગૃહકાર્યના વ્યસનવાળી (સ્ત્રી) તે સારી રીતે કરે છે તેમ પર પુરૂષના વ્યસનવાળી સર્વથા નથી જ કરતી. (૮૬). એ પ્રકારે એક ધ્યાનમાં જ નિષ્ઠાવાળો (પુરૂષ) પણ [ વ્યવહારના ] લેશથી લૌકિક ( નહાવું, ધોવું, ખાવું ઇત્યાદિ રૂપ ) ને કરે છે. પણ તત્ત્વ જાણનારો તો અ-વિરોધીપણાથી લૌકિકને સારી રીતે કરે છે. ૮૭.

मायामयः प्रपंचोऽयमात्मा चैतन्यरूपधृक् ।
इति बोधे विरोधः को लौकिकव्यवहारिणः॥ ८८ ॥ १०४६
अपेक्षते व्यवहारो न प्रपंचस्य वस्तुताम् ।
नाप्यात्मजाड्यं किं त्वेषा साधनान्येव कांक्षति॥८९॥ १०४७
मनोवाक्कायतद्बाह्यपदार्थाः साधनानि तान् ।
तत्त्वविन्नोपमृद्नाति व्यवहारोऽस्य नो कुतः ॥९०॥ १०४८

શબ્દાર્થઃ—આ ( દેખાતો જગતરૂપ ) પ્રપંચ મિથ્યારૂપ છે. [ અને ] આત્મા ચૈતન્ય રૂપને ધારણ કરનાર [છે]. એ પ્રકારના બોધમાં લૌકિકવ્યવહાર કરનાર (જ્ઞાની) ને વિરોધ શો છે? (કાંઈ નથી). (૮૮). વ્યવહાર, પ્રપંચના વસ્તુત્વની અપેક્ષા કરતો નથી. [તેમ] આત્માની જડતાની પણ [અપેક્ષા કરતો] નથી. પણ આ ( વ્યવહાર ), સાધનને જ ઇચ્છે છે. (૮૯). મન, વાણી, શરીર અને તેઓની બહારના (ગૃહ, ક્ષેત્રઆદિક) પદાર્થો [એ] સાધન [છે]. તેઓને તત્ત્વ જાણનારો (પુરૂષ) ઉપમર્દન ( નાશ ) કરતો નથી.—મન, વાણીઆદિને નિવારણ કરતો નથી; [ જેથી ] આ (જ્ઞાની) ને વ્યવહાર ક્યાંથી—કેમ નથી? (અર્થાત્ છે). ૯૦.

उपमृद्नाति चित्तं चेद्ध्याताऽसौ न तु तत्त्ववित् ।
न बुद्धिं मर्दयन् दृष्टो घटतत्त्वस्य वेदिता ॥ ९१ ॥ १०४९

**શબ્દાર્થઃ—[જ્ઞાની] ચિત્તનો નિરોધ કરે છે. [એમ] જો કહે તો આ ધ્યાન કરનાર [છે] પણ તત્ત્વને જાણનાર (જ્ઞાની) નથી; કેમકે ઘડાના તત્ત્વને જાણનારો (પુરૂષ) બુદ્ધિને પીડા કરનારો દીઠો નથી. ૯૧.**

**વિવેચનઃ**—જ્યાં લગીમાં તત્ત્વવેત્તાએ વિષયોને પોતાના દેખીતા સ્વરૂપથી બાધ કરતા અટકાવ્યા નથી ત્યાં સુધીમાં તો તેણે ચિત્તનો નિરોધ કરવો જોઇએ. આ શંકાના સમાધાનમાં સિદ્ધાન્તી કહે છે કે જો તેને ચિત્તનો નિરોધ કરવો પડે છે તો તે તત્ત્વવેત્તા નથી; પણ ધ્યાન કરનાર છે. જ્ઞાનીને ચિત્તનો નિરોધ સંભવતો નથી. જ્યાં લગી ઘડાના તત્ત્વને કોઈ પુરૂષે જાણ્યું નથી ત્યાં લગીમાં એ ઘડાના તત્ત્વથી અજ્ઞ છે; તે અજ્ઞ છે ત્યાં સુધીમાં જ તે જાણવા માટે ફાંફાં મારે છે, કે ચિત્તને પીડન કરે છે. જાણ્યા પછી કાંઈ પીડા કરવી પડતી નથી. તેમ જ તત્ત્વ જાણ્યાં પછી ચિત્તનો નિરોધ કરવો સંભવતો નથી.—૯૧.

**सकृत्प्रत्ययमात्रेण घटश्चेद्भासते सदा ।**
**स्वप्रकाशोऽयमात्मा किं घटवच्चनभासते ॥ ९२ ॥ १०५०**

**શબ્દાર્થઃ—એકવાર જ્ઞાન થવાથી જો ઘડો નિત્ય ભાસે છે, તો સ્વપ્રકાશ એવો આ આત્મા શું ઘડાની પેઠે નથી ભાસતો? (ભાસે છે) ૯૨.**

**વિવેચનઃ**—ઘડો તો સ્થૂળ છે. એના સ્થૂળપણાવડે તે સ્પષ્ટ થવામાં બહુ સરલ છે. અને તેથી ચિત્તને પીડન કરવું પડતું નથી. પણ બ્રહ્મ તો અતિ સૂક્ષ્મ છે માટે તેમાં ચિત્તનો નિરોધ કરવાની અપેક્ષા રહે છે. એ શંકાના સમાધાન માટે કહે છે કે ઘડો સ્થૂળ છે અને બ્રહ્મ સૂક્ષ્મ છે, એ વાત ખરી છે; તથાપિ ઘડો સ્વપ્રકાશિત નથી અને બ્રહ્મ સ્વપ્રકાશક હોવાથી તેને સ્પષ્ટ થવામાં ઘડા કરતાં પણ વધારે સરલતા છે. આથી કરી તેમાં તો ચિત્તના નિરોધની અપેક્ષા નથી જ. ૯૨.

**स्वप्रकाशतया किं ते तद्बुद्धिस्तत्त्ववेदनम् ।**
**बुद्धिश्च क्षणनाश्येति चोद्यं तुल्यं घटादिषु ॥ ९३ ॥ १०५१**

**શબ્દાર્થઃ—[ વાદી કહે છે કે હે સિદ્ધાન્તી, બ્રહ્મની ] સ્વપ્રકાશતાવડે તારે શું [ છે? તારે તો ] તે (બ્રહ્મ) ની બુદ્ધિ (એ જ) તત્ત્વજ્ઞાન [છે]. બુદ્ધિ ક્ષણમાં નાશ પામવા યોગ્ય છે, એમ જો [કહે] તો એ પ્રકારનો પ્રશ્ન ઘટઆદિમાં સમાન છે. ૯૩.**

**વિવેચનઃ**—વેદાંત સિદ્ધાંતમાં બ્રહ્મનું સ્વપ્રકાશકપણું, કાંઈ તત્ત્વજ્ઞાન કહેવાતું નથી, પણ '**હું બ્રહ્મ છું**' એવી બુદ્ધિવૃત્તિ તત્ત્વજ્ઞાન છે. આ વાતમાં વાદી પૂર્વપક્ષ કરી બતાવે છે કે, તત્ત્વજ્ઞાન થવામાં બ્રહ્મના સ્વપ્રકાશકપણાની તમને અપેક્ષા નથી. તમારે તો એ આકારવાળી બુદ્ધિની અપેક્ષા છે. પણ બુદ્ધિ તો (બૌદ્ધવાદમાં) ક્ષણિક છે. આથી કરીને બુદ્ધિને બ્રહ્મમાં વારે વારે સ્થિર કરવાની જરૂર છે. અર્થાત્ ચિત્તનિરોધની જરૂર છે. સિદ્ધાંતી કહે છે કે તમારો આ તર્ક જેવી રીતે બ્રહ્મમાં તેવી જ રીતે ઘટઆદિ પદાર્થમાં પણ સમાન જ છે. ઘટપદાર્થને જાણ્યા પછી તે જાણવાની ક્રિયા વારે વારે કરવી પડતી નથી, એતો સ્પષ્ટ જ છે; તો બ્રહ્મ માટે પણ તેમ જ. અર્થાત્ જ્ઞાનીને ચિત્તનિરોધની અપેક્ષા નથી એ વાત સિદ્ધ છે. ૯૩.

घटादौ निश्चिते बुद्धिर्नश्यत्येव यदा घटः ।
इष्टो नेतुं तदा शक्य इति चेत्सममात्मनि ॥ ९४ ॥ १०५२
निश्चित्य सकृदात्मानं यदापेक्षा तदैव तम् ।
वक्तुं मंतुं तथा ध्यातुं शक्नोत्येव हि तत्त्ववित् ॥९५॥ १०५३

**શબ્દાર્થ:**—ઘટાદિમાં નિશ્ચય કર્યે સતે [પણ] જો બુદ્ધિ નાશ જ પામે છે. [અને] તોપણ ઇચ્છેલો ઘડો [બીજે ઠેકાણે] લઈ જવાને શક્ય [છે] એમ જો [કહે] તો [તે] આત્મામાં [પણ] સમાન [છે]. (૯૪). જેથી તત્ત્વને જાણનારો (પુરૂષ) એકવાર આત્માનો નિશ્ચય કરીને [પછી] જ્યારે [પોતાને] ઇચ્છા [થાય] ત્યારે જ તે (આત્મા) ને કહેવાને, મનન કરવાને તથા ધ્યાન કરવાને સમર્થ થાય જ છે. ૯૫.

**વિવેચન:**—જો કે ઘટાદિકના જ્ઞાનનું પણ ક્ષણિકપણું તો છે જ. તથાપિ ઘડાનો એકવાર નિશ્ચય થયો એટલે તેનો વ્યવહાર નિરંતર થવાને યોગ્ય છે, એટલે ઘડામાં ચિત્તની સ્થિરતા કરવાની જરૂર નથી એમ વાદી કહે; તો જેમ ઘડામાં તેમ જ આત્મામાં પણ તે નિયમ સમાન રીતે લાગુ પડે છે, એ વાત બતાવવાને માટે આ બે શ્લોકોનું કથન છે. ૯૪–૯૫.

उपासक इव ध्यायँल्लौकिकं विस्मरेद्यदि ।
विस्मरत्वेव सा ध्यानाद्विस्मृतिर्न तु वेदनात् ॥९६ ॥ १०५४

**શબ્દાર્થ:**—ઉપાસકની પેઠે ધ્યાન કરતો (જ્ઞાની) જો લૌકિકને ભૂલી જાય [તો] ભૂલી જાઓ જ. [પણ] તે વિસ્મૃતિ ધ્યાનથી [છે] પણ જ્ઞાનથી નથી. (કહેવાનો ભાવ એવો છે કે તત્ત્વજ્ઞાની પુરૂષ પોતાને આત્માનો સાક્ષાત્કાર થવાથી તે ઉપાસકની પેઠે જગતના સ્મરણ વિનાનો થઈ રહે છે એમ નથી. કેમકે જગતનું વિસ્મરણ ધ્યાનથી થાય છે, જ્ઞાનથી થતું નથી). ૯૬.

ध्यानं त्वैच्छिकमेतस्य वेदनान्मुक्तिसिद्धितः ।
ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिंडिमः ॥ ९७॥ १०५५

**શબ્દાર્થ:**—જ્ઞાનથી મુક્તિની સિદ્ધિ હોવાથી આ (જ્ઞાની) નું ધ્યાન તો ઐચ્છિક [છે], કેમકે જ્ઞાનથી કેવળ મોક્ષ [છે], એ પ્રકારે શાસ્ત્રમાં ઢંઢેરો [છે]. ૯૭.

**વિવેચન:**—મુક્તિની સિદ્ધિને માટે તો તત્ત્વજ્ઞાનીઓએ પણ બ્રહ્મનું ધ્યાન કરવું જોઈએ. પણ તેમ નથી. કેમકે ज्ञानादेव तु कैवल्यं प्राप्यते येन मुच्यते 'જ્ઞાનથી જ કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત થાય છે. અર્થાત્ અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જે પ્રાપ્તિથી પુરૂષ મુક્ત થાય છે.' तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय 'તે પ્રત્યગભિન્ન પરમાત્માને જાણીને જ પુરૂષ સંસારરૂપ મૃત્યુને ઉલ્લંઘે છે. મોક્ષને માટે (એ સિવાય) બીજો માર્ગ નથી' ज्ञात्वा देवं मुच्यते सर्वपापैः 'સ્વપ્રકાશ ચૈતન્યરૂપ–તે દેવને જાણીને પુરૂષ સર્વ પાપવડે મૂકાઈ જાય

છે.' ઇત્યાદિ શ્રુતિવાક્યોથી, જ્ઞાનથી મોક્ષ છે એમ સિદ્ધ થાય છે; પણ ધ્યાનથી મોક્ષ થાય છે, એમ સિદ્ધ થતું નથી. અર્થાત્ મોક્ષ પામવામાં ધ્યાન કર્તવ્ય નથી, પણ જ્ઞાન જ છે. ૯૭.

**तत्त्वविद्यदि न ध्यायेत् प्रवर्त्तेत तदा बहिः ।**

**प्रवर्त्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्त्तने ॥ ९८ ॥ १०५७**

શબ્દાર્થઃ—જો તત્ત્વવેત્તા ધ્યાન ન કરે તો [તે] બહાર (અનાત્મ વસ્તુના વ્યવહારમાં) પ્રવર્ત્ત થાય [એમ જો કહે તો] આ સુખે [બહાર] પ્રવર્ત્તો આને [એ બહારના પ્રવર્ત્તનમાં શો બાધ છે? (અર્થાત્ જ્ઞાનીને બધે આત્મરૂપ જ છે એની પ્રવૃત્તિમાં ક્યાંઈ બાધ જ નથી). ૯૮.

**अतिप्रसंग इति चेत् प्रसंगं तावदीरय ।**

**प्रसंगो विधिशास्त्रं चेन्न तत्तत्त्वविदं प्रति ॥ ९९ ॥ १०५७**

**वर्णाऽऽश्रमवयोऽवस्थाऽभिमानो यस्य विद्यते ।**

**तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥ १००॥ १०५८**

**वर्णाऽऽश्रमादयो देहे मायया परिकल्पिताः ।**

**नाऽऽत्मनो बोधरूपस्येत्येवं तस्य विनिश्चयः॥१०१॥ १०५९**

શબ્દાર્થઃ—અતિપ્રસંગ [આવશે] એમ જો [કહે] તો પ્રથમ પ્રસંગ (શબ્દનો અર્થ) કહે. પ્રસંગ વિધિશાસ્ત્ર [છે, એમ] જો [કહે] તો તે (વિધિશાસ્ત્ર) તત્ત્વવેત્તાના સંબંધમાં નથી. (૯૯). વર્ણ (બ્રાહ્મણ આદિક) આશ્રમ (ગૃહસ્થાદિક) વય (બાલ્યાદિ) અને અવસ્થા (ધનીપણું આદિ) નું અભિમાન જે (પુરૂષ)ને છે તેને જ સઘળા પણ નિષેધ અને વિધિઓ છે. (અર્થાત્ જ્ઞાની ને વિધિનિષેધ નથી). (૧૦૦). વર્ણાશ્રમાદિ (ધર્મો), દેહમાં માયાવડે કલ્પેલા [છે, તેઓ] બોધ-રૂપ આત્માના નથી એ પ્રકારે તે (જ્ઞાની)નો નિશ્ચય [છે જેથી તેને વર્ણાશ્રમ આદિનું અભિમાન નથી]. ૧૦૧.

**વિવેચનઃ**—જો તત્ત્વવેત્તાને બાહ્ય પ્રવૃત્તિમાં બાધ નથી એમ સ્વીકારીએ તો તેનામાં અતિપ્રસંગ એટલે મર્યાદાનું ઉલ્લંઘન કરવારૂપ દોષ આવશે, એમ શંકા થાય છે. **પ્રસંગ** શબ્દનો અર્થ દુઃખથી પણ સ્થાપિત કરવાને અશક્ય છે તો પછી **અતિપ્રસંગ** આવશે એમ કહેવાય કેમ? એમ સિદ્ધાંતી પરિહાર કરે છે. કદાચ જો પ્રસંગ શબ્દનો અર્થ વિધિશાસ્ત્ર, એવો કરવા ધારીએ તો પછી વિધિશાસ્ત્ર શું છે? તે વિચારવું જોઇએ. અજ્ઞાની પુરૂષરૂપ વિષય જેનો છે એવું વિધિશાસ્ત્ર છે. આને તત્ત્વવેત્તારૂપ વિષયવાન્‌તાનો તો અભાવ છે આથી કરીને વિધિશાસ્ત્ર તત્ત્વવેત્તાના સંબંધમાં નથી. તે તો અજ્ઞાનીઓના સંબંધમાં જોડાય છે. ફલિતાર્થ એ કે વિધિશાસ્ત્ર કે નિષેધશાસ્ત્ર એ બંનેના અર્થને જણાવનાર **પ્રસંગ** એટલે **મર્યાદા** છે, તે તત્ત્વવેત્તા પ્રતિ ન હોવાથી તેને તેથી અતિપ્રસંગ આવેજ નહિ. ૯૯-૧૦૧.

**समाधिमथ कर्माणि मा करोतु करोतु वा ।**

**हृदयेनास्तसर्वाऽऽस्थो मुक्त एवोत्तमाऽऽशयः ॥ १०२ ॥ १०६०**

**શબ્દાર્થ:—બુદ્ધિવડે અસ્ત થઈ છે સર્વ આસ્થા જેની એવો ઉત્તમ આશયવાળો પુરૂષ મુક્ત છે જ, [ માટે તે ] સમાધિ અને કર્મ ન કરો અ-થવા કરો. ૧૦૨.**

**વિવેચન:**—તત્ત્વવેત્તાનો નિશ્ચય ધ્યાનાદિક કર્મો કરવાને માટે ગમે તેવો હોય, અને તે ભલે હોય; પણ શાસ્ત્ર તો તેઓનાં કર્તવ્યનું પ્રતિપાદન કરે છે, એમ કોઈ કહે; પણ તેમ નથી. શાસ્ત્ર પણ તેઓનાં કર્તવ્યનો અભાવ બતાવે છે. બુદ્ધિવડે જેની સર્વ **આ-સ્થાઓ**—આસક્તિઓ છૂટી ગઇ છે એવો પુરૂષ **ઉત્તમાશય** કહેવાય. અર્થાત્ **આશય** એટલે અભિપ્રાય—નિર્મળભાવ જેનું ઉત્તમ છે તે **ઉત્તમ** આશયવાળો પુરૂષ. એ જ મુક્ત છે માટે તે સમાધિ અને કર્મો કરો અથવા ન કરો તેથી તેને કાંઈ લાભ હાનિ નથી. ૧૦૨.

**नैष्कर्म्येण न तस्यार्थस्तस्यार्थोऽस्ति न कर्मभिः ।**

**न समाधानजप्याभ्यां यस्य निर्वासनं मनः ॥१०३॥ १०६१**

**શબ્દાર્થ:—જેનું મન વાસના વિનાનું [ છે ] તેને કર્મના ત્યાગવડે અર્થ નથી, [ અને ] કર્મવડે નથી. [ તેમ જ ] તેને સમાધિ તથા જપવડે [ પણ ] અર્થ નથી. ૧૦૩.**

**आत्माऽसंगस्ततोऽन्यत्स्यादिंद्रजालं हि मायिकम् ।**

**इत्यचंचलनिर्णीते कुतो मनसि वासना ॥ १०४ ॥ १०६२**

**શબ્દાર્થ:—આત્મા અસંગ [છે], ( એટલે ત્રણ પ્રકારના પરિચ્છેદ વ-ગરનો છે ), [ અને ] તેનાથી અન્ય ઇંદ્રજાળરૂપ જગત્ મિથ્યા [ છે ]. એ પ્રકારનો દૃઢ નિર્ણય કર્યે સતે મનમાં વાસના ક્યાંથી જ [ હોય ? ] ( અર્થાત્ ન હોય ). ૧૦૪.**

**एवं नास्ति प्रसंगोऽपि कुतोऽस्यातिप्रसंजनम् ।**

**प्रसंगो यस्य तस्येव शंक्येतातिप्रसंजनम् ॥ १०५ ॥ १०६३**

**શબ્દાર્થ:—એ પ્રકારે ( ૧૦૫૮ થી ૧૦૬૨ મા શ્લોક સુધીમાં ) આ ( જ્ઞાની ) ને પ્રસંગ પણ નથી ( એમ બતાવ્યું તો ) અતિપ્રસંગ ક્યાંથી [ હોય ] ? જેને પ્રસંગ [ છે ] તેને જ અતિપ્રસંગની શંકા કરાય છે. ૧૦૫.**

**विध्यभावान्न बालस्य दृश्यतेऽतिप्रसंजनम् ।**

**स्यात् कुतोऽतिप्रसंगोऽस्य विध्यभावे समे सति॥१०६॥ १०६४**

**શબ્દાર્થ:—વિધિરૂપ પ્રસંગના અભાવથી બાળકને અતિપ્રસંગ નથી દેખાતો. આ ( જ્ઞાની ) ને [ પણ ] વિધિરૂપ પ્રસંગનો અભાવ, [બાળકને] સમાન સતે અતિપ્રસંગ ક્યાંથી [ હોય ] ? ૧૦૬.**

**न किंचित् वेत्ति बालश्चेत् सर्वं वेत्त्येव तत्त्ववित् ।**

**अल्पज्ञस्यैव विधयः सर्वे स्युर्नान्ययोर्द्वयोः ॥१०७॥ १०६५**

**શબ્દાર્થ:—બાળક કાંઈ પણ જાણતો નથી એમ જો [ કહે ] તો તત્ત્વ-વેત્તા સઘળું જાણે છે જ. સર્વે વિધિઓ અલ્પજ્ઞને જ હોય છે [ પણ ] અન્ય ( અજ્ઞ અને સર્વજ્ઞ ) બંનેને નથી હોતા. ૧૦૭.**

शापानुग्रहसामर्थ्यं यस्यासौ तत्त्वविद्यदि ।
तन्न शापादिसामर्थ्यं फलं स्यात्तपसो यतः॥ १०८ ॥ १०६६

શબ્દાર્થ:—જેને શાપ અને અનુગ્રહનું સામર્થ્ય [ છે તે ] આ તત્ત્વવેત્તા [ છે એમ ] જો [કહે] તો તે નથી; કેમકે શાપાદિનું સામર્થ્ય [ તો ] તપનું ફળ [ છે ]. ૧૦૮.

व्यासादेरपि सामर्थ्यं दृश्यते तपसो बलात् ।
शापादेः तपसोऽन्यत् तपो ज्ञानस्य कारणम्॥१०९॥ १०६७
द्वयं यस्यास्ति तस्यैव सामर्थ्यज्ञानयोर्जनिः ।
एकैकं तु ततः कुर्वन्नेकैकं लभते फलम् ॥ ११० ॥ १०६८

શબ્દાર્થ:—વ્યાસાદિને પણ તપના બળથી [શાપાદિનું] સામર્થ્ય દેખાય છે. શાપાદિના કારણરૂપ તપથી બીજું તપ જ્ઞાનનું કારણ [છે]. (૧૦૯). જેને બંને પ્રકારનાં તપ છે તેને જ [ શાપાદિના ] સામર્થ્ય અને જ્ઞાનની ઉત્પત્તિ [ છે]; તેથી એકેક તપને કરતો (પુરૂષ) એકેક ફળને પામે છે. ૧૧૦.

**વિવેચન:**—જો શાપાદિનું સામર્થ્ય એ તપનું ફળ છે, જ્ઞાનનું નથી; એમ કહો છો તો **વ્યાસાદિ** જેઓ તત્ત્વજ્ઞાની છે તેઓમાં શાપાદિનું સામર્થ્ય કેમ છે ? એમ શંકા થાય છે. સિદ્ધાંતી પરિહાર કરે છે કે, શાપાદિનું સામર્થ્ય ઉત્પન્ન કરનાર અને જ્ઞાન ઉત્પન્ન કરનાર તપ જૂદાં જૂદાં છે. तपसा ब्रह्म विजिज्ञासस्व 'તપથી બ્રહ્મને જાણ ' આ શ્રુતિ એમ બતાવે છે કે એક પ્રકારનું તપ એવું છે કે જેનાથી તત્ત્વજ્ઞાન પમાય છે. અર્થાત્ કામનાયુક્ત તપથી શાપાદિનું સામર્થ્ય આવે છે અને નિષ્કામ તપથી તત્ત્વજ્ઞાન ઉપજે છે. **વ્યાસાદિમાં** શાપાદિનું સામર્થ્ય અને તત્ત્વજ્ઞાન બંને હતાં માટે તેમાં બેઉ પ્રકારનાં તપ પણ હતાં. જો એક જ તપ હોય તો તેનું ફળ પણ એક જ હોય છે. ૧૦૯–૧૧૦.

सामर्थ्यहीनो निंद्यश्चेद्यतिर्विधिविवर्जितः ।
निंद्यते यत्तपोऽप्यन्यैरनिशं भोगलंपटैः ॥ १११ ॥ १०६९
भिक्षावस्त्राऽऽदिरक्षेयुर्यद्येते भोगतुष्टये ।
अहो यतित्वमेतेषां वैराग्यभरमंथरम् ॥ ११२ ॥ १०७०

શબ્દાર્થ:—સામર્થ્ય વિનાનો [ અને ] વિધિરહિત યતિ [કમેંઠો]એ નિંદ્ય [ છે, એમ ] જો [ કહે ] તો [ આનું ] જે તપ [ છે તે ] પણ બીજા ભોગલંપટોએ નિરંતર નિંદાય છે. ( ૧૧૧ ). એ (સન્યાસી)ઓ ભોગની તુષ્ટિને માટે ભિક્ષા, વસ્ત્ર, આદિનું રક્ષણ કરે [ એમ જો કહે તો ] અહો ! એઓનું યતિપણું વૈરાગ્ય ભારવડે [ બહુ ] સ્થિર છે. ( અર્થાત્ હાંસીને પાત્ર છે ). ૧૧૨.

= = यतिर्मिर्विधिर्वर्जितः એવો પણ પાઠ છે.

**વિવેચનઃ**—શાપ આપવો કે અનુગ્રહ કરવો ઇત્યાદિ સામર્થ્યહીન અને વિધિવ-ગરનો યતિ તો વિહિત કર્મ કરનારાઓથી નિંદાપાત્ર થાય છે. ભવતુ ! કર્મઠોથી આ જ્ઞાની નિંદા પાત્ર છે, તો આ કર્મઠો વિષયલંપટ પુરૂષોથી નિંદાપાત્ર છે. અર્થાત્ નિંદિત થવાથી જ્ઞાનને કાંઈ હાનિ નથી પહોંચતી. ૧૧૧—૧૧૨.

**वर्णाऽऽश्रमपरान् मूढा निंदंत्वित्युच्यते यदि ।**

**देहाऽऽत्ममतयो बुद्धं निंदंत्वाश्रममानिनः ॥ ११३ ॥ १०७१**

**શબ્દાર્થઃ**—મૂઢ (પુરૂષો), વર્ણ અને આશ્રમમાં પ્રીતિવાળા (પુરૂષો)ની (ભલે) નિંદા કરો. એમ જો કહેવાય [તો] દેહમાં આત્મબુદ્ધિ છે જેમની એવા આશ્રમના અભિમાની (પુરૂષ) જ્ઞાનીની ભલે નિંદા કરો. (અર્થાત્ વિષયલંપટ પુરૂષો ક્રિયાપરાયણ શિષ્ટ પુરૂષોની નિંદા કરે તેમાં તેમને કાંઈ હાનિ નથી તો આ કર્મઠો જ્ઞાનીની નિંદા કરે તેમાં પણ જ્ઞાનીને કાંઈ હાનિ નથી એવો ભાવ.) ૧૧૩.

**तदित्थं तत्त्वविज्ञाने साधनानुपमर्दनात् ।**

**ज्ञानिना चरितुं शक्यं सम्यग् राज्यादि लौकिकम् ॥ ११४ ॥ १०७२**

**શબ્દાર્થઃ**—તેટલા માટે (૧૦૪૯ થી ૧૦૭૧ સુધી કહ્યું છે) એ પ્રમાણે તત્ત્વજ્ઞાન સતે મન આદિ વ્યવહારની સામગ્રીના નાશના અભાવથી જ્ઞાની (પુરૂષો) એ રાજ્યાદિક લૌકિક કર્મ સારી રીતે આચરવાને શક્ય છે. (અર્થાત્ એથી જ્ઞાનમાં કાંઈ બાધ આવતો નથી.) ૧૧૪.

**मिथ्यात्वबुद्ध्या तत्रेच्छा नास्ति चेत्तर्हि मास्तु तत् ।**

**ध्यायन् वाऽथ व्यवहरन् यथाऽऽरब्धं वसत्वयम् ॥ ११५ ॥ १०७३**

**શબ્દાર્થઃ**—મિથ્યાપણાની બુદ્ધિવડે ત્યાં (પ્રપંચમાં) [જ્ઞાનીની] ઈ-ચ્છા નથી. જો [એમ કહો] તો તે (ઈચ્છા) માં હો. આ (જ્ઞાની) ધ્યાન કરતો કે પછી વ્યવહાર કરતો જેમ પ્રારબ્ધ હોય તેમ રહો. ૧૧૫.

**૨ જ્ઞાનીથી ઉપાસકની વિલક્ષણતા. ૧૦૭૪—૧૦૭૮.**

**उपासकस्तु सततं ध्यायन्नेव वसेद्यतः ।**

**ध्यानेनैव कृतं तस्य ब्रह्मत्वं विष्णुताऽऽदिवत् ॥ ११६ ॥ १०७४**

**શબ્દાર્થઃ**—ઉપાસક તો નિરંતર ધ્યાન કરતો જ વસે છે માટે વિ-ષ્ણુપણાદિની પેઠે તેનું બ્રહ્મપણું ધ્યાનવડે જ કરેલું [છે]. ૧૧૬.

**વિવેચનઃ**—કોઈ વિષ્ણુનો ઉપાસક, શાસ્ત્રમાં વિષ્ણુનું જેવું સ્વરૂપ બતાવ્યું છે તે-વાંનું ધ્યાન કરી પોતે પોતામાં વિષ્ણુપણું મેળવે છે. આ મેળવેલું વિષ્ણુત્વ ધ્યાનની ક-લ્પનાવાળું છે; પારમાર્થિક નથી. તેમ નિર્ગુણ ઉપાસકે પણ ધ્યાન કરી મેળવેલું બ્રહ્મત્વ પ્રમાણથી ઉત્પન્ન થએલ પ્રમાજ્ઞાનનો વિષય નથી; માટે તે પારમાર્થિક નથી. કહેવાનો ભાવ એવો છે કે ધ્યાનથી મેળવેલું બ્રહ્મત્વ પારમાર્થિક નથી, માટે ધ્યાનીએ નિરંતર ધ્યાન કરવું જોઇએ. ૧૧૬.

**ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते।**
**वास्तवी ब्रह्मता नैव ज्ञानाभावे विलीयते ॥११७॥ १०७५**

**શબ્દાર્થ:—ધ્યાન જેનો સંપાદક છે એવું જે [બ્રહ્મત્વ છે] તે ધ્યાનના અભાવ સતે નાશ પામે છે, [પણ] વાસ્તવ બ્રહ્મપણું જ્ઞાનના અભાવ સતે [પણ] નથી જ નાશ પામતું. ૧૧૭.**

**વિવેચન:**—ધ્યાનવડે સંપાદન કરેલ વાગ્ધેનુનું ધેનુપણું જેમ ધ્યાન નિવૃત્ત થતાં નિવૃત્ત થાય છે, તેમ ધ્યાનવડે સંપાદન કરેલું બ્રહ્મપણું પણ ધ્યાન નિવૃત્ત સાથે નિવૃત્ત થાય છે; માટે તે પારમાર્થિક નથી. જ્ઞાનથી પ્રકાશિત થએલ બ્રહ્મપણું તેનાથી વિલક્ષણ છે અને તે જ પારમાર્થિક છે. શ્લોકમાં તેને માટે **'વાસ્તવ'** શબ્દ વાપર્યો છે, તે હેતુગર્ભ છે. જ્ઞાન (બુદ્ધિજ્ઞાન) થી પ્રકાશિત થએલ બ્રહ્મપણું સર્વત્ર વ્યાપક છે માટે જ પ્રકાશ કરનાર બુદ્ધિજ્ઞાનનો અભાવ છતાં પણ તે બ્રહ્મપણું લય પામતું નથી. ૧૧૭.

**ततोऽभिज्ञापकं ज्ञानं न नित्यं जनयत्यदः।**
**ज्ञापकाभावमात्रेण न हि सत्यं विलीयते ॥११८॥ १०७६**

**શબ્દાર્થ:—તેટલા માટે જ્ઞાન [બ્રહ્મત્વને] જણાવનાર છે. [પણ] તે આ [બ્રહ્મત્વ] ને નિત્ય ઉત્પન્ન કરતું નથી. જેથી જણાવનાર (બુદ્ધિજ્ઞાન) ના અભાવ માત્રથી સત્ય વસ્તુ નાશ પામતી નથી. ૧૧૮.**

**વિવેચન:**—બ્રહ્મભાવ વાસ્તવ હોવાથી જ્ઞાનવડે ઉત્પન્ન થવા યોગ્ય નથી. તે નિત્ય છે માટે જ્ઞાન તો તેનું અવબોધક જ છે. જનક નથી. શ્લોકના ઉત્તરાર્દ્ધમાં બ્રહ્મપણાની અજન્યતામાં વ્યતિરેકમુખવડે કારણતા બતાવે છે. અભિપ્રાય એ છે કે બ્રહ્મપણું જો બુદ્ધિજ્ઞાનથી ઉત્પન્ન થતું હોય તો તેનો નાશ થવાથી તે નાશ પામે; માટે જ તે (બુદ્ધિ)-જ્ઞાનજન્ય નથી પણ સદા વિરાજિત છે. ૧૧૮.

**अस्त्येवोपासकस्यापि वास्तवी ब्रह्मतेति चेत्।**
**पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम् ॥११९॥ १०७७**

**શબ્દાર્થ:—ઉપાસકનું પણ બ્રહ્મપણું વાસ્તવિક જ છે એમ જો [કહે] તો [પછી] અજ્ઞાનીનું અને પશુ, પક્ષી, આદિક તિર્યક્ જીવોનું બ્રહ્મપણું વાસ્તવિક કેમ નથી? (અર્થાત્ છે જ). ૧૧૯.**

**अज्ञानादपुमर्थत्वमुभयत्रापि तत् समम्।**
**उपवासाद्यथा भिक्षा वरं ध्यानं तथाऽन्यतः ॥१२०॥ १०७८**

**શબ્દાર્થ:—અજ્ઞાનથી અપુરૂષાર્થતા છે તે બંને (પામર અને ઉપાસક) બ્રહ્મપણામાં તો તુલ્ય [છે. ફક્ત] ઉપવાસ (કરવા કરતાં) થી ભીક્ષા (માગી ખાવું એ) શ્રેષ્ઠ [છે] તેમ અન્ય (સાધન) થી ધ્યાન (ઉપાસના) [શ્રેષ્ઠ છે]. ૧૨૦.**

વિવેચનઃ—પામર આદિમાં બ્રહ્મપણું તો વિદ્યમાન છે પણ અજ્ઞાન હોવાથી પુરૂપાર્થ જે મોક્ષ તે મેળવવા તે ઉપયોગી નથી. તેમ જ ઉપાસકમાંનું બ્રહ્મપણું પણ અજ્ઞાન હોવાથી તે પુરૂષાર્થમાં ઉપયોગી નહિ થવાથી વાસ્તવ નથી. આમ ઉપાસકનું બ્રહ્મપણું વાસ્તવ નથી એમ સિદ્ધ થતાં કાંઈ ઉપાસના કેવળ વ્યર્થ જ છે એમ નથી. કોઈ માણસ ભૂખ્યો રહેવાથી ચિત્તને ક્લેશ થાય તેના કરતાં ભીખ માગીને પોતાનો નિર્વાહ કરે એ જેમ ભૂખની શાંતીને માટે સારૂં છે તેમ કેવળ કર્મરૂપ બીજા સાધન કરતાં ઉપાસના શ્રેષ્ઠ છે, કે જે નિષ્કામ વૃત્તિથી કરાતાં ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનનું અંતરંગ આધીન થાયછે. ૧૨૦.

### ૩ નિર્ગુણ ઉપાસના શ્રેષ્ઠ છે ને તેનાથી મુક્તિ મળે છે તેનું કથન. ૧૦૭૯–૧૧૧૬.

पामराणां व्यवहारैर्वरं कर्माद्यनुष्ठितिः ।

ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासना ततः ॥१२१॥ १०७९

શબ્દાર્થઃ—અજ્ઞાનીઓના વ્યવહાર (ખેતી આદિ) થી કર્મઆદિનું અનુષ્ઠાન શ્રેષ્ઠ છે. તેનાથી પણ સગુણ ઉપાસના [અને] તેનાથી નિર્ગુણ ઉપાસના [શ્રેષ્ઠ છે]. ૧૨૧.

यावद्विज्ञानसामीप्यं तावच्छ्रैष्ठ्यं विवर्द्धते ।

[illegible]यते साक्षात् निर्गुणोपासनं शनैः ॥१२२॥ १०८०

શબ્દાર્થઃ—જેટલું વિજ્ઞાનનું સમીપપણું તેટલું શ્રેષ્ઠપણું વધે છે. નિર્ગુણ ઉપાસના કેટલાક કાળ પછી બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે [માટે શ્રેષ્ઠતમ છે]. ૧૨૨.

यथा संवादिविभ्रांतिः फलकाले प्रमायते ।

विद्यायते तथोपास्तिर्मुक्तिकालेऽतिपाकतः ॥१२३॥ १०८१

શબ્દાર્થઃ—જેમ સંવાદિભ્રમ ફળપ્રાપ્તિના સમયમાં પ્રમારૂપ થાય છે તેમ ઉપાસના [પણ તેના] અતિશય પરિપાકથી મુક્તિ થવાના કાળમાં વિદ્યારૂપમાં થાય છે. ૧૨૩.

संवादिभ्रमतः पुंसः प्रवृत्तस्यान्यमानतः ।

प्रमेति चेत्तथोपास्तिर्मांतरे कारणायताम् ॥१२४॥ १०८२

શબ્દાર્થઃ—સંવાદિભ્રમથી પ્રવૃત્ત થએલા પુરૂષને અન્ય પ્રમાણથી પ્રમા [ઉપજે છે] એમ જો [કહે] તો ઉપાસના [પણ] અન્ય (પ્રમા) માં કારણરૂપ માં જૂદી થાઓ. ૧૨૪.

વિવેચનઃ—વાદી કહે છે કે સંવાદિભ્રમ કાંઈ પોતે પોતાની સત્તાથી પ્રમા–યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરતો નથી, પણ તેથી પ્રવૃત્ત થએલા પુરૂષને ઇંદ્રિયો અને તેના વિષયના સંબંધથી પ્રમા ઉત્પન્ન થાય છે. સિદ્ધાંતી કહે છે કે એમ હોય તો આ નિર્ગુણ ઉપાસના પણ પોતે સ્વતંત્રપણે અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરે છે એમ અમે ક્યાં કહીએ છીએ. તે પણ નિદિધ્યાસરૂપ થઇને મહાવાક્યથી ઉત્પન્ન થતા અપરોક્ષ જ્ઞાનમાં કારણ થાય છે. ૧૨૪.

मूर्त्तिध्यानस्य मंत्रादेरपि कारणता यदि ।
अस्तु नाम तथाप्यत्र प्रत्यासत्तिर्विशिष्यते ॥१२५॥ १०८३

શબ્દાર્થઃ—મૂર્ત્તિના ધ્યાનને અને મંત્રાદિને પણ [જ્ઞાનનું] કારણપણું [છે]. [એમ] જો [કહે તો તે] ભલે હો! તથાપિ અહિં (નિર્ગુણ ઉપાસનામાં) જ્ઞાનની સમીપતા વિશેષ છે. (કહેવાનો ભાવ એવો છે કે મૂર્ત્તિનું ધ્યાન આદિ પણ ચિત્તની એકાગ્રતા સંપાદન કરી અપરોક્ષ જ્ઞાનનું સાધન થાય છે, તો પછી નિર્ગુણ ઉપાસનાની જરૂર શી છે? એમ કોઇને લાગે, તો નિર્ગુણ ઉપાસના જ્ઞાનની વધારે સમીપ છે એટલું વિશેષ હોવાથી તે જરૂરની છે.) ૧૨૫.

निर्गुणोपासनं पक्वं समाधिः स्याच्छनैस्ततः ।
यः समाधिर्निरोधाख्यः सोऽनायासेन लभ्यते ॥१२६॥ १०८४

શબ્દાર્થઃ—નિર્ગુણ ઉપાસના [જ્યારે] દૃઢ [થાય છે ત્યારે] સમાધિ થાય છે. પછી ધીમેથી જે નિરોધ નામની સમાધિ [છે] તે અનાયાસે પ્રાપ્ત થાય છે. ૧૨૬.

વિવેચનઃ—ઉપરના શ્લોકમાં કહ્યું છે કે 'નિર્ગુણ ઉપાસનામાં જ્ઞાનની સમીપતા છે.' એ સમીપતા કેવે પ્રકારે છે તે બતાવે છે. નિર્ગુણ ઉપાસના જ્યારે પકવ થાય છે ત્યારે સવિકલ્પ સમાધિ થાય છે; અને તે સવિકલ્પ સમાધિથી तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः 'તેનો પણ નિરોધ થયે સતે સર્વ વૃત્તિઓના નિરોધથી નિર્બીજ સમાધિ થાયછે.' આ ભગવાન્ પતંજલિએ બતાવેલા સૂત્ર પ્રમાણે નિરોધ નામની નિર્વિકલ્પ સમાધિ વગર મહેનતે પ્રાપ્ત થાય છે. ૧૨૬.

निरोधलाभे पुंसोंतरसंगं वस्तु शिष्यते ।
पुनः पुनर्वासितेऽस्मिन् वाक्याज्जायेत तत्त्वधीः॥ १२७॥ १०८५

निर्विकारासंगनित्यस्वप्रकाशैकपूर्णता ।
बुद्धौ झटिति शास्त्रोक्ता आरोहन्त्यविवादतः ॥१२८॥ १०८६

શબ્દાર્થઃ—નિરોધ સમાધિનો લાભ થયે સતે પુરૂષને અંતરમાં અસંગ વસ્તુ શેષ રહે છે. ફરીફરીને આ (અસંગ વસ્તુ) નો નિક્ષેપ કર્યે સતે 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યથી 'હું બ્રહ્મછું' એવું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાયછે. (૧૨૭). [તત્ત્વજ્ઞાનથી] શાસ્ત્રમાં કહેલ નિર્વિકારપણું, અસંગપણું, નિત્યપણું, સ્વપ્રકાશપણું, એકપણું ને પૂર્ણપણું [ઇત્યાદિ આત્માના ગુણો] વગર વિવાદે તત્કાળ બુદ્ધિમાં સ્થિતિ કરે છે. ૧૨૮.

योगाभ्यासस्त्वेतदर्थोऽमृतबिंद्वादिषु श्रुतः ।
एवं चान्यथाऽपि हेतुत्वादन्यतो वरम् ॥ १२९ ॥ १०८७

**શબ્દાર્થ:—એ (અપરોક્ષ જ્ઞાન) ને માટે અમૃતબિંદુ આદિ ઉપનિષદ્‌માં યોગાભ્યાસ પણ સાંભળેલો [છે. અને] એમ [હોવાથી] દૃષ્ટદ્વારવડે પણ હેતુપણું હોવાથી બીજા (સગુણ ઉપાસના આદિક) થી [ નિર્ગુણ ઉપાસના] શ્રેષ્ઠ [છે]. ૧૨૯.**

**વિવેચન:**—નિર્વિકલ્પ સમાધિથી અપરોક્ષ જ્ઞાન થાય છે, એમાં અમૃતબિંદુ આદિ ઉપનિષદો પ્રમાણભૂત છે. આમ નિર્ગુણ ઉપાસનાને પણ અપરોક્ષ જ્ઞાનના સાન્નિધ્યનો સંભવ હોવાથી તે નિર્વિકલ્પ સમાધિના લાભરૂપ પ્રત્યક્ષદ્વાર–દૃષ્ટદ્વાર–થાય છે. આ દૃષ્ટદ્વારવડે પણ નિર્ગુણ ઉપાસના અપરોક્ષ જ્ઞાનનો હેતુ હોવાથી સગુણ ઉપાસના આદિ બીજાં જ્ઞાનનાં સાધનો છે તેનાથી તે શ્રેષ્ઠ છે. ૧૨૯.

**उपेक्ष्य तत् तीर्थयात्राजपादीनेव कुर्वताम् ।**

**पिंडं समुत्सृज्य करं लेढीति न्याय आपतेत् ॥१३०॥** ૧૦૮૮

**શબ્દાર્થ:—તે નિર્ગુણ ઉપાસનાનો ત્યાગ કરીને તીર્થ, યાત્રા, અને જપઆદિને જ કરનારા (પુરૂષો) ને** [1] **કરંલેઢી ( ગ્રાસ છોડી દઇને હાથ ચાટે છે)' એવો ન્યાય પ્રાપ્ત થાય છે. ( અર્થાત્ નિર્ગુણ ઉપાસના છોડી બીજાં સાધનમાં જોડનારનો શ્રમ વૃથા જાય છે એવો ભાવ. ) ૧૩૦**

**उपासकानामप्येवं विचारत्यागतो यदि ।**

**बाढं तस्माद्विचारस्यासंभवे योग ईरितः ॥१३१॥** ૧૦૮૯

**શબ્દાર્થ:—વિચારના ત્યાગથી ઉપાસકોને પણ જો એ પ્રકારે [ કરંલેઢી ન્યાયની પ્રાપ્તિ થાય છે તો] સત્ય [છે] તેટલા માટે વિચારના અસંભવ સતે યોગ કહેલો [છે]. ૧૩૧.**

**વિવેચન:**—નિર્ગુણ ઉપાસક પણ જો વિચારનો પરિત્યાગ કરે તો તેને પણ કરંલેઢી ન્યાય સમાન જ છે. એટલા માટે જ વિચારનો અસંભવ હોવાથી યોગ બતાવવામાં આવેલ છે. ૧૩૧.

**बहुव्याकुलचित्तानां विचारात् तत्त्वधीर्नहि ।**

**योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥१३२॥** ૧૦૯૦

**શબ્દાર્થ:— જે કારણથી અતિશય વ્યાકુળ ચિત્તવાળા ( પુરૂષો )ને વિચારથી [ પણ ] તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થતું નથી તે કારણથી [ તેઓને માટે ] યોગ ( સાધન ) મુખ્ય [ છે. ] તેઓની બુદ્ધિનો વિક્ષેપ તેણે કરીને નાશ પામે છે. ૧૩૨.**

---

૧. જમવા બેઠેલા ઘણા માણસોમાંના એકને માત્ર એક જ લાડુ આવ્યો. પછી ભાત આવ્યો. આથી ગભરાઇને તે માણસે પોતાને મળેલો લાડુ પછવાડે કપડામાં સંતાડી બીજો માગ્યો, પણ બીજો મળ્યો નહિ, અને પાછળ સંતાડેલો લાડુ કૂતરું લઈ ગયું એટલે તેને તો માત્ર 'હાથ ચાટવા' રહ્યા. આને કરંલેઢી ન્યાય કહે છે.

अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।
सांख्यनामा विचारः स्यान् मुख्यो झटिति सिद्धिदः ॥१३३॥ १०९१

શબ્દાર્થ:—શાંત બુદ્ધિવાળો અને જેનો આત્મા માત્ર મોહથી ઢંકાયો છે એવા (પુરૂષો) ને સાંખ્ય નામનો વિચાર (તત્ત્વવિચાર) મુખ્ય [અને] તત્કાળ જ્ઞાનરૂપ સિદ્ધિ આપનાર [છે]. (અર્થાત્ સ્વાધીન ચિત્તવાળાને તત્ત્વસંબંધી વિચાર કરવા એ જ મુખ્ય સાધન છે.) ૧૩૩.

* यत् सांख्यैः प्राप्यते स्थानं तद् योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ १३४ ॥ १०९२

શબ્દાર્થ:—જે સ્થાન, તત્ત્વનો વિચાર કરનારા (પુરૂષો) એ પમાય છે તે (સ્થાન) યોગીઓએ પણ પમાય છે. સાંખ્ય અને યોગને જે એક [જ] જુએ છે તે (પુરૂષ) [શાસ્ત્રાર્થને સારીરીતે] જુએ છે. ૧૩૪.

= = =

तत्कारणं सांख्ययोगाधिगम्यमिति हि श्रुतिः ।
यस्तु श्रुतेर्विरुद्धः स आभासः सांख्ययोगयोः ॥१३५॥ १०९३

શબ્દાર્થ:—'તેનું કારણ સાંખ્ય અને યોગથી પામી શકાય [છે]' એવી શ્રુતિ [છે] સાંખ્ય અને યોગનો જે (ભાગ) શ્રુતિવિરૂદ્ધ [છે] તે (ભાગ) આભાસ [છે]. ૧૩૫.

વિવેચન:—સાંખ્ય અને યોગ બંને મુક્તિનાં સાધન છે એમ શ્રી ગીતામાં બતાવેલું છે તેના મૂળભૂત એવી શ્રુતિ છે તે આમાં બતાવી છે. સાંખ્ય અને યોગ બંને તત્ત્વજ્ઞાન દ્વારા મુક્તિનાં સાધન છે એ વાત સ્વીકારવાથી સાંખ્ય અને યોગના જે ભાગો ૧ શ્રુતિવિરૂદ્ધ છે તેમનો અત્ર સ્વીકાર કર્યો છે એમ સમજવાનું નથી. એમના શ્રુતિવિરૂદ્ધ ભાગો તો **આભાસ** છે એટલે કે જેનો શાસ્ત્રથી બાધ સમજી શકાય તેવા છે. વાસ્તવિક નથી. ૧૩૫.

उपासनं नातिपक्वमिह यस्य परत्र सः ।
मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥ १३६ ॥ १०९४

શબ્દાર્થ:—જે પુરૂષનું ઉપાસન અહિંઆં (આ શરીરમાં) અતિશય પક્વ નથી (થયું) તે (પુરૂષ) મરણ વખતે અથવા બ્રહ્મલોકમાં તત્ત્વને જાણીને મૂકાઈ જાય છે. (મુક્ત થાય છે.) ૧૩૬.

'यं यं वापि स्मरन् भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति' यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥ १३७ ॥ १०९५

---

* શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૫ માનો ૫ મો શ્લોક જુઓ.=भिपन्न इति એવો પણ પાઠછે.

૧ સાંખ્યમાં કેવળ પ્રકૃતિ જ જગતનું કારણ છે. ઇશ્વર નથી. અને તે નિત્ય છે તથા આત્મા અનંત છે, એટલો ભાગ શ્રુતિવિરૂદ્ધ છે. તેમ જ યોગમાં ઇશ્વર છે, પણ તે તટસ્થ છે, અને પ્રધાન નિત્ય છે, તથા જીવો અનંત છે, આટલો ભાગ શ્રુતિવિરૂદ્ધ છે. તેમનો અત્ર સ્વીકાર કરેલો નથી. પાછળ ૫૧૯ મો અને ૫૨૨ મો શ્લોક જુઓ.

**શબ્દાર્થ:—જે જે પણ દેવતારૂપ તત્ત્વને[1] સંભારતા ( પુરૂષ ) અંતકાળમાં [ પોતાના ] શરીરને તજે છે [ તેઓ ] તેને તેને જ પામે છે. [ કેમકે ] જે ચિત્તવાળો ( પુરૂષ ) [ હોય ] તે ચિત્તવડે કરીને [ તેવાને ] પામે છે, એ પ્રકારનું શાસ્ત્ર છે માટે. ૧૩૭.**

**વિવેચન:**—મરણ સમયે જ્ઞાનથી મુક્તિ મળે છે એ સિદ્ધાંતમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાના આઠમા અધ્યાયના ૬ ઠ્ઠા શ્લોકનું પ્રમાણ અત્ર ગ્રંથકર્ત્તાએ લીધેલું છે. વળી यच्चित्तस्तेनैव प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहात्मना यथा संकल्पितं लोकं नयति 'મરણ સમયે આ જીવ જેમાં ચિત્તને જોડે છે તે ઈંદ્રિયો સહિત ચિત્તવડે પ્રાણને પામે છે. તે પ્રાણ, ઉદાનવૃત્તિ યુક્ત સતો તેણે જે લોકનો સંકલ્પ કર્યો છે તે લોકમાં ભોક્તાને લઇ જાય છે.' આ પ્રશ્નોપનિષદ્‌નું પણ પ્રમાણ છે. ૧૩૭.

**अंत्यप्रत्ययतो नूनं भावि जन्म तथा सति ।**
**निर्गुणप्रत्ययोऽपि स्यात् सगुणोपासने यथा ॥१३८॥ १०९६**

**શબ્દાર્થ:—નિશ્ચય થનારો જન્મ અંતકાળની ભાવનાથી [ છે ] તેમ સતે જેમ સગુણ ઉપાસનામાં ( સગુણ ભાવના થાય છે તેમ નિર્ગુણ ઉપાસનામાં ) નિર્ગુણ ભાવના પણ થાય છે. ૧૩૮.**

**વિવેચન:**—પાછળ શ્રુતિસ્મૃતિનાં પ્રમાણોથી એમ બતાવ્યું છે કે અંતકાળની ભાવનાને અનુસરી આગલો જન્મ આવે છે. આથી કરીને જ્ઞાનથી મુક્તિ નથી થતી એમ સમજવાનું નથી. આ શ્રુતિસ્મૃતિ બંનેનાં વાકયો, મરણસમયે જ્ઞાનથી મોક્ષ થાય છે એ વાકયની સાથે અર્થમાં મળી જાય છે. મરણકાળમાં જેવી જેવી ભાવના તેવો તેવો ભાવિ જન્મ છે, તો સગુણ ઉપાસનામાં મરણ સમયે જેમ સગુણ બ્રહ્માકાર જ્ઞાન થાય છે તેમ નિર્ગુણ ઉપાસનામાં નિર્ગુણ બ્રહ્માકાર જ્ઞાન થાય છે; એવો આ શ્લોકનો અર્થ છે. ૧૩૮.

**नित्यनिर्गुणरूपं तन् नाममात्रेण गीयताम् ।**
**अर्थतो मोक्ष एवैष संवादिभ्रमवन् मतः ॥ १३९ ॥ १०९७**

**શબ્દાર્થ:—નિત્ય નિર્ગુણ રૂપ તે (બ્રહ્મ), માત્ર નામવડે બોલાય છે; અર્થથી [તો] આ મોક્ષ જ [છે. માત્ર] સંવાદિભ્રમની પેઠે [આને મોક્ષરૂપ] માન્યો [છે]. ૧૩૯.**

**વિવેચન:**—નિર્ગુણ ભાવનાના અભ્યાસથી નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, આનું નામજ મુક્તિ છે. નિત્ય નિર્ગુણરૂપ બ્રહ્મ અને મોક્ષ એમાં માત્ર શબ્દનો ભેદ છે. અર્થ તો એક જ છે. स्वरूपावास्थितिर्मुक्तिः 'સ્વરૂપમાં વસવું તે જ મુક્તિ' આવી મુક્તિની વ્યાખ્યા પણ છે. જો આમ છે તો નિર્ગુણ બ્રહ્મ અને મુક્તિ કે મોક્ષ એમ જાૂદું કેમ કહેવાય છે? માત્ર સંવાદિભ્રમની પેઠે જ તે છે; એટલે કે માત્ર નામથી જેમ સંવાદિભ્રમ છે, પણ વસ્તુતાએ તો તે તત્ત્વજ્ઞાન જ છે તેમ. ૧૩૯.

---

(૧) ત્રીજા પ્રશ્નો ૧૦ મો મંત્ર જુઓ.

**तत्सामर्थ्याज् जायते धीर्मूलाविद्यानिवर्तिका ।**

**अविमुक्तोपासनेन तारकब्रह्मबुद्धिवत् ॥ १४० ॥ १०९८**

**શબ્દાર્થ:—અવિમુક્ત (સગુણ બ્રહ્મ) ની ઉપાસનાવડે તારક બ્રહ્મની બુદ્ધિની પેઠે તે (નિર્ગુણ ઉપાસના)ના સામર્થ્યથી મૂળની અવિદ્યાને નિવર્ત્ત કરનારી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ૧૪૦.**

**વિવેચન:**—માનસ ક્રિયારૂપ નિર્ગુણ ઉપાસનાને મુક્તિનું સાધનપણું ઘટતું નથી એમ નથી, કેમકે તેનાથી ઉત્પન્ન થતું જ્ઞાન મોક્ષનું સાધન છે. જેમ સગુણ બ્રહ્મના ઉપાસનથી સગુણ બ્રહ્મની વિદ્યા ઉત્પન્ન થાય છે તેમ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાના સામર્થ્યથી અવિદ્યાને નાશ કરનારી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ૧૪૦.

**सोऽकामो निष्काम इति ह्यशरीरो निरिन्द्रियः ।**

**अभयं हीति मुक्तत्वं तापनीये फलं श्रुतम् ॥१४१॥ १०९९**

**શબ્દાર્થઃ—'તે અકામ [ને] નિષ્કામ [છે]' એ પ્રકારે [અને] 'તે શરીર વિનાનો તથા ઇંદ્રિય વિનાનો છે' 'અભય (બ્રહ્મ) જ છે' એ પ્રકારે ઉત્તર તાપનીયોપનિષદ્‌માં [નિર્ગુણ ઉપાસનાનું] મોક્ષરૂપ ફળ સાંભળેલું [છે]. ૧૪૧.**

**વિવેચનઃ**—નિર્ગુણ ઉપાસનાનું મોક્ષરૂપ ફળ છે; એ વાત ઉત્તરતાપનીય નામના ઉપનિષદ્‌માં નીચેનાં વાક્યોથી બતાવેલ છે. सोऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवलीयंते 'તે ઉપાસક **અકામ** એટલે અંતર રાગ રહિત, **નિષ્કામ** એટલે બાહ્યરાગ રહિત, **આપ્તકામ** એટલે સર્વે ઇચ્છાપૂર્ણ અને **આત્મકામ** એટલે આત્માની જ ઇચ્છાવાળો છે. તેના પ્રાણ ઉત્ક્રમણ (અન્યલોકમાં અથવા અન્યદેહમાં જવાનું) કરતા નથી પણ અહિંઆં (આ શરીરમાં) જ સારી રીતે લીન થાય છે' ब्रह्मैव सन् ब्रह्माप्येति 'બ્રહ્મ સતો જ બ્રહ્મને પામે છે' अशरीरो निरिंद्रियोऽप्राणोऽमना सच्चिदानंदमात्रः स्वस्वराड् भवति 'તે શરીર વિનાનો, ઈંદ્રિય વિનાનો, પ્રાણ વિનાનો, મન વિનાનો, સચ્ચિદાનંદ માત્ર અને સ્વપ્રકાશ છે' અને य एवं वेद चिन्मयो ह्ययमोंकारश्चिन्मयमिदं सर्वं तस्मात्परमेश्वर एवैकमेव तद् भवत्येतदमृतमभयमेतद् ब्रह्माभयं वै ब्रह्म भवति य एवं वेदेति रहस्यं 'જે પુરૂષ એમ જાણે છે કે ચિન્મય, આ ૐકાર છે; ચિન્મય આ સર્વ છે; તેથી એક પરમેશ્વર જ તે થાય છે. આ અમૃત છે, અભય છે, આ બ્રહ્મ અભય બ્રહ્મ જ થાય છે, જે એમ આ રહસ્યને જાણે છે.' ઇત્યાદિ વાક્યોવડે નિર્ગુણ ઉપાસનાનું ફળ મોક્ષ છે એમ સાંભળ્યું છે. ૧૪૧.

**उपासनस्य सामर्थ्याद् विद्योत्पत्तिर्भवेत् ततः ।**

**नान्यः पंथा इति ह्येतत् शास्त्रं नैव विरुध्यते ॥१४२॥ ११००**

**શબ્દાર્થઃ—ઉપાસનાના સામર્થ્યથી વિદ્યાની ઉત્પત્તિ થાય છે, તેથી 'બીજો માર્ગ નથી' એ પ્રકારનું આ શાસ્ત્ર (શ્રુતિ) વિરોધ પામતું જ નથી. ૧૪૨.**

**વિવેચનઃ**—ઉપાસનાવડે મુક્તિ છે એમ સ્વીકારવાથી नान्यः पंथा विद्यतेऽयनाय 'મોક્ષપ્રાપ્તિને માટે બીજો માર્ગ નથી.' એ શ્રુતિને બાધ આવતો નથી. કેમકે ઉપાસનાના સામર્થ્યથી વિદ્યા ઉત્પન્ન થાય છે. અર્થાત્ ઉપાસનાના વિદ્યારૂપ દ્વારવડે મોક્ષની પ્રાપ્તિ છે. ૧૪૨.

**निष्कामोपासनान् मुक्तिस्तापनीये समीरिता।**
**ब्रह्मलोकः सकामस्य शैब्यप्रश्ने समीरितः ॥१४३॥ ११०१**
**य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते।**
**स एतस्माज्जीवघनात् परं पुरुषमीक्षते ॥१४४॥ ११०२**

**શબ્દાર્થઃ**—**ઉત્તર તાપનીયોપનિષદ્માં નિષ્કામ ઉપાસનાથી મુક્તિ કહેલી [છે અને] શૈબ્ય પ્રશ્ન (પ્રશ્નોપનિષદ્) માં સકામ ઉપાસકને બ્રહ્મલોક (ની પ્રાપ્તિ છે એમ) કહેલ [છે]. (૧૪૩). જે ત્રિમાત્ર (ૐકાર )વડે [બ્રહ્મને] ઉપાસે છે તે બ્રહ્મલોકમાં લઈ જવાય છે. તે આ જીવઘનથી પુરૂષને જુએ છે. ૧૪૪.**

**વિવેચનઃ**—શૈબ્યપ્રશ્નને અર્થથી આ શ્લોકમાં ભણી બતાવ્યું છે. તે નીચે પ્રમાણે છે. [1] यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये संपन्नो यथा पादोदरस्त्वचा विनिर्मुच्यते एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरून्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघनात् परात् परं पुरिशयं 'पुरूषमीक्षते ' વળી જે ત્રણ માત્રાવાળા ૐકારવડે તે પરમ પુરૂષ બ્રહ્મનું ધ્યાન કરતો હવો. તે તેજરૂપ સૂર્યમાં પ્રાપ્ત થયો સતો, સર્પ જેમ કાંચળીથી મુક્ત થાય છે તેમ નિશ્ચય તે ઉપાસક પાપથી મુક્ત થાય છે. સામવડે બ્રહ્મલોકમાં જાય છે, તે આ જીવઘનથી શરીરરૂપ પુરીમાં રહેનાર પરમપુરૂષને જુએ છે' એમ સકામ ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ સાંભળી છે. સકામને માત્ર બ્રહ્મલોકની જ પ્રાપ્તિ છે એમ નથી. બ્રહ્મલોકમાં ગએલો ઉપાસક **જીવઘન** એટલે જીવની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી પર—ઉત્કૃષ્ટ નિરૂપાધિક ચૈતન્યરૂપ પરમાત્મા છે તેને દેખે છે. અર્થાત્ સાક્ષાત્કાર કરે છે. ૧૪૩—૧૪૪.

**अप्रतीकाधिकरणे तत्क्रतुर्न्याय ईरितः।**
**ब्रह्मलोकफलं तस्मात् सकामस्येति वर्णितम् ॥१४५॥ ११०३**

**શબ્દાર્થઃ**—**અપ્રતીકના અધિકરણમાં તત્ક્રતુ ન્યાય કહેલો [ છે ] તેથી સકામીને બ્રહ્મલોકરૂપી ફળ [ થાય છે ] એ પ્રકારે વર્ણવેલું [ છે ]. ૧૪૫.**

**વિવેચનઃ**—આ શ્લોકમાં **અપ્રતીકાલંબન** અને **તત્ક્રતુ** એ બે શબ્દો સમજવા જેવા છે. બ્રહ્મસૂત્રના ચોથા અધ્યાયના બીજા પાદનું ૧૫ મું સૂત્ર નીચે મુજબ છે. अप्रतीकालंबनान्नयतीति बादरायण उभयथाऽदोषात् तत्क्रतुश्च ' **પ્રતીકાલંબન** અને **અપ્રતીકાલંબન** એવા બંને પ્રકારના અંગીકાર કરવામાં અદોષ હોવાથી તથા **તત્ક્રતુ**

[1] પાંચમા પ્રશ્નમાં ૫ મી શ્રુતિ જુઓ.

ન્યાયથી અપ્રતીકાલંબનને એટલે 'પ્રતિમાને નહિ ઉપાસતા એવા ઉપાસકોને (અમાનવ પુરૂષ બ્રહ્મલોકમાં) લઇ જાય છે એમ બાદરાયણ આચાર્ય માને છે.' આ સૂત્રમાં કામનાનુસાર ફળની પ્રાપ્તિ બતાવી છે; તેથી કરીને* સકામીને બ્રહ્મલોકની પ્રાપ્તિ છે એમ સમજાય છે. આથી અપ્રતીકાલંબનનો અર્થ સ્પષ્ટ થયો છે. વળી तं यथा यथोपासते तदेव भवति 'તેને જેવી રીતે ધ્યાન કરે છે તેમ જ થાય છે. અર્થાત્ જે જેનું ધ્યાન કરે છે તે તેને પામે છે' આ મૂળ શ્રુતિરૂપ ન્યાયને તત્ક્રતુ ન્યાય કહે છે. ૧૪૫.

**निर्गुणोपास्तिसामर्थ्यात् तत्र तत्त्वमवेक्षते ।**
**पुनरावर्तते नायं कल्पान्ते च विमुच्यते ॥१४६॥ ११०४**

**શબ્દાર્થઃ—આ (સકામ નિર્ગુણ ઉપાસક) [પોતાની] નિર્ગુણ ઉપાસનાના સામર્થ્યથી ત્યાં (બ્રહ્મલોકમાં) તત્ત્વને જુએ છે. [ત્યાંથી તે] ફરી [સંસારમાં] આવતો નથી. અને કલ્પના અંતમાં મુક્ત થાયછે. ૧૪૬.**

**વિવેચનઃ—**સકામી પુરૂષોને તત્ત્વજ્ઞાન ક્યાંથી થાય છે તે બતાવવાને આ શ્લોક છે. इमं मानवमावर्तं नावर्तते न स पुनरावर्त्तते न स पुनरावर्त्तते. 'આ માણસ (નિર્ગુણ ઉપાસક) ને આવર્ત્તન આવતું નથી. તે ફરી આવતો નથી, તે ફરી આવતો નથી.' અને ब्रह्मणा सह ते सर्वे 'બ્રહ્માની સાથે તે સઘળાઓ (પરમપદ પામે છે).' ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિથી તે સકામ નિર્ગુણ ઉપાસકને ફરીને સંસારની પ્રાપ્તિ નથી, પણ મુક્તિ છે. ૧૪૬.

**प्रणवोपास्तयः प्रायो निर्गुणा एव वेदगाः ।**
**क्वचित् सगुणताऽप्युक्ता प्रणवोपासनस्य हि ॥१४७॥ ११०५**

**શબ્દાર્થઃ—પ્રણવની ઉપાસના ઘણુંકરીને વેદમાં નિર્ગુણ જ કહી [છે અને] ક્યાંઈક પ્રણવની ઉપાસનાની સગુણતા પણ પ્રસિદ્ધ કરી [છે]. ૧૪૭.**

**परापरब्रह्मरूप ॐकार उपवर्णितः ।**
**पिप्पलादेन मुनिना सत्यकामाय पृच्छते ॥१४८॥ ११०६**

**શબ્દાર્થઃ—પ્રશ્ન કરતા સત્યકામને માટે ભગવાન્ પિપ્પલાદ મુનીએ નિર્ગુણ અને સગુણ બ્રહ્મરૂપ ૐકારને વર્ણવેલો [છે]. ૧૪૮.**

**વિવેચનઃ—**પ્રશ્નોપનિષદ્‌માં ભગવાન્ **પિપ્પલાદ** મુની પાસે જઇને **સત્યકામ** નામના શિષ્યે પ્રશ્ન પૂછ્યો છે તેના ઉત્તરમાં (પાંચમા પ્રશ્નમાં) તેમણે કહ્યું કે एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोंकारस्तस्माद्विद्वानेतेनैवायतनेन एकतरमन्वेति 'હે સત્યકામ! આ જે **પર** અને **અપર** બ્રહ્મરૂપ ૐકાર છે તેનાથી આ ૐકારરૂપ આશ્રયવડે **પર**-નિર્ગુણ અથવા **અપર**—સગુણ બ્રહ્મ (એ બે)માંથી એકને પામે છે' આ શ્રુતિનો અર્થ અત્ર બતાવ્યો છે. ૧૪૮.

***एतदालंबनं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।**
**इति प्रोक्तं यमेनाऽपि पृच्छते नाचिकेतसे ॥१४९॥ ११०७**

* કઠોપનિષદ્‌ની ૨ જી વલ્લીના ૧૬—૧૭ મા મંત્રને અત્ર મિશ્ર કરેલા છે.

શબ્દાર્થઃ—'આ પ્રણવરૂપ આલંબનને જાણીને જે પુરૂષ જેને ઇચ્છે છે, તેને તે મળે છે' એમ પૂછતા નચિકેતાને યમે પણ કહેલું છે. ૧૪૯.

વિવેચનઃ—કહેવાનો ભાવ એવો છે કે આ ૐકારને જાણીને ઉપાસક જે ઇચ્છે તે મેળવે છે, એટલે નિર્ગુણ બ્રહ્મ અથવા સગુણ બ્રહ્મને મેળવે છે. આથી પ્રણવની બે પ્રકારની ઉપાસના બતાવી છે. ૧૪૯.

પાછળ ૧૦૯૪થી અહિં સુધીમાં કહેલા અર્થને નીચેના શ્લોકથી સમાપ્ત કરી બતાવેછે.–

इह वा मरणे चास्य ब्रह्मलोकेऽथवा भवेत् ।

ब्रह्मसाक्षात्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम्॥१५०॥ ११०८

શબ્દાર્થઃ—[નિર્ગુણ બ્રહ્મની] સારી ઉપાસના કરનાર આ (પુરૂષ) ને અહિંઆં (આ શરીરમાં) મરણ વખતે અથવા બ્રહ્મલોકમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૧૫૦.

अर्थोऽयमात्मगीतायामपि स्पष्टमुदीरितः ।

विचाराक्षम आत्मानमुपासीतेति संततम् ॥ १५१ ॥ ११०९

શબ્દાર્થઃ—'વિચારમાં અશક્ત (પુરૂષ) આત્માને નિરંતર ઉપાસે' એ પ્રકારે આ અર્થ આત્મગીતામાં પણ સ્પષ્ટ કરેલો [છે]. ૧૫૧.

साक्षात् कर्तुमशक्तोऽपि चिंतयेन् मामशंकितः ।

कालेनानुभवारूढो भवेदाफलितो ध्रुवम् ॥ १५२ ॥ १११०

શબ્દાર્થઃ—બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને જે પુરૂષ અશક્ત હોય તે પણ શંકારહિત એવો [થઇને] મને (પ્રત્યગભિન્ન પરાત્માને) ચિંતવે, [તો] કેટલાક કાળવડે નિશ્ચય [તે] પૂર્ણફળ મોક્ષવાળો થાય [આ રીતે] અધ્યાત્મગીતામાં કહેલું છે. ૧૫૨.

यथाऽगाधनिधेर्लब्धौ नोपायः खननं विना ।

मल्लाभेऽपि तथा स्वात्मचिंतां मुक्त्वा न चापरः॥१५३॥ ११११

શબ્દાર્થઃ—જેમ ભોંયમાં દાટેલા ભંડારને મેળવવામાં ખોદવા સિવાય બીજો ઉપાય નથી તેમ મારી—પરમાત્માની પ્રાપ્તિ અનુભવવામાં પણ પોતાના આત્માનું ધ્યાન કરવું એરૂપ ઉપાય છાડીને બીજો ઉપાય નથી.૧૫૩.

देहोपलमपाकृत्य बुद्धे[illegible]दालकात् पुनः ।

खात्वा मनोभुवं भूयो गृह्णीयान् मां निधिं पुमान् ॥१५४॥ १११२

શબ્દાર્થઃ—દેહરૂપી પથ્થરને દૂર કરીને વળી બુદ્ધિરૂપ કોદાળાવડે મનરૂપી પૃથ્વીને ખોદીને પછી હુંરૂપ ભંડારને પુરૂષ ગ્રહણ કરે. ૧૫૪.

अनुभूतेरभावेऽपि ब्र[illegible]चेव [illegible]चिंतताम् ।

अप्यसत्प्राप्यते ध्याना[illegible]नित्याप्तं ब्रह्म किं पुनः॥१५५॥ १११३

**શબ્દાર્થ:**—અનુભવના અભાવ સતે પણ 'હું બ્રહ્મ છું' એમ જ ચિંતન કરવું. [કેમકે] અસત્ વસ્તુ પણ ધ્યાનથી પમાય છે તો પછી નિત્યપ્રાપ્ત એવું બ્રહ્મ [પ્રાપ્ત થાય એમાં] શું [આશ્ચર્ય]! ૧૫૫.

**વિવેચન:**—જ્ઞાનમાં અસમર્થ, પુરૂષને ધ્યાનમાં અધિકાર છે એ વાતમાં બીજાના વાક્યને અત્ર પ્રમાણ દાખલ લઈ બતાવે છે. ધ્યાનમાં એવો ચમત્કાર છે કે ઉપાસક પૂર્વે દેવ આદિક ન હોતો તોપણ ધ્યાનના સતત પ્રવાહથી કીડાને ભ્રમરની ભાવનાની પેઠે દેવપણું મેળવે છે; તો બ્રહ્મત્વ જે સર્વનું સ્વરૂપ અને **નિત્યપ્રાપ્ત** એટલે જે નિત્ય પામેલું છે તેને ધ્યાનથી * પ્રાપ્ત કરાય તેમાં શી નવાઈ! ૧૫૫.

**अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद् दिने दिने ।**
**पश्यन्नपि न चेद्ध्यायेत् कोऽपरोऽस्मात् पशुर्वद ॥१५६॥ ११९४**

**શબ્દાર્થ:**—ધ્યાનથી અનાત્માકાર બુદ્ધિની શિથિળતારૂપ ફળને જોતો સતો પણ જો [પુરૂષ] ધ્યાન કરે નહિ, તો આનાથી બીજો કોણ મૂર્ખ [છે તે] કહે? ૧૫૬.

**देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।**
**पश्यन् मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥१५७॥ ११९५**

**શબ્દાર્થ:**—ધ્યાનથી દેહના અભિમાનનો નાશ કરીને અદ્વય આત્માને જોતો સતો મરણ ધર્મવાળો માણસ અમર થઇને અહિંઆં જ બ્રહ્મને પામે છે. ૧૫૭.

**ध्यानदीपमिमं सम्यक् परामृशति यो नरः ।**
**मुक्तसंशय एवायं ध्यायति ब्रह्म संततम् ॥ १५८ ॥ ११९६**

**શબ્દાર્થ:**—જે માણસ આ ધ્યાનદીપનું સારી રીતે સ્મરણ કરે છે તે. આ નિઃસંદેહ થયો સતો જ નિરંતર બ્રહ્મનું ધ્યાન કરે છે. ૧૫૮.

**॥ इति श्रीसनातनयोगम र्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम-शर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथ-शर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थदीपिकायां ध्यानदीपः समाप्तः ॥**

---

* અત્ર એક શંકા છે કે જે અપ્રાપ્ત વસ્તુ છે તે પ્રાપ્ત થઈ શકે છે અથવા પ્રાપ્ત કરી શકાય છે પણ પ્રાપ્ત વસ્તુ મેળવી શકાતી નથી. બ્રહ્મ જે નિત્યપ્રાપ્ત વસ્તુ છે તેની પ્રાપ્તિ થાયછે એ કહેવું કેવળ વ્યર્થ છે. બ્રહ્મ જે નિત્યપ્રાપ્ત છે એની પ્રાપ્તિ થતી નથી, એ વાત ખરી છે. અહિંઆં સો માત્ર અજ્ઞાનને લઇને કાને ખોશેલી કલમના ભૂલાવાની પેઠે તે અપ્રાપ્ત છે એમ ભ્રાંતિ થઈ છે, તે ભ્રાંતિ, જ્ઞાન થતાં ટળી જાય એરૂપ અત્ર બ્રહ્મની પ્રાપ્તિ છે એમ બતાવ્યું છે.

# પ્રકરણ ૧૦ મું.

# [1]નાટકદીપ.



## ૧ અધ્યારોપ અને અપવાદ પૂર્વક બંધનિવૃત્તિનો ઉપાય વિચાર છે. તેનો જીવ અને પરમાત્મારૂપ વિષય છે તેઓનું કથન. ૧૧૧૭—૧૧૩૧.

### ૧ અધ્યારોપ અને સાધન ( વિચારજન્ય જ્ઞાન ) સહિત અપવાદ. ૧૧૧૭—૧૧૨૧.

**परमात्माऽऽद्वयानंदपूर्णः पूर्वं स्वमायया ।**
**स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥ १ ॥ ११ १७**

**શબ્દાર્થ:—જગત્‌ની પૂર્વે અદ્વય આનંદ અને પૂર્ણરૂપ પરમાત્મા [ હતા. તે ] પોતાની માયાવડે પોતે જ જગત્‌રૂપ થઇને [ તેમાં ] જીવરૂપથી પેસતા હવા. ૧.**

**વિવેચનઃ—**આ કરવા ઇચ્છેલા નાટકદીપ નામના પ્રકરણની નિર્વિઘ્ન સમાપ્તિ થવા સારૂ ગ્રંથકર્ત્તા જો કે પ્રત્યક્ષ રીતે મંગળાચરણ કરતા નથી, તોપણ મનમાં ઇષ્ટનું સ્મરણ રાખી એ રૂપ મંગળાચરણ કરીને મંદ અધિકારીઓને નિષ્પ્રપંચ બ્રહ્મરૂપ આત્માના તત્ત્વનો અનાયાસે નિશ્ચય થવા સારૂ अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते शिष्याणां बोधसिद्ध्यर्थं तत्त्वज्ञैः कल्पितः क्रमः 'શિષ્યોના બોધની સિદ્ધિને માટે તત્ત્વને જાણનાર પુરૂષોએ ક્રમ કલ્પ્યો છે એટલે કે—અધ્યારોપ અને અપવાદવડે પ્રપંચવિનાના પરમાત્માને પ્રપંચવાળો કરાય છે' એ ન્યાયને અનુસરીને આ ગ્રંથનો આરંભ કરે છે. આથી આત્મામાં પ્રથમ અધ્યારોપને બતાવે છે—सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं 'હે સોમ્ય ! આ જગત્ આગળ એક જ અદ્વિતીય સત્ હતું' विज्ञानमानंदं ब्रह्म 'વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મ છે' पूर्णमदः पूर्णमिदं અને 'આ પૂર્ણ છે, આ પૂર્ણ છે' આ વગેરે શ્રુતિઓવડે પ્રસિદ્ધ સ્વગતાદિભેદશૂન્ય પરમાનંદરૂપ પરિપૂર્ણ પરમાત્મા હતા તે, मायां तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् એ શ્રુતિમાં બતાવ્યા પ્રમાણે પોતામાં રહેલી માયા શક્તિવડે પોતે જ જગત્ થઇને એટલે तदात्मानं स्वयमकुरुत सच्चत्यच्च भवत् 'તે બ્રહ્મ પોતાની મેળે પોતાને કરતું હવું; 'સ્થૂળસૂક્ષ્મરૂપ હોતું હવું' આ શ્રુતિ પ્રમાણે પોતે જ જગતની આકારતા પામીને પછી तत् सृष्ट्वा तदेवानुप्राविशत् अनेन जीवेनात्मनाऽनुप्रविश्य 'તે જગત્‌ને સૃજીને આ જીવરૂપવડે પ્રવેશ કરીને તેમાં જ પ્રવેશ કરતા હવા' એ શ્રુતિ પ્રમાણે જીવરૂપથી પ્રવેશ કરતા હવા. ૧.

[1] ચેતનમાં અધ્યસ્ત અહંકારાદિકને અને તેના પ્રકાશક સાક્ષીને આ પ્રકરણમાં નાટકરૂપે પ્રકાશ્યા છે, માટે એ નામ આપ્યું છે. શ્લોક ૧૧૨૬ નું વિવેચન જુઓ.

જો એક જ બ્રહ્મ જગતમાં જીવરૂપે પેઠું એમ માનીએ તો પછી તેમાં પૂજ્યપૂજક ભાવ ઇત્યાદિ ઉત્તમાધમ ભાવ છે તે વિરોધ છે ? આવી શંકાના સમાધાન માટે નીચેનો શ્લોક છે.—

**विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवताऽभवत् ।**
**मर्त्याऽऽद्यधमदेहेषु स्थितो भजति देवताम् ॥२॥ १११८**

**શબ્દાર્થઃ—વિષ્ણુ આદિક ઉત્તમ દેહમાં પેઠેલો ( પરમાત્મા ) દેવતા (પૂજ્યરૂપ) હોતો હવો [અને] મનુષ્ય આદિ અધમ દેહમાં સ્થિત થએલો પરમાત્મા [તે] દેવતાને [પૂજક થઇ] ભજે છે. (અર્થાત્ શરીરરૂપ ઉપાધિને લઇને ઉત્તમ ને અધમ છે. વાસ્તવ નથી). ૨.**

**अनेकजन्मभजनात् स्वविचारं चिकीर्षति ।**
**विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् ॥३॥ १११९**

**શબ્દાર્થઃ—અનેક જન્મના ભજનથી [ જીવાત્મા ] પોતાના વિચારને કરવા ઇચ્છે છે [અને એ] વિચારવડે માયા નાશ પામતાં [પછી] પોતે [જ] બાકી રહે છે. ૩.**

**વિવેચનઃ—**એ પ્રમાણે સંક્ષેપે આત્મામાં અધ્યારોપ બતાવીને સાધન સહિત તેનો અપવાદ પણ સંક્ષેપે જ દેખાડે છે. મનુષ્ય શરીરમાં આરોપિત જીવ પોતાના અનેક જન્મોમાં નિષ્કામ વૃત્તિથી કર્મો કરી તેને બ્રહ્મમાં સમર્પણ કરવારૂપ ભજનથી પોતાનો આત્મા જે બ્રહ્મ સ્વરૂપ છે તેના જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિને કરવા ઇચ્છે છે. એમ એ સ્વવિચાર ઉત્પન્ન થયા પછી તેનાથી ઉત્પન્ન થએલ જ્ઞાનવડે પોતાના અદ્વય અને આનંદ આદિરૂપને આચ્છાદન કરનારી અને જે **અજ્ઞાન, અવિદ્યા** આદિ શબ્દોવડે જણાય છે એવી **માયા** નિવૃત્ત થઈ જતાં પોતે અદ્વય અને આનંદપૂર્ણ એવો **પરમાત્મા** જ અવશેષ રહે છે. ૩.

**अद्वयानंदरूपस्य सद्वयत्वं च दुःखिता ।**
**बंधः प्रोक्तः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ॥४॥ ११२०**

**શબ્દાર્થઃ—અદ્વય અને આનંદરૂપ આત્માના સદ્વૈતપણાને અને દુઃખીપણાને બંધ કહેલો છે [ અને ] સ્વરૂપવડે સ્થિતિ [તે] મુક્તિ [ છે ] એમ કહેવાય છે. ૪.**

**વિવેચનઃ—**तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते 'તે બ્રહ્મ હું છું એમ જાણીને સર્વ બંધનોથી છૂટે છે' આ શ્રુતિવડે બંધની નિવૃત્તિરૂપ મોક્ષને જ્ઞાનની ફલરૂપતા બતાવી છે; તેથી પાછલા શ્લોકમાં બતાવેલ 'પરમાત્મા અવશેષ રહે છે' એરૂપ જ્ઞાનની ફળરૂપતા બની શકે નહિ; એ શંકાના સમાધાન માટે આ શ્લોક કહ્યો છે. અદ્વિતીય બ્રહ્મમાં વાસ્તવિક બંધ અથવા મોક્ષ છે એમ દુઃખથી પણ સ્થાપિત કરવાને અશક્ય છે, એટલા માટે દુઃખીપણા આદિ ભ્રમને બંધ કહ્યો છે અને સ્વરૂપવડે સ્થિતિ પામવારૂપ બંધની

નિવૃત્તિ એ જ મોક્ષ છે એમ કહ્યું છે; એથી કરીને શ્રુતિ સાથે તેનો વિરોધ છે એમ કહેવાય નહિ. ૪.

**अविचारकृतो बंधो विचारेण निवर्त्तते ।**
**तस्माज् जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥५॥ ११२१**

**શબ્દાર્થ:—અવિચારે કરેલો બંધ વિચારવડે નિવર્ત્ત થાય છે તેટલા માટે જીવનો અને પરમાત્માનો સર્વદા જ વિચાર કરવો. ૫.**

**વિવેચન:**—कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः 'કર્મવડે જ **જનક** આદિક સિદ્ધિઓ પામ્યા છે' આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના વાક્યથી કર્મના સાધનવડે મોક્ષ મળે છે એમ બતાવ્યું છે, તો પછી અત્ર વિચારથી ઉત્પન્ન થતા જ્ઞાનવડે મોક્ષ બતાવ્યો એ કેમ? સિદ્ધાન્તી કહે છે કે જ્યાં સુધીમાં જ્ઞાનોત્પાદક વિચાર થયો નથી ત્યાં સુધીમાં અજ્ઞાનથી ઉત્પન્ન કરેલ બંધ વિચારજન્ય જ્ઞાન સિવાય અન્ય સાધનથી નિવૃત્તિ પામતો નથી. વળી ઉપર બતાવેલા ગીતાવાક્યમાં **સંસિદ્ધિ** શબ્દવડે ચિત્તશુદ્ધિ જ બતાવેલી છે. મોક્ષ નથી બતાવ્યો. આ શ્લોકમાં વિચારવડે બંધનિવૃત્તિ કહી છે, તે કયા વિષયના વિચારથી છે તે બતાવવા માટે ગ્રંથકર્તા જ કહે છે, કે જ્યાં સુધી તત્ત્વનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી જીવનો અને પરમાત્માનો વિચાર કરવો. ૫.

## ૨ જીવ અને પરમાત્માનું સ્વરૂપ. ૧૧૨૨-૧૧૨૬.

**अहमित्यभिमंता यः कर्त्ताऽसौ तस्य साधनम् ।**
**मनस्तस्य क्रिये अंतर्बहिर्वृत्ती क्रमोत्थिते ॥ ६ ॥ ११२२**

**શબ્દાર્થ:—જે 'હું' એ પ્રકારે માનનાર [છે], એ કર્ત્તા છે; મન તેનું સાધન [ છે ને ] અનુક્રમે ઉઠેલી અંદરની અને બહારની વૃત્તિઓ તે (મન)ની ક્રિયાઓ છે. ૬.**

**વિવેચન:**—તે જીવ અને પરમાત્માના સ્વરૂપમાં પ્રથમ જીવનું સ્વરૂપ બતાવે છે. જે ચિદાભાસવિશિષ્ટ અહંકાર વ્યવહાર દશામાં દેહાદિને વિષે **'હું'** એ પ્રમાણે માને છે તે કર્તૃત્વાદિ ધર્મવાળો **જીવ** છે. અંતઃકરણનો જે ભાગ કામાદિ વૃત્તિવાળો છે તે **મન છે**, તે આ જીવનું કરણ–સાધન છે. કરણને ક્રિયા કરવાની હોય છે, માટે અંતરની અને બહારની વૃત્તિઓરૂપ તેની ક્રિયા છે. ૬.

**अंतर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत् ।**
**बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत् ॥ ७ ॥ ११२३**

**શબ્દાર્થ:—અંદરની 'હું' એ પ્રકારની આકારવાળી આ વૃત્તિ [છે તે] કર્ત્તાને વિષય કરે છે [અને] બહારની 'આ' એવા આકારવાળી વૃત્તિ [છે તે] આ બહારની વસ્તુને વિષય કરે છે. ૭.**

**વિવેચન:**—મનની ઉપર બતાવેલી બે વૃત્તિઓનાં સ્વરૂપ અને તેના વિષયને છૂટાં પાડી બતાવે છે. આ શ્લોકમાં કહેલા **इदं 'આ–એ આકારવાળી વૃત્તિ'** એ શબ્દવડે બહારની

વૃત્તિનું સ્વરૂપ દેખાડયું છે, અને બાકીના ઉત્તરાર્દ્ધ ભાગવડે બહારની વૃત્તિઓના વિષયને બતાવે છે. અર્થાત્ મનની આ બાહ્યવૃત્તિ, દેહથી વ્યતિરિક્ત બહારના પદાર્થને વિષય કરે છે એવો અર્થ છે. ૭

**इदमो ये विशेषाः स्युर्गंधरूपरसादयः ।**
**असंकर्येण तान् भिंद्याद् घ्राणादींद्रियपंचकम् ॥८॥ ११२४**

**શબ્દાર્થ:—इदं પદાર્થના ગંધ, રૂપ, રસ આદિક જે વિશેષ ભેદો છે તેઓને નાસિકા આદિક પાંચ ઈંદ્રિયો પૃથક્પણાવડે છૂટા કરે છે—છૂટા કરીને ગ્રહણ કરે છે.—૮.**

**વિવેચનઃ**—મનવડે જ સર્વ વ્યવહારની સિદ્ધી છે એમ સિદ્ધ થતાં ચક્ષુ આદિ ઈંદ્રિયો વ્યર્થ છે એમ સમજવાનું નથી. મનવડે તો **'આ'** એમ માત્ર સામાન્ય જ લેવાય છે પણ તેના વિશેષ ભેદો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, આદિક છે તે લેવાતા નથી. તેને માટે કર્ણાદિ ઈંદ્રિયો છે. તેઓ પોતપોતાના વિષયને જૂદા પાડીને ગ્રહણ કરે છે. ૮

**कर्त्तारं च क्रियां तद्वत् व्यावृत्तविषयानपि ।**
**स्फोरयेदेकयत्नेन योऽसौ साक्ष्यत्र चिद्वपुः ॥ ९ ॥ ११२५**

**શબ્દાર્થઃ—કર્ત્તાને, તેની ક્રિયાને અને તેમ જ ભિન્ન ભિન્ન વિષયોને પણ જે એક જ પ્રયત્નવડે ચિદ્રૂપ [ સતો ] પ્રકાશ કરે છે એ અહિંઆં સાક્ષી [ છે ]. ૯.**

**વિવેચનઃ**—એ પ્રમાણે સાધન સહિત જીવનું સ્વરૂપ બતાવી હવે પરમાત્માનું સ્વરૂપ દેખાડે છે. પૂર્વે કહેલો **અહંકારરૂપ** કર્ત્તા, 'હું' અને 'આ' એ મનોવૃત્તિરૂપ તેની ક્રિયા અને પરસ્પર વિલક્ષણ કર્ણઆદિવડે ગ્રહણ કરાતા શબ્દાદિ વિષયો, એ બધાંઓને જે સાથે જ પ્રકાશે છે તે **ચિદ્રૂપ,** વેદાંતશાસ્ત્રમાં **સાક્ષી** કહેવાય છે. ૯.

**ईक्षे शृणोमि जिघ्रामि स्वादयामि स्पृशाम्यहम् ।**
**इति भासयते सर्वं नृत्यशालास्थदीपवत् ॥ १० ॥ ११२६**

**શબ્દાર્થઃ—હું જોઉંછું, સાંભળુંછું, સુંઘુંછું, સ્વાદ લઉંછું અને સ્પર્શ કરૂંછું; એ પ્રકારે સર્વને નૃત્યશાળાના દીપની પેઠે [સાક્ષી] પ્રકાશે છે. ૧૦.**

**વિવેચનઃ**—સાક્ષીના એક પ્રયત્નવડે સર્વનું પ્રકાશવાપણું છે તેને છૂટું પાડી બતાવે છે. 'હું રૂપ જોઉંછું, એમાં અહંકાર દ્રષ્ટા, વૃત્તિરૂપ ક્રિયા એ દર્શન અને ઘટાદિરૂપ પદાર્થ એ દ્રશ્ય, એ ત્રિપુટિને એક પ્રયત્નવડે સાક્ષી પ્રકાશે છે તે જ પ્રમાણે 'સાંભળુંછું' ઇત્યાદિમાં પણ ત્રિપુટિની યોજના સમજી લેવી. અત્ર સાક્ષી પોતાના અધિકારીપણાવડે નૃત્યશાળામાં રાખેલો દીવો પાત્રને અને જોનારને એકી વખતે પ્રકાશે છે તેમ અનેક વિષયોને પ્રકાશે છે. ૧૦.

**૩ ઉક્ત દ્રષ્ટાંતવડે પરમાત્માનું નિર્વિકારીપણું હોઈ સર્વની પ્રકાશકતા. ૧૧૨૭—૧૧૩૧.**

नृत्यशालास्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीः ।
दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥ ११ ॥ ११२७

શબ્દાર્થઃ—નૃત્યશાળામાં રહેલો દીવો સભાપતિને, સભાસદને, અને નૃત્ય કરનારી (સ્ત્રી)ને સંપૂર્ણપણે પ્રકાશે છે [અને] તે [એ—સભાપતિ આદિક) નો અભાવ સતે પણ [તે] પ્રકાશે છે. ૧૧.

अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ १२ ॥ ११२८

શબ્દાર્થ:—સાક્ષી અહંકારને, બુદ્ધિને અને વિષયોને પણ પ્રકાશ કરે છે [અને] અહંકાર આદિકનો અભાવ સતે પણ પોતે પૂર્વની પેઠે પ્રકાશે છે જ. (અર્થાત્ સુષુપ્તિ આદિકમાં અહંકાર આદિકનો અભાવ થયા છતાં પણ તેમાં સાક્ષી તો પ્રકાશે જ છે.) ૧૨.

निरंतरं भासमाने कूटस्थे ज्ञप्तिरूपतः ।
तद्भासा भासमानेयं बुद्धिर्नृत्यत्यनेकधा ॥१३॥ ११२९

શબ્દાર્થ:—[પોતાના] સ્વપ્રકાશ ચૈતન્યપણાવડે નિરંતર કૂટસ્થ ભાસતે સતે તેના પ્રકાશવડે ભાસતી આ બુદ્ધિ અનેક પ્રકારે નૃત્ય કરે છે. ૧૩.

વિવેચન:—પ્રકાશરૂપ બુદ્ધિવડે જ અહંકારાદિ સર્વ વસ્તુઓને પ્રકાશવાનો સંભવ છે તો પછી તેનાથી જૂદો સાક્ષી પ્રકાશક છે એમ કલ્પના કરવાની શી જરૂર છે? આ શંકાના સમાધાન માટે આ શ્લોક કહે છે. પોતાની સ્વપ્રકાશક ચૈતન્યતાવડે નિર્વિકારી સાક્ષીરૂપ કૂટસ્થ નિરંતર પ્રકાસ્યા કરે છે, ને તેના પ્રકાશથી જ એટલે સાક્ષીના સ્વરૂપ ચૈતન્યવડે જ આ બુદ્ધિ 'આ ઘડો છે, આ પટ છે' ઇત્યાદિ અનેક જ્ઞાનના આકારવડે નૃત્ય કરે છે એટલે વિકાર પામે છે એવો ભાવ છે. બુદ્ધિ આમ વિકાર પામે છે માટે તે પ્રકાશક જડ રૂપ છે, એટલા માટે તે (બુદ્ધિ)થી ભિન્ન સર્વનો પ્રકાશક સાક્ષી અંગીકાર કરવાને યોગ્ય છે. ૧૩.

अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादिधार्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥ १४ ॥ ११३०

શબ્દાર્થ:—અહંકાર સ્વામી [ છે ], વિષયો સભાસદ [ છે ], નાચ કરનારી [ સ્ત્રી ] બુદ્ધિ [ છે ], તાલ આદિકને ધારણ કરનાર ઇંદ્રિયો [ છે અને ] દીવો પ્રકાશક સાક્ષી [ છે ]. ૧૪

વિવેચન:—પાછલા બે શ્લોકમાં કહેલા અર્થને સાંભળનારની સુગમતા માટે આથી નાટકપણા વડે નિરૂપણ કરી બતાવે છે. વિષય ભોગની સંપૂર્ણતા અને અપૂર્ણતાના અભિમાનથી હર્ષ અને વિષાદ થાય છે, આથી કરીને અહિંઆં અહંકારને નૃત્યના અભિમાની રાજાની બરોબર કલ્પ્યો છે; ચારે તરફ ફેલાઇ રહે છે છતાં પણ પોતામાં હર્ષ અને

વિષાદની પ્રાપ્તિ નહિ હોવાથી વિષયો બધાને સભાસદ તુલ્ય કલ્પ્યા છે; ભિન્ન ભિન્ન બહુ પ્રકારનું વિકારપણું હોવાથી બુદ્ધિને નટડી તુલ્ય માની છે; બુદ્ધિના વિકારને અનુકુળ વ્યાપારપણું ઈંદ્રિયોને છે, માટે તેઓને તાલ, મૃદંગ આદિના વગાડનાર પુરૂષો છે, એમ કલ્પ્યું છે; અને આ સર્વેનો પ્રકાશક સાક્ષી હોવાથી તેને દીપક તુલ્ય માન્યો છે. ૧૪

**स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासयेद् यथा ।**

**स्थिरस्थायी तथा साक्षी बहिरंतः प्रकाशयेत् ॥१५॥ ११३१**

**શબ્દાર્થ:—જેમ પોતાના સ્થાનમાં સ્થિત થએલો દીવો બધી બાજુથી ( ઘરની અંદર અને બહાર ) પ્રકાશે છે. તેમ નિત્ય અચળ એવો સાક્ષી બહાર અને અંદર પ્રકાશે છે. ૧૫**

**વિવેચન:**—સાક્ષીને અહંકાર આદિકનું અવભાસકપણું છે એમ સ્વીકારીએ તો અહંકારના સંબંધથી તે સાક્ષીને પણ નાશ અને ઉત્પત્તિ વળગે. અર્થાત્ તે પણ વિકારી થાય, એવી શંકા થાય છે; પણ તેમ નથી. આવાગમનની ક્રિયા રહિત એવો દીવો પોતાના સ્થાનમાં સ્થિત થયો સતો આસપાસના બીજા પદાર્થોને જેમ પ્રકાશે છે તેમ જ આવાગમન આદિ વિકાર રહિત અને સ્વસ્વરૂપમાં જ સ્થિત છે એવો સાક્ષી પણ સર્વને પ્રકાશે છે. પ્રકાશ્ય પદાર્થો ન હોવાથી જેમ દીવાનો અભાવ નથી થતો તેમ અહંકાર આદિનો અભાવ હોવાથી પણ સાક્ષીનો અભાવ થતો નથી. ૧૫.

## ૨ પરમાત્માના યથાર્થ સ્વરૂપનો વિશેષ કરી નિર્દ્ધાર. ૧૧૩૨—૧૧૪૨.

### ૧ સાક્ષીમાં બુદ્ધિની ચંચળતાનો આરોપ. ૧૧૩૨—૧૧૩૫.

**बहिरंतर्विभागोऽयं देहापेक्षो न साक्षिणि ।**

**विषया बाह्यदेशस्था देहस्यान्तरहंकृतिः ॥१६॥ ११३२**

**શબ્દાર્થ:—બહારનો અને અંદરનો વિભાગ દેહની અપેક્ષા વાળો [છે]. આ ( વિભાગ ) સાક્ષીમાં નથી. વિષયો બહાર દેશમાં રહેનારા [છે અને] દેહની અંદર અહંકાર [ છે ]. ૧૬.**

**વિવેચન:**—પાછળ સાક્ષીનું બહાર અને અંદર પ્રકાશવાપણું બતાવ્યું છે તે, अपूर्वमनपरमनंतरमबाह्यं ' તે અપૂર્વ—કારણ વિનાનો ને કાર્ય વિનાનો છે. તે અંદર નથી, તેમ બહાર નથી.' આ શ્રુતિના અર્થ પ્રમાણે અયુક્ત છે. સિદ્ધાન્તી કહેછે કે બહાર વિષયો છે અને અંદર અહંકાર છે, એ શરીરને સંબંધે છે પણ સાક્ષીને સંબંધે નથી. ૧૬.

**अंतस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः ।**

**भास्यबुद्धिस्थचांचल्यं साक्षिण्यारोप्यते वृथा ॥१७॥ ११३३**

**गृहान्तरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः ।**

**तत्र हस्ते नर्तमाने नृत्यतीवाऽऽतपो यथा ॥१८॥ ११३४**

**[illegible]નાસ્થતઃ સાક્ષી બહિરંતર્ગમાગમૌ ।**

**અકુર્વન્ બુદ્ધિચાંચલ્યાત્ કરોતીવ તથા તથા ॥૧૯॥ ૧૧૩૫**

**શબ્દાર્થઃ—અંદર રહેનારી બુદ્ધિ ઇંદ્રિયોની સાથે ફરીફરીને બહાર જાય છે [ તેથી, ] સાક્ષીવડે ભાસવા યોગ્ય બુદ્ધિમાં રહેલી ચંચળતા સાક્ષીમાં વૃથા આરોપાય છે. (૧૭). ગોખથી થોડા ઘરની અંદર ગએલો તડકો અચલ સતો તેમાં હાથ નચાવ્યે સતે [ તે ] નાચતો હોય એની પેઠે જેમ ( લાગે છે ), તેમ (૧૮) પોતાને સ્થાને ( સ્વસ્વરૂપમાં ) સ્થિત રહેલો સાક્ષી, બહાર અને અંદર જવું આવવું નહિ કરતો સતો બુદ્ધિની ચંચળતાથી તેમ જ કરતો હોય એની પેઠે લાગે છે. ૧૯**

**વિવેચનઃ**—'**હું ઘડો જોઉં છું**' એમાં સાક્ષીવડે પ્રથમ **હું બુદ્ધિનું** પ્રકાશન થાય છે અને પછી '**ઘડો જોઉં છું.**' એવી ઘટાકાર વૃત્તિના સ્ફુરણરૂપવડે બહાર આવવાના **અનુભવથી** પોતે પ્રકાશે છે. એટલે સાક્ષી પ્રથમ અંદર પ્રકાશે છે અને પછી બહાર પ્રકાશે છે એમ અનુભવ થાય છે; માટે પાછળ ૧૧૩૧ ના ઉત્તરાર્દ્ધમાં બતાવ્યા પ્રમાણે સ્થિરસ્થાયી તથા સાક્ષી બાહિરંતઃ પ્રકાશયેત્ 'સ્થિરસ્થાયી સાક્ષી બહાર અને અંદર પ્રકાશે છે' એમ કહેવું ઘટતું નથી. વળી પ્રકાશવું એ જ વિક્રિયા છે તો પછી બહાર અને અંદર પ્રકાશવું એ તો વિક્રિયા હોય એમાં નવાઇ જ શી ? મતલબ કે સાક્ષી જે નિર્વિકારી છે તેમાં **સ્થિરસ્થાયીપણું** હોવાથી બહાર અને અંદર પ્રકાશવાપણું ઘટતું નથી. આ શંકાનું સમાધાન આમ છે. '**હું ઘડો જોઉં છું.**' એ વાક્યમાં '**હું**' શબ્દ ( આકાર ) વડે સાભાસ અહંકાર જે દ્રષ્ટા છે તેને વિષય કરનારી બુદ્ધિ સમજવી. આ બુદ્ધિ દ્રષ્ટાનો ગ્રાહક હોઇને, છે જો કે દેહની અંદર, તોપણ તે રૂપાદિના ગ્રહણને અર્થે ચક્ષુ આદિ ઇંદ્રિયદ્વારા ફરીફરીને બહાર નીકળે છે. અને તેમ થવાથી બુદ્ધિમાંનું ચાંચલ્ય બુદ્ધિના પ્રકાશક સાક્ષીમાં પોતાનો આરોપ કરે છે. આથી સાક્ષીરૂપ કૂટસ્થમાં ચંચળતા વાસ્તવિક નહિ, પણ આરોપિત સિદ્ધ છે. અત્ર પણ એમ શંકા થાય છે કે બુદ્ધિચાંચલ્ય સાક્ષીમાં ચંચળતા આરોપે છે એવું કોઇ બીજું દ્રષ્ટાંત છે ? હા છે. જાળીઆમાં થઇને ઘરમાં સૂર્યનો તાપ આવતો હોય; એ આવતો તાપ સ્થિર છે એમાં કાંઇ સંદેહ નથી તોપણ જાળીયા આડો હાથ રાખી તેને ઉંચો નીચો કરવાથી જેમ તાપ જ ઉંચોનીચો થાય છે તેમ બુદ્ધિચાંચલ્યથી સાક્ષીમાં પણ ચંચળતા આરોપાય છે. ૧૭—૧૯.

**૨ દેશકાળ આદિક રહિત સાક્ષીના પોતાના સ્વરૂપના કથન પૂર્વક તેના અનુભવનો ઉપાય. ૧૧૩૬–૧૧૪૨.**

**ન બાહ્યો નાંતરઃ સાક્ષી બુદ્ધેર્દેશૌ હિ તાવુભૌ ।**

**બુદ્ધ્યાદ્યશેષસંશાંતૌ યત્ર ભાત્યસ્તિ તત્ર સઃ ॥૨૦॥ ૧૧૩૬**

**શબ્દાર્થઃ—સાક્ષી બાહ્ય નથી અને આંતર નથી પણ તે (બાહ્ય અને આંતર) બન્ને દેશો બુદ્ધિના [છે]. બુદ્ધિ આદિ સર્વે સારી રીતે શાંત થયે સતે તે સાક્ષી જ્યાં (સ્વસ્વરૂપમાં) પ્રકાશે છે, ત્યાં છે. ૨૦**

**વિવેચન:**—પાછળ ૧૧૩૧ થી ૧૧૩૪ સુધીના શ્લોકમાં 'પોતાના સ્થાનમાં રહેલો' ઇત્યાદિ વચનોવડે સાક્ષીનું બાહ્ય અને આંતર પ્રદેશમાં જવું આવવું થાય છે એમ લાગે છે તેનો હેતુ બુદ્ધિચાંચલ્ય કહ્યો છે. સાક્ષી બાહ્ય કે આંતર કોઈ દેશમાં નથી. એ દેશો તો બુદ્ધિના છે. ત્યારે હવે સાક્ષીનું સ્થાન કયું કહેવા યોગ્ય છે એમ જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. બુદ્ધિ આદિ સર્વે ઇંદ્રિયો વગેરેની પ્રતીતિ સમી જાય—નિવૃત્ત થઈ જાય, અને એમ થયા પછી સ્વસ્વરૂપમાં જે પ્રકાશે છે, તે જ્યાં પ્રકાશે છે ત્યાં સાક્ષી છે. ૨૦.

देशः कोऽपि न भासेत यदि तर्ह्यस्त्वदेशभाक् ।
सर्वदेशप्रक्लृप्त्यैव सर्वगत्वं न तु स्वतः ॥ २१ ॥ ११३७

**શબ્દાર્થ:—જ્યારે કોઈ પણ દેશ નથી ભાસતો ત્યારે [સાક્ષી] દેશને નહિ ભજનારો (દેશરહિત) હો. [કેમકે સાક્ષીનું] સર્વગતપણું સર્વ દેશની કલ્પના વડે જ [છે] પણ પોતાની મેળે નથી. ૨૧.**

**વિવેચન:**—જ્યારે સર્વ વ્યવહાર માત્ર ઉપરામ પામી ગયો ત્યારે તો દેશ પણ રહ્યો નહિ તો પછી સાક્ષીની સ્થીતિ તે ક્યાં માનવી? એ શંકાના સમાધાનમાં સિદ્ધાન્તનો અભિપ્રાય કહી બતાવે છે કે, દેશ આદિની કલ્પનાના અધિષ્ઠાનને પોતાથી કોઈ અન્ય દેશની અપેક્ષા નથી. કહેવાનો ભાવ એવો છે કે સાક્ષી વગરનું એવું કંઇ પણ સ્થાન જ નથી. જ્યાં જોઇએ કે કહીએ ત્યાં સાક્ષી, સાક્ષી અને સાક્ષી જ છે; માટે સાક્ષીનો કોઈ દેશ છે એમ કહેવાય જ નહિ. વારૂ! સાક્ષી **અદેશભાક્**—કોઇ પણ દેશ વિનાનો છે, એમ કહીએ તો પછી શ્રુતિઓમાં તેને **સર્વગત** કહ્યો છે એવું શું સમજવું? સિદ્ધાન્તમાં એનો પરિહાર કરે છે કે, સાક્ષી સર્વગત છે એમ જે કહેવાયછે, તે તો સર્વ દેશની કલ્પનાવડે કહેવાય છે; પણ વસ્તુતાએ કહેવાએલ નથી. સાક્ષી તો અદ્વિતીય અને અસંગ છે, એટલે તેનાથી જૂદો દેશ અને દેશનો પોતાની સાથે સંબંધ, એ કાંઈ નથી. ૨૧.

अंतर्बहिर्वा सर्वं वा यं देशं परिकल्पयेत् ।
बुद्धिस्तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत् ॥ २२ ॥ ११३८
यद्यद्रूपादि कल्पेत बुद्ध्या तत्तत् प्रकाशयन् ।
तस्य तस्य भवेत्साक्षी स्वतो वाग्बुद्ध्यगोचरः ॥२३॥ ११३९

**શબ્દાર્થ:—બુદ્ધિ, અંદરના અથવા બહારના દેશની અથવા જે સર્વ દેશની કલ્પના કરે; તે દેશમાં સ્થિત એવો સાક્ષી [છે], તેમ સર્વ વસ્તુમાં યોજના કરવી. (અર્થાત્ સર્વ વસ્તુઓનું સાક્ષીપણું પણ બુદ્ધિએ કલ્પેલું છે વાસ્તવિક નથી.) (૨૨). જે જે રૂપાદિ વસ્તુઓની બુદ્ધિવડે કલ્પના કરીએ તે તે વસ્તુઓને પ્રકાશ કરતો તે તે વસ્તુનો સાક્ષી થાય છે. પોતે પોતાની મેળે (સ્વરૂપથી) તો વાણી અને બુદ્ધિનો અગોચર છે. (અર્થાત્ સાક્ષી, વાણી અને બુદ્ધિનો વિષય નથી.) ૨૩.**

कथं तादृङ् मया ग्राह्य इति चेन् नैव गृह्यताम् ।
सर्वप्रत्ययशांतौ स्वयमेवावशिष्यते ॥ २४ ॥ ११४०

શબ્દાર્થ:—તેવો ( મનવાણીનો અવિષય એવો સાક્ષી ) મારાથી કેમ ગ્રહણ કરી શકાય ? એમ જો [ કહે ] તો [ તેને ] ન જ ગ્રહણ કર; [કેમકે] સર્વ પ્રતીતિ (ગ્રહણ કરવા) ની સારી રીતે શાંતિ થયે સતે [ તે સાક્ષી ] પોતાની મેળે જ બાકી રહે છે. ૨૪.

વિવેચન:—જો સાક્ષી–આત્મા, વાણી અને મનનો અવિષય હોય તો તે કેમ ગ્રહણ કરી શકાય ? સિદ્ધાન્તી કહે છે કે આત્માને જો ગ્રહણ કરાય તો દ્વૈતતા ઉભી જ રહે. આત્માનું તો અગ્રાહ્યપણું જ વેદાન્ત સિદ્ધાન્તને ઇષ્ટ છે. વાદી કહે છે કે તમે પાછળ ૧૧૧૯ મા શ્લોકમાં विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् એમ કહી ગયા છો, તો પરમાત્માનું અવશેષ રહેવું શી રીતે સિદ્ધ થશે ? સિદ્ધાન્તી કહે છે કે સ્વાત્માથી વ્યતિરિક્ત જે કાંઈ દ્વૈત છે તે તમામ દ્વૈતના મિથ્યાપણાનો નિશ્ચય થાય અને તેણે કરીને સર્વ દ્વૈત માત્રની પ્રતીતિ ઉપરામ પામી જાય, એટલે પછી સ્વાત્મા જ સત્તાવડે અવશેષ રહે છે. અર્થાત્ દ્વૈતમાત્રનો અભાવ થયો–બીજું કાંઈ રહ્યું નહિ એટલે શેષ જે કાંઈ એકરૂપ, એકરસ, છે તે જ આત્મા. ૨૪.

આ આત્માને અનુભવ કરાવનાર કાંઈ સાધન જોઇએ. પણ તે નથી એ નીચેના શ્લોકથી બતાવે છે.—

न तत्र मानापेक्षाऽस्ति स्वप्रकाशस्वरूपतः ।
तादृग्व्युत्पत्त्यपेक्षा चेत् श्रुतिं पठ गुरोर्मुखात् ॥ २५ ॥ ११४१

શબ્દાર્થ:—[ આત્માનું ] સ્વપ્રકાશ સ્વરૂપ હોવાથી ત્યાં પ્રમાણની અપેક્ષા છે નહિ–નથી, [પણ] તેવા બોધની અપેક્ષા [છે] એમ જો [કહે] તો [ બ્રહ્મનિષ્ઠ ] શ્રી સદ્‌ગુરુના મુખથી ભગવતી શ્રુતિને ભણ. ( કહેવાનો ભાવ એવો છે કે, જો કે આત્મા સ્વપ્રકાશ સ્વરૂપ છે તોપણ તેમાં પ્રમાણરૂપ બોધની અપેક્ષા છે, એમ શંકા થાય તો તેમાં પ્રમાણરૂપ શ્રુતિ જ છે. તે એમ બતાવે છે કે આત્માના સ્વપ્રકાશકપણામાં બીજા જ્ઞાનની અપેક્ષા નથી. ) ૨૫.

यदि सर्वप्रत्ययत्यागोऽशक्यस्तर्हि धियं व्रज ।
शरणं तदधीनोऽन्तर्बहिर्वैषोऽनुभूयताम् ॥२६॥ ११४२

શબ્દાર્થ:—જો સર્વ પ્રતીતિનો ત્યાગ અશક્ય [છે] તો બુદ્ધિને શરણે જા [અને પછી] તેને આધીન બહાર અથવા અંદર આ ( પરમાત્માનો ) અનુભવ કરાઓ. ૨૬.

**વિવેચન**:—ઉત્તમ અધિકારીઓને આત્માના અનુભવનો ઉપાય બતાવી હવે મંદ અધિકારીઓને તે દેખાડે છે. અહિંઆં મંદ અધિકારીને બુદ્ધિનો આશ્રય કરવાનું ગ્રંથકર્ત્તા બતાવે છે. આકાશમાંના કોઈ ગ્રહને ઓળખાવવા માટે તે બતાવનાર પુરૂષ, જિજ્ઞાસુને કહે કે આ ઝાડની શાખાના ફલાણા ભાગમાં જો; એટલે સ્થૂળદૃષ્ટિવાળો પુરૂષ, તે શાખાનું લક્ષ્ય કરી પછી તેનો ધર્મ સહિત ત્યાગ કરી તેના અનુસંધાનમાં રહેલા ગ્રહને દેખે છે, તેમ અત્ર પણ બુદ્ધિનો આશ્રય કરતાં તેની બહાર અને અંદર સ્થિત પરમાત્માને, ધર્મ સહિત બુદ્ધિદૃષ્ટિને છોડીને અનુભવવો એવો અર્થ છે. મૂળમાં પરમાત્માને બુદ્ધિને આધીન કહ્યો છે તેનો ભાવ એવો છે કે બુદ્ધિવડે બહાર અને અંદર ચારે તરફ જે જે વસ્તુઓની કલ્પના કરીએ છીએ તે તે વસ્તુઓનો પરમાત્મા સાક્ષી છે, પણ આ વસ્તુની કલ્પના બુદ્ધિવડે કરાય છે માટે બુદ્ધિ કલ્પિત તે તે વસ્તુના સાક્ષીપણાવડે પરમાત્મા બુદ્ધિને આધીન છે એમ કહેવાય છે. અર્થાત્ વસ્તુઓના સાક્ષીપણાવડે તે પરમાત્માનો અનુભવ કરવો એવો ભાવ છે. ૨૬.

**॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम-शर्मणः शिष्येण पाठकावटंकेन सदाराम त्मजेन विश्वनाथ-शर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरार्थदीपिकायां नाटकदीपः समाप्तः ॥**



## મંગળાચરણ.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

આદ્યે **પંચવિવેકમાં** પ્રણયથી આ **બાલ**, નાચ્યો; યથા<br>
મધ્યે **દીપકપંચને** પ્રગટીને જ્ઞાનાબ્ધિ પામ્યો. તથા<br>
**પંચાનંદવિષે** હવે વસી જવાને સર્વદા પ્રીછતો,<br>
**ગૌરીશંકર**! થા. સહાય **નિજને** બીજું નથી ઇચ્છતો. ૧

તું શ્રી **સદ્દગુરૂ**, પૂજ્યપાદ, તું **પિતા**, **માતા**, તું **ભ્રાતા**, વળી<br>
**તું–હું**માં નથી. ભેદ કાંઇ સહુ **તું**. તું. સર્વ વિદ્યાવળી<br>
કોને જોઉં! વળી, મળું જઇ કહાં!! શ્રી **સચ્ચિદાનંદ** તું!!<br>
**ગૌરીશંકર!** વાગ્વિલાસ રચ્યું, તો **સ્વાત્મા** તને હું મળું. ૨



# પ્રકરણ ૧૧ મું.

# બ્રહ્માનંદગતયોગાનંદ.

## ૧ શ્રુતિવડે બ્રહ્મજ્ઞાનની અનર્થ નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિની કારણતાના કથનપૂર્વક બ્રહ્મની આનંદતા, અદ્વિતીયતા અને સ્વપ્રકાશતાની સિદ્ધિ.

## ૧૧૪૩–૧૧૭૪.

### ૧ અનેક શ્રુતિઓવડે બ્રહ્મજ્ઞાનની અનર્થનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિની હેતુતાનું કથન. ૧૧૪૩–૧૧૫૧.

**ब्रह्माऽऽनंदं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।**
**ऐहिकाऽऽमुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥ १ ॥ ११४३**

**શબ્દાર્થ:—બ્રહ્માનંદને [ હું ભારતીતીર્થ સ્વામી ] કહું છું. તે જાણ્યે સતે આ લોક અને પરલોક સંબંધી અનર્થના સમૂહને સંપૂર્ણ રીતે તજીને [ પુરુષ ] સુખી થાય છે. ૧.**

**વિવેચન:**—કરવા ઇચ્છેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થવા સારૂ અને પાપરૂપ પરિપંથીની નિવૃત્તિ થવા સારૂ ઇષ્ટ દેવતાના સ્વરૂપના અનુસંધાનરૂપ મંગળાચરણ કરતા આચાર્ય, શ્રોતાની પ્રવૃત્તિ થવા સારૂ પ્રયોજન સહિત ગ્રંથના વિષયને પ્રગટ કરતા સતા આ **બ્રહ્માનંદ** પ્રકરણના આરંભની પ્રતિજ્ઞા કરે છે. निर्विशेषं परं ब्रह्म साक्षात्कर्तुमनीश्वराः । ये मंदास्तेऽनुकंप्यन्ते सविशेषनिरूपणैः 'નિર્વિશેષ **પર**બ્રહ્મને સાક્ષાત્ કરવા માટે અસમર્થ એવા મંદબુદ્ધિવાળા અધિકારીઓ છે, તેઓને સવિશેષ–**અપર**બ્રહ્મના નિરૂપણવડે કૃપા કરાય છે' આ શાસ્ત્રવાક્યથી **સવિશેષ** બ્રહ્મ જે વિષ્ણુ આદિક દેવતાઓ છે તેનું વાસ્તવ સ્વરૂપ નિર્વિશેષ બ્રહ્મરૂપ જ જણાવ્યું છે. વળી आनंदो ब्रह्म 'આનંદ બ્રહ્મ છે' એ શ્રુતિવડે બ્રહ્મની આનંદરૂપતા પણ જણાવેલી છે. આથી કરીને આ શ્લોકમાં પ્રથમ વાપરેલો '**બ્રહ્માનંદ**' શબ્દ, જે કે આનંદરૂપ બ્રહ્મનો વાચક છે તેનો પ્રયોગ કરી यद्धि मनसा ध्यायति तद्वाचा वदति 'જેનું મનવડે ધ્યાન કરે છે તેને વાણીવડે બોલે છે' એ શ્રુતિઉક્ત ન્યાયવડે બ્રહ્મના અનુસંધાન એટલે સ્મરણરૂપ **મંગળાચરણ**ને આચર્યું છે એમ સિદ્ધ જણાય છે. વળી સર્વ વેદાંતશાસ્ત્રમાં બ્રહ્મ, પ્રતિપાદન કરવા યોગ્ય છે. આ પ્રકરણરૂપ ગ્રંથ પણ તેનું જ પ્રતિપાદન કરે છે. અર્થાત્ અત્ર '**બ્રહ્મ**' શબ્દ વાપરીને ગ્રંથના વિષયનું સૂચન કર્યું છે. આ શ્લોકના ઉત્તરાર્દ્ધવડે અનિષ્ટની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિરૂપ બે પ્રકારનું ગ્રંથનું **પ્રયોજન** બતાવ્યું છે. બ્રહ્મરૂપ જે આનંદ તે બ્રહ્માનંદ કહેવાય. આમ બ્રહ્માનંદનો વાચ્યાર્થ છે. વાચ્ય એટલે પ્રતિપાદન કરવા યોગ્ય **બ્રહ્માનંદ**, અને તેનો વાચક

એટલે પ્રતિપાદન કરનાર આ પ્રકરણ, એ પણ **બ્રહ્માનંદ.** અર્થાત્ વેદાંતસિદ્ધાંત પ્રમાણે વાચ્યવાચકનો પણ **બ્રહ્માનંદ** શબ્દવડે અભેદ જણાવ્યો છે. આ વાચ્યવાચકરૂપ બ્રહ્માનંદને આચાર્ય શ્રી **ભારતીતીર્થ** સ્વામી કહે છે. જે બ્રહ્માનંદને જાણ્યાથી પુરૂષ, આ લોકમાં હોનારે દેહ, પુત્ર આદિમાં 'હું' અને 'મારૂં' એવા અભિમાનવડે થનાર આધ્યાત્મિક તાપરૂપ **ઐહિક** અનર્થ અને પરલોક ( સ્વર્ગાદિ ) માં થનાર મત્સરાદિરૂપ **આમુષ્મિક** અનર્થના સમૂહને સંપૂર્ણ તજી દઇ સુખી થાય છે.—બ્રહ્મ જ થાય છે. ૧.

**ब्रह्मवित् परमाप्नोति शोकं तरति चात्मवित् ।**
**रसो ब्रह्म रसं लब्ध्वाऽऽनंदी भवति नान्यथा ॥२॥ ११४४**

**શબ્દાર્થઃ—'બ્રહ્મવેત્તા પરબ્રહ્મને પામે છે,' અને 'આત્મવેત્તા શોકને તરે છે.' [ વળી ] 'રસ બ્રહ્મ છે.' [ એ ] રસરૂપ બ્રહ્મને પામીને [પુરૂષ] આનંદી થાય છે. બીજી રીતે થતો નથી. ૨.**

**વિવેચનઃ**—બ્રહ્મજ્ઞાનના અનિષ્ટની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિની કારણતામાં અનેક શ્રુતિઓ અને સ્મૃતિઓનાં વાક્ય પ્રમાણરૂપે છે, એમ દેખાડવા ઇચ્છતા ગ્રંથકર્ત્તા, [1]ब्रह्मविदाप्नोति परं 'બ્રહ્મવેત્તા પરબ્રહ્મને પામે છે.' અને [2]श्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवान् शोकस्य पारं तारयत्विति " કેમકે મેં તમારા જેવા પુરૂષોથી સાંભળ્યું છે કે 'આત્મવેત્તા પુરૂષ શોકને તરે છે' માટે હે ભગવાન્ ! તે હું અનાત્મબુદ્ધિવાળો શોક કરૂં છું. મને હે, ભગવાન્! આપ, શોકસાગરના પારને (સંસાર સાગરમાંથી ) આત્મજ્ઞાનરૂપ વહાણવડે પમાડો. અર્થાત્ કૃતાર્થ બુદ્ધિ કરી અભય કરો" આ બંને શ્રુતિઓનો અર્થ પૂર્વાર્દ્ધમાં લઇ બતાવે છે. જે બ્રહ્મને જાણે છે તે **પર** એટલે ઉત્કૃષ્ટ આનંદરૂપ બ્રહ્મને પામે છે, અને **ભૂમા** જે દેશ, કાળ, વસ્તુના પરિચ્છેદ વગરનો આત્મા છે તેને જાણનાર આત્મવિત્ પુરૂષો, પોતાના સંબંધમાં આવનાર પુરૂષોનો શોચ કરાવનાર જે અજ્ઞાનમૂળરૂપ સંસાર છે–શોક છે, તેને ઉલ્લંઘી જાય છે. પ્રથમની તૈત્તિરીયક શ્રુતિથી તો ફક્ત બ્રહ્મજ્ઞાનીને પરબ્રહ્મની પ્રાપ્તિ દેખાડી છે, પણ આનંદપ્રાપ્તિ બતાવી નથી એમ શંકા કરીને શ્લોકના ઉત્તરાર્દ્ધમાં આનંદપ્રાપ્તિની હેતુતા બ્રહ્મમાં જ છે એમ બતાવવા [3]रसो वै सः रसं ह्येवायं लब्ध्वाऽऽनंदी भवति 'રસ (સારરૂપ) તે રસ ( બ્રહ્મ ) છે. આને–રસરૂપ–આનંદરૂપ–બ્રહ્મને પામીને પુરૂષ આનંદી થાય છે.' ઇત્યાદિ ( તૈત્તિરીય શ્રુતિ ) ને અર્થથી કહી બતાવે છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म 'સત્ય જ્ઞાન અનંત બ્રહ્મ છે.' એ અને तस्माद्वा एतस्मादात्मनः आकाशः संभूतः 'તે આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું' એ પ્રકારના પ્રારંભમાં બ્રહ્મ અને આત્મા શબ્દવડે કહેલો આત્મા છે તે **'રસ'**–સાર–આનંદરૂપ છે. તે રસરૂપ–આનંદરૂપ બ્રહ્મને પામીને अहं ब्रह्मास्मि **'હું બ્રહ્મ છું'** એ પ્રકારના જ્ઞાનવડે પુરૂષ આનંદી થાય છે. અર્થાત્ અપરિચ્છિન્ન–નિરતિશય સુખવાળો થાય છે, પણ

---

૧ તૈત્તિરીયોપનિષદ્ બ્રહ્મવલ્લીખંડ ૧ લો. ૨ છાંદોગ્યોપનિષદ્ અધ્યાય ૭ મો ખંડ ૧ લો મંત્ર ૩ જો. ૩ તૈત્તિરીયોપનિષદ્ બ્રહ્મવલ્લી ખંડ ૭ મો.

બીજી રીતે તેમ થતો નથી. મતલબ કે બ્રહ્મ અને આત્માના ઐક્યજ્ઞાન વગરનાં બીજાં સાધનવડે બ્રહ્મપ્રાપ્તિરૂપ આનંદ મળતો નથી. ૨.

**प्रतिष्ठां विंदते स्वस्मिन् यदा स्यादथ सोऽभयः ।**
**कुरुतेऽस्मिन्नंतरं चेदथ तस्य भयं भवेत् ॥ ३ ॥ ११९५**

**શબ્દાર્થઃ—જ્યારે [મુમુક્ષુ પુરૂષ] પોતાના સ્વરૂપમાં સ્થિતિ મેળવે છે તો–ત્યારે તે અભય [ થાય છે. અને ] જો આ (પોતાના સ્વરૂપ) માં ભેદ કરે છે તો તેને ભય થાય છે. ૩.**

**વિવેચનઃ**—એ પ્રકારે અન્વય અને વ્યતિરેકના દ્વારવડે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિનું પ્રતિપાદન કરનારાં વાક્યોને દેખાડી હવે અન્વયવ્યતિરેકવડે અનર્થની નિવૃત્તિને દેખાડનારાં વાક્યોને કહી બતાવે છે. यदा ह्येवैष एतस्मिन्न दृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदतेऽथ सोऽभयं गतो भवति. 'જ્યારે આ–મુમુક્ષુ પ્રસિદ્ધ અદૃશ્ય, અનાત્મ, અનિરૂક્ત, અનિલય (બ્રહ્મ) માં અભય સ્થિતિ મેળવે છે ત્યારે તે–મુમુક્ષુ અભયને પામેલો થાય છે' આ અને यदा ह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुतेऽथ तस्य भयं भवतीति. 'જ્યારે આ–પુરૂષ આ પ્રસિદ્ધ બ્રહ્મમાં જરા પણ ભેદ કરે છે ત્યારે તેને ભય થાય છે' આ બંને શ્રુતિવાક્યને ઉપરના શ્લોકમાં અર્થથી સંગ્રહી બતાવ્યાં છે. આ શ્રુતિવાક્યોનો અર્થ આ પ્રમાણે છે. यदा જ્યારે-જે વખતે. અત્ર हि શબ્દ વિદ્વાનોની પ્રસિદ્ધિને દેખાડનારો છે. વળી નિશ્ચય અર્થને કહેનાર અને બીજાનો નિષેધ કરનાર हि શબ્દનો જ પર્યાય एव શબ્દ છે, તે અત્રે અદ્વિતીય આત્માનું જ્ઞાન એ જ અનર્થનિવૃત્તિનો ઉપાય છે, બીજો નથી એમ બતાવવાને માટે છે. એટલે કે જે સમયે આ મુમુક્ષુ પુરૂષ આ વિદ્વાનોના અનુભવથી ગમ્ય એવા, **અદૃશ્ય**—ઇંદ્રિયથી ન જાણી શકાય તેવા, * **અનાત્મ્ય**—સ્વરૂપવડે મમતારહિત એવા, **અનિરૂક્ત**—શબ્દથી કહી સકાય નહિ તેવા અને **અનિલય**—જેમાં કોઈ પણ વસ્તુ લય પામે તે વસ્તુ તેનું નિલયન એટલે આધાર કહેવાય છે, માટે નિલયન આધાર જેને નથી એવું તે **અનિલયન** એવા બ્રહ્મમાં સ્થિતિ પામે છે,—અભય સ્થિતિ પામે છે. અર્થાત્ પોતાના મહિમામાં-પ્રત્યક્ અભિન્ન બ્રહ્મમાં અભય સ્થિતિ પામે છે ત્યારે તે અભય થાય છે. અત્ર સ્થિતિનું વિશેષણ **અભય** શબ્દ છે તેનો અર્થ અદ્વિતીય કરવો, કેમકે द्वितीयाद्वै भयं भवति 'નિશ્ચય બીજાથી ભય થાય છે.' આ શ્રુતિમાં **'ભય'** શબ્દવડે ભયનો હેતુ જે ભેદ તે સમજ્યો છે, માટે ભય-ભેદ જેવી રીતે થાય નહિ તેવી પ્રતિષ્ઠા–સંશય વિપર્યય વિનાની अहं ब्रह्मास्मि **'હું બ્રહ્મછું'** એવી અવસ્થા જે પામે છે તે અભય થાય છે. આવી સ્થિતિ **શ્રી સદ્ગુરૂ** પાસે યોગ્ય ભેટ લઈ જવારૂપ **ઉપસત્તિ** આદિવડે શ્રવણાદિકથી પમાય છે, અને એમ અદ્વિતીય પ્રતિષ્ઠા પામનારો મુમુક્ષુ અભય બ્રહ્મને પામે છે—ब्रह्म वेद ब्रह्मैव भवति 'બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ થાય છે.' આવા બ્રહ્મમાં કોઈ પણ કાળે જરાપણ ઉપાસ્ય-ઉપાસક આદિરૂપ ભેદ દેખનાર પુરૂષને તે જ વખતે સંસારથી ઉત્પન્ન થતો ભય પ્રાપ્ત થાય છે. ૩.

---

* સ્વરૂપની મમતા જ્યારે પોતાથી અન્ય હોય ત્યારે થાય છે માટે, અત્ર અનાત્મ્ય શબ્દવડે અદ્વૈત સમજવું.

वायुः सूर्यो वन्हिरिंद्रो मृत्युर्जन्मांतरेऽतरम् ।
कृत्वा धर्मं विजानंतोऽप्यस्माद्भीत्या चरंति हि॥ ४ ॥ ११४६

**શબ્દાર્થ:—વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર, અને યમરાજા જન્માંતરમાં ધર્મને જાણતા સતા પણ ભેદ કરીને આ બ્રહ્મથી ભયના માર્યા વિચરે છે. ૪.**

**વિવેચન:**—ભેદદર્શીઓને ભેદ થાય છે એ વાતને દૃઢ કરવાને બ્રહ્મ અને આત્માના એકત્વજ્ઞાન વિનાના વાયુ આદિ દેવોને પણ ભય છે એમ બતાવનાર भीषास्माद्वातः पवते 'આ બ્રહ્મના ભયથી વાયુ વાય છે' ઇત્યાદિ મંત્રને અર્થથી કહી બતાવે છે. વાયુ આદિક જગતને નિયમમાં રાખનાર પાંચ દેવો છે તેઓ પૂર્વ જન્મમાં **ઇષ્ટાપૂર્ત** એટલે યજ્ઞમાગાદિનું આચરવું તથા વાવ, કૂવા, તળાવ ખોદાવવાં અને વૃક્ષાદિ વવડાવવાં અને વેદનું પઠનપાઠન કરવું કરાવવું એ રૂપ ધર્મકૃત્યોને જાણતા સતા—જ્ઞાનપૂર્વક અનુષ્ઠાન કરતા સતા પણ, પ્રત્યગાત્મા અને બ્રહ્મમાં ભેદ કરીને આ બ્રહ્મથી ભય પામતા પોતાના આ વાયુ આદિ જન્મમાં પોતપોતાના વ્યાપારમાં પ્રવર્ત્તે છે. મૂળ શ્લોકમાં हि શબ્દ વાપરી ગ્રંથકર્ત્તા भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिंद्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः 'આના ભયથી અગ્નિ તપે છે; આના ભયથી સૂર્ય પ્રકાશે છે; આના ભયથી ઇંદ્ર, વાયુ અને પાંચમો મૃત્યુ (યમરાજા) દોડે છે.' આકઠવલ્લીમાં નચિકેતાને કેટલી પ્રસિદ્ધ શ્રુતિ દેખાડે છે. ૪.

आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
एतमेव तपत्येषा चिंता कर्माग्निसंभृता ॥ ५ ॥ ११४७

**શબ્દાર્થ:—બ્રહ્મના આનંદને જાણતો (પુરૂષ) કોઇનાથી બીતો નથી. [વળી] આ (જ્ઞાની) ને કર્મરૂપ અગ્નિએ સંપાદન કરેલી આ ચિંતા [પણ] તપાવતી નથી જ. ૫.**

**વિવેચન:**—तरति शोकमात्मवित् 'આત્મવેત્તા શોકને તરે છે' ઇત્યાદિ કહેલાં વાક્યોમાં બ્રહ્માનંદના જ્ઞાનને અનર્થનિવૃત્તિની હેતુતા સ્પષ્ટ નથી જણાતી? એ આશંકાના સંબંધમાં 'તેમ સ્પષ્ટ જણાય છે' એવું પ્રતિપાદન કરનાર વાક્યનું ઉદાહરણ આપે છે. જેમ 'રાહુને માથું છે' એ વાક્યમાં રાહુના માથાનું અસ્તિત્વ મનાય છે તેમ બ્રહ્મનો આનંદ પણ આ ભેદના કથનના ઉપચારવડે કહેલો છે, જેથી બ્રહ્મના સ્વરૂપભૂત આનંદને અપરોક્ષપણાવડે જાણતો પુરૂષ કોઈ પણ જાતના ભયથી **ઐહિક** વ્યાઘ્રાદિના ભયથી કે **પારલૌકિક**—પરલોક સંબંધી પાપાદિના ભયથી તે સપડાતો નથી. નીચેની શ્રુતિથી તેને સમર્થન કરાય છે. एतं ह वाव न तपति किमहं साधु नाकरवं किमिहं पापमकरवम् 'હું પુણ્યકર્મને શા માટે નથી કરતો અને પાપકર્મને શા માટે કરૂંછું? આવી ચિંતા આ જ્ઞાનીને તપાવતી નથી' આ શ્રુતિવાક્ય તે જ ઉત્તરાર્દ્ધમાં અર્થથી કહી બતાવે છે. શ્લોકમાં **'કર્મરૂપ અગ્નિથી સંપાદન કરેલી'** એવું ચિંતા શબ્દનું વિશેષણ મૂક્યું છે તે યથાર્થ છે, કેમકે પાપ, પુણ્યરૂપ કર્મ એ જ અગ્નિ છે. પાપકર્મ **કરવાથી**, અને પુણ્યકર્મ **નહિ કરવાથી** તે અગ્નિની પેઠે સંતાપ કરે છે. એટલા માટે 'હું પુણ્યને શા માટે નથી કરતો

અને પાપને શા માટે કર્યું?' આરૂપ ચિંતા તત્ત્વવેત્તાને તપાવતી નથી. બીજા વિદ્વાનોને તો તે હમેશ તપાવે છે જ. ૫.

**एवं विद्वान् कर्मणी द्वे हित्वाऽऽत्मानं स्मरेत् सदा ।**

**कृते च कर्मणी स्वात्मरूपेणैवैष पश्यति ॥ ६ ॥ ११४८**

**શબ્દાર્થ:—વિદ્વાન્ એ પ્રકારે બંને કર્મને તજીને નિત્ય આત્માનું સ્મરણ કરે, અને [ એ ] કરેલાં ( બંને ) કર્મોને પોતાના આત્મારૂપે જ આ ( જ્ઞાની ) જુએ છે. ૬.**

**વિવેચન:—**જ્ઞાનીને પાપપુણ્યરૂપ કર્મ સંતાપ કરતાં નથી તેનું બતાવવાને માટે આ स य एवं विद्वानेते आत्मानं स्पृणुते 'તેને કોઇ પુરૂષ એ પ્રકારે આ પાપપુણ્યરૂપ કર્મને જાણતો સતો આત્માનું સદા સ્મરણ કરે છે' અને उभे ह्येवैष एते आत्मानं स्पृणुते 'આ જ્ઞાની આ પાપપુણ્યરૂપ બંને કર્મને આત્મારૂપે દેખે છે' આ, એ બંને વાક્યોનો અર્થ આ શ્લોકમાં કહી બતાવે છે. આ વાક્યોના અર્થ નીચે પ્રમાણે છે. स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः 'તે જે પરમાત્મા વ્યક્તિરૂપ પુરૂષમાં છે અને જે આ આદિત્યમાં છે-સૂર્યમંડળમાં છે તે એક છે.' આ પ્રકારે જે વિદ્વાન્ જાણે છે અને તે મુજબ પ્રવર્તે છે તે આ પાપપુણ્યનો ત્યાગ કરીને બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મામાં પ્રીતિ કરે છે અથવા નિત્ય તેનું સ્મરણ કરે છે. અર્થાત્ પાપપુણ્યના મિથ્યાપણાના અનુસંધાનવડે તે ત્યાગ કરાયો છે, એટલે તેના ત્યાગ કરતા પુરૂષને તે વિષયની ચિંતા જ નથી. તે નિમિત્ત કાંઇ સંતાપ ક્યાંથી જ હોય એવો ભાવ છે. અથવા આ વિદ્વાન્, પાછળ કહેલાં આ બંને કર્મ જે દેહ, ઈંદ્રિય આદિની પ્રવૃત્તિવડે ઉત્પન્ન થાય છે તેને इदं सर्वं यदयमात्मा 'આ સર્વ આત્મા છે' એ શ્રુતિ વાક્ય પ્રમાણે આત્મારૂપેજ જુએ છે. આથી કરીને પોતાના આત્માથી અભિન્નપણાવડે પણ તે કર્મોથી તેને સંતાપ પામવાપણું નથી એવો ભાવ છે. ૬.

*** भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयः ।**

**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ ७ ॥ ११४९**

**શબ્દાર્થ:—તે પરાવર બ્રહ્મ દીઠે સતે આ ( પુરૂષ ) ની હૃદયની ગાંઠ છૂટી જાય છે, સર્વ સંશયો છેદાઈ જાય છે, અને કર્મો નાશ પામે છે. ૭.**

**વિવેચન:—**नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि 'ભોગવ્યા વિનાનાં કર્મ સો કરોડ કલ્પોવડે પણ નાશ પામતાં નથી.' ઇત્યાદિ શાસ્ત્રવાક્યથી અનાદિ એવા સંસારમાં ઘણા જન્મોવડે પાપપુણ્યરૂપ અસંખ્ય કર્મો કરેલાં છે તેઓ અપ્રસિદ્ધ હોવાથી આત્મરૂપે અનુસંધાન કરવાને યોગ્ય નથી, તો તે પાપપુણ્યરૂપ કર્મને વિષય કરનારી ચિંતા જ્ઞાનીને કેમ ન હોય? આવી શંકા કરીને, અજ્ઞાનરૂપ ઉપાદાન કારણ સહિત તે કર્મો, તત્ત્વજ્ઞાનવડે નાશ પામવાને યોગ્ય હોવાથી ચિંતા ઉત્પન્ન કરી શકતાં નથી; એવા અભિપ્રાયવડે મુંડકોપનિષદ્‌ની આ શ્રુતિને ભણી બતાવે છે. તેનો અર્થ નીચે પ્રમાણે છે. **પર** એટલે ઉત્કૃષ્ટ હિરણ્યગર્ભાદિકનું પદ અને **અવર** એટલે નિકૃષ્ટ ( પાસે ), જેનાથી છે, તે **પરાવર** પર-

* બીજા મુંડકના બીજા ખંડની ૮ મી શ્રુતિ.

ત્મા. આ પરમાત્માનો સાક્ષાત્કાર થયે સતે, જે પુરુષને તેનો સાક્ષાત્કાર થયો હોય તે પુરૂષની હૃદયગ્રંથિ એટલે બુદ્ધિ અને ચિદાત્મા એ બંનેના દૃઢ સંબંધને લઇને અન્યોઅન્ય અધ્યાસરૂપ જે ગાંઠ બંધાઈ ગઈ છે તે છૂટી જાય છે-નાશ પામે છે; અને આત્મા દેહ આદિકથી ભિન્ન છે અથવા નથી? દેહ આદિકથી જુદો છતાં પણ કર્ત્તાપણા આદિ ધર્મવાળો છે કે નથી? આત્માનું અકર્તૃત્વ સિદ્ધ છતાં પણ બ્રહ્મની સાથે તેનો અભેદ છે કે નથી? અને બ્રહ્મની સાથે તેનો અભેદ છતાં પણ તેનું જ્ઞાન કર્મયુક્ત હોય તો મુક્તિ આપનારૂં છે, કે કેવળ એકલું હોય તો મુક્તિ આપે છે? ઇત્યાદિ સંશયો પણ છેદાઇ જાય છે; કેમકે તત્ત્વજ્ઞાનથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણ્યા પછી તેમાં સંશયવિપર્યય થતો નથી-સંશય માત્ર નાશ પામે છે, અને આ જ પુરૂષનાં પાપપુણ્યરૂપ સંચિત કર્મો પણ, તેનું કારણ જે અજ્ઞાન, તેણે સહિત નાશ પામે છે. ૭.

**तमेव विद्वानत्येति मृत्युं पंथा न चेतरः ।**
**ज्ञात्वा देवं पाशहानिः क्षीणैः क्लेशैर्न जन्मभाक् ॥ ८ ॥** ૧૧૫૦

**શબ્દાર્થઃ—તે જાણનારો જ મૃત્યુને ઉલ્લંઘી જાય છે. [આનાથી] બીજો માર્ગ નથી. અને દેવને-આત્માને જાણીને કલેશની હાનિ [ થાય છે ]. ક્ષીણ થએલા કલેશોવડે [ પુરૂષ ] જન્મને ભજનારો [ થતો નથી ]. ૮.**

**વિવેચનઃ—**[1] कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ' અહીં (મનુષ્ય શરીરમાં) અગ્નિહોત્રાદિક કર્મ કરતો માણસ સો વર્ષ જીવવાને ઇચ્છે. તું નરને વિષે એમ ( હો ). આનાથી બીજો પ્રકાર નથી, કે જેનાવડે તું અશુભ કર્મથી લેપાય નહિ. ' [2] विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ' વિદ્યા-દેવતાના જ્ઞાનરૂપ ઉપાસના અને અવિદ્યા ( અગ્નિહોત્રાદિક કર્મ ) એ બંનેને સાથે ઉપાસવા યોગ્ય છે. એમ જે પુરૂષ જાણે તે કર્મોવડે મૃત્યુ ( સ્વાભાવિક કર્મ અને જ્ઞાન ) ને તરીને વિદ્યા ( દેવતાના જ્ઞાન ) વડે અમૃત ( દેવભાવ ) પામે છે. ' આ શ્રુતિઓવડે; અને [3] कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ' કર્મવડે જ **જનકા**દિકો સિદ્ધી પામ્યા છે. ' यथान्नं मधुसंयुक्तं मधु चान्नेन संयुतं । एवं तपश्च विद्या च संयुक्तं भेषजं महत ' જેમ મધમાં મળેલું અન્ન અને અન્નમાં મળેલું મધ ( ઔષધ ) છે તેમ તપ અને વિદ્યાનું મળેલું સ્વરૂપ મોટું ઓસડ છે. ' ઇત્યાદિ સ્મૃતિઓવડે; કેવળ જ્ઞાનથી, જ્ઞાન અને કર્મથી અથવા કેવળ કર્મથી મુક્તિ છે એમ આશંકા થાય છે. અત્ર ઉદાહરણરૂપે લીધેલાં વાક્યોમાં **તપ** શબ્દનો અર્થ પાપની નિવૃત્તિ દેખાડવાને રૂપે છે. અને **આસ્થિત** શબ્દમાં **આ ઉપસર્ગ**નો પણ પાપનિવૃત્તિ દેખાડવાનો જ હેતુ હોવાથી **સંસિદ્ધિ** શબ્દવડે જ્ઞાનનું સાધન ચિત્તશુદ્ધિ છે, તે જ બતાવવાનો હેતુ છે. વળી શ્રુતિગત **વિદ્યા** શબ્દવડે ઉપાસનાનો અર્થ સૂચવ્યો છે; આથી કરીને કર્મને તો મુક્તિનું સાધન બતાવ્યું જ નથી, અને તે છે પણ નહિ; આનો અભિપ્રાય બતાવવા માટે જ तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय ' તેને જ જાણીને ( પુરૂષ ) મૃત્યુનું ઉલ્લંઘન કરે છે.

[1] ઈશાવાસ્યોપનિષદ્‌ની બીજી શ્રુતિ જુઓ. [2] એ જ ઉપનિષદ્‌નો ૧૧ મો મંત્ર.
[3] શ્રીમદ્ ભગવદ્ગીતા. ૩ જો અધ્યાય. ૨૦ મો શ્લોક.

મુક્તિને માટે બીજો માર્ગ નથી ' આ શ્વેતાશ્વતરોપનિષદ્‌ની શ્રુતિને શ્લોકના પૂર્વાર્દ્ધમાં ભણી બતાવે છે. એટલે કે તે પૂર્વોક્ત પરમાત્માને જાણતો પુરૂષ જ મૃત્યુરૂપ સંસારને ઉલ્લંઘન કરે છે, પણ આ સિવાય બીજો, ઉપાસના અને કર્મના સમુચ્ચયરૂપ વા કેવળ કર્મરૂપ માર્ગ, મોક્ષને માટે નથી જ. અત્ર શંકા થાય છે કે ઉદાહરણરૂપે લઈ બતાવેલી શ્રુતિઓમાં અન્વયવ્યતિરેકવડે આ લોકની અનિષ્ટનિવૃત્તિ પ્રધાનપણે જણાય છે, પણ પરલોકની અનિષ્ટનિવૃત્તિ જણાતી નથી. આનું સમાધાન આ પ્રમાણે છે. પરલોક સંબંધી અનિષ્ટનો ભાવિ જન્મની સાથે સંબંધ હોવાથી કારણ સહિત તે ભાવિ જન્મના અભાવ પ્રતિપાદક (ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः 'દેવને જાણીને સર્વ પાશની હાનિ થાય છે. અને ક્ષીણ થઈ ગએલા ક્લેશો ( अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः ) વડે જન્મ અને મૃત્યુની હાનિ થાય છે') શ્વેતાશ્વતરોનિષદ્‌નું વાક્ય છે તેને આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં અર્થથી કહી બતાવે છે. એ શ્રુતિનો ભાવ નીચે મુજબ છે:—દેવ એટલે સ્વપ્રકાશ પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મ; તેને જાણીને અર્થાત્ અપરોક્ષપણાવડે અનુભવ કરતાં, આવી સ્થિતીવાળા પુરૂષના કામ, ક્રોધ આદિક જે પાશ છે તે સર્વ પાશની હાનિ થાય છે. આમ ક્ષીણ થએલા, અથવા નષ્ટ થઈ ગએલા ક્લેશોવડે ભાવિ જન્મનો હેતુ જે કર્મનો આરંભ છે, તેનો અયોગ હોવાથી જ્ઞાનીને ભાવી જન્મ થતો નથી. અર્થાત્ બ્રહ્મરૂપ સ્વરૂપમાં તે સ્થિત થાય છે. ૮.

**देवं मत्वा हर्षशोकौ जहात्यत्रैव धैर्यवान् ।**
**नैनं कृताकृते पुण्यपापे तापयतः क्वचित् ॥ ९ ॥ ११५१**

**શબ્દાર્થ:—ધીર (પુરૂષ) દેવને જાણીને અહિંઆં (આ જન્મમાં) જ હર્ષ અને શોકને તજે છે. આ (જ્ઞાની પુરૂષ) ને, કરેલું અને નહિ કરેલું [તથા] પુણ્ય અને પાપ ક્યારેય તપાવતાં નથી. ૯.**

**વિવેચન:**—શોકનું તરી જવું ઇત્યાદિરૂપી ફળ સાંભળવામાં આવે છે ખરૂં, પણ તે અનુભવાતું નથી; કેમકે જ્ઞાનીને પણ ઇષ્ટની અને અનિષ્ટની પ્રાપ્તિ અને નિવૃત્તિને માટે પ્રવૃત્તિ કરવી પડે છે. આ શંકાના સમાધાનને માટે, જેને દૃઢ અપરોક્ષ જ્ઞાન થયું છે એવા જ્ઞાની પુરૂષને એવી પ્રવૃત્તિના અભાવનું પ્રતિપાદન કરનાર अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति 'તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિવડે ધીર પુરૂષ દેવને સમજીને હર્ષ અને શોકનો ત્યાગ કરે છે' એ કઠવલ્લીના વાક્યને અર્થથી આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં ભણી બતાવે છે. એનો અર્થ આમ છે. બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન એવો ધીર અધિકારી, ચિદાનંદ આદિ લક્ષણવાળા દેવ—બ્રહ્મને જાણીને આ જન્મમાં જ હર્ષશોકને તજે છે. एतमेवतपेन्नैषा चिन्ता कर्माग्निसंभृता 'આ જ્ઞાનીને કર્મરૂપ અગ્નિવડે સંપાદન કરેલી આ ચિંતા તપાવતી નથી.' એમ પાછળ ૧૧૪૩ મા શ્લોકમાં બતાવ્યું છે, એજ અર્થમાં કાંઈ વધારે બતાવવા માટે આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં नैनं कृताकृते तपतः 'આ જ્ઞાનીને કૃત અને અકૃત તપાવતાં નથી' એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના યાજ્ઞવલ્ક્ય બ્રાહ્મણમાંના વાક્યને અર્થથી ભણી બતાવે છે. પાછળના ૧૧૪૭ મા શ્લોકની ટીકામાં બતાવ્યું છે કે 'નહિ કરેલું પુણ્ય અને કરેલું પાપ તત્ત્વવેત્તાને તાપનો હેતુ થતું નથી,' તે અહિંઆં આ શ્લોકમાં નહિં કરેલું પુણ્ય

અને કરેલું પાપ અજ્ઞાની પુરુષોને જેમ તાપ કરે છે તેમ તે જ્ઞાનીને તાપ કરનારૂં થતું નથી, એમ તે પાછલા શ્લોકથી ભેદ કરી બતાવે છે. તાપ એટલે ચિત્તનો એક જાતનો વિકાર. અજ્ઞાનીને પુણ્ય કરવાથી ધર્મરૂપ વિકાર ઉત્પન્ન થાય છે, અને નહિ કરવાથી ખેદરૂપ વિકાર ઉત્પન્ન થાય છે. પાપ, પુણ્યથી ઉલટું હોવાના સબબ તે નહિ કરવાથી હર્ષરૂપ અને કરવાથી ખેદરૂપ વિકાર ઉત્પન્ન કરે છે. આમ પાપ અને પુણ્ય, કરવાથી અને નહિ કરવાથી અજ્ઞાનીને ચિત્તમાં વિકારે કરે છે; પણ જ્ઞાનીને નિર્વિકાર બ્રહ્મરૂપતાનું જ્ઞાન હોવાથી તે વિકાર-તાપ કરતાં-નથી, એવો અભિપ્રાય છે. ૯.

**इत्यादिश्रुतयो बह्व्यः पुराणैः स्मृतिभिः सह ।**
**ब्रह्मज्ञानेऽनर्थहानिमानंदं चाप्यघोषयन् ॥ १० ॥ ११५२**

**શબ્દાર્થ:—ઇત્યાદિ ઘણી શ્રુતિઓ પુરાણ અને સ્મૃતિઓ સહિત [છે]. વળી [તેઓ] બ્રહ્મજ્ઞાન થયે સતે અનર્થની હાનિ અને આનંદની [પ્રાપ્તિ] કહેતી હવી. ૧૦.**

**વિવેચન:**—તત્ત્વવેત્તાના અનિષ્ટની નિવૃત્તિને માટે અને ઇષ્ટની પ્રાપ્તિને માટે આગળ બતાવી એટલી જ પ્રમાણરૂપ શ્રુતિઓ છે એમ નથી. આ શ્લોકમાં આદિ શબ્દવડે इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहा वेदीन् महती विनष्टिः 'જો (તે આત્માને) આ મનુષ્ય શરીરમાં જ (પુરુષ) જાણતો હવો—જાણે છે, તો સારૂં છે પણ એ નહિ જાણે તો મોટી હાનિ છે' य एतद्विदुरमृतास्ते भवंत्यथेतरे दुःखमेवापियंति 'જે આ—બ્રહ્મને જાણે છે તેઓ અમૃત થાય છે અને બીજા—અજ્ઞાનીઓ દુઃખ જ પામે છે,' तद्यो यो देवाना प्रत्यबुध्यत स एव तदभवत् 'જે જે (પુરુષો) દેવતાની મધ્યમાં તે—બ્રહ્મને જાણતા હવા તે જ (પુરુષો) તે બ્રહ્મ-સર્વાત્મ થતા હવા' અને निचाय्य तं मृत्युमुखात् प्रमुच्यते 'તે પ્રત્યગાત્માને નિશ્ચય કરીને—જાણીને મૃત્યુ—સંસાર—ના મોઢામાંથી મૂકાઇ જાય છે' ઇત્યાદિ શ્રુતિઓ અને सर्व भूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि संपश्यन्नात्मयाजी वै स्वाराज्य मधिगच्छति 'સર્વ ભૂતમાં રહેલા આત્માને અને સર્વ ભૂતોને આત્મામાં જોતો ને આત્માને યજન કરતો પુરુષ સ્વારાજ્ય—પોતાના સ્વરૂપમાં સ્થિતિરૂપ—મુક્તિને પામે છે.' क्षेत्रज्ञस्यात्मविज्ञानाद्विशुद्धिः परमा मता 'સર્વના સાક્ષીરૂપ બ્રહ્મની આત્મરૂપતાના વિજ્ઞાનથી સર્વ અનર્થની નિવૃત્તિરૂપ પરમવિશુદ્ધિ માનેલી છે,' ઇત્યાદિ પુરાણ અને સ્મૃતિઓનાં વચનો તથા ઘણી શ્રુતિઓ, બ્રહ્મજ્ઞાનમાં અનિષ્ટની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિ બતાવે છે. આ કહી બતાવેલી શ્રુતિઓ, સ્મૃતિ અને પુરાણના વાક્યોનું તાત્પર્ય શ્લોકના ઉત્તરાર્દ્ધમાં દેખાડે છે, એટલે કે એ જ શ્રુતિઓ, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાં અનર્થ માત્રની હાનિ થાય છે અને આનંદની પ્રાપ્તિ થાય છે, એમ દેખાડે છે. ૧૦

**૨ શ્રુતિવડે બ્રહ્મની આનંદરૂપતાનું કથન અને બ્રહ્મની અદ્વિતીયતા તથા સ્વપ્રકાશતાની સિદ્ધિ. ૧૧૫૩-૧૧૭૪.**

**आनंदस्त्रिविधो ब्रह्माऽऽनंदो विद्यासुखं तथा ।**
**विषयाऽऽनंदइत्यादौ ब्रह्माऽऽनंदो विविच्यते॥११॥ ११५३**

**શબ્દાર્થ:—બ્રહ્માનંદ, વિદ્યાનંદ તથા વિષયાનંદ [એમ] ત્રણ પ્રકારનો આનંદ છે; ઇત્યાદિમાં (તેમાં) બ્રહ્માનંદ વિવેચન કરાય છે. ૧૧.**

**વિવેચન:**—આનંદ એટલે બ્રહ્માનંદ મુખ્ય રીતે જોતાં ત્રણ પ્રકારનો છે. તેમાં પણ પહેલાં ત્રણ પ્રકરણમાં એટલે ૧૧-૧૨-૧૩ માં બ્રહ્માનંદનું વિવેચન, તેના અવાંતર-યોગાનંદ, આત્માનંદ અને અદ્વૈતાનંદ એવા સાંકેતિક ભેદથી ગ્રંથકર્તા કહી બતાવે છે. ૧૧.

**भृगुः पुत्रः पितुः श्रुत्वा वरुणाद् ब्रह्मलक्षणम् ।**
**अन्नप्राणमनोबुद्धिस्त्यक्त्वाऽऽनंदं विजज्ञिवान् १२॥ ११५४**
**आनंदादेव भूतानि जायंते तेन जीवनम् ।**
**तेषां लयश्च तत्रातो ब्रह्माऽऽनंदो न संशयः ॥ १३ ॥ ११५५**

**શબ્દાર્થ:—ભૃગુ નામનો પુત્ર [પોતાના] વરૂણ નામના પિતાથી બ્રહ્મનું લક્ષણ જાણીને અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશને તજીને આનંદને જાણતો થયો. (૧૨). આનંદથી જ ભૂતો ઉત્પન્ન થાય છે, તે (આનંદ) વડે જ જીવન [મેળવે છે,] અને તેઓનો લય [પણ] ત્યાં ('આનંદમાં) જ [થાય છે;] એટલા માટે 'આનંદ બ્રહ્મ છે' [એમાં] સંશય નથી. ૧૩.**

**વિવેચન:**—આ બ્રહ્માનંદ નામના પ્રકરણનું વિવેચન કરવામાં પ્રથમ તૈત્તિરીય શ્રુતિને વિચારી જોતાં આનંદરૂપ બ્રહ્મ છે એમ જણાય છે, માટે તેમાંની ભૃગુવલ્લીનો અર્થ સંક્ષેપવડે દેખાડે છે. તેમાં यतो वा इमानि भूतानि जायंते येन जातानि जीवंति यत्प्रयंत्यभिसंविशंति तद्विजिज्ञासस्व तद् ब्रह्म 'જેનાથી આ ભૂત-પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે, જેણે કરીને તે ઉત્પન્ન થએલાં જીવે છે અને મરણ પામેલાં જેમાં પ્રવેશ કરે છે તે બ્રહ્મ છે એમ જાણ' આ પ્રમાણે બ્રહ્મનું લક્ષણ જણાવ્યું છે. આવડે પોતાના વરૂણ નામના પિતાથી ભૃગુએ બ્રહ્મને જાણ્યું. વળી અન્નમયાદિક કોશોમાં તે બ્રહ્મના લક્ષણનો અસંભવ છે તેથી કરીને તે કોશોના અબ્રહ્મપણાને નિશ્ચય કરીને પાંચમા અવયવરૂપ આનંદમય કોશમાં ब्रह्म-पुच्छं प्रतिष्ठा 'બ્રહ્મપુચ્છ આધાર છે' એ શ્રુતિવાક્ય પ્રમાણે બિંબરૂપ આનંદને બ્રહ્મના લક્ષણની યોજનાથી બ્રહ્મભાવવડે, आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते आनदेन जातानि जीवंति आनंदं प्रयंत्यभिसंविशंति 'ખરેખર આનંદથી જ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, તે ઉત્પન્ન થએલાં આનંદવડે જ જીવે છે અને મરણ પામેલાં તેઓ આનંદમાં જ પ્રવેશ કરે છે.' આ શ્રુતિ પ્રમાણે આનંદને જ બ્રહ્મ જાણતો થયો. અત્ર **આનંદ શબ્દનો અર્થ ગ્રામ્યધર્મ-પશુધર્મ-સ્ત્રી પુરૂષોનો પ્રેમવાળો અભેદ સંબંધ છે. આ અભેદ સંબંધથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને વિષયભોગ આદિ નિમિત્તવાળા** આ આનંદવડે જ સર્વ પ્રાણીઓ પોતાના જીવનને મેળવે છે. વળી સર્વ પ્રાણીઓનો લય પણ સુષુપ્તિ કાળના સ્વરૂપરૂપ આનંદમાં જ થાય છે. સુષુપ્તિમાં આનંદ થાય છે, એ સિવાય બીજા કોઇ પણ પદાર્થવડે એવા આનંદનો અનુભવ થતો નથી; એટલા માટે 'આનંદ બ્રહ્મ છે' એ સર્વના અનુભવવડે સિદ્ધ છે. એમાં સંશય કરવો યોગ્ય નથી. ૧૨-૧૩.

भूतोत्पत्तेः पुरा भूमा त्रिपुटी द्वैतवर्जनात् ।
ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी प्रलये हि नो ॥ १४ ॥ ११५६

**શબ્દાર્થ:—ભૂતોની ઉત્પત્તિની પૂર્વે ત્રિપુટીરૂપ દ્વૈતના અભાવથી ભૂમા હતું. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટી પ્રલય કાળમાં નિશ્ચય નથી. ૧૪.**

**વિવેચન:**—એ પ્રકારે તૈત્તિરીયોપનિષદ્‌ના અવલોકનથી બ્રહ્મની આનંદરૂપતા દેખાડીને હવે છાંદોગ્ય શ્રુતિના અવલોકનથી પણ બ્રહ્મની આનંદરૂપતા દેખાડવા ઇચ્છતા ગ્રંથકર્તા, તે ઉપનિષદ્‌માંના સાતમા અધ્યાયમાં ભગવાન્ **સનત્કુમાર** અને **નારદના** સંવાદમાં **ભૂમારૂપ** બ્રહ્મનું પ્રતિપાદન કરાએલું છે, તે દેખાડે છે. यत्र नान्यत् पश्यति नान्यत् शृणोति नान्यद्विजानाति स भूमा 'જેમાં બીજાને દેખતો નથી, બીજાને સાંભળતો નથી અને બીજાને જાણતો નથી તે **ભૂમા** છે' ઇત્યાદિ વાક્યોને આ શ્લોકથી સંક્ષેપ કરી દેખાડે છે. ભૂત એટલે આકાશાદિ પંચ મહાભૂતો અને તેઓનાં કાર્યો જે જરાયુજ, અંડજ, આદિ છે; તેઓની ઉત્પત્તિની પૂર્વે, જ્ઞાતા—અંતઃકરણ, જ્ઞાન—વૃત્તિ અને જ્ઞેય—ઘટપટાદિ વિષય એરૂપ ત્રિપુટી એટલે ત્રણ આકારનો મેળાપ; આ મેળાપ એ જ દ્વૈતઃ તેનો અભાવ હતો અને તેથી કરીને તે વખતે દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદ વિનાનો પરમાત્મા भावानयने द्रव्यानयनम् 'ભાવના લાવવામાં દ્રવ્યનું લાવવું થાય છે' એ ન્યાય મુજબ **ભૂમારૂપે** હતો. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટી પ્રલયકાળમાં નથી. એ સર્વ વેદાંતશાસ્ત્રમાં સિદ્ધ માનેલું છે, એવું બતાવવાને માટે આ મૂળ શ્લોકના ઉત્તરાર્ધમાં हि શબ્દ વાપર્યો છે. ૧૪.

विज्ञानमय उत्पन्नो ज्ञाता ज्ञानं मनोमयः ।
ज्ञेयाः शब्दादयो नैतत् त्रयमुत्पत्तितः पुरा ॥ १५ ॥ ११५७

**શબ્દાર્થ:—[પરમાત્માથી] ઉત્પન્ન થએલ બુદ્ધિરૂપ ઉપાધિવાળો જીવ જ્ઞાતા—જાણનાર છે; મનની અંદર પ્રતિબિંબિત થએલ મનોમય નામનું ચૈતન્ય જ્ઞાન છે; અને શબ્દ, સ્પર્શ આદિ વિષયો જાણવા યોગ્ય—જ્ઞેય છે. આ ત્રણ (ત્રિપુટી) ઉત્પત્તિની પૂર્વે નથી. ૧૫.**

त्रयाभावे तु निर्द्वैतः पूर्ण एवानुभूयते ।
समाधिसुप्तिमूर्च्छासु पूर्णः सृष्टेः पुरा तथा ॥ १६ ॥ ११५८

**શબ્દાર્થ:—ત્રિપુટીના અભાવ સતે તો સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં દ્વૈત રહિત પૂર્ણ (બ્રહ્મ) જ અનુભવાય છે. [અને] તે પ્રકારે સૃષ્ટિની પૂર્વે પૂર્ણ (બ્રહ્મ) [છે]. ૧૬.**

**વિવેચન:**—હવે ફલિતાર્થ બતાવે છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટીનો અભાવ થતાં દ્વૈતરહિત પૂર્ણ આત્મા જ અનુભવાય છે. વિદ્વાનો તે સમાધિમાં અનુભવે છે, અને બીજાઓ બધા સુષુપ્તિમાં અને મૂર્છામાં તેમ અનુભવે છે. કેમકે સુષુપ્તિમાંથી અને મૂર્છામાંથી ઉઠેલા માણસને દ્વૈતના અદર્શનનું સ્મરણ થાય છે. એ સિવાય બીજે ઠેકાણે તેનો અનુભવ થતો નથી. વારૂ ! પણ સુષુપ્તિ આદિમાં દ્વૈતનો અભાવ સિદ્ધ થવાથી પ્રકૃતમાં શો

લાભ છે? આ શંકાના સમાધાનને માટે જ મૂળ શ્લોકમાં બતાવે છે કે જેમ સુષુપ્તિ આદિમાં પરિચ્છેદક—દ્વૈતના અભાવ-થી જેમ પરમાત્મા પૂર્ણ છે તેમ પ્રલયકાળમાં સૃષ્ટિની પૂર્વે પણ તે પરિચ્છેદ કરનારા પદાર્થોના અભાવથી પરમાત્મા પૂર્ણ છે. ૧૬.

**यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधा विभेदिनि ।**

**सनत्कुमारः प्राहैवं नारदायातिशोकिने ॥ १७ ॥ ११५९**

**શબ્દાર્થ:—જે ભૂમા [છે] તે સુખરૂપ છે. ત્રણ પ્રકારે ભેદવાળા અલ્પમાં સુખ નથી, એ પ્રકારે અતિ શોકવાળા નારદને ભગવાન્ સનત્કુમાર કહેતા હવા. ૧૭.**

**વિવેચન:**—ભવતુ! બ્રહ્મનું પૂર્ણપણું ભલે હોય, પણ એથી તેની આનંદરૂપતામાં કાંઈ આવી જતું નથી. આ શંકાનેમાટે અન્વયવ્યતિરેકવડે **ભૂમા** (પૂર્ણબ્રહ્મ)નું સુખપણું દેખાડનાર यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति 'ભૂમા જે પરિપૂર્ણ વસ્તુ છે તેમાં સુખ છે, પણ અલ્પ જે પરિચ્છેદવાળી વસ્તુ છે તેમાં સુખ નથી' આ શ્રુતિવાક્યને **અર્થથી** કહી બતાવે છે. પૂર્વે ૧૧૫૬ મા શ્લોકમાં જે **ભૂમા** બતાવ્યું છે તે જ સુખરૂપ છે. કેમકે અદ્વિતીયમાં દુઃખના હેતુનો અભાવ છે. વળી જે ત્રિવિધ પરિચ્છેદવાળું અલ્પ છે તેમાં સુખ નથી, આમ ભગવાન્ **સનત્કુમારે નારદ** મુનીને ઉપદેશ કર્યો છે. ૧૭.

**सपुराणान् पंचवेदान् शास्त्राणि विविधानि च ।**

**ज्ञात्वाऽप्यनात्मवित्त्वेन नारदोऽतिशुशोच ह ॥ १८ ॥ ११६०**

**શબ્દાર્થ:—પુરાણે સહિત* પાંચ વેદને અને વિવિધ શાસ્ત્રોને જાણીને પણ [ પોતાની ] અનાત્મતાવડે નારદ અતિશય શોકવાન્ હોતા હવા. ૧૮.**

**वेदाभ्यासात् पुरा तापत्रयमात्रेण शोकिता ।**

**पश्चात् त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥ १९ ॥ ११६१**

**શબ્દાર્થ:—વેદાભ્યાસની પૂર્વે ( આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એવા ) ત્રણ પ્રકારના તાપ માત્રથી શોકપણું [ છે ] પણ પાછળથી તો ( વેદાભ્યાસ પછી તો ) અભ્યાસ કરવો, તેનું વિસ્મરણ થવું, અધિક વિદ્વાન્થી તિરસ્કાર પામવો અને અલ્પ વિદ્વાનના સંબંધમાં ગર્વ પામવો એવી ઉપાધિવડે શોકપણું છે. ( અર્થાત્ જગત્ ત્રણ તાપવડે તપે છે; પણ વિદ્વાન્ તો અભ્યાસ આદિક બીજા વધારાના ચાર તાપ થતાં સાત તાપથી પીડા પામે છે એવો ભાવ છે. ) ૧૯.**

આ શ્લોકથી વેદશાસ્ત્રને વિષય કરનાર જ્ઞાન, શોકને નિવૃત્ત કરનાર છતાં પણ તે અતિ શોક શી રીતે પમાડે છે તે બતાવ્યું. હવે નીચેના શ્લોકમાં સર્વજ્ઞ **નારદને શોક** થયો એ કેમ જાણી શકાયું તેનો ખુલાસો કરી બતાવે છે.—

**सोऽहं विद्वन् प्रशोचामि शोकपारं नयात्र माम् ।**

**इत्युक्तः सुखमेवास्य पारमित्यभ्यधादृषिः ॥२०॥ ११६२**

* ઋક્, યજુષ્, સામ, અથર્વણ, અને આયુર્વેદ મળીને પાંચ વેદ.

**શબ્દાર્થ:—હે વિદ્વન્, તે હું ( નારદ ) શોક કરૂંછું. અહિંઆં ( આ શોકમાં ) મને શોકપાર [તમે] લઈ જાઓ. એમ પૂછેલા (સનત્કુમાર) ઋષિ 'આ (શોક) નો પાર સુખ જ છે' એમ કહેતા હુવા. ૨૦.**

**વિવેચન:—**સોऽहं भगवः शोचामि 'હે ભગવાન્, તે હું શોક કરૂંછું.' એ **નારદ**ના વાક્યવડે જ **નારદ**નું શોકવાન્પણું જાણ્યું છે અને तं मा भगवान् शोकस्य पारं तारयतु 'તે શોકવાળા મને હે ભગવાન્! આપ શોકને પાર ઉતારો' એમ **નારદ** મુનિએ પોતાના શોકની નિવૃત્તિનો ઉપાય પૂછયો, એટલે ભગવાન્ **સનત્કુમાર** ઋષિએ, **ભૂમા** શબ્દનું વાચ્ય સુખરૂપ જણાતું બ્રહ્મ જ શોકનિવૃત્તિનો ઉપાય છે એમ सुखं त्वेव जिज्ञासितव्यं 'સુખ જ જાણવા યોગ્ય છે' ઇત્યાદિ વાક્યથી આરંભ કરી ઉત્તર ગ્રંથના સમૂહવડે કહેલું છે. આ અર્થ જણાવવાને માટે જ આ શ્લોકનું કથન છે. ૨૦.

**सुखं वैषयिकं शोकसहस्रेणाऽऽवृतत्वतः ।**

**दुःखमेवेति मत्वाऽऽह नाल्पेऽस्ति सुखमित्यसौ ॥२१॥११६३**

**શબ્દાર્થ:—વિષય સંબંધી સુખ હજારો શોકવડે વીંટાએલું હોવાથી [તે] દુ:ખ જ [છે]. એમ માનીને આ (સનત્કુમાર ઋષિ) 'અલ્પમાં સુખ છે નહિ' એ પ્રકારે કહેતા હુવા. ૨૧.**

**વિવેચન:—**માળા આદિ વિષયોથી ઉત્પન્ન થતાં સુખોનું બાહુલ્ય છતાં પણ 'અલ્પમાં સુખ નથી' એ કહેવું અયુક્ત છે એમ કોઇને લાગે, પણ અત્ર ભગવાન્ **સનત્કુમારનો** હેતુ બીજો છે. વિષમાં મળેલા અન્નની પેઠે માયા આદિ વિષયોમાં દુ:ખના સંબંધવડે દુ:ખપણું સંભવે છે, આવા અભિપ્રાયથી 'અલ્પમાં સુખ નથી' એમ કહ્યું છે. ૨૧

**ननु द्वैते सुखं माभूदद्वैतेऽप्यस्ति नो सुखम् ।**

**अस्ति चेदुपलभ्येत तथा च त्रिपुटी भवेत् ॥ २२ ॥ ११६४**

**मास्त्वद्वैते सुखं किं तु सुखमद्वैतमेव हि ।**

**किं मानमिति चेन्नास्ति मानाकांक्षा स्वयंप्रभे॥ २३ ॥ ११६५**

**શબ્દાર્થ:—દ્વૈતમાં સુખ ન હો. અદ્વૈતમાં પણ સુખ નથી: જો છે, તો મળે અને તેમ [થવાથી] ત્રિપુટી થાય. (૨૨). ખરેખર! અદ્વૈતમાં સુખ ન હો, કેમકે અદ્વૈત જ સુખ છે. [તેમાં] શું પ્રમાણ છે એમ જો [કહે] તો સ્વયંપ્રકાશ (સુખ) માં પ્રમાણની અપેક્ષા નથી. ૨૩.**

**વિવેચન:—**દ્વૈતમાં સુખના અભાવનો સ્વીકાર કરીને અદ્વૈતમાં પણ સુખ નથી, એમ વાદી શંકા કરે છે. વળી [1] **અનુપલબ્ધિ** પ્રમાણનો સ્વીકાર બતાવી વાદી કહે છે કે જો અદ્વૈતમાં સુખ હોય તો વિષયજન્ય આદિ બીજાં સુખોની પેઠે તેની પણ પ્રતીતિ

[1] જ્યારે કોઇપણ વસ્તુનો અભાવ હોય ત્યારે તે અભાવ જ આપણને પ્રત્યક્ષરૂપે જણાય છે, ને તે જાણવામાં પ્રતિયોગીરૂપે તે વસ્તુનું ન હોવાપણું—અનુપલબ્ધિ એજ એ નામનું પ્રમાણ ગણાય છે.

થવી જોઈએ. પ્રતીતિ થતી નથી, માટે અદ્વૈતમાં સુખ નથી. આમ છતાં પણ જો અદ્વૈતમાં સુખ છે એમ સિદ્ધાંતી કહે, તો વાદી કહે છે કે, અદ્વૈતમાં સુખ છે તો તે મળે અને મળે એટલે તેનો અનુભવ થાય. આમ થવાથી અનુભાવ્ય—સુખ અને અનુભવ કરનાર સિદ્ધ થતાં અદ્વૈત સિદ્ધાંતની હાનિ થાય છે. અર્થાત્ અનુભવ, અનુભવ કરનાર અને અનુભવનો વિષય એમ ત્રિપુટી થાય છે. ફલિતાર્થ એ છે કે, અદ્વૈતમાં સુખ નથી, એમ વાદી પોતાનો સિદ્ધાંત કહે છે. સિદ્ધાંતી પણ અદ્વૈતને સુખનું આશ્રયપણું નથી ઘટતું એ વાત અંગીકાર કરી કહે છે, કે અદ્વૈતમાં સુખ છે એમ કહીએ તો દ્વૈતપણું થઈ જાય છે અને એટલા માટે અદ્વૈતમાં સુખ નથી. અર્થાત્ અદ્વૈત સુખનું આશ્રય નથી પણ અદ્વૈત જ સુખ છે. તે સ્વયંપ્રકાશ હોવાથી તેમાં પ્રમાણનો અભાવ છે. ૨૨-૨૩.

**स्वप्रभत्वे भवद्वाक्यं मानं यस्माद् भवानिदम् ।**
**अद्वैतमभ्युपेत्यास्मिन्सुखं नास्तीति भाषते ॥ २४ ॥ ११६६**

**શબ્દાર્થઃ—[અદ્વૈતના] સ્વપ્રકાશપણામાં તારૂં વાક્ય [જ] પ્રમાણ [છે], જેથી ( કેમકે ) તું આ અદ્વૈતને સ્વીકારીને આ ( અદ્વૈત ) માં સુખ નથી એમ કહે છે. ૨૪.**

**વિવેચનઃ**—વાદી અદ્વૈતની સ્વપ્રકાશતામાં પ્રમાણ માગતો હોય તો તેનું વાક્ય જ પ્રમાણ છે, એટલે કે જે કારણથી વાદીએ પ્રમાણની અપેક્ષા વગર અદ્વૈતનો સ્વીકાર કર્યો છે અને તેમાં સુખ નથી એમ કહ્યું છે તે જ કારણથી અદ્વૈતની સ્વપ્રકાશકતા પ્રમાણ વગર સિદ્ધ જ છે. ૨૪.

**नाभ्युपैम्यहमद्वैतं त्वद्वचोऽनूद्य दूषणम् ।**
**वच्मीति चेत्तदा ब्रूहि किमासीद् द्वैततः पुरः ॥२५॥ ११६७**

**શબ્દાર્થઃ—હું અદ્વૈતને સ્વીકારતો નથી [ પણ ] તારાં વચનને અનુવાદ કરી દૂષણ આપું છું એમ જો [ કહે તો ] હોય, તો દ્વૈતની પૂર્વે શું હતું તે કહે? ૨૫.**

**વિવેચનઃ**—અત્ર વાદી એમ જ કહે છે કે હું તમારૂં અદ્વૈત સ્વીકારતો નથી પણ તમારા બોલનું અનુવાદન કરી તેમાં દૂષણ બતાવવાને માટે કહું છું. સિદ્ધાંતી કહે છે કે તારો એ વિકલ્પ જ અયોગ્ય છે. નહિતો કહે કે દ્વૈતની પૂર્વે શું હતું? ૨૫.

સિદ્ધાંતી તેના વિકલ્પનું નીચેના શ્લોકથી સમાધાન કરે છે.—

**किमद्वैतमुत द्वैतमन्यो वा कोटिरंतिमः ।**
**अप्रसिद्धो न द्वितीयोऽनुत्पत्तेः शिष्यतेऽग्रिमः॥२६॥ ११६८**

**શબ્દાર્થઃ—[ દ્વૈતની પૂર્વે ] શું અદ્વૈત [ હતું ], અથવા દ્વૈત [ હતું ], અથવા બીજી કોટી—દ્વૈતાદ્વૈતથી વિલક્ષણ— [ હતું ] ? છેલ્લો પક્ષ અપ્રસિદ્ધ છે. અનુત્પત્તિથી બીજો પક્ષ [ પણ ] નથી [ માટે ] પહેલો બાકી રહે છે. ૨૬.**

**વિવેચનઃ—**દ્વૈતની પૂર્વે શું હતું તેના ઉત્તરમાં ત્રણ વિકલ્પ કલ્પી શકાય. પહેલો વિકલ્પ અદ્વૈત હતું, બીજો દ્વૈત હતું, અને ત્રીજો દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ હતું. આમાં છેલ્લો પક્ષ જે દ્વૈતાદ્વૈતથી વિલક્ષણ હતું એ વિકલ્પ સંભવતો નથી. કેમકે દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ એવો કોઈ પદાર્થ જોયો સાંભળ્યો નથી, તે અપ્રસિદ્ધ છે માટે ઘટતો નથી. દ્વૈતની પૂર્વે દ્વૈત હતું એ પણ ઘટતું નથી. કેમકે દ્વૈત ઉત્પન્ન થાય છે અને એની પૂર્વેનું જે કાંઈ હોય તે ઉત્પન્ન થવું ન જોઇએ. પણ દ્વૈતમાં તો તે દોષ આવે છે; માટે હવે તો પહેલો વિકલ્પ જે દ્વૈતની પૂર્વે અદ્વૈત હતું તે જ સંભવે છે. તે જ બાકી રહે છે અને તે જ સિદ્ધ છે. ૨૬.

**अद्वैतसिद्धिर्युक्त्यैव नानुभूत्येति चेद्वद ।**
**निर्दष्टांता सदृष्टांता वा कोप्यंतरमत्र नो ॥ २७ ॥ ११६९**

**શબ્દાર્થઃ—અદ્વૈતની સિદ્ધિ યુક્તિવડે જ [ છે પણ ] અનુભવવડે નથી એમ જો [ કહે ]તો [ આ તારી વિકલ્પની યુક્તિ ] દૃષ્ટાંતરહિત [ છે ] કે દૃષ્ટાંતસહિત [ છે ] [ તે ] કહે ? અહિંઆં [ એ ] બંનેરૂપ યુક્તિ [ તો ] નથી. [ કેમકે તે અપ્રસિદ્ધ છે ]. ૨૭.**

**नानुभूतिर्न दृष्टांत इति युक्तिस्तु शोभते ।**
**सदृष्टांतत्वपक्षे तु दृष्टांतं वद मे मतम् ॥ २८ ॥ ११७०**

**શબ્દાર્થઃ—અનુભવ નથી [ તેમ ] દૃષ્ટાંત [ પણ ] નથી, એ પ્રકારની યુક્તિ તો શોભે છે ! દૃષ્ટાંતવાળી યુક્તિના પક્ષમાં તો મારૂં માનેલું દૃષ્ટાંત કહે ? ૨૮.**

**વિવેચનઃ—**અદ્વૈતસિદ્ધિમાં ૧૧૬૯ મા શ્લોકમાં ત્રણ પ્રકારની યુક્તિનો વિકલ્પ કહી બતાવ્યો, તેમાંનો પહેલો વિકલ્પ જે **દૃષ્ટાંતરહિત** યુક્તિ છે તેમાં સિદ્ધાન્તી ઉપહાસ કરે છે. અદ્વૈતસિદ્ધિ યુક્તિવડે છે એમ કહેનાર વાદીએ અનુભવનો તો અંગીકાર કર્યો નથી, અને યુક્તિ તો દૃષ્ટાંત વગર પોતાનું કાર્ય કરી શકતી જ નથી; એટલા માટે અદ્વૈતસિદ્ધિમાં દૃષ્ટાંતરહિત યુક્તિ તો અયુક્ત જ છે, પણ **દૃષ્ટાંતસહિત** યુક્તિ યોગ્ય છે. જો એમ છે તો બીજો વિકલ્પ કબૂલ કરાય છે માટે તને અને મને યોગ્ય હોય એવું અદ્વૈતસિદ્ધિનું દૃષ્ટાંત તું બોલી બતાવ એમ સિદ્ધાન્તી કહે છે. ૨૮.

**अद्वैतः प्रलयो द्वैतानुपलंभेन सुप्तिवत् ।**
**इति चेत् सुप्तिरद्वैते तत्र दृष्टांतमीरय ॥ २९ ॥ ११७१**

**શબ્દાર્થઃ—સુષુપ્તિની પેઠે દ્વૈતની અપ્રતીતિ હોવાથી પ્રલય અદ્વૈત [ છે ] એમ જો [ કહે ]તો અદ્વૈતમાં સુષુપ્તિ ( દૃષ્ટાંત છે હવે ) ત્યાં ( સુષુપ્તિમાં ) દૃષ્ટાંત કહે—આપ. ૨૯.**

**વિવેચનઃ—**અદ્વૈતસિદ્ધિને દૃષ્ટાંત આપી સાધી બતાવે છે. પ્રલયમાં દ્વૈતની અપ્રતીતિ છે. અર્થાત્ દ્વૈતની અપ્રતીતિવાળો પ્રલય હોવાથી પ્રલય જ સુષુપ્તિની પેઠે અદ્વૈત છે એમ વાદી કહે છે. સિદ્ધાન્તી તેમાં વિકલ્પ કરે છે કે તું સુષુપ્તિની પેઠે પ્રલયને અદ્વૈત

કહે છે તો અહિંઆં તું તારી સુષુપ્તિ લે છે કે બીજાની લે છે ? જો તારી સુષુપ્તિનું દૃષ્ટાંત લેતો હોય તો તે બીજાના સંબંધમાં અસિદ્ધ છે, એટલા માટે તારી સુષુપ્તિને સિદ્ધ કરવા સારૂ કોઈ બીજું દૃષ્ટાંત જોઇએ. ૨૯.

**दृष्टांतः परसुप्तिश्चेदहो ते कौशलं महत् ।**

**यः स्वसुप्तिं न वेत्त्यस्य परसुप्तौ तु का कथा ॥३०॥ ११७२**

**શબ્દાર્થ:—બીજાની સુષુપ્તિ દૃષ્ટાંત છે એમ જો [ કહે ] તો અહો ! તારૂં ડાહાપણ મોટું છે [ કેમકે તું ] જે પોતાની સુષુપ્તિને નથી જાણતો એ ( તું ) ને પારકી સુષુપ્તિ [ જાણવા ]માં તો શી વાત ! ૩૦.**

**વિવેચન:**—વાદી પોતાની સુષુપ્તિની સિદ્ધિ માટે પારકી સુષુપ્તિનું જ દૃષ્ટાંત આપે છે. સિદ્ધાંતી કહે છે કે તું તારી સુષુપ્તિને જાણતો નથી તો પછી પારકી સુષુપ્તિ ન જાણી શકે એમાં નવાઈ શી ? અર્થાત્ ન જ જાણી શકે. અને જ્યારે પારકી સુષુપ્તિ તું જાણી ન શકે ત્યારે તારી સુષુપ્તિની સિદ્ધિને માટે તે દૃષ્ટાંત જ ઘટતું નથી. ૩૦.

**निश्चेष्टत्वात् परः सुप्तो यथाहमिति चेत्तदा ।**

**उदाहर्तुः सुषुप्तेस्ते स्वप्रभत्वं बलाद् भवेत् ॥ ३१ ॥ ११७३**

**શબ્દાર્થ:—અચેષ્ટપણાથી જેમ હું [ તેમ ] બીજો ( પુરૂષ ) સુષુપ્તિવાળો [ છે ] એમ જો [ કહે ]તો ઉદાહરણ કરનાર તારી સુષુપ્તિનું સ્વપ્રકાશપણું પરાણે થાય છે. ૩૧.**

**વિવેચન:**—વાદી કહે છે કે હું જ્યારે સુષુપ્તિમાં હોઉં છું ત્યારે પ્રાણાદિએ યુક્ત છતાં પણ ચેષ્ટા વગરનો થાઉં છું. તેમ બીજો પુરૂષ પણ અચેષ્ટપણાથી સુષુપ્તિવાળો છે એમ અનુમાનથી સિદ્ધ કરી શકાય છે. સિદ્ધાંતી કહે છે કે જો તારી સુષુપ્તિવડે જ તું બીજાની સુષુપ્તિ પણ સિદ્ધ સમજે છે તો તારી સુષુપ્તિ જ શેષ રહે છે, અને તેથી તું નહિ કહે તો પણ તારી સુષુપ્તિનું સ્વપ્રકાશપણું પરાણે સિદ્ધ થાય છે. ૩૧.

**नेंद्रियाणि न दृष्टांतस्तथाऽप्यंगीकरोषि ताम् ।**

**इदमेव स्वप्रभत्वं यद् भानं साधनैर्विना ॥ ३२ ॥ ११७४**

**શબ્દાર્થ:—ઇંદ્રિયો નથી [ અને ] દૃષ્ટાંત નથી તોપણ તે ( સુષુપ્તિ )ને [ તું ] અંગીકાર કરે છે; [ માટે ] સાધન વિનાનું જે ભાન [ છે ] એ જ સુષુપ્તિનું સ્વપ્રકાશપણું છે. ૩૨.**

**વિવેચન:**—મારી સુષુપ્તિનું સ્વપ્રકાશપણું બળથી કેમ સ્વીકારાય છે ? એમ વાદીની શંકાના સમાધાન માટે આ શ્લોક છે. સુષુપ્તિને ગ્રહણ કરનાર ઈંદ્રિયો નથી કેમકે સુષુપ્તિમાં તેઓ પોતાનું કારણ જે અજ્ઞાન તેમાં લય પામી જાય છે. તેમ જ પાછળ ૧૧૨૯ મા શ્લોકમાં અન્ય પુરૂષની સુષુપ્તિનું અપ્રસિદ્ધપણું બતાવ્યું છે, માટે દૃષ્ટાંત પણ સંમત નથી. આમ ઇંદ્રિયો અને દ્રષ્ટાંતનો અભાવ છતાં પણ જો તું સુષુપ્તિનો સ્વીકાર કરે છે એટલે કે જ્ઞાનમાં સાધનો વિના પણ સુષુપ્તિનું ભાન ( પ્રકાશન ) થાય છે, તો તે જ તેનું સ્વપ્રકાશપણું છે. અહિંઆં એક અનુમાન છે તે એ કે વિવાદનો વિષય જે સુષુપ્તિ તે,

જ્ઞાનનાં સાધન વિના પણ પોતે પ્રકાશમાન હોવાથી સાંખ્ય વાદીઓએ માનેલા આત્માની પેઠે, પ્રભાકરોએ માનેલા વૃત્તિજ્ઞાનની પેઠે અને બૌદ્ધોએ માનેલા આત્માની પેઠે સ્વપ્રકાશ છે. ૩૨.

## ૨ આનંદનું સ્વરૂપ અને વિવેચન. ૧૧૭૫—૧૨૩૦.

### ૧ સુષુપ્તિમાં બ્રહ્માનંદની સિદ્ધિ. ૧૧૭૫—૧૨૧૮.

**स्तामद्वैतस्वप्रभत्वे वद सुप्तौ सुखं कथम् ।**
**शृणु दुःखं तदा नास्ति ततस्ते शिष्यते सुखम् ॥३३॥ ११७५**
**अंधः सन्नप्यनंधः स्याद्विद्धोऽविद्धोऽथ रोग्यपि ।**
**अरोगीति श्रुतिः प्राह तच्च सर्वे जना विदुः ॥३४॥ ११७६**

**શબ્દાર્થઃ—સુષુપ્તિમાં અદ્વૈતપણું અને સ્વપ્રકાશપણું હો. [ પણ ] સુખ કેમ [ હોય તે ] કહે ? સાંભળ. [ જેથી કરીને સુષુપ્તિમાં ] દુઃખ નથી તેથી કરીને તારે સુખ બાકી રહે છે. ( ૩૩ ). [ સુષુપ્તિમાં ] આંધળો છતાં પણ દેખતો [ છે, ] ઘવાએલો [ છતાં ] નહિ ઘવાએલો [ છે, ] અને રોગી [ છતાં ] પણ નીરોગી [ છે ], એ પ્રકારે શ્રુતિ ભગવતી કહેતી હવી; અને તે સર્વ માણસો જાણતા હવા. ૩૪.**

**વિવેચનઃ—**એ પ્રકારે પ્રલયનું દૃષ્ટાંત આપીને સુષુપ્તિનું અદ્વૈતપણું અને સ્વપ્રકાશપણું સિદ્ધ કર્યું. હવે સુષુપ્તિમાં સુખ છે એમ સિદ્ધ કરવા માટે ગ્રંથકર્ત્તા પૂર્વપક્ષની આકાંક્ષા ઉઠાવીને તે સિદ્ધ કરે છે. સુષુપ્તિમાં સુખ નથી એવી વાદીની શંકા છે. સિદ્ધાંતી કહે છે કે સુષુપ્તિમાં દુઃખ તો નથી. સુખ દુઃખ એ વિરોધી છે, હવે જો દુઃખનો અભાવ છે તો પછી તેનું વિરોધી સુખ સુષુપ્તિમાં છે એમ સમન્વય છે. સુષુપ્તિમાં દુઃખનો અભાવ છે તેમાં નીચેનું શ્રુતિ અને અનુભવનું પ્રમાણ છે. तस्माद्वा एतं सेतुं तीर्त्वाऽधः सन्ननंधो भवति विद्धः सन्नविद्धो भवति उपतापी सन्ननुपतापी भवति ' તેટલા માટે જાગ્રતસ્વપ્નના દેહાભિમાનરૂપ પૂલને તરીને ( સુષુપ્તિમાં ) પુરૂપ આંધળો છતાં દેખતો થાય છે, શસ્ત્રથી વીંધાએલો છતાં નહિ વીંધાએલો થાય છે અને રોગી છતાં નીરોગી થાય છે. ' આ અને तत्रयर्पीदं भगवः शरीरमंधं भवत्यनंधः स भवति ' હે ભગવાન્ જો કે તે આ શરીરે અંધ હોય છે તોપણ તે દેખતો થાય છે ' ઇત્યાદિ શ્રુતિઓ દેહાભિમાને કહેલું આંધળાપણું ઇત્યાદિ દોષોને સુષુપ્તિમાં નિવારણ કરે છે અને વ્યાધીવડે પીડાતા પુરૂષને પણ સુષુપ્તિમાં તેના દુઃખનો અનુભવ નથી થતો એ વાત સર્વે માંણસોને અનુભવ સિદ્ધ છે એમ બતાવે છે. ૩૩—૩૪.

**न दुःखाभावमात्रेण सुखं लोष्टशिलाऽऽदिषु ।**
**द्वयाभावस्य दृष्टत्वादिति चोद्विषमं वचः ॥ ३५ ॥ ११७७**
**[illegible]खदैन्यविकासाभ्यां परदुःखसुखोहनम् ।**
**[illegible]भवतो लोष्टे दुःखाद्यूहो न संभवेत् ॥ ३६ ॥ ११७८**

**શબ્દાર્થઃ—માટી, પથરા આદિમાં [સુખ દુઃખ] બંનેના અભાવના દેખવાપણાથી માત્ર દુઃખના અભાવવડે સુખ નથી એમ જો [ કહે ] તો**

**તારૂં વચન વિષમ છે. (૩૫). મુખની દીનતા અને પ્રસન્નતાવડે પારકા દુઃખની અને સુખની કલ્પના [થાય છે]. માટીમાં દીનતા આદિકના અભાવથી દુઃખ આદિની કલ્પના સંભવતી નથી. ૩૬.**

**વિવેચનઃ—**'જ્યાં દુઃખનો અભાવ છે ત્યાં સુખ છે' આ વ્યાપ્તિનો માટી, પથ્થર આદિમાં વ્યભિચાર છે; માટે દુઃખના અભાવ માત્રથી સુખની કલ્પના કરવી યોગ્ય નથી. માટી, પથરા આદિમાં સુખ દુઃખનો અભાવ સમાન જ છે એમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી પરિહાર કહે છે કે માટી, શિલા આદિ દૃષ્ટાંત પુરૂષની સુષુપ્તિરૂપ દાર્ષ્ટાંતમાં ઘટતું નથી અર્થાત્ તે વિષમ છે. કેમકે—માણસના મોઢા ઉપર ઉદાસીનતા દેખતાં તેને દુઃખ છે એમ અને પ્રસન્નતા દેખતાં તેને સુખ છે એમ અનુમાન કરીએ છીએ; પણ માટી, પથરા આદિમાં ઉદાસીનતા કે પ્રસન્નતારૂપ લિંગ (ચિન્હ–હેતુ) નો અભાવ છે અને તેથી કરી તેમાં સુખદુઃખની કલ્પના સંભવતી નથી. આથી કરીને જ માટી આદિને સુખ છે કે દુઃખ છે એનો નિશ્ચય પણ કરવો શક્ય નથી. ૩૫–૩૬.

**स्वकीये सुखदुःखे तु नोहनीये ततस्तयोः ।**

**भावो वेद्योऽनुभूत्यैव तदभावोऽपि नान्यतः ॥३७॥ ११७९**

**શબ્દાર્થઃ—પોતાનાં સુખદુઃખ તો કલ્પના કરવા યોગ્ય નથીઃ તેટલા માટે તેમનો ભાવ અનુભવવડે જ વેદ્ય છે [તેમ] તેનો અભાવ પણ બીજાથી વેદ્ય નથી. ૩૭.**

**વિવેચનઃ—**બીજાનું સુખદુઃખ જેમ મોઢા ઉપરની પ્રસન્નતા કે ઉદાસીનતાવડે અનુમાનથી જાણીએ છીએ, તેમ આપણું સુખદુઃખ અનુમાનથી જણાતું નથી પણ અનુભવ–પ્રત્યક્ષ પ્રમાણ–થીજ જાણીએ છીએ. જેમ સુખદુઃખનો ભાવ તેમ જ તેનો અભાવ પણ અનુભવથી જ જાણીએ છીએ. પણ અનુમાન આદિકથી જાણતા નથી એવો ભાવ છે. ૩૭.

**तथा सति सुषुप्तौ च दुःखाभावोऽनुभूतितः ।**

**विरोधिदुःखराहित्यात् सुखं निर्विघ्नमिष्यताम्॥३८॥ ११८०**

**શબ્દાર્થઃ—અને તેમ હોવાથી સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવથી છે [માટે] વિરોધી દુઃખના નહિ હોવાપણાથી [સુષુપ્તિમાં] નિર્વિઘ્ન સુખ અંગીકાર કરવું. ( કહેવાનો ભાવ એવો છે કે આપણી સુષુપ્તિમાં આપણને દુઃખનો અનુભવ નથી થતો. દુઃખ સુખ વિરોધી છે. જ્યારે સુષુપ્તિમાં દુઃખ અનુભવાતું નથી ત્યારે તેમાં નિર્વિઘ્ન સુખ જ છે એમ સ્વીકારવું. ) ૩૮.**

**महत्तरप्रयासेन मृदुशय्यादि साधनम् ।**

**कुतः संपाद्यते सुप्तौ सुखं चेत्तत्र नो भवेत् ॥ ३९ ॥ ११८१**

**શબ્દાર્થઃ—જો ત્યાં સુષુપ્તિમાં સુખ ન હોય તો મોટા પ્રયત્નવડે કોમળ શય્યા આદિક સાધન કેમ સંપાદન કરાય? ( કહેવાનો ભાવ એવો છે કે સુષુપ્તિમાં સુખ ન હોય તો શરીરને પીડા કરીને પણ ગાદલાં, ગોદડાં અને પલંગ આદિ સુખનાં સાધન સુવા માટે કેમ કરાય? સુખ છે માટે જ કરાય છે. ) ૩૯.**

दुःखनाशार्थमेवैतादिति चेद्रोगिणस्तथा ।
भवत्यरोगिणस्त्वेतत्सुखायैवेति निश्चिनु ॥ ४० ॥ ११८२

**શબ્દાર્થ:—દુ:ખના નાશને માટે જ એ (શય્યા આદિકનું મેળવવું છે) એમ જો [કહે] તો [તે] રોગીઓને તેમ હો, [ પણ ] નીરોગીને તો એ (શય્યા આદિકનું મેળવવું) સુખને માટે જ [છે] એ પ્રકારે તું નિશ્ચય કર. ૪૦.**

**વિવેચન:—**પાછળના શ્લોકમાં શય્યાદિ સાધનસંપાદનના જ્ઞાનરૂપ * અર્થાપત્તિ પ્રમાણુથી બીજી રીતે પણ સંભવે છે એમ વાદી શંકા કરી બતાવે છે; એટલે કે તે દુ:ખનો નાશ કરવાને અર્થે છે. સિદ્ધાન્તી કહે છે કે રોગીના સંબંધમાં તે દુ:ખનો નાશ કરનાર છે, પણ નીરોગીના સંબંધમાં તો તે સુખને માટે જ છે. ૪૦.

तर्हि साधनजन्यत्वात् सुखं वैषयिकं भवेत् ।
भवत्वेवात्र निद्रायाः पूर्वं शय्यासनादिजम् ॥ ४१ ॥ ११८३

**શબ્દાર્થ:—ત્યારે તો [આ સુખનું] સાધનવડે ઉત્પન્ન થવાપણું હોવાથી સુષુપ્તિનું સુખ વિષયસંબંધવાળું થાય. [આ વાદીની શંકાનું સિદ્ધાન્તી સમાધાન કરે છે કે] અહિંઆં ( સુષુપ્તિની નજીકની અવસ્થામાં ) નિદ્રા-ની પૂર્વે [જે સુખ છે તે શય્યા, આસન આદિક] વિષયથી ઉત્પન્ન થએલું ભલે હો. (અર્થાત્ નિદ્રા પછીનું સુખ વિષયજન્ય નથી). ૪૧.**

निद्रायां तु सुखं यत्तज् जन्यते केन हेतुना ।
सुखाभिमुखधीरादौ पश्चान्मज्जेत् परे सुखे ॥ ४२ ॥ ११८४

**શબ્દાર્થ:—નિદ્રામાં જે સુખ [છે] તે કયા કારણવડે ઉત્પન્ન થાય છે? [નિદ્રાની] પહેલાં [જીવ] સુખ તરફ જેની બુદ્ધિ છે એવો થાય છે, [અને . નિદ્રાની] પછી [તે] પરમ સુખમાં નિમગ્ન થાય છે. ૪૨.**

**વિવેચન:—**સુષુપ્તિમાં શય્યા આદિ સાધનના જ્ઞાનનો અભાવ છે એટલે તેમાં જે સુખ મળે છે તે સાધનોવડે મળતું નથી એમ સમજાય છે, પણ એનું કારણ સમજાતું નથી. વિષયસુખોમાં જીવ જાગ્રત્ હોવાથી તેને અનુભવી શકે છે, પણ નિદ્રામાં તો તે પર-મ સુખમાં નિમગ્ન થઈ જાય છે-ડૂબી જાય છે-લીન થઈ જાય છે; એટલે વિષયસુખની પેઠે તેનો અનુભવ થઈ શકતો નથી. ૪૨.

जाग्रद्व्यापृत्तिभिः श्रांतो विश्राम्याथ विरोधिनि ।
अपनीते स्वस्थचित्तोऽनुभवेद्विषये सुखम् ॥ ४३ ॥ ११८५

* દેવદત્ત દિવસે કે રાતે ભોજન કરતો નથી તથાપિ શરીરે તો બહુ હૃષ્ટપુષ્ટ છે. આ ઉપરથી એમ અર્થ સમજાય છે કે કોઈ ન દેખે એવી રીતે દેવદત્ત ભોજન કરે છે. સુષુપ્તિમાં દુ:ખનો અનુભવ થતો નથી માટે તેમાં સુખ જ હોવું જોઇએ; કેમકે દુ:ખસુખ પરસ્પર વિરોધી છે. અત્ર અર્થાપત્તિ પ્રમાણુથી સુષુપ્તિમાં સુખનો સ્વીકાર કર્યો છે. વાદી આનાથી બીજી રીતે અત્ર કલ્પે છે તે શ્લોકમાં બતાવ્યું છે.

आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति ।
अनुभूयैनमत्रापि त्रिपुट्या श्रांतिमाप्नुयात् ॥ ४४ ॥ ११८६
तच्छ्रमस्यापनुत्त्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्माऽऽनंदः स्वयं भवेत्॥४५॥ ११८७

**શબ્દાર્થઃ—જાગ્રદવસ્થાના વ્યાપારવડે થાકેલો [જીવ] વિસામો ખાઇને પછી વિરોધી (દુઃખ) નિવૃત્ત થયે સતે સ્વસ્થ ચિત્તવાળો થયો સતો વિષયમાં સુખનો અનુભવ કરે છે. (૪૩). આત્માને સન્મુખ થએલી બુદ્ધિવૃત્તિમાં સ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબ પામે છે. અહિંઆં એ (પ્રતિબિંબિત આનંદ) ને પણ અનુભવીને [જીવ] ત્રિપુટીવડે શ્રમ પામે છે. (૪૪). તે શ્રમની નિવૃત્તિને માટે જીવ પરમાત્મામાં (પરમાત્મા તરફ) દોડે છે—તેની સાથે એકતા પામીને ત્યાંનો બ્રહ્માનંદ પોતે થાય છે. ૪૫.**

**વિવેચનઃ**—ઉપર ૧૧૮૪ મા શ્લોકમાં બતાવેલા અર્થને આ ત્રણ શ્લોકથી વિસ્તાર કરી બતાવે છે. જાગ્રદવસ્થામાં ક્રિયમાણવ્યાપારના ભેદવડે થાકી ગએલો જીવ, વિસામો ખાઇને—કોમળ શય્યા આદિમાં શયન કરીને પછી સુખના વિરોધી ક્રિયમાણવ્યાપારથી ઉત્પન્ન થએલ દુઃખનો અટકાવ થવાથી સ્વસ્થ ચિત્તવાળો થઇને, જ્યાંસુધી નિદ્રા આવી નથી ત્યાંસુધીમાં શય્યા આદિ વિષયથી ઉત્પન્ન થતા સુખનો અનુભવ કરે છે. અત્ર પણ અપ્રાપ્ત વિષયસુખનું સંપાદન કરવામાં જીવને દુઃખનો [1] અનુભવ થાય છે. એ દુઃખની નિવૃત્તિને માટે અનુકૂળ શય્યામાં સૂતેલા પુરૂષની બુદ્ધિ અંતર્મુખ થાય છે. અંતર્મુખ બુદ્ધિવૃત્તિમાં, મોઢા સામેના દર્પણમાં જેમ મુખ પ્રતિબિંબિત થાય છે તેમ સ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે. આ **પ્રતિબિંબિત આનંદ** તે જ **વિષયાનંદ.** આ વખતે પણ જીવ વિષયાનંદનો અનુભવ કરે છે; અને અનુભવનાર, અનુભવ અને અનુભવનો વિષય એરૂપ ત્રિપુટીવડે પાછો તે શ્રમિત થાય છે. [2] આ ત્રિપુટીના શ્રમથી પણ મુક્ત થવાને માટે જીવ, પરમાત્મા જે આનંદરૂપે બ્રહ્મ છે, તેના તરફ ઉતાવળથી દોડે છે, અને બ્રહ્મની સાથે તાદાત્મ્યભાવ પામે છે, ને પછી सता सोम्य तदा संपन्नो भवति ' હે સોમ્ય! ત્યારે તે જીવ સત્ બ્રહ્મની સાથે એકતાવાળો થાય છે ' એ શ્રુતિ પ્રમાણે પોતે પણ તે સુષુપ્તિમાં સ્થિત એવો બ્રહ્માનંદ થાય છે. ૪૩—૪૫.

दृष्टांताः शकुनिः श्येनः कुमारश्च महानृपः ।
महाब्राह्मण इत्येते सुप्त्यानंदे श्रुतीरिताः ॥ ४६ ॥ ११८८

---

૧ પલંગ, ગાદલાં, ગોદડાં એ વગેરે અનુકૂળ છતાં પણ કેટલીક વખત માણસને ઉંઘ આવતી નથી; તે વખતે દુઃખનો અનુભવ થાય છે, ઉંઘ આવવા ફાંફાં મરાય છે, અને ઉંઘ તરફ ચિત્તની વૃત્તિઓ સંધાઈ જાય છે. આમ ઉંઘ તરફ વૃત્તિઓનું સંધાઈ જવું, તે વૃત્તિનું અંતર્મુખ થવું એમ કહેવાય.

૨ અહીં સુધી સ્વપ્નાવસ્થાનું વર્ણન છે. સ્વપ્નમાં પણ દુઃખનો અનુભવ છે; તેથી મુક્ત થવા જીવ સુષુપ્તિ—બ્રહ્મ—ને ઇચ્છે છે એવો ભાવ છે.

શબ્દાર્થ:—સકરો પક્ષી, સિંચાણો પક્ષી, બાળક, ચક્રવર્તિ રાજા અને જ્ઞાની બ્રાહ્મણ; એ પ્રકારે આ ( પાંચ ) દૃષ્ટાંતો સુષુપ્તિના આનંદમાં ભગવતી શ્રુતિએ કહેલાં [છે]. ૪૬.

આ પાંચે દૃષ્ટાંતોનું વર્ણન નીચે આપે છે.—

शकुनिः सूत्रबद्धः सन् दिक्षु व्यापृत्य विश्रमम् ।
अलब्ध्वा बंधनस्थानं हस्तस्तंभाद्युपाश्रयेत् ॥४७॥ ११८९
जीवोपाधिमनस्तद्वद् धर्माधर्मफलाऽऽप्तये ।
स्वप्ने जाग्रति च भ्रांत्वा क्षीणे कर्मणि लीयते ॥४८॥ ११९०

શબ્દાર્થ:—સૂત્રવડે બાંધ્યો સતો શકુની ( બાજ ) પક્ષી સર્વ દિશાઓમાં ફરીને વિસામો નહી પામી હસ્ત, સ્તંભ આદિ પોતાના બંધન સ્થાનનો આશ્રય કરે છે; (૪૭.) તેમ જીવની ઉપાધિ મન [ પણ ] ધર્મ અને અધર્મના ફળની પ્રાપ્તિને માટે સ્વપ્ન અને જાગ્રદવસ્થામાં ભ્રમણ કરીને કર્મ ક્ષીણ થયે સતે લીન થાય છે. ૪૮.

વિવેચન:—શકુની પક્ષીનું દૃષ્ટાંત બતાવનારી નીચેની છાંદોગ્યોપનિષદની શ્રુતિને આ બે શ્લોકવડે સંક્ષેપથી બતાવે છે. स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा बंधनमेवोपाश्रयते एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपाश्रयते प्राणबंधनं हि सोम्य मन इति ' જેમ સૂત્રે બાંધેલો તે શકુની પક્ષી બહુ દિશાઓમાં રખડી આવી ત્યાં આશ્રય નહિ પામીને પોતાના બંધનનો જ આશ્રય કરે છે, તેમ જ હે સોમ્ય! તે મન ( ઉપાધિવાળો જીવ પણ ) બહુ દિશાઓ ( સુખદુ:ખ ) માં રખડી, ત્યાં આશ્રય નહિ પામીને પ્રાણ ( પરબ્રહ્મ )ને જ આશ્રય કરે છે; જેથી હે સોમ્ય ! પ્રાણરૂપ બંધન ( આશ્રય ) વાળું મન છે.' ફલિતાર્થ એ છે કે જીવની ઉપાધિ જે મન, તે જાગ્રત્ અને સ્વપ્નમાં સુખદુ:ખરૂપ પુણ્યપાપનો અનુભવ કરીને—તેને ભોગવીને ત્યાં ત્યાં ભ્રમણ કરી પ્રારબ્ધ કર્મને ક્ષીણ થતાં સુધી આશ્રય પામતું નથી, પણ કર્મ ક્ષીણ થઇ જતાં તે પોતાના ઉપાદાન કારણ અજ્ઞાનમાં લીન થઈ જાય છે; અને પછી ઉપાધિમુક્ત થએલો જીવ પરમાત્મા જ થાય છે. ૪૭—૪૮.

श्येनो वेगेन नीडैकलंपटः शयितुं व्रजेत् ।
जीवः सुप्त्यै तथा धावेद् ब्रह्माऽऽनंदैकलंपटः ॥ ४९ ॥ ११९१

શબ્દાર્થ:—એક પોતાના માળામાં લંપટ એવો શ્યેન પક્ષી વેગવડે [ તેમાં ] સૂવાને માટે જાય છે, તેમ એક બ્રહ્માનંદમાં લંપટ એવો જીવ સુષુપ્તિને માટે દોડે છે. ૪૯.

વિવેચન:—तद्यथाऽस्मिन्नाकाशे श्येनो वा सुपर्णो वा विपरिपत्य श्रांतः संहत्य पक्षौ स्वालयायैव ध्रियत एवमेवायं पुरुष एतस्मा आनंदाय धावति यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति ' જેમ આકાશમાં તે શ્યેન અથવા સુપર્ણ નામનો પક્ષી વ્યાપાર કરીને

થાકેલો સતો પાંખો સંકેલીને પોતાના માળા તરફ દોડે છે; તેમ આ પુરૂષ (જીવ), આ સુષુપ્તિના આનંદને માટે દોડે છે. જ્યાં સૂતેલો કોઈ જાતના ભોગને ઇચ્છતો નથી અને કાંઈ સ્વપ્નને દેખતો નથી ' આ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના વાક્યને સંક્ષેપરીતે આ શ્લોકમાં લઈ બતાવે છે. કહેવાનો ભાવ એવો છે કે, જેમ આકાશમાં બધે ઠેકાણે રખડીને શ્યેન નામનો પક્ષી થાક્યા પછી પોતાનો થાક ઉતારવાને માટે પોતાના માળામાં સૂવા સારૂ પોતાના સ્થાનની અભિલાષાવાળો થાય છે; તેમ મન ઉપાધિવાળો ચિદાભાસ—જીવ, બ્રહ્માનંદની અભિલાષાવાળો થયો સતો સુષુપ્તિને માટે તરત હૃદયાકાશરૂપ સ્થાન તરફ જાય છે. ૪૯.

**अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतो हसन् ।**
**रागद्वेषाद्यनुत्पत्तेरानंदैकस्वभावभाक् ॥ ५० ॥ ११९२**
**महाराजः सार्वभौमः संतृप्तः सर्वभोगतः ।**
**मानुषाऽऽनंदसीमानं प्राप्याऽऽनंदैकमूर्तिभाक् ॥ ५१ ॥ ११९३**
**महाविप्रो ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणाम् ।**
**विद्याऽऽनंदस्य परमां काष्ठां प्राप्यावतिष्ठते ॥ ५२ ॥ ११९४**

**શબ્દાર્થ:—[જેમ] કેવળ ધાવણું છોકરૂં, ધાવીને કોમળ શય્યામાં ગએલું હસતું સતું રાગદ્વેષ આદિની અનુત્પત્તિથી આનંદરૂપ મુખ્ય સ્વભાવવાળું [થાય છે.] (૫૦); [જેમ] મનુષ્ય સંબંધી આનંદની સીમાને પામીને સર્વ ભોગથી તૃપ્ત થએલો ચક્રવર્તિ રાજા, એક આનંદની મૂર્તિને ભજનારો [થાય છે.] (૫૧); [જેમ] બ્રહ્મને જાણનાર મહા (જ્ઞાની) બ્રાહ્મણ, વિદ્યાના આનંદની કૃતકૃત્યતારૂપ લક્ષણવાળી પરમ સીમાને પામીને સ્થિતિ કરે છે; [તેમ સુષુપ્તિવાળો પુરૂષ પણ આનંદરૂપ સ્થિતિ કરેછે]. ૫૨.**

**વિવેચન:**—स यथा कुमारो वा महाराजो वा महाब्राह्मणो वाऽतिघ्नीमानंदस्य गत्वा शयीतैवमेवैष एतच्छेते ' જેમ તે બાળક, ચક્રવર્તિરાજા, અથવા મહાજ્ઞાની બ્રાહ્મણ, આનંદની અતિસીમાને પામીને સુએ છે; તેમ આ જીવ પણ સુએ છે.' એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના બાલાકી બ્રાહ્મણ નામના પ્રકરણમાંની શ્રુતિને આ ત્રણ શ્લોકમાં અર્થથી કહી બતાવે છે. કેવળ ધાવણ ઉપર જ રહેનાર બાળક પૂરેપૂરૂં ધાવેલું હોય, અને પછી તેને શરીરને વિક્ષેપ ન કરે એવા બિછાનામાં સુવાર્યું હોય તો 'હું અને મારૂં' એવા રાગદ્વેષ વગરનું આ બાળક સુખની મૂર્તિરૂપે સ્થિત થાય છે. આ જ પ્રમાણે ચક્રવર્તિ રાજા પણ જો કે તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ નથી તોપણ તેણે મનુષ્યને યોગ્ય તમામ ભોગ ભોગવી લીધો છે તેથી, અને વ્યવહારબુદ્ધિથી પોતા સિવાય બીજાને જોતો નથી તેથી, અર્થાત્ રાગાદિ રહિત હોવાથી તે આનંદમૂર્તિરૂપે સ્થિત થાય છે. એમ જ જ્ઞાની બ્રાહ્મણ પણ ' હું કૃતકૃત્ય છું ' એમ વિદ્યાના આનંદની પરમ અવધિ પામીને—જીવનમુક્તિ મેળવીને પરમાનંદરૂપે સ્થિત થાય છે; તેમ જ સુષુપ્તિવાળો પુરૂષ પણ આનંદરૂપે સ્થિત થાય છે એવો ભાવ છે. ૫૦–૫૨.

मुग्धबुद्धातिबुद्धानां लोके सिद्धा सुखात्मता ।
उदाहृतानामन्ये तु दुःखिनो न सुखात्मकाः ॥५३॥ ११९५

**શબ્દાર્થ:**—ઉદાહરણ કરેલા બાળક, ચક્રવર્તિ રાજા, અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણનું સુખરૂપપણું જગતમાં સિદ્ધ છે. [એ સિવાયના] બીજાઓ તો દુઃખી [છે.] સુખરૂપ નથી. ૫૩.

**વિવેચન:**—વિવેકશૂન્ય પુરૂષોમાં બાળક, વ્યવહારકુશળમાં ચક્રવર્તિ રાજા અને વિવેકીઓમાં જેને આનંદરૂપ આત્માનો સાક્ષાત્કાર થયો છે એવો જીવન્મુક્ત સુખી છે. બીજાઓને રાગદ્વેષ હોવાથી તેઓ દુઃખી છે પણ સુખી નથી. ૫૩.

कुमारादिवदेवायं ब्रह्माऽऽनंदैकतत्परः ।
स्त्रीपरिष्वक्तवद्वेद न बाह्यं नापि चांतरम् ॥५४॥ ११९६

**શબ્દાર્થ:**—કુમાર આદિકની પેઠે જ આ (સુષુપ્તિવાળો પુરૂષ), એક બ્રહ્માનંદમાં તત્પર [થાય છે અને તે] સ્ત્રીએ આલિંગન કરેલા પુરૂષની પેઠે બહારનું જાણતો નથી. અને [તેમ જ] અંતરનું પણ નથી જાણતો. ૫૪.

**વિવેચન:**—કુમાર આદિક પાછળ આપેલાં ત્રણે દૃષ્ટાંતો, પ્રકૃત સુષુપ્તિવાળા પુરૂષમાં ઘટાવે છે. આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नांतरमेवमेवायं पुरूषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नांतरमिति 'તે જેમ પ્રિય સ્ત્રીની સાથે આલિંગન કરી રહેલો પુરૂષ બહારનું અને અંતરનું કાંઈ જાણતો નથી, તેમ આ પુરૂષ (જીવ), પ્રાજ્ઞરૂપ આત્માની સાથે આલિંગિત થએલો બહારનું અને અંદરનું કાંઈ જાણતો નથી' આ બૃહદારણ્યકના જ્યોતિર્બ્રાહ્મણના વાક્યને અર્થથી કહી બતાવે છે. તાત્પર્ય એ કે,—પ્રિય સ્ત્રીને આલિંગન કરી રહેલો કામી પુરૂષ અન્ય જ્ઞાનથી રહિત હોવાથી બીજું કાંઈ નહિ દેખતો સતો સુખરૂપ થાય છે, તેમ સુષુપ્તિવાળો પુરૂષ પ્રાજ્ઞરૂપ પરમાત્માની સાથે એકરૂપતા પામીને બહાર અને અંદરને વિષય કરનાર જ્ઞાનરહિત થઈ આનંદરૂપ થાય છે. ૫૪.

बाह्यं रथ्यादिकं वृत्तं गृहकृत्यं यथांऽऽतरम् ।
तथा जागरणं बाह्यं नाडीस्थः स्वप्न आंतरः ॥५५॥ ११९७

**શબ્દાર્થ:**—[દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતમાં બાહ્યાંતર શું છે તે બતાવે છે.] જેમ [દૃષ્ટાંતમાં] માર્ગ વગેરે બાહ્યવૃત્તાંત [છે અને] ઘરનું કાર્ય આંતરવૃત્તાંત [છે], તેમ [દાર્ષ્ટાંતમાં] જાગરણ એ બાહ્યવૃત્તાંત [છે અને] નાડીઓમાં રહેલ સ્વપ્ન આંતરવૃત્તાંત [છે]. ૫૫.

पिताऽपि सुप्तावपितेत्यादौ जीवत्ववारणात् ।
सुप्तौ ब्रह्मैव नो जीवः संसारित्वासमीक्षणात् ॥५६॥ ११९८

**શબ્દાર્થ:**—'પિતા પણ સુષુપ્તિમાં અપિતા [થાય છે]' ઈત્યાદિ (શ્રુતિ) માં જીવભાવના નિવારણથી [અને] સંસારી ભાવના નહિ દેખવાથી [જીવ] સુષુપ્તિમાં બ્રહ્મ જ [છે]. જીવ નથી. ૫૬.

**વિવેચનઃ**—સુષુપ્તિમાં જીવ બ્રહ્માનંદરૂપે રહે છે એવું બતાવનાર अत्र पिताऽपिता भवति 'આ સુષુપ્તિમાં પિતા અપિતા થાય છે' એ શ્રુતિવાક્ય કહી બતાવે છે. આ શ્રુતિ, સુષુપ્તિમાં આધ્યાસિક પિતાપણું આદિક જીવભાવનો નિષેધ બતાવે છે. જ્યારે જીવભાવ ન રહ્યો ત્યારે શેષ બ્રહ્મભાવ જ રહ્યો એવો અર્થ. ૫૬.

**पितृत्वाद्यभिमानो यः सुखदुःखाऽऽकरः स हि ।**
**तस्मिन्नपगते तीर्णः सर्वान्शोकान् भवत्ययम् ॥५७॥ ११९९**

**શબ્દાર્થઃ—જે પિતાપણા આદિનું અભિમાન [ છે ] તે સુખદુઃખની ખાણ [ છે ]. તે ( અભિમાન ) નિવૃત્ત થયે સતે આ [ પુરૂષ ] સર્વ શોકને ઉલ્લંઘન કરનારો થાય છે [ એ ] પ્રસિદ્ધ [ છે ]. ૫૭.**

**વિવેચનઃ**—જોકે પાછળ બતાવ્યા પ્રમાણે સુષુપ્તિમાં પિતૃત્વાદિ અભિમાનનો અભાવ હોય, તોપણ તેથી કરીને સુખાદિ ભાવરૂપ સંસારનો અભાવ કેમ હોય ? આવી શંકા કરી, દેહના અભિમાનરૂપ મૂળ એ જ સંસાર છે; માટે દેહાદિ અભિમાનનો અભાવ થયો એટલે સંસારનો પણ અભાવ થયો, એમ પ્રતિપાદન કરનાર * (तीर्णो हि तदा सर्वान् शोकान् हृदयस्य भवति 'ત્યારે સુષુપ્તિકાળમાં હૃદયના સર્વ શોકને ઉલ્લંઘન કરનાર ( તે ) થાય છે') શ્રુતિવાક્યને અર્થથી કહી બતાવે છે. ૫૭.

**सुषुप्तिकाले सकले विलीने तमसाऽऽवृतः ।**
**सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ॥५८॥ १२००**

**શબ્દાર્થઃ—સુષુપ્તિકાળમાં સર્વ પ્રપંચનો લય સતે અજ્ઞાનથી ઢંકાએલો (જીવ) સુખરૂપને પામે છે. એ પ્રમાણે અથર્વણવેદની શ્રુતિ કહે છે [ એ ] પ્રસિદ્ધ [ છે ]. ૫૮.**

**વિવેચનઃ**—પાછળ ઉદાહરણ તરીકે લઇ બતાવેલી શ્રુતિઓ સ્પષ્ટ રીતે સુષુપ્તિમાં સુખ છે એમ બતાવતી નથી ? આ શંકાના સમાધાન માટે કૈવલ્યોપનિષદ્‌ની શ્રુતિને અર્થથી કહી બતાવે છે. સુષુપ્તિકાળમાં સર્વ જાગ્રત્‌સ્વપ્નનો પ્રપંચ પોતાના ઉપાદાન કારણરૂપ તમઃપ્રધાન પ્રકૃતિમાં લય થઇ જાય છે, અને તે પ્રકૃતિથી ઢંકાઇ ગએલો જીવ, સુખરૂપ બ્રહ્મને પામે છે એવો શ્રુતિનો અર્થ છે. ૫૮.

આ વાત સર્વના અનુભવથી પણ સિદ્ધ છે તે નીચેના શ્લોકમાં બતાવે છે.—

**सुखमस्वाप्समत्राहं न वै किंचिदवेदिषम् ।**
**इति सुप्ते सुखाज्ञाने परामृशति चोत्थितः ॥५९॥ १२०१**

**શબ્દાર્થઃ—[ સુષુપ્તિથી ] ઉઠેલો ( માણસ ). 'અહિંઆં (સુષુપ્તિમાં) સુખથી સૂતો હતો [ અને મેં ] કાંઈ પણ જાણ્યું નહિ' એ પ્રકારે નિદ્રાસમયના સુખ અને અજ્ઞાનને સંભારે છે. ( કહેવાનો ભાવ એવો છે કે ઊંઘી ઉઠેલો માણસ એમ કહી બતાવે છે કે 'જેટલો વખત હું સૂતો હતો**

---

* આ વાક્ય ૧૧૯૮ મા શ્લોકની ટીકામાં બતાવેલ શ્રુતિવાક્યની નજીકનું છે.

એટલા વખતમાં મને સુખ હતું; અને બીજું કાંઈ પણ હું જાણતો નહોતો' આથી સુષુપ્તિમાં સુખ છે એમ સર્વને અનુભવ થાય છે.) ૫૯.

**परामर्शोऽनुभूतेऽस्तीत्यासीदनुभवस्तदा ।**
**चिदात्मत्वात् स्वतो भाति सुखमज्ञानधीस्ततः ॥६०॥ १२०२**

**શબ્દાર્થઃ**—સ્મૃતિજ્ઞાન અનુભવમાં છે, એમ [છે માટે] ત્યારે (સુષુપ્તિમાં) અનુભવ હતો. [વળી આત્માના] ચિદાત્મપણાથી સુખ, [પોતાની મેળે; અને] તે (સુખ) નાથી અજ્ઞાનનો બોધ ભાસે છે. ૬૦.

**વિવેચનઃ**—વિચારનું સાધન મન અને બુદ્ધિ આદિ સુષુપ્તિકાળમાં મૂળે જ નથી. અર્થાત્ સ્મૃતિજ્ઞાનનું અપ્રમાણ છતાં પણ સુષુપ્તિમાં બળથી પણ સુખની પ્રાપ્તિ છે એમ કેમ કહી શકાય? આ શંકાના સમાધાન માટે આ શ્લોકનું કથન છે. જો કે સુષુપ્તિમાં સ્મૃતિજ્ઞાનની અપ્રમાણતા હોય તોપણ તેના મૂળરૂપ અનુભવ છે, માટે બળથી સ્મૃતિની સિદ્ધિ છે; કેમકે સ્મૃતિજ્ઞાન અનુભૂત વિષયનું જ હોય છે. અનનુભૂત વિષયનું તે હોતું નથી. સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાનનો અનુભવ હતો એમ આપણે જાગ્યા પછી બતાવીએ છીએ. આથી કરીને સુષુપ્તિમાં અનુભવ કરનાર કોઈ પણ છે એમ સિદ્ધ થાય છે. અંત્ર એક શંકા થાય છે, તે એ કે, સુષુપ્તિકાળે અનુભવ કરવાનાં સાધન જે મન સહિત બધી ઇંદ્રિયો છે, તે તો પોતાના કારણ અજ્ઞાનમાં લીન થએલી હોય છે, ત્યારે અનુભવ હોઈ શકે જ કેમ? આના પ્રત્યુત્તરને માટે સિદ્ધાંતી બે વિકલ્પ કરે છે. આ શંકા તે સુખના અનુભવનાં સાધન ન હોવાથી છે કે અજ્ઞાનના અનુભવનાં સાધન ન હોવાથી છે. પ્રથમ વિકલ્પ ઘટતો નથી, કેમકે સુખ પોતે સ્વપ્રકાશરૂપ હોવાથી તેનો અનુભવ કરવામાં મન આદિ ઇંદ્રિયોની અપેક્ષા નથી; વળી બીજો વિકલ્પ પણ ઘટતો નથી, કેમકે સુખના સ્વપ્રકાશપણાને લીધે સુખને આવરણ કરનાર અજ્ઞાન પણ દેખાઈ આવે છે. ૬૦.

વારૂ! સુષુપ્તિકાળના સુખનું સ્વપ્રકાશપણું હો, તથાપિ પાછળ ૧૧૮૭ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ब्रह्मानंदः स्वयं भवेत् 'બ્રહ્માનંદ પોતે થાય છે' એમ હોઈ શકે નહિ; કેમકે તેમાં પ્રમાણનો અભાવ છે. આ શંકાના સમાધાન માટે विज्ञानमानंदं ब्रह्म 'વિજ્ઞાન આનંદ બ્રહ્મ છે' એ બૃહદારણ્યકની શ્રુતિવડે સુખની બ્રહ્મરૂપતા ઘટે છે, એમ આ નીચેના શ્લોકથી બતાવે છે.—

**ब्रह्मविज्ञानमानंदमिति वाजसनेयिनः ।**
**पठंत्यतः स्वप्रकाशं सुखं ब्रह्मैव नेतरत् ॥६१॥ १२०३**

**શબ્દાર્થઃ**—'વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મ [છે]' એ પ્રકારે વાજસનેય શાખાવાળાઓ કહે છે; એટલામાટે સ્વપ્રકાશ સુખરૂપ બ્રહ્મ જ [છે પણ] બીજું [કશું બ્રહ્મ] નથી. ૬૧.

**यदज्ञानं तत्र लीनौ तौ विज्ञानमनोमयौ ।**
**तयोर्हि विलयावस्था निद्राऽज्ञानं च सैव हि ॥६२॥ १२०४**

विलीनघृतवत् पश्चात् स्याद्विज्ञानमयो घनः ।
विलीनघन आनंदमयशब्देन कथ्यते ॥६३॥ १२०५

सुप्तिपूर्वक्षणे बुद्धिवृत्तिर्या सुखबिंबिता ।
सैव तद्बिंबसहिता लीनाऽऽनंदमयस्ततः ॥६४॥ १२०६

**શબ્દાર્થ:—જે અજ્ઞાન [છે], ત્યાં (તેમાં) તે વિજ્ઞાનમય અને મનોમય લીન [છે]; જેથી તે (બે)ની વિલયરૂપ અવસ્થા નિદ્રા [છે]; અને તે (નિદ્રા) જ અજ્ઞાન [છે.] (૬૨). પીગળેલા ઘીની પેઠે વિજ્ઞાનમય, પાછળથી (સુષુપ્તિ સિવાયની અવસ્થામાં) ઘન થાય છે; [પણ] વિલીન અવસ્થાવાળો [તે] આનંદમય શબ્દવડે કહેવાય છે. (૬૩). સુષુપ્તિના પૂર્વ ક્ષણમાં જે બુદ્ધિવૃત્તિ સુખના પ્રતિબિંબવાળી [થાય છે] તે જ ત્યારપછી તે પ્રતિબિંબ સહિત લીન [થાય એટલે] આનંદમય [કહેવાય છે]. ૬૪.**

**વિવેચન:—**અનુભવ અને સ્મરણ એ બંનેનું આશ્રયસ્થાન એક જ હોય છે. વળી સુષુપ્તિકાળમાં सुखमहमस्वाप्सं न किंचिदवेदिषं 'હું સુખથી સૂતો હતો અને કાંઈ પણ જાણતો નહોતો' એ પ્રકારનો જે બોધ થાય છે તે વિજ્ઞાનમય શબ્દને કહેનાર જીવવડે જ થાયછે. એમ હોવાથી તે જીવ જ સુખાદિનો અનુભવ કરનાર છે, એમ કહેવું યોગ્ય છે; પણ જીવની ઉપાધિરૂપ અજ્ઞાનનું કાર્ય જે વિજ્ઞાન—અંતઃકરણ, તે તો સુષુપ્તિકાળમાં અજ્ઞાનમાં જ લીન થઈ ગએલું હોવાથી અંતઃકરણની ઉપાધિવાળો જીવ સુષુપ્તિકાળમાંના સુખ અને અજ્ઞાનનો અનુભવ કરનારો છે એમ કહેવું અયુક્ત છે. આવો અભિપ્રાય જણાવવાને માટે આ શ્લોકનું કથન છે. સુષુપ્તિકાળમાં **'હું કાંઈ પણ જાણતો નહોતો'** આવું સ્મરણ થાય છેઃ તેનાથી બીજી રીતનું સ્મરણ સંભવતું ન હોવાથી તે સુષુપ્તિકાળમાં પ્રમાતારૂપ વિજ્ઞાનમય કોશ અને પ્રમાણરૂપ મનોમય કોશ અજ્ઞાનમાં લય થઈ જાય છે એમ સંભવે છે. અર્થાત્ જીવ, વિજ્ઞાનમય અને મનોમયપણાના રૂપનો ત્યાગ કરીને, કારણ જે અજ્ઞાન તેવડે સ્થિતિ કરે છે; આથી કરીને તેને અનુભવનું કર્ત્તાપણું ઘટતું નથી. આમ હોવાથી તે વિજ્ઞાનમય અને મનોમય કોશની વિલયરૂપ અવસ્થા તે જ, विज्ञानविरतिः सुषुप्तिः 'અંતઃકરણનો વિલય સુષુપ્તિ છે' આ શાસ્ત્રવાક્યવડે **નિદ્રા** છે એમ કહીએ છીએ. અને આ નિદ્રા **અજ્ઞાન** છે એમ વિદ્વાનો કહે છે. જ્યારે સુષુપ્તિમાં થતા સુખ અને અજ્ઞાનના અનુભવ કાળમાં વિજ્ઞાનમય લીન થઈ ગએલો છે, ત્યારે પછી જાગ્રદવસ્થામાં તે સુખ અને અજ્ઞાનના અનુભવનો વિજ્ઞાનમય કોશ કર્ત્તા છે એમ કેમ કહી શકાય? આ શંકાના સમાધાન માટે આ અભિપ્રાય છે.—જો કે સુષુપ્તિકાળમાં વિજ્ઞાનમયનો વિલય છે ખરો તોપણ તે જીવરૂપ વિજ્ઞાનમયનો અભાવ થતો નથી. આથી કરીને વિજ્ઞાનમયની વિલયાવસ્થારૂપ ઉપાધિવાળો જે આનંદમય કોશ છે, તેને અનુભવનું કર્ત્તાપણું ઘટે છે. વળી વિજ્ઞાનમય શબ્દને જ કહેનાર **ઘનીભાવ** છે, તે ઘનીભાવરૂપ ઉપાધિવાળો જીવ હોવાથી તેને સ્મરણપણું પણ ઘટે છે. એટલે કે,—કોઈ પણ પ્રકારની ઉષ્ણતાના સંબંધથી પીગળેલું ઘી, જેમ વાયુઆદિ શી-

તળસ્પર્શના સંબંધથી ઘન ( ઘટ ) થાય છે; તેમ જાગ્રદાદિ અવસ્થામાં ભોગ આપનારાં કર્મોને ક્ષય થવાથી નિદ્રાદિરૂપવડે લીન થઈ ગએલું અંતઃકરણ, પાછું ફરીને પણ ભોગ આપનાર કર્મને વશ થતાં વિજ્ઞાનમયરૂપ આકારવડે **ઘન** થાય છે; એટલા માટે તે ઉપાધિવાળો આત્મા પણ વિજ્ઞાનમય—ઘન થાય છે, અને તે જ સુષુપ્તિ અવસ્થામાં વિલય અવસ્થાવાળો થયો સતો **આનંદમય** એમ કહેવાય છે. અર્થાત્ જે સમયમાં સ્વપ્નાવસ્થાની સમાપ્તિ થઈ છે પણ સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થઈ નથી તે સમય અથવા ક્ષણ, જેમાં સુષુપ્તિ થવાનો લેશ પણ અંતરાય રહેતો નથી; એવા ક્ષણમાં અંતર્મુખ થએલી જે બુદ્ધિવૃત્તિ પોતાના સ્વરૂપભૂત સુખના પ્રતિબિંબવાળી થાય છે, તે જ બુદ્ધિવૃત્તિ ત્યારપછીના ક્ષણમાં સુષુપ્તિ થતાં તે પ્રતિબિંબે સહિત લીન થઈ જાય છે. આને જ શાસ્ત્ર **આનંદમય** કહે છે. ૬૨-૬૪.

**अंतर्मुखो य आनंदमयो ब्रह्मसुखं तदा ।**
**भुंक्ते चिद्बिंबयुक्ताभिरज्ञानोत्पन्नवृत्तिभिः ॥६५॥ १२०७**

**શબ્દાર્થ:—ત્યારે અંતર્મુખ એવો જે આનંદમય [છે તે] ચેતનના પ્રતિબિંબવાળી અજ્ઞાનથી ઉત્પન્ન થએલી વૃત્તિઓવડે બ્રહ્મસુખને ભોગવે છે. ૬૫.**

**વિવેચન:**—આનંદમયનું સ્વરૂપ આપણે જાણ્યું. એ સ્વરૂપના પ્રબોધકાળમાં વિજ્ઞાનમયનો કેવળ નાશ જ છે એમ સમજવાનું નથી; કેમકે સુખના પ્રતિબિંબવાળી અંતર્મુખ બુદ્ધિવૃત્તિથી ઉત્પન્ન થનાર સંસ્કારવાળો અને અજ્ઞાનરૂપ ઉપાધિવાળો **આનંદમય** કોશ છે, આથી કરીને આનંદમયમાં સંસ્કારરૂપે પણ **વિજ્ઞાનમય** છે. આ આનંદમય, સુષુપ્તિકાળમાં ચિદાભાસ સહિત એવી, અજ્ઞાનથી ઉત્પન્ન થએલી સત્વગુણના વિશેષ પરિણામવાળી અને સુખાદિકને વિષય કરનારી વૃત્તિઓવડે બ્રહ્મસુખ એટલે સ્વરૂપભૂત સુખને ભોગવે છે. અર્થાત્ અનુભવ કરે છે. ૬૫.

**अज्ञानवृत्तयः सूक्ष्मा विस्पष्टा बुद्धिवृत्तयः ।**
**इति वेदान्तसिद्धान्तपारगाः प्रवदन्ति हि॥६६॥ १२०८**

**શબ્દાર્થ:—અજ્ઞાન (અવિદ્યા) ની વૃત્તિઓ સૂક્ષ્મ [ છે અને] બુદ્ધિવૃત્તિઓ વિશેષસ્ફુટ [છે]. એ પ્રકારે વેદાંતના સિદ્ધાંતને પાર પામેલા (પુરૂષો) કહે છે. (અર્થાત્ જાગ્રદાદિ અવસ્થાની બુદ્ધિવૃત્તિઓ સુષુપ્તિ અવસ્થામાંની અવિદ્યાની વૃત્તિઓ કરતાં વિશેષ સ્પષ્ટ છે; માટે જાગ્રદાદિ અવસ્થામાં ' હું સુખનો અનુભવ કરૂં છું ' એવું અભિમાન થાય છે, અને સુષુપ્તિમાં અવિદ્યાની વૃત્તિઓ સૂક્ષ્મ હોવાથી તે અવસ્થામાં એવું અભિમાન થતું નથી એવો ભાવ છે.) ૬૬.**

**मांडूक्यतापनीयादिश्रुतिष्वेतदतिस्फुटम् ।**
**आनंदमयभोक्तृत्वं ब्रह्माऽऽनंदे च भोग्यता ॥६७॥ १२०९**

**શબ્દાર્થ:—આનંદમયનું ભોક્તાપણું અને બ્રહ્માનંદમાં ભોગ ભોગવવાની ઇચ્છા, એ માંડૂક્ય અને તાપનીય ઉપનિષદ્‌ની શ્રુતિઓમાં અતિશય સ્ફુટ [છે.] ૬૭.**

**एकीभूतः सुषुप्तस्थः प्रज्ञानघनतां गतः ।**
**आनंदरूप आनंदभुक् चेतोमयवृत्तिभिः ॥६८॥ १२१०**

**શબ્દાર્થ:—એકરૂપતાને પામેલો, સુષુપ્તિમાં રહેલો (સુષુપ્તિનો અભિમાની), જ્ઞાનની ઘનરૂપતાને પામેલો, આનંદરૂપ [આત્મા]; ચેતનના પ્રતિબિંબવાળી વૃત્તિઓવડે સ્વરૂપભૂત આનંદને ભોગવનારો [છે]. ૬૮.**

**વિવેચન:—**આ શ્લોકમાં सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानंदमयो ह्यानंदभुक् चेतोमुखः 'સુષુપ્તિ સ્થાનમાં એકરૂપતાને પામેલો પ્રજ્ઞાનઘન જ આનંદરૂપ, આનંદ ભોગવનાર અને ચેતોમુખ છે' આ માંડુક્ય ઉપનિષદ્‌ની શ્રુતિને અર્થથી કહી બતાવી છે. ૬૮.

**એકીભૂત** શબ્દનો અર્થ.—

**विज्ञानमयमुख्यैर्यो रूपैर्युक्तः पुराऽधुना ।**
**स लयेनैकतां प्राप्तो बहुतंदुलपिष्टवत् ॥ ६९ ॥ १२११**

**શબ્દાર્થ:—પૂર્વે (જાગ્રદ્ અવસ્થામાં) જે (આત્મા) વિજ્ઞાનમય આદિકરૂપોવડે યુક્ત [હતો], તે હમણાં (સુષુપ્તિમાં) ઘણી જાતના ચોખાના લોટની પેઠે લયવડે એકતા પામેલો [છે]. ૬૯.**

**વિવેચન:—**આ શ્લોક, स वा अयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथिवीमयः आपोमयः वायुमय आकाशमयस्तेजोमयोऽतेजोमयः काममयोऽकाममयः क्रोधमयोऽक्रोधमयः 'તે આ આત્મા બ્રહ્મ છે, વિજ્ઞાનમય છે, મનોમય છે, પ્રાણમય છે, ચક્ષુમય છે, શ્રોત્રમય છે, પૃથ્વીમય છે, જળમય છે, વાયુમય છે, આકાશમય છે, તેજોમય છે, અતેજોમય છે, કામમય છે, અકામમય છે, ક્રોધમય છે અને અક્રોધમય છે.' ઇત્યાદિ શ્રુતિમાં જૂદે જૂદે રૂપે બતાવેલો આત્મા સુષુપ્તિકાળમાં મન આદિ ઉપાધિના વિલયવડે જેમ જૂદી જૂદી જાતના ચોખા એકઠા કરી દળી કાઢ્યા હોય તેનો લોટ એકરૂપતા પામે છે; તેમ એકરૂપતા પામેલો છે એમ બતાવે છે. ૬૯.

**પ્રજ્ઞાનઘન** શબ્દનો અર્થ.—

**प्रज्ञानानि पुरा बुद्धिवृत्तियोऽथ घनोऽभवत् ।**
**घनत्वं हिमबिंदूनामुदग्देशे यथा तथा ॥ ७० ॥ १२१२**

**શબ્દાર્થ:—જે પ્રદેશમાં વરસાદ વરસતો હોય તે પ્રદેશમાં ફરફરના બિંદુઓનું જેમ ઘનપણું [થાય છે] તેમ પૂર્વે (જાગ્રદ્ અવસ્થામાં) જૂદા જૂદા જ્ઞાનરૂપ બુદ્ધિવૃત્તિઓ [છે તેઓ,] હવે (પછી—સુષુપ્તિમાં) ઘનરૂપ (એકરૂપ) હોતી હવી. ૭૦.**

**तद् घनत्वं साक्षिभावं दुःखाभावं प्रचक्षते ।**
**लौकिकास्तार्किका यावद् दुःखवृत्तिविलोपनात् ॥७१॥ १२१३**

**શબ્દાર્થ:—તે (વેદાંતશાસ્ત્રમાં કહેલ) સાક્ષી ભાવરૂપ ઘનપણાને લૌકિક (શાસ્ત્ર સંસ્કાર વગરના પુરૂષો) અને તાર્કિકો (વૈશેષિક મતવાળા**

શાસ્ત્રીઓ ), જેટલી તેટલી દુઃખ ( કરનારી ) વૃત્તિઓનો નાશ હોવાથી દુઃખનો અભાવ કહે છે. ૭૧.

अज्ञानबिंबिता चित् स्यान् मुखमानंद भोजने ।
भुक्त्वं ब्रह्मसुखं त्यक्त्वा बहिर्यात्यथ कर्मणा ॥ ७२ ॥ १२१४

**શબ્દાર્થઃ**—અજ્ઞાનમાં પ્રતિબિંબ પામેલું ચેતન [ સુષુપ્તિમાં ] ચેતનના ભોજનમાં સાધન થાય છે. પછી [તે] કર્મવડે ભોગવેલા બ્રહ્મસુખનો ત્યાગ કરીને બહાર (જાગ્રદાદિ અવસ્થામાં) જાય છે. ૭૨.

**વિવેચનઃ**—આ શ્લોકથી **ચેતોમુખ** શબ્દનો અર્થ કહી બતાવે છે. સુષુપ્તિ અવસ્થામાં થતા બ્રહ્માનંદના આસ્વાદનરૂપ આનંદના ભોજનમાં, અજ્ઞાનની વૃત્તિઓમાં પ્રતિબિંબ પામેલું ચેતન જ તે આનંદનો સ્વાદ લેવાનું મુખ થાય છે,–સાધન થાય છે. આમ સુષુપ્તિમાં બ્રહ્માનંદને ભોગવતું ચેતન ( અજ્ઞાનમાં પ્રતિબિંબિત થએલું ચેતન—ચિદાભાસ) પોતાનાં પાપપુણ્યરૂપ કર્મના બંધનથી તે આનંદનો ત્યાગ કરીને—સુષુપ્તિમાંથી નીકળીને પછી સ્વપ્ન અને જાગ્રદ્ અવસ્થામાં જાય છે.—ઘન સ્વરૂપથી મુક્ત થઈ વ્યક્તિ સ્વરૂપમાં જોડાય છે એવો ભાવ. ૭૨.

कर्म जन्मांतरेऽभूद् यत्तद्योगाद् बुद्ध्यते पुनः ।
इति कैवल्यशाखायां कर्मजो बोध ईरितः ॥ ७३ ॥ १२१५

**શબ્દાર્થઃ**—જે કર્મ જન્માંતરમાં હતું, તેના યોગથી [ જીવાત્મા ] ફરીને બોધ પામે છે-જાગ્રત્સ્વપ્નમાં આવે છે. એ પ્રમાણે કર્મથી ઉત્પન્ન થનારો (જાગ્રત્સ્વપ્નની પ્રાપ્તિરૂપ) બોધ કૈવલ્ય શાખામાં કહેલો [છે]. ૭૩.

**વિવેચનઃ**—पुनश्च जन्मांतरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः ' અને ફરીને જન્માંતરના કર્મયોગથી તે જ ( સુષુપ્તિ પામેલો ) જીવ સ્વપ્નને પામે છે. અને જાગ્રત્ થાય છે. ' આ શ્રુતિવાક્યને આ શ્લોકમાં પ્રમાણરૂપે અર્થથી ભણી બતાવ્યું છે. ૭૩.

कंचित् कालं प्रबुद्धस्य ब्रह्माऽऽनंदस्य वासना ।
अनुगच्छेद्यतस्तूष्णीमास्ते निर्विषयः सुखी ॥ ७४ ॥ १२१६

**શબ્દાર્થઃ**—જાગ્રત્ થએલા ( પુરૂષ ) ને બ્રહ્માનંદની વાસના કેટલાક કાળ [ સુધી ] પાછી પ્રાપ્ત થાય છે. જેથી વિષયના અનુભવ વિનાનો ( પુરૂષ ) સુખી [ સતો ] ઉદાસીન થાય છે. ૭૪.

**વિવેચનઃ**—સુષુપ્તિકાળમાં બ્રહ્માનંદનો અનુભવ થાય છે તેનું લિંગ ( સ્વરૂપ ) બતાવે છે. સુષુપ્તિમાંથી ઉઠેલો—જાગેલો માણસ, જાગ્યા પછી કેટલાક કાળ–સ્વલ્પકાળ–સુધી સુષુપ્તિમાં ભોગવેલા બ્રહ્માનંદના સંસ્કારવાળો રહે છે. * આથી કરીને જ જાગ્રતની શરૂ-

* ઘણી વખત માણસ ઉંઘમાંથી ઊઠતાં તરત તો સુખનો અનુભવ કરતો હોય એવો લાગે છે. સૌ કોઇ જાણે છે કે ઉંઘી ઉઠયા પછી માણસ શાંત હોય છે. આ શાંતિ સુષુપ્તિકાળની શાંતિની વાસના રૂપે છે.

આતવાળો પુરૂષ વિષયસુખના અનુભવ વિનાનો હોવા છતાં તે સુખી સતો ઉદાસ દેખાય છે. ૭૪.

**कर्मभिः प्रेरितः पश्चान् नानादुःखानि भावयन् ।**
**शनैर्विस्मरति ब्रह्माऽऽनंदमेषोऽखिलो जनः ॥ ७५ ॥ १२१७**

શબ્દાર્થઃ—પછી ( જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં ) કર્મવડે પ્રેરણા પામેલો, બહુ પ્રકારનાં દુઃખોની ભાવના કરતો આ સર્વજનસમૂહ, [ સુષુપ્તિમાં ભોગવેલા] બ્રહ્માનંદને ધીરેથી (કેટલાક કાળ પછી) ભૂલી જાય છે. ૭૫.

**प्रागूर्ध्वमपि निद्रायाः पक्षपातो दिने दिने ।**
**ब्रह्माऽऽनंदे नृणां तेन प्राज्ञोऽस्मिन् विवदेत कः ॥७६॥ १२१८**

શબ્દાર્થઃ—પ્રતિદિવસ નિદ્રાની પૂર્વે ( કોમળ શય્યા આદિનું સંપાદન કરવું ) અને પછી ( નિદ્રામાંથી ઊઠતાં પાછળ ૧૨૧૬ મા શ્લોકમાં બતાવેલ મૌનભાવમાં સ્થિત થવું તે ) પણ પુરૂષોને બ્રહ્માનંદમાં સ્નેહ [ છે ] તે માટે કયો ડાહ્યો પુરૂષ આ આનંદમાં વાદવિવાદ કરે? (કોઈ ન કરે). ૭૬.

---

### ૨ મૌનદશામાં બ્રહ્માનંદનું ભાન થવાથી ગુરૂ સેવા આદિ સાધન વ્યર્થ થતાં નથી તેનું; તથા બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ, એમ આનંદના ત્રણ પ્રકારનું કથન. ૧૨૧૯—૧૨૩૦.

**ननु तूष्णीं स्थितौ ब्रह्माऽऽनंदश्चेद्भाति लौकिकाः ।**
**अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणात्र किम् ॥७७॥ १२१९**

શબ્દાર્થઃ—જો મૌનદશામાં ( સુષુપ્તિમાં ) બ્રહ્માનંદ ભાસે છે, તો [ અશિક્ષિત ] લૌકિક ( પુરૂષો ) [ અને ] આળસુ ( પુરૂષો ) કૃતાર્થ થશે. [ અને એમ હોવાથી તો ] અહિંઆં શાસ્ત્રવડે અને ગુરૂવડે શું [ ફળ થવાનું છે ]? ૭૭.

**बाढं ब्रह्मेति विद्युश्चेत् कृतार्थास्तावतैव ते ।**
**गुरुशास्त्रे विनाऽत्यंतं गंभीरं ब्रह्म वेत्ति कः ॥ ७८ ॥ १२२०**

શબ્દાર્થઃ—[ આ ] બ્રહ્મ [ છે ] એમ જો જાણે તો એટલાવડે જ [ લૌકિકજનો ] કૃતાર્થ [ છે, એ ] તારૂં [ કહેવું ] સત્ય [ છે; પણ ] ગુરૂ અને શાસ્ત્ર વગર અત્યંત ગંભીર બ્રહ્મને કોણ જાણે છે? ( અર્થાત્ કોઈ જાણતું નથી એમ સિદ્ધાન્તી કહે છે ). ૭૮.

**जानाम्यहं त्वदुक्त्याऽद्य कुतो मे न कृतार्थता ।**
**शृण्वत्र त्वादृशो वृत्तं प्राज्ञंमन्यस्य कस्यचित् ॥७९॥ १२२१**

શબ્દાર્થ:—[ વાદી કહે છે કે હે સિદ્ધાન્તી! ] તારા કહેવાવડે હમણાં હું [ બ્રહ્માનંદને ] જાણું છું [ તો ] મારે કૃતાર્થપણું કેમ નથી? [ સિદ્ધાન્તી કહે છે કે ] અહિંઆં તારા જેવા [ પોતાને ] પંડિત માનનારા કોઈ પુરૂષનું વૃત્તાંત સાંભળ. ૭૯.

चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत ।

वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयताम् धनम् ॥ ८० ॥ १२२२

શબ્દાર્થ:—' ચાર વેદ જાણનાર ( બ્રાહ્મણ ) ને આ ( ધન ) આપવાનું છે ' એમ સાંભળતો ( બ્રાહ્મણ ) બોલતો હવો [ કે ], વેદ ચાર [ છે ] એમ [ હું ] જાણું છું; [ માટે ] મને ધન આપો. ૮૦

संख्यामेवैष जानाति न तु वेदानशेषतः ।

यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ॥ ८१ ॥ १२२३

શબ્દાર્થ:—[ હે વાદી! ] જો આ (પુરૂષ) વેદની સંખ્યાને જ જાણે છે પણ વેદને સંપૂર્ણ રીતે નથી જાણતો [ એમ તું કહે ]; તો એ પ્રકારે તું પણ નિશ્ચય સંપૂર્ણ બ્રહ્મને જાણતો નથી. ૮૧.

अखंडैकरसाऽऽनंदे मायातत्कार्यवर्जिते ।

अशेषत्वसशेषत्ववार्त्ताऽवसर एव कः ॥ ८२ ॥ १२२४

શબ્દાર્થ:—માયા અને તેના કાર્યથી વર્જિત એવા અખંડ એકરસ આનંદમાં અપૂર્ણતા અને સંપૂર્ણતાની વાર્તાનો અવકાશ જ શો છે? (અર્થાત્ જે બ્રહ્મમાં માયા નથી, માયાનું કાર્ય નથી અને જે અખંડ એકરસરૂપ છે એવા આનંદમાં સંપૂર્ણપણે જાણવાપણાનો અવકાશ જ શો છે? કે હે સિદ્ધાન્તી ! તમે મારામાં ' હું બ્રહ્મને સંપૂર્ણપણે જાણતો નથી ' એવો ઉપરના શ્લોકથી આરોપ મૂકો છો ? મતલબ કે તમે ખોટો આરોપ મૂકો છો. ) ૮૨.

शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।

शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥ ८३ ॥ १२२५

अर्थे व्याकरणाद् बुद्धे साक्षात्कारोऽवशिष्यते ।

स्यात् कृतार्थत्वधीर्यावत्तावद् गुरुमुपास्व भोः ॥८४॥ १२२६

શબ્દાર્થ:—[હે વાદી], તું શબ્દોને જ જાણે છે કે તેઓના અર્થને જુએ છે? શબ્દપાઠ કર્યે સતે તારે [અર્થના] સંપાદ્યપણાવડે અર્થનો બોધ [મેળવવો] બાકી રહે છે. (૮૩). વ્યાકરણ–વેદ આદિથી અર્થ જાણ્યે સતે સાક્ષાત્કાર બાકી રહે છે [ માટે ] હે વાદી, જ્યાં સુધીમાં કૃતાર્થપણાંની બુદ્ધિ [થાય] ત્યાં સુધીમાં [તું] શ્રી સદ્‌ગુરૂની સેવા કર. ૮૪.

**વિવેચન:**—બ્રહ્મજ્ઞાનમાં પણ અપૂર્ણતા આદિક ઘટે છે તે દેખાડવાને 'હું બ્રહ્મને જાણું છું' એમ બોલતા વાદીને સિદ્ધાન્તી બે વિકલ્પ કરીને પૂછે છે; તે એ કે, હે વાદી! 'અખંડ એકરસ અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ' ઇત્યાદિ શબ્દ માત્રને જ તું બોલે છે, કે તે શબ્દોનો અર્થ જે સ્વગતાદિક ભેદ રહિત છે તેને પણ તું જુએ છે? જો પહેલો પક્ષ તને કબૂલ હોય તો તેનો અર્થ જાણવાનો તારે બાકી રહે છે. જો બીજો પક્ષ તારે કબૂલ હોય તો તારે વ્યાકરણ (અને વેદાદિક) થી અર્થ જાણ્યા છતાં પણ એટલે **પરોક્ષ જ્ઞાન** થયા પછી પણ તે પરોક્ષ જ્ઞાનને સંશયવિપર્યય આદિના દૂર કરવાવડે **અપરોક્ષ** કરવાનું બાકી રહે છે. અર્થાત્ જ્ઞાનની સંપૂર્ણતા જ્યાં સુધી તને મળે, એટલે કે 'હું કૃતાર્થ છું. હવે મારે કાંઈ મેળવવાનું બાકી રહ્યું નથી' એવી બુદ્ધિ તને પ્રાપ્ત થાય, ત્યાં સુધીમાં તું **શ્રી સદ્ગુરૂની** ઉપાસના કર. આમ પાછળ ૧૨૧૯ મા શ્લોકમાં કરેલી શંકાનું સમાધાન અહીં સુધીમાં પૂર્ણ થયું. એટલે કે, **શ્રીગુરૂ** અને **શાસ્ત્રની વ્યર્થતા થતી નથી** એ વાત સિદ્ધ થઈ. ૮૩-૮૪.

વાસનાનંદનું સ્વરૂપ.—

**अस्तामेतद् यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ।**
**तत्र सर्वत्र विद्धेतां ब्रह्माऽऽनंदस्य वासनाम् ॥ ८५ ॥ १२२७**

**શબ્દાર્થ:—આ (૧૨૧૯ થી ૧૨૨૬ શ્લોક સુધીમાં સિદ્ધ થએલો અર્થ) હો. જ્યાં જ્યાં (તૂષ્ણી ભાવના સમયમાં) વિષયો (ના અનુભવ) વિનાનું સુખ હોય ત્યાં બધે ઠેકાણે [સુખને વિષયજન્યતાનો અભાવ હોવાથી અને સામાન્ય અહંકારવડે તેનું વર્તન હોવાથી] આ બ્રહ્માનંદની વાસનાને જાણ. ૮૫.**

વિષયાનંદનું સ્વરૂપ.—

**विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।**
**अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिबिंबति ॥ ८६ ॥ १२२८**

**શબ્દાર્થ:—વિષયો પ્રાપ્ત થયે સતે [અને] તેઓની ઇચ્છા નિવૃત્ત થયે સતે પણ અંતર્મુખ [થએલી] મનોવૃત્તિમાં આનંદ પ્રતિબિંબ પામે છે. ૮૬.**

**વિવેચન:**—એ પ્રકારે **બ્રહ્માનંદ** અને **વાસનાનંદ**ને બતાવી હવે ત્રણ પ્રકારનો આનંદ છે એમ નિયમ કરવા સારૂ પાછળ ૧૧૮૬ મા શ્લોકમાં (आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति 'આત્માને સન્મુખ થએલી બુદ્ધિવૃત્તિમાં સ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબ પામે છે') કહેલ **વિષયાનંદ**નો ફરીને અનુવાદ કરે છે. જ્યારે જ્યારે માળા આદિ વિષયની પ્રાપ્તિ થાય છે, ત્યારે ત્યારે તે તે વિષયની ઇચ્છાઓ નિવૃત્ત થઈ જાય છે; અને એમ ઇચ્છાઓ નિવૃત્ત થવાથી તે તે વખતે મન બહિર્મુખ મટી અંતર્મુખ થાય છે. આ અંતર્મુખ થએલા મનમાં આત્માના આનંદનું જે પ્રતિબિંબ પડે છે તે **વિષયાનંદ** કહેવાય છે. ૮૬.

**ब्रह्माऽऽनंदो वासना च प्रतिबिंब इति त्रयम् ।**
**अंतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन ॥ ८७ ॥ १२२९**

**શબ્દાર્થઃ—બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ એ પ્રકારે ત્રણ (આનંદ) વિના આ જગત્‌માં [ બીજો ] કોઈ આનંદ નથી. ૮૭.**

**વિવેચનઃ—**અત્યારસુધીના ફલિત અર્થને અત્ર સંગ્રહ કરી બતાવે છે. પાછળ ૧૧૭૫ થી ૧૨૧૮ શ્લોક સુધીમાં કહેલા પ્રકારથી સ્વપ્રકાશપણાવડે સુષુપ્તિકાળમાં ભાસમાન થતો આનંદ એ **બ્રહ્માનંદ,** ૧૨૨૭ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે તૂષ્ણી સ્થિતિમાં વિષયના અનુભવ વગર જે આનંદની પ્રતીતિ થાય છે તે **વાસનાનંદ,** અને ૧૨૨૮ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થયા પછી મન અંતર્મુખ થતાં તેમાં આનંદનું પ્રતિબિંબ પડેછે તે **વિષયાનંદ,** એમ ત્રણ પ્રકારનો આનંદ બતાવ્યો છે. આ સિવાય જગત્‌માં બીજા કોઇ પ્રકારનો આનંદ નથી. અત્ર શંકા થાય છે કે પાછળ ૧૧૫૩ મા શ્લોકમાં 'आनंदस्त्रिविधो ब्रह्मानंदो विद्यासुखं तथा विषयानंद इत्यादौ' **બ્રહ્માનંદ, વિદ્યાનંદ** અને **વિષયાનંદ** એવા ત્રણ ભેદ પાડી બતાવ્યા છે, ને અત્ર વિદ્યાનંદને બદલે **વાસનાનંદ** કહી બતાવવાથી પૂર્વાપર વિરોધ આવે છે. વળી यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः । तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते 'અભ્યાસયોગથી જેટજેટલો અહંકાર ભૂલાયો હોય તેટલી તેટલી સૂક્ષ્મ દૃષ્ટીવાળા પુરૂષને **નિજાનંદ**નું અનુમાન કરાય છે' એ આગળ આવતા ૧૧૪૦ મા શ્લોક સાથે, तादृक् पुमानुदासीनकालेप्यानंदवासनाम् । उपेक्ष्य मुख्यमानंदं भावयत्येव तत्परः 'તેવો પુરૂષ ઉદાસીનકાળમાં પણ આનંદની વાસનાની ઉપેક્ષા કરીને તત્પર એવો **મુખ્યાનંદ**ની ભાવના કરે છે' એ આગળ આવતા ૧૨૬૩ મા શ્લોક સાથે, એમ આ બંને શ્લોકોની સાથે તો આ (૧૨૨૯ મો) અને પાછળનો ૧૧૫૩ મો શ્લોક વિરોધ પામે છે. વળી આગળ આવતા **આત્માનંદ** નામના પ્રકરણમાં मंदप्रज्ञं तु जिज्ञासुमात्मानंदेन बोधयेत् 'મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુને તો **આત્માનંદ**વડે બોધ કરવો' એ ૧૨૮૦ મા શ્લોકમાં જણાવેલા **આત્માનંદ** સાથે, અને ૧૩૬૭ માં योगानंदः पुरोक्तोयः 'પૂર્વે જે **યોગાનંદ** કહેલો છે' એ શ્લોકથી **યોગાનંદ** પણ જણાવ્યો છે માટે તેની સાથે, તેમ જ ૧૪૭૧ માં ब्रह्मानंदाभिधे ग्रंथे तृतीयोऽध्याय ईरितः अद्वैतानंद एव स्यात् '**બ્રહ્માનંદ** નામના ગ્રંથમાં ત્રીજો અધ્યાય કહ્યો તે **અદ્વૈતાનંદ** જ છે' એમ **અદ્વૈતાનંદ** બતાવ્યો છે તેની સાથે, આ શ્લોક વિરોધ પામે છે. આ શંકાનો પરિહાર નીચે પ્રમાણે છે.—

પાછળ ૧૧૫૩ માં બતાવેલો **વિદ્યાનંદ** તો विषयानंदवद्विद्याऽऽनंदो धीवृत्तिरूपकः '**વિષયાનંદ**ની પેઠે **વિદ્યાનંદ** બુદ્ધિની વૃત્તિરૂપ છે' આ આગળ આવતા ૧૪૭૩ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અંતઃકરણની વૃત્તિનો ભેદ હોવાથી **વિષયાનંદ**થી ભિન્ન થઇ શકતો નથી. અર્થાત્ **વિદ્યાનંદ, વિષયાનંદ**માં અંતર્ભાવ પામે છે; આથી કરીને ૧૧૫૩ મા શ્લોકનો આ શ્લોક સાથે વિરોધ આવતો નથી.

વળી **નિજાનંદ, મુખ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ** અને **અદ્વૈતાનંદ** તો **બ્રહ્માનંદ**થી અભિન્ન છે તે નીચેના પરિહારથી સમજાઈ જશે.

આગળ ૧૨૪૦ મા શ્લોકમાં બતાવેલો **નિજાનંદ** યોગરૂપ ઉપાયથી ગમ્ય છે એમ ત્યાં જ બતાવેલું છે, આથી **યોગાનંદ** અને **નિજાનંદ**નો અભેદ છે એમ સમજાય છે.

વળી न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम् । सब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति ' જ્યાં દ્વૈત ભાસતું નથી અને નિદ્રા પણુ નથી ત્યાં જે સુખ છે તે **બ્રહ્માનંદ** (નિજાનંદ) છે એમ **શ્રી કૃષ્ણુ** ભગવાન્ **અર્જુન** પ્રત્યે કહેતા હવા ' આ ૧૨૪૨ મા શ્લોકથી **નિજાનંદને બ્રહ્માનંદ** સાથે અભેદ બતાવ્યો છે. એટલે **નિજાનંદ** અને **યોગાનંદનો બ્રહ્માનંદ**માં સમાવેશ થઇ જાય છે.

तथा च विषयानंदो वासनानंद इत्यमू । आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः ' અને તેમ હોવાથી **વિષયાનંદ** અને **વાસનાનંદ** આ બંને આનંદોને ઉત્પન્ન કરતો **બ્રહ્માનંદ** સ્વયંપ્રકાશરૂપ સ્થિત છે ' એમ આગળ આ નીચે આવતા ૧૨૩૦ મા શ્લોકમાં **વિષયાનંદ** અને **વાસનાનંદ**ની અમુખ્યતા બતાવી, તે **બ્રહ્માનંદ** જે મુખ્ય છે તેમાં સમાવેશ પામે છે એમ બતાવેલું હોવાથી, **બ્રહ્માનંદ** એ જ **મુખ્યાનંદ** છે એમ સિદ્ધ થાય છે.

**આત્માનંદ** અને **અદ્વૈતાનંદ**નો સમાવેશ **બ્રહ્માનંદ**માં નીચેના આગળ આવતા ૧૩૫૭ મા શ્લોકથી કરી બતાવ્યો છે. योगानंदः पुरोक्तोयः स आत्मानंद इष्यताम् ' પૂર્વે જે **યોગાનંદ** કહ્યો છે તે જ **આત્માનંદ** છે. એમ સ્વીકાર કરવો ' આ શ્લોકથી **આત્માનંદ** એ જ **યોગાનંદ** છે અને **યોગાનંદ**નો તો **નિજાનંદ** સાથે અભેદ બતાવી **બ્રહ્માનંદ**માં સમાવેશ છે એમ બતાવ્યું જ છે; તેથી કરીને **આત્માનંદ**નો પણ **બ્રહ્માનંદ**માં સમાવેશ થાય છે એ વાત સિદ્ધ થાય છે. વળી ૧૩૫૮ મા શ્લોકથી **આત્માનંદ**ની અદ્વૈત બ્રહ્મરૂપતા સિદ્ધ કરી બતાવી છે. એટલે **અદ્વૈતાનંદ**નો પણ **બ્રહ્માનંદ**માં સમાવેશ થઈ જાય છે.

આ ઉપર બતાવ્યા પ્રમાણે જ્યારે વિદ્યાનંદ, વિષયાનંદ, નિજાનંદ, યોગાનંદ, મુખ્યાનંદ, આત્માનંદ, અને અદ્વૈતાનંદનો બ્રહ્માનંદમાં સમાવેશ થઈ જાય છે ત્યારે તો આ (૧૨૨૯) શ્લોકમાં ' બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ એ ત્રણુ પ્રકારના આનંદ વિના જગતમાં બીજો કોઇ પણુ આનંદ નથી ' એમ જે કહ્યું છે, તે કોઈ પણુ રીતે વિરોધ પામતું નથી.

વારૂ ! જો આમ છે, તો नन्वेवं वासनानंदाद् ब्रह्मानंदादपीतरम् । वेत्तु योगी निजानंद 'એ પ્રમાણે **વાસનાનંદ** અને **બ્રહ્માનંદ**થી પણુ ભિન્ન **નિજાનંદ**ને યોગી જાણો ' આ ૧૨૭૭ મા શ્લોકમાં **વાસનાનંદ** અને **બ્રહ્માનંદ**થી **નિજાનંદ**ને કેમ જૂદો પાડી બતાવ્યો છે ? સિદ્ધાન્તી કહે છે કે આ બતાવાયું છે તે ભલે હોય પરંતુ સર્વ જગતનું કારણુપણું તો એક **બ્રહ્માનંદ**ને જ ઘટે છે, એ નિર્વિવાદ છે. आनंदाद्ध्येवेमानि भूतानि जायंते ' આનંદથી જ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે ' ઇત્યાદિ વાક્યવડે બ્રહ્માનંદને જગતની કારણુતા સમાયિકપણે બતાવી છે; કેમકે માયા વિના બ્રહ્મને જગતની કારણુતા ઘટતી નથી. તેમ જ વળી **નિજાનંદ**ના નિરૂપણુ કાળમાં यावद्यावदहंकारः ઇત્યાદિ ૧૨૪૦ મા શ્લોકવડે અહંકારના વિલયના પ્રતિપાદનથી **નિજાનંદ**નું માયારહિતપણું બતાવ્યું છે. **આ પ્રમાણે સર્વ વાક્યોથી એક બ્રહ્માનંદ જ સિદ્ધ છે, માટે** કોઇ વાક્યો **પરસ્પર વિરોધવાળાં નથી એમ સમજવું. ૮૭.**

**બ્રહ્માનંદનું સ્વરૂપ.—**

**तथा च विषयाऽऽनंदो वासनाऽऽनंद इत्यमू ।**
**आनंदौ जनयन्नास्ते ब्रह्माऽऽनंदः स्वयंप्रभः ॥८८॥ १२३०**

**શબ્દાર્થઃ—તેમ હોવાથી વિષયાનંદ અને વાસનાનંદ એ પ્રકારના આ બે આનંદને ઉત્પન્ન કરતો સ્વયંપ્રકાશ બ્રહ્માનંદ સ્થિત છે. ૮૮.**

**વિવેચનઃ—**આ ચાલતું પ્રકરણ તો **બ્રહ્માનંદ** નામનું છે, છતાં ઉપરના ૮૭ મા શ્લોકમાં આનંદના ત્રણ પ્રકાર બતાવ્યા છે માટે તેમાંના **વાસનાનંદ** અને **વિષયાનંદ** એ બે આનંદ ચાલતા પ્રસ્તુતના સંબંધ વગરના છે. એમ શંકા કરવા જેવું નથી. તે બંને આનંદનું ઉત્પત્તિસ્થાન **બ્રહ્માનંદ** છે, અને **બ્રહ્માનંદ**નો બોધ થવામાં તે ઉપયોગી છે. એટલે કે ચાલતા પ્રસંગમાં તે કાંઇ અનુપયોગી નથી. ૮૮.

## ૩ વાસનાનંદ અને નિજાનંદનું કથન, તથા તેનાથી ક્ષણિક સમાધિનો સંભવ હોઈ બ્રહ્માનંદનો નિશ્ચય. ૧૨૩૧—૧૨૭૬.

### ૧ જાગ્રદવસ્થામાં વાસનાનંદની સિદ્ધિપૂર્વક અભ્યાસ કરવાથી નિજાનંદની પ્રતીતિ થાય છે. ૧૨૩૧—૧૨૬૦.

**श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।**
**ब्रह्माऽऽनंदे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ॥८९॥ १२३१**

**શબ્દાર્થઃ—શ્રુતિ, યુક્તિ અને અનુભવવડે સુષુપ્તિ કાળમાં ચિદાત્મારૂપ સ્વપ્રકાશ બ્રહ્માનંદ સિદ્ધ થયે સતે [હવે] બીજા કાળમાં (જાગ્રદવસ્થામાં) સાંભળ. ૮૯.**

**વિવેચનઃ—**પાછળ કહી ગએલા અર્થને ફરી કહી બતાવી હવે આગળ ઉત્તરગ્રંથને પ્રગટ કરે છે. सुषुप्तिकाले सकले विलीने ઇત્યાદિ શ્રુતિનો પાછળ ૧૨૦૦ મા શ્લોકમાં અર્થ બતાવ્યો છે. એ શ્રુતિ પ્રમાણે, અને 'હું સુખથી સૂતો હતો' ઇત્યાદિ સ્મરણ થાય છે તેમાં અનુભવ સિવાય બીજાનો અસંભવ બતાવ્યો છે એરૂપ યુક્તિવડે, તથા અનુભવવડે, સુષુપ્તિ કાળમાં સ્વપ્રકાશક બ્રહ્માનંદ સિદ્ધ થયો છે. હવે જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદને જાણવાનો ઉપાય છે તે અમે (પંચદશીકાર) કહીએ છીએ તો તું સાંભળ. ૮૯.

ગ્રંથકર્તાની આ પ્રતિજ્ઞા મુજબ જાગ્રતમાં બ્રહ્માનંદનો ઉપાય જણાવવાને માટે તેના ઉપોદ્ઘાતપણાવડે નિમિત્તે સહિત જીવની જાગ્રત્ અને સ્વપ્ન એવી બે અવસ્થાઓ નીચેના શ્લોકથી બતાવે છે.—

**य आनंदमयः सुप्तौ स विज्ञानमयाऽऽत्मताम् ।**
**गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः ॥९०॥ १२३२**

શબ્દાર્થ:—સુષુપ્તિમાં જે આનંદમય [છે] તે વિજ્ઞાનમયની સ્વરૂપતાને પામીને સ્થાનભેદથી સ્વપ્ન અથવા જાગ્રદવસ્થાને* પામે છે. ૯૦.

नेत्रे जागरणं कंठे स्वप्नः सुप्तिर्हृदंबुजे ।
आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥ ९१ ॥ १२३३

શબ્દાર્થ:—¶નેત્રમાં જાગ્રદવસ્થા, કંઠમાં સ્વપ્નાવસ્થા [અને] હૃદય કમળરૂપ સ્થાનમાં સુષુપ્તિ અવસ્થા [થાય છે]. પગથી તે માથા સુધીના (સમગ્ર) દેહને વ્યાપીને ચેતન (જીવ), [જાગ્રત્‌માં] જાગે છે. ૯૧.

देहतादात्म्यमापन्नस्तप्तायःपिंडवत्ततः ।
अहं मनुष्य इत्येवं निश्चित्यैवावतिष्ठते ॥ ९२ ॥ १२३४

શબ્દાર્થ:—[જાગ્રદવસ્થામાં જીવ] તપેલા લોઢાના ગોળાની પેઠે દેહમાં તાદાત્મ્ય ભાવને પામેલો [છે] તેથી 'હું મનુષ્ય [છું]' એમ નિશ્ચય કરીને જ સ્થિત થાય છે. ૯૨.

उदासीनः सुखी दुःखीत्यवस्थात्रयमेत्यसौ ।
सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः ॥ ९३ ॥ १२३५

શબ્દાર્થ:—[હું] ઉદાસી, સુખી અને દુઃખી [છું]; એ પ્રકારની ત્રણ અવસ્થાને આ (જીવ) પામે છે. [તેમાં] સુખ અને દુઃખ, પુણ્યપાપરૂપ કર્મનાં કાર્ય છે, [અને] ઉદાસીનતા તો સ્વભાવથી [છે.] ૯૩.

बाह्यभोगान् मनोराज्यात् सुखदुःखे द्विधा मते ।
सुखदुःखांतरालेषु भवेत्तूष्णीमवस्थितिः ॥ ९४ ॥ १२३६

શબ્દાર્થ:—બાહ્યભોગથી [અને] મનોરાજ્યથી સુખદુઃખ બે પ્રકારનાં માનેલાં [છે. આ] સુખદુઃખના[1] સંધીઓમાં ઉદાસીનતા થાય છે. ૯૪.

न कापि चिंता मेऽस्त्यद्य सुखमास इति ब्रुवन् ।
औदासीन्ये निजानंदभावं[2] वक्तयखिलो जनः ॥९५॥ १२३७

શબ્દાર્થ:—'મારે કાંઇ પણ ચિંતા છે નહિ' [અને] 'આજ [હું] સુખથી સ્થિત છું' એ પ્રકારે બોલતો સર્વ જન (સમૂહ) ઉદાસીનતામાં નિજાનંદના ભાવને કહે છે. ૯૫.

---

* પાછળ ૧૨૦૫ મા શ્લોકની ટીકા જુઓ.

¶ અત્ર બતાવેલાં તે તે અવસ્થાનાં વિશેષ સ્થાનો સમજવાં. જાગ્રત્ સ્વપ્નાદિમાં ચિત્તમાં આવતી કે થતી વિકૃતિ, આ વિશેષ સ્થાનોથી વિશેષ કરીને પેસે છે એવો ભાવ છે.

૧ મૂળ શ્લોકમાં સુખદુઃખના સંધીને બહુવચન લગાડેલું છે તે વ્યક્તિઓનો બહુ ભેદ છે તે બતાવવાને માટે લગાડ્યું છે.

૨ निजानंदमानं એવો પણ પાઠ છે.

**વિવેચન:**—પાછળ ૧૨૩૧ મા શ્લોકથી જે પ્રયોજન માટે જાગ્રત્ આદિ અવસ્થા કહેવાને ઇચ્છી છે તે પ્રયોજન બતાવે છે. સૌ કોઈ માણસ એમ કહે છે કે 'હમણાં મને કાંઇ પણ ગ્રહાદિ સંબંધી ચિંતા નથી અને એથી કરીને જેમ સુખ થાય છે તેમ હું રહું છું' આ પ્રમાણેનું બોલવું એ, ઉદાસીનતાના કાળમાં સ્વરૂપના આનંદનું જે ભાન થાય છે તેને બતાવે છે. આથી કરીને જાગ્રત્ અવસ્થામાં પણ **નિજાનંદ**નું ભાન થાય છે એમ સમજવું. ૯૫.

**अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्वतः ।**
**निजानंदो न मुख्योऽयं किंत्वसौ तस्य वासना॥९६॥** ૧૨૩૮

**શબ્દાર્થ:—[ઉદાસીન કાળમાં] 'હું છું' એ પ્રકારે [નિજાનંદને] અહંકારની સૂક્ષ્મતાવડે ઢંકાવાપણું હોવાથી આ નિજાનંદ મુખ્ય (બ્રહ્માનંદ) નથી પણ મુખ્યાનંદની વાસના [છે]. ૯૬.**

**नीरपूरितभांडस्य बाह्ये शैत्यं न तज्जलम् ।**
**किंतु नीरगुणस्तेन नीरसत्तानुऽमीयते ॥ ९७ ॥** ૧૨૩૯

**શબ્દાર્થ:—પાણી ભરેલા ઘડાની બહાર જે શીતળતા છે તે [કંઈ] જળ નથી પણ પાણીનો (શૈત્ય) ગુણ [છે]. તે (ગુણ) વડે પાણીની સત્તાનું અનુમાન કરાય છે. ૯૭.**

**यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।**
**तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते ॥ ९८ ॥** ૧૨૪૦

**શબ્દાર્થ:—અભ્યાસયોગથી જેટલો જેટલો અહંકાર ભૂલાયો [હોય] તેટલા તેટલા નિજાનંદનું, સૂક્ષ્મ દૃષ્ટિવાળા (પુરૂષ)ને અનુમાન થાયછે. ૯૮.**

**વિવેચન:**—ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छांत आत्मनि 'અહંકારરૂપ જ્ઞાનને મહત્તત્વમાં લય કરે અને મહત્તત્વનો શાંત–અવ્યાકૃત–નિર્વિશેષ–બ્રહ્મ–માં લય કરે' આ [1] કઠશાખાની શ્રુતિમાં બતાવેલા નિરોધ સમાધિના અભ્યાસયોગથી અહંકારવૃત્તિનો જેટલો વિલય થાય અને તેથી ચિત્તની સૂક્ષ્મતા થાય; તેટલો તેટલો **નિજાનંદ**નો આવિર્ભાવ થાય છે એમ અનુમાન કરાય છે. કહેવાનો ભાવ એવો છે કે, અહંકારનો સંકોચ પહેલા ક્ષણમાં હતો, તેના કરતાં બીજા ક્ષણમાં વધારે થાય એટલે **નિજાનંદ**નો અનુભવ પણ પહેલા ક્ષણના કરતાં બીજા ક્ષણમાં વધારે થાય, અને અહંકાર શૂન્ય થઈ જતાં પૂર્ણ **બ્રહ્માનંદ** અનુભવાય. ૯૮.

**सर्वात्मना विस्मृतः सन् सूक्ष्मतां परमां व्रजेत् ।**
**अलीनत्वान्न निद्रैषा ततो देहोऽपि नो पतेत् ॥९९॥** ૧૨૪૧

**શબ્દાર્થ:—[એ રીતે કરતાં] બધી રીતે ભૂલાયો સતો (અહંકાર) પરમ સૂક્ષ્મતાને પામે છે. [આ વખતે અંતઃકરણનું] અલીનપણું હોવાથી આ (અહંકાર) નિદ્રા નથી; [અને] તેથી દેહ પણ પડતો નથી. ૯૯.**

[1] કઠોપનિષદ્‌ની ૩ જી વલ્લીમાં ૧૩ મી શ્રુતિ.

**વિવેચનઃ**—પાછલા શ્લોકની ટીકાથી આપણે એમ તો બતાવ્યું છે કે બુદ્ધિની સૂક્ષ્મતાનો અવધિ, **બ્રહ્માનંદ** સાક્ષાત્કાર થાય ત્યાંસુધીની સ્થિતિને નજીક છે. પાછળ બતાવેલા અભ્યાસયોગથી અહંકારનો બધી રીતે ભૂલાવો થઈ જાય ત્યારે તે અતિશય સૂક્ષ્મપણું પામે છે. અહંકાર આ પ્રમાણે અતિ સૂક્ષ્મ થઈ જાય તેથી કરીને કાંઈ તે નિદ્રા થાય એમ નથી. કેમકે નિદ્રામાં અંતઃકરણનો વિલય પોતાના કારણ અજ્ઞાનમાં થાય છે; પણ આ સ્થિતિમાં તેનો વિલય થતો નથી. અંતઃકરણ પોતાના મૂળરૂપે આમાં સ્થિત રહે છે, અને એટલા જ માટે નિદ્રામાં જેમ શરીરનું પતન થઈ જાય છે તેમ અહંકાર અતિ સૂક્ષ્મતાને પામતી વખતે શરીરનું પતન થતું નથી. ૯૯.

**न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम् ।**
**स ब्रह्माऽऽनंद इत्याह भगवानर्जुनं प्रति ॥१००॥ १२४२**

**શબ્દાર્થઃ—જ્યાં દ્વૈત ભાસતું નથી [અને] નિદ્રા પણ નથી ત્યાં જે સુખ છે તે બ્રહ્માનંદ છે; એમ શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને કહેતા હવા. ૧૦૦.**

*** शनैः शनैरुपरमेद् बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥१०१॥ १२४३**

**શબ્દાર્થઃ—ધીરજથી ગ્રહણ કરેલી બુદ્ધિવડે ધીરે ધીરે ઉપરામ પામે [અને] મનને આત્મામાં સ્થિર કરીને [બીજું] કાંઇ પણ વિચારે નહિ. ૧૦૧.**

**વિવેચનઃ**—કેટલાક કાળ સુધી સાધનભૂત એવી ધૈર્ય યુક્ત બુદ્ધિવડે, સાધક એકદમ નહિ પણ ધીરે ધીરે મનને ઉપરામ પમાડે. અર્થાત્ મનનો ક્રમપ્રમાણે ભૂમિકાઓને અવલંબી નિરોધ કરે, તે એટલે લગી કે આત્મામાં મનની સારી રીતે સ્થિતિ થાય; એટલે કે—આત્મા જ સર્વ છે તેનાથી બીજું કાંઇ પણ નથી એવી મનની સ્થિતિ થાય; અને તે વખતે યોગી કાંઇ પણ બીજી અનાત્મ વસ્તુનું ચિંતન ન કરે; આ યોગનો પરમ અવધિ છે. ૧૦૧.

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ १०२ ॥ १२४४**
**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ १०३ ॥ १२४५**

**શબ્દાર્થઃ—જે જે (નિમિત્ત) થી ચંચળ અને અસ્થિર મન બહાર જાય છે તે તે (નિમિત્ત) થી આ (મન) ને પાછું ખેંચીને, [યોગી] આત્મામાં જ વશ કરે છે. (૧૦૨). અત્યંત શાંત મનવાળા, રજોગુણ જેનો શાંત થયો છે એવા, બ્રહ્મરૂપ થએલા [અને] પાપપુણ્યરહિત (નિર્મળ) એવા યોગીને નિશ્ચય ઉત્તમ સુખ મળે છે. ૧૦૩.**

* આ ગ્રંથના ૧૦૧–૧૦૨–૧૦૩ ના આંકમાં આપેલા શ્લોક શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના ૨૫–૨૬–૨૭ ના આંકના છે.

**વિવેચનઃ**—ઉપર બતાવેલા યોગના પરમ અવધિની પ્રાપ્તિ કરવા સારૂ યોગી નીચે પ્રમાણે પ્રવૃત્ત થાય છે. મન પોતાના સ્વભાવદોષથી ચંચળ છે, અને એક વિષયમાં નિ-યમસર રહેતું નથી માટે તે **અસ્થિર** છે. આવું મન જે જે શબ્દ આદિ નિમિત્તથી બહાર જાય છે તે તે નિમિત્તોથી તેના મિથ્યાપણાના દોષને જોઇને વૈરાગ્યની ભાવના કરીને પાછું ખેંચવું. અર્થાત્ શબ્દાદિ બાહ્યવિષયોથી મનનો નિરોધ કરવો, અને પછી તેને આત્મામાં જોડી દેવું. આ પ્રમાણે જ્યારે મન આત્મામાં જોડાય છે ત્યારે યોગીના મોહ આદિ ક્લેશરૂપ રજ શાંત થાય છે. આથી જ કોઇ પણ જાતના વિક્ષેપ વગરનું મન શાંત થાય છે તેથી યોગી 'આ સર્વ બ્રહ્મ છે' એવા નિશ્ચયવાળો બ્રહ્મભૂત થાય છે, ને તેને પાપ-પુણ્ય રહેતાં નથી. આવા યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૧૦૨-૧૦૩.

*यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवाऽऽत्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥१०४॥ १२४६
सुखमात्यंतिकं यत्तद् बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥१०५॥ १२४७
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥१०६॥ १२४८
तं विद्याद् दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥१०७॥ १२४९

શબ્દાર્થઃ—[ પાછળ બતાવેલા યોગનું વિશેષ ફળ બતાવે છે. ] **જ્યાં ( જે કાળમાં ) નિરોધ પામેલું ચિત્ત યોગના અનુષ્ઠાનથી ઉપરામ પામે છે અને જ્યાં ( જે કાળમાં ) સમાધિથી શુદ્ધ થએલ અંતઃકરણવડે પરમ ચૈતન્ય જ્યોતિરૂપ આત્માને જોતો—અનુભવતો યોગી પોતાના સ્વરૂપમાં જ સંતોષ પામે છે. ( અર્થાત્ યોગ સુખ અત્યુત્તમ છે એવો ભાવ છે. ) ( ૧૦૪ ). [ વળી ] જ્યાં [ જે સ્થિતિમાં ) સ્થિત થએલો ( યોગી ), જે સુખ ઇંદ્રિયોથી અગ્રાહ્ય [ પણ ] બુદ્ધિવડે અનુભવાય એવું નિરતિશય [ છે ] તેને જાણે છે, અને સ્વરૂપથી ખસતો જ નથી. [ આ સુખ યોગનું છે. ] ( ૧૦૫ ). અને જેને પામીને બીજા લાભને અધિક માનતો નથી, તેથી જેમાં સ્થિત થએલો ( યોગી ), ભારે દુઃખવડે પણ ચલાયમાન થતો નથી. [ એવું એ યોગનું પરમ સુખ છે. ] ( ૧૦૬ ). તે ( કહેલા યોગ )ને દુઃખના સંયોગના અભાવરૂપ યોગનામવાળો [ જાણવો ]. તે યોગ નિશ્ચયપૂર્વક ઉત્સાહવાળા મનવડે અનુષ્ઠાન કરવા યોગ્ય [ છે ]. ૧૦૭.**

[1] युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ १०८ ॥ १२५०

* શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં ૨૦ થી ૨૩ સુધીનાશ્લોક.
१ શ્રીમદ્ ભગવદ્ગીતા છઠ્ઠો અધ્યાય ૨૮ મો શ્લોક.

શબ્દાર્થ:—એ ( પાછળ ૧૨૪૩ થી અહીં સુધીમાં બતાવ્યું છે તે ) પ્રકારે નિરંતર ચિત્તને અનુસંધાન કરતો યોગી, પાપ વિનાનો–યોગનાં વિઘ્નરૂપ અંતરાય વિનાનો–સતો અનાયાસે બ્રહ્મને સ્પર્શ કરનારૂં–આત્માના અનુભવરૂપ અત્યંત–સુખ પામે છે. ૧૦૮.

\+ उत्सेक उदधेर्यद्वत् कुशाग्रेणैकबिंदुना ।

मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ १०९ ॥ १२५१

શબ્દાર્થ:—જેમ દર્ભની અણીથી એકેક બિંદુવડે સમુદ્રનું ઉલેચવું થાય છે, તેમ ઉત્સાહ પૂર્વક મંડયાં રહેવાથી મનનો નિગ્રહ [ થાય છે ]. ૧૦૯.

बृहद्रथस्य राजर्षेः शाकायन्यो मुनिः सुखम् ।

प्राह मैत्र्याख्यशाखायां समाध्युक्तिपुरःसरम् ॥११०॥ १२५२

શબ્દાર્થ:—મૈત્રાયણીય નામની યજુર્વેદની [ કોઈક ] શાખામાં શાકાયન્ય નામના મુનિ, બૃહદ્રથ નામના રાજઋષિને સમાધિની ઉક્તિપૂર્વક બ્રહ્મસુખ કહેતા હવા. ૧૧૦.

• મૈત્રાયણીય શાખાના આ સંબંધના મંત્રને નીચે આપે છે.—

यथा निरिंधनो वन्हिः स्वयोनावुपशाम्यति ।

तथा वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति ॥१११॥ १२५३

શબ્દાર્થ:—જેમ ઈંધણાં વગરનો અગ્નિ પોતાના કારણમાં શમી રહે છે; તેમ વૃત્તિના ક્ષયથી ચિત્ત પોતાના કારણમાં શમી રહે છે. ૧૧૧.

**વિવેચન:**—બધાં લાકડાં બળી ગયા પછી અગ્નિ પોતાનાં જ્વાળા, ધૂમાડો ઇત્યાદિ વિશેષ રૂપોનો ત્યાગ કરીને માત્ર તેજ સ્વરૂપમાં જ સ્થિત થાય છે, તેમ ચિત્ત–અંતઃકરણ પણ નિરોધસમાધિના અભ્યાસથી રજસતમસથી ઉત્પન્ન થતી સકળ વૃત્તિઓનો નાશ થઈ જવાથી પોતાનું કારણ જે સત્વગુણ તેમાં જ સ્થિત થાય છે. અર્થાત્ કેવળ સત્વગુણ જ અવશેષ રહે છે. ૧૧૧.

स्वयोनावुपशांतस्य मनसः सत्यकामिनः ।

इंद्रियार्थविमूढस्यानृताः कर्मवशानुगाः ॥ ११२ ॥ १२५४

---

\+ ટીંટોડાએ ટીંટોડીને સમુદ્રમાં ઇંડાં મૂકવા આગ્રહ કર્યો ને ત્યાં મૂકાવ્યાં. ભરતીનાં પાણી ત્યાં વધવાથી ઇંડાં તણાઇ ગયાં એટલે પોતાનાં ઇંડાં મેળવવા એક એક ચાંચ ભરી તેઓ સમુદ્ર ઉલેચવા મંડયાં. બધાં પક્ષીઓ તેના આ કર્મને પ્રથમ ધિક્કારવા લાગ્યાં, પણ પાછળથી આ દંપતિનો આગ્રહ જોઇ બધાં તેના કર્મમાં સામેલ થયાં. દૈવયોગે નારદઋષિ ત્યાં આવી ચડયા, અને આ હકીકત જાણી વિસ્મય પામી તેમનાપર અનુકંપા કરવા તેઓ ગરૂડની પાસે ગયા; ત્યાં જઇ બધી હકીકત કહી તેને શૂર ચડાવી સમુદ્ર ઉલેચવા મોકલ્યો. ગરૂડની પાંખના પવનના ઝપાટા લાગવાથી સમુદ્ર સૂકાવા લાગ્યો—ભયભીત થયો, અને ટીંટોડાનાં ઇંડાં પાછાં આપી માફી માગી પોતાને સ્થાનકે રહ્યો. આ દંતકથા બહુ પ્રસિદ્ધ છે. એને જ મનમાં રાખી ગ્રંથકર્તાએ આ શ્લોકનું કથન કર્યુંછે. ઉત્સાહ ભરી આત્મનિષ્ઠા, ન સમજી શકાય તેવાં કામ કરે છે; માટે મનનો નિગ્રહ કરવામાં પણ ઉત્સાહ રાખવો એવો આનો ભાવ છે.

**શબ્દાર્થ:—પોતાના કારણમાં શમી ગએલા, સત્યની ઈચ્છાવાળા અને ઇંદ્રિયોના અર્થમાં મૂઢ એવા મનને કર્મવશથી આવી મળતાં ફળો મિથ્યા છે. ૧૧૨.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે મન જ્યારે પોતાના કારણમાં લય પામે છે-કેવળ **સત્વગુણરૂપે** બાકી રહે છે, ત્યારે તે **સત્યકામ** થાય છે. સત્ય આત્મા તેની જ જેને કામ—ઈચ્છા છે તે **સત્યકામ.** સત્યકામ ચિત્ત ઇંદ્રિયોના વિષયોથી **વિમૂઢ** એટલે પ્રત્યાહાર પામી તેઓના જ્ઞાન વિનાનું થાય છે. આથી કરીને તેને કર્મવશથી પ્રાપ્ત થએલ શબ્દાદિ નિમિત્તરૂપ સાધનસહિત સુખદુ:ખો, તેમની માયિકત્વાવડે મિથ્યારૂપ થાય છે. ૧૧૨

**चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।**
**यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत् सनातनम् ॥११३॥ १२९५**

**શબ્દાર્થ:—જેથી કરીને ચિત્ત જ સંસાર [ છે એટલા માટે ] તે ચિત્તને પ્રયત્નવડે શોધવું. [કેમકે] માણસ, જેમાં ચિત્તવાળો [હોય] તેરૂપ [હોય છે]. આ સનાતન ગુહ્ય [છે]. ૧૧૩.**

**વિવેચન:**—ચિત્તની ઉપશાંતિવડે જ જગત્ મિથ્યા થાય છે એ વાત સંભવતી નથી, કેમકે જગતનું ઉપાદાન કારણપણું ચિત્તને ઘટતું નથી. આ શંકાના સમાધાન માટે આ શ્લોકનું કથન છે. ચિત્ત જેનું ઉપાદાન કારણ હોય એવું જગત્ નથી એ વાત જોકે ખરી છે, તોપણ જગતના ભોગ્યપણામાં તો ચિત્ત કારણ છે એમ સર્વના અનુભવથી સિદ્ધ છે. સુષુપ્તિ આદિમાં ચિત્ત અજ્ઞાનમાં વિલય પામી જાય છે તે વખતે ભોગમાત્રનો અભાવ છે, એ સર્વ પુરૂષોને અનુભૂત છે; તેટલા માટે ચિત્ત એ જ સંસાર છે, અને તેથી જ અભ્યાસવૈરાગ્ય આદિ લક્ષણવાળા પ્રયત્નવડે તેને શોધવું. ચિત્તને શોધવું એટલે તેમાંના રજસ્તમસના વિકારોથી તે મુક્ત થાય તેમ કરવું. આત્માના મોક્ષને માટે તો આત્માને શોધવો; ચિત્તને શોધવાની કાંઈ જરૂર નથી, એમ શંકા કરવાની નથી; કેમકે દેહધારી માણસનું ચિત્ત જે જે વિષયમાં જાય છે તે તે વિષયરૂપ તે થાય છે. સ્ત્રી, પુત્ર, ભ્રાતા, ઇત્યાદિ વિષયની સંપૂર્ણતાથી કે અસંપૂર્ણતાથી માણસ પોતાને સંપૂર્ણ કે અસંપૂર્ણ છે એમ માને છે; આ અનાદિથી સિદ્ધ એવું ચાલતું આવતું રહસ્ય છે. શુદ્ધ આત્માને ચિત્તના સંબંધવડે જ સુખદુ:ખરૂપ સંસાર છે; આટલા માટે જ ચિત્તનું શોધન કરવું કે જેથી આત્માનું સંસારીપણું નિવૃત્ત થાય. ૧૧૩

**चित्तस्य हि प्रसादेन हंति कर्म शुभाशुभम् ।**
**प्रसन्नाऽऽत्माऽऽत्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते ॥११४॥१२९६**

**શબ્દાર્થ:—ચિત્તના જ શોધનવડે [પુરૂષ] શુભ અને અશુભ કર્મને હણે છે. પ્રસન્ન ચિત્તવાળો (પુરૂષ), આત્મા (સ્વરૂપબ્રહ્મ)માં સ્થિત થઇને અક્ષય સુખને પામે છે. ૧૧૪.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં બતાવ્યું કે ચિત્તના શોધનવડે આત્માનું સંસારીપણું નિવૃત્ત થાય છે, પણ આમાં શંકા થાય છે; તે એ કે અનાદિ કાળથી આપણું ચિત્ત છે. તેણે ઘણા જન્મોમાં સુખદુ:ખ આપનાર પાપપુણ્ય કર્મો કરેલાં છે. આમાંનાં ઘણાં કર્મો

હયાત હોવાથી ચિત્તના શોધન માત્રથી આત્માના સંસારની નિવૃત્તિ કેમ સંભવે? સિદ્ધાંતી નીચે પ્રમાણે તેનું સમાધાન કરે છે.यथैषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयंते 'જેમ અગ્નિમાં નાંખેલ કોઈ તૃણનું•રૂ નાશ પામે છે તેમ નિશ્ચય આ ( ચિત્તનું • શોધન કરનાર-જ્ઞાની ) નાં સર્વ પાપો નાશ પામે છે' એ શ્રુતિ અને उपपातकेषु सर्वेषु पातकेषु महत्सु च । प्रविश्य रजनीपादं ब्रह्मध्यानं समाचरेत् 'સર્વ નાનાંમોટાં સામાન્ય પાપો અને મહાન પાપોમાં પ્રવેશ કરીને (પણ) પાછલી પહોર રાત્રીએ બ્રહ્મનું સારી રીતે ધ્યાન કરવું'. એ સ્મૃતિ પ્રમાણે ચિત્ત શોધનવડે પુરૂષનાં સર્વ શુભાશુભ કર્મ નાશ પામી જાય છે. આવા પ્રસન્ન ચિત્તવાળો—એકાગ્ર ચિત્તવાળો—પુરૂષ, સ્વસ્વરૂપ બ્રહ્મમાં સ્થિત થઈ, તે જ હું છું એમ નિશ્ચય કરીને, તમામ દૃશ્યને ત્યાગી ચિન્માત્રરૂપે સ્થિત થઈ, અક્ષય એટલે સ્વસ્વરૂપભૂત અવિનાશી સુખને પામે છે. ૧૧૪

**समासक्तं यथा चित्तं जंतोर्विषयगोचरे ।**

**यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥११५॥ १२५७**

**શબ્દાર્થઃ—જીવનું ચિત્ત જેમ [ઇંદ્રિયોને પ્રવૃત્તિ કરવા સારૂ] વિષયરૂપ ભૂમિમાં [સ્વભાવથી] સારી રીતે આસક્ત થયેલું [છે]; એ પ્રકારે જો તે (ચિત્ત) બ્રહ્મમાં [આસક્ત] હોય [તો] બંધનથી કયો પુરૂષ ન મૂકાય? (અર્થાત્ સર્વ પુરૂષ સંસારથી છૂટી જાય.) ૧૧૫.**

**मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च ।**

**अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम् ॥ ११६ ॥ १२५८**

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

**बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥११७॥ १२५९**

**શબ્દાર્થઃ—શુદ્ધ અને અશુદ્ધ [એમ] બે પ્રકારનું જ મન કહેલું [છે]. વળી કામનાના સંબંધથી અશુદ્ધ [અને] કામનામુક્ત શુદ્ધ [ છે એમ પણ કહેલું છે ]. (૧૧૬). મનુષ્યોના બંધમોક્ષનું કારણ મન જ છે. બંધને માટે વિષયાસક્ત મન [અને] મુક્તિને માટે વિષયવિનાનું મન કહેલું [છે]. ૧૧૭.**

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्याऽऽत्मनि यत्सुखं भवेत् ।**

**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदंतःकरणेन गृह्यते ॥११८॥१२६०**

**શબ્દાર્થઃ—આત્મામાં પેઠેલા [અને] સમાધિવડે ધોઈ નાંખેલા છે મળ જેના એવા ચિત્તને [સમાધિ કાળમાં] જે સુખ થાય છે, તે (સુખ) તે વખતે વાણીવડે વર્ણન કરવાને શક્ય નથી. [પણ તે તો] પોતાની મેળે અંતઃકરણવડે ગ્રહણ કરાય છે. ૧૧૮.**

**• ૨ માણસને ક્ષણિક સમાધિના સંભવથી બ્રહ્માનંદના નિશ્ચયનો સંભવ છે. ૧૨૬૧—૧૨૭૬.**

यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्माऽऽनंदो निश्चाययत्यसौ ॥११९॥ १२६१

**શબ્દાર્થ:**—જો કે આ [સ્થાયી] સમાધિ લાંબા કાળ સુધી મનુષ્યોને દુર્લભ [છે] તથાપિ આ ક્ષણિક સમાધિ બ્રહ્માનંદ [છે એમ] નિશ્ચય કરવાને શક્ય છે. ૧૧૯.

श्रद्धालुर्व्यसनीयोऽत्र निश्चिनोत्येव सर्वथा ।
निश्चिते तु सकृत्तस्मिन् विश्वसित्यन्यदाऽप्ययम्॥१२०॥ १२६२

**શબ્દાર્થ:**—જે [પુરૂષ] શ્રદ્ધાલુ [અને] વ્યસની [છે તે] અહિંઆં (ક્ષણિક સમાધિમાં) અવશ્ય નિશ્ચય કરે જ છે. [અને] એકવાર તેનો નિશ્ચય કર્યે સતે તો બીજા કાળમાં પણ આ [એક વાર નિશ્ચય પામેલો] (પુરૂષ) વિશ્વાસ કરે છે. ૧૨૦.

**વિવેચન:**—આત્મદર્શન મેળવવાને માટે શ્રવણાદિમાં પ્રવૃત્ત થએલા કેટલાક પુરૂષો આનંદનો નિશ્ચય પામ્યા વગર બહિર્મુખ જ રહે છે. એવા પુરૂષો જો શ્રદ્ધાલુ થાય તો તેમને આનંદનો નિશ્ચય થાય છે એટલું જ નહિ પણ '**હું આને અવશ્ય સંપાદન કરીશ**' એવા આગ્રહવાળો જે વ્યસની પુરૂપ છે તેને પણ આનંદનો નિશ્ચય થાય છે. અને એક વાર ક્ષણિક સમાધિમાં આનંદનો નિશ્ચય થયો એટલે આ નિશ્ચયવાળો પુરૂષ બીજા કાળમાં પણ આનંદ છે એમ વિશ્વાસ કરે છે. ૧૨૦.

तादृक् पुमानुदासीनकालेऽप्यानंदवासनाम् ।
उपेक्ष्य मुख्यमानंदं भावयत्येव तत्परः ॥ १२१ ॥ १२६३

**શબ્દાર્થ:**—તેવો (શ્રદ્ધા આદિવાળો અને એકવાર આનંદના નિશ્ચયવાળો) [મુખ્યાનંદમાં] તત્પર પુરૂષ, ઉદાસીન કાળમાં પણ [પાછળ ૧૨૨૭ મા શ્લોકમાં ઉક્ત] આનંદની વાસનાની ઉપેક્ષા કરીને મુખ્ય આનંદ (બ્રહ્માનંદ) ની જ ભાવના કરે છે. ૧૨૧.

* परव्यसनिनी नारी व्यग्राऽपि गृहकर्मणि ॥
तदेवाऽऽस्वादयत्यंतः परसंगरसायनम् ॥ १२२ ॥ १२६४

**શબ્દાર્થ:**—[જેમ] પરપુરૂષના વ્યસનવાળી સ્ત્રી ઘરકામમાં પ્રવૃત્ત થઈ હોય તોપણ અંતરમાં તે જ પુરૂષના સંગરૂપ રસાયનનો સ્વાદ લેછે. ૧૨૨.

एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।
तदेवाऽऽस्वादयत्यंतर्बहिर्व्यवहरन्नपि ॥ १२३ ॥ १२६५

**શબ્દાર્થ:**—એ પ્રકારે શુદ્ધ પરમતત્ત્વમાં વિશ્રામ પામેલો ધીર (પુરૂષ) બહાર વ્યવહાર કરતો સતો પણ અંતરમાં તે પરમતત્ત્વને જ આસ્વાદન કરે છે—જુએ છે—અવલંબે છે. ૧૨૩.

* પાછળ ૧૦૪૨ મા શ્લોક જુઓ.

धीरत्वमक्षप्राबल्येऽप्यानंदाऽऽस्वादवांछया ।
तिरस्कृत्याखिलाक्षाणि तच्चिंतायां प्रवर्त्तनम् ॥१२४॥ १२६६

**શબ્દાર્થ:—ઇંદ્રિયોની પ્રબળતા સતે પણ આનંદના આસ્વાદનની ઇચ્છાવડે સર્વ ઇંદ્રિયોનો તિરસ્કાર કરીને તે (આનંદ)ની ચિંતામાં પ્રવર્તવું-જોડાવું [ તેનું નામ ] ધીરપણું. ૧૨૪.**

આ પ્રમાણે પાછલા શ્લોકમાં **ધીર** શબ્દ વાપર્યો છે તેનો અર્થ છે. હવે નીચેના શ્લોકમાં **વિશ્રાંતિ** શબ્દનો અર્થ બતાવે છે.—

भारवाही शिरोभारं मुक्त्वाऽऽस्ते विश्रमं गतः ।
संसारव्यापृतित्यागे तादृग्बुद्धिस्तु विश्रमः ॥१२५॥ १२६७

**શબ્દાર્થ:—[ જેમ ] મજૂર માથાનો ભાર હેઠે મૂકીને વિશ્રાંતિ પામેલો સ્થિત થાય છે. [ તેમ ] સંસારના વ્યાપારનો ત્યાગ થયે સતે [ પુરૂષમાં ] તેવી બુદ્ધિ [ થાય છે તે ] તો વિસામો [ કહેવાય છે ]. ૧૨૫.**

કહેવાનો ભાવ એવો છે કે '**હું સંસારના શ્રમ વગરનો થયો છું**' એવી પુરૂષમાં જે બુદ્ધિ થાય તે બુદ્ધિ **વિશ્રામ** છે. ૧૨૫.

विश्रांतिं परमां प्राप्तस्त्वौदासीन्ये यथा तथा ।
सुखदुःखदशायां च तदानंदैकतत्परः ॥ १२६ ॥ १२६८

**શબ્દાર્થ:—પરમ વિશ્રાંતિને પામેલો (પુરૂષ) જેમ [પોતાની] ઉદાસીન દશામાં તેમ સુખદુઃખ દશામાં પણ તે એક આનંદમાં [ જ ] તત્પર [થાય છે]. ૧૨૬.**

**વિવેચન:**—પાછળના ૧૨૬૫ મા શ્લોકનો ફલિત અર્થ બતાવે છે. ઉપર નિરતિશય વિશ્રાંતિનું લક્ષણ બતાવ્યું. તેની વિશ્રાંતિને પામેલો પુરૂષ જેમ પોતાની ઉદાસીન દશામાં પરમાનંદનું આસ્વાદન મેળવવાને તૈયાર થાય છે તે જ પ્રમાણે પોતાનાં સુખદુઃખના હેતુ-રૂપ પ્રારબ્ધકાળમાં પણ તે પુરૂષ પ્રારબ્ધના અનુસંધાનનો ત્યાગ કરીને નિજાનંદના આસ્વાદનમાં જ તત્પર થાય છે. ૧૨૬.

अग्निप्रवेशहेतौ धीः शृंगारे यादृशी तथा ।
धीरस्योदेति विषयेऽनुसंधानविरोधिनि ॥ १२७ ॥ १२६९

**શબ્દાર્થ:—અગ્નિમાં પ્રવેશનો હેતુ [ દઠ ] સતે વિવેકી (પુરૂષને) જેવી બુદ્ધિ શૃંગારમાં ઉત્પન્ન થાય છે તેવી (બુદ્ધિ) [બ્રહ્મના] અનુસંધાનના વિરોધી વિષયમાં [ વિવેકીને થાય છે ]. ૧૨૭.**

**વિવેચન:**—જોકે દુઃખ સર્વ પ્રાણીને પ્રતિકૂલ હોવાથી તેની સાથે જોડાવા કોઈ પણ જીવ ઇચ્છતો નથી, તથાપિ વિષયથી ઉત્પન્ન થનારાં સુખો તો સૌ કોઇને ઇષ્ટ છે માટે તે મેળવવાની તો સૌને ઇચ્છા થાય જ; ત્યારે બ્રહ્માનંદનું અનુસંધાન કરનારા પુરૂષ આ સુખને શા માટે ન ઇચ્છે, એ સમજાતું નથી. આ શંકાના પરિહાર માટે ગ્રંથકર્તા કહે છે કે સોનારૂપાનાં ઘરેણાં સૌ કોઇને પ્રિય જણાય છે તોપણ જે પુરૂષે

અગ્નિપ્રવેશ કરી તરત બળી મરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે તેને જેમ તે દાગીના પ્રિય છતાં—અગ્નિપ્રવેશ કરવામાં અટકાવ કરનારા છતાં પણ અટકાવી શકતા નથી. અર્થાત અગ્નિપ્રવેશ કરવામાં જે હેતુ છે તેનાથી આ દાગીના વિરોધ પામે છે, તેથી પુરૂષને અટકાવી શકતા નથી; તેમ વિષય સુખો બ્રહ્માનંદના સુખમાં વિરોધી હોવાથી તેમાં જોડાનાર જ્ઞાનીને તે આકર્ષી શકતાં નથી. ઉલટી આ વિષય સુખોમાં તો તેને દોષદૃષ્ટિ છે. ૧૨૭.

વારૂ, બ્રહ્માનંદને વિરોધી એવાં વિષયસુખોમાં જ્ઞાની ન જોડાય તો ભલે પણ જે સુખો બ્રહ્માનંદને વિરોધી ન હોય, વગર પ્રયત્ને તે સાધ્ય હોય અને વૃત્તિઓને બહિર્મુખ કરતાં ન હોય, તો તે વિષયસુખોમાં શું જ્ઞાની પ્રવર્તતો નથી? આ શંકાનો ઉત્તર નીચેના શ્લોકથી આપે છે.—

**अविरोधिसुखे बुद्धिः स्वाऽऽनंदे च गमाऽऽगमौ ।**
**कुर्वन्त्यास्ते क्रमादेषा काकाक्षिवदितस्ततः ॥१२८॥ १२७०**

**શબ્દાર્થઃ—બ્રહ્માનંદ સાથે અવિરોધવાળાં વિષયસુખમાં અને સ્વ-સ્વરૂપના આનંદમાં કાગડાની આંખની પેઠે અનુક્રમે અથવા ક્રમે આમ-તેમ જવું આવવું કરતી [ વિવેકીની ] આ (બ્રહ્માનંદના અનુસંધાન વાળી) બુદ્ધિ સ્થિત થાય છે–વરતે છે. ૧૨૮.**

**एकैव दृष्टिः काकस्य वामदक्षिणनेत्रयोः ।**
**यात्यायात्येवमानंदद्वये तत्त्वविदो मतिः ॥ १२९ ॥ १२७१**

**શબ્દાર્થઃ—[1]કાગડાની એક જ દૃષ્ટિ [ જેમ ] ડાબી જમણી આંખમાં જાય છે અને આવે છે એ પ્રકારે તત્ત્વવેત્તાની બુદ્ધિ [પણ] બ્રહ્માનંદમાં અને બ્રહ્માનંદને અવિરોધી એવા વિષયાનંદમાં [જાય છે અને આવે છે] ૧૨૯.**

**भुंजानो विषयाऽऽनंदं ब्रह्माऽऽनंदं च तत्त्ववित् ।**
**द्विभाषाभिज्ञवद्विद्यादुभौ लौकिकवैदिकौ ॥ १३० ॥ १२७२**

**શબ્દાર્થઃ—[ બ્રહ્મને અવિરોધી એવા વિષયસુખને ] ભોગવતો તત્ત્વ-વેત્તા ( પુરૂષ ), લૌકિકવૈદિકરૂપ આ બંને વિષયાનંદ અને બ્રહ્માનંદને બે ભાષા જાણનારની પેઠે જાણે છે. ૧૩૦.**

**વિવેચનઃ**—બે ભાષા જાણનારો પુરૂષ જેમ પોતાની જન્મભાષામાં વિચાર કરતો નવી ભાષા બોલે છે, તેમ તત્ત્વવેત્તા પુરૂષ બ્રહ્માનંદની સાથે અવિરોધી એવા વિષય ભોગવતો સતો તે વિષયથી ઉત્પન્ન થનાર વિષયાનંદ અને ઉપનિષદ્નાં વાક્યોથી જાણેલો બ્રહ્માનંદ, અર્થાત્ લૌકિકરૂપ વિષયાનંદ અને વૈદિકરૂપ બ્રહ્માનંદ એ બંનેને જાણે છે. ૧૩૦.

---

[1] લોકો એમ માને છે કે કાગડાને આંખો બે છે પણ તેની અંદરની કીકી એક છે; તે જોઇએ તેમ ડાબી અને જમણી આંખમાં જાય આવે છે. આ દંતકથાનો ઉપયોગ, આ અને ઉપરના શ્લોકમાં ગ્રંથકર્તાએ કર્યો છે.

**दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृक् ।**

**गंगामग्नार्द्धकायस्य पुंसः शीतोष्णधीर्यथा ॥ १३१ ॥ १२७३**

**શબ્દાર્થ:—જેથી [ વિવેકી ] બે દૃષ્ટિવાળો છે [ તેથી ] દુઃખની પ્રાપ્તિમાં [ તેને ] પૂર્વની પેઠે ઉદ્વેગ નથી [ થતો ]. જેમ ગંગામાં ડૂબ્યું છે અર્દ્ધ શરીર જેનું એવા પુરૂષને ઠંડી અને ઉષ્ણતાની બુદ્ધિ [ થાય છે તેમ ]. ૧૩૧.**

**વિવેચન:**—એવા જ્ઞાનીને પણ દુઃખાવસ્થામાં ઉદ્વેગ થવાથી નિજાનંદનો અનુભવ શી રીતે હોઇ શકે ? આ શંકાના સમાધાન માટે આ શ્લોક કહે છે. વિવેકી પુરૂષ લૌકિકરૂપ વિષયાનંદ અને વૈદિકરૂપ બ્રહ્માનંદને જાણે છે. એટલે તે બે દૃષ્ટિવાળો છે એમ કહેવાય છે. આથી કરીને પૂર્વે અજ્ઞાનદશામાં જેમ તેને દુઃખ પ્રાપ્તિ થતાં છતાં ઉદ્વેગ થતો નહિ, તેમ આ જ્ઞાન દશામાં પણ દુઃખપ્રાપ્તિના કાળમાં વિવેકવડે નિજાનંદનું અનુસંધાન હોવાથી ઉદ્વેગ થતો નથી, અને નિજાનંદમાં વિરોધ પામતો નથી. તેને તો એક જ કાળે સુખદુઃખનો અનુભવ હોઇ શકે છે. જેમ ગંગામાં અર્દ્ધ શરીર જેનું ડૂબ્યું છે તેવા પુરૂષને ડૂબેલા શરીરમાં શીતળતાનો અને બહાર રહેલા શરીરને ઉષ્ણતાનો અનુભવ થાય છે તેમ. ૧૩૧.

**इत्थं जागरणे तत्त्वविदो ब्रह्मसुखं सदा ।**

**भाति तद्वासनाजन्ये स्वप्ने तद्भासते तथा ॥ १३२ ॥ १२७४**

**શબ્દાર્થ:—એ પ્રકારે તત્ત્વવેત્તાને નિરંતર જાગ્રદવસ્થા ( સુખદુઃખની અનુભવ દશા તથા તૂષ્ણી સ્થિતિ ) માં [ જેમ ] બ્રહ્મસુખ ભાસે છે, તેમ તે જાગ્રદ્‌ની વાસનાથી ઉત્પન્ન થવા યોગ્ય સ્વપ્નમાં [ પણ ] તે બ્રહ્મસુખ ભાસે છે. ૧૩૨.**

**अविद्यावासनाऽप्यस्तीत्यतस्तद्वासनोत्थिते ।**

**स्वप्ने मूर्खवदेवैष सुखं दुःखं च वीक्षते ॥ १३३ ॥ १२७५**

**શબ્દાર્થ:—અવિદ્યાની વાસના પણ [ સ્વપ્નનો હેતુ ] છે; આથી તે ( અવિદ્યા ) ની વાસનાથી ઉત્પન્ન થએલી સ્વપ્નાવસ્થામાં [ પણ ] આ ( જ્ઞાની ), અજ્ઞાનીની પેઠે જ સુખને અને દુઃખને જુએ છે. ૧૩૩.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં જાગ્રદવસ્થાના આનંદની વાસનાથી સ્વપ્ન થાય છે એમ બતાવ્યું છે પણ અવિદ્યા ( દુઃખ ) ની વાસનાથી પણ સ્વપ્ન થાય છે. અને એથી થએલા સ્વપ્નમાં પણ જ્ઞાની અજ્ઞાનીની પેઠે સુખનો અનુભવ કરે છે એવો ભાવ છે. ૧૩૩.

**ब्रह्माऽऽनंदाभिधे ग्रंथे ब्रह्माऽऽनंदप्रकाशनम् ।**

**योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥ १३४ ॥ १२७६**

**શબ્દાર્થ:—બ્રહ્માનંદ નામના ગ્રંથમાં આ પ્રથમ અધ્યાયમાં બ્રહ્માનંદનો પ્રકાશ, યોગીના પ્રત્યક્ષ—અપરોક્ષ અનુભવરૂપ કહ્યો [છે]. ૧૩૪.**

**વિવેચન:**—બ્રહ્માનંદ નામના પાંચ અધ્યાયરૂપ ગ્રંથમાં આ પહેલો અધ્યાય પૂરો થયો. તેમાં સુષુપ્તિ અવસ્થા, ઉદાસીન દશા, સમાધિ અને સુખદુઃખદશામાં સ્વપ્રકાશ

ચેતનરૂપ બ્રહ્માનંદનો પ્રકાશ બતાવ્યો છે, તે યોગીના અપરોક્ષ જ્ઞાનરૂપ છે. અત્ર તે શ્રુતિ આદિના પ્રમાણોથી પણ બતાવેલ છે. ૧૩૪.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम-शर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथ-शर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्मानंदे योगानंदो नाम प्रथमोऽध्यायः समाप्तः ॥

## પ્રકરણ ૧૨ મું.

# બ્રહ્માનંદગત આત્માનંદ.

### ૧ આત્માનંદના અધિકારી, આત્માને માટે સર્વ પ્રિય છે. તે, તથા આત્માનું ત્રિવિધપણું. ૧૨૭૭—૧૩૨૬.

#### ૧ મંદ બુદ્ધિવાળા અધિકારીને આત્માનંદથી બોધની યોગ્યતા છે. ૧૨૭૭—૧૨૮૧.

नन्वेवं वासनाऽऽनंदाद्ब्रह्माऽऽनंदादपीतरम् ।
वेत्तु योगी निजाऽऽनंदं मूढस्यात्रास्ति का गतिः ॥१॥ १२७७

**શબ્દાર્થઃ**—એપ્રકારે વાસનાનંદ [અને] બ્રહ્માનંદથી પણ બીજા નિજાનંદને યોગી (પુરૂષ) જાણો. [પણ] અહિંઆં અજ્ઞાનીની શી દશા [છે]? ૧.

**વિવેચનઃ**—પાછળ યોગાનંદ નામના અધ્યાયમાં વિવેકી પુરૂષોને યોગવડે નિજાનંદનો અનુભવ થાય છે તે બતાવ્યું. હવે આ અધ્યાયમાં મંદબુદ્ધિવાળા અજ્ઞાની પુરૂષો જેઓ જિજ્ઞાસુ છે તેમને 'આત્માનંદ' એ શબ્દને કહેનાર 'त्वं' પદના અર્થના વિવેચનરૂપ દ્વારવડે બ્રહ્માનંદના અનુભવનો પ્રકાર દેખાડવાને માટે ગ્રંથકર્ત્તા શિષ્યના પ્રશ્નને પ્રગટ કરી તેનો પ્રારંભ કરે છે. ૧.

धर्माधर्मवशादेष जायतां म्रियतामपि ।
पुनः पुनर्देहलक्षैः किन्नो दाक्षिण्यतो वद ॥ २ ॥ १२७८

**શબ્દાર્થઃ**—પાપપુણ્યરૂપ સંસ્કારને વશ હોવાથી આ (મૂઢ અજ્ઞાની), ફરી ફરીને પણ દેહના લક્ષોવડે ઉત્પન્ન થાઓ [અને] મરો. [તેમાં] અમારા સમજાવવાથી શું [પ્રયોજન છે તે] કહે? ૨.

अस्ति वोऽनुजिघृक्षुत्वाद् दाक्षिण्येन प्रयोजनम् ॥
तर्हि ब्रूहि स मूढः किं जिज्ञासुर्वा पराङ्मुखः ॥ ३ ॥ १२७९

શબ્દાર્થઃ—તમારે [સર્વને] અનુગ્રહ કરવાપણું હોવાથી સમજાવવાવડે પ્રયોજન છે, (એમ શિષ્યે કહ્યું એટલે ગુરૂ પુછે છે કે) તો કહે [કે] તે મૂઢ શું જિજ્ઞાસુ–સ્વસ્વરૂપ જાણવાને ઇચ્છાવાળો–[છે] અથવા બહિર્મુખવાળો (રાગી) છે? ૩.

उपास्ति कर्म वा ब्रूयाद्बहिर्मुखस्य यथोचितम् ।
मंदप्रज्ञं तु जिज्ञासुमात्माऽऽनंदेन बोधयेत् ॥ ४ ॥ १२८०.

શબ્દાર્થઃ—બહિર્મુખ વૃત્તિવાળાને ઉપાસના અથવા અગ્નિ હોત્રાદિક કર્મ જે યોગ્ય હોય [તે] કહેવું—બતાવવું, [પણ] મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુને તો આત્માનંદવડે બોધ કરવો. ૪.

વિવેચનઃ—ઉપરના શ્લોકમાં અજ્ઞાની માણસોને પણ આચાર્યોએ પોતાના સર્વને અનુગ્રહ કરવાના સ્વભાવવડે અનુગ્રહ કરવાની જરૂર છે, એમ જ્યારે શિષ્યે પ્રાર્થના કરી ત્યારે **શ્રીગુરૂએ** તેને બે વિકલ્પ કરી પૂછ્યું છે. તેમાં જે અજ્ઞાનીને ઉપદેશ કરવો છે તે અજ્ઞાની જો રાગી—વિષયાસક્ત હોય તો અર્થાત્ તત્ત્વજ્ઞાનનો અનધિકારી બહિર્મુખ વૃત્તિવાળો હોય, અને તેને બ્રહ્મલોક આદિની ઇચ્છા હોય તો તે ઉપાસનાનો બોધ આપવવાને યોગ્ય છે એમ સમજવું; અને કદાચ તે સ્વર્ગાદિની કામનાવાળો હોય તો તેને અગ્નિહોત્રાદિક કર્મનો બોધ આપવો યોગ્ય છે. આ જ અજ્ઞાની બીજા વિકલ્પમાં બતાવ્યા પ્રમાણે મંદ બુદ્ધિવાળો અને સ્વરૂપ સમજવાને જિજ્ઞાસુ હોય તો તેને આત્માનંદવડે બોધ કરવો. કહેવાનો ભાવ એવો છે કે જો તે અતિ વિવેકી હોય તો તો પાછલા અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે યોગાનંદના અધિકારવાળો છે. ૪.

बोधयामास मैत्रेयीं याज्ञवल्क्यो निजप्रियाम् ।
न वा अरे पत्युरर्थे पतिः प्रिय इतीरयन् ॥ ५ ॥ १२८१

શબ્દાર્થઃ—'અરે (સ્ત્રી)! પતિને માટે પતિ પ્રિય નથી' એમ કહેતા યાજ્ઞવલ્કય મહામુનિ મૈત્રેયી નામની પોતાની સ્ત્રીને બોધ કરતા હવા. ૫.

## ૨ આત્માને અર્થે સર્વ વસ્તુ પ્રિય છે એવો બોધ કરનાર ભગવતી શ્રુતિનો તાત્પર્ય વિભાગ. ૧૨૮૨—૧૨૯૬.

पतिर्जाया पुत्रवित्ते पशुब्राह्मणबाहुजाः ।
लोका देवा वेदभूते सर्वं चात्मार्थतः प्रियम् ॥ ६ ॥ १२८२

શબ્દાર્થઃ—પતિ, સ્ત્રી, પુત્ર, વિત્ત, પશુ, બ્રાહ્મણ, ક્ષત્રિય, સ્વર્ગાદિલોક, દેવો, ચારે વેદ, પૃથ્વી આદિકભૂતો [એ] સર્વ આત્માને માટે પ્રિય [છે]. ૬.

વિવેચનઃ—આગળ (૧૩૪૮ ના શ્લોક) परप्रेमास्पदत्वेन परमानंदः 'પર પ્રેમના વિષયપણાવડે (આત્મા) પરમાનંદ છે એમ અંગીકાર કરાઓ' એ વાક્યવડે આત્માની પરમાનંદતા અને આત્મા પરપ્રેમનો વિષય છે એમ કહેવા ઇચ્છતા આચાર્ય, ઉપરના શ્લો-

કમાં શ્રુતિવાક્યને ઉદાહરણરૂપે લઈ બતાવતા સતા તે જ [1] શ્રુતિનો સકલ અભિપ્રાય આ અને આની નીચેના શ્લોકોમાં કહી બતાવે છે. ભગવતી શ્રુતિનું તાત્પર્ય એવું છે કે કોઈ પણ ભોગ્ય વસ્તુ તેના સ્વરૂપવડે પ્રિય નથી, પણ તે ભોક્તા જે આત્મા તેના ઉપકારી હોવાવડે પ્રિય છે. ૬.

पत्याविच्छा यदा पत्न्यास्तदा प्रीतिं करोति सा ।
क्षुदनुष्ठानरोगाद्यैस्तदा नेच्छति तत्पतिः ॥ ७ ॥ १२८३
न पत्युरर्थे सा प्रीतिः स्वार्थ एव करोति ताम् ।
पतिश्चात्मन एवार्थे न जायार्थे कदाचन ॥ ८ ॥ १२८४
अन्योन्यप्रेरणेऽप्येवं स्वेच्छयैव प्रवर्त्तनम् ॥ ९ ॥ १२८५

શબ્દાર્થઃ—જ્યારે સ્ત્રીની કામભાવના પતિમાં [ થાય છે ] ત્યારે તે [ પતિમાં ] પ્રીતિ કરે છે. [ વળી ] તેનો પતિ પણ ક્ષુધા, અનુષ્ઠાન અને રોગ આદિએ યુક્ત [ હોય ] ત્યારે [ તે સ્ત્રીને ] ઇચ્છતો નથી. ( ૭ ). તે ( સ્ત્રી ) પતિને માટે પ્રીતિ કરતી નથી [ પણ ] પોતાને માટે જ કરે છે. [ વળી ] પતિ [ પણ ] તે ( પ્રીતિ ) આત્મા ( પોતા )ને માટે જ [ કરે છે ] સ્ત્રીને માટે ક્યારે પણ કરતો નથી. ( ૮ ). પરસ્પરની પ્રેરણામાં પણ પોતપોતાની ઈચ્છાવડે જ પ્રવૃત્તિ થાય છે. ૯.

श्मश्रुकंटकवेधेन बालो रुदति तत्पिता ।
चुंबत्येव न साप्रीतिर्बालार्थे स्वार्थ एव सा ॥ १० ॥ १२८६

શબ્દાર્થઃ—દાઢી મૂછના કાંટા જેવા વાળના વાગવાવડે બાળક રડે

[1] स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति । न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति । न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवंत्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति । न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति । न वा अरे ब्रह्मणः कामाय ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति । न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति । न वा अरे लोकानाम् कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति । न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति । न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति । न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति. 'તે-યાજ્ઞવલ્ક્ય કહેતા હવા કે અરે મૈત્રેયી ! પતિની ઇચ્છાને માટે પતિ પ્રિય થતો નથી પણ આત્માની ઇચ્છાને માટે પતિ પ્રિય થાય છે ઈ.' આગળનો અર્થ મેળવી લેવાને તે સહલ છે આ શ્રુતિનું તાત્પર્ય અત્ર આ એકજ શ્લોકમાં બતાવી પછી તે આગળ જતા શ્લોકોમાં વર્ણવી બતાવે છે, તે વાચકના ધ્યાનમાં આવશે. બૃ. અ. ૨ બ્રા. ૪. કં ૫ મી. જુઓ.

**છે [ અને ] તેનો બાપ [ તો ] ચુમ્બન જ કરે છે [ આથી ] તે પ્રીતિ બાળકને માટે નથી [ પણ ] તે પોતાને જ માટે ( છે. ) * ૧૦.**

**निरिच्छमपि रत्नादि वित्तं यत्नेन पालयन् ।**
**प्रीतिं करोति स स्वार्थे वित्तार्थत्वं न शंकितम् ॥११॥ १२८७**

**શબ્દાર્થ:—ઇચ્છા વિનાના પણ રત્ન આદિ ધનને યત્નવડે પાલન કરતો ( પુરુષ ) [ તેમાં ] પ્રીતિ કરે છે [ માટે ] તે સ્વાર્થમાં [ છે; કેમકે ] ધનનું અર્થપણું શંકા કરાયું નથી. ૧૧.**

**વિવેચન:**—અત્યાર સુધીમાં પતિ, સ્ત્રી અને પુત્ર આદિ જે ઇચ્છાવાળાં છે તેમાંની પરસ્પરની પ્રીતિ તે બીજાને માટે નથી પણ પોતપોતાને માટે છે એમ બતાવ્યું; પરન્તુ જેઓમાં પ્રીતિ બતાવી છે તેઓ પણ પોતે સામી પ્રીતિ કરી શકે એવાં હોવાથી તેમાં જોડાએલી પ્રીતિ આત્માને જ કાજે છે એમ અતિ સ્પષ્ટ ન લાગે, માટે અનિચ્છ એટલે જે પદાર્થો આપણા પર સામી પ્રીતિ કરતા નથી તેવા પદાર્થોમાં માણસ પ્રીતિ કરે છે તે આત્માને માટે છે એમ બતાવા ઇચ્છતા આચાર્ય, અત્ર ધનનો દાખલો આપી બતાવે છે. ' ધનનું અર્થપણું શંકા કરાયું નથી ' એનો ભાવ એવો છે કે ધનને માણસ બહુ પ્રયત્નવડે સંરક્ષણ કરે છે તે કાંઇ ધનના ઉપર દયાની ખાતર કરતો નથી પણ ધન પોતાના ઉપયોગમાં આવી શકે છે માટે તેનું રક્ષણ કરે છે એવો ભાવ છે. ૧૧.

**अनिच्छति बलीवर्दे विवाहयिषते बलात् ।**
**प्रीतिः सा वणिगर्थैव बलीवर्दार्थता कुतः ॥१२॥ १२८८**

**ब्राह्मण्यं मेऽस्ति पूज्योऽहमिति तुष्यति पूजया ॥**
**अचेतनाया जातेर्नो संतुष्टिः पुंस एव सा ॥ १३ ॥ १२८९**

**क्षत्रियोऽहं तेन राज्यं करोमीत्यत्र राजता ।**
**न जातेर्वैश्यजात्यादौ योजनायेदमीरितम् ॥ १४ ॥ १२९०**

**स्वर्गलोकब्रह्मलोकौ स्तां ममेत्याभिवांच्छनम् ।**
**लोकयोर्नोपकाराय . स्वभोगायैव केवलम् ॥ १५ ॥ १२९१**

**ईशविष्ण्वादयो देवाः पूज्यन्ते पापनष्टये ।**
**न तन्निष्पापदेवार्थं तत्तु स्वार्थं प्रयुज्यते ॥ १६ ॥ १२९२**

**ऋगादयो ह्यधीयंते दुर्ब्राह्मण्यानवाप्तये ।**

---

* અહિઆં રહસ્ય એ છે કે પ્રીતિથી તો બધાં હર્ષ પામે. પિતા પોતાના પુત્રને ચુમ્બન કરે છે એરૂપ પ્રીતિ જો પુત્રને માટે હોય તો પુત્ર રડે નહિ. વળી ચુમ્બન કરતાં પોતાની દાઢીમૂછનાવીળ પુત્રને ( બાળકને ) વાગશે એમ જાણ્યા છતાં પણ તે ચુમ્બન કરે છે તે પોતાની તૃપ્તિ થવા સારૂ છે બાળકના પ્રેમને માટે નથી એવો ભાવ છે.

न तत् प्रसक्तं वेदेषु मनुष्येषु प्रसज्जते ॥ १७ ॥ १२९२
भूम्यादिपंचभूतानि स्थानतृट्पाक्रशोषणैः ।
हेतुभिश्चावकाशेन वांच्छत्येषां न हेतवे ॥ १८ ॥ १२९३
स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वांच्छति ।
तत्तत्कृतोपकारस्तु तस्य तस्य न विद्यते ॥ १९ ॥ १२९४
सर्वव्यवहृतिष्वेवमनुसंधातुमीदृशम् ।
उदाहरणबाहुल्यं तेन स्वां वासयेन् मतिम् ॥ २० ॥ १२९६

શબ્દાર્થ:—બળદ ભાર ઉઠાવવાને નહિ ઇચ્છતે સતે [પણ માણસ] પરાણે ભાર વેહેવરાવવા ઇચ્છે છે તે પ્રીતિ વેપારીના જ અર્થવાળી છે [તેમાં] બળદનું અર્થપણું કયાંથી [હોય]? (૧૨). 'મારી બ્રાહ્મણ જાતિ છે ને હું પુજ્ય [છું]' એ પ્રકારે [ બ્રાહ્મણ ] પૂજાવડે સંતોષ પામે છે [ તો ] તે સંતોષ અચેતન (એવી બ્રાહ્મણ) જાતિનો નથી. [પણ] પુરૂષનો જ [છે]. (૧૩). 'હું ક્ષત્રિય [છું] તેથી રાજ્ય કરૂંછું' એ પ્રકારે અહિંઆં રાજાપણું [છે તે] જાતિનું નથી. ( પુરૂષનું છે ). આ ( ક્ષત્રિયનું ઉદાહરણ ) વૈશ્ય આદિ જાતિમાં યોજવાને માટે કહેલું [ છે ]. ( ૧૪ ). 'સ્વર્ગ લોક અને બ્રહ્મ લોક મારે હો–મને પ્રાપ્ત થાઓ' એ પ્રકારે ઇચ્છવું, [ તે કાંઇ ] સ્વર્ગ અને બ્રહ્મ લોકના ઉપકારને માટે નથી. કેવળ પોતાના ભોગને માટે જ [ છે ]. ( ૧૫ ). શિવ, વિષ્ણુ, આદિ દેવો ( ને ) પાપ નાશ થવા સારૂ પૂજાય છે ( પૂજીએ છીએ ), તે પૂજન નિષ્પાપ દેવોને માટે નથી; તે તો સ્વાર્થને માટે જોડાય છે–ઉપયોગી થાય છે. ( ૧૬ ). દુર્બ્રાહ્મણતાની અપ્રાપ્તિને માટે ઋગાદિ ચારે વેદોનું [ આપણે ] અધ્યયન કરીએ છીએ. એ દુર્બ્રાહ્મણતા–વ્રાત્યતા વેદોમાં પ્રાપ્ત થએલી નથી [ પણ ] માણસોમાં પ્રાપ્ત થાય છે. ( ૧૭ ). વસવું, તરસ છીપાવવી, રાંધવું, સૂકવવું, અને હરવા ફરવાની જગ્યારૂપ અવકાશ એવા હેતુઓવડે [ માણસ અનુક્રમે ] પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતોને ઇચ્છે છે. તેઓ ( ભૂતો ) ના પ્રયોજન માટે નથી ઇચ્છતો. ( ૧૮ ). [ પુરૂષ ] સ્વામી, ચાકર આદિ સર્વને પોતપોતાના ઉપકારને માટે ઇચ્છે છે. [ અને ] તેણે તેણે કરેલો ઉપકાર તેનો તેનો હોતો નથી. ( કહેવાનો ભાવ એવો છે કે કોઇ માણસ નોકરીને માટે કોઇ શેઠને ખોળે છે તે કાંઈ શેઠ ઉપર ઉપકાર કરવાને નહિ; તેમ શેઠ નોકર રાખે છે તે કાંઇ નોકર ઉપર ઉપકાર કરવાને નહિ. સૌ કોઈ પોતપોતાના આત્માને માટે કાંઈ પણ કરે છે. શેઠે ચાકર ઉપર અને ચાકરે શેઠ ઉપર કરેલો ઉપકાર પોતાના સુખને માટે છે ચાકર અથવા શેઠના સુખને માટે નથી. ) ( ૧૯ ). સર્વ વ્યવહારોમાં એ પ્રકારે અનુસંધાન કરવાને આવું ઉદાહરણનું બહુપણું [ ભગવતી શ્રુતિએ કહેલું છે ], તે કારણ માટે પોતાની મતિને વાસના કરવી. ૨૦.

**વિવેચનઃ**—પાછળ ૧૨૮૨ થી તે અહીં સુધીમાં, ૧૨૮૨ મા શ્લોકની ટીપમાં બતાવેલ ભગવતી શ્રુતિનાં ઉદાહરણોનું સ્પષ્ટીકરણ કરી બતાવ્યું છે. ઘણું કરીને તે શ્રુતિના ક્રમ પ્રમાણે જ છે. કેટલાંક ઉદાહરણ વિશેષ સ્ફુટતાને માટે પંચદશીકારે વધારે લીધાં છે. તે વિવેકી વાચકથી સમજી લેવાય તેવાં છે. અત્ર આવાં ઘણાં ઉદાહરણો શ્રુતિએ શા માટે લઈ બતાવ્યાં છે એમ શંકા કરવા જેવું નથી. જીજ્ઞાસુ, વધારે વાર આવા વિચારમાં ઘડાઇ જવાથી સર્વ માત્રમાં તે વિચારી શકશે, કે તે સર્વ આત્માના પ્રિયને માટે જ છે. અર્થાત્ એવી ભાવના કરવાને અધિકારીને સુગમતા થવા સારૂ પરમ કારૂણિક ભગવતી શ્રુતિએ ઘણાં ઉદાહરણો દર્શાવ્યાં છે. ૧૨—૨૦.

### ૩ આત્માની પ્રિયતમતાનું સ્વરૂપ. ૧૨૯૭—૧૩૦૭.

अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजाऽऽत्मनि ।
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि ॥ २१ ॥ १२९७

भक्तिस्याद् गुरुदेवादाविच्छात्वप्राप्तवस्तुनि ।
तद्वस्तु सात्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी ॥ २२ ॥ १२९८

प्राप्ते नष्टेऽपि सद्भावादिच्छातो व्यतिरिच्यते ।
सुखसाधनतोपाधेरन्नपानादयः प्रियाः ॥ २३ ॥ १२९९

आत्मानुकूल्यादन्नादिसमश्चेदमुनाऽत्र कः
अनुकूलयितव्यः स्यान्नैकस्मिन् कर्मकर्तृता ॥ २४ ॥ १३००

सुखे वैषयिके प्रीतिमात्रमात्मा त्वतिप्रियः
सुखे व्यभिचरत्येषा नात्मनि व्यभिचारिणी ॥२५॥ १३०१

શબ્દાર્થઃ—હવે જે પ્રીતિ પોતાના આત્મામાં સંભળાય છે તે પ્રીતિ કઈ [છે? કેમકે] રાગ, સ્ત્રી આદિ વિષયમાં; શ્રદ્ધા, યજ્ઞયાગ આદિ કર્મમાં; (૨૧). ભક્તિ, ગુરૂદેવ આદિમાં [અને] ઈચ્છા, તો અપ્રાપ્ત વસ્તુમાં છે; ત્યારે માત્ર સુખને અનુસરીને વર્તનારી [ જે ] સાત્વિકી વૃત્તિ [ છે તે પ્રીતિ ] હો. (૨૨). [કેમકે] પ્રાપ્ત ( સુખાદિક ) માં [ અને ] નાશ પામેલા ( વિષયો ) માં પણ [ આ પ્રીતિ પોતાના ] સદ્‌ભાવવડે, ઈચ્છાથી જૂદી પડે છે. અન્નપાનાદિ ( પદાર્થો ), સુખના સાધનરૂપ ઉપાધિથી પ્રિય [છે]. (૨૩). [ અને તેથી ] આત્મા [ પણ ] અનુકૂળ હોવાથી અન્નપાનાદિના જેવો છે [ એમ ] જો [ કહે ], તો આથી કરીને અહિંઆં અનુકૂળતાવાળો કોણ હોઇ શકે? એકમાં [ તો ] કર્મપણું અને કર્ત્તાપણું નથી સંભવતું. (૨૪). વિષયજન્ય સુખમાં પ્રીતિ માત્ર [છે] પણ આત્મા તો અતિ પ્રિય છે આ ( વિષયની પ્રીતિ ) [અન્ય] સુખમાં વ્યભિચાર પામે છે [પણ] આત્મામાં [ તે ] વ્યભિચારિણી નથી. ૨૫.

**વિવેચનઃ**—પાછળ બતાવ્યું કે આત્માની પ્રીતિને માટે સર્વ પ્રિય છે; આથી કરીને આત્મા જ અતિ પ્રિય છે એમ લાગે પરંતુ તે અયુક્ત છે. કેમકે પ્રીતિને અમે ચાર પ્રકારની ગણીએ—માનીએ—છીએ; તેમાંની રાગરૂપ પ્રીતિ સ્ત્રી આદિ વિષયમાં થાય છે, શ્રદ્ધારૂપ પ્રીતિ યજ્ઞયાગ આદિ કર્મમાં થાય છે, ભક્તિરૂપ પ્રીતિ ગુરૂ અને દેવ આદિમાં થાય છે, તથા ઈચ્છારૂપ પ્રીતિ અપ્રાપ્ત વસ્તુમાં થાય છે. આ ચાર પ્રકારમાંની જો કોઈ પ્રીતિ આત્મામાં થતી હોય તો પછી આત્માનું નિર્વિષયપણું રહે નહિ. પ્રીતિ આમ ભિન્નભિન્ન વિષયમાં જોડાએલી રહેવાથી તેને સર્વ વિષયપણું ઘટતું નથી. તમારા ( સિદ્ધાંતીના ) કહેવા પ્રમાણે આત્મા જો સર્વ વિષયરૂપ છે, તો તેમાં થતી પ્રીતિ તે કઇ હોવી જોઇએ ? આમ વાદીની શંકા છે. ઉપર વાદીએ પ્રીતિના જે ચાર પ્રકાર કરી બતાવ્યા છે, તે ચારથી ભિન્ન પ્રકારનો આશ્રય લઈ, સિદ્ધાંતી તેનું સમાધાન નીચે પ્રમાણે કરે છે. હે વાદી ! જો તારા મતમાં પ્રીતિનું સર્વ વિષયપણું નથી મનાયું તો તે પ્રીતિ જ નથી. પ્રીતિને તો રાગાદિપણું ઘટતું નથી. માત્ર સુખને જ અનુસરીને વર્ત્તનારી સત્વગુણના પરિણામરૂપ અંતઃકરણની જે વૃત્તિ છે તે જ પ્રીતિ છે. પ્રીતિ જો સુખ માત્રને અનુસરનારી વૃત્તિરૂપ હોય તો તે જ ઇચ્છા છે, એમ સમજવાનું નથી; કેમકે ઇચ્છા તો અપ્રાપ્ત સુખાદિ માત્રને વિષય કરે છે, પણ આ પ્રીતિ તો પ્રાપ્ત કે અપ્રાપ્ત સર્વ સુખાદિકને વિષય કરે છે. પ્રાપ્ત થયેલા સુખાદિ વિષયમાં અને નષ્ટ પામેલા સુખાદિ વિષયમાં તે છે, એમ સર્વને અનુભવ છે, એટલા માટે સુખ માત્રને અનુસરનારી સાત્વિકીવૃત્તિ એ જ પ્રીતિ છે. અત્ર વાદી શંકા કરે છે કે સુખના સાધનરૂપ અન્નપાન આદિકમાં જેમ પ્રીતિ દેખીએ છીએ તેમ આત્મામાં પણ પ્રીતિ દેખાવાથી આત્મા પણ અન્નાદિકની પેઠે સુખનું સાધન થઇ જશે. વાદીની શંકામાં વિવાદનો વિષય આત્મા છે. અન્નાદિકમાં ભોગ્યપણારૂપ ઉપાધિ છે માટે તે સુખનાં સાધન ગણાય છે, પણ આત્મામાં ભોગ્યતારૂપ ઉપાધિ નથી; એટલા માટે તે સુખનું સાધન હોઇ શકતો નથી. અહિંઆં જો આત્માને જ સુખના સાધનરૂપ ગણીએ તો પછી આ સુખના સાધનરૂપ અનુકૂળ આત્માવડે અનુકૂળતાનો વિષય હોવા યોગ્ય ભોક્તા કોને કલ્પવો? આત્માથી અન્ય ભોક્તા તો છે જ નહીં. ત્યારે હવે સુખનું સાધન પણ આત્મા, અને સુખને ભોગવનાર પણ આત્મા, એમ કહેવું પડશે. આથી કરીને એક જ આત્મામાં **કર્મકર્ત્તૃત્વ–વિષયવિષયી** ભાવરૂપ દોષ આવે છે. અર્થાત્ અન્નાદિકની પેઠે આત્મા સુખનું સાધન નથી. આત્મા અન્નાદિકની પેઠે સુખના સાધનરૂપ નથી એટલું જ નહીં પણ તેમાં ભોક્તાની શેષતા (ઉપકારકતા ) પણ નથી; એટલે આત્માને ભોગવનાર કોઈ અન્ય ભોક્તા નથી. વિષયજન્ય સુખોમાં માત્ર પ્રીતિ જ છે–પ્રીતિનો લેશ જ છે, માટે તેઓ **ભોગ્યરૂપ** છે. આત્મામાં પ્રીતિનો લેશ નથી. આત્મા તો નિરતિશય પ્રીતિનું આસ્પદ છે; એટલા માટે તે વિષયજન્ય સુખરૂપ એટલે સુખના સાધનરૂપ નથી. અર્થાત્ તેનો કોઈ ભોક્તા નથી. વળી વિષયજન્ય સુખોમાં જે પ્રીતિ છે તે એક કરતાં અધિક સુખ આપનાર વિષયમાં વ્યભિચાર પામે છે એટલે બીજા સુખમાં જોડાય છે. પણ આત્માની અંદરની પ્રીતિ બીજા સુખકારક વિષયમાં જોડાઈ વ્યભિચારી થતી નથી. આથી એમ સિદ્ધ થાય છે કે **આત્મગત પ્રીતિ છે તે નિરતિશય સર્વોત્કૃષ્ટ છે; અને** તેથી જ આત્મા સિવાય કોઇ **અન્ય ભોક્તા** નથી. ૨૧—૨૫.

एकं त्यक्त्वाऽन्यदादत्ते सुखं वैषयिकं सदा।
नात्मा त्याज्यो न चादेयस्तस्मिन् व्यभिचरेत् कथम्॥२६॥ १३०२

શબ્દાર્થઃ—[ પુરૂષ ] એક (વિષયજન્ય સુખ) ને છોડીને બીજા વિષયજન્ય સુખ ને હમેશાં લે છે. આત્મા ત્યાગ કરવા યોગ્ય નથી અને ગ્રહણ કરવા યોગ્ય [પણ] નથી, [તો] તેમાં [પ્રીતિ] કેમ વ્યભિચાર પામે ? ( ન પામે. ) ૨૬.

हानादानविहीनेऽस्मिन्नुपेक्षा चेत्तृणादिवत्।
उपेक्षितुः स्वरूपत्वान्नोपेक्ष्यत्वं निजाऽऽत्मनः ॥ २७ ॥ १३०३

શબ્દાર્થઃ—હાન અને આદાન વિનાના આ ( આત્મા )માં તૃણાદિની પેઠે ઉપેક્ષા [ થાય છે એમ ] , જો [ કહે ], તો ઉપેક્ષા કરનારના સ્વસ્વરૂપપણાથી પોતાના આત્માનું ઉપેક્ષ્યપણું નથી [ ઘટતું ]. ૨૭.

વિવેચનઃ—હાન એટલે ત્યાગ અને આદાન એટલે સ્વીકાર. એ બંને વાનાં આત્મામાં નથી એમ ઉપરના શ્લોકમાં બતાવ્યું છે. આમાં વાદી શંકા કરે છે, કે જો એ બંને વાત આત્મામાં નથી તો પછી જેમ તૃણાદિમાં ઉપેક્ષા—ઉદાસીનતા છે, તેમ આત્મામાં પણ ઉદાસીનતા આવી જતાં તે પરપ્રેમનું આસ્પદ રહેશે નહિ. સિદ્ધાંતી કહે છે કે આત્મા ઉપેક્ષાનો વિષય નથી; કેમકે ઉપેક્ષા કરનાર નિજાત્મા છે તે અવિનાશી સ્વરૂપે છે. અર્થાત્ તે જ સ્વસ્વરૂપ હોવાથી તેમાં દ્વૈતતાનો અભાવ છે એટલે તેમાં પોતાથી ભિન્ન તૃણાદિની પેઠે ઉપેક્ષ્યપણું છે જ નહિ, ૨૭.

रोगक्रोधाभिभूतानां मुमूर्षा वीक्ष्यते क्वचित्।
ततो द्वेषाद्भवेत्त्याज्य आत्मेति यदि तन्न हि ॥ २८ ॥ १३०४

શબ્દાર્થઃ—રોગ અને ક્રોધવડે પરાભવ પામેલા ( પુરૂષ )ને ક્યારેક મરવાની ઇચ્છા દેખાય છે તેથી આત્મા દ્વેષથી તજવા યોગ્ય થાય છે એ પ્રકારે જો [ કહે તો ] તે નથી જ. ૨૮.

त्यक्तुं योग्यस्य देहस्य नात्मता त्यक्तुरेव सा।
न त्यक्तर्यस्ति स द्वेषस्त्याज्ये द्वेषे तु का क्षतिः ॥२९॥ १३०५

શબ્દાર્થઃ—ત્યાગ કરવા યોગ્ય દેહનું [ કાંઇ ] આત્મપણું નથી. તે [તો] ત્યાગ કરનાર ( આત્મા ) નું જ [છે]. તે ( ૧૩૦૪ માં કહેલો ) દ્વેષ ત્યાગ કરનાર ( આત્મા ) માં છે નહિ. ( અર્થાત્ આત્માનો ત્યાગ નથી. ) ત્યાગ કરવા યોગ્ય (શરીર)માં દ્વેષ હોતે સતે તો [ અમારે વેદાંત સિદ્ધાંતને ] શી હાનિ [છે] ? ૨૯.

आत्मार्थत्वेन सर्वस्य प्रीतेश्चाऽऽत्मा ह्यति प्रियः।
सिद्धो यथा पुत्रमित्रात् पुत्रः प्रियतरस्तथा ॥ ३० ॥ १३०६

શબ્દાર્થઃ—જેમ પુત્રના મિત્રથી પુત્ર વધારે પ્રિય [છે] તેમ સર્વના આત્માર્થપણાવડે પ્રીતિથી આત્મા નિશ્ચય અતિ પ્રિય સિદ્ધ [ થયો ]. ૩૦.

**વિવેચન:**—પાછળ ૧૨૮૨ મા શ્લોકમાં જણાવેલી શ્રુતિ પ્રમાણે આત્મા સર્વથી પ્રિય છે એમ બતાવી હવે યુક્તિથી પણ તે વાત સિદ્ધ કરી બતાવે છે. જે જે વાત આત્માથી જેમ જેમ દૂર જાય છે–તેના સંબંધથી વેગળી પડે છે, તેમ તેમ તે તે વાતમાં પ્રેમ ઓછો અનુભવાય છે. જેમ પુત્રના મિત્ર કરતાં પુત્ર વધારે પ્રિય છે તેમ સર્વ—સુખ સહિત તેનાં સાધનનો સમૂહ જે પતિ, સ્ત્રી, આદિક છે તેઓ આત્માના પ્રેમને માટે હોવાથી સર્વ પ્રેમ આત્મામાં મળી જતો હોવાથી, પ્રેમથી કે પ્રીતિથી આત્મા **અતિપ્રિય** છે—સર્વ પ્રેમનો તે વિષય છે એમ સિદ્ધ થાય છે. ૩૦.

**मा न भूवमहं किंतु भूयासं सर्वदेत्यसौ ।**
**आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि ॥३१॥** ૧૩૦૭

**શબ્દાર્થ:—'હું ન હોઉં' એમ નહીં પણ 'નિત્ય હોઉં' આવી સર્વની પ્રાર્થના દીઠી [ છે. માટે ] આત્મામાં પ્રત્યક્ષ પ્રીતિ [ છે ]. ૩૧.**

**વિવેચન:**—આત્મામાં નિરતિશય પ્રેમ છે એ વાત શ્રુતિયુક્તિવડે સિદ્ધ કરી હવે અનુભવવડે તેને દૃઢ કરે છે. કોઇ પણ માણસ એમ કહેતો નથી કે હું '**ન હોઉં.**' સૌ કોઇ એમ જ ઇચ્છે છે કે '**હું નિત્ય હોઉં.**' જો આમ છે તો સર્વ જનનો પોતાન આત્મામાં નિરતિશય પ્રેમ છે એમ પ્રત્યક્ષ અનુભવવડે સિદ્ધ થાય છે. ૩૧.

**૪. આત્માને પુત્રાદિની શેષતા પૂર્વક તેનું ત્રિવિધપણું. ૧૩૦૮–૧૩૨૬.**

**इत्यादिभिस्त्रिभिः प्रीतौ सिद्धायामेवमात्मनि ।**
**पुत्रभार्याऽऽदिशेषत्वमात्मनः कैश्चिदीरितम् ॥ ३२ ॥** ૧૩૦૮

**શબ્દાર્થ:—એ આદિ ત્રણ ( પ્રમાણો ) વડે એ પ્રકારે આત્મામાં પ્રીતિ સિદ્ધ થયે સતે ( પણ ) કેટલાક [ પુરૂષો ] એ આત્માને પુત્ર, સ્ત્રી આદિનું શેષપણું કહેલું [ છે ]. ૩૨.**

**વિવેચન:**—પાછળ ૧૨૮૨—૧૩૫૦ સુધીમાં કહેલી વાતને ફરી કહી બતાવી બીજાના મતને દૂષણ દેવા તેનો અનુવાદ કરે છે. આ શ્લોકમાં **ઇતિ** શબ્દવડે પાછલા શ્લોકમાં બતાવેલો અનુભવ સુચવ્યો છે, **આદિ** શબ્દવડે પાછળ બતાવેલી યુક્તિ અને શ્રુતિ સુચવ્યાં છે, આમ **અનુભવ**, **યુક્તિ** અને **શ્રુતિ** એ ત્રણ પ્રમાણોથી આત્મામાં આગળ બતાવ્યા. પ્રમાણે પ્રીતિ સિદ્ધ કરી છે; પણ એ શ્રુતિ આદિના તાત્પર્યને નહિ સમજનારા કેટલાક પુરૂષો આત્માને પુત્ર, સ્ત્રી આદિની શેષતા બતાવે છે, એટલે કે પુત્રાદિક તરફ આત્માની અપ્રધાનતા દેખાડે છે. ૩૨.

**तद्विवक्षया पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् ।**
**आत्मा वै पुत्र नामेति तच्चोपानिषादि स्फुटम् ॥ ३३ ॥** ૧૩૦૯
**सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते ।**
**अथास्येतर आत्माऽयं कृतकृत्यः प्रमीयते ॥ ३४ ॥** ૧૩૧૦

**શબ્દાર્થ:—આ કહેવાની ઇચ્છાવડે પુત્રમાં મુખ્ય આત્માપણું, 'આ-**

**ત્મા પુત્ર નામવાળો' એ પ્રકારની શ્રુતિએ કહેલું [ છે ]; અને તે ઉપનિષદ્‌માં સ્પષ્ટ [ છે ]. (૩૩). આ (પિતા)નો તે આ (પુત્રરૂપ) આત્મા પુણ્ય કર્મને માટે પ્રતિનિધિપણાવડે સ્થાપન કરાય છે. અને પછી આ (પિતા)નો આ બીજો (પિતારૂપ) આત્મા કૃતકૃત્ય [થયો સતો] મરે છે. ૩૪.**

**વિવેચનઃ**—પુત્રાદિકને આત્માની શેષતા છે એમ કહેનારાઓ કયે આધારે તે કહે છે, એ બતાવે છે. आत्मा वै पुत्र नामासि 'આત્મા પુત્ર નામવાળો હોતો હવો' આ શ્રુતિએ પુત્રનું મુખ્ય આત્માપણું બતાવ્યું છે. पुरुषे ह्वा अयमादितो गर्भो भवति 'પુરૂષ ( પિતા ) માં આ ( જીવ ) પ્રથમથી ગર્ભ ( વીર્યરૂપે ) થાય છે' આ પ્રમાણે આ ઐતરેય શ્રુતિવડે તે પ્રકરણના આદિ ભાગમાં પિતાના દેહમાં જીવને ગર્ભપણાવડે વીર્યરૂપે કહ્યો છે. વળી अयं सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेधि भावयति 'તે આ પિતા પુત્રના જન્મની આગળ અને જન્મથી અનંતર કુમારને પાલન કરે છે' આ શ્રુતિવાક્યવડે પુત્રનું અતિશય પાલન કરવાનું સુચવ્યું છે, તે એવા હેતુથી કે પાલન કરેલો પુત્રરૂપ આત્મા, પિતાએ પુણ્ય કર્મને માટે * પ્રતિનિધિ રૂપે સ્થાપન કરાય. આમ પ્રતિનિધિરૂપે પુત્રને સ્થાપન કર્યા પછી સ્થાપન કરનાર પિતાનો પણ પિતા ( પુત્રનો તો દાદો ) રૂપ આત્મા, જે જરાવસ્થાને પામેલો છે તે કાર્ય માત્રના અનુષ્ઠાનને પૂર્ણ કરવાથી કૃતકૃત્ય થયો સતો, અર્થાત્ પૌત્ર-મુખ દર્શન કર્યા પછી તે પંચત્વ પામે છે—મરણ પામે છે. ૩૩—૩૪.

પાછળા ૧૩૦૯ થી અહીં સુધીના અર્થને, દૃઢ કરવા સારૂ નીચેનો શ્લોક કહે છે.—

**सत्यप्यात्मनि लोकोऽस्ति नापुत्रस्यात एव हि ।**
**अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ॥ ३५ ॥ १३११**

**શબ્દાર્થઃ—એટલા માટે જ પોતે હયાત છતાં અપુત્રને લોક નથી, શિક્ષિત પુત્રને જ પંડિત જનો લોકપણું કહેતા હવા. ૩૫.**

**વિવેચનઃ**—આ શ્લોકના પુર્વાર્દ્ધમાં नापुत्रस्य लोकोऽस्ति 'અપુત્રને લોક નથી' એ વાક્યનો અર્થ સ્પષ્ટ કર્યો છે. આમ વ્યતિરેકમુખવડે પુત્ર વગરનાને પરલોક નથી એમ બતાવી, શ્લોકના ઉતરાર્દ્ધમાં અન્વયમુખવડે अनुशिष्टंपुत्रं लोक्यमाहुः એ વાક્યને સ્પષ્ટ કરી બતાવે છે. અત્ર **અનુશિષ્ટ** શબ્દ વાપર્યો છે, તેનો નીચેના શ્લોકમાં त्वं ब्रह्मा 'તું બ્રહ્મા છે' ઇત્યાદિ મંત્રોવડે શિક્ષા પામેલો એવો અર્થ કરી બતાવ્યો છે. પૂર્વાર્દ્ધમાં છેલ્લે મૂળ શ્લોકમાં हि શબ્દ વાપર્યો છે, તે 'અપુત્રને લોક નથી' એ વાક્ય પુરાણમાં પ્રસિદ્ધ છે એમ બતાવવાને વાપર્યો છે. ૩૫.

**मनुष्यलोको जय्यः स्यात् पुत्रेणैवेतरेण नो ।**
**मुमूर्षुर्मंत्रयेत् पुत्रं त्वं ब्रह्मेत्यादिमंत्रकैः ॥ ३६ ॥ १३१२**

**શબ્દાર્થઃ—પુત્રવડે જ મનુષ્ય લોક સંપાદન કરવા યોગ્ય છે. બીજાવડે નહિ. 'તું બ્રહ્મા છું' ઇત્યાદિ મંત્રોવડે મરવાને ઇચ્છતો પિતા પુત્રને શિક્ષા આપે. ૩૬.**

* એકના બદલામાં જે બીજાને સ્થાપન કરાય છે તેને પ્રતિનિધિ કહે છે.

**વિવેચનઃ—**ઐહિક સુખની પ્રાપ્તિમાં પુત્રપ્રાપ્તિ કારણ છે, એવું બતાવવાને માટે सोऽयं मनुष्यलोकः पुत्रेणैव जय्यो नान्येन कर्मणा 'આ મનુષ્ય લોક પુત્રવડે જ સંપાદન કરવા યોગ્ય છે કોઈ બીજા કર્મવડે નહિ' આ શ્રુતિવાક્યને અર્થથી કહી બતાવે છે. જેને ધન છે તેને પણ પુત્ર ન હોય તો તે ધન પણ વૈરાગ્ય પેદા કરે છે. મરવાને ઇચ્છતો પુત્રવાળો પિતા, પોતાના પુત્રને त्वं ब्रह्म, त्वं यज्ञः, त्वं लोकः 'તું બ્રહ્મા છે, તું યજ્ઞ છે, તું લોક છે' ઇત્યાદિ મંત્રોવડે અનુશાસન કરે છે. ૩૬.

**इत्यादिश्रुतयः प्राहुः पुत्रभार्यादिशेषताम् ।**
**लौकिका अपि पुत्रस्य प्राधान्यमनुमन्वते ॥ ३७ ॥ १३१३**

**શબ્દાર્થઃ—**ઇત્યાદિ શ્રુતિઓ, પુત્ર, ભાર્યા, આદિનું પ્રધાનપણું કહેતી હવી. [ અને ] લૌકિક જનો પણ પુત્રનું પ્રધાનપણું માને છે. ૩૭.

**स्वस्मिन् मृतेऽपि पुत्रादिर्जीवेद्वित्तादिना यथा ।**
**तथैव यत्नं कुरुते मुख्याः पुत्रादयस्ततः ॥ ३८ ॥ १३१४**

**શબ્દાર્થઃ—**પોતે મુઆ છતાં પણ ધન, ગરાસ ઇત્યાદિથી; પુત્ર, સ્ત્રી, વગેરે જેમ જીવે તેમ જ—તેવી રીતે ( પુરૂષ ), યત્ન કરે છે; તેથી પુત્ર, સ્ત્રી, વગેરે મુખ્ય છે. ( કહેવાનો ભાવ એવો છે કે પોતે દુઃખી થતાં છતાં પણ પોતાની પાછળ પુત્ર, સ્ત્રી, વગેરે; ધન, ગરાસ, વગેરેનો ભોગવટો કરીને જીવે; એટલા સારૂ પુરૂષ ધન વગેરે સંપાદન કરે છે માટે જ પુત્ર આદિક મુખ્ય છે. ) ૩૮.

**बाढमेतावता नात्मा शेषो भवति कस्यचित् ।**
**गौणमिथ्यामुख्यभेदैरात्माऽयं भवति त्रिधा ॥ ३९ ॥ १३१५**

**શબ્દાર્થઃ—**સત્ય છે; [ પણ ] એટલાવડે આત્મા કોઇનો પણ ઉપકારક થતો નથી. આ આત્મા ગૌણ, મિથ્યા અને મુખ્ય એવા ભેદોવડે ત્રણ પ્રકારનો થાય છે. ૩૯.

**વિવેચનઃ—**પાછળ ૧૩૦૮ થી ઉપરના શ્લોક સુધીમાં કહેલા પ્રકારથી વેદ અને લોકવ્યવહાર એ બંનેથી પ્રસિદ્ધ થએલી પુત્રાદિકની પ્રધાનતાનો સિદ્ધાંતી સ્વીકાર કરે છે. આમ જ્યારે સ્વીકારીએ ત્યારે તો આત્માના સિદ્ધ થએલા મુખ્યપણાને વિરોધ આવે. આ શંકાના પરિહાર માટે મૂળમાં કહે છે કે, કોઇ સ્થળમાં પુત્ર આદિની પ્રધાનતા કહેલી છે; પણ એટલા ઉપરથી આત્માની ગૌણતા થાય છે એમ સમજવાનું નથી. જે જે વ્યવહારમાં જેનું જેનું આત્માપણું કહેવાને ઇચ્છયું છે, તે તે વ્યવહારમાં તેને આત્માની પ્રધાનતા બતાવેલી છે, તે દેખાડવાને માટે ઉપોદ્ઘાતપણાવડે આત્માનું ત્રિવિધપણું આ શ્લોકમાં બતાવ્યું છે; એટલે **ગૌણાત્મા, મિથ્યાત્મા,** અને **મુખ્યાત્મા** એમ આત્માના ભેદ છે. ૩૯.

**देवदत्तस्तु सिंहोऽयमित्यैक्यं गौणमेतयोः ।**
**भेदस्य भासमानत्वाद् पुत्रादेरात्मता तथा ॥ ४० ॥ १३१६**

**શબ્દાર્થ:—'આ દેવદત્ત તો સિંહ [છે]' એ પ્રકારે આ ( દેવદત્ત અને સિંહ ) બેની એકતા [ તેઓમાં ] ભેદનું ભાસમાનપણું હોવાથી [ જેમ ] ગૌણ [ છે ] તેમ પુત્રાદિનું આત્માપણું [ પણ ગૌણ છે ]. ૪૦.**

**વિવેચન:—**ઉપર બતાવેલા આત્માના ત્રણ ભેદમાંનો પુત્રાદિકમાં વર્તતો **ગૌણી** ભેદ દેખાડવાને માટે લોકવ્યવહારમાં ગુણવૃત્તિવડે જે પ્રયોગ ચાલે છે તેને ઉદાહરણ કરી બતાવે છે **'આ દેવદત્ત તો સિંહ છે'** આ વાક્યમાં દેવદત્ત **પુરૂષ** અને સિંહ **પશુ** છે તેમનો અભેદ ગૌણ છે. અર્થાત્ [1] ગુણવૃત્તિવડે **દેવદત્ત**માં સિંહનો આરોપ કરવામાં આવેલો છે. વળી અત્ર **દેવદત્ત**માં અને **સિંહ**માં ભેદ દેખાઇ આવે છે માટે આ અભેદ જેમ ગૌણ છે, તેમ જ પુત્રાદિકમાં જે આત્મતાનો આરોપ કરેલો છે તે પણ [2] ગૌણ છે. ૪૦.

નીચેના શ્લોકમાં મિથ્યાત્મતાનો ભેદ બતાવે છે.—

**भेदोऽस्ति पञ्चकोशेषु साक्षिणो न तु भात्यसौ ।**
**मिथ्यात्मतातः कोशानां स्थाणोश्चोरात्मता यथा ॥४१॥ १३१७**

**શબ્દાર્થ:—પંચકોશોમાં સાક્ષીથી ભેદ છે પણ એ ( ભેદ ) ભાસતો નથી; એટલા માટે જેમ સ્થાણુનું ચોરપણું [ મિથ્યા છે તેમ ] પંચકોશની મિથ્યાત્મતા [ છે ]. ૪૧.**

**न भाति भेदो नाप्यस्ति साक्षिणोऽप्रतियोगिनः ।**
**सर्वांतरत्वात् तस्यैव मुख्यमात्मत्वमिष्यते ॥ ४२ ॥ १३१८**

**શબ્દાર્થ:—અપ્રતિયોગી સાક્ષીનો ભેદ ભાસતો નથી [અને] છે પણ નહિ. સર્વની અંદર હોવાપણાથી તે (સાક્ષી)નું મુખ્ય આત્મપણું સ્વીકારાય છે. ૪૨.**

**વિવેચન:—**આમાં પ્રત્યગાત્માનું **મુખ્યાત્મપણું** સિદ્ધ કરી બતાવે છે. જેમ ગૌણાત્મા ( પિતાપુત્ર ) નો ભેદ ભાસે છે તેમ સાક્ષીરૂપ આત્માનો કોઇ પણ સાથે ભેદ ભાસતો નથી. વળી મિથ્યાત્મા ( દેહાદિક ) ની પેઠે ભેદ છે પણ નહિ; કેમકે સાક્ષીની સાથે બીજો કોઇ પ્રતિયોગી નથી. પુત્રાદિકનો અને દેહાદિકનો પણ પ્રતિયોગી સાક્ષી ભાસે છે તેમ સાક્ષીને વાસ્તવ સ્વરૂપે બીજો કોઇ પ્રતિયોગી નથી. જેમ દેહાદિકનો પ્રતિયોગી સાક્ષી, તેમ સાક્ષીનો પ્રતિયોગી દેહાદિક કેમ ન હોય ? ન જ હોય; કેમકે દેહાદિક તો સર્વ આરોપિત છે. ભેદના અભાવવડે સાક્ષીનું ગૌણપણું અને મિથ્યાપણું તો ભલે ન

---

૧ શબ્દની જેમ શક્તિવૃત્તિ અથવા મુખ્યાવૃત્તિ અને લક્ષણાવૃત્તિ છે તેમ ત્રીજી ગુણવૃત્તિ અથવા ગૌણીવૃત્તિ પણ છે. પદના વાચ્યાર્થમાં જે ગુણ હોય તે ગુણવાળા અવાચ્ય અર્થમાં પદનો સંબંધ થાય ત્યારે તેને ગૌણવૃત્તિ કહે છે 'અત્ર દેવદત્ત સિંહ છે' એ વાક્યમાં સિંહ પશુ સમજાય છે. આમાં શૂરતા, ક્રૂરતા, આદિ ગુણ છે તે ગુણને સિંહ પદનો અવાચ્ય અર્થ જે દેવદત્ત તેમાં જોડવામાં આવે છે; માટે અત્ર સિંહ શબ્દની ગૌણીવૃત્તિ કહેવાય છે.

૨ જેમ શક્તિવૃત્તિથી બોધેલા અર્થને શક્યાર્થ, મુખ્યાર્થ અને વાચ્યાર્થ કહે છે; લક્ષણાવૃત્તિથી બોધેલા અર્થને લક્ષ્યાર્થ કહે છે, તેમ ગુણવૃત્તિથી બોધેલા અર્થને ગૌણ કહે છે.

હોય પણ **મુખ્યાત્માપણું** શા માટે છે? સાક્ષીનું મુખ્યાત્માપણું છે. કેમકે સાક્ષી સર્વ દેહ, પુત્ર, આદિમાં આંતર હોવાથી સર્વને પ્રતીયમાન થાય છે; માટે તેનું આત્મપણું મુખ્ય છે, એમ સ્વીકારીએ છીએ. અત્ર એ અનુમાન સુચવ્યું છે કે સાક્ષી સર્વાન્તર હોવાથી **મુખ્ય આત્મા** હોવાને યોગ્ય છે. જે મુખ્યાત્મા ન હોય તે સર્વાન્તર ન હોય. ૪૨.

**सत्येवं व्यवहारे॒ येषु यस्याऽऽत्मतोचिता ।**
**तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥ ४३ ॥ १३१९**

**શબ્દાર્થ:—એમ હોવાથી જે વ્યવહારોમાં જેનું આત્મપણું ઉચિત [છે] તે (વ્યવહારો)માં તેનું જ પ્રધાનપણું છે. બીજા સર્વનું અપ્રધાનપણું છે. ૪૩.**

**વિવેચન:**—ઉપર બતાવ્યા પ્રમાણે આત્માનું ત્રિવિધપણું હોવા છતાં પણ લૌકિકવૈદિકનાં લક્ષણવાળા, પાલનપોષણરૂપ અને બ્રહ્મની આત્મરૂપતામાં અનુસંધાનવાળા જે જે વ્યવહારમાં જે પુત્રાદિ, દેહાદિ અથવા સાક્ષીનું આત્મપણું ઉચિત હોય, તે તે વ્યવહારમાં તે પુત્રાદિ, દેહાદિ અને સાક્ષીનું પ્રધાનપણું છે, અને તે સિવાય બીજા સર્વની શેષતા ઉપસર્જનતા—અપ્રધાનપણું છે અર્થાત્ ગૌણતા છે એવો ભાવ છે. ૪૩.

**मुमूर्षोर्गृहरक्षाऽऽदौ गौणाऽऽत्मैवोपयुज्यते ।**
**न मुख्यात्मा न मिथ्याऽऽत्मा पुत्रः शेषी भवत्यतः॥४४॥१३२०**

**શબ્દાર્થ:—મરવાને ઇચ્છતા (પુરૂષ) ના ગૃહાદિની રક્ષા આદિમાં ગૌણાત્મા (પુત્ર) જ ઉપયોગી થાય છે; [સાક્ષીરૂપ] મુખ્યાત્મા નથી થતો, [અને દેહાદિરૂપ] મિથ્યાત્મા [ પણ ઉપયોગી ] નથી થતો; એટલા માટે પુત્ર પ્રધાન થાય છે. ૪૪.**

**વિવેચન:**—ઉપરના શ્લોકનું આ સાથે નીચેના પાંચ શ્લોકથી વર્ણન કરી બતાવે છે. વૃદ્ધ-મરવાને તૈયાર થઇ રહેલા પુરૂષના ગૃહનું રક્ષણ કરવું આદિ કામનો બોજો હવે પછી પુત્ર, ભાર્યાદિને માથે આવી પડે છે; કેમકે તેમને જીવવાની ઇચ્છા છે. અર્થાત્ અત્ર **ગૌણાત્મા** મુખ્ય છે. **મુખ્યાત્મા** અવિકારી હોવાથી તે ઉપયોગી નથી અને દેહાદિક **મિથ્યાત્મા** તો મરણને શરણ હોવાથી તે પણ ઉપયોગી નથી. આમ **મુખ્યાત્મા** અને **મિથ્યાત્મા** બંને અપ્રધાન હોવાથી અહીં **ગૌણાત્મા** જ પ્રધાન છે. ૪૪.

ગૃહરક્ષા આદિ વ્યવહારમાં પિતા હયાત છતાં પણ **ગૌણાત્મા** પ્રધાન થાય છે, તેને માટે નીચેના શ્લોકમાં દૃષ્ટાંત આપી વધારે સ્પષ્ટ કરે છે.—

**अध्येता वन्हिरित्यत्र सन्नप्यग्निर्न गृह्यते ।**
**अयोग्यत्वेन योग्यत्वाद् बटुरेवात्र गृह्यते ॥ ४५ ॥ १३२१**

**શબ્દાર્થ:—'અધ્યયન કરનાર અગ્નિ [ છે ]' એ ( વાક્ય )માં અગ્નિ વિદ્યમાન છતાં પણ [ તેના ] અયોગ્યપણાવડે ગ્રહણ કરાતો નથી [ પણ ] યોગ્યપણાથી બટુ ( અભ્યાસી બાળક )જ અહીં ગ્રહણ કરાયછે. ૪૫.**

**વિવેચન:**—અગ્નિમાં અધ્યયન કરવાનો ગુણ હોઇ શકતો નથી; તે તો બાળક અભ્યાસીમાં હોય છે, માટે અત્ર અગ્નિનું અયોગ્યપણું છે અને બાળકનું યોગ્યપણું છે. અહીં જેમ યોગ્યાયોગ્યતાનો વિચાર મુખ્ય છે તેમ પિતા હયાત છતાં તે ગૃહની રક્ષા આદિમાં અયોગ્ય હોય અને પુત્ર યોગ્ય હોય તો તેનું ગ્રહણ કરાય છે એમ સમજવું. ૪૫.

નીચેના શ્લોકમાં **મિથ્યાત્માનું** પ્રધાનપણું બતાવે છે.—

**कृशोऽहं पुष्टिमाप्स्यामीत्यादौ देहात्मतोचिता ।**
**न पुत्रं विनियुंक्तेऽत्र पुष्टिहेत्वन्नभक्षणे ॥ ४६ ॥ १३२२**

**શબ્દાર્થ:—'હું કૃશ છું, [ માટે ] પુષ્ટિ મેળવીશ' ઇત્યાદિ વાક્યમાં મિથ્યાત્મતા ઉચિત છે. અહિંઆં પુષ્ટિના હેતુરૂપ અન્નભક્ષણમાં [ કોઈ પુરૂષ ] પુત્રને જોડતો નથી. ( અર્થાત્ શરીરને પુષ્ટ કરવા માટે અન્નાદિ-ભક્ષણમાં શરીરને જોડે છે. પુત્રને જોડતા નથી માટે અત્ર દેહાત્મતા—મિથ્યાત્મતા છે. ૪૬.**

કર્તારૂપ **વિજ્ઞાનમયનું** પ્રધાનપણું નીચે બતાવે છે.—

**तपसा स्वर्गमेष्यामीत्यादौ कर्त्रात्मतोचिता ।**
**अनपेक्ष्य वपुर्भोगं चरेत् कृच्छ्रादिकं ततः ॥ ४७ ॥ १३२३**

**શબ્દાર્થ:—'હું તપવડે સ્વર્ગને પામીશ' ઇત્યાદિ વાક્યમાં કર્ત્તા ( વિ-જ્ઞાનમય )નું આત્મપણું ઉચિત છે; તેથી શરીરના ભોગને નહિ ઇચ્છી [ કર્ત્તા ] * કૃચ્છ્ર ચાંદ્રાયણાદિકને આચરે છે. ૪૭.**

**मोक्षेऽहमित्यत्र युक्तं चिदात्मत्वं तदा पुमान् ।**
**तद्वेत्ति गुरुशास्त्राभ्यां न तु किञ्चिच्चिकीर्षति ॥ ४८ ॥ १३२४**

---

* કૃચ્છ્રવ્રત પાંચ પ્રકારનું છે. (૧) ત્રણ દિવસ સવારમાં, ત્રણ દિવસ સાંજે, તથા ત્રણ દિવસ માગ્યા વગર બીજાએ આપ્યું હોય તે જમવું અને ત્રણ દિવસ નકોરડો અપવાસ કરવો. આને પ્રાજાપત્યકૃચ્છ્ર કહે છે. (૨) ગાયનું મૂત્ર, છાણ, દૂધ, દહીં, ઘી, દર્ભ નાંખી ઊકાળેલું પાણી ભેગું કરી તે પીને આખો દિવસ રહેવું, અને બીજે દિવસ નકોરડો અપવાસ કરવો; આને શાંતપનકૃચ્છ્ર કહે છે. (૩) ત્રણ દિવસ સુધી રોજ ત્રણ વખત ભાતનો એક એક કોળીઓ ખાવો અને પછી ત્રણ દિવસ અપવાસ કરવો; આને અતિકૃચ્છ્ર કહે છે. (૪) ત્રણ દિવસ સુધી ઊનું પાણી, ઊનું દૂધ, ઊનું ઘી અને ઊની વરાળ માત્ર પીને બીજું કાંઈ ખાવું નહિ અને સ્નાન કરી શરીરના તમામ અવયવને કષ્ટ આપવું; આને તપ્તકૃચ્છ્ર કહે છે. (૫) બાર દિવસ સુધી પોતાની ઇંદ્રિયો અને આત્માને વશ રાખી ઉપવાસ કરવા; આને પરાકકૃચ્છ્ર કહે છે. આ કૃચ્છ્રવ્રત છે. ચાંદ્રાણવ્રત ચાર પ્રકારનું છે. (૧) પુનેમને દિવસે પંદર કોળીયા ખાય ને પછી રોજ એકેક કોળીઓ ઓછો ખાય એમ અમાસે એક કોળીયો ખાઈ શુક્લ પક્ષમાં ચંદ્રની કળા પ્રમાણે એકેક કોળીયો વધારે ખાય અને સવાર, બપોર તથા સાંજે સ્નાન કરે, તો આ આખા મહિનાના વ્રતને પિપીલિકામધ્ય ચાંદ્રાયણ કહે છે. (૨) એ જ પ્રમાણે શુક્લપક્ષને પડવેથી વ્રતનો આરંભ કરી એક માસે પૂરું કરે તો તે યવમધ્ય ચાંદ્રાયણ કહેવાય છે. (૩) રોજ એક માસ સુધી અરણ્યના અનાજના આઠ કોળીયા ખાય તો તે યતિ ચાંદ્રાયણ કહેવાય છે. (૪) રોજ એક માસ સુધી સાંજ સવાર ચાર ચાર કોળીયા ખાય તો તે શિશુ ચાંદ્રાયણ કહેવાય છે. મનુ. અ. ૧૧ મો. શ્લોક. ૨૧૧—૨૧૯ જુઓ.

**શબ્દાર્થ:—[ જ્યારે ] પુરૂષ, ' હું મોક્ષ પામીશ ' [ એમ ઇચ્છે છે ] ત્યારે [ તે ] ગુરૂ અને શાસ્ત્રવડે તે ( બ્રહ્મ ચૈતન્ય )ને જાણે છે, પણ કાંઇ (કર્મ આદિક) કરવાને ઇચ્છતો નથી. આ સ્થળમાં ચિદાત્મપણું યુક્ત [ છે ]. ૪૮.**

**વિવેચન:**—વિજ્ઞાનમયની પ્રધાનતા બતાવ્યા પછી **ચિદાત્માની** પ્રધાનતા બતાવે છે: પુરૂષને જ્યારે **'હું મોક્ષ પામુ'** એવી બુદ્ધિ થાય છે ત્યારે તે આચાર્યનાં કહેલાં મહાવાક્યોના અર્થના વિચારથી ઉત્પન્ન થતા 'હું કર્ત્તા ભોક્તા નથી, પણ સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ જ છું' એવા અપરોક્ષ જ્ઞાનવડે ચિદાત્માને પામે છે. આવા વ્યવહારમાં **ચિદાત્માનું** પ્રધાનપણું છે પણ કર્તારૂપ વિજ્ઞાનમયનું પ્રધાનપણું નથી. ૪૮

**विप्रक्षत्राऽऽदयो यद्वद् बृहस्पतिसवाऽऽदिषु ।**
**व्यवस्थितास्तथा गौणमिथ्यामुख्या यथोचितम् ॥ ४९॥ १३२५**

**શબ્દાર્થ:—જેમ બૃહસ્પતિસવ આદિમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, આદિ વ્યવસ્થા પામેલા [ છે ]; તેમ ગૌણ, મિથ્યા ને મુખ્યાત્મા જેમ ઉચિત હોય તેમ વ્યવસ્થાવાળા [ છે ]. ૪૯.**

**વિવેચન:**—ઉદાહરેલા ત્રણ પ્રકારના આત્માની વ્યવહારના ભેદમાં વ્યવસ્થાવડે પ્રધાનતા છે તેને માટે દૃષ્ટાંત આપે છે. ब्रह्मणो बृहस्पतिसवेन यजेत 'બ્રાહ્મણ બૃહસ્પતિ નામના સવ ( યાગ ) વડે યજન કરે' આમાં કેવળ બ્રાહ્મણને જ તે યાગ કરવાનો અધિકાર આપ્યો છે. ક્ષત્રિય કે વૈશ્યને આપ્યો નથી. તેમ જ राजा राजसूयेन यजेत 'ક્ષત્રિય રાજસૂય યજ્ઞવડે યજન કરે' તેમાં કેવળ ક્ષત્રિયને અધિકાર છે, અને वैश्यो वैश्यस्तोमेन यजेत 'વૈશ્ય વૈશ્યસ્તોમ નામે યાગવડે યજન કરે' એમાં કેવળ વૈશ્યને જ અધિકાર છે પણ બીજાઓને નથી. એ પ્રમાણે **ગૌણ, મિથ્યા** અને **મુખ્ય** ભેદવાળા આત્માનું પણ પોતપોતાને ઉચિત વ્યવહારોમાં પ્રધાનપણું છે. ૪૯.

**तत्र तत्रोचिते प्रीतिरात्मन्येवातिशायिनी ।**
**अनात्मनि तु तच्छेषे प्रीतिरन्यत्र नोभयम् ॥५०॥ १३२६**

**શબ્દાર્થ:—ત્યાં ત્યાં ( તે તે વ્યવહારમાં ) ઉચિત આત્મામાં જ અતિશય પ્રીતિ [ છે અને ] તે ( આત્મા )ના શેષ ( ઉપકારક ) અનાત્મા વિષે પ્રીતિ માત્ર [ છે પણ ] એ સિવાય બીજે, બંને ( અતિશય કે અલ્પ પ્રીતિ ) નથી. ૫૦.**

**વિવેચન:**—જે જે વ્યવહારમાં જે જે આત્મા યોગ્ય હોય તે તે વ્યવહારમાં તે તે આત્મામાં, **ઉચિત** એટલે જે તેના ઉપયોગીપણાવડે પ્રધાન હોય તે અતિશયવાળી પ્રીતિ હોય છે; અને તે આત્માના શેષમાં તેને—આત્માને ઉપકારક એવી અનાત્મ વસ્તુઓમાં માત્ર પ્રીતિ જ હોય છે—નિરતીશય પ્રીતિ હોતી નથી; પણ એ સિવાય બીજે ઠેકાણે માત્ર પ્રીતિ કે અતિશય પ્રીતિ એ બેમાંની એક પણ પ્રીતિ નથી હોતી. ૫૦.

## ૨. આત્માની પ્રિયતમતાની સિદ્ધિ અને પરમાનંદતાની

## સર્વ વૃત્તિઓમાં અપ્રતીતિપૂર્વક યોગ અને વિવેકની સમતા. ૧૩૨૭—૧૩૬૬.

### ૧ પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય વસ્તુનો વિવેક; અને જ્ઞાનીના એક જ વચનથી શિષ્ય અને પ્રતિવાદિના તરફ વર અને શાપપણાવડે આત્માની પ્રિયતમતા. ૧૩૨૭–૧૩૪૮

उपेक्ष्यं द्वेष्यमित्यन्यद् द्वेधा मार्गतृणादिकम् ।
उपेक्ष्यं व्याघ्रसर्पाऽऽदि द्वेष्यमेवं चतुर्विधम् ॥ ५१ ॥ १३२७
आत्मा शेष उपेक्ष्यं च द्वेष्यं चेति चतुर्ष्वपि ।
न व्यक्तिनियमः किन्तु तत्तत्कार्यात्तथा तथा ॥ ५२ ॥ १३२८
स्याद् व्याघ्रः संमुखो द्वेष्यो ह्युपेक्ष्यस्तु पराङ्मुखः ।
लालनादनुकूलश्चेद्विनोदायेति शेषताम् ॥ ५३ ॥ १३२९

**શબ્દાર્થ:—**ઉપેક્ષ્ય અને દ્વેષ્ય એ રીતે અન્ય (વસ્તુ) બે પ્રકારની [છે. તેમાં] માર્ગમાંનાં તૃણાદિક ઉપેક્ષ્ય [છે અને] વ્યાઘ્રસર્પાદિક દ્વેષ્ય છે. એમ ચાર પ્રકારની [વસ્તુઓ છે]. (૫૧). આત્મા, (તેનો) શેષ, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય; એ પ્રકારે (ચાર પ્રકારની વસ્તુ છે.) એ ચારેમાં પણ વ્યક્તિનો નિયમ નથી, પણ તે તે કાર્યથી તેમ તેમ [થાય છે]. (૫૨). વ્યાઘ્ર સામો (આવતો હોય તો) દ્વેષ્ય [છે], ઉલટો (જતો હોય તો) ઉપેક્ષ્ય [છે] પણ રમાડવાથી જો અનુકૂલ [થાય] તો વિનોદને માટે છે, એમ [દ્વેષ્ય વ્યાઘ્ર પણ] પ્રિયતાને પામે છે. ૫૩.

**વિવેચન:—**પાછળ આત્મા અને આત્માના શેષ સિવાયની બીજી વસ્તુઓમાં કોઈ પણ તરેહની પ્રીતિ નથી એમ બતાવ્યું છે. હવે એ બીજી વસ્તુ, તેના અવાંતર ભેદવડે બતાવે છે. રસ્તામાં પડેલ તૃણ, માટીનાં ઢેફાં વગેરે વસ્તુઓ આપણને (આત્માને) ઉપકારી નહિં હોવાથી તે **ઉપેક્ષ્ય** છે. અર્થાત્ ઉપેક્ષા કરવા યોગ્ય છે; પણ આપણને ઉપદ્રવ કરનાર-વાઘ, સર્પ, આદિ વસ્તુઓ **દ્વેષ્ય** છે એટલે દ્વેષ કરવા યોગ્ય છે. આથી કરીને વસ્તુઓના **અતિપ્રિય**, અતિપ્રિયનાં **સાધન**, **ઉપેક્ષ્ય** અને **દ્વેષ્ય** એમ ચાર ભેદ છે. આ ચાર પ્રકારની વસ્તુઓમાં ફલાણી **પ્રિયતમ** કે ફલાણી **દ્વેષ્ય** છે એમ તે વસ્તુના સ્વરૂપવડે માત્ર કહી શકાતું નથી. તેમાં પ્રિયતાનો નિયમ જ નથી. માત્ર તે તે વસ્તુઓના ઉપકારાદિ રૂપકાર્યના ભેદથી તેના પ્રિયાદિરૂપ ભેદ કહી શકાય છે. સર્વ ઠેકાણે આની સિદ્ધિ કરી બતાવવામાં ક્લેશ થાય છે, માટે દ્વેષ્ય વ્યાઘ્રાદિમાં દ્વેષ્યબુદ્ધિના નિયમનો અભાવ છે તે ગ્રંથકર્તાએ ૫૩ મા શ્લોકથી બતાવ્યું છે. ૫૧–૫૩.

व्यक्तीनां नियमो नास्ति लक्षणात्तु व्यवस्थितिः ।
आनुकूल्यं प्रातिकूल्यं द्वयाभावश्च लक्षणम् ॥ ५४ ॥ १३३०

**શબ્દાર્થ:—વ્યક્તિઓનો નિયમ માં હો પણ લક્ષણથી [તેમની] વ્યવસ્થા [છે એટલે] અનુકૂલપણું પ્રતિકૂળપણું અને એ બંનેનો અભાવ (ઉપેક્ષ્યપણું) [એ] લક્ષણ [છે]. ૫૪.**

**વિવેચન:—**જો કોઈ પણ વસ્તુનો પ્રિયતા આદિ ત્રણ ધર્મનો અંગીકાર નિયમિત નથી તો વ્યવહારની વ્યવસ્થા કેમ સંભવે? આવી શંકા કરી કહે છે કે અતિ પ્રિયતા અથવા પ્રિયતમતાનો **મુખ્યાત્મા**માં જ સમાવેશ કરાય છે. પરંતુ **પ્રિયતા, ઉપેક્ષ્ય** અને **દ્વેષ્ય** એ, વસ્તુમાં જો કે સ્થાયિ નથી તોપણ લક્ષણાથી તેની વ્યવસ્થા છે; એટલે સુખની સાધનતા–પ્રિય લક્ષણવાળો જે ધર્મ છે તેરૂપ અનુકૂલપણું, એ આત્માની સર્વે ઉપકારક વસ્તુઓમાં આવે છે; દુઃખની સાધનતા–દ્વેષ્યના લક્ષણવળો જે ધર્મ છે તેરૂપ પ્રતિકૂલપણું, તે દ્વેષ્ય વસ્તુમાં આવે છે. આ બંને ધર્મનો અભાવ, એટલે નહિ અનુકૂલપણું અને નહિ પ્રતિકૂલપણું તે ઉપેક્ષ્ય વસ્તુનું લક્ષણ છે. ૫૪.

**आत्मा प्रेयान् प्रियः शेषो द्वेष्योपेक्ष्ये तदन्ययोः ।**

**इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत् ॥५५॥ १३३१**

**શબ્દાર્થ:—આત્મા પ્રિયતમ [ છે ], શેષ પ્રિય [ છે, અને ] તેનાથી અન્ય ( બંને વસ્તુઓ ) માં દ્વેષ્ય અને ઉપેક્ષ્ય [છે]. એ પ્રકારે લોક, વ્યવસ્થા પામેલો [ છે ] અને તે યાજ્ઞવલ્કયનો [પણ] મત [છે]. ૫૫.**

**વિવેચન:—**પાછળ ૧૩૨૭ થી અત્યાર સુધીમાં સિદ્ધ કરેલ અર્થને મુમુક્ષુઓની સુગમતા માટે સંક્ષેપ કરી બતાવે છે. પ્રત્યગ્રૂપ જે આત્મા તે અતિશયપણાવડે પ્રિયતમ છે, આત્માના સમ્બન્ધભૂત પોતાના ઉપકારી એવા પદાર્થ પ્રિય છે, આ બંનેથી અન્ય એટલે આત્મા અને આત્માના ઉપકારક પદાર્થથી બીજા વ્યાઘ્ર અને માર્ગમાં પડેલા તૃણાદિ પદાર્થ, અનુક્રમે દ્વેષ્ય અને ઉપેક્ષ્ય છે. આમ ચાર પ્રકારે સર્વ લોક વ્યવસ્થા પામેલો છે. આ ચારથી બીજો કોઇ પણ પ્રકાર નથી એવો અભિપ્રાય છે. આ અર્થ શ્રુતિમાં પણ પ્રતિપાદન કરાયો છે એમ બતાવવા માટે તે **યાજ્ઞવલ્કયનો** મત છે એમ મૂળમાં જણાવ્યું છે. ૫૫.

**अन्यत्रापि श्रुतिः प्राह पुत्राद्वित्तात्तथाऽन्यतः ।**

**सर्वस्मादांतरं तत्त्वं तदेतत्प्रेय ईक्षताम् ॥ ५६ ॥ १३३२**

**શબ્દાર્થ:—'(જે) પુત્રથી, વિત્તથી તેમ બીજા સર્વ (પદાર્થ) થી આંતરતત્ત્વ [છે] તે આને અતિ પ્રિય [ જેવું ] જોવું' [ એમ ] બીજે ઠેકાણે પણ ભગવતી શ્રુતિ કહેતી હવી. ૫૬.**

**વિવેચન:—*** तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात्सर्वस्मादंतरतरं यदयमात्मा 'તે આ પુત્રથી પ્રિય છે, વિત્તથી પ્રિય છે, અને અન્ય ઇંદ્રિયોથી પ્રિય છે. વળી જે આ સર્વ પુત્રાદિકથી અતિ આંતર છે. તે આત્મા' એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના પુરૂષવિધબ્રાહ્મણના

* અધ્યાય ૧ લો, બ્રાહ્મણ ૪ થાની ૮ મી કંડિકા.

વાક્યને પણ પ્રમાણ દાખલ લઈ બતાવે છે. આથી એમ બતાવ્યું કે પુત્રાદિક સર્વથી આત્મા આંતર હોવાથી તેની પ્રિયતમતા છે. ૫૬.

**श्रौत्या विचारदृष्ट्याऽयं साक्ष्येवाऽऽत्मा न चेतरः।**
**कोशान् पंच विविच्यांतर्वस्तुदृष्टिर्विचारणा ॥ ५७ ॥ १३३३**

**શબ્દાર્થઃ—શ્રુતિ સંબંધી વિચારદૃષ્ટિવડે આ સાક્ષી જ આત્મા [ છે ], પણ બીજો નથી. પંચકોશનું વિવેચન કરીને અંતર્ગત વસ્તુની [ જે ] દૃષ્ટિ [ તે ] વિચાર [ છે ]. ૫૭.**

**વિવેચનઃ**—ચારે તરફથી શ્રુતિના અર્થને જોવારૂપ વિચારદૃષ્ટિવડે સાક્ષીને મુખ્ય આત્મતા ઘટે છે પણ અન્ય પુત્રાદિકોને ઘટતી નથી. અત્ર વિચારદૃષ્ટિ તે શું એ ગ્રંથકર્તા પોતે જ બતાવે છે. અન્નમયાદિક પંચકોશનું તૈત્તિરીય શ્રુતિને અનુસરીને પાછળ પંચકોશવિવેક નામના પ્રકરણમાં વિવેચન કરેલું છે. તેમાં જણાવ્યા પ્રમાણે તે કોશોને આત્માથી ભિન્ન કરીને તે અંદર રહેલા આત્માને જોવો—અનુભવવો તેનું નામ **વિચાર.** ૫૭.

એ આંતરસ્થિત વસ્તુનું દર્શન કરવાનોપ્રકાર નીચેના શ્લોકથી બતાવે છે.—

**जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।**
**यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः ॥५८॥ १३३४**

**શબ્દાર્થઃ—જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિના ઉત્પત્તિ નાશનું દેખાવું જેથી થાય છે એ સ્વપ્રકાશ ચિદ્રૂપ આત્મા [ છે ]. ૫૮.**

**વિવેચનઃ**—જાગ્રત્‌માં સ્વપ્ન અને સુષુપ્તિનો અભાવ છે તેમ સ્વપ્નમાં અને સુષુપ્તિમાં જાગ્રત્‌નો અભાવ છે; આ અભાવને, અને જાગ્રત્ મટી સ્વપ્ન થાય છે ત્યારે સ્વપ્નની ઉત્પત્તિને, તથા સ્વપ્ન મટી સુષુપ્તિ થાય છે ત્યારે સુષુપ્તિની ઉત્પત્તિને, અને તે પછી પ્રાપ્ત થતી જાગ્રત્‌ની ઉત્પત્તિને, જે જાણે છે; તે સ્વયંપ્રકાશ ચિદ્રૂપ આત્મા છે. ૫૮.

**शेषाः प्राणादिवित्तांता आसन्नास्तारतम्यतः ।**
**प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥ ५९ ॥ १३३५**

**શબ્દાર્થઃ—ભોગની સામગ્રીરૂપ ( આગળ આવતા શ્લોકમાં કહેલા ) પ્રાણથી આરંભી વિત્ત પર્યંતના ( પદાર્થો ), જેમ [ પોતાના ] ન્યૂનાધિકપણાથી [ આત્માને ] સમીપ રહેલા [ છે ] તેમ તે સર્વમાં પ્રીતિ [ પણ ] ન્યૂનાધિકપણાથી દેખાય છે. ( કહેવાનો ભાવ એવો છે કે જે પદાર્થ આત્માના ભોગની સામગ્રીરૂપે વધારે ઉપયોગી છે, તેમાં વધારે પ્રીતિ છે અને ઓછા ઉપયોગી છે તેમાં તેના ઉપયોગીપણાનાં પ્રમાણમાં પ્રીતિ પણ ઓછી છે. ) ૫૯.**

**वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिंडः पिंडात्तथेंद्रियम् ।**
**इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा प्रियः परः ॥६०॥ १३३६**

**શબ્દાર્થ:—ધનથી પુત્ર પ્રિય [છે], પુત્રથી શરીર, તથા શરીરથી ઇંદ્રિય ને ઇંદ્રિયથી પ્રાણ પ્રિય [છે. વળી] પ્રાણથી આત્મા પરમ પ્રિય [છે]. ૬૦.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં પ્રીતિની તારતમ્યતા બતાવી છે તે અનુભવવડે સ્પષ્ટ કરી બતાવે છે. પુત્રાદિકની વિપત્તિ મટાડવાને માટે સૌ કોઈ ધનનો ખર્ચ કરે છે, માટે ધનમાંના પ્રેમ કરતાં પુત્રાદિકમાં વધારે પ્રેમ છે એમ સમજાય છે. વળી પોતાના શરીર સુખ માટે પુત્રાદિકનું દાન પણ કરવામાં આવે છે, આથી પુત્ર કરતાં અન્નમય કોશરૂપ શરીર ઉપર વધારે પ્રેમ છે એમ સમજાય છે. કોઇ ઈંદ્રિય નાશ પામી જવાની તૈયારીમાં હોય તો તે ભયનું નિવારણ કરવા માટે શરીરને તાડન આદિ દેહને પીડા કરવાનું માણસ કબૂલી લે છે, તેમ જ મરણપ્રાપ્તિનો ભય થવાથી, અર્થાત્ પ્રાણ જવાની તૈયારી આવતાં જો કોઇ ઈંદ્રિયનો નાશ કરવાથી પ્રાણ બચતા હોય, તો તે વાત પણ સ્વીકારીએ છીએ. આથી પુત્ર, શરીર, ઈંદ્રિય, અને પ્રાણ એમાં પૂર્વોત્તર એકના કરતાં બીજામાં વધારે પ્રેમ છે એમ સમજાય છે, પણ આ પ્રાણ કરતાં પણ આત્મામાં તો નિરતિશય પ્રેમની વિષયતા છે એમ વિદ્વાનોના અનુભવવડે સિદ્ધ થાય છે. અર્થાત્ આત્મા પરપ્રેમાસ્પદ છે. ૬૦.

**एवं स्थिते विवादोऽत्र प्रतिबुद्धविमूढयोः ।**
**श्रुत्योदाहारि तत्रात्मा प्रेयानित्येव निर्णयः ॥६१॥ १२३७**

**શબ્દાર્થ:—એ પ્રકારે (આત્માની પ્રિયતા) સ્થિત સતે અહિંઆં (આ પ્રિયતામાં) જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ ભગવતી શ્રુતિએ ઉદાહરણ કરી બતાવ્યો છે. ત્યાં (તે વિવાદમાં) આત્મા પ્રિયતમ [છે] એમજ નિર્ણય [છે]. ૬૧.**

**साक्ष्येव दृश्यादन्यस्मात् प्रेयानित्याह तत्त्ववित् ।**
**प्रेयान्पुत्रादिरेवेदं भोक्तुं साक्षीति मूढधीः ॥ ६२ ॥ १२३८**

**શબ્દાર્થ:—અન્ય દૃશ્ય (પદાર્થ)થી સાક્ષી જ પ્રિયતમ [છે] એમ તત્ત્વવેત્તા કહેતા હવા. [વળી] પ્રિયતમ પુત્રાદિક જ છે; [તથા] આ પુત્રાદિકને ભોગવવાને સાક્ષી [પ્રિય છે], એમ અજ્ઞાની [કહેતા હવા]. ૬૨.**

**आत्मनोऽन्यं प्रियं ब्रूते शिष्यश्च प्रतिवाद्यपि ।**
**तस्योत्तरं वचो बोधशापौ कुर्यात्तयोः क्रमात् ॥६३॥ १२३९**

**શબ્દાર્થ:—આત્માથી અન્ય (વસ્તુ) તે પ્રિય [છે એમ] શિષ્ય અને પ્રતિવાદી પણ કહે છે. તે (બન્ને) ના તે (વચન)ના ઉત્તરરૂપ વચનને અનુક્રમે બોધ અને શાપરૂપ કહે છે. ૬૩.**

**प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित् ॥**
**स्वोक्तप्रियस्य दुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः॥६४ ॥ १२४०**

**શબ્દાર્થ:—'પ્રિય તને રોવરાવશે' એ પ્રકારનો તત્ત્વવેત્તા ઉત્તર કહે છે—આપે છે. [અત્ર] પોતે કહેલા પ્રિયનું દુષ્ટપણું શિષ્ય વિવેકથી જાણે છે. ૬૪.**

**વિવેચન:**—પાછળ ૧૩૩૨ મા શ્લોકની ટીકામાં બતાવેલી શ્રુતિના પાછલા વાક્યરૂપ આ स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात्प्रियं रोत्स्यतीति "તે જે જ્ઞાની, આત્માથી અન્ય વસ્તુને પ્રિય કહેનાર ( શિષ્ય અને પ્રતિવાદી ) ને કહેતા હવા કે 'પ્રિય તને રોવરાવશે." શિષ્ય અને પ્રતિવાદી, જે પુત્રાદિકને વચનવડે પ્રિય કહે છે તેને ઉત્તર આપે છે. તેમાં શિષ્ય, પોતે જેને વચનવડે પ્રિય કહે છે તે પુત્રાદિકમાં દુઃખ છે એમ જાણે છે. ગ્રંથકર્ત્તા આ નીચેના ચાર શ્લોકવડે તે બતાવે છે. ૬૪.

**अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।**
**लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥ ६५ ॥ १३४१**
**जातस्य ग्रहरोगाऽऽदिः कुमारस्य च मूर्खता ।**
**उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पंडिते ॥ ६६ ॥ १३४२**
**पुनश्च परदारादि दारिद्र्यं च कुटुंबिनः ॥**
**पित्रोर्दुःखस्य नास्त्यंतो धनी चेन्म्रियते तदा ॥६७॥ १३४३**
**एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजात्मनि ।**
**निश्चित्य परमां प्रीतिं वीक्षते तमहर्निशम् ॥ ६८ ॥ १३४४**

**શબ્દાર્થ:—નહિ પ્રાપ્ત થએલો પુત્ર (જ્યાં સુધી તે પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી ) માબાપને લાંબો કાળ કલેશ પમાડે છે અને પ્રાપ્ત થએલો પણ ગર્ભપાતવડે અને પ્રસવવડે દુઃખ કરે છે. ( ૬૫ ). ઉત્પન્ન થએલા ( પુત્ર ) ને અનિષ્ટ સૂર્યાદિ ગ્રહ અને રોગ[ની પીડા વળગવારૂપ દુઃખ છે] પાંચ વર્ષની અવધિવાળા કુમાર–પુત્ર–ને મૂર્ખતા [ થવાના ભયરૂપ દુઃખ છે. ] જનોઈ દીધેલા પુત્રમાં પણ વિદ્યાહીનપણું [ એના ભયરૂપ દુઃખ છે. ] અને પંડિત પુત્રમાં વિવાહ ન થયો હોય [ તેરૂપ દુઃખ છે. ] ( ૬૬ ). અને પછી ( પરણાવ્યા પછી ) પરસ્ત્રી આદિમાં [ લંપટ થાય એ આદિ દુઃખ છે. ] અને કુટુંબવાળા ( પુત્રની ) દરિદ્રતા [ દુઃખ છે. ] જો તે પૈસાદાર [ થયો હોય ] તો મરી જાય છે [ એ મહા દુઃખ છે. ] એમ માતાપિતાના ( પુત્રજન્ય ) દુઃખનો છેડો નથી. (૬૭). એ પ્રમાણે વિવેચન કરીને પુત્રાદિમાંની પ્રીતિને તજીને પોતાના આત્મામાં પરમ પ્રીતિનો નિશ્ચય કરીને [ શિષ્ય ], તે ( નિજાત્મા ) ને અહોરાત્ર જુએ છે. ૬૮.**

**વિવેચન:**—એ પ્રમાણે ૧૩૪૦ મા શ્લોકમાં બતાવેલ પુત્રગત દોષ છે તે સ્ત્રી આદિ સર્વ વિષયોમાં છે, એમ વિવેચન કરીને એટલે ઉક્ત પ્રકારે પુત્રાદિ વિષયોમાં તેને ભિન્ન કરી જોઈ–તેને જાણી તેમાંની પ્રીતિનો ત્યાગ કરી, સાક્ષી એવા પ્રત્યગ્રૂપ નિજાત્મામાં નિરતિશય પ્રીતિનો નિશ્ચય કરીને પછી તે પ્રત્યગાત્માને યોગ્ય શિષ્ય, સર્વદા જુએ છે–અનુસંધાન કરે છે. ૬૫–૬૮.

**आग्रहाद्ब्रह्मविद्वेषादपि पक्षमगुंचतः ॥**

**वादिनो नरकः प्रोक्तो दोषश्च बहुयोनिषु ॥ ६९ ॥ १३४५**

**શબ્દાર્થ:—આગ્રહથી [અને] બ્રહ્મજ્ઞાનીઓ ઉપરના દ્વેષથી પણ પોતાના પક્ષને નહિ છોડતા વાદીઓને નરક કહેલું [છે]. બહુ યોનિઓમાં દોષ [છે]. ૬૯.**

**વિવેચન:—**'પ્રિય તને રોવરાવશે' એમ પાછળ શિષ્યને અને વાદીને ઉત્તર આપવારૂપે કહેલું છે. શિષ્યના સંબંધમાં તે વરરૂપે કેમ થાય છે તે ઉપરના શ્લોકોમાં બતાવ્યું. હવે વાદીના સંબંધમાં તે શાપરૂપે કેમ થાય છે તે બતાવે છે. 'જે પુત્રાદિને મેં પ્રિય કહેલ છે તે પુત્રાદિકના પ્રેમને હું કોઈ પણ કાળે તજવાનો નથી' આવા દુરાગ્રહથી, અને 'જ્ઞાનીએ કહેલ પુત્રાદિમાં અભિનિવેશ દુઃખરૂપ છે એ ઉક્તિથી હું વિપરીત ઘટાવીશ' એ પ્રકારના બ્રહ્મજ્ઞાની ઉપરના દ્વેષથી જે વાદી 'પુત્રાદિક પ્રિય છે' એ ઉક્તિરૂપ પોતાના પક્ષને છોડતો નથી, તેને નરકની પ્રાપ્તિ છે. વળી તે બહુ યોનિઓ–તિર્યક્ આદિ અનેક જન્મોમાં પુત્રાભાર્યાદિ ઇષ્ટ વસ્તુઓના વિયોગરૂપ અને અનિષ્ટની પ્રાપ્તિરૂપ દુઃખ–દોષ–ને પામે છે. આમ 'પ્રિય તને રોવરાવશે' એમ કહેનારા જ્ઞાનિઓએ કહેલું છે. ૬૯.

**ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ॥**

**यद्यत्तत्तथैवस्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥ ७० ॥ १३४६**

**શબ્દાર્થ:—બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપપણાથી ઇશ્વર [છે]. તેણે કરીને જે જે વર્ણવેલું [છે] તે તે તેના શિષ્ય અને પ્રતિવાદીને તેમ જ હોય છે ૭૦.**

**વિવેચન:—**જ્ઞાનીએ કહેલું શિષ્ય અને પ્રતિવાદીના તરફ ઉત્તરરૂપ એક જ વાક્ય એકમાં ઉપદેશરૂપે અને બીજામાં શાપરૂપે એમ બે વિરૂદ્ધ ફળ પેદા કરનાર કેમ હોઈ શકે ? એ શંકાનું સમાધાન કરવાને તત્પર એવા આચાર્ય કહેવાને ઇચ્છે છે કે, જ્ઞાની ઇશ્વર છે માટે તેના એક જ વાકયમાં ઉપદેશપણું અને શાપ હોવાનો સંભવ છે. પોતાની આ ઇચ્છાને બતાવવા સારૂ પાછળ ૧૩૪૦ મા શ્લોકની ટીકામાં બતાવેલ શ્રુતિવાકયને સમનંતર ईश्वरो ह तथैव स्यात् 'હું જ્ઞાની ઇશ્વર છું (માટે જે કહું) તે તેમ જ થાય.' આ શ્રુતિવાકયને આ શ્લોકમાં અર્થથી ભણી બતાવે છે. 'પ્રિય તને રોવરાવશે' એમ જે પાછળ કહ્યું છે તે શિષ્યના સંબંધમાં ઉપદેશક થાય છે, અને વાદીના સંબંધમાં શાપરૂપ થાય છે તે પાછળ બતાવેલું જ છે. ૭૦.

**यस्तु साक्षिणमात्मानं सेवते प्रियमुत्तमम् ॥**

**तस्य प्रेयानसावात्मा न नश्यति कदाचन ॥ ७१ ॥ १३४७**

**શબ્દાર્થ:—વળી જે ( પુરૂષ ) સાક્ષીરૂપ આત્માને ઉત્તમ પ્રિય ( જાણીને ) સેવે છે તે ( પુરૂષ ) નો પરમ પ્રિયરૂપ આ આત્મા કયારેય નાશ પામતો નથી. ૭૧.**

**વિવેચન:—**પૂર્વશ્લોકમાં વ્યતિરેકમુખવડે કહેલા અર્થને અન્વયમુખવડે પ્રતિપાદન કરનાર એ જ શ્લોકની ટીકામાં બતાવેલ શ્રુતિવાક્યની પછીનું आत्मानमेव प्रियमुपासीत स य

आत्मानमेव प्रियमुपास्ते नेहास्य प्रियं प्रमायुकं भवति. 'આત્માને જ પ્રિય જાણીને ઉપાસવો. જે પુરૂષ આત્માને જ પ્રિય જાણીને ઉપાસે છે એનો પ્રિયરૂપ આત્મા ક્યારેય પણ વિયોગ પામતો નથી' આ વાક્યને આ શ્લોકમાં અર્થથી કહી બતાવે છે. આ શ્લોકમાં તુ શબ્દ વાપર્યો છે તે ૧૩૪૫ મા શ્લોકમાં કહેલા અર્થથી આ અર્થની વિલક્ષણતા બતાવવાને માટે વાપર્યો છે, તેથી અનાત્મા પુત્રાદિમાં પ્રિયતા જણાવનાર વાદીનાથી બીજો એટલે શિષ્ય, આત્માને જ નિરતિશય પ્રેમનો વિષય જાણીને સેવે છે એટલે નિરંતર સ્મરણ કરે છે. તે શિષ્યનો પ્રિયતમપણાવડે માનેલો આ આત્મા વાદીએ માનેલા પુત્રાદિકરૂપ પ્રિય આત્માની પેઠે ક્યારેય પણ નાશ પામતો નથી; પણ નિરંતર આનંદરૂપ એવો ભાસતો રહે છે. કહેવાનો ભાવ એવો છે કે વાદીએ પુત્રાદિકને પ્રિયતમ માન્યા છે પણ તેઓની પ્રિયતમતા ભ્રાંતિસિદ્ધ છે. કેમકે કોઇ વાર પ્રતિકૂળતારૂપ નિમિત્તથી તે વ્યભિચાર પામે છે અથવા નાશ પામે છે. અર્થાત્ વાદીનો પ્રિયતમ આત્મા નાશવંત છે પણ શિષ્યે જાણેલો સાક્ષીરૂપ પ્રિયતમ આત્મા અવ્યભિચારી પ્રીતિનો વિષય હોવાથી તથા તેની પ્રિયતમતા વાસ્તવિક હોવાથી કોઈ વખત કોઈ પ્રકારના નિમિત્તવડે નાશ પામતો નથી; પણ સર્વદા ભાસમાન જ છે. ૭૧.

**परप्रेमास्पदत्वेन परमानंदरूपता ।**
**सुखवृद्धिः प्रीतिवृद्धौ सार्वभौमादिषु श्रुता ॥ ७२ ॥ १३४८**

**શબ્દાર્થ:—[આત્માને] પરમ પ્રેમનું વિષયપણું હોવાથી [તેને] પરમાનંદરૂપ અંગીકાર કરવો. [કેમકે] સાર્વભૌમ આદિમાં પ્રીતિની વૃદ્ધિ સતે સુખની વૃદ્ધિ સાંભળેલી [છે]. ૭૨.**

**વિવેચન:—**પાછળ ૧૨૮૨ થી આત્માના પરમ પ્રેમની વિષયતારૂપ હેતુને શ્રુતિ આદિવડે સિદ્ધ કરીને હવે ફલિતાર્થ બતાવે છે. અહિંઆં અનુમાન છે કે આત્માને નિરતિશય પ્રેમનું વિષયપણું હોવાથી તે **પરમાનંદ** રૂપ છે. જે પરમાનંદરૂપ નથી તે નિરતિશય પ્રેમનો વિષય નથી. જેમ ઘડો પરમાનંદરૂપ નથી માટે તે નિરતિશય પ્રેમનો વિષય પણ નથી. આ વ્યતિરેકી અનુમાન છે અત્ર પરમ પ્રેમની વિષયતારૂપ હેતુને, આત્માની પરમાનંદતાના સાધનમાં સામર્થ્ય જણાવવાને માટે પ્રીતિની વૃદ્ધિ હોવાથી સુખની પણ વૃદ્ધિ છે એમ यत: सार्वभौमादिहिरण्यगर्भांतेषु पदविशेषेषु यत्र यत्र प्रीतिर्वर्धते तत्र तत्र सुखाभिवृद्धिरस्ति 'જેથી ચક્રવર્તી રાજાથી માંડીને હિરણ્યગર્ભ પર્યંત જે પદનો ભેદ છે તેમાં જ્યાં જ્યાં પ્રીતિ વધારે ત્યાં ત્યાં સુખનો પણ વધારો છે' આ તૈત્તિરીય અને બૃહદારણ્ય શ્રુતિમાં કહ્યું છે, તે અર્થથી કહી બતાવે છે. આથી કરીને નિરતિશય પ્રીતિમાં નિરતિશય આનંદ જાણવો શક્ય છે. ૭૨.

**૨. ચેતનપણાની પેઠે સર્વ બુદ્ધિવૃત્તિમાં આત્માની પરમાનંદતાની અપ્રતીતિ છે. ૧૩૪૯—૧૩૫૫.**

**चैतन्यवत्सुखं चास्य स्वभावश्चेच्चिदात्मनः ।**
**धीवृत्तिष्वनुवर्तेत सर्वास्वपि चितिर्यथा ॥ ७३ ॥ १३४९**

मैवमुष्णप्रकाशात्मा दीपस्तस्य प्रभा गृहे ।
व्याप्नोति नोष्णता तद्वच्चितेरेवानुवर्त्तनम् ॥ ७४ ॥ १३५०

**શબ્દાર્થ:—જો ચૈતન્યની પેઠે સુખ પણ આ ( ચિદાત્મા )નો સ્વભાવ હોય અને સર્વ બુદ્ધિવૃત્તિઓમાં જેમ ચેતન અનુવર્ત્તે છે. [ તેમ આનંદ પણ અનુવર્ત્તે એમ ] જો [ કહે ]તો, (૭૩.) એમ મા [ બોલ ]. ઉષ્ણ અને પ્રકાશ સ્વરૂપ [ જે ] દીવો [ છે ] તેનો પ્રકાશ ઘરમાં ફેલાય છે, [ પણ ] ઉષ્ણતા નથી ફેલાતી; [ તેમ ] ચેતનનું [ પણ ] અનુવર્ત્તન [ થાય છે ]. ૭૪.**

**વિવેચન:**—જો આત્માનું **પરમાનંદપણું** સિદ્ધ છે, તો તેમ હોવાથી ચૈતન્યની પેઠે તેના આનંદની પણ સર્વ બુદ્ધિવૃત્તિમાં અનુગતિ થાય. અર્થાત્ સર્વ બુદ્ધિવૃત્તિઓમાં જેમ ચૈતન્ય વ્યાપ્ત છે તેમ તે ચેતન્યની પછવાડે પછવાડે **આનંદ** પણ વ્યાપી રહેવો જોઇએ ? સિદ્ધાંતી કહે છે કે દીવો દ્વિસ્વભાવવાળો છે તોપણ તેનો એક જ ગુણ ઘરમાં ફેલાય છે તેમ ચૈતન્યનો પણ એક જ **ચેતનરૂપ** સ્વભાવ બુદ્ધિવૃત્તિમાં જાય છે. **આનંદ** જતો નથી. ૭૩—૭૪.

गंधरूपरसस्पर्शेष्वपि सत्सु यथा पृथक् ।
एकाक्षेणैक एवार्थो गृह्यते नेतरस्तथा ॥ ७५ ॥ १३५१

**શબ્દાર્થ:—[ એક જ વસ્તુમાં ] ગંધ, રૂપ, રસ, સ્પર્શ ઇત્યાદિ ગુણો હોતાં છતાં પણ જેમ એક ઇંદ્રિયવડે ભિન્ન ભિન્ન એક જ ગુણ ગ્રહણ કરાય છે [ પણ ] બીજો નહિ તેમ. ૭૫.**

**વિવેચન:**—દીવાનો પ્રકાશ ઘરમાં ફેલાય છે પણ ઉષ્ણતા ફેલાતી નથી તે પ્રમાણે ચેતન બુદ્ધિવૃત્તિમાં અનુસ્યૂત છે પણ આનંદ નથી, એમ પાછલા શ્લોકમાં દ્રષ્ટાંતથી સિદ્ધ કર્યું; પરન્તુ દીવાનાં પ્રકાશ અને ઉષ્ણતા ભિન્ન છે તેમ **ચિત્**-ચેતન અને **આનંદ** એ કાંઈ ભિન્ન નથી. તેઓનો તો અભેદ છે. તેથી કરીને જે બુદ્ધિવૃત્તિ ચેતનની અભિવ્યંજક છે, અર્થાત્ જે બુદ્ધિવૃત્તિવડે બ્રહ્મના ચિત્ સ્વરૂપનું જ્ઞાન અનુભવાય છે તે બુદ્ધિવૃત્તિની સાથે આનંદની પણ અભિવ્યકિત ( આવિર્ભાવ ) હોવી જોઇએ. આ શંકાના સમાધાન માટે આ શ્લોક કહે છે. એક જ પુષ્પમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ આ ચાર ગુણો વર્ત્તે છે. તથાપિ તેઓમાંનો એકેક ગુણ ભિન્ન ભિન્ન રીતે અને પૃથક્ ઈંદ્રિયોથી ગ્રહણ કરાય છે. તેમ **ચિત્** અને **આનંદ** એ બેમાંનો માત્ર **ચેતન** ગુણ જ બુદ્ધિવૃત્તિ ગ્રહણ કરી શકે છે. અર્થાત્ તેમાં તે જ ભાસમાન થાય છે. પણ **આનંદ** ભાસતો નથી એવો અર્થ છે. ૭૫.

चिदानंदौ नैव भिन्नौ गंधाद्यास्तु विलक्षणाः ।
इति चेत्तदभेदोऽपि साक्षिण्यन्यत्र वा वद ॥ ७६ ॥ १३५२
आद्ये गंधादयोऽप्येवमभिन्नाः पुष्पवर्तिनः ॥
अक्षभेदेन तद्भेदे वृत्तिभेदात्तयोर्भिदा ॥ ७७ ॥ १३५३

सत्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ॥
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥७८॥ १३५४
तिंतिणीफलमत्यम्लं लवणेन युतं यदा ।
तदाऽम्लस्य तिरस्कारादीषदम्लं यथा तथा ॥७९॥ १३५५

**શબ્દાર્થઃ**—ચિત્ અને આનંદ ભિન્ન જ નથી, [પણ] ગંધ આદિ ગુણો તો વિલક્ષણ છે એમ જો [કહે]તો તે અભેદ પણ સાક્ષીમાં [છે] અથવા બીજે ઠેકાણે [છે તે] કહે. (૭૬). પ્રથમ (પક્ષ) માં પુષ્પમાં રહેનારા ગંધાદિ ગુણો પણ એ પ્રકારે અભિન્ન છે. ઇંદ્રિયના ભેદવડે તેઓનો ભેદ સતે વૃત્તિના ભેદથી તે (ચિત્ અને આનંદ)નો ભેદ [છે]. (૭૭). સાત્વિક વૃત્તિમાં તે (સાત્વિક) વૃત્તિના નિર્મલપણાથી ચિત્ અને આનંદની એકતા [ભાસે છે પણ] રજો ગુણની વૃત્તિનું તો મલિનપણું હોવાથી અહિંઆં (રજો વૃત્તિમાં) સુખનો અંશ તિરોધાન પામે [છે]. (૭૮). [જેમ] અતિશય ખાટો આમલીનો કાતરો, જ્યારે મીઠા સાથે મળેલો [થાય છે], ત્યારે ખટાઇના તિરસ્કારથી જેમ [તે] થોડો ખાટો લાગે છે. તેમ (રજો વૃત્તિમાં સુખ પણ થોડું છે.) ૭૯.

**વિવેચનઃ**—વાદી શંકા કરે છે કે ગંધ આદિ ગુણો તો પરસ્પર વિલક્ષણ એટલે ભિન્ન સ્વભાવના અને ભિન્ન સ્વરૂપના છે, પણ **ચિત્** અને **આનંદ** તો એકરૂપ જ છે; માટે તમારૂં દૃષ્ટાંત યોગ્ય નથી. સિદ્ધાંતી અત્ર બે વિકલ્પ કરે છે. તે એ કે હે વાદી ! તું જે **ચિત્નો** અને **આનંદ**નો અભેદ છે એમ કહે છે તે શું સ્વભાવિક છે કે ઔપાધિક છે ? અર્થાત્ આત્મામાં અભેદ છે કે કોઇ બીજે ઠેકાણે છે તે કહે ? **ચિત્** અને **આનંદ**નો અભેદ જો સાક્ષીમાં હોય એટલે કે પ્રથમ પક્ષનો વાદીને સ્વીકાર હોય તો, પુષ્પમાં વર્તનાર રૂપ, રસ, આદિ ગુણો પુષ્પમાં અભેદ રૂપે જ છે; કેમકે રસાદિકને છોડીને માત્ર ગંધ જ લઈ જવાનો ગુણ વૃક્ષમાં પણ કલ્પી શકાય તેમ નથી. હવે બીજો પક્ષ જ સ્વીકારવો પડશે એટલે કે **ચિત્** અને **આનંદ**નો ભેદ ઔપાધિક છે. પુષ્પમાંના રસાદિક ગુણોને પ્રકાશ કરનાર જેમ ઈંદ્રિયો છે, અર્થાત્ ઈંદ્રિયભેદથી તેમનો ભેદ છે; તેમ અંતઃકરણની રાજસી અને સાત્વિક વૃત્તિઓના ભેદથી **ચિત્** અને **આનંદ**નો ભેદ છે. ભવતુ ! એમ હો, પણ **ચિત્** અને **આનંદ**ની એકતાની પ્રતીતિ ક્યાં થઈ શકે ? એ શંકા રહી તેને માટે ૭૮ અને ૭૯ મા શ્લોક કહેલા છે. ૭૭—૭૯.

### ૩. યોગ અને વિવેકની સમાનતા. ૧૩૫૬—૧૩૬૬.

ननु प्रियतमत्वेन परमानंदताऽऽत्मनि ॥
विवेक्तुं शक्यतामेवं विना योगेन किं भवेत् ॥८०॥ १३५६

**શબ્દાર્થઃ**—એ પ્રકારે પ્રિયતમતાવડે આત્મામાંની પરમાનંદતા વિવેચન કરવાને શકય થાઓ, [તથાપિ] યોગ વિના શું (ફળ) થાય ? ૮૦.

**વિવેચનઃ**—આ શ્લોકમાં વાદી ગૂઢાભિસંધિની શંકા કરે છે. પાછળ બતાવેલા પ્રકારવડે આત્માનું પરમાનંદરૂપપણું છે, તે પરમપ્રેમની વિષયતારૂપ હેતુવડે **ગૌણાત્મા અને મિથ્યાત્મારૂપ** પ્રિય, ઉપેક્ષ્ય, અને દ્વેષ્ય વસ્તુઓથી વિવેચન કરીને જાણવાથી શક્ય હો. તથાપિ આ વિવેક, મુક્તિનું સાધન નથી; કેમકે અપરોક્ષ જ્ઞાનદ્વારા મુક્તિનો હેતુ તો યોગ છે એમ પાછળ ૧૧ મા પ્રકરણમાં બતાવેલું છે. અત્ર વાદીનો એવો ગૂઢ અભિપ્રાય છે આને જ ગૂઢાભિસંધિ કહે છે. ૮૦.

**यद्योगेन तदेवेति वदामो ज्ञानसिद्धये ॥**

**योगः प्रोक्तो विवेकेन ज्ञानं किं नोपजायते ॥ ८१ ॥ १३५७**

**શબ્દાર્થઃ**—જે ( ફલ ) યોગવડે [ થાય છે ] તેજ ( ફલ ) [ વિવેકવડે થાય છે ] એમ અમે કહીએ છીએ. [ જો ] જ્ઞાનની સિદ્ધિને માટે યોગ કહેલો [ છે તો ] વિવેકવડે જ્ઞાન શું નથી ઉપજતું ? ૮૧.

**વિવેચનઃ**—અત્ર સિદ્ધાંતી પણ ગૂઢાભિસંધિવાળો ઉત્તર આપે છે. જેમ યોગને અપરોક્ષ જ્ઞાનનું હેતુપણું છે, તેમ વિવેકને પણ છે. એ અત્ર સિદ્ધાંતીનો ગૂઢ અભિપ્રાય છે. જેમ જ્ઞાનની સિદ્ધિને માટે યોગ કહ્યો છે તેમ વિવેકવડે જ્ઞાન શું નથી ઉપજતું ?' આ વાક્યથી પ્રશ્ન અને ઉત્તરમાંનો અભિસન્ધિ પ્રકટ કર્યો છે. પાછળ જેમ ૧૧ મા પ્રકરણમાં યોગને અપરોક્ષ જ્ઞાનનું સાધન કહ્યું છે તેમ આ પ્રકરણમાં ગૌણ આદિ ત્રણ પ્રકારના આત્માના વિવેચનદ્વારા પંચકોશના વિવેકવડે જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેમ સિદ્ધ કર્યું છે. ૮૧.

*** 'यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते'।**

**इति स्मृतं फलैकत्वं योगिनां च विवेकिनाम्॥८२ ॥ १३५८**

**શબ્દાર્થઃ**—'સાંખ્યવડે જે સ્થાન પમાય છે તે ( સ્થાન ) યોગવડે પણ પમાય છે.' એ પ્રકારે યોગીઓના અને વિવેકીઓના ફળની એકતા સાંભળી [ છે ]. ૮૨.

**વિવેચનઃ**—વિવેકી અને યોગીને જ્ઞાનપ્રાપ્તિરૂપ એક જ સ્થાન મળે છે, એમાં પ્રમાણરૂપે શ્રીમદ્‌ભગવદ્‌ ગીતાનું વાક્ય લઇ બતાવે છે. સાંખ્ય એટલે આત્મા અને અનાત્માનો વિવેક કરનારા પુરૂષોને જે મોક્ષરૂપ સ્થાન મળે છે, તે યોગીઓને પણ મળે છે. આમ યોગી અને વિવેકીને જ્ઞાનદ્વારા મોક્ષ લક્ષણરૂપ ફળની એકતા છે. ૮૨.

**असाध्यः कस्यचिद्योगः कस्यचिद् ज्ञाननिश्चयः ।**

**इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ॥ ८३ ॥ १३५९**

**શબ્દાર્થઃ**—કોઇને યોગનો [ અને ] કોઇને જ્ઞાનનો નિશ્ચય અસાધ્ય—દુષ્કર છે; એમ વિચારીને શ્રીકૃષ્ણ પરમાત્મા, બે (યોગ અને વિવેકરૂપ) માર્ગ કહેતા હુવા. ૮૩.

**योगेकोऽ[illegible]त्र ज्ञानमुक्तं समं द्वयोः ।**

**रागद्वेषाद्यभावश्च तुल्यो योगिविवेकिनोः ॥ ८४ ॥ १३६०**

---

* અધ્યાય પાંચમાનો પાંચમો શ્લોક.

न प्रीतिर्विषयेष्वस्ति प्रेयानात्मेति जानतः ।
कुतो रागः कुतो द्वेषः प्रातिकूल्यमपश्यतः ॥ ८५ ॥ १३६१
देहादेः प्रतिकूलेषु द्वेषस्तुल्यो द्वयोरपि ।
द्वेषं कुर्वन्न योगी चेदविवेक्यपि तादृशः ॥ ८६ ॥ १३६२
द्वैतस्य प्रतिभानं तु व्यवहारे द्वयोः समम् ।
समाधौ नेति चेत्तद्वन् नाद्वैतत्वं विवेकिनः ॥ ८७ ॥ १३६३

**શબ્દાર્થઃ—ત્યાં બન્નેનું જ્ઞાન ( રૂપ ફળ ) સમાન કહેલું [છે] અને યોગી તથા વિવેકીનો રાગદ્વેષ આદિનો અભાવ ( પણ ) સમાન [છે, તો] યોગમાં શું વિશેષ [છે]? (૮૪). 'આત્મા પ્રિયતમ છે' એમ જાણનાર ( વિવેકી ) ને વિષયોમાં પ્રીતિ છે નહિ [તો] દૃઢ આસક્તિ-રૂપ રાગ ક્યાંથી [હોય]? અને પ્રતિકૂલતાને નહિ જોનાર (પુરૂષ) ને દ્વેષ [પણ ક્યાંથી હોય]? (૮૫). દેહાદિના પ્રતિકૂલ (પદાર્થો) માં બન્નેનો પણ દ્વેષ સમાન [છે]. જો યોગી દ્વેષ કરતો નથી તો અવિવેકી તેવો (દ્વેષ કરનારો) [છે]. (૮૬). દ્વૈતનું ભાન તો વ્યવહારદશામાં બન્નેને સરખું [છે]. સમાધિમાં [યોગીને દ્વૈતનું દર્શન] નથી એમ જો [કહે] તો તેની પેઠે અદ્વૈતપણાનું વિવેચન કરનાર વિવેકીને [પણ તે] નથી. ૮૭.**

**વિવેચનઃ**—ઉપર બતાવ્યા પ્રમાણે જોકે જ્ઞાનપ્રાપ્તિના બે માર્ગ છે; તોપણ અતિશય પ્રયોજનવડે સાધ્ય થાય એવા યોગના કરતાં તો અનાયાસે સાધ્ય થાય એવો વિવેક સુલભ છે; ત્યારે યોગમાં શું વિશેષ છે એમ સિદ્ધાંતી વાદીને પ્રશ્ન કરે છે. વળી કહે છે કે જો યોગમાં કાંઈ વિશેષ હોય તો આ હોઈ શકે. ૧ યોગ અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરનાર હોય, ૨ તે રાગદ્વેષની નિવૃત્તિમાં હેતુ હોય અથવા, ૩ તે દ્વૈતની અપ્રતીતિનું કારણ હોય. યોગ અને સાંખ્ય એ બંનેથી જ્ઞાનરૂપ ફળ તો સમાન છે માટે પહેલો વિકલ્પ ઘટતો નથી; તથા વિવેકી પુરૂષને સુખના સાધનરૂપ અનુકૂળપણાનું અને દ્વેષના હેતુરૂપ પ્રતિકૂળપણાનું જ્ઞાન નથી એટલે તેને રાગદ્વેષ પણ નથી. વળી વીંછી, સર્પ, સિંહ આદિક દેહના પ્રતિકૂલ પદાર્થસંબંધથી વ્યવહારદશામાં જેમ યોગીનું યોગીપણું અંગીકાર કરાતું નથી, તેમ જ વિવેકીનું પણ તે કાળમાં વિવેકીપણું અમારે સિદ્ધાંતીઓને અંગીકાર નથી. અર્થાત્ પ્રતિકૂળરૂપ પદાર્થોમાં યોગી અને વિવેકીનો દ્વેષ સમાન છે. દ્વેષ કરનારો પુરૂષ જેમ યોગી ગણાતો નથી તેમ વિવેકી પણ જે કાળમાં દ્વેષ કરે તે કાળમાં તો અવિવેકી જ છે. આ પ્રમાણે યોગના વિશેષમાં બે વિકલ્પો તો ઘટતા નથી. હવે યોગીને દ્વૈતનું દર્શન નથી, એમ વાદી માનતો હોય તો તે દ્વૈતનું અદર્શન વ્યવહાર દશામાં છે કે સમાધિની દશામાં છે? એવા બે વિકલ્પ સિદ્ધાંતી કરે છે. જો પ્રથમ વિકલ્પમાં વાદીને દ્વૈતનું દર્શન છે એમ વાદીનો સ્વીકાર હોય, તો વિવેકીને પણ તેમ જ છે. બીજો વિકલ્પ વાદીને કબૂલ હોય, તો સમાધિમાં જેમ યોગીને દ્વૈતનું અદર્શન છે, તેમ વિવેકીને પણ વિવેકદશામાં એટલે વિચારકાળમાં દ્વૈતનું અદર્શન છે; તેથી સમાધિમાં પણ બન્નેને

સમાન છે. અર્થાત્ 'अद्वैतं तत्त्वं ' અદ્વૈત વાસ્તવ વસ્તુ છે.' એ શ્રુતિ પ્રમાણે વિવેકીને અનુમાનાદિવડે પણ વિવેકદશામાં દ્વૈત દર્શન નથી. ૮૪—૮૭.

विवक्ष्यते तदाऽस्माभिरद्वैतानंदनामके ।
अध्याये हि तृतीयेऽतः सर्वमप्यातिमंगलम् ॥ ८८ ॥ १३६४

શબ્દાર્થ:—ત્યારે અમોએ જ અદ્વૈતાનંદ નામના ત્રીજા અધ્યાયમાં [દ્વૈતદર્શનનો અભાવ] કહેવાશે; એટલા માટે સર્વ પણ અતિમંગળ—નિર્દોષ [ છે ]. ૮૮.

सदा पश्यन् निजानंदमपश्यन्निखिलं जगत् ।
अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्द्धतां भवान्॥ ८९ ॥ १३६५

શબ્દાર્થ:—નિજાનંદને નિરંતર જોતો—અનુભવતો [ અને ] સર્વ જગતને નહિ જોતો ( પુરૂષ ), અર્થથી યોગી [ છે ] એમ જો [ કહે ] તો સંતોષ પામેલો તું વૃદ્ધિ પામ. ૮૯.

ब्रह्माऽऽनंदाभिधे ग्रंथे मंदानुग्रहसिद्धये ।
द्वितीयाध्याय एतस्मिन्नात्माऽऽनंदो विवेचितः॥९०॥ १३६६

શબ્દાર્થ:—બ્રહ્માનંદ નામના ( પાંચ અધ્યાયરૂપ ) ગ્રંથમાંના આ બીજા અધ્યાયમાં મંદ અધિકારીના અનુગ્રહની સિદ્ધિને માટે આત્માનંદનું વિવેચન કર્યું. ૯૦

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्मानंदे आत्माऽऽनंदो नाम द्वितीयोऽध्यायः समाप्तः ॥

## પ્રકરણ ૧૩ મું.

# અદ્વૈતાનંદ.

### ૧ બ્રહ્મના વિવર્ત્ત જગત્‌ની બ્રહ્મથી અભિન્નતા પૂર્વક શક્તિ અને તેના કાર્યની અનિર્વચનીયતા. ૧૩૬૭–૧૪૧૯.

#### ૧ આનંદરૂપ બ્રહ્મના વિવર્તરૂપ જગતનું બ્રહ્મથી અભેદપણું. ૧૩૬૭—૧૩૭૬.

योगाऽऽनंदः पुरोक्तो यः स आत्माऽऽनंद इष्यताम् ।
कथं ब्रह्मत्वमेतस्य सद्वयस्येति चेत् शृणु ॥ १ ॥ १३६७

**શબ્દાર્થઃ—પૂર્વે જે યોગાનંદ કહેલો [ છે ] તે આત્માનંદ [ છે એમ ] સ્વીકારવું. દ્વૈતસહિત આ ( આત્માનંદ )નું બ્રહ્મપણું કેમ [ થાય છે ] એમ જો [ કહે ] તો સાંભળ. ૧.**

**વિવેચનઃ**—आनंदस्त्रिविधो ब्रह्मानंदो विद्यासुखं तथा विषयानंदः એ પ્રમાણે ૧૨૫૩ મા શ્લોકમાં **બ્રહ્માનંદ, વિદ્યાનંદ** અને **વિષયાનંદ** એમ ત્રણ પ્રકારનો આનંદ બતાવતાં છતાં પણ પાછળ ગએલા બીજા અધ્યાયમાં તે પ્રતિજ્ઞાથી ભિન્ન **આત્માનંદ**નું નિરૂપણ કર્યું, તે પ્રતિજ્ઞાથી વિરોધવાળું છે, એવી આશંકા કરી કહે છે કે, પાછળ ૧૩૪૩ માં પ્રતિજ્ઞા કરેલ **બ્રહ્માનંદ**નું યોગજન્ય સાક્ષાત્કાર વિષયપણું હોવાથી ત્યાં **યોગાનંદ**પણાનો વ્યવહાર કરેલો છે. અને તે જ બ્રહ્માનંદના નિરૂપાધિકપણાવડે તેનો **નિજાનંદ**ને નામે પણ વ્યવહાર કરેલો છે. તેમ જ **બ્રહ્માનંદ**નું ગૌણ, મિથ્યા અને મુખ્યાત્માના વિવેચનવડે જાણવાપણું યોગ્ય હોવાથી તેનું **આત્માનંદપણું** કહેલું છે. વારૂ! જો એમ છે તો પુત્રભાર્યાદિરૂપ ગૌણાત્મા જે સજાતીય છે તેને, વિજાતીયરૂપ અનાત્મા હોવાવડે જે મિથ્યાત્મા દેહાદિક છે તેને અને આકાશાદિકને, તથા તેઓથી ભિન્ન એવા દ્વૈત સહિત આત્માનંદને, પ્રથમાધ્યાયમાં કહેલા અદ્વિતીય **યોગાનંદ**નું સ્વરૂપ સંભવશે નહિ; આમ વાદી શંકા કરે છે. સિદ્ધાંતી પરિહાર કરે છે કે સજાતીયપણાવડે માનેલા પુત્રાદિ ગૌણાત્માનું અને દેહાદિ મિથ્યાત્માનું તૈત્તિરીય શ્રુતિમાં કહેલ જગદંતઃપાતીપણું ( જગતની અંતર્ગત હોવાપણું ) હોવાથી, આકાશાદિકનું અને જગતનું આત્માનંદથી ભિન્નપણાવડે અસત્‌પણું થાય છે; માટે તે **આત્માનંદ**ને અદ્વિતીય બ્રહ્મરૂપપણું ઘટે છે. એ પ્રકારે સિદ્ધાંતી બહુ માન સહિત ઉત્તર આપે છે. ૧.

**आकाशाऽऽदिस्वदेहांतं तैत्तिरीयश्रुतीरितम् ।**
**जगन्नास्त्यन्यदानंदादद्वैतब्रह्मता ततः ॥ २ ॥ १३६८**

**શબ્દાર્થઃ—તૈતિરીય શ્રુતિમાં કહેલું [છે] કે,—આકાશથી આરંભીને પોતાના દેહપર્યંત [ માં જે ] જગત્ [ છે તે ] આનંદથી અન્ય નથી; તેથી [ આત્માનંદને ] અદ્વૈત બ્રહ્મપણું [છે]. ૨**

**વિવેચનઃ**—तस्माद्वा एतस्मादात्मनः आकाशः संभूतः 'તે ( મંત્રપ્રતિપાદિત ) અથવા આ ( બ્રાહ્મણપ્રતિપાદિત ) આત્માથી આકાશ થયું.' ઇત્યાદિ તૈત્તિરીય શ્રુતિએ કહેલ જગત્, પોતાના કારણરૂપ આત્માનંદથી ભિન્ન નથી. એટલા માટે તે આત્માનંદનું, અદ્વૈતપણું પણ સિદ્ધ છે. ૨.

**आनंदादेव तज्जातं तिष्ठत्यानंद एव तत् ।**
**आनंद एव लीनं चेत्युक्तानंदात्कथं पृथक् ॥ ३ ॥ १३६९**

**શબ્દાર્થઃ—આનંદથી જ તે ( જગત્ ) ઉત્પન્ન થયું [છે]. આનંદમાં જ તે રહે છે. અને આનંદમાં લીન [થાય છે] એ પ્રમાણે કહેલા આનંદથી [ જગત્ ] કેમ ભિન્ન [હોય] ? ૩.**

**વિવેચન:**—ઉપરના શ્લોકમાં ઉદાહરણ કરી બતાવેલ શ્રુતિવાક્યમાં જગતનું કારણ આત્મા સંભળાય છે, પણ આનંદ નથી સંભળાતો; એ શંકા કરી તે આનંદની કારણતાનું પ્રતિપાદક તે જ શ્રુતિનું आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते 'આનંદથી જ પ્રસિદ્ધ આ સર્વભૂત ઉત્પન્ન થાય છે' આ વાક્ય છે, તેને આ શ્લોકમાં કહી બતાવે છે. અહીં એ અનુમાન સૂચવ્યું છે કે, જગત્ આનંદનું કાર્ય હોવાથી આનંદથી ભિન્ન નથી. માટીમાંથી થએલો ઘડો જેમ તેના કારણ માટીથી ભિન્ન નથી તેમ, જે જેનું કાર્ય છે તે પોતાના કારણથી ભિન્ન નથી. અર્થાત્ જગત્ આનંદરૂપ છે. ૩.

**कुलालाद् घट उत्पन्नो भिन्नश्चेति न शंक्यताम् ।**
**मृद्वदेष उपादानं निमित्तं न कुलालवत् ॥ ४ ॥ १३७०**

**શબ્દાર્થ:**—કુંભારથી ઘડો ઉત્પન્ન થયો [છે] પણ [તે કુંભારથી] ભિન્ન છે, એ પ્રકારે (આનંદથી ઉત્પન્ન થએલું જગત્ આનંદથી ભિન્ન છે એમ) શંકા ન કરવી; [કેમકે] આ (આત્માનંદ) [ઘડામાં] માટીની પેઠે [જગત્નું] ઉપાદાન કારણ છે, [પણ] કુંભારની પેઠે નિમિત્ત કારણ નથી. ૪.

**स्थितिर्लयश्च कुंभस्य कुलाले स्तो न हि क्वचित् ।**
**दृष्टौ तौ मृदि तद्वत्स्यादुपादानं तयोः श्रुतेः ॥ ५ ॥ १३७१**

**શબ્દાર્થ:**—જેથી ઘડાનાં સ્થિતિ અને લય ક્યારેય કુંભારમાં હોતાં નથી. તે (સ્થિતિ અને લય) [તો] માટીમાં જોએલાં [છે]. તેમ તે (સ્થિતિ અને લય)ના સાંભળવાથી [આનંદ જગત્નું] ઉપાદાન છે. ૫.

**વિવેચન:**—કુંભાર ઘડાનું ઉપાદાન કારણ શા માટે ન હોય, એમ કહેવું એ તો અતિ ગાંડાઈ જેવું છે; કેમકે સ્થિતિ અને લયના આધારવાળું જે કારણ હોય તે જ **ઉપાદાન** કહેવાય છે. ઘડાની સ્થિતિ અને લય કોઈ પણ રીતે કુંભારમાં નથી, માટે કુંભાર ઘડાનું ઉપાદાન કારણ નથી. ઘડાનાં સ્થિતિ અને લય તો માટીમાં છે માટે માટી તેનું ઉપાદાન કારણ છે. જેમ ઘડાનું ઉપાદાન માટી છે તેમ જગત્નું ઉપાદાન આનંદ છે; કેમકે 'आनंदाद्ध्येव' ઇત્યાદિ પાછળ કહેલ શ્રુતિવાક્યથી તેમ સાંભળ્યું છે. ૫.

**उपादानं त्रिधा भिन्नं विवर्त्ति परिणामि च ।**
**आरंभकं च तत्रांत्यौ न निरंशेऽवकाशिनौ ॥ ६ ॥ १३७२**

**શબ્દાર્થ:**—ઉપાદાન; વિવર્ત્ત, પરિણામ અને આરંભક [એમ] ત્રણ પ્રકારે ભિન્ન [છે]. હવે તેમાં પાછલાં બે, નિરવયવી વસ્તુમાં અવકાશવાળાં નથી. (કહેવાનો ભાવ એવો છે કે પરિણામ અને આરંભક એ બે ભેદ અવયવ વગરના આનંદરૂપ આત્મામાં ઘટતા નથી. વેદાન્ત વિવર્ત્તને સ્વીકારે છે, એવો ભાવ છે.) ૬.

**आरंभवादिनोऽन्यस्मादन्यस्योत्पत्तिमूचिरे ।**
**तंतोः पटस्य निष्पत्तेर्भिन्नौ तंतुपटौ खलु ॥ ७ ॥ १३७३**

**શબ્દાર્થઃ—આરંભવાદીઓ, તંતુવડે પટની ઉત્પત્તિ (દેખવા)થી અન્યથી અન્યની ઉત્પત્તિ કહેતા હવા. [અને] ખરેખર તંતુઓ અને પટ જૂદાં [પણ] છે. ૭.**

**વિવેચનઃ**—ઉપરના શ્લોકમાં પરિણામ અને આરંભવાદનો આનંદમાં અવકાશ નથી, એમ બતાવી તે બન્નેનું ખંડન કરવાને માટે પ્રથમ **આરંભવાદ**નો અનુવાદ કરી બતાવે છે. આરંભવાદીઓ એટલે વૈશેષિક આદિમતને માનનારા પંડિતો તેઓ એમ કહે છે કે કારણથી કાર્ય ભિન્ન છે. નથી કારણ કાર્યની અપેક્ષા રાખતું; તેમ નથી કાર્ય પણ કારણની અપેક્ષા રાખતું. તેઓ કહે છે કે, પટ (લુગડા)નું ઉપાદાન કારણ તંતુ છે તથાપિ તંતુ અને પટ બન્ને ભિન્ન છે. તેમાં એક ભિન્ન પરિણામવાળું છે અને બીજું ભિન્ન અર્થ ક્રિયાવાળું છે. ૭.

હવે નીચેના શ્લોકમાં **પરિણામવાદ**નું સ્વરૂપ બતાવે છે.—

**आवस्थांतरतापत्तिरेकस्य परिणामिता ।**
**स्यात्क्षीरं दधि मृत्कुंभः सुवर्णं कुंडलं यथा ॥ ८ ॥** ૧૩૭૨

**શબ્દાર્થઃ—એક વસ્તુને બીજી અવસ્થાપણાની પ્રાપ્તિ [તે] પરિણામિતા—પરિણામવાદ. જેમ દૂધ (નું) દહીં, માટી (નો) ઘડો [અને] સોના (નું) કુંડળ [થાય છે તેમ]. ૮.**

**વિવેચનઃ**—એક વસ્તુ પોતાનું પૂર્વ રૂપ મૂકી દઈને કોઈ બીજા રૂપને કે અવસ્થાને પામે ત્યારે તે **પરિણામ** કહેવાય. આપેલા ઉદાહરણમાં દૂધ, માટી અને સોનું પોતપોતાની વ્યવહાર યોગ્ય અવસ્થાનો ત્યાગ કરી, દહીં આદિ વ્યવહારની યોગ્યતાને પામ્યાં છે તે **પરિણામ** છે. ૮.

હવે નીચેના શ્લોકમાં **વિવર્ત્તવાદ**નું લક્ષણ બતાવે છે.

**आवस्थांतरभानं तु विवर्त्तो रज्जुसर्पवत् ।**
**निरंशेप्यस्त्यसौ व्योम्नि तलमालिन्यकल्पनात् ॥९॥** ૧૩૭૩

**શબ્દાર્થઃ—દોરડીમાંના સર્પની પેઠે અન્ય અવસ્થાનું ભાન તો વિવર્ત્ત છે. આકાશમાં પૃષ્ટ અને મલિનતાની કલ્પના હોવાથી આ (વિવર્ત્ત) નિરંશમાં પણ છે. ૯.**

**વિવેચનઃ**—વસ્તુ, પોતાની પૂર્વ અવસ્થાનો ત્યાગ ન કરે છતાં પણ તેમાં અન્ય અવસ્થાની પ્રતીતિ થાય તે **વિવર્ત્ત** છે. આ, પાછળ બતાવેલ **આરંભ** અને **પરિણામથી** વિલક્ષણ છે એમ બતાવવાને મૂળ શ્લોકમાં તુ પદ મૂકેલું છે. દોરડી પડેલી છે તેની સ્થિતિમાં કાંઈ ફેર નહિ છતાં પણ તે સર્પરૂપે ભાસમાન થાય છે ત્યારે ત્યાં **વિવર્ત્ત** કહેવાય છે. આ **વિવર્ત્ત** કાંઈ રજ્જુરૂપ સાવયવ વસ્તુમાં છે એમ નથી તે તો નિરવયવ વસ્તુમાં પણ છે. આકાશ જે નિરવયવ છે તેમાં જે મલિનતા, શ્યામતા, અને તેનું ઉંધા પાડેલા તવા જેવું તલ ભાસે છે, તે **વિવર્ત્ત** છે. આથી કરીને સાવયવ અને નિરવયવ બધે ઠેકાણે વિવર્ત્ત છે એમ સિદ્ધ થાય છે. અને તેથી જ પાછલા બે ભેદ કરતાં આમાં લાઘવ છે. ૯.

ततो निरंश आनंदे विवर्त्तो जगदिष्यताम् ।
मायाशक्तिः कल्पिका स्यादैंद्रजालिकशक्तिवत् ॥१०॥ १३७६

**શબ્દાર્થ:—તેથી નિરંશ આનંદમાં જગતરૂપ વિવર્ત્ત અંગીકાર કરવો. [ તેમાં ] ઇંદ્રજાળ કરનારની શક્તિની પેઠે માયા શક્તિ કલ્પનાની હેતુ થાય છે. ૧૦.**

**વિવેચન:**—આગળ બતાવ્યું તેમ નિરંશમાં પણ **વિવર્ત્તનો** સંભવ છે, તેથી આનંદ જે નિરંશ છે તેમાં જગત્ કલ્પિત છે-વિવર્ત્ત છે, એમ સ્વીકારવું યોગ્ય છે. અત્ર શંકા થાય છે કે અદ્વિતીય આનંદમાં કોઈ પણ બીજો કલ્પના કરનાર ન હોવાથી-કલ્પનાના હેતુનો અભાવ હોવાથી જગત્ કલ્પિત છે એમ કહેવાય નહિ. સિદ્ધાંતી કહેછે કે તેમાં કલ્પના કરનારની જરૂર નથી. બ્રહ્મની માયા શક્તિ છે, તે જ અત્ર કલ્પનાનો હેતુ છે. જેમ ઇંદ્રિજાળ કરનાર પુરૂષમાં રહેલી મણિ, મંત્ર, આદિરૂપ માયાશક્તિને, ગંધર્વ નગર આદિનું કલ્પના કરવાપણું ઘટે છે; તેમ આ માયાશક્તિને પણ તે ઘટે છે. ૧૦.

**૨ ધાત્રીની કથા સહિત શક્તિની અનિર્વચનીયતા. ૧૩૭૭–૧૩૯૮.**

शक्तिः शक्तात् पृथङ् नास्ति तद्वद् दृष्टेर्न चाभिदा ।
प्रतिबंधस्य दृष्टत्वाच्छक्त्यभावे तु कस्य सः ॥११॥ १३७७

**શબ્દાર્થ:—શક્તિ, શક્તિવાન્‌થી ભિન્ન નથી. તેમ (અભિન્ન) દેખવાથી અને [શક્તિના] પ્રતિબંધના દેખવાપણાથી [ તેનો ] અભેદ [ પણ ] નથી. શક્તિના અભાવ સતે તો તે (પ્રતિબંધ) કોનો [હોય] ? ૧૧.**

**વિવેચન:**—આનંદરૂપ આત્માથી ભિન્ન માયાશક્તિનો સ્વીકાર કરવાથી તો દ્વૈતની પ્રાપ્તિ થાય છે? આ શંકાના સમાધાન માટે સિદ્ધાંતી કહે છે કે માયા અનિર્વચનીય—મિથ્યા છે. એ વાત આગળ ૧૩૯૫ થી કહેવામાં આવશે; પણ હાલ તો અગ્નિ આદિકની જે લૌકિક શક્તિ છે તે ભેદવડે અથવા અભેદવડે કહેવાને અશક્યપણું પામે છે, તે વાત બતાવવાનો આ શ્લોકથી આરંભ કરીએ છીએ.

દઝાડવું અને ફોલ્લો ઉપાડવો ઇત્યાદિ શક્તિ અગ્નિમાં છે. જ્યાં સુધી અગ્નિ છે ત્યાં સુધી એ શક્તિ છે. અગ્નિ બુઝાઈ ગયા પછી તે નથી. અત્ર દઝાડવા આદિ ગુણ તે **શક્તિ**, અને આ શક્તિ અગ્નિમાં છે માટે અગ્નિ, **શક્ત** કહેવાય છે. આમાં એમ દેખાયું કે **શક્તિ, શક્ત** ( શક્તિમાન ) થી **ભિન્ન નથી.** હવે બીજી બાજુએ વિચાર કરતાં એમ પણ લાગે છે કે અગ્નિ આદિનું સ્વરૂપ એ જ કાંઈ તેની શક્તિ નથી. પણ **શક્તિ તો જૂદી છે.** કેમકે મણિ, મંત્ર કે ઔષધિવડે સંસ્કાર થયા પછી અગ્નિમાં ચાલતાં દાઝવું કે ફ્રોલ્લો ઉપડવો એરૂપ પરિણામ આવતું નથી. અત્ર શક્તિમાન્ છતાં પણ શક્તિનો અભાવ ભાસે છે, માટે એમ પણ જણાય છે કે **શક્તથી શક્તિ ભિન્ન છે.** હવે શક્તથી શક્તિનો અભેદ છે એ વાત, અને શક્ત અને શક્તિ જૂદાં છે એ વાત પરસ્પર વિરોધી-વ્યાઘાત છે; માટે કોઈ કહે કે એવું વ્યાઘાત દોષવાળું બોલવું અને માનવું, તેના કરતાં અગ્નિ આદિમાં શક્તિ જ નથી એમ કહીએ તો શું ખોટું છે?

ખોટું છે. કેમકે શક્તિ નથી એમ માનીએ તો પછી મણિમંત્રાદિક જે તેના પ્રતિબંધ છે તેને નિર્વિષયતા પ્રાપ્ત થાય; માટે શક્તિમાનથી ભિન્ન જે પ્રતિબંધનો વિષય એવી શક્તિ છે તેને તો માનવી જ પડશે. આ પ્રમાણે શક્તશક્તિનો અભેદ પણ સ્વીકારવો જ પડશે. કેમકે અગ્નિ આદિકનું સ્વરૂપ જે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે તેનો મણિમંત્રાદિથી પ્રતિબંધ કરવામાં આવ્યો ન હોય તો શક્તિ અગ્નિ સ્વરૂપે ભાસે છે જ; માટે અહિંઆં બંને વાત સ્વીકારવી યોગ્ય જણાય છે. એટલે કે શક્તિ, શક્તિમાનથી **અભિન્ન છે,** અને તે **ભિન્ન** પણ છે. ૧૧.

**शक्तेः कार्यानुमेयत्वादकार्ये प्रतिबंधनम् ।**
**ज्वलतोऽग्नेरदाहे स्यान्मंत्रादिप्रतिबंधता ॥ १२ ॥ १३७८**

**શબ્દાર્થ:—શક્તિનું કાર્યાનુમેયપણું હોવાથી અકાર્ય હોતે સતે પ્રતિબંધન [ છે. જેમ ] બળતા અગ્નિથી [ પણ ] અદાહ સતે, મંત્રાદિની પ્રતિબંધકતા હોય [ તેમ ]. ૧૨.**

**વિવેચન:**—ઇંદ્રિયથી અગોચર એવી શક્તિનો પ્રતિબંધ શી રીતે જાણી શકાય છે તેના ઉત્તરરૂપે આ શ્લોક છે. શક્તિ કાર્યાનુમેય છે. કાર્યાનુમેય એટલે કાર્ય ઉપરથી અનુમાનનો વિષય એવી—કાર્યથી અનુમાન કરવા યોગ્ય એવી—જો કાર્ય હોય કે દેખાય—અનુભવાય તો ત્યાં શક્તિ છે એમ અનુમાન કરાય એવી છે. કારણરૂપ શક્તિમાં કાર્યની જો અનુત્પત્તિ થાય તો ત્યાં કંઈ પ્રતિબંધ છે એમ જાણીએછીએ. બળબળતો અગ્નિ હાજર છતાં પણ તેનાથી દાહ આદિક કાર્ય ઉત્પન્ન થાય નહિ તો ત્યાં મંત્રાદિકને અગ્નિની શક્તિની પ્રતિબંધકતા થાય છે; એમ સિદ્ધ રીતે માનવું જોઇએ. ૧૨.

**देवात्मशक्तिं स्वगुणैर्निगूढां मुनयोऽविदन् ।**
**परास्य शक्तिर्विविधा क्रियाज्ञानबलात्मिकाः ॥१३॥ १३७९**

**શબ્દાર્થ:—પોતાના ગુણોવડે સદા ઢંકાએલી દેવાત્માની શક્તિઓને મુનિઓ જાણતા હવા. આ ( બ્રહ્મ )ની ક્રિયા, જ્ઞાન, અને બળરૂપ એવી પરાશક્તિ વિવિધ પ્રકારની [ છે ]. ૧૩.**

**વિવેચન:**—એ પ્રમાણે અગ્નિ આદિની લૌકિક શક્તિને સ્વરૂપથી અને પ્રમાણથી કહીને માયાના સદ્ભાવમાં [1] ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढां. 'ધ્યાનયોગને પ્રાપ્ત એવા મુનિઓ, પોતાના કાર્યરૂપ ગુણોવડે ઢંકાએલી દેવાત્માની શક્તિને જાણતા હવા.' આ શ્વેતાશ્વતરોપનિષદ્‌ના વાક્યને આ શ્લોકમાં અર્થથી કહી બતાવે છે.

જેઓ કાલ, સ્વભાવ, આદિક કારણવાદમાં દોષ જોનારા છે એવા મુનિઓ જગતના કારણની જિજ્ઞાસાવડે ધ્યાનયોગમાં જોડાઈ સંપૂર્ણ અધિકારવાળા સતા દેવાત્મશક્તિને જાણતા હવા. અત્ર **દેવ** તે પ્રકાશમાન ચિદાત્મા જ સમજવો. તેની માયાશક્તિ પોતાના કાર્યરૂપ સ્થૂળસૂક્ષ્મ શરીરોની ઉપાધિવડે હમેશાં આવૃત્ત–ઢંકાએલી છે. આવી આ માયાશક્તિનો મુનિઓ સાક્ષાત્કાર કરે છે એવો અર્થ છે. વળી શ્વેતાશ્વતરના [2] परास्य शक्तिर्विविधैव

૧. પ્રથમાધ્યાય ૩ જો મંત્ર. ૨. અધ્યાય ૬ ઠ્ઠાનો ૮ મો મંત્ર.

श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च 'આ બ્રહ્મની ઉત્કૃષ્ટ શક્તિ સ્વાભાવિક જ્ઞાન, બલ અને ક્રિયારૂપ એવી વિવિધ પ્રકારની સંભળાય છે.' આ વાક્યને પણ અત્ર અર્થથી કહી બતાવે છે. એટલે કે આ બ્રહ્મની પરાશક્તિ જે ઉત્કૃષ્ટ જગતના કારણરૂપ છે; તે ક્રિયારૂપે, જ્ઞાનરૂપે, અને બળરૂપે એટલે ઇચ્છા શક્તિરૂપે વિવિધ પ્રકારની છે. આ ત્રણે શક્તિઓ ત્રિગુણ સ્વરૂપે છે. એટલે-ક્રિયા તમોમયી, જ્ઞાન સત્વમયી અને ઇચ્છા રજોમયી છે. આ ત્રણે સાથે જ વર્તતી હોવાથી તે ક્રિયા, જ્ઞાન, બલરૂપ છે એમ કહેવાય છે. ૧૩.

**इति वेदवचः प्राह वसिष्ठश्च तथाऽब्रवीत् ।**
**सर्वशक्तिपरं ब्रह्म नित्यमापूर्णमद्वयम् ॥ १४ ॥ १३८०**

**શબ્દાર્થઃ—એ પ્રકારે વેદવાક્ય કહેતાં હુવાં; અને વસિષ્ઠ [ પણ ] તેમ [ જ ] કહેતા હુવા, [ કે ] પરબ્રહ્મ સર્વ શક્તિમાન્, નિત્ય, સમ્પૂર્ણ, અને અદ્વય [ છે ] ૧૪.**

**વિવેચનઃ**—ઉપરના શ્લોકમાં બતાવેલ શ્રુતિગત અર્થને **વસિષ્ઠ** મુનિએ પોતાના યોગવાસિષ્ઠ ગ્રંથમાં પણ લીધેલો છે. તે વાક્યને અત્ર આચાર્ય પણ લઈ બતાવે છે તે આ શ્લોકમાં ઉત્તરાર્દ્ધ છે. તેમાં **નિત્ય, પરિપૂર્ણ** અને **અદ્વય** કહ્યું છે, તે બ્રહ્મનું પારમાર્થિક સ્વરૂપ છે; અને **સર્વશક્તિમાન્** કહ્યું છે, તે બ્રહ્મનું સોપાધિક સ્વરૂપ છે. નીચેના શ્લોક પણ યોગવાસિષ્ઠના છે ૧૪.

**ययोल्लसति शक्त्यासौ प्रकाशमधिगच्छति ।**
**चिच्छक्तिर्ब्रह्मणो राम शरीरेषूपलभ्यते ॥ १५ ॥ १३८१**
**स्पंदशक्तिश्च वातेषु दार्ढ्यशक्तिस्तथोपले ।**
**द्रवशक्तिस्तथांभःसु दाहशक्तिस्तथाऽनले ॥ १६ ॥ १३८२**

**શબ્દાર્થઃ—[ તે બ્રહ્મ ] જે શક્તિવડે વિકાશ પામે છે, આ ( તે શક્તિ ) [ બ્રહ્મવડે ] પ્રકાશ પામે છે. હે રામ! બ્રહ્મની ચેતન શક્તિ [ દેવ, તિર્યક્ મનુષ્ય આદિ] શરીરોમાં દેખાય છે. ( ૧૫ ). અને પવનોમાં સ્પંદન શક્તિ, તથા પથ્થરમાં કાઠિન્ય શક્તિ, અને પાણીઓમાં પ્રવાહરૂપ શક્તિ, તેમ અગ્નિમાં બાળવાની શક્તિ [ છે ]. ૧૬.**

**વિવેચનઃ**—પાછળ બતાવેલું બ્રહ્મ જે જે માયાશક્તિવડે વિકાશ પામે છે—વિવર્ત્તરૂપ થાય છે, તે તે શક્તિ પ્રકાશ પામે છે—સ્પષ્ટ થાય છે. પછી જૂદે જૂદે સ્વરૂપે પવન, જળ, અગ્નિ આદિમાં તે તે રૂપે દેખાય છે એ અર્થ, સ્પષ્ટ જ છે. ૧૫-૧૬.

**शून्यशक्तिस्तथाऽऽकाशे नाशशक्तिर्विनाशिनि ।**
**यथांडेऽतर्महासर्पो जगदस्ति तथाऽऽत्मनि ॥ १७ ॥ १३८३**
**फलपत्रलतापुष्पं शाखाविटपमूलवान् ।**
**ननु बीजे यथा वृक्ष स्तथेदं ब्रह्मणि स्थितम् ॥ १८ ॥ १३८४**

**શબ્દાર્થઃ—તેમ આકાશમાં શૂન્ય શક્તિ [ છે. વળી ] નાશ કરનારી**

**નાશશકિત [ પણ છે. ] જેમ ઈંડાની અંદર મહાસર્પ [ અપ્રકટ છે ] તેમ આત્મામાં જગત્ [ પણ અપ્રકટ ] છે. ( ૧૭ ). જેમ બીજમાં ફળ, પત્ર, વેલ, પુષ્પ, ડાળાં ડાંખળીઓ, અને મૂળવાળો નિશ્ચય વૃક્ષ [ છે ]; તેમ આ ( જગત ) બ્રહ્મમાં સ્થિત [ છે ]. ૧૮.**

**વિવેચનઃ—**આકાશમાં પૃથ્વી આદિ જગતના અભાવની પ્રતીતિના હેતુરૂપ એવી શૂન્ય શક્તિ છે, અને વિનાશ પામે એવી વસ્તુઓમાં નાશ શક્તિ છે. ઉત્પત્તિની પૂર્વે જગત્ અપ્રકટરૂપે કેવી રીતે હતું તેનું અને પછી તે કેમ ઉત્પન્ન થાય છે તેનું દૃષ્ટાંત શ્લોકમાં આપ્યું છે તે સ્પષ્ટ છે. ૧૭—૧૮.

**क्वचित्काश्चित्कदाचिच्च तस्मादुद्यंति शक्तयः ।**
**देशकालविचित्रत्वात् क्ष्मातलादिव शालयः ॥ १९ ॥ १३८५**

**શબ્દાર્થઃ—પૃથ્વીના તળથી ડાંગરની પેઠે કોઇક સ્થળમાં ક્યારેક અને કોઈક શક્તિઓ તે બ્રહ્મથી ઉદય પામે છે. ૧૯.**

**વિવેચનઃ—**બ્રહ્મની અંદર રહેલી અનંત પ્રકારની શક્તિઓ કાંઈ એકી જ વખતે સ્ફુરી નીકળે છે તેમ નથી. જમીનની અંદર વેરાઈ પડેલાં બીયાંમાંનાં કોઇક જ બીયાં અથવા કેટલાંક બીયાં. પોતપોતાને અનુકૂળ દેશકાળ પામીને જેમ અંકુરિત થાય છે; તેમ આ અનંત શક્તિઓમાંની પણ કોઇક શક્તિઓ પોતપોતાને અનુકૂળ દેશના ભેદવડે આવિર્ભાવ પામે છે, પણ એકી વખતે બધી શક્તિઓનો પ્રાદુર્ભાવ નથી થતો. વળી તે પોતપોતાનાં કાર્યોવડે અનુમાનથી જણાય છે. ૧૯.

**स आत्मा सर्वगो राम नित्योदित महावपुः ।**
**यन्मनाङ्मननीं शक्तिं धत्ते तन्मन उच्यते ॥ २० ॥ १३८६**

**શબ્દાર્થઃ—હે રામ ! સર્વ ઠેકાણે ગએલો, નિત્ય ઉદય પામેલો અને અપરિમેય સ્વરૂપવાળો તે આત્મા, જ્યારે કિંચિત્ મનનરૂપ શકિતને ધારણ કરે છે ત્યારે [તે] મન કહેવાય છે. ૨૦.**

**વિવેચનઃ—**હવે જગત્નું સ્વરૂપ માત્ર કલ્પના રૂપ છે તે દેખાડવાને માટે તે જગતને કલ્પનાર મનના સ્વરૂપને પ્રથમ દેખાડે છે. સર્વગત, નિત્ય ઉદય પામેલો, નિત્ય પ્રકાશમાન્ એવો, અને દેશકાળ આદિના પરિચ્છેદ વિનાના શરીર-સ્વરૂપવાળો આત્મા, જ્યારે પોતાની અને પરની બોધનરૂપ શક્તિને ધારણ કરે છે. અર્થાત્ તેવેરૂપે માયા પરિણામ પામે છે, ત્યારે તે પરિણામ **મન** કહેવાય છે. આમ સમષ્ટિ કે વ્યષ્ટિનું મન ઉત્પન્ન થાય છે. ૨૦.

**आदौ मनस्तदनुबंधविमोक्षदृष्टी**
**पश्चात्प्रपंचरचना भुवनाभिधाना ।**
**इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठा-**
**माख्यायिका सुभगबालजनोदितेव ॥ २१ ॥ १३८७**

**શબ્દાર્થઃ—પ્રથમ મન [છે]; તેની પછી બંધ અને મોક્ષની દૃષ્ટિ [થાય**

**છે]; પછી ભુવનના નામવાળી પ્રપંચની રચના [ થાય છે ]; ઇત્યાદિકરૂપ [જગત્‌ની] આ સ્થિતિ, સુંદર બાળકને માટે કહેલી કથાની પેઠે પ્રતિષ્ઠા પામેલી [છે]. ૨૧.**

**વિવેચન:**—પ્રથમ મનન શક્તિના ઉલ્લાસરૂપે મન થાય છે; પછી બંધમોક્ષની કલ્પના; પછી ચૌદ ભુવનના નામવાળો પર્વત, નદી, સમુદ્ર, નગર વગેરેના નામવાળો સર્વ પ્રપંચ; એમ જગત્‌ની સ્થિતિ કલ્પિત છતાં પણ વાસ્તવ હોય એવી પ્રતીતિને પામેલી છે. જેમ બાળકને ખુશી કરવાને કહેલી વાત બાળકના મનમાં સાચી ભાસે છે તેમ. ૨૧.

યોગવાસિષ્ઠમાંના ત્રીજા ઉત્પત્તિના પ્રકરણમાં એ કથા છે તે નીચે લઈ બતાવે છે:—

**बालस्य हि विनोदाय धात्री वक्ति शुभां कथाम् ।**
**क्वचित्सन्ति महाबाहो राजपुत्रास्त्रयः शुभाः ॥ २२ ॥ १३८८**
**द्वौ न जातौ तथैकस्तु गर्भ एव न च स्थितः ।।**
**वसन्ति ते धर्मयुक्ता अत्यन्तासति पत्तने ॥ २३ ॥ १३८९**
**स्वकीयाच्छून्यनगरान्निर्गत्य विमलाशयाः ।**
**गच्छन्तो गगने वृक्षान् ददृशुः फलशालिनः ॥२४ ॥ १३९०**
**भविष्यन्नगरे तत्र राजपुत्रास्त्रयोऽपि ते ।**
**सुखमद्य स्थिताः पुत्र मृगयाव्यवहारिणः ॥ २५ ॥ १३९१**

**શબ્દાર્થ:**—બાળકના વિનોદને જ માટે આ સારી કથા કહે છે [ તે એ કે ] હે મહાબાહો ! કોઇક દેશમાં ત્રણ સારા રાજપુત્રો છે. (૨૨). [ તે-માંના ] બે ઉત્પન્ન થયા નહિ–જન્મ્યા નહિ અને એક તો ગર્ભમાં પણ સ્થિતિ પામ્યો નહિ; [એવા] તે ધર્મવાળા ( ત્રણે રાજપુત્રો ) અત્યંત અસત્ નગ-રમાં રહે છે. (૨૩). પોતાના શૂન્ય નગરથી નીકળીને જતા નિર્મળ અં-તઃકરણવાળા (તેઓ), ગગનમાં ફળવાળાં વૃક્ષો જોતા હતા. (૨૪). હે પુત્ર! મૃગયાનો વ્યવહાર કરતા તે ત્રણે રાજકુમારો ત્યાં–આગળ થનારા નગરમાં આજ સુખથી રહેલા [છે]. ૨૫.

**ध्यात्र्येति कथिता राम वालकाऽऽख्यायिका शुभा ।**
**निश्चयं स ययौ बालो निर्विचारणया धिया ॥२६ ॥ १३९२**
**इयं संसाररचना विचारोज्झितचेतसाम् ।**
**वालकाऽऽख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥ २७ ॥ १३९३**

**શબ્દાર્થ:**—હે રામ ! એ પ્રકારે રાજકુમારોની સુંદર કથા માએ કહી [એટલે] તે બાળક [પોતાની] વિચાર વગરની (મૂઢ) બુદ્ધિવડે નિશ્ચયને પામ્યો. (૨૬.) એ પ્રમાણે વિચાર રહિત ચિત્તવાળા પુરૂષોને રાજપુત્રની કથાની પેઠે સંસારની આ રચના અવસ્થાને પ્રાપ્ત થએલી છે. ( કહેવાનો

ભાવ એવો છે કે બાળકના મનમાં જેમ રાજપુત્રની કથા ખરી સમજાઈ છે તેમ અજ્ઞાની પુરૂષોને સંસાર ખરો ભાસી રહેલો છે.) ૨૭.

**इत्यादिभिरुपाऽऽख्यानैर्मायाशक्तेश्च विस्तरम् ।**
**वसिष्ठः कथयामास सैव शक्तिर्निरूप्यते ॥ २८ ॥ १२९४**

**શબ્દાર્થ:—**ઇત્યાદિ ઉપાખ્યાનોવડે માયા શક્તિના વિસ્તારને મહામુનિ વસિષ્ઠ કહેતા હવા. [અત્ર] તે જ શક્તિ નિરૂપણ કરાય છે. ૨૮.

**વિવેચન:—**હવે વસિષ્ઠની ઉક્તિને સમાપ્ત કરી માયાના સદ્ભાવમાં શ્રુતિસ્મૃતિનાં પ્રમાણ બતાવી તે માયા શક્તિની અનિર્વચનીયતા (મિથ્યાત્વ) કહેવા માટે તે જ શક્તિ નિરૂપણ કરાય છે–કરીએ છીએ; એ વાકયથી ગ્રંથકર્ત્તા પ્રતિજ્ઞા કરે છે. ૨૮.

**कार्यादाश्रयतश्चैषा भवेच्छक्तिर्विलक्षणा**
**स्फोटांगारौ दृश्यमानौ शक्तिस्तत्रानुमीयते ॥ २९ ॥ १२९५**

**શબ્દાર્થ:—**કાર્યથી અને આશ્રયથી આ શક્તિ વિલક્ષણ છે. ફોલ્લો અને અંગારો દેખાતા [છે, અને] શક્તિ તેમાં અનુમાનથી જણાય છે. ૨૯.

**વિવેચન:—**આ માયા શક્તિ પોતાના કાર્યરૂપ જગતથી અને પોતાના આશ્રયરૂપ બ્રહ્મથી વિલક્ષણ છે. એટલે વિપરીત સ્વભાવવાળી છે. અંગારાથી આપણે દાઝીએ છીએ અને તેથી તેની શક્તિનું અનુમાન કરીએ છીએ; તેમાં અંગારો તથા અંગારાની શક્તિથી ઉઠેલો ફોલ્લો–શક્તિનું કાર્ય **દૃશ્ય** છે પરન્તુ શક્તિ તો **કાર્યાનુમેય** છે; એટલા માટે તે આશ્રય–અંગારાથી અને કાર્ય–ફોલ્લાથી જેમ વિલક્ષણ છે, તેમ જગતરૂપી કાર્યથી અને આશ્રયરૂપી બ્રહ્મથી માયા શક્તિ વિલક્ષણ છે. ૨૯.

**पृथुबुध्नोदराऽऽकारो घटः कार्योऽत्र मृत्तिका ।**
**शद्बादिभिः पंचगुणैर्युक्ता शक्तिस्त्वतद्विधा ॥ ३० ॥ १२९६**

**શબ્દાર્થ:—**મોટા ગોળ ઉદર જેવો આકર જેનો છે એવો ઘડો કાર્ય છે. [અને] અહિંઆં શબ્દાદિ પાંચ ગુણોએ યુક્ત એવી માટી [આશ્રય છે, પણ] શક્તિ તો તે પ્રકારની (વિલક્ષણ) [છે. એમ આ માટીની શક્તિનું ઉદાહરણ છે.] ૩૦.

**न पृथ्वादिर्न शद्बादिः शक्तावस्तु यथा तथा ।**
**अतएव ह्यचिंत्यैषा न निर्वचनमर्हति ॥ ३१ ॥ १२९७**

**શબ્દાર્થ:—**શક્તિમાં સ્થૂલ આદિરૂપ (કાર્યના ધર્મ) નથી; [અને] શબ્દાદિ (આશ્રયના ધર્મ) નથી. [તે] જેવી [છે] તેવી હો, એટલા માટે જ આ અચિન્ત્ય છે. [તે] કહેવાને યોગ્ય થતી નથી. ૩૧.

**વિવેચન:—**કાર્યથી અને આશ્રયથી શક્તિ વિલક્ષણ છે તે જ બતાવે છે. જ્યારે શક્તિમાં કાર્યધર્મો નથી અને આશ્રયધર્મો નથી, ત્યારે તે છે કેવી? તે જેવી છે તેવી છે. અર્થાત્ તે અચિન્ત્ય છે; કેમકે કાર્યથી અને આશ્રયથી તે વિલક્ષણ હોવાથી ચિન્તન કર-

વાને યોગ્ય નથી. ત્યારે શું તેનું સ્વરૂપ અચિન્ત્ય છે? ના. કાર્યાશ્રયના ભેદથી અથવા અભેદથી તે અચિન્ત્ય આદિ વાક્યોવડે કોઈ પણ પ્રકારે કહેવાને યોગ્ય નથી; માટે જ તે **અનિર્વચનીય** છે. ૩૧.

**कार्योत्पत्तेः पुरा शक्तिर्निगूढा मृद्यवस्थिता ।**

**कुलालादिसहायेन विकाराऽऽकारतां व्रजेत् ॥३२॥ १३९८**

**શબ્દાર્થઃ**—[માટીની] શક્તિ કાર્ય (ઘટાદિ)ની ઉત્પત્તિની પૂર્વે માટીમાં ઢંકાઈ રહેલી [છે]. (અર્થાત્ ભાસતી નથી;) [પણ પછી] કુંભાર આદિની સહાયતાવડે વિકાર (ઘટાદિ) ના આકારપણાને પામે છે. (અર્થાત્ અપ્રકટ માંખણ દહીંના મથન આદિથી દેખાય છે, તેમ કાર્યરૂપે પછી એ શક્તિ જણાય છે.) ૩૨.

૩ શક્તિના કાર્યની અનિર્વચનીયતાનું નિરૂપણ. ૧૩૯૯–૧૪૧૯.

**पृथुत्वादि विकारांतं स्पर्शादिं चापि मृत्तिकाम् ।**

**एकीकृत्य घटं प्राहुर्विचारविकला जनाः ॥ ३३ ॥ १३९९**

**શબ્દાર્થઃ**—વિચાર વિનાના પુરૂષો; સ્થૂલતા આદિ વિકાર પર્યંત (કાર્ય)ને, સ્પર્શાદિ ગુણને અને માટીને પણ એક કરીને ઘડો કહે છે. (કહેવાનો ભાવ એવો છે કે, ઉપાદાન કારણથી ભિન્ન શક્તિના કાર્યનો સદ્‌ભાવ છતાં પણ ભેદ પ્રતીતિના હેતુરૂપ વિચારનો અભાવ હોવાથી કાર્યકારણનો ભેદ અજ્ઞાનીઓને ભાસતો નથી ). ૩૩.

**कुलालव्यापृतेः पूर्वो यावानंशः स नो घटः ।**

**पश्चात्तु पृथुबुध्नादिमत्त्वे युक्ता हि कुंभता ॥ ३४ ॥ १४००**

**શબ્દાર્થઃ**—કુંભારના વ્યાપારથી પૂર્વના જેટલા અંશ [ છે ] તે ઘડો નથી. પછી પૃથુબુધ્નાદિમતપણું સતે ઘડાપણું યોગ્ય જ [ છે ]. ૩૪.

**વિવેચનઃ**—ઉપર કહેલા ઘટવ્યવહારના અવિચારરૂપ મૂળપણું કેમ છે તે અત્ર બતાવે છે. માટી ઉપર કુંભારે જ્યાં સુધીમાં ઘટ બનાવવાને કાંઇ ક્રિયા કરી નથી ત્યાં સુધીમાં તેમાં ( માટીમાં ) ઘટપણું સંભવતું નથી; ( એટલે ઉપરના શ્લોકમાં અવિચારી પુરૂષો માટીને પણ ભેગી ભેળવી ઘડો માને છે તે તેમનો અવિચાર છે ) પણ કુંભારે કાર્યનો આરંભ કરી મોટા ગોલરૂપ આકારવાળું કર્યા પછી તેને—તે આકારને ઘટ સંજ્ઞાની વાચ્યતા ઉચિત છે. કેમકે તે આકારની ઉત્પત્તિની પછી જ વ્યવહારમાં ઘટ શબ્દનો પ્રયોગ ચાલ્યો છે. ૩૪.

**स घटो न मृदो भिन्नो वियोगे सत्यनीक्षणात् ।**

**नाप्यभिन्नः पुरा पिंडदशायामनवेक्षणात् ॥ ३५ ॥ १४०१**

**अतो निर्वचनीयोऽयं शक्तिवत् तेन शक्तिजः ।**

**अव्यक्तत्वे शक्तिसक्ता व्यक्तत्वे घटनामभृत् ॥३६ ॥ १४०२**

**શબ્દાર્થ:—[ઘડો મૃત્તિકાના] વિયોગ સતે નહિ દેખવાથી તે ઘડો માટીથી ભિન્ન નથી; [અને] પૂર્વે પિંડદશામાં ન દેખવાથી અભિન્ન પણ નથી; (૩૫.) એટલા માટે શકિતની પેઠે આ (ઘડો) અનિર્વચનીય [છે]. તે કારણ માટે [તે] શકિતજન્ય—શકિતનું કાર્ય [છે]. અપ્રગટપણું સતે શકિત કહેલી [છે; અને] પ્રગટપણું સતે ઘટ નામને ધરનાર [છે]. ૩૬.**

**વિવેચન:—**ઘડો આપણને પ્રત્યક્ષ હોવાથી તે પારમાર્થિક (વાસ્તવ) છે, માટે તેને અનિર્વચનીય શક્તિનું કાર્યપણું અયુક્ત છે, એમ સમજવાનું નથી; કેમકે ઘડાનું જ પારમાર્થિપણું સિદ્ધ નથી. માટીમાંથી જ ઘડો હોઇ શકે છે. તે વગર થતો નથી. અર્થાત્ માટીનો ને ઘડાનો જો વિયોગ કલ્પીએ તો ઘડો જ રહે નહિ. આથી એમ સિદ્ધ થાય છે કે ઘડો માટીથી ભિન્ન નથી; પણ વળી તે માટીને રૂપે પણ નથી; એટલે પિંડાવસ્થારૂપ માટીમાં કાંઈ ઘડાનો બોધ થતો નથી. અર્થાત્ તે માટીથી ભિન્ન પણ છે. આથી કરીને એમ સિદ્ધ થાય છે કે જેમ શકિત અનિર્વચનીય છે તેમ તેનું કાર્ય પણ અનિર્વચનીય છે. વારૂ, જો શકિત અને તેનું કાર્ય અનિર્વચનીય છે—અને એક જ રૂપ છે તો પછી આ **શકિત** અને આ **તેનું કાર્ય** એમ ભેદ શા માટે કરવો જોઇએ—અવ્યકતપણું અપ્રગટતા હોવાથી **શકિત**, અને વ્યકતતા હોવાથી એટલે પ્રગટતા હોવાથી આપણે **ઘડો** કહીએ છીએ. ૩૫–૩૬.

**ऐंद्रजालिकनिष्ठाऽपि माया न व्यजते पुरा ।**
**पश्चाद्गंधर्वसेनादिरूपेण व्यक्तिमाप्नुयात् ॥ ३७ ॥ १४०३**

**શબ્દાર્થ:—ઇંદ્રજાળ સંબંધી માયા પણ [મણિમંત્રાદિક પ્રયોગની] પૂર્વે પ્રગટ થતી નથી [પણ ઉક્ત પ્રયોગની] પછી ગંધર્વ સેનાદિરૂપે પ્રગટતાને પામે છે. (અર્થાત્ પૂર્વે અપ્રગટ છતાં પણ માયા પ્રગટ થાય છે.)૩૭.**

**एवं मायामयत्वेन विकारस्यानृताऽऽत्मताम् ।**
**विकाराधारमृद्वस्तुसत्यत्वं चाब्रवीच्छ्रुतिः ॥ ३८ ॥ १४०४**

**શબ્દાર્થ:—એ પ્રકારે [વિકારના] માયામયપણાવડે વિકારની અનૃતતાને અને વિકારના આધાર માટીરૂપ વસ્તુના સત્યપણાને ભગવતી શ્રુતિ કહેતી હવી. ૩૮.**

**વિવેચન:—**વિકાર જે કાર્યરૂપ ઘટાદિ છે તેમનું માયામયપણું છે, એટલે તે માયાનું કાર્ય છે. માટે તેઓનું મિથ્યાપણું છે—અનૃતતા છે, અને વિકાર—ઘટાદિકનો આધાર માટી છે તે સત્ય છે એમ वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं 'વાણીથી કહેલો ઘટાદિક વિકાર નામમાત્ર છે—મિથ્યા છે અને માત્ર મૃતિકા સત્ય છે' આ છાંદોગ્યની શ્રુતિ કહે છે—કહેતી હવી. ૩૮.

એ શ્રુત્યર્થને નીચેના શ્લોકમાં કહી બતાવે છે.—

**वाङ्निष्पाद्यं नाममात्रं विकारो नास्य सत्यता ।**
**स्पर्शादिगुणयुक्ता तु सत्या केवल मृत्तिक ॥ ३९ ॥ १४०५**

**શબ્દાર્થ:—વાણીથી કહેલ માયાનું કાર્ય નામમાત્ર [ છે ]. તેની સત્યતા નથી [ પણ ] સ્પર્શાદિ ગુણે યુક્ત એવી કેવળ માટી જ સત્ય [છે]. ૩૯.**

**व्यक्ताव्यक्ते तदाधार इति त्रिष्वाद्ययोर्द्वयोः ।**

**पर्यायः कालभेदेन तृतीयस्त्वनुगच्छति ॥ ४० ॥ १४०६**

**શબ્દાર્થ:—વ્યક્ત, અવ્યક્ત [ અને ] તેઓનો આધાર; એ પ્રકારનાં ત્રણમાંનાં પ્રથમનાં બેનો પર્યાય છે. કાળભેદવડે ત્રીજો તો તે બંનેમાં અનુવર્ત્તે છે—રહે છે. ૪૦.**

**વિવેચન:—**શક્તિ અને તેના કાર્યનું મિથ્યાપણું તથા તે બંનેના આધારનું સત્યપણું છે તેનું કારણ બતાવે છે. **વ્યક્ત**—પ્રગટ—ઘટાદિક સર્વ જે **શક્તિનું કાર્ય** છે તે, અને **અવ્યક્ત**—અપ્રગટ—સર્વના કારણરૂપ **શક્તિ**, તથા આ વ્યક્ત અને અવ્યક્તનો **આધાર માટી**, આ ત્રણમાંનાં પ્રથમનાં બે એટલે કાર્ય અને શક્તિનો તો તેઓના સંબંધમાં આવનાર કાળના ભેદવડે પર્યાય છે. અર્થાત્ તેઓ તો કાળના ક્રમ પ્રમાણે હોય છે, ( પાછળ ૧૩૮૫ મો શ્લોક જુઓ. ) પણ ત્રીજો એ બંનેના આધારરૂપ જે માટી છે તે તો એ બેમાં સર્વદા અનુગત છે. કહેવાનો ભાવ એવો છે કે શક્તિ અને કાર્ય તો કોઇ એક કાળમાં થનારાં હોવાથી તેઓનું મિથ્યાપણું છે; અને આધાર ત્રણે કાળમાં તેમાં વર્ત્તમાન-સ્થિત-હોવાથી તેનું સત્યપણું છે. ૪૦.

વિકારની અસત્યતામાં ત્રણ હેતુ છે તે નીચેના શ્લોકથી બતાવે છે.—

**निस्तत्त्वं भासमानं च व्यक्तमुत्पत्तिनाशभाक् ।**

**तदुत्पत्तौ तस्य नाम वाचा निष्पाद्यते नृभिः॥४१॥ १४०७**

**શબ્દાર્થ:—વ્યક્ત અસત્ સતું ભાસતું [ છે ], ઉત્પત્તિ અને નાશને ભજનારૂં [છે], અને તેની ઉત્પત્તિમાં તેનું નામ માણસોએ વાણીવડે પડાય છે. ૪૧.**

**व्यक्ते नष्टेऽपि नामैतन् नृवक्त्रेष्वनुवर्त्तते ।**

**तेन नाम्ना निरूप्यत्वाद् व्यक्तं तद्रूपमुच्यते ॥४२॥ १४०८**

**શબ્દાર્થ:—વ્યક્ત નાશ પામે સતે પણ [ વ્યક્તનું ] એ નામ માણસોના મુખમાં અનુવર્ત્તે છે. [ તેનું—વ્યક્તનું ] તે નામવડે નિરૂપણ હોવાથી વ્યક્ત, તે ( નામ ) રૂપ કહેવાય છે. ૪૨.**

**વિવેચન:—**વ્યક્ત—શક્તિથી ઉત્પન્ન થએલાં કાર્ય, ઉત્પન્ન થઈ નાશ પામી જાય તોપણ તેનું નામ પછીથીએય માણસોના મુખમાં રહે છે—અનુવર્ત્તે છે. આથી એમ જણાય છે કે જે વ્યક્ત છે તે વાણીથી વ્યવહાર કરેલ માત્ર **નામરૂપ** જ છે. એટલે કે વ્યક્તનું સ્વરૂપ બીજું કાંઈ નથી, પણ કેવળ નામરૂપ જ છે. આનો ભાવ એવો છે કે, વિવાદનો વિષય ઘડો છે તે કેવળ 'ઘટ' એ શબ્દની પેઠે જ તે શબ્દરૂપ હોવાને યોગ્ય છે, પણ વાસ્તવરૂપે નથી; કેમકે તેની વાસ્તવતાનો અભાવ છતાં પણ 'ઘટ' શબ્દવડે તેનો વ્યવહાર કરેલો છે. ૪૨.

આ પ્રમાણે પાછલા અને આ શ્લોકથી વિકારની અસત્યતાના ત્રણે હેતુ સાધીને હવે અનુમાનની રચનાના પ્રકારનું સૂચન કરે છે.—

**निस्तत्त्वत्वाद्विनाशित्वाद्वाचारंभणनामतः ।**
**व्यक्तस्य न तु तद्रूपं सत्यं किंचिन्मृदादिवत् ॥४३॥ १४०९**

**શબ્દાર્થઃ—અસત્પણાથી, વિનાશીપણાથી [અને] વાણીવડે આરંભ કરેલ નામરૂપથી વ્યકતનું તે રૂપ તો મૃત્તિકા આદિની પેઠે કાંઈ પણ સત્ય નથી. ૪૩.**

**વિવેચનઃ**—ઘટાદિરૂપ કાર્ય જે વ્યકત છે તેનો મોટા ગોળ પેટાળરૂપ આકાર છે તે કાંઈ પણ સત્ય નથી એમ આપણે પાછળ સિદ્ધ કરી ગયા છીએ. એટલે તેનું નિસ્ત-ત્ત્વપણું છે—અસત્પણું છે. આ અસત્પણું એ ઘટાદિ વિકારની અસત્યતાનો પહેલો હેતુ છે; વ્યકતના આધારરૂપ માટી વર્તમાન છતાં પણ વ્યકત વિનાશી થાય છે; આમ તેનું વિનાશીપણું છે એ તેની અસત્યતાનો બીજો હેતુ છે અને માત્ર વાણીથી ઉત્પન્ન થયેલ શબ્દરૂપે જ તે છે, આમ તેનું નામરૂપપણું એ તેની અસત્યતાનો ત્રીજો હેતુ છે. આ ત્રણે હેતુવડે વ્યકતમાં કાંઈ સત્ય નથી. અહીં મૂળ શ્લોકમાં 'મૃત્તિકા આદિની પેઠે કાંઈ સત્ય નથી' એ દૃષ્ટાંત આપ્યું છે તે વૈધર્મ્ય—વ્યતિરેકી—દૃષ્ટાંત છે, અને તે ત્રણે હેતુમાં નીચે પ્રમાણે ઘટાડી શકાય છે.

ઘટાદિ કાર્ય અસત્ હોવાને યોગ્ય છે, કેમકે તે નિસ્તત્ત્વ છે. જે અસત્ય નથી તે નિસ્તત્ત્વ પણ નથી; જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી અસત્ય નહિ હોવાથી નિસ્તત્ત્વ નથી.

ઘટાદિ કાર્ય વિનાશી હોવાથી અસત્ય હોવાને યોગ્ય છે. જે અસત્ય ન હોય તે માટીની પેઠે વિનાશી પણ ન હોય.

વાણીજન્ય શબ્દમાત્ર રૂપવાળાં હોવાથી ઘટાદિ કાર્ય અસત્ય છે. જે અસત્ય ન હોય તે આત્માની પેઠે શબ્દમાત્ર રૂપવાળું પણ ન હોય. ૪૩.

એ પ્રમાણે હેતુ અને યુક્તિવડે વિકારની અસત્યતા બતાવી તેના અધિષ્ઠાન મૃત્તિકાની સત્યતાને કહે છે.—

**व्यक्तकाले ततः पूर्वमूर्ध्वमप्येकरूपभाक् ।**
**सतत्त्वमविनाशं च सत्यं मृद्वस्तु कथ्यते ॥ ४४ ॥ १४१०**

**શબ્દાર્થઃ—કાર્યના સ્થિતિકાળમાં, તેનાથી પહેલાં અને તેનાથી પછી પણ એક રૂપને ભજનાર, વાસ્તવરૂપ સહિત અને અવિનાશી મૃત્તિકારૂપ વસ્તુ સત્ય કહેવાય છે. ૪૪.**

**વિવેચનઃ**—વ્યકત—ઘટાદિક કાર્ય જ્યાં સુધીમાં હોય છે ત્યાં સુધીમાં માટી, માટીને જ રૂપે છે. તે નાશ પામ્યા પછી પણ તે પોતાને જ રૂપે છે; અને ઘટાદિકની ઉત્પત્તિ પહેલાં પણ તે તો પોતાને જ રૂપે છે. આમ માટી એક રૂપવાળી જ છે. અર્થાત્ વાસ્ત-વસ્વરૂપ સહિત છે. વિકાર નાશ પામતાં છતાં પણ માટી નાશ પામતી નથી, માટે તે અવિનાશી છે; ત્યાથી માટી સત્ય છે. અત્ર એ અનુમાન છે કે મૃત્તિકારૂપ વસ્તુ વાસ્તવ સ્વરૂપવાળી હોવાથી તથા ત્રણે કાળમાં એક આકારવાળી હોવાથી આત્માની પેઠે સત્ય હોવાને યોગ્ય છે. ૪૪.

व्यक्तं घटो विकारश्चेत्येतैर्नामभिरीरितः ।
अर्थश्चेदनृतः कस्मान्न मृद्बोधे निवर्त्तते ॥ ४५ ॥ १४११
निवृत्त एव यस्मात्ते तत्सत्यत्वंमतिर्गता ।
ईदृङ्निवृत्तिरेवात्र बोधजा न त्वभासनम् ॥ ४६ ॥ १४१२
पुमानधोमुखो नीरे भातोऽप्यस्ति न वस्तुतः ।
तटस्थमर्त्यवत् तस्मिन्नैवास्था कस्यचित् क्वचित् ॥४७॥ १४१३

શબ્દાર્થ:—વ્યક્ત, ઘડો અને વિકાર; એમ એ ત્રણ નામોવડે કહેલો અનૃત અર્થ મૃત્તિકાનો બોધ થયે સતે કેમ નિવૃત્તિ પામે નહિ? એમ જો [ કહે ] તો; (૪૫.) [ તે ] નિવૃત્તિ પામેલો જ [ છે ], જેથી તારી તેના સત્યપણાની બુદ્ધિ ગઈ [ છે ]. અહિંઆં ( સોપાધિક ભ્રમમાં ) એ પ્રકારની બોધજન્ય જ નિવૃત્તિ [ છે ], પણ [ સ્વરૂપની ] અપ્રતીતિ ( રૂપ નિવૃત્તિ ) નથી. (૪૬). પાણીમાં પુરૂષ, અધોમુખ ભાસતો સતો પણ વાસ્તવિક રીતે [ તે તેમ ] નથી. કાંઠે ઉભેલા માણસની પેઠે તે-ભાસતા અધોમુખ ( પુરૂષમાં ) કોઈ ( પુરૂષ ) ની કયારેય ( એ ઊંધે માથે છે એવી ) આસ્થા નથી જ. ૪૭.

**વિવેચન:—*** વ્યક્ત આદિ ત્રણ શબ્દવડે શકિતના કાર્યનો આપણે વ્યવહાર કરીએછીએ, તે તેના કારણથી ભિન્ન હોઈ અસત્ છે એમ અંગીકાર કર્યા છતાં પણ માટીરૂપ તેના કારણનું જ્યારે જ્ઞાન થયું ત્યારે તે નિવૃત્તિ પામવું જોઇએ. જેમ છીપમાં ભાસતું રૂપું છીપનું યથાર્થ જ્ઞાન થયા પછી નિવૃત્તિ પામે છે તેમ. તથાપિ તે કાર્યરૂપ અસત્ નિવૃત્તિ તો પામતું નથી. આ રીતની વાદીની શંકા છે. સિદ્ધાંતી કહે છે કે હે વાદી! જે કારણથી ઘટાદિમાંની તારી સત્યપણાની બુદ્ધિ નાશ પામી છે તે જ કારણથી તે ઘટાદિક પણ નિવૃત્ત થયા છે એમ સમજ. તારૂં કહેવું એવું છે કે છીપના જ્ઞાનથી જેમ રૂપાનું જ્ઞાન નાશ પામે છે તેમ ઘડાના અધિષ્ઠાન માટીનું જ્ઞાન થવાથી ઘડો નાશ પામવો જોઇએ, પણ અહિંઆં તેમ હોઈ શકે નહિ. છીપમાં રૂપું ભાસમાન થાય છે તે કેવળ અજ્ઞાનથી જ ભાસે છે; ઉપાધિથી ભાસતું નથી; માટે ત્યાં-શુકિતમાં રૂપું એ **નિરૂપાધિક** ભ્રમ છે. નિરૂપાધિક ભ્રમમાં અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિત વસ્તુના સ્વરૂપનો અભાવ થાય એ જ બોધનું લક્ષણ છે; પણ **સોપાધિક** ભ્રમમાં તેમ નથી. **સોપાધિક** ભ્રમ એટલે ઉપાધિ મળવાથી થએલો ભ્રમ. આ **સોપાધિક** ભ્રમમાં કલ્પાએલી વસ્તુના અધિષ્ઠાનનું યથાર્થ જ્ઞાન થતાં તેમાં સત્યતાની બુદ્ધિ હતી તે નાશ પામે એટલે જ તેનો બોધ થયો એમ સમજવાનું છે; કાંઈ તે કલ્પાએલ વસ્તુના સ્વરૂપની અપ્રતીતિ થવી એ રૂપ બોધનું લક્ષણ નથી. આમ હોવાથી માટીનું જ્ઞાન થવાથી ઘટ સ્વરૂપ નાશ પામવું જોઇતું નથી. એ તો માટીનું જ્ઞાન થયું, અને ઘટનું મિથ્યાત્વ સમજાયું એટલે તેની—ઘટાદિની નિવૃત્તિ થઈ જ ગએલી છે. પાણીમાં ઉંધો ભાસતો પુરૂષ ઉંધો જ છે એમ વિવેકી

* મૂળમાં 'ઘટ' શબ્દ છે તેથી યાવત્ પદાર્થ માત્રના નામનો સમાવેશ કરી લેવાનો છે.

કે અવિવેકી કોઈ પણ પુરૂષ માનતો નથી. જો કે જ્યાં સુધી તે કાંઠે ઉભો રહે છે, અર્થાત્ જળના સમીપવર્ત્તીરૂપ ઉપાધિના સંસર્ગમાં છે ત્યાં સુધી તે ભાસે છે; તથાપિ તે અસત્ય છે; તેમ ઘટો પણ ઉપાધિના સંસર્ગમાં છે ત્યાં સુધી ભાસે તો ખરો, તથાપિ તેનું મિથ્યાત્વ સમજાયું એટલે તે નિવૃત્તિ પામ્યો એમ કહેવાય. ૪૫—૪૭.

**ईदृग्बोधे पुमर्थत्वं मतमद्वैतवादिनाम् ।**
**मृद्रूपस्यापरित्यागाद्विवर्त्तत्वं घटे स्थितम् ॥ ४८ ॥ १४१४**

**શબ્દાર્થ:—અદ્વૈતવાદીઓનું પુરૂષાર્થપણું એ પ્રકારનો બોધ થયે સંતે માનેલું [ છે ]. મૃત્તિકાના રૂપના અપરિત્યાગથી ઘડામાં વિવર્ત્તપણું સ્થિત [ છે ]. ૪૮.**

**વિવેચન:**—ત્યારે શું આરોપિત વસ્તુની અસત્યતાના જ્ઞાન માત્રથી જ પુરૂષાર્થની સિદ્ધિ છે એમ સમજવું ? હા. અદ્વૈતવાદમાં તો આત્માનંદથી ભિન્ન સર્વ વસ્તુઓના મિથ્યાપણાનો નિશ્ચય થયો એ જ અદ્વિતીય આનંદની અભિવ્યક્તિરૂપ પુરૂષાર્થ સિદ્ધ થયો એમ કહેવાય છે. વારૂ, એમ હોવાથી ઘડાને મૃત્તિકાનું વિવર્ત્તપણું છે તે મૃત્તિકાના જ્ઞાનથી સિદ્ધ થયું, અને એથી ઘડામાં સત્યતાની બુદ્ધિ હતી તે નાશ પામી, પણ તેથી ઘડાનું વિવર્ત્તપણું અત્યારસુધી સિદ્ધ થયું નહિ ? કહેવાનો ભાવ એવો છે કે ઘડો એ માટીનું રૂપાંતર છે એમ તો સિદ્ધ થયું, પણ તેથી કાંઇ ઘડામાંની સત્યત્વ બુદ્ધિ નિવર્ત થઇ નહિ ? સિદ્ધાંતી કહે છે કે જ્યાં સુધી મૃત્તિકાનું મૃત્તિકાત્વ સ્થિત છે ત્યાં સુધી ઘડામાં વિવર્ત્તપણું સ્થિત જ છે. ૪૮.

**परिणामे पूर्वरूपं त्यजेत् तत् क्षीररूपवत् ।**
**मृत्सुवर्णे निवर्त्तेत घटकुंडलयोर्नहि ॥ ४९ ॥ १४१५**

**શબ્દાર્થ:**—તે ( ઉપાદાન કારણ ), દૂધના રૂપની પેઠે પરિણામ ( વાદ ) માં પૂર્વ રૂપને તજે છે [ પણ ] ઘટ અને કુંડળ ( વિવર્ત્ત )માં માટી અને સુવર્ણ નિવર્ત્ત થતાં નથી [ એ ] પ્રસિદ્ધ [ છે ]. ૪૯.

**વિવેચન:**—ઘડામાં માટીના સ્વરૂપનો પરિત્યાગ નથી, તોપણ તેમાં માટી પરિણામ પામી એમ તો કહેવાય કે નહિ ? ના, ન કહેવાય; કેમકે પરિણામ પામવામાં તો ઉપાદાન કારણનું પૂર્વ રૂપ જ ફરી જાય છે, જેમ દૂધમાંથી દહીં થતાં—દૂધનું પરિણામ થતાં, તેમાં દૂધનું પૂર્વ રૂપ જ ફરી ગયું છે તેમ. વારૂ, ત્યારે શું તમે એમ કહેવા માગોછો કે વિવર્ત્તમાં ઉપાદાન કારણ પોતાના પૂર્વ રૂપનો ત્યાગ કરતું નથી ? હા, તેમ જ છે. માટી અને સુવર્ણમાંથી વિવર્ત્તરૂપ ઉત્પન્ન થએલ ઘડામાં અને કુંડળમાં અનુક્રમે માટી અને સુવર્ણના પૂર્વ રૂપનો અપરિત્યાગ જ છે. તેમાં તેઓ નિવર્ત્ત થયાં જ નથી એ પ્રસિદ્ધ છે. ૪૯.

**घटे भग्ने न मृद्भावः कपालानामवेक्षणात् ।**
**मैवंचूर्णेऽस्ति मृद्रूपं स्वर्णरूपं त्वतिस्फुटम् ॥ ५० ॥ १४१६**

**શબ્દાર્થ:—[ વાદી કહે છે કે ] ઘડો ભાગી ગયે સતે ઠીબકાંના દેખવાથી [ તેમાં ] મૃત્તિકાનો ભાવ નથી. [ સિદ્ધાંતી કહે છે કે ] ના, એમ નથી. [ તે ઠીબાંનો ] ચૂરો કર્યે સતે મૃત્તિકાનું રૂપ છે; [ અને ] સુવર્ણનું રૂપ તો અતિ સ્પષ્ટ [ છે ]. ૫૦.**

**क्षीरादौ परिणामोऽस्तु पुंसस्तद्भाववर्जनात् ।**
**एतावता मृदादीनां दृष्टांतत्वं न हीयते ॥ ५१ ॥ १४१७**

**શબ્દાર્થઃ—પુરૂષને [ ક્ષીરાદિના કાર્યમાં ] તે ( ક્ષીર આદિક ) ના ભાવનો અભાવ હોવાથી ક્ષીરાદિમાં પરિણામ હો. [ એમ વાદીનું કહેવું છે તેનો સિદ્ધાંતી પરિહાર કરે છે કે ] એટલાવડે મૃત્તિકા આદિનું દૃષ્ટાંતપણું હણાતું નથી. ૫૧.**

**વિવેચનઃ**—વાદી અત્ર પૂર્વ પક્ષ કરે છે, કે જેમ ક્ષીરનું પૂર્વ રૂપ ફરતાં તેમાં **પરિણામવાદ** છે, તેમ જ મૃત્તિકા અને સુવર્ણમાં પણ **પરિણામવાદ** સમજાય છે. કેમકે માટીના ઘડામાં અને સુવર્ણના કુંડળમાં પુરૂષને માટીનો ભાવ કે સુવર્ણનો ભાવ રહેતો નથી. આથી કરીને તેઓમાં પણ **પરિણામવાદ** ભલે હોય. સિદ્ધાંતી કહે છે કે માત્ર એટલા જ ઉપરથી મૃત્તિકા આદિનાં **વિવર્ત્તવાદ**નાં દૃષ્ટાંતોને હાનિ થતી નથી. ક્ષીરમાંથી દહીં થયું છે એ તો ખરેખરૂં **પરિણામ** જ છે. કેમકે દહીંમાંથી પછી ક્ષીરભાવ થવાનો જ નથી. પરંતુ ઘડો અને કુંડળમાં તો મૃત્તિકાભાવ અને સુવર્ણભાવ પ્રસિદ્ધ જ છે. આથી માટી અને સુવર્ણમાં **પરિણામ** સંભવતો નથીઃ **વિવર્ત્ત** જ છે. ૫૧.

**आरंभवादिनः कार्ये मृदो द्वैगुण्यमापतेत् ।**
**रूपस्पर्शादयः प्रोक्ताः कार्यकारणयोः पृथक् ॥५२ ॥ १४१८**

**શબ્દાર્થઃ—આરંભવાદીઓના [ સંમત ] કાર્યમાં મૃત્તિકાની દ્વિગુણતા પ્રાપ્ત થાય છે; [ કેમકે ] કાર્યના અને કારણના રૂપ અને સ્પર્શાદિક ગુણોને [ તેમણે ] જૂદા જૂદા કહેલા [ છે ]. ૫૨.**

**વિવેચનઃ**—મૃત્તિકા અને સુવર્ણને પાછળ બતાવ્યા પ્રમાણે **પરિણામવાદ** કદાચ ઘટતો નથી, તોપણ **આરંભવાદ** તો ઘટે છે કે નહિ? આ શંકા ઉપર આ શ્લોક કહે છે. નૈયાયિકાદિઓએ માનેલો **આરંભવાદ** પણ અત્ર ઘટતો નથી. આરંભવાદીઓનો મતમાં કાર્યના અને કારણના ગુણો જૂદા જૂદા કલ્પેલા છે. માટીમાંથી ઘડો થાય છે તો તે ઘડામાં ઘટત્વ—ઘડાપણું અને મૃત્ત્વ ( માટીપણું ) બંને છે, માટે ઉપાદાન કરતાં તેના કાર્યમાં દ્વિગુણપણું આવે છે. વ્યવહારમાં કાંઈ એ સિદ્ધ થતું નથી; કેમકે ઘડામાં મૃત્ત્વ જો બેવડાય તો પછી તેના ગુણો પણ બેવડાવા જોઇએ. કાળી માટીથી બનાવેલ ઘડામાં માટીનું કૃષ્ણત્વ અને ઘડાનું કૃષ્ણત્વ મળી કાંઈ દ્વિગુણ કૃષ્ણત્વ આવતું નથી. તેમાં તો માત્ર માટીનું કૃષ્ણત્વ જ દેખાય છે; ઘટસંબંધી કૃષ્ણત્વ દેખાતું નથી. અર્થાત્ કાર્યગુણની અપ્રતીતિ થાય છે; ને તેથી કાર્યકારણના ગુણભેદ સિદ્ધ થતા નથી. એ કલ્પિત ભેદો વાસ્તવ અભેદરૂપે અનિર્વચનીયતા પામે છે. આથી **આરંભવાદ** અસંગત છે. ૫૨.

**मृत्सुवर्णमयश्चेति दृष्टांतत्रयमारुणिः ।**
**प्राहातो वासयेत्कार्यानृतत्वं सर्ववस्तुषु ॥ ५३ ॥ १४१९**

**શબ્દાર્થઃ—માટી, સુવર્ણ અને લોહ એમ ત્રણ દૃષ્ટાંત ઉદ્દાલક ઋષિ**

**કહેતા હુવા; જેથી સર્વ વસ્તુઓમાં કાર્યના મિથ્યાપણાની વાસના કરવી. ૫૩.**

**વિવેચન:**—વિવર્તવાદમાં માત્ર માટી અને સુવર્ણ એમ એનાં જ દૃષ્ટાંતો છે એમ નથી છાંદોગ્યોપનિષદ્‌માં [1] सोम्यैकेन मृत्पिंडेन 'હે સોમ્ય ! મૃત્તિકાના પિંડવડે' એ વાક્યથી આરંભી [1] कार्ष्णायसमित्येव सत्यं 'આ લોહ જ સત્ય છે' ત્યાંસુધીમાં કાર્યનું મિથ્યાપણું બતાવવામાં માટી, સુવર્ણ અને લોહરૂપ ત્રણ દૃષ્ટાંતો કહેલાં છે. આ ત્રણ દૃષ્ટાંતોવડે જ મૃત્તિકા આદિ ઘણામાં કાર્યનું મિથ્યાપણું અનુભવાએલું છે. માટે ભૂતભૌતિકરૂપ સર્વ વસ્તુઓમાં કાર્યના મિથ્યાપણાની વાસના કરવી. ૫૩.

## ૨. એક કારણના જ્ઞાનથી કાર્ય સમૂહના જ્ઞાનપૂર્વક બ્રહ્મ અને જગત્‌નું સ્વરૂપ તથા જગત્‌ની ઉપેક્ષા.

### ૧૪૨૦—૧૪૫૦.

### ૧. એક કારણના જ્ઞાનથી કાર્યસમૂહનું જ્ઞાન થાય છે. ૧૪૨૦—૧૪૨૭.

कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽवदत् ।
सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥ ५४ ॥ १४२०
समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः ।
वास्तवोऽत्र मृदंशोऽस्य बोधः कारणबोधतः ॥५५॥ १४२१

**શબ્દાર્થ:—અને કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન પણ તે કહેતા હુવા. અહિંઆં સત્ય—કારણ—નું જ્ઞાન થયે સતે અનૃત—કાર્ય—નું જ્ઞાન કેમ સંભવે છે? ( ૫૪ ). મૃત્તિકાએ સહિત વિકારને લોકદૃષ્ટિથી કાર્યપણું [છે]; અહિંઆં મૃત્તિકાનો અંશ વાસ્તવ [ છે ]. આનો બોધ કારણના બોધથી [ થાય છે ]. ૫૫.**

**વિવેચન:**—જ્યારે પાછળ બતાવ્યા પ્રમાણે કાર્યનું મિથ્યાપણું છે ત્યારે તેનું અનુસંધાન શા માટે કહેલું છે એમ આશંકા કરીને કહે છે, કે પાછલા શ્લોકની ટીકામાં બતાવેલી ભગવતી શ્રુતિમાં જ ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને કહેતા હતા, કે મૃત્તિકા અને સુવર્ણ આદિરૂપ પારમાર્થિક કારણના વિજ્ઞાનથી તે કરતાં વલિક્ષણ ઘટ અને અલંકાર આદિ કાર્ય જણાઈ આવે છે. વાદી અત્ર શંકા કરે છે, કે કારણ જાણવાથી કાર્યનું જ્ઞાન કેમ સંભવે છે? સિદ્ધાંતી તેનો પરિહાર કરે છે, કે કાર્યમાં સત્ય અને મિથ્યા એવા બે અંશો છે, તેટલા માટે કારણ જે સત્ય છે તેનું જ્ઞાન થવાથી કાર્યની અંદરના સત્ય અંશનું જ્ઞાન થાય છે.

લોકમાં કાર્યપણું કોને કહેવાય છે તેનો આપણે વિચાર કરીએ. અધિષ્ઠાનભૂત મૃત્તિકાએ સહિત જે વિકાર આરોપિત ઘટાદિને રૂપે છે તેને જ લોકમાં કાર્યપણું કહે છે. ભવતુ, ઉપાદાન સહિત વિકારને લોક કાર્યપણું કહો, પણ તેથી 'કારણ જ્ઞાનથી કાર્યજ્ઞાન થાય છે'

૧ છઠ્ઠા અધ્યાયના પ્રથમ ખંડમાં ૪—૫—૬ કંડિકા જુઓ.

એમાં શું વળ્યું ? સિદ્ધાંતી કહે છે કે ભાઈ! સાંભળ. કાર્યમાં આવી વસેલા 'આવું મોટું ગોળ પેટાળ' ૯૦ જે અનૃત ગુણો છે, તેનો અભાવ હોવાથી તેમાં જે સત્યાંશ છે તેનું જ્ઞાન કારણ જાણવાથી થાય છે. અત્ર ઘટના દૃષ્ટાંતમાં માટીનો અંશ જે વાસ્તવ છે તેનું જ્ઞાન, કારણરૂપ માટીને જાણવાથી થયું છે એવો ભાવ છે. ૫૪—૫૫.

**अनृतांशो न बोद्धव्यस्तद्बोधानुपयोगतः ।**

**तत्त्वज्ञानं पुमर्थं स्यान्नानृतांशावबोधनम् ॥ ५६ ॥ १४२२**

**શબ્દાર્થઃ—તે બોધ નો અનુપયોગ હોવાથી મિથ્યા અંશ જાણવા યોગ્ય નથી. તત્ત્વનું જ્ઞાન [ એ ] પુરૂષાર્થ છે. મિથ્યા અંશનું જાણવું [ એ કાંઈ પુરૂષાર્થ ] નથી. ૫૬.**

**तर्हि कारणविज्ञानात् कार्यज्ञानमितीरिते ।**

**मृद्बोधे मृत्तिका बुद्धेत्युक्तं स्यात्कोऽत्र विस्मयः॥५७॥ १४२३**

**શબ્દાર્થઃ—[ વાદી કહે છે. ] ત્યારે 'કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન [ થાય છે ]' એમ કહે સતે 'માટીના જ્ઞાનથી માટી જાણી' એમ કહેલું થાય છે. [ સિદ્ધાંતી કહે છેઃ ] એમાં શો વિસ્મય [ છે ]? ( અર્થાત્ માટીના જ્ઞાનથી માટી જાણી એ માત્ર શબ્દનો ચમત્કાર થયો. એમાં કાંઈ અર્થનો ચમત્કાર નથી આવતો. ) ૫૭.**

**सत्यं कार्येषु वस्त्वंशः कारणात्मेति जानतः ।**

**विस्मयो माऽस्त्विहाज्ञस्य विस्मयः केन वार्यते॥५८॥ १४२४**

**શબ્દાર્થઃ—[ તે ] સત્ય [ છે જેથી ] કાર્યોમાં [ જે ] વસ્તુનો અંશ [ છે તે ] કારણરૂપ [ છે ] એમ જાણનાર ( પુરૂષ )ને વિસ્મય માં હો. [પણ] અહિંઆં આ ( અજ્ઞાની પુરૂષ )નો વિસ્મય શાણે નિવારણ કરાય છે? ૫૮.**

**आरंभी परिणामी च लौकिकश्चैककारणे ।**

**ज्ञाते सर्वमतिं श्रुत्वा प्राप्नुवंत्येव विस्मयम् ॥ ५९ ॥ १४२५**

**શબ્દાર્થઃ—આરંભવાદી, પરિણામવાદી અને પ્રાકૃત ( જનો ); એક કારણ જાણ્યે સતે સર્વ જ્ઞાન [થાયછે એમ] સાંભળીને વિસ્મય પામે જ છે. ૫૯.**

**વિવેચનઃ—**સમવાયી, અસમવાયી અને નિમિત્ત એ ત્રણ કારણોથી ભિન્ન એવી કાર્યની ઉત્પત્તિ છે એમ માનનાર નૈયાયિક તે **આરંભવાદી** કહેવાય છે. ઉપાદાન કારણ પોતાનું પૂર્વ રૂપ તજી વિપરીત રૂપને પ્રાપ્ત થાય છે એ રૂપ પરિણામને માનનાર સાંખ્ય તે **પરિણામવાદી**, અને આ બંને પ્રકારને નહિ જાણનારા માત્ર લોકવ્યવહારમાં જ તત્પર છે તે **લૌકિક;** એમને કારણજ્ઞાનથી કાર્યજ્ઞાન થાય છે એ વાત સાંભળતાં વિસ્મય થાય છે. ૫૯.

**अद्वैतेऽभिमुखीकर्तुमेवात्रैकस्य बोधतः ।**

**सर्वबोधः श्रुतौ नैव न नात्वस्य विवक्षया ॥ ६० ॥ १४२६**

**શબ્દાર્થઃ—અદ્વૈતમાં અભિમુખ કરવાને જ અહીં છાંદોગ્ય શ્રુતિમાં એક-કારણ—ના બોધથી સર્વ—કાર્ય—નો બોધ [ કહેલો છે. પણ ] બહુ-પણાની કહેવાની ઇચ્છાવડે નહિ જ ( કહ્યો નથી જ ). ૬૦.**

**વિવેચનઃ—**પાછળ ૧૪૨૦ મા શ્લોકમાં બતાવેલી શ્રુતિના અર્થથી કેટલેક અંશે દૂર જઇને અત્યારસુધીમાં વિવેચન કરવામાં આવ્યું છે તેનો હેતુ એટલો જ છે, કે ત્યાં બતાવેલી શ્રુતિમાં આ તાત્પર્યનો અભાવ છે. આથી અત્ર ગ્રંથકારે તેનું વ્યાખ્યાન કરી બતાવ્યું છે. ૬૦.

**एकमृत्पिंडविज्ञानात् सर्वमृण्मयधीर्यथा ।**
**तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥ ६१ ॥ १४२७**

**શબ્દાર્થઃ—જેમ એક મૃત્તિકાના પિંડના જ્ઞાનથી સર્વ મૃત્તિકામયની બુદ્ધિ [ થાય છે ], તેમ એક બ્રહ્મના બોધથી જગત્‌ની બુદ્ધિ [ થાય છે એમ ] જાણવું. ૬૧**

**વિવેચનઃ—**હવે એક વિજ્ઞાતથી સર્વ વિજ્ઞાતના દૃષ્ટાંતને દેખાડનાર 'હે સૌમ્ય! મૃત્તિકાના પિંડવડે સર્વ મૃત્તિકામય જાણેલું થાય છે' આ પાછળ બતાવેલા વાક્યના નિરૂપણ પૂર્વક દાર્ષ્ટાન્તિકને દેખાડનાર उत तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातं 'જેણે કરીને નહિ સાંભળેલું સાંભળેલું થાય છે, નહિ મનન કરેલું મનન કરેલું થાય છે, અને નહિ જાણેલું જાણેલું થાય છે, તે આદેશને પણ તેં ( ગુરૂ સન્મુખ ) પૂછ્યો છે?' આ વાક્યને પણ અર્થથી દેખાડતા આચાર્ય અત્ર ફલિત અર્થને કહી બતાવે છે. જેમ ઘડો, કોડીઉં, આદિનું ઉપાદાન કારણ મૃત્તિકાનો પિંડ છે, તેના બોધથી મૃત્તિકાના પિંડના વિકારરૂપ સર્વ ઘટાદિનું જ્ઞાન થાય છે; એ પ્રમાણે સર્વ જગત્‌નું ઉપાદાન બ્રહ્મ છે, તો તેના બોધથી તે બ્રહ્મના કાર્ય ( વિવર્ત્ત ) રૂપ સર્વ જગતનો બોધ થાય છે, એમ જાણવાને યોગ્ય છે. ૬૧.

**૨ બ્રહ્મ ( કારણ ) અને જગત્ ( કાર્ય ) નું સ્વરૂપ. ૧૪૨૮—૧૪૪૪.**

**सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत् ।**
**तापनीये श्रुतं ब्रह्म सच्चिदानंदलक्षणम् ॥ ६२ ॥ १४२८**

**શબ્દાર્થઃ—સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મ [ છે; તથા ] નામ અને રૂપ સ્વરૂપ જગત્ [ છે ]. તાપનીયોપનિષદ્‌માં સચ્ચિદાનંદ લક્ષણવાળું બ્રહ્મ સાંભળ્યું [ છે ]. ૬૨.**

**વિવેચનઃ—**બ્રહ્મ અને જગતના સ્વરૂપનું જ્ઞાન જ્યાં સુધી થયું ન હોય ત્યાં સુધી કેવળ બ્રહ્મના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય એ શક્ય નથી; માટે બ્રહ્મ અને જગતના સ્વરૂપને ઉત્તરતાપનીયોપનિષદ્‌માં બ્રહ્મનું, ब्रह्मैवेदं सर्वं सच्चिदानंदमात्रं 'આ સર્વ જગત્ સચ્ચિદાનંદ માત્ર બ્રહ્મ જ છે' આ વાક્યથી સચ્ચિદાનંદ સ્વરૂપ બતાવ્યું છે, તે પ્રમાણ પૂર્વક આ શ્લોકમાં કહી બતાવે છે. ૬૨.

**[illegible] प्राह प्रज्ञानं ब्रह्म बह्वृचः ।**
**सनत्कुमार आनंद[illegible] गम्यताम् ॥ ६३ ॥ १४२९**

**શબ્દાર્થ:—ઉદ્દાલક ઋષિ સત્ રૂપને [ બ્રહ્મ ] કહેતા હવા. ઋગ્વેદનું અધ્યયન કરનારાઓ પ્રજ્ઞાન બ્રહ્મ [ છે એમ, અને ] ભગવાન્ સનત્કુમાર આનંદ [ બ્રહ્મ છે એમ કહેતા હવા ]. એ જ પ્રમાણે બીજે ઠેકાણે પણ જાણવું. ૬૩.**

**વિવેચન:—**માત્ર તાપનીયોપનિષદ્‌માં જ બ્રહ્મનું લક્ષણ છે એમ નહિ. એ સિવાય બીજાં ઉપનિષદોમાં પણ તે છે. છાંદોગ્ય શ્રુતિમાં सदेव सोम्येदमग्र आसीत् 'હે સોમ્ય ! આ જગત્ આગળ સત્ હતું,' એ આદિ વાક્યોથી સત્ રૂપ બ્રહ્મનું નિરૂપણ કરેલું છે. ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણમાં प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म 'બ્રહ્મચેતન સર્વનો આધાર છે. પ્રજ્ઞાન બ્રહ્મ છે,' એ વાક્યથી બ્રહ્મનું પ્રજ્ઞાનરૂપ બતાવ્યું છે. વળી છાંદોગ્યમાં ભગવાન્ **સનત્કુમારે** નારદને भूमात्वेव विजिज्ञासितव्यः '**ભૂમા**—પૂર્ણ બ્રહ્મ જાણવાને યોગ્ય છે.' અહીંથી માંડીને यो वै भूमा तत्सुखमिति 'જે **ભૂમા** છે તે સુખરૂપ છે.' આ વાક્ય સુધીમાં એ પ્રમાણે **ભૂમા** શબ્દને કહેનાર બ્રહ્મની આનંદરૂપતા બતાવી છે. આ સિવાય તૈત્તિરીય આદિ ઉપનિષદોમાં પણ બ્રહ્મની આનંદરૂપતા છે તે જાણી લેવી. ૬૩.

**विचिन्त्य सर्वरूपाणि कृत्वा नामानि तिष्ठति ।**
**अहं व्याकरवाणीमे नामरूपे इति श्रुतेः ॥ ६४ ॥ १४३०**

**શબ્દાર્થ:—'સર્વ રૂપોને ચિંતન કરી, નામ ધરી, [ પરમાત્મા ] સ્થિત થાય છે;' [ અને ] 'હું આ નામ અને રૂપને પ્રગટ કરૂં,' એ શ્રુતિથી. ૬૪.**

**વિવેચન:—**જેમ બ્રહ્મનું સ્વરૂપ શ્રુતિ ભગવતીથી બતાવ્યું, તેમ નામરૂપ જગત્‌નું સ્વરૂપ પણ શ્રુતિવડે બતાવે છે; सर्वाणि रूपाणि विचिंत्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्तः 'ધીર પરમાત્મા સર્વ રૂપ ( આકાર ) નો વિચાર કરીને ( તેમનાં ) નામ કરીને ( ધરીને તે ) કહેતા સતા સ્થિત છે.' આ અને अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि 'આ જીવરૂપે પછી પ્રવેશ કરીને હું નામરૂપ પ્રગટ કરૂં' આ શ્રુતિવડે જગત્‌ની સ્થિતિ નામરૂપ જણાવી છે. ૬૪

**अव्याकृतं पुरा सृष्टेरूर्ध्वं व्याक्रियते द्विधा ।**
**अचिंत्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा ॥ ६५ ॥ १४३१**

**શબ્દાર્થ:—સૃષ્ટિની પૂર્વે [ જગત ] અવ્યાકૃત હતું. પછી [ તે ] બે રીતે પ્રગટ થાય છે. બ્રહ્મમાં આ અચિંત્ય માયા શક્તિ અવ્યાકૃત નામવાળી [ છે ]. ૬૫.**

**વિવેચન:—**બૃહદારણ્યક ઉપનિષદ્‌માં तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामायमिदं रूपः 'તે પ્રસિદ્ધ આ જગત સૃષ્ટિની પૂર્વે અવ્યાકૃત હતું, તે નામ અને રૂપવડે જ, આ એનું નામ અને આ એનું રૂપ એમ પ્રગટ થયું.' આ શ્રુતિવડે જગત્‌નું નામરૂપપણું બતાવ્યું છે, સૃષ્ટિની પૂર્વે જગત્ અવ્યાકૃત હતું; અને પછી વાચ્યવાચક ભાવવડે બે પ્રકારે તે પ્રગટ થયું છે. અત્ર શ્રુતિમાં અવ્યાકૃત શબ્દ વપરાયો છે તેનો અર્થ આ શ્લોકના ઉત્તરાર્દ્ધથી બતાવે છે. બ્રહ્મની અંદર જે અચિંત્ય માયારૂપ શક્તિ છે તે જ અવ્યાકૃત શબ્દનો અર્થ છે. ૬૫.

अविक्रियब्रह्मनिष्ठा विकारं यात्यनेकधा ।
मायां तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् ॥६६॥ १४३२

**શબ્દાર્થઃ**—અવિક્રિય બ્રહ્મમાં સ્થિત રહેલી માયા અનેક પ્રકારે વિકાર પામે છે. માયાને તો પ્રકૃતિ જાણવી; [ અને ] માયાવાળાને તો મહેશ્વર [ જાણવા ]. ૬૬.

**વિવેચનઃ**—અવિકારી બ્રહ્મમાં વર્તતી માયા, આકાશાદિક ભૂતો અને બ્રહ્માંડાદિક ભૌતિકરૂપવડે અનેક પ્રકારે વિકાર પામે છે. શ્વેતાશ્વતરોપનિષદ્‌માં તે કહેલ છે. સર્વ જગતના ઉપાદાન કારણરૂપ માયાને પ્રકૃતિ જાણવી; અને આ માયાનું આશ્રય હોવાથી માયાવાળાને મહેશ્વર એટલે માયાનો નિયામક જાણવો. આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં બતાવેલ શ્રુતિમાં બંને પદોમાં 'तु' શબ્દ વાપર્યો છે તે માયા અને મહેશ્વર પરસ્પર વિલક્ષણ છે એમ બતાવવાને માટે છે. ૬૬.

आद्यो विकार आकाशः सोऽस्ति भात्यपि च प्रियः ।
अवकाशस्तस्य रूपं तन्मिथ्या न तु तत्त्रयम् ॥६७॥ १४३३

**શબ્દાર્થઃ**—[ માયોપહિત બ્રહ્મમાં ] આકાશ [ એ ] પ્રથમ વિકાર [ છે ], તે અસ્તિ, ભાતિ અને પ્રિય—સચ્ચિદાનંદ—[ છે ]. તેનું રૂપ અવકાશ [ છે ] તે મિથ્યા [ છે; પણ ] તે ( અસ્તિ, ભાતિ અને પ્રિય ) ત્રણ રૂપ તો [ મિથ્યા ] નથી. ( અર્થાત્ સત્ આદિ ત્રણ વાસ્તવ છે. ) ૬૭.

न व्यक्तेः पूर्वमस्त्येव न पश्चाच्चापि नाशतः ।
आदावंते च यन्नास्ति वर्त्तमानेऽपि तत् तथा ॥६८॥ १४३४

**શબ્દાર્થઃ**—[ આકાશનું અવકાશરૂપ ] વ્યક્તિ ( પ્રગટતા ) ની પૂર્વે છે જ નહિ; અને પછી પણ નાશ હોવાથી નથી; [ માટે અવકાશ મિથ્યા છે. કેમકે ] જે આદિમાં અને અંતમાં નથી, તે વર્ત્તમાનમાં [ પ્રતીત થતાં છતાં ] પણ તેમ [ નથી ]. ૬૮.

* अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येवेत्याह कृष्णोऽर्जुनं प्रति ॥ ६९ ॥ १४३५

**શબ્દાર્થઃ**—હે ભારત—અર્જુન ! [ સર્વ આકાશાદિ ] ભૂતો પ્રથમ અવ્યક્ત સ્વરૂપવાળાં, મધ્ય સમયમાં પ્રત્યક્ષ સ્વરૂપવાળાં અને છેવટે અવ્યક્ત સ્વરૂપવાળાં છે; એમ શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુન પ્રત્યે કહેતા હવા. ૬૯.

मृद्वत्ते सच्चिदानंद अनुगच्छन्ति सर्वदा ।
निराकाशे सदादीनामनुभूतिर्निज ऽऽत्मनि ॥७०॥ १४३६

**શબ્દાર્થઃ**—માટીની પેઠે તે ( સત્, ચિત્ અને આનંદ ) સર્વદા અનુસ્યૂત છે. આકાશરહિત નિજાત્મામાં સત્ આદિનો અનુભવ [ થાયછે ]. ૭૦.

---

* શ્રીમદ્ ભગવદ્‌ગીતા. ૨ જો અધ્યાય, ૨૮ મો શ્લોક જુઓ.

**વિવેચનઃ**—ઘટાદિકમાં જેમ ત્રણે કાળમાં માટી અનુગત છે તેમ અવકાશમાં પણ સત્, ચિત્ અને આનંદ એ ત્રણે રૂપ અનુગત છે. અવકાશને મૂકી દેતાં પણ નિરાકાશ નિજાત્મામાં (તેનો) અનુભવ થાય છે. ૭૦.

**अवकाशे विस्मृतेऽथ तत्र किं भाति ते वद ।**

**शून्यमेवेति चेदस्तु नाम ताद्दग्विभाति हि ॥ ७१ ॥ १४३७**

**શબ્દાર્થઃ—અવકાશ વિસ્મરણ થયે સતે પછી ત્યાં તને શું ભાસે છે? [તે] કહે. શૂન્ય જ [ભાસે છે], એમ જો [કહે]તો [તે] ભલે હો—ભાસો. તેવું પણ પ્રસિદ્ધ ભાસે છે. ૭૧.**

**વિવેચનઃ**—અવકાશના લય પછી જે કાંઈ રહે છે તે શૂન્ય છે એમ વાદી કહે છે. આ '**શૂન્ય**' એ માત્ર શબ્દથી શૂન્ય છે પણ અર્થથી તો અવકાશના અભાવરૂપ વિશેષણનું વિશેષ્ય છે. અર્થાત્ કાંઇ પણ પ્રતીયમાન થતી વસ્તુ છે એમ સમજાય છે. ૭૧.

**ताद्दक्त्वादेव तत्सत्त्वमौदासीन्येन तत्सुखम् ।**

**आनुकूल्यप्रातिकूल्यहीनं यत्तन्निजं सुखम् ॥ ७२ ॥ १४३८**

**आनुकूल्ये हर्षधीः स्यात् प्रातिकूल्ये तु दुःखधीः ।**

**द्वयाभावे निजाऽऽनंदो निजंदुःखं न तु क्वचित् ॥७३ १४३९**

**શબ્દાર્થઃ—તેવા (તેનું વિશેષ્યવડે પ્રતીયમાન)પણું હોવાથી જ તે સત્ત્વ (તેની સદ્રૂપતા) [છે. વળી] ઉદાસીનપણાવડે તે સુખરૂપ [છે; કેમકે] જે અનુકૂળતા અને પ્રતિકૂળતા રહિત [છે] તે નિજસુખ [છે]. (૭૨). અનુકૂળતામાં હર્ષબુદ્ધિ, [અને] પ્રતિકૂળતામાં તો દુઃખબુદ્ધિ છે, [માટે] એ બંનેના અભાવમાં નિજાનંદ [છે. પણ] નિજદુઃખ તો કયાંઈ નથી. ૭૩.**

**વિવેચનઃ**—પાછળ બતાવ્યું તેમ અવકાશના વિસ્મરણથી કાંઇક વસ્તુ અવશેષ રહે છે. આ જે પાછળ રહે છે તે જ અવકાશના અભાવરૂપ વિશેષણનું વિશેષ્ય છે. આમ તેનું વિશેષ્યવડે પ્રતીયમાન થવાપણું છે માટે જ તેની સદ્રૂપતા છે. તે ઉદાસીન છે માટે સુખ છે; કેમકે અનુકૂળતા અને પ્રતિકૂળતા તેમાં નથી. અનુકૂળતાવડે હર્ષ થાય છે. આ હર્ષરૂપ વિકૃતિ છે. અને પ્રતિકૂળતાવડે દુઃખ થાય છે, એ પણ વિકૃતિ; માટે એ બંનેનો અભાવ એ જ **નિજાનંદ** છે. જ્યારે નિજાનંદ થાય છે ત્યારે શું નિજદુઃખ પણ થવું જોઇએ? ના, નિજદુઃખ છે જ નહિ; કેમકે આત્માના સ્વરૂપમાં તેનો અભાવ છે. સૌ કોઇ સુખને ઇચ્છે છે, દુઃખને ઇચ્છતું નથી. યાવત્ જગત્ સુખને ઇચ્છે છે ત્યારે દુઃખ રહ્યું જ ક્યાં? તે છે જ નહિ. ૭૨-૭૩.

**निजानंदे स्थिरे हर्षशोकयोर्व्यत्ययः क्षणात् ।**

**मनसः क्षणिकत्वेन तयोर्मानसतेष्यता ॥ ७४ ॥ १४४०**

**શબ્દાર્થઃ—નિજાનંદ સ્થિર સતે હર્ષ અને શોકનો પરિણામ [થાય**

છે; કેમકે ] મનના ક્ષણિકપણાવડે તે ( હર્ષ શોક ) નું મનોજન્યપણું અંગીકાર કરવું [ યોગ્ય છે ]. ( કહેવાનો ભાવ એવો છે કે નિજાનંદ સ્થિર થયે સતે પણ તેનું ગ્રાહક મન છે તે ચંચળ હોવાથી તેમાં ક્યારેક ક્યારેક હર્ષશોક જણાઇ આવે છે; કેમકે હર્ષશોક મનોજન્ય છે. ) ૭૪.

आकाशेऽप्येवमानंदः सत्ताभाने तु संमते ।

वाय्वादि देहपर्यंतं वस्तुष्येवं विभाव्यताम् ॥ ७५ ॥ १४४१

શબ્દાર્થ:—આકાશમાં પણ એ પ્રકારે આનંદ [ છે. તેમાં ] સત્તા અને ભાન ( ભાસવું ) તો માનેલાં [ છે જ ]. એ પ્રકારે વાયુ આદિથી તે દેહ-પર્યંત ( ની ) વસ્તુઓમાં ભાવના કરવી—વિચાર કરવો. ૭૫.

**વિવેચન:**—પાછળ બતાવેલ ૧૪૩૯ નો અર્થ આથી દાર્ષ્ટાંતિકમાં જોડે છે. આકાશમાં સત્તા અને ભાન તો તમે ( વાદીએ ) જ પાછળ ૧૪૩૭—૩૮ માં સ્વીકારેલ છે, માટે અત્ર આનંદનો જ વિચાર તેમાં જોડી બતાવ્યો છે. **નિજાનંદ**માં જેમ આનંદ છે એ વાત પાછળ બતાવી છે તેમ તે આકાશમાં પણ છે. પાછળ ૧૪૩૩ થી જે અર્થ આકાશમાં પ્રતિપાદન કર્યો છે તે જ તે પછીના વાયુતત્ત્વથી આરંભી શરીરપર્યંતની વસ્તુઓમાં વિચારી લેવો. ૭૫.

गतिस्पर्शौ वायुरूपं वन्हेर्दाहप्रकाशने ।

जलस्य द्रवता भूमेः काठिन्यं चेति निर्णयः ॥७६॥ १४४२

असाधारण आकार औषध्यन्नवपुष्यपि ।

एवं विभाव्यं मनसा तत्तद्रूपं यथोचितम् ॥ ७७ ॥ १४४३

શબ્દાર્થ:—ગતિ અને સ્પર્શ વાયુનું રૂપ [ છે ], દાહ અને પ્રકાશ અગ્નિનું [ રૂપ છે ], દ્રવતા—પ્રવાહીપણું જળનું [ રૂપ છે ] અને કઠિણતા પૃથ્વીનું [ રૂપ છે ]; એ પ્રકારનો નિર્ણય [ છે ]. ( ૭૬ ). ઓષધિ, અન્ન અને શરીરોમાં પણ [ તે તે તત્ત્વોના ] અસાધારણ આકાર—રૂપ [ છે ] એ પ્રકારે તે તે ( વસ્તુ )ના રૂપની મનવડે જેમ ઘટે તેમ ભાવના કરવી. ૭૭.

अनेकधा विभिन्नेषु नामरूपेषु चैकधा ।

तिष्ठंति सच्चिदानंदा विसंवादो न कस्यचित् ॥७८॥ १४४४

શબ્દાર્થ:—અને અનેક પ્રકારે ભિન્ન એવાં નામરૂપમાં; સત, ચિત્ અને આનંદ એક જ પ્રકારે રહે છે. [ આમાં ] કોઇને પણ વાદવિવાદ નથી. ૭૮.

૩. ફળ સહિત નામરૂપ—જગત્—નો તિરસ્કાર. ૧૪૪૫–૧૪૫૦.

निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।

बुद्ध्या ब्रह्मणि वीक्ष्यस्व समुद्रे बुद्बुदादिवत् ॥७९॥ १४४५

શબ્દાર્થ:—નામરૂપ બંને કલ્પિત [ છે ]; અને તેઓ જન્મ અને નાશવાળાં [ છે. તેને ] બુદ્ધિવડે, સમુદ્રમાં પરપોટા [ફીણ] વગેરેની પેઠે બ્રહ્મમાં [ મિથ્યારૂપે ] જો. ૭૯.

सच्चिदानंदरूपेऽस्मिन् पूर्णे ब्रह्मणि वीक्षिते ।
स्वयमेवावजानंति नामरूपे शनैः शनैः ॥ ८० ॥ १४४६

શબ્દાર્થ:—આ સચ્ચિદાનંદરૂપ પૂર્ણ બ્રહ્મમાં [ તેનો ] સાક્ષાત્કાર કર્યે સતે [ જ્ઞાની ], પોતાની મેળે જ નામરૂપને ધીરે ધીરે અવજ્ઞા કરે—ત્યાગ કરેછે. ૮૦.

यावद्यावदवज्ञा स्यात्तावत्तावत्तदीक्षणम् ।
यावद्यावद्वीक्ष्यतेऽतत्तावत्तावदुभे त्यजेत् ॥ ८१ ॥ १४४७

શબ્દાર્થ:--જેટલી જેટલી દ્વૈતની અવજ્ઞા થાય તેટલું તેટલું તે બ્રહ્મનું દર્શન—અનુભવ [ થાય છે; અને ] જેટલું જેટલું તે બ્રહ્મ જોવાય છે—તેનું દર્શન થાય છે—તે અનુભવાય છે, તેટલું તેટલું [ જોનારો ] તે (નામરૂપ) બંનેને તજે છે. ૮૧.

तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।
जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥ ८२ ॥ १४४८

શબ્દાર્થ:—તે ( નામરૂપનો ત્યાગ અને બ્રહ્મમાં જોડાવું એ બે )ના અભ્યાસવડે સારી રીતે સ્થિત થએલી બ્રહ્મજ્ઞાન સતે, આ ( જ્ઞાની ) પુરૂષ જીવતો સતો જ મુક્ત થાય છે. [ પછી તેનું ] શરીર તો જેમ [ રહેવું હોય ] તેમ [રહે]. ( અર્થાત્ જેવું પ્રારબ્ધ અવશેષ હોય તેવું તે ભોગવો. ) ૮૨.

* तच्चिंतनं तत्कथनमन्योऽन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ ८३ ॥ १४४९

શબ્દાર્થ:—તે ( બ્રહ્મ )નું ચિંતન, તેનું કથન, અને પરસ્પર તેનો બોધ કરવો; એમ એક બ્રહ્મમાં તત્પરતાને પંડિત જનો બ્રહ્માભ્યાસ કહે છે. ૮૩.

वासनाऽनेककालीना दीर्घकालं निरंतरम् ।
सादरं चाभ्यस्यमाने सर्वथैव निवर्त्तते ॥ ८४ ॥ १४५०

શબ્દાર્થ:—અનેક (અનાદિ) કાળની [જે] વાસના [છે તે], લાંબા કાળ સુધી રોજ અને આદરપૂર્વક અભ્યાસ ( બ્રહ્માભ્યાસ ) કરાતે સતે બધીએય નિવર્ત્ત થાય છે—નાશ પામે છે. ૮૪.

### ૩. એક જ બ્રહ્મને માયાથી અનેક આકારતાના સંભવ પૂર્વક જગતમાં અનુસ્યૂત બ્રહ્મનું નિર્જગત્પણું. ૧૪૫૧—૧૪૭૧.

#### ૧. એક બ્રહ્મને માયાવડે અનેક આકારતા. ૧૪૫૧—૧૪૫૭.

मृच्छक्तिवद् ब्रह्मशक्तिरनेकाननृतान् सृजेत् ।
यद्वा जीवगता निद्रा स्वप्नश्चात्र निदर्शनम् ॥ ८५ ॥ १४५१

* પાછળ ૬૯૦ મો શ્લોક જુઓ.

निद्राशक्तिर्यथा जीवे दुर्घटस्वप्नकारिणी ।
ब्रह्मण्येषा स्थिता माया सृष्टिस्थित्यंतकारिणी॥८६॥ १४५२
स्वप्ने वियद्गतिं पश्येत् स्वमूर्द्धच्छेदनं यथा ।
मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः ॥ ८७ ॥ १४५३
इदं युक्तमिदं नेति व्यवस्था तत्र दुर्लभा ।
यथा यथेक्ष्यते यद्यत्तत्तद्युक्तं तथा तथा ॥ ८८ ॥ १४५४
ईदृशो महिमा दृष्टो निद्राशक्तेर्यदा तदा ।
मायाशक्तेरचिंत्योऽयं महिमेति किमद्भुतम् ॥ ८९ ॥ १४५५
शयाने पुरुषे निद्रा स्वप्नं बहुविधं सृजेत् ।
ब्रह्मण्येवं निर्विकारे विकारान् कल्पयत्यसौ॥ ९० ॥ १४५६
खानिलाग्निजलोर्व्यंडलोकप्राणिशिलादिकाः ।
विकाराः प्राणिधीष्वंतश्चिच्छाया प्रतिबिंबिता॥९१॥ १४५७

શબ્દાર્થ:—માટીની શક્તિની પેઠે બ્રહ્મની શક્તિ માયા અનેક કાર્યને સૃજે છે. અથવા અહિંઆં જીવમાં સ્થિત રહેલી નિદ્રા અને સ્વપ્ન દૃષ્ટાંત [ છે ]. ( ૮૫. ) જીવમાં જેમ દુર્ઘટ સ્વપ્ન કરનારી નિદ્રાશક્તિ [ છે તેમ ] બ્રહ્મમાં રહેલી આ માયાશક્તિ સૃષ્ટિની [ ઉત્પત્તિ ] સ્થિતિ અને અંત ( નાશ ) કરનારી [ છે ]. ( ૮૬. ) જેમ સ્વપ્નમાં [ પુરૂષ, પોતાની ] આકાશમાં ગતિ [ થાય છે તે ] ને, પોતાના મસ્તકના છેદનને, ને બે ઘડીનું સ્વપ્ન સતે વરસોના સમૂહને [ અને ] મુએલા પુત્ર આદિકને ફરીને દેખે છે. ( ૮૭. ) આ ઘટિત [ છે, અને ] આ ઘટિત નથી; એ પ્રકારની વ્યવસ્થા ( નિયમ ) ત્યાં—સ્વપ્નમાં દુર્લભ [ છે. ત્યાં તો ] જે જે ( વસ્તુઓ ) જેમ જેમ દેખાય છે, તે તે ( વસ્તુઓ ) તેમ તેમ ઘટિત [ છે ]. ( ૮૮. ) [ પાછલા ૮૭ મા થી અહીં સુધીમાં કહેલો અર્થ આથી સ્પષ્ટ કરે છે. ] જ્યારે નિદ્રાશક્તિનો આવો મહિમા જોએલો છે ત્યારે માયાશક્તિનો આ ( એવો ) અચિંત્ય મહિમા [ હોય ] એમાં શું આશ્ચર્ય છે? ( અર્થાત્ કાંઈ આશ્ચર્ય નથી.) ( ૮૯. ) ઉંઘી ગએલા [ નિર્વિક્રિય ] પુરૂષ ( જીવ ) માં નિદ્રાશક્તિ [ જેમ ] બહુ પ્રકારનાં સ્વપ્ન કરે છે [ તેમ ] નિર્વિકાર બ્રહ્મમાં આ ( માયાશક્તિ ) [ અનેક પ્રકારના ] વિકારોને કલ્પે છે. ( ૯૦. ) આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી ( એ પંચ મહાભૂતો ), બ્રહ્માંડ, ( ચૌદ ) લોક, પ્રાણિ ( જંગમ જીવ ), અને શિલા આદિક ( સ્થાવર જીવ ) વિકારો, [ માયાનું કાર્ય છે. તેમાં ] પ્રાણિની બુદ્ધિઓની અંદર ચેતનની છાયા પ્રતિબિંબ પામેલી [ છે ]. ૯૧.

વિવેચન:—એક જ બ્રહ્મને અનેક આકારવાળું જગતનું હોવાપણું ઘટતું

નથી, એમ નથી. માયા સહિત બ્રહ્મને તે ઘટે છે. માટીની શક્તિથી જેમ અનેક જાતનાં ઘટ, શરાવ (કોડીઉં), આદિ ઉત્પન્ન થાય છે તેમ. વારૂ, પણ આ દૃષ્ટાંત વિષમ છે; કેમકે માટીથી જે જે પદાર્થો બને છે તે તે પદાર્થો માટીના સમાન સત્તાવાળા બને છે, પણ બ્રહ્મની શક્તિ માયા તો મિથ્યા છે, માટે તેને અનેકનું હેતુપણું ઘટતું નથી. આ શંકાનો પરિહાર એવો છે કે ઘટાદિની ઉત્પત્તિનું અધિષ્ઠાન (ઉપાદાન કારણ) માટી નથી, કેમકે માટીપણું બ્રહ્મમાં કલ્પિત જ છે. એક કલ્પિત વસ્તુ અન્ય કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન હોઈ શકે નહિ, માટે અહીં મૃત્તિકાઉપહિત ચેતન છે; તથાપિ શંકાનું સમાધાન સહેલથી કરવા ગ્રંથકર્ત્તાએ નિદ્રા અને સ્વપ્નનું દૃષ્ટાંત આપી તેઓનો વિસ્તાર કરી બતાવ્યો છે. ૮૫-૯૧.

### ૨. જડચેતનરૂપ જગત્‌માં અનુસ્યૂત બ્રહ્મનું ફળસહિત નિર્જગત્‌પણું. ૧૪૫૮–૧૪૭૧.

**चेतनाचेतनेष्वेषु सच्चिदानंद लक्षणम् ।**
**समानं ब्रह्म भिद्येते नामरूपे प्रथक् पृथक् ॥ ९२ ॥ १४५८**

**શબ્દાર્થઃ—ચેતન અને અચેતનમાં સચ્ચિદાનંદ લક્ષણવાળું બ્રહ્મ સમાન [છે. માત્ર] નામ અને રૂપ ભિન્ન ભિન્ન ભેદ પામે છે. (અર્થાત્ સર્વ જીવરૂપ ચેતનમાં અને જડરૂપ અચેતનમાં તેઓ અસ્તિ, ભાતિ અને પ્રિય એ બ્રહ્મસ્વરૂપે પ્રકાશે છે; એટલે તે સૌમાં એ ત્રણ રૂપે સચ્ચિદાનંદ સમાન છે.) ૯૨.**

**ब्रह्मण्येते नामरूपे पटे चित्रमिव स्थिते ।**
**उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानंदधीर्भवेत् ॥ ९३ ॥ १४५९**

**શબ્દાર્થઃ—બ્રહ્મમાં આ નામરૂપ, પટમાં ચિત્રની પેઠે રહેલાં (કલ્પિત) [છે. એ] બે નામરૂપનો ત્યાગ કરીને બ્રહ્મબુદ્ધિ થાય છે. ૯૩.**

**जलस्थेऽधोमुखे स्वस्य देहे दृष्टेऽप्युपेक्ष्यतम् ।**
**तीरस्थ एव देहे स्वे तात्पर्यं स्याद्यथा तथा ॥ ९४ ॥ १४६०**

**શબ્દાર્થઃ—જળમાં પડેલ ઉંધે માથે પોતાના દેહને દીઠે સતે પણ જેમ તેની ઉપેક્ષા કરીને પોતાના કાંઠે રહેલ દેહમાં જ [પુરૂષનું] તાત્પર્ય છે તેમ. ૯૪.**

**વિવેચનઃ**—પાણીને કાંઠે ઉભેલો માણસ તેમાં પોતાની છાયાને ઉંધે માથે પડેલી દેખે છે, તોપણ તેને તે ખોટી માનીને જેમ પોતાના તીરસ્થ દેહમાં જ મમત્વ રાખે છે તેમ જ્ઞાની પુરૂષ, નામરૂપાત્મક રૂપે દેખાતા જગત્‌માંના પોતાના આદરને ત્યાગીને સચ્ચિદાનંદ બ્રહ્મમાં જ પોતાની અહંબુદ્ધિને જોડે છે એવો ભાવ છે. ૯૪.

**सहस्रशो मनोराज्ये वर्त्तमाने सदैव तत् ।**
**सर्वैरुपेक्ष्यते यद्वदुपेक्षा नामरूपयोः ॥ ९५ ॥ १४६१**

શબ્દાર્થ:—જેમ હજારો મનોરાજ્ય ( શેખસલ્લીના વિચાર ) વર્તમાન સતે [ પણ ] તેની સર્વ માણસોએ નિરંતર ઉપેક્ષા જ કરાય છે, [ તેમ ] નામ અને રૂપની ઉપેક્ષા [ કરાય છે ]. ૯૫.

क्षणे क्षणे मनोराज्यं भवत्येवान्यथाऽन्यथा ।
गतं गतं पुनर्नास्ति व्यवहारो बहिस्तथा ॥ ९६ ॥ १४६२

શબ્દાર્થ:—ક્ષણ ક્ષણમાં ભિન્ન ભિન્ન પ્રકારના મનોરાજ્ય થાય છે જ. [ તેઓમાં ] થઇ થઇને જતા રહેલા ( મનોરાજ્ય ) ફરીને ( થતા ) નથી, તેમ બહારનો વ્યવહાર [ છે ]. ૯૬.

न बाल्यं यौवने लब्धं यौवनं स्थाविरे तथा ।
मृतः पिता पुनर्नास्ति नायात्येव गतं दिनम् ॥९७॥ १४६३

શબ્દાર્થ:—બાળપણું જુવાનીમાં પ્રાપ્ત થએલું નથી, તેમ જુવાની ઘડપણમાં [ પ્રાપ્ત થએલી નથી ]. મરી ગએલો પિતા ફરીને ( આવતો ) નથી, [ અને ] ગએલો દિવસ [ પણ ફરીને ] આવતો જ નથી. ૯૭.

मनोराज्याद् विशेषः कः क्षणध्वंसिनि लौकिके ।
अतोऽस्मिन् भासमानेऽपि तत्सत्यत्वधियं त्यजेत् ॥९८॥ १४६४

શબ્દાર્થ:—ક્ષણમાં નાશ પામે એવા લૌકિક વ્યવહારમાં મનોરાજ્યથી શું વિશેષ [ છે ]? એટલા માટે આ ( મનોરાજ્ય ) ભાસમાન સતે પણ તેમાંની સત્યતાની બુદ્ધિને તજવી. ૯૮.

उपेक्षिते लौकिके धीर्निर्विघ्ना ब्रह्मचिंतने ।
* नटवत् कृत्रिमास्थायां निर्वहत्येव लौकिकम् ॥ ९९ ॥ १४६५

શબ્દાર્થ:—લૌકિક વ્યવહાર—બહારના વ્યવહાર—નીઉપેક્ષા થયે સતે બ્રહ્મચિંતનમાં બુદ્ધિ સ્થિર [ થાય છે, અને પછી ] નટની પેઠે કૃત્રિમ આસ્થામાં જ બાહ્ય વ્યવહારનો નિર્વાહ કરે છે. ૯૯.

प्रवाहेऽपि नीरेऽधः स्थिरा प्रौढशिला यथा ।
नामरूपान्यथात्वेऽपि कूटस्थं ब्रह्म नान्यथा ॥१००॥ १४६६

શબ્દાર્થ:—પાણી વહેતાં છતાં પણ જેમ નીચે રહેલો પ્રૌઢ પથ્થર સ્થિર [ છે, તેમ ] નામરૂપનો અન્યથા ભાવ સતે પણ કૂટસ્થ બ્રહ્મ બીજી રીતે [ વિકાર પામતું ] નથી. ૧૦૦.

*અત્ર ત્રણ પાઠ જોવામાં આવ્યા છે. कृतिमास्थाया: એ બીજો પાઠ, તેમાં 'કલ્પિત સત્ય બુદ્ધિથી' એવો અર્થ કરવો. कृतिमास्थाय એ ત્રીજો પાઠ, તેમાં 'કૃતિને લઇને—ખોટો વેશ ધારણ કરીને' એવો અર્થ કરવો.

**વિવેચન:**—જ્યારે આમ જ્ઞાનીને વ્યવહાર પ્રાપ્તિ છે ત્યારે તો તે વિકાર પામવો જોઇએ ? એ શંકાના સમાધાન માટે કહે છે, કે ઉપર પાણી વહ્યું જતું હોય તેમ છતાં પ્રવાહ નીચેનો મોટો પથ્થર હાલ્યાચાલ્યા વગર જેમ સ્થિર જ—પોતાની જ સ્થિતિમાં રહે છે, તેમ જ્ઞાનીની બુદ્ધિ બાહ્ય વ્યવહાર કરતાં છતાં પણ પોતે બ્રહ્મપણું પામેલો હોવાથી કૂટસ્થરૂપ હોઇ વિકાર પામતો નથી. ૧૦૦.

**निश्छिद्रे दर्पणे भाति वस्तुगर्भं बृहद्वियत् ।**
**सच्चिद्घने तथा नाना जगद्गर्भमिदं वियत् ॥ १०१ ॥ १४६७**

**શબ્દાર્થ:—અવકાશ વિનાના દર્પણમાં [ જેમ ] ઘટાદિ વસ્તુ જેના પેટમાં છે એવું મોટું આકાશ ભાસે છે, તેમ સચ્ચિદ્ઘન બ્રહ્મમાં પૃથ્વી આદિ નાનારૂપ જગત્ જેના ઉદરમાં છે એવું આકાશ [ ભાસે છે ]. ( અર્થાત્ દર્પણમાં અવકાશ નથી, છતાં પણ તેમાં ઘટાદિ પદાર્થોવાળું આકાશ ભાસે છે, તેમ બ્રહ્મમાં આ જગત્ નહિ છતાં પણ તે જગત્‌વાળું આકાશ તેમાં ભાસેછે. ) ૧૦૧.**

**अदृष्ट्वा दर्पणं नैव तदंतस्थेक्षणं तथा ।**
**अमत्वा सच्चिदानंदं नामरूपमतिः कुतः ॥ १०२ ॥ १४६८**

**શબ્દાર્થ:—દર્પણને નહિ દેખીને [ જેમ ] તે ( દર્પણ ) માં [ પ્રતિબિંબિત વસ્તુનું ] દેખવું નથી જ; તેમ સચ્ચિદાનંદને નહિ માનીને ( તેનો નિશ્ચય કર્યા વિના ) નામરૂપની બુદ્ધિ ક્યાંથી [ હોય ] ? ( કહેવાનો ભાવ એવો છે કે જ્યાં સુધી સચ્ચિદાનંદના સ્વરૂપનો નિશ્ચય થયો નથી ત્યાંસુધી નામરૂપ જગત્ મિથ્યા છે એવી બુદ્ધિ પણ ક્યાંથી થાય ? અર્થાત્ બ્રહ્મસ્વરૂપની અજ્ઞાતતામાં જગત્‌ની સ્થિતિ રહેલી છે. ) ૧૦૨.**

**प्रथमं सच्चिदानंदे भासमानेऽथ तावता ।**
**बुद्धिं नियम्य नैवोर्ध्वं धारयेन्नामरूपयोः ॥ १०३ ॥ १४६९**

**શબ્દાર્થ:—પ્રથમ સચ્ચિદાનંદ ભાસમાન થયે સતે પછી એટલાવડે બુદ્ધિને નિયમમાં આણીને [ તેને ] નામરૂપની અંદર નહિ જ ધરવી. (અર્થાત્ ભાસતા સર્વ પ્રપંચમાંથી સચ્ચિદાનંદ માત્રનું જ ગ્રહણ કરવું.) ૧૦૩.**

**एवं च निर्जगद् ब्रह्म सच्चिदानंदलक्षणम् ।**
**अद्वैतानंद एतस्मिन् विश्राम्यंतु जनाश्चिरम् ॥ १०४ ॥ १४७०**

**શબ્દાર્થ:—અને એમ હોવાથી નિષ્પ્રપંચ બ્રહ્મ સચ્ચિદાનંદ લક્ષણવાળું [ સિદ્ધ થાય છે. ] આ અદ્વૈતાનંદમાં ( જિજ્ઞાસુ ) પુરુષો લાંબો કાળ વિશ્રામ પામો. ૧૦૪.**

ब्रह्मानंदाभिधे ग्रंथे तृतीयोऽध्याय ईरितः ।
अद्वैतानंद एव स्यात् जगन्मिथ्यात्वचिंतया ॥१०५॥ १४७१

શબ્દાર્થઃ—બ્રહ્માનંદ નામના ગ્રંથમાં ત્રીજો અધ્યાય કહ્યો. [તે] જગત્ના મિથ્યાપણાના વિચારવડે અદ્વૈતાનંદ જ થાય છે. ૧૦૫.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्मानंदे अद्वैतानंदो नाम तृतीयोऽध्यायः समाप्तः ॥

## પ્રકરણ ૧૪ મું.

# બ્રહ્માનંદગત વિદ્યાનંદ.

### ૧ વિદ્યાનંદનું સ્વરૂપ અને તેણે નિવૃત્ત કરવા યોગ્ય દુઃખના વિભાગ. ૧૪૭૨–૧૪૮૦.

#### ૧ વિદ્યાનંદનું સ્વરૂપ અને તેના ભેદ. ૧૪૭૨–૧૪૭૪.

योगेनाऽऽत्मविवेकेन द्वैतमिथ्यात्वचिंतया ।
ब्रह्माऽऽनंदं पश्यतोऽथ विद्याऽऽनंदो निरूप्यते ॥१॥ १४७२

શબ્દાર્થઃ—યોગવડે, આત્માના વિવેકવડે [અને] દ્વૈતના મિથ્યાપણાના વિચારવડે બ્રહ્માનંદને જોતા (પુરૂષ) ને હવે વિદ્યાનંદનું નિરૂપણ કરી બતાવીએ છીએ. (અર્થાત્ પાછળ યોગાનંદ, આત્માનંદ અને અદ્વૈતાનંદના વિચારવડે બ્રહ્માનંદને અનુભવતા પુરૂષને વિદ્યાનંદ ઉત્પન્ન થાય છે, માટે તે વિદ્યાનંદનું અત્ર પ્રતિપાદન કરીએ છીએ.) ૧.

विषयानंदवद् विद्याऽऽनंदो धीवृत्तिरूपकः ।
दुःखाभावादिरूपेण प्रोक्त एषश्चतुर्विधः ॥ २ ॥ १४७३

શબ્દાર્થઃ—વિષયાનંદની પેઠે વિદ્યાનંદ [પણ] બુદ્ધિવૃત્તિરૂપ [છે]. દુઃખના અભાવ આદિ રૂપવડે આ [વિદ્યાનંદ] ચાર પ્રકારનો કહેલો [છે]. ૨.

दुःखाभावश्च कामाप्तिः कृतकृत्योऽहमित्यसौ ।
प्राप्तप्राप्योऽहमित्येव चातुर्विध्यमुदाहृतम् ॥ ३ ॥ १४७४

શબ્દાર્થઃ—૧ દુઃખનો અભાવ, ૨ ઇચ્છાની પૂર્ણતા, ૩ 'હું કૃતકૃત્ય છું' એરૂપ આ ("કૃતકૃત્યતા), અને ૪ 'હું પામવા યોગ્ય પામ્યો જ છું' એરૂપ (પ્રાપ્તપ્રાપ્યતા), [એમ વિદ્યાનંદનું] ચતુર્વિધપણું કહેલું [છે]. ૩.

૨ વિદ્યાવડે નિવારણ કરવા યોગ્ય દુઃખનું સ્વરૂપ. ૧૪૭૫–૧૪૮૦.

ऐहिकं चामुष्मिकं चेत्येवं दुःखं द्विधेरितम् ।

निवृत्तिमैहिकस्याऽऽह बृहदारण्यकं वचः ॥ ४ ॥ १४७५

શબ્દાર્થ:—આ લોકસંબંધી અને પરલોકસંબંધી એમ દુઃખ બે પ્રકારે કહેલું [છે]. ઐહિકની નિવૃત્તિને બૃહદારણ્યનું વચન કહેતું હતું. ૪.

* आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः ।

किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ ५ ॥ १४७६

શબ્દાર્થ:—જો પુરૂષ આત્માને 'આ હું છું" એમ જાણે તો કોને ઇચ્છતો કોના ભોગને માટે શરીરને અનુસંતાપે? ૫.

जीवात्मा परमात्मा चेत्यात्मा द्विविध ईरितः ।

चित्तादात्म्यात्रिभिर्देहैर्जीवः सन् भोक्तृतां व्रजेत् ॥६॥ १४७७

શબ્દાર્થ:—જીવાત્મા અને પરમાત્મા એમ આત્મા બે પ્રકારનો કહેલો [છે. તેમાં] ત્રણ (સ્થૂળ સૂક્ષ્મ અને કારણ) દેહની સાથે ચેતનના તાદાત્મ્યભાવથી–એકતાથી [પરમાત્મા], જીવ (થતો) સતો ભોક્તાપણું પામે છે. ૬.

परात्मा सच्चिदानंदस्तादात्म्यं नामरूपयोः ।

गत्वा भोग्यत्वमापन्नस्तद्विवेके तु नोभयम् ॥ ७ ॥ १४७८

શબ્દાર્થ:—સચ્ચિદાનંદ પરમાત્મા નામ અને રૂપમાં તાદાત્મ્ય ભાવ પામીને ભોગ્યપણું પામેલો [છે; માટે] તેનો વિવેક કર્યે સતે તો બંને (ભોક્તા અને ભોગ્ય) નથી. ૭.

વિવેચન:—સચ્ચિદાનંદ પરમાત્મા નામરૂપની કલ્પનાનું અધિષ્ઠાન છે તેથી કરીને તે નામરૂપ સાથે એકતાનો ભ્રમ પામીને તે જ પરમાત્મા ભોગ્યરૂપ થાય છે. માટે ત્રણ શરીર અને જગતથી તેનો વિવેક કરવાથી ભોક્તા અને ભોગ્ય એ કશુંય રહેતું નથી, એવો ભાવ છે. ૭.

भोग्यमिच्छन् भोक्तुरर्थे शरीरमनुसंज्वरेत् ।

ज्वरास्त्रिषु शरीरेषु स्थिता न त्वात्मनो ज्वराः ॥८॥ १४७९

શબ્દાર્થ:—ભોક્તાને માટે ભોગ્યને ઇચ્છતો (પુરૂષ) શરીરને અનુસંતાપે છે. ત્રણ શરીરમાં જ્વરો રહેલા [છે], પણ આત્માના જ્વરો નથી. ૮.

व्याधयो धातुवैषम्ये स्थूलदेहे स्थिता ज्वराः ।

कामक्रोधादयः सूक्ष्मे द्वयोर्बीजं तु कारणे ॥ ९ ॥ १४८०

શબ્દાર્થ:—ધાતુની વિષમતા સતે સ્થૂળ શરીરમાં રોગોને રૂપે જ્વરો

* પાછળ ૫૮૫ મો શ્લોક જુઓ.

રહેલા [છે], કામક્રોધાદિક (રૂપે) સૂક્ષ્મ શરીરમાં [અને] એ બંનેનાં બીજ (રૂપે) તો કારણ શરીરમાં જ્વર [રહેલા છે]. ૯.

## ૨ દુઃખનિવૃત્તિ અને ઇચ્છાની પૂર્ણતા. ૧૪૮૧–૧૫૦૮.

### ૧ દુઃખાભાવ. ૧૪૮૧–૧૪૮૮.

अद्वैतानंदमार्गेण परात्मनि विवेचिते ।

अपश्यन् वास्तवं भोग्यं किं नामेच्छेत् परात्मवित्॥१०॥ १४८१

શબ્દાર્થ:—[પાછલા] અદ્વૈતાનંદમાં બતાવેલા માર્ગવડે પરમાત્માનું વિવેચન કર્યે સતે ભોગ્યને વાસ્તવિક ન જોતો તત્ત્વવેત્તા, કયા (ભોગ્ય) ને ઇચ્છે? (અર્થાત્ પરમાત્માનું વિવેચન થતાં તેને–તે જ્ઞાનીને ભોગ્યભોક્તાપણું રહેતું નથી તો તે કયા ભોગ્યને ઇચ્છે? ન જ ઇચ્છે.) ૧૦.

आत्मानंदोक्तरीत्याऽस्मिन् जीवात्मन्यवधारिते ।

भोक्ता नैवास्ति कोऽप्यत्र शरीरे तु ज्वरः कुतः ॥११॥ १४८२

શબ્દાર્થ:—આત્માનંદમાં કહેલી રીતિવડે આ જીવાત્માનો નિશ્ચય કર્યે સતે અહીં શરીરમાં કોઈ પણ ભોક્તા નથી જ તો [પછી] જ્વર ક્યાંથી [હોય]? ૧૧.

पुण्यपापद्वये चिन्ता दुःखमामुष्मिकं भवेत् ।

प्रथमाध्याय एवोक्तं चिंता नैनं तपेदिति ॥ १२ ॥ १४८३

શબ્દાર્થ:—પુણ્ય અને પાપ એ બંનેમાં [જે] ચિંતા [છે તે] પરલોકસંબંધી દુઃખ થાય છે. (તે તો) પ્રથમના યોગાનંદ નામના અધ્યાયમાં જ કહેલું [છે કે] 'આ (જ્ઞાની) ને ચિંતા તપાવતી નથી' એમ. ૧૨.

यथा पुष्करपर्णेऽस्मिन् अपामश्लेषणं तथा ।

वेदनादूर्ध्वमागामिकर्मणोऽश्लेषणं बुधे ॥ १३ ॥ १४८४

શબ્દાર્થ:—જેમ આ કમળપત્રમાં પાણીનો અસ્પર્શ [છે] તેમ જ્ઞાની (પુરુષ) માં જ્ઞાનથી પછી ભવિષ્યનાં કર્મનો અસ્પર્શ [છે]. (અર્થાત્ જ્ઞાનીને પ્રારબ્ધની ચિંતા નથી; તેમ જ ક્રિયમાણથી પણ તેને સંચિત કે પ્રારબ્ધ બંધાવાની ચિંતા નથી, એવો ભાવ છે.) ૧૩.

इषीकातृणतूलस्य वन्हिदाहः क्षणाद्यथा ।

तथा संचितकर्मास्य दग्धं भवति वेदनात् ॥ १४ ॥ १४८५

શબ્દાર્થ:—જેમ એક જાતના ઘાસના રૂનું અગ્નિથી બળવું, ક્ષણમાં [થાય છે], તેમ આ (જ્ઞાની) નાં સંચિત કર્મ જ્ઞાનથી દગ્ધ થાય છે. ૧૪.

વિવેચન:—तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयंते 'તે જેમ ઇષીકા નામે એક જાતના ઘાસનું તૂલ અગ્નિમાં નાંખેલું બળી જાય છે તેમ નિશ્ચય આ જ્ઞાનીનાં સર્વે પાપો બળી જાય છે.' આ શ્રુતિનો અર્થ અત્ર ગ્રંથકર્તાએ શ્લોકમાં લીધો છે. નીચેના શ્રીમદ્ભગવદ્ગીતાના બે શ્લોકો પણ પ્રમાણ દાખલ અત્ર લઈ બતાવે છે. ૧૪.

* यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥१५॥ १४८६

શબ્દાર્થ:—હે અર્જુન! જેમ સળગેલો અગ્નિ ઇંધણાંને (બાળી) ભસ્મરૂપ કરી દેછે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મરૂપ કરી નાંખે છે. ૧૫.

[1] यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमान् लोकान् न हंति न निबध्यते ॥१६॥ १४८७

શબ્દાર્થ:—જેને 'હું કર્ત્તા છું' એવી વૃત્તિ નથી અને જેની બુદ્ધિ [શુભાશુભ કર્મફળમાં આસક્ત અથવા સંશયવાળી થઈ] લેપાતી નથી, તે (પુરૂષ) સર્વ લોકોને હણીને પણ હણતો નથી; [અને] બંધાતો નથી. ૧૬.

मातापित्रोर्वधः स्तेयं भ्रूणहत्याऽन्यदीदृशम् ।
न मुक्तिं नाशयेत्पापं मुखकांतिर्न नश्यति ॥ १७ ॥ १४८८

શબ્દાર્થ:—માબાપનો વધ, ચોરી, ગર્ભ પાડી નાંખવાનું પાપ-બાળહત્યા, [અને] બીજું [પણ] એવું પાપ મુક્તિને નાશ પમાડે નહિ. [તથા તેથી] મુખની કાંતિ નાશ પામતી નથી. ૧૭.

વિવેચન:—न मातृवधेन न पितृवधेन न स्तेयेन न भ्रूणहत्यया नास्य पापं च न चकृषो मुखान्नीलं वेति આ કૌપીતકી શ્રુતિના વાકયને ઉપરના શ્લોકમાં અર્થથી કહી બતાવ્યું છે. ૧૭.

૨ ઇચ્છાની પૂર્ણતા. ૧૪૮૯—૧૫૦૮.

दुःखाभाववदेवास्य सर्वकामाप्तिरीरिता ।
सर्वान् कामानसावाप्त्वा ह्यमृतोऽभवदित्यतः ॥१८ ॥ १४८९

શબ્દાર્થ:—'આ (જ્ઞાની) સર્વ ઇચ્છાઓને પામીને નિશ્ચય અમૃત હોતો હવો' એ પ્રકારની [ઐતરેય શ્રુતિ છે], એટલા માટે દુ:ખના અભાવની પેઠે જ આ (જ્ઞાની)ને સર્વ ઇચ્છાભોગની પ્રાપ્તિ [શ્રુતિ ભગવતીએ] કહેલી [છે]. ૧૮.

जक्षन् क्रीडन् रतिं प्राप्तः स्त्रीभिर्यानैस्तथेतरैः ।
शरीरं न स्मरेत्प्राणः कर्मणा जीवयेदमुम् ॥ १९ ॥ १४९०

શબ્દાર્થ:—ખાતો, ખેલતો [અને] સ્ત્રીઓએ, વાહનોએ તથા બીજાઓએ રતિ પામેલો-રમણ કરતો [આ જ્ઞાની], શરીરને સ્મરણ કરે નહિ—નથી કરતો. [કેવળ] એનો પ્રાણ, પ્રારબ્ધ કર્મવડે એને જીવાડે છે. ૧૯.

વિવેચન:—जक्षन् क्रीडन् रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञानिभिर्वाऽज्ञानिभिर्वा वयस्यैर्वा नोपजनं स्मरन्निदं शरीरमिति 'ખાતો; ક્રીડા કરતો; સ્ત્રીઓવડે, વાહનોવડે, જ્ઞાનીઓવડે,

* અધ્યાય ૪ થો શ્લોક ૩૭ મો. ૧. અધ્યાય ૧૮ મો. શ્લોક ૧૭ મો.

અજ્ઞાનીઓવડે અથવા સમાન વય (હૂંડી) વાળા સાથે રમણ કરતો જ્ઞાની *પોતાના સમાગમવાળા માણસો સાથે વર્ત્તતા શરીરને સંભારે નહિ.' એ છાંદોગ્યની શ્રુતિનો અર્થ આ શ્લોકથી બતાવ્યો છે. ૧૯.

**सर्वान् कामान् सहाप्नोति नान्यवज्जन्मकर्मभिः ।**
**वर्त्तते श्रोत्रिये भोगा युगपत् क्रमवर्जिताः ॥ २० ॥ १४९१**

**શબ્દાર્થઃ—'સર્વ કામનાઓને જ્ઞાની સાથે-એકી કાળે પામે છે.' [ એ તૈત્તિરીય શ્રુતિના અર્થ પ્રમાણે ] શ્રોત્રિય જ્ઞાનીમાં બીજા ( અજ્ઞાની ) ની પેઠે બીજા જન્મવડે અથવા બીજા કર્મવડે ભોગો વર્ત્તતા નથી, [ પણ ] ક્રમવિનાના એકી કાળે-સાથે જ વર્ત્તે છે. ( અર્થાત્ જ્ઞાનીનાં સંચિત માત્ર બળી ગએલાં હોવાથી, પ્રારબ્ધ તેના ભોગવડે ક્ષય પામવાથી, અને ક્રિયમાણના અસ્પર્શથી જ્ઞાનીને અજ્ઞાનીઓની પેઠે બીજા જન્મની પ્રાપ્તિ નથી એવો ભાવ છે.) ૨૦.**

**युवा रूपी च विद्यावान् नीरोगो दृढचित्तवान् ।**
**सैन्योपेतः सर्वपृथ्वीं वित्तपूर्णां प्रपालयन् ॥ २१ ॥ १४९२**
**सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नस्तृप्तभूमिपः ।**
**यमानंदमवाप्नोति ब्रह्मविच्च तमश्नुते ॥ २२ ॥ १४९३**

**શબ્દાર્થઃ—યુવાન, અતિ રૂપવાળો, વિદ્યાવાન્, નીરોગી, ચિત્તની દૃઢતાવાળો, સેનાવાળો, અને વિત્તે ભરેલી આખી પૃથ્વીને પાળતો, (૨૧.) [તથા] મનુષ્ય સંબંધી સર્વ ભોગોવડે સંપન્ન એવો ચક્રવર્ત્તી રાજા, જે આનંદને પામે છે તે (આનંદ) ને બ્રહ્મવેત્તા પણ પામે છે. ૨૨.**

* **વિવેચનઃ**—આ બંને શ્લોકોમાં તૈત્તિરીય અને બૃહદારણ્યક ઉપનિષદ્‌નાં વાક્યોનો સંક્ષેપ અર્થ એકઠો કરી બતાવ્યો છે. સમગ્ર જગત્‌માં જે સુખ છે તે બ્રહ્માનંદના એક અંશમાત્રમાં છે, માટે જે જ્ઞાનીને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે તે જ્ઞાનીને જગત્‌નો સર્વ આનંદ અનુભવાય છે એવો ભાવ છે. ૨૧–૨૨.

**मर्त्यभोगे द्वयोर्नास्ति कामस्तृप्तिरतः समा ।**
**भोगान्निष्कामतैकस्य परस्यापि विवेकतः ॥ २३ ॥ १४९४**

**શબ્દાર્થઃ—બંને (ચક્રવર્ત્તી અને જ્ઞાની) ને મનુષ્યના ભોગસુખમાં ઇચ્છા નથી; એટલા માટે [ બંનેની ] તૃપ્તિ સમાન [ છે. તેમાં ] એક ( રાજા ) ને ભોગ ( ભોગવવા ) થી, પણ બીજા ( જ્ઞાની ) ને વિવેકથી નિરિચ્છતા [છે]. ૨૩.**

---

* શ્લોકમાં યુવા આદિક વિશેષણો ચક્રવર્ત્તીને લગાડવામાં આવ્યાં છે તે એવા હેતુથી કે એ રાજામાં કાંઈ અપૂર્ણતા ન રહે; તેને એકપણું અનુભવાય. એકપણામાં જ બ્રહ્માનંદ છે. એને માટે પાછળના શ્લોક ૧૩૯૩ ઇત્યાદિ જુઓ; તથા આની આગળ આવતા શ્લોકો જુઓ.

श्रोत्रियत्वात् वेदशास्त्रैर्भोगदोषानवेक्षते ।
राजा बृहद्रथो दोषांस्तान् गाथाभिरुदाहरत् ॥ २४ ॥ १४९५

શબ્દાર્થઃ—[ જ્ઞાની પોતાના ] શ્રોત્રિયપણાથી વેદ અને શાસ્ત્રોવડે ભોગોના દોષને જુએ છે. [ આ પ્રમાણે ] બૃહદ્રથ રાજા તે [ભોગના] દોષોને અનેક ગાથાઓવડે કહેતો હવો. ૨૪.

देहदोषान् चित्तदोषान् भोग्यदोषाननेकशः ।
शुनां वांते पायसे नो कामस्तद्वद्विवेकिनः ॥ २५ ॥ १४९६

શબ્દાર્થઃ—[ બૃહદ્રથ રાજા ] શરીરના દોષને, ચિત્તના દોષને [ અને ] અનેક પ્રકારના ભોગ્યના દોષને [ કહેતો હવો. જેમ ] કુતરાની ઉલટી કરેલા દૂધપાકમાં [ માણસને ] ઇચ્છા નથી, તેમ વિવેકીને [ વિષયમાં ઇચ્છા નથી. ] ૨૫.

निष्कामत्वे समेऽप्यत्र राज्ञः साधनसंचये ।
दुःखमासीद् भाविनाशादितिभीरनुवर्त्तते ॥ २६ ॥ १४९७

શબ્દાર્થઃ—નિષ્કામપણું [ બંનેનું ] સમાન છતાં પણ અહિંઆં રાજાને [ રાજ્યસુખ મળ્યાની પૂર્વે ] સાધનોની સંપત્તિ [ મેળવવા ]માં દુઃખ હતું; [ અને હવે પણ ] ભવિષ્યમાં [ સુખનો ] નાશ ( થવા )થી બીક લાગે છે. ( એમ બે પ્રકારનાં દુઃખ રાજાને છે. અર્થાત્ ચક્રવર્ત્તીને જ્ઞાનીના સુખ કરતાં ન્યૂનતા છે. ) ૨૬.

नोभयं श्रोत्रियस्यातस्तदानंदोऽधिकोऽन्यतः ।
गंधर्वाऽऽनंद आशास्ति राज्ञो नास्ति विवेकिनः॥२७॥ १४९८

શબ્દાર્થઃ—શ્રોત્રિય જ્ઞાનીને [ એ ] બંને ( દુઃખ ) નથી, એટલા માટે તે ( જ્ઞાની )નો આનંદ બીજા ( રાજા )થી અધિક [ છે ]. રાજાને [ તો ] ગંધર્વના આનંદમાં આશા છે, [ પણ ] વિવેકીને [ તેમાં આશા ] નથી. ( અર્થાત્ પાછલા શ્લોકમાં બતાવેલાં બે દુઃખો જ્ઞાનીને નથી. વળી પોતાથી કાંઈ અધિક સુખની તેને ઇચ્છા નથી. આથી જ્ઞાનીનો આનંદ રાજાના આનંદથી ઉત્કૃષ્ટ છે. ) ૨૭.

अस्मिन् कल्पे मनुष्यः सन् पुण्यपाकविशेषतः ।
गंधर्वत्वं समापन्नो मर्त्यगंधर्व उच्यते ॥ २८ ॥ १४९९
पूर्वकल्पे कृतात्पुण्यात्कल्पादावेव चेद्भवेत् ।
गंधर्वत्वं तादृशोऽत्र देवगंधर्व उच्यते ॥ २९ ॥ १५००

શબ્દાર્થઃ—[ આ ચક્રવર્ત્તી રાજા ] આ કલ્પમાં મનુષ્ય સતો પુણ્યના ફળવિશેષથી ગંધર્વપણું પામેલો [ છે માટે અહિંઆં તે ] મર્ત્યગંધર્વ કહેવાય છે. (૨૮.) પૂર્વ કલ્પમાં કરેલા પુણ્યથી કલ્પના આરંભમાં જ

જો [ તેને ] ગંધર્વપણું થાય—પ્રાપ્ત થાય, તો તેવો [ એ ચક્રવર્ત્તી રાજા ] અહિંઆં દેવગંધર્વ કહેવાય છે. ૨૯.

अग्निष्वात्तादयो लोके पितरश्चिरवासिनः ।
कल्पादावेव देवत्वं गता आजानदेवताः ॥ ३० ॥ १५०१

શબ્દાર્થ:—[ આ ] લોકમાં ઘણા કાળસુધી વસનારા અગ્નિષ્વાત્તાદિક પિતૃઓ [ છે. તેઓ ] કલ્પના પ્રારંભમાં જ દેવપણું પામેલા છે, [ અને ] આજાનદેવતા [ કહેવાય છે ]. ૩૦.

अस्मिन् कल्पेऽश्वमेधादि कर्म कृत्वा महत्पदम् ।
अवाप्याजानदेवैर्याः पूज्यास्ताः कर्मदेवताः ॥३१ ॥ १५०२

શબ્દાર્થ:—આ કલ્પમાં અશ્વમેધાદિક કર્મ કરીને મોટું ( ઐશ્વર્યવાળું ) સ્થાન પામીને અજાનદેવોવડે જેઓ પૂજ્ય [ છે ], તેઓ કર્મ દેવતા [ છે એમ કહેવાય છે ]. ૩૧.

यमाग्निमुख्याः देवाः स्युर्ज्ञाताविंद्रबृहस्पती ।
प्रजापतिर्विराट् प्रोक्तो ब्रह्मा सूत्रात्मनामकः ॥३२॥ १५०३

શબ્દાર્થ:—યમ, અગ્નિ [ આદિક ] મુખ્ય દેવો છે; ઇંદ્ર અને બૃહસ્પતિ પ્રસિદ્ધ [ દેવો છે ]; પ્રજાપતિને વિરાટ્ કહેલો [ છે અને ] બ્રહ્મા, સૂત્રાત્મા—હિરણ્યગર્ભ—ના નામવાળો છે. ૩૨.

सार्वभौमादिसूत्रांता उत्तरोत्तरकामिनः ॥
अवाङ्मनसगम्योऽयमात्माऽऽनंदस्ततः परम् ॥ ३३ ॥ १५०४

શબ્દાર્થ:—ચક્રવર્ત્તીથી લઇને સૂત્રાત્માપર્યંતના ( દેવાદિકો ) એક પછી એક અનુક્રમે અધિક ઇચ્છાવાળા [ છે. પણ ] વાણી અને મનથી અગમ્ય એવો આ આત્માનંદ [ છે તે ] તેનાથી પર—ઉત્કૃષ્ટ [ છે ]. ૩૩.

तैस्तैः काम्येषु सर्वेषु सुखेषु श्रोत्रियो यतः ।
निःस्पृहस्तेन सर्वेषामानंदाः संति तस्य ते ॥ ३४ ॥ १५०५

શબ્દાર્થ:—તે તે ( દેવાદિકો )એ ઇચ્છવાયોગ્ય સર્વ સુખોમાં જે કારણથી શ્રોત્રિય નિસ્પૃહ [ છે ] તે કારણવડે ( દેવાદિક ) ના તે આનંદો તે ( શ્રોત્રિય જ્ઞાની )ને છે. ૩૪.

सर्वकामाऽऽप्तिरेषोक्ता यद्वा साक्षिचिदात्मना ।
स्वदेहवत् सर्वदेहेष्वपि भोगानवेक्षते ॥ ३५ ॥ १५०६

શબ્દાર્થ:—( પાછળ ૧૪૮૯ થી આરંભેલા અર્થને હવે સમાપ્ત કરેછે. ) આ સર્વકામાપ્તિ કહી, અથવા સાક્ષીરૂપ ચિદાત્માવડે [ જ્ઞાની ], પોતાના દેહની પેઠે સર્વ દેહોમાં પણ ભોગને જુએ છે—ભોગવે છે. ( કહેવાનો

ભાવ એવો છે કે જ્ઞાનીને સર્વાત્મતા પ્રાપ્ત થવાથી તે જેમ પોતાના દેહમાં સુખનો—આનંદનો અનુભવ લે છે તેમ તે રાજાદિથી દેવો સુધીના શરીરમાં પણ આનંદનો અનુભવ લેછે.) ૩૫.

अज्ञस्याप्येतदस्त्येव न तु तृप्तिरबोधतः ।
यो वेद सोऽश्नुते सर्वान् कामानित्यब्रवीच्छ्रुतिः॥३६॥ १५०७

શબ્દાર્થઃ—અજ્ઞાનીને પણ આ (આનંદપ્રાપ્તિ) છે જ, પણ [તેને] બોધ ન હોવાથી તૃપ્તિ નથી. [વળી] 'જે જાણે છે તે સર્વ ભોગોને પામે છે' એ પ્રકારે ભગવતી શ્રુતિ કહેતી હવી. ૩૬.

વિવેચનઃ—માત્ર જ્ઞાનીમાં જ કાંઇ સાક્ષી નથી. સાક્ષી તો અજ્ઞાનીને પણ છે. આથી કરીને આત્માનંદ અજ્ઞાનીને પણ છે જ; તથાપિ સર્વ દેહમાં સર્વ બુદ્ધિનો સાક્ષી હું છું એમ તેને જ્ઞાન ન * હોવાથી આત્માનંદથી તૃપ્તિ થતી નથી. તૈત્તિરીયોપનિષદ્‌ની गुहायां निहितं ब्रह्म यो वेद सोऽश्नुते 'બુદ્ધિમાં રહેલા બ્રહ્મને જે જાણે છે તે પામે છે.' આ ભગવતી શ્રુતિનો ભાવ આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં લીધેલો છે. ૩૬.

यद्वा सर्वात्मतां स्वस्य साम्ना गायति सर्वदा ।
अहमन्नं तथान्नादश्चेति साम ह्यधीयते ॥ ३७ ॥ १५०८

શબ્દાર્થઃ—અથવા [જ્ઞાની] પોતાની સર્વાત્મતાને સામવેદના મંત્રોવડે નિરંતર ગાય છે. [એ ખરૂં છે કે] 'હું અન્ન—ભોગ્યરૂપ—છું તથા અન્નાદિ—ભોક્તારૂપ છું.' એ પ્રકારે પ્રસિદ્ધ સામ ભણાય છે. ૩૭.

વિવેચનઃ—સર્વના સાક્ષીપણાવડે જ્ઞાની બીજાના દેહના આનંદને ભોગવે છે એ રૂપ સર્વ કામાપ્તિનો બીજો પ્રકાર ૧૫૦૬ માં બતાવી હવે આમાં ત્રીજો પ્રકાર બતાવે છે. इमान् लोकान् कामान् निष्कामरूप्यनुचरन् 'આ લોકને અને કામને (સાક્ષીરૂપ) અનુસરતો નિષ્કામરૂપી જ્ઞાની (ભોગ ભોગવે છે.)' ઇત્યાદિ વાક્યવડે આ શ્લોકમાં બતાવેલા શ્રુતિવાક્યનો અર્થ છે. શ્લોકમાં બતાવેલ શ્રુતિ સામવેદની છે. ૩૭.

## ૨. કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા. ૧૫૦૯—૧૫૩૬.

### ૧. કૃતકૃત્યતા. ૧૫૦૯—૧૫૨૮.

दुःखाभावश्च कामाप्तिरुभे ह्येवं निरूपिते ।
कृतकृत्यत्वमन्यच्च प्राप्तप्राप्यत्वमीक्षताम् ॥ ३८ ॥ १५०९

* અત્ર એ રહસ્ય સમજવાનું છે કે પ્રત્યેક જનને પોતાના પુત્રમાં આત્મભાવ છે. જે પ્રમાણમાં તે આત્મભાવ છે તે પ્રમાણમાં પુત્રની ઉન્નતિ આદિથી પિતાને આનંદનો અનુભવ મળે છે. વળી પતિમાં સ્ત્રીનો આત્મભાવ એ જ ખરો પ્રેમ છે. એને જ સુખે સુખ, અને એનું જ લૌકિક જીવનમાં પોતાનું લૌકિક જીવનછે, એ આત્મભાવનું ચિન્હ છે. જ્ઞાનીને સર્વમાં આત્મબુદ્ધિ હોવાથી તે બીજાને દેહે પણ સુખનો સ્વાદ લેછે.

શબ્દાર્થઃ—દુઃખાભાવ અને કામાપ્તિ એ બંને પાછળ બતાવ્યા પ્રમાણે નિરૂપણ કરી ( હવે ) એ બેથી ભિન્ન કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા ( છે તેને ) જુઓ. ૩૮.

उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् ।
तएवात्राऽनुसंधेया श्लोका बुद्धिविशुद्धये ॥ ३९ ॥ १५१०

શબ્દાર્થઃ—એ બંને ( કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા ) તૃપ્તિ દીપમાં અમે સારી રીતે કહેલ [ છે. તે ] પ્રસિદ્ધ [ છે માટે ] તે જ શ્લોકો બુદ્ધિની શુદ્ધિને અર્થે અહીં જોડવા યોગ્ય [ છે ]. ૩૯.

* ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।
बहुकृत्यं पुराऽस्याभूत् तत्सर्वमधुना कृतम् ॥ ४० ॥ १५११

શબ્દાર્થઃ—આ ( જ્ઞાની ) ને [ જ્ઞાન થયા ] પહેલાં આ લોક તથા પરલોક સંબંધી ભોગ સમૂહની સિદ્ધિને અર્થે અને મુક્તિની સિદ્ધિને અર્થે ઘણાં કર્ત્તવ્ય હતાં [પણ] હવણાં ( જ્ઞાન થયા પછી ) તે બધાં કર્યાં. ૪૦.

तदेतत् कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ४१ ॥ १५१२

શબ્દાર્થઃ—તે આ કૃતકૃત્યપણું [ છે તેને ] આ ( જ્ઞાની ), પ્રતિયોગી પૂર્વક અનુસંધાન કરતો જ રહે છે. એ પ્રમાણે [ તે ] નિરંતર તૃપ્ત થાય છે. ૪૧.

दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ ४२ ॥ १५१३

શબ્દાર્થઃ—દુઃખી અજ્ઞાની (જીવો), પુત્ર આદિની અપેક્ષાવડે ૧ વ્યવહારમાં જોડાઓ! [પણ] પરમ આનંદવડે પૂર્ણ એવો હું કોની ઇચ્છાવડે વ્યવહારમાં જોડાઉં? ૪૨.

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ ४३ ॥ १५१४

શબ્દાર્થઃ—પરલોકમાં જવાને ઇચ્છાવાળા ( પુરૂષો ), કર્મોનાં અનુષ્ઠાન કરો! [ પણ ] સર્વ લોક જેનો આત્મા છે ( એવો હું ) શાને માટે, શાનું, અને કેમ અનુષ્ઠાન કરૂં? ૪૩.

---

* આ ૪૦ મા શ્લોકથી ૫૭ મા શ્લોક સુધીના શ્લોકોને માટે પાછળ ૮૩૭ થી ૮૫૪ સુધીમા શ્લોક, વિશેષ સમજને માટે જુઓ.

૧ અત્ર 'વ્યવહારમાં જોડાઓ' એનો અર્થ સંસારચક્રમાં આવો-જન્મો એમ સમજવો.

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ४४ ॥ १५१५

શબ્દાર્થ:—અહિંઆં [ બીજાઓની ધર્મની પ્રવૃત્તિ કરાવવામાં ] જેઓ (આચાર્ય પુરૂષો) અધિકારી [છે] તેઓ શાસ્ત્રોનું વ્યાખ્યાન કરો! અથવા વેદોને ભણાવો ! [ પણ ] અક્રિયપણું હોવાથી મારો તો [ તેમાં ] અધિકાર નથી. ૪૪.

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयंति किं मे स्य दन्यकल्पनात् ॥ ४५ ॥ १५१६

શબ્દાર્થ:—[ હું-ચિદાત્મા ] નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચ ઇચ્છતો નથી અને કરતો નથી. જો જોનારાઓ [ મારામાં તે ] કલ્પે છે, તો બીજાની કલ્પનાથી મારે શું [ બાધ ] હોય-થાય એમ છે ? ૪૫.

गुंजापुंजादि दह्येत नान्याऽऽरोपितवन्हिना ।
नाऽन्याऽऽरोपितसंसारधर्मानेवमहं भजे ॥ ४६ ॥ १५१७

શબ્દાર્થ:—બીજાએ આરોપેલા અગ્નિવડે [ જેમ ] ચણોઠીના ઢગલા વગેરે [ અગ્નિ જેવા દેખાતા રાતા પદાર્થો ] બાળે નહિ, તેમ બીજાએ આરોપેલા સંસારના ધર્મોને હું ન ભજું. ૪૬.

श्रृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन् कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयाऽऽपन्ना न मन्येऽहमसंशयः ॥ ४७ ॥ १५१८
विपर्यस्तो निदिध्यासेत् किं ध्यानमविपर्यये ।
देहात्मत्वविपर्यासं न कदाचिद् भजाम्यहम् ॥ ४८ ॥ १५१९
अहं मनुष्य इत्यादि व्यवहारो विनाऽप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ ४९ ॥ १५२०

શબ્દાર્થ:—જેણે તત્ત્વ જાણ્યું નથી તેઓ [ તે ] સાંભળો ! [ પણ ] હું [તત્ત્વને] જાણતો શામાટે સાંભળું? સંશય પામેલાઓ મનન કરો.! [પણ] સંશય વિનાનો હું નથી મનન કરતો. ( ૪૭. ) વિપરીત ભાવનાવાળો ( પુરૂષ ) નિદિધ્યાસન કરે ! [પણ] હું દેહમાં આત્મભાવરૂપ વિપર્યયને કોઈ દિવસ ભજતો નથી, [ માટે મારામાં ] વિપર્યયના અભાવથી કયું ધ્યાન છે ? [એકેય નથી]. ( ૪૮ ). 'હું મનુષ્ય છું' ઈત્યાદિ વ્યવહાર, આ વિપર્યાસ વિના પણ અનાદિકાળના અભ્યાસની વાસનાથી થાય છે. ૪૯.

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद् ध्यानसहस्रतः ॥ ५० ॥ १५२१
विरलत्वं व्यवहृतेरिष्टं चेद् ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन् ध्यायाम्यहं कुतः ॥५१॥ १५२२

विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपोवा समाधिर्वा मनसः स्याद् विकारिणः ॥ ५२ ॥ १५२३
नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येवनिश्चयः ॥ ५३ ॥ १५२४

શબ્દાર્થઃ—પ્રારબ્ધ કર્મનો નાશ થયે સતે વ્યવહાર નિવર્ત્ત થાય છે [ પણ ] કર્મનો નાશ ન હોવા સતે તો હજારો ધ્યાનથી [ પણ ] આ (વ્યવહાર) નથી શમતો—નથી નિવર્ત્ત થતો. ( ૫૦ ). વ્યવહારની વિરલતા જો [ તને ] ઈષ્ટ [ હોય ] તો તને ધ્યાન [ ભલે ] હો. આત્મજ્ઞાન અને મોક્ષને બાધ ન કરે એવા વ્યવહારને જોતો હું, શામાટે ધ્યાન કરૂં ? (૫૧). જે કારણથી મારે વિક્ષેપ નથી તે કારણથી મારે સમાધિ નથી. વિક્ષેપ અને સમાધિ [ તો ] વિકારવાળા મનને હોય છે. ( ૫૨ ). નિત્ય અનુભવરૂપ એવો જે હું તેનો અનુભવ શો જૂદો છે ? [ કે સમાધિફળનો જે અનુભવ થાય છે તે મારે સંપાદન કરવાને બાકી છે એમ કહેવાય ? મેં તો જે કાંઈ] કરવા યોગ્ય [ છે તે સર્વ ] કર્યું [ છે. અને ] પ્રાપ્ત કરવા યોગ્ય [ છે તે ] પ્રાપ્ત કર્યું [ છે ] એ પ્રકારનો જ [ મારો ] નિશ્ચય છે. ( અર્થાત મારે કાંઇ કરવાનું બાકી નથી ). ૫૩.

व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथा पिऽवा ।
ममाकर्तुरलेपस्य यथाऽऽरब्धं प्रवर्त्तताम् ॥ ५४ ॥ १५२५

શબ્દાર્થઃ—મારો અકર્ત્તા અને અભોક્તાનો આ લોક સંબંધી, શાસ્ત્ર સંબંધી અથવા કોઈ બીજી રીતનો પણ વ્યવહાર, જેમ પ્રારબ્ધ હોય તેમ પ્રવર્ત્ત થાઓ ! ૫૪.

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्त्तेऽहं का मम क्षतिः ॥ ५५ ॥ १५२६

શબ્દાર્થઃ—અથવા કૃતકૃત્ય એવો હું લોકના અનુગ્રહની ઈચ્છાવડે પણ શાસ્ત્ર સંબંધી માર્ગવડે જ વર્તું, [ તો તેમાં ] મારે શી હાની છે ? ૫૫.

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत् पठत्वाम्नायमस्तकम् ॥ ५६ ॥ १५२७
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानन्दे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ ५७ ॥ १५२८

શબ્દાર્થઃ—દેવપૂજન, સ્નાન, શૌચ, કે ભિક્ષા આદિમાં શરીર પ્રવર્ત્તો. તેની પેઠે વાણી પ્રણવ ( ૐકાર ) ને જપો, [અથવા] વેદાંત ભણો ! (૫૬). બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરો અથવા બ્રહ્માનંદમાં લય પામો ! [ આથી મને કાંઈ વિકાર નથી] હું [તો] સાક્ષી [ છું ]. અહિંઆં ( આ શરીરમાં ) રહીને

[હું] કાંઈ કરતો નથી [ અને ] કરાવતો નથી. [ હું તો સદા અખંડાનંદ એક રૂપે જ છું તેથી શુભ આચરણના અભિમાનથી મારામાં કોઈપણ જાતનો વિકાર થાય તેમ નથી ]. ૫૭.

* कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।

तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥ ५८ ॥ १५२९

શબ્દાર્થઃ—કૃતકૃતત્યતાવડે તૃપ્ત થએલો આ ( જ્ઞાની ), વળી પોતાના મનવડે [ પોતાને ] પ્રાપ્તપ્રાપ્યતાવડે તૃપ્ત થતો સર્વદા [ આમ ] માને છે. ૫૮.

૨ પ્રાપ્તપ્રાપ્યતા. ૧૫૩૦–૧૫૩૬.

धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।

धन्योऽहं धन्योऽहं ब्रह्माऽऽनन्दो विभाति मे स्पष्टम् ॥५९॥ १५३०

શબ્દાર્થઃ—'[ જેથી હું ] નિરંતર પોતાના આત્માને સાક્ષાત્ જાણું છું [ તેથી ] હું ધન્ય છું, હું ધન્ય છું. [ જેથી ] મને બ્રહ્માનંદ સ્પષ્ટ ભાસે છે [ તેથી ] હું ધન્ય છું, હું ધન્ય છું'. ૫૯.

धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य।

धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ ६० ॥ १५३१

શબ્દાર્થઃ—'[ જેથી ] હમણાં સંસાર સંબંધી દુઃખને [હું] જોતો નથી [ તેથી ] હું ધન્ય છું ! હું ધન્ય છું !! [ જેથી ] મારૂં અજ્ઞાન ક્યાંઈ પણ જતું રહ્યું [ તેથી ] હું ધન્ય છું ! હું ધન્ય છું' !! ૬૦.

धन्योऽहं धन्योऽहं कर्त्तव्यं मे न विद्यते किंचित् ।

धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ ६१ ॥ १५३२

શબ્દાર્થઃ—' હું ધન્ય છું ! હું ધન્ય છું !! [ કે જેથી ] મારે [ હવે ] કાંઈ [ પણ ] કર્त્તવ્ય [ બાકી ] નથી. [ જે ] પામવા યોગ્ય [ હતું તે ] સર્વ આજ [ મેં ] મેળવ્યું [ માટે ] હું ધન્ય છું ! હું ધન્ય છું' !! ૬૧.

धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।

धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥६२॥ १५३३

શબ્દાર્થઃ—'[ આ ] લોકમાં મારી તૃપ્તિની કઈ ઉપમા થાય ? [ કોઈ પણ નહિ; માટે ] હું ધન્ય છું, ધન્ય છું ! હું ધન્ય છું, હું ધન્ય છું ! ધન્ય છું, ધન્ય છું !! ફરી ફરીને [ હું ] ધન્ય છું' !! ( આ કૃતકૃત્યતા આદિવડે થએલી તૃપ્તિની નિરતિશયતા છે, અને જ્ઞાનીને તે ચોતરફથી સ્ફુરે છે). ૬૨.

अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।

अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ ६३ ॥ १५३४

* વિશેષ વર્ણનને માટે પાછળ ૮૫૭થી ૮૮૧ સુધીના શ્લોક જુઓ.

શબ્દાર્થ:—'[ મારૂં ] પુણ્ય અતિ ઉત્કૃષ્ટ [ છે ], અતિ ઉત્કૃષ્ટ છે ! [ તે ] સારૂં ફળ્યું છે ! આ પુણ્યની સંપત્તિથી અમે [ પણ ] સર્વોત્તમ છીએ ! અમે સર્વોત્તમ છીએ ! ! ( આ પ્રમાણે જ્ઞાનાદિરૂપ ફળનાં કારણનું મૂળ પુણ્ય છે તેનું પણ સ્મરણ કરી જ્ઞાની તૃપ્તિ પામે છે. નિરંકુશ તૃપ્તિમાં તો તૃપ્તિ જ હોય ). ૬૩.

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ ६४ ॥ १६३५

શબ્દાર્થ:—શાસ્ત્ર અતિ ઉત્કૃષ્ટ છે ! સર્વ શાસ્ત્રોનું શિરોમણિ વેદાંતશાસ્ત્ર અતિ ઉત્કૃષ્ટ છે ! ! [ અને ] એ શાસ્ત્રનો બોધ આપનાર શ્રીગુરૂ ઉત્તમ છે ! સર્વોત્તમ છે ! ! [ તેથી થએલું ] જ્ઞાન ઉત્કૃષ્ટ છે ! બ્રહ્માત્માની એકતાના અનુભવરૂપ તત્ત્વજ્ઞાન સર્વોત્તમ છે ! ! ૬૪.

ब्रह्माऽऽनंदाभिधे ग्रंथे चतुर्थोऽध्याय ईरितः ।
विद्याऽऽनंदस्तदुत्पत्तिपर्यंतोऽभ्यास इष्यताम्॥ ६५॥ १६३६

શબ્દાર્થ:—બ્રહ્માનંદ નામના ગ્રંથમાં [ આ ] ચોથો અધ્યાય વિદ્યાનંદ કહ્યો. [ માટે ] તે ( વિદ્યાનંદ ) ની ઉત્પત્તિ પર્યંત અભ્યાસ અંગીકાર કરાઓ. ૬૫.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुरामशर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्माऽऽनंदे विद्याऽऽनंदो नाम चतुर्थोऽध्यायः समाप्तः ॥



## પ્રકરણ ૧૫ મું.

# બ્રહ્માનંદગત વિષયાનંદ.

### ૧. સપ્રપંચ બ્રહ્મના સ્વરૂપનું કથન. ૧૫૩૭—૧૫૫૭.

#### * ૧. વિષયાનંદના નિરૂપણની યોગ્યતા પૂર્વક તેની ઉપાધિભૂત વૃત્તિનો અભાવ. ૧૫૩૭—૧૫૪૦.

अथात्र विषयानंदो ब्रह्मानंदांशरूपभाक् ।
निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥ १ ॥ १५३७

एषोऽस्य परमानंदो योऽखंडैकरसात्मकः ।
अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुंजते ॥ २ ॥ १५३८

**શબ્દાર્થ:**—હવે અહિંઆં ( આ પ્રકરણમાં ) બ્રહ્માનંદના અંશરૂપ વિષયાનંદને નિરૂપણ કરીએ છીએ. [ તે બ્રહ્માનંદના ] દ્વારરૂપે છે—બ્રહ્માનંદના જ્ઞાનના સાધનરૂપે છે. તે ( બ્રહ્માનંદ )નું અંશપણું ભગવતી શ્રુતિ કહેતી હવી. ( ૧. ) જે અંખડ એકરસરૂપ [ છે ] તે–આ, આ ( બ્રહ્મ)નો પરમાનંદ [ છે ]. બીજા બધા પ્રાણીઓ આના કિંચિત્ અંશને જ ભોગવે—અનુભવે છે. ૨.

**વિવેચન:**—હવે બ્રહ્માનંદનો છેલ્લો—પાંચમો અધ્યાય **વિષયાનંદ** કહેવાનો ગ્રંથકર્ત્તા આરંભ કરે છે. આ **વિષયાનંદ** લૌકિક છે માટે તેનું શાસ્ત્રમાં નિરૂપણ હોવાની જરૂર નથી એમ શંકા કરવાની નથી; કેમકે તે તો **બ્રહ્માનંદ**ના એક દેશરૂપ છે, તેથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં તે ઉપયોગી છે એટલું જ નહિ, પણ તે તો બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ છે. **વિષયાનંદ**, **બ્રહ્માનંદ**નો અંશ છે તેમાં શ્રુતિ પણ પ્રમાણ આપે છે. તે શ્રુતિનો અર્થ શ્લોકમાં કહી બતાવ્યો છે. ૧—૨.

शांता घोरा तथा मूढा मनसो वृत्तयस्त्रिधा ।
※ वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः शांतवृत्तयः ॥ ३ ॥ १५३९

**શબ્દાર્થ:**—[ સત્વગુણની ] શાંત, [ રજોગુણની ] ઘોર અને [ તમોગુણની ] મૂઢ, [ એમ ] ત્રણ પ્રકારની મનની વૃત્તિઓ [ છે. તેમાં ] વૈરાગ્ય, ક્ષમા [ અને ] ઉદારતા એ આદિ સત્વગુણની શાંત વૃત્તિઓ [ છે ]. ૩.

तृष्णा स्नेहो रागलोभावित्याद्या घोरवृत्तयः ।
संमोहो भयमित्याद्याः कथिता मूढवृत्तयः ॥ ४ ॥ १५४०

---

* પાછળ શ્લોક ૧૨૨૮ માં આપેલી વ્યાખ્યા જુઓ.

※ જુઓ પાછળ શ્લોક ૭૮ મો. પંચભૂતવિવેક.

शब्दार्थ:—तृष्णा, स्नेह, राग, लोभ, ए आदि घोर वृत्तिओ [ छे; तथा ] संमोह [ अने ] भय, ए आदि मूढ वृत्तिओ कहेली [ छे ]. ४.

२. उक्त वृत्तिओमां कोइमां चिदंशनुं अने कोइमां आनंदनुं प्रतिबिंबद्वारा भान थाय छे. १५४१—१५४८.

वृत्तिष्वेतासु सर्वासु ब्रह्मणश्चित्स्वभावता ।
प्रतिबिंबति शांतासु सुखं च प्रतिबिंबति ॥ ५ ॥ १५४१

शब्दार्थ:—ए सर्व वृत्तिओमां ब्रह्मनुं चित्स्वभावपणुं प्रतिबिंब पामे छे; [ अने ] शांत वृत्तिओमां तो सुख पण प्रतिबिंब पामे छे. ( अर्थात् शांत वृत्तिओमां चित् अने आनंदनुं प्रतिबिंब पडेछे एवो भावछे. ) ५.

रूपं रूपं बभूवासौ प्रतिरूपं इति श्रुतिः ।
उपमा सूर्यकेत्यादि सूत्रयामास सूत्रकृत् ॥ ६ ॥ १५४२

शब्दार्थ:—आ परमात्मा प्रत्येक देह प्रति ते ते रूपवाळो—प्रतिबिंबित होतो हवो एम[१] श्रुति [ छे. वळी त्यां ] सूर्यनुं प्रतिबिंब इत्यादि उपमा [ छे, एम ] भगवान् वेदव्यास सूत्र रचीने कहेता हवा. ६.

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
* एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥ ७ ॥ १५४३

शब्दार्थ:—निश्चय एक ज भूतात्मा प्रत्येक भूत ( शरीर )मां स्थित छे. [ ते ] जळमां प्रतिबिंबित चंद्रनी पेठे ईश्वररूपे एक प्रकारे, अने जीवरूपे अनेक प्रकारे ज देखाय छे. ( अर्थात् एक ज चंद्रनां, जूदां जूदां कुंडांरूप उपाधिवडे जेम अनेक प्रतिबिंब भासे छे तेम परमात्मा एक छतां जीवरूप भिन्न भिन्न उपाधिवडे ते बहु प्रकारे भासे छे, पण ईश्वररूपे ते एक छे. ) ७.

जले प्रविष्टश्चंद्रोयमस्पष्टः कलुषे जले ।
विस्पष्टो निर्मले तद्वद् द्वेधा ब्रह्मापि वृत्तिषु ॥ ८ ॥ १५४४
घोरमूढासु मालिन्यात् सुखांशश्च तिरोहितः ।
ईषन्नैर्मल्यतस्तत्र चिदंशप्रतिबिंबनम् ॥ ९ ॥ १५४५

शब्दार्थ:—जळमां प्रतिबिंब पामेलो आ चंद्र, मेला पाणीमां अस्पष्ट, [ अने ] निर्मल पाणीमां स्पष्ट [ देखाय छे ] तेम ब्रह्म पण वृत्तिओमां बे प्रकारे [थाय छे]. (८.) [एटले के] घोर अने मूढ वृत्तिओमां [तेमनी] मलिनता होवाथी [ ब्रह्मनो ] सुखांश तिरोधान पामेलो [ छे; पण ] ते-

[१] एने माटे कठोपनिषद्नी ५मी वल्लीना मंत्र ९ अने १० जुओ; तथा ब्रह्मसूत्र अध्याय ३ जो पाद २ जानुं १८ मुं सूत्र जुओ.

* ब्रह्मबिंदु उपनिषद्मां १२ मी श्रुति.

મની કિંચિત્ નિર્મલતાથી ત્યાં (તેમાં) [બ્રહ્મના] ચિત્ અંશનું પ્રતિબિંબ [પડે છે]. (કહેવાનો ભાવ એવો છે કે રાજસતામસ વૃત્તિઓમાં બ્રહ્મ ચિતરૂપે અને સાત્ત્વિક વૃત્તિઓમાં ચિત્ અને આનંદરૂપે ભાસે છે.) ૯.

यद्वापि निर्मले नीरे वन्हेरौष्ण्यस्य संक्रमः ।
न प्रकाशस्य तद्वस्याच्चिन्मात्रोद्भूतिरेव च ॥ १० ॥ १५४६

શબ્દાર્થઃ—અથવા નિર્મળ જળમાં પણ [જેમ] અગ્નિની ઉષ્ણતાનું સંક્રમણ [છે, પણ] પ્રકાશનું નથી; તેમ [ઘોર અને મૂઢ વૃત્તિઓમાં બ્રહ્મના] ચેતન અંશનું જ પ્રકાશવું છે, અને [બીજા સુખ અંશનું નથી. ૧૦.

काष्ठे त्वौष्ण्यप्रकाशौ द्वावुद्भवं गच्छतो यथा ।
शांतासु सुखचैतन्ये तथैवोद्भूतिमापतुः ॥ ११ ॥ १५४७

શબ્દાર્થઃ—જેમ કાષ્ટમાં તો ઉષ્ણતા અને પ્રકાશ બંને ઉદ્ભવ પામે છે, તેમ જ શાંત વૃત્તિઓમાં સુખ અને ચૈતન્ય ઉદ્ભવ પામે છે. ૧૧.

वस्तुस्वभावमाश्रित्य व्यवस्था भूतयोः समा ।
अनुभूत्यनुसारेण कल्प्यते हि नियामकम् ॥ १२ ॥ १५४८

શબ્દાર્થઃ—વસ્તુના સ્વભાવ પ્રમાણે દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિક (બંને) માં વ્યવસ્થા સમાન [છે]. અનુભવને અનુસરીને જ નિયમ કરનારને કલ્પાય છે. ૧૨.

૩. સુખદુઃખના અનુભવપૂર્વક બ્રહ્મના ત્રણ અંશનું વૃત્તિઓમાં વ્યવસ્થાથી કથન. ૧૫૪૯—૧૫૫૭.

न घोरासु न मूढासु सुखानुभव ईक्ष्यते ।
शांतास्वपि क्वचित्कश्चित् सुखातिशय ईक्ष्यताम् ॥१३॥ १५४९

શબ્દાર્થઃ—ઘોર વૃત્તિઓમાં [અને] મૂઢ વૃત્તિઓમાં આનંદનો અનુભવ નથી દેખાતો, [અને] શાંત વૃત્તિઓમાં પણ કોઇક જ વૃત્તિમાં કોઇક જ કાળે સુખનો અતિશય થોડો જ દેખાય છે. (અર્થાત્ ઇષ્ટના સ્મરણમાં કે ઇષ્ટની પ્રાપ્તિમાં સુખનો અનુભવ ઓછો વત્તો કયારેક કયારેક જણાયછે.) ૧૩.

गृहक्षेत्रादिविषये यदा कामो भवेत्तदा ।
राजसस्यास्य कामस्य घोरत्वात् तत्र नो सुखम् ॥१४॥ १५५०

શબ્દાર્થઃ—ગૃહ અને ક્ષેત્ર આદિ વિષયોમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે આ રજોગુણથી ઉત્પન્ન થનાર ઇચ્છાનું ઘોરપણું છે એ હેતુથી તેમાં સુખ નથી. ૧૪.

सिद्ध्येन्न वेत्यस्ति दुःखमसिद्धौ तद् विवर्द्धते ।
प्रतिबंधे भवेत् क्रोधो द्वेषो वा प्रतिकूलतः ॥ १५ ॥ १५५१

શબ્દાર્થ:—[ વિષય સુખ ] સિદ્ધ થશે અથવા અસિદ્ધ થશે એ પ્રકારે [ સંશય થવાથી તેમાં ] દુઃખ છે, તેની અસિદ્ધિ થતાં તે ( દુઃખ ) વધે છે, [ કોઈના ] અટકાવ્યાથી ક્રોધ થાય છે, અથવા સુખનો અભાવ કરનાર ઉપાધિથી દ્વેષ [ થાય છે ]. ૧૫.

अशक्यश्चेत्प्रतीकारो विषादः स्यात् स तामसः ।
क्रोधादिषु महद् दुःखं सुखशंकाऽपि दूरतः ॥ १६ ॥ १५५२

શબ્દાર્થ:—[ સુખનો અભાવ કરનાર પ્રતિકૂળતાનો ] ઉપાય જો અશક્ય [ હોય ] તો વિષાદ થાય. તે તમોગુણથી ઉત્પન્ન થનારો છે. ક્રોધાદિકમાં મહા દુઃખ [ છે, અને ] સુખની શંકા પણ દૂર [ છે ]. ૧૬.

काम्यलाभे हर्षवृत्तिः शांता तत्र महत् सुखम् ।
भोगे महत्तरं लाभप्रसक्तावीषदेव हि ॥ १७ ॥ १५५३

શબ્દાર્થ:—કામ્યનો લાભ સતે હર્ષરૂપ શાંતવૃત્તિ [ થાય છે. ] ત્યાં ( શાંતવૃત્તિમાં ) મહા સુખ [ છે. ઇચ્છિત ] ભોગમાં તેથી વધારે [ સુખ છે, અને ] લાભ પ્રસંગમાં કિંચિત્ માત્ર [ સુખ છે એ ] પ્રસિદ્ધ [છે]. ૧૭.

महत्तमं विरक्तौ तु विद्याऽऽनंदे तदीरितम् ।
एवं क्षांतौ तथौदार्ये क्रोधलोभनिवारणात् ॥ १८ ॥ १५५४

यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥ १९ ॥ १५५५

શબ્દાર્થ:—વિરાગમાં તો સર્વોત્તમ [ સુખ છે. અને ] વિદ્યાનંદમાં તે કહેલું [ છે ]. એ પ્રકારે ક્રોધ અને લોભના નિવારણથી ક્ષમા તથા ઉદારતામાં [ સર્વોત્તમ સુખ છે ]. ( ૧૮. ) [ આ ] જે જે સુખો થાય છે તે તે ( સુખ ) બ્રહ્મ જ પ્રતિબિંબ થવાથી [ થાય છે ]. અંતર્મુખ વૃત્તિઓમાં આ ( બ્રહ્મ )ના આનંદનું નિર્વિઘ્ન પ્રતિબિંબ [ પડે છે ]. ૧૯.

सत्ता चितिः सुखं चेति स्वभावा ब्रह्मणस्त्रयः ।
मृच्छिलादिषु सत्तैव व्यज्यते नेतरद्वयम् ॥ २० ॥ १५५६

सत्ता चितिर्द्वयं व्यक्तं धीवृत्त्योर्घोरमूढयोः ।
शांतवृत्तौ त्रयं व्यक्तं मिश्रं ब्रह्मेत्थमीरितम् ॥ २१ ॥ १५५७

શબ્દાર્થ:—સત્તા, ચિત્ અને આનંદ એમ બ્રહ્મના ત્રણ સ્વભાવ [છે. તેઓમાંથી ] માટી, પથ્થર આદિમાં સત્તા જ પ્રગટ થાય છે; [ પણ ] બીજાં બે ( ચિત્ અને આનંદ ) નથી પ્રગટ થતાં. ( ૨૦. ) સત્તા [ અને ] ચિત્ બંને ઘોર અને મૂઢ ( નામની ) બુદ્ધિવૃત્તિઓમાં વ્યક્ત—પ્રગટ [ છે ], અને શાંતવૃત્તિમાં [ એ ] ત્રણે ( સત્, ચિત્ અને આનંદ ) વ્યક્ત [ છે ]. એ પ્રકારે વ્યક્તિઓએ મિશ્ર બ્રહ્મ કહેલું છે. ૨૧.

## ૨. નિષ્પ્રપંચ બ્રહ્મના જ્ઞાનનો હેતુ અને માયાના વિભાગ પૂર્વક બ્રહ્મવિદ્યારૂપ બ્રહ્મનું ધ્યાન. ૧૫૫૮—૧૫૭૧.

### ૧. અમિશ્ર બ્રહ્મનું કથન અને માયાનું સ્વરૂપ. ૧૫૫૮—૧૫૬૦.

अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।
आद्येऽध्याये योगचिंता ज्ञानमध्याययोर्द्वयोः ॥ २२ ॥ १५५८

શબ્દાર્થઃ—અમિશ્ર ( બ્રહ્મ ), જ્ઞાન અને યોગવડે [ જણાય છે ]. તે ( જ્ઞાન અને યોગ ) પૂર્વે કહેલાં [ છે તેમાં ] પ્રથમના ( યોગાનંદ નામના ) અધ્યાયમાં યોગ વિચાર, [ અને તે પછીનાં ] બે ( આત્માનંદ અને અદ્વૈતાનંદ નામના ) અધ્યાયમાં જ્ઞાન [ કહેલું છે ]. ૨૨.

असत्ता जाड्यदुःखे द्वे मायारूपं त्रयं त्विदम् ।
असत्ता नरशृंगादौ जाड्यं काष्ठशिलादिषु ॥ २३ ॥ १५५९
घोरमूढधियोर्दुःखमेवं माया विजृंभिता ।
शांतादिबुद्धिवृत्त्यैक्यात् मिश्रं ब्रह्मेति कीर्त्तितम् ॥२४॥१५६०

શબ્દાર્થઃ—અસત્પણું [ તથા ] જડતા અને દુઃખ એ બે ( એમ થઇ, ] માયાનાં રૂપ તો આ ત્રણ [ છે. તેમાં ] અસત્પણું, * નરશૃંગાદિમાં; જડતા, લાકડાં પથ્થર વગેરેમાં; ( ૨૩. ) [ તથા ] ઘોર અને મૂઢ નામની બુદ્ધિવૃત્તિમાં દુઃખ [ છે ]. એ પ્રકારે માયા ભાસેલી—પ્રકાશ પામેલી [ છે ]. એમ શાંતાદિ બુદ્ધિવૃત્તિ સાથે એકતા હોવાથી મિશ્ર બ્રહ્મ કહેલું [છે]. ૨૪.

### ૨. વૃત્તિએ સહિત ત્રણ પ્રકારનું અને વૃત્તિરહિત એક પ્રકારનું બ્રહ્મનું ધ્યાન. ૧૫૬૧—૧૫૬૫.

एवं स्थितेऽत्र यो ब्रह्म ध्यातुमिच्छेत् समानसौ ।
नृशंगादेमुपेक्षेत शिष्टं ध्यायेद् यथायथम् ॥ २५ ॥ १५६१

શબ્દાર્થઃ—એમ હોવાથી અહિંઆં જે ( પુરૂષ ), બ્રહ્મને ધ્યાન કરવા ઇચ્છે તે પુરૂષ નરશૃંગાદિ ( માયાના અસત્પણા )ની ઉપેક્ષા કરે, [ અને ] બાકી રહેલ બ્રહ્મને યથાયોગ્ય ધ્યાન કરે. ૨૫.

शिलाऽऽदौ नामरूपं द्वे त्यक्त्वा सन्मात्रचिंतनम् ।
त्यक्त्वा दुःखं घोरमूढधियोः सच्चिद्विचिंतनम् ॥ २६ ॥ १५६२

શબ્દાર્થઃ—નામ અને રૂપ [ એ ] બંનેને તજીને [1] શિલાદિમાં સત્

* માણસને શીંગડું હોય છે એ ઉક્તિ જેમ મિથ્યા છે તેમ માયા મિથ્યા છે.

[1] કેવળ કનિષ્ટ અધિકારીઓને માટે આપણા આર્યધર્મમાં ચાલતી આવતી મૂર્ત્તિપૂજા ઇષ્ટ છે. न बुद्धिभेदं जनयेत् ઇ૦ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યા પ્રમાણે, જેઓ જ્ઞાનના અધિકારી નથી તેવાઓને શિલા આદિમાં માત્ર સત્નું ચિંતન—ધ્યાન—કરાવવું, કે તેથી ચિત્ત શુદ્ધ થતાં તેઓ આગળ ક્રમમાં વધી શકે. આ આપણા ધર્મનું અત્ર પરમ રહસ્ય સમજાવેલું છે.

માત્રનું ચિંતન [ કરે; અને ] દુઃખને તજીને ઘોર અને મૂઢ ( નામ બુદ્ધિવૃત્તિઓમાં સત્ અને ચિત્નું ચિંતન [ કરે ]. ૨૬.

शांतासु सच्चिदानंदांस्त्रीनप्येवं विचिंतयेत् ।
कनिष्टमध्यमोत्कृष्टास्तिस्रश्चिंताः क्रमादिमाः ॥ २७ ॥ १५६३

શબ્દાર્થ:—શાંત વૃત્તિઓમાં સત્, ચિત્ અને આનંદ [ એ ] ત્રણેય ચિંતન કરે. એ પ્રમાણે આ કનિષ્ટ મધ્યમ અને ઉત્તમ [ એમ ) ત્રણ પ્રકારનું ધ્યાન; અનુક્રમે [કનિષ્ટ, મધ્યમ અને ઉતમ અધિકારીઓને માટેછે]. ૨

मंदस्य व्यवहारेऽपि मिश्रब्रह्माणि चिंतनम् ।
उत्कृष्टं वक्तुमेवात्र विषयाऽऽनंद ईरितः ॥ २८ ॥ १५६४

શબ્દાર્થ:—મંદ ( બુદ્ધિવાળા પુરૂષ )ને વ્યવહારમાં પણ મિશ્ર બ્રહ્મ ધ્યાન [ કરવું ] ઉત્કૃષ્ટ [ છે એમ ] કહેવાને માટે જ અહિંઆં ( વેદાંત પ્રકરણોમાં ) વિષયાનંદ કહેલો [ છે ]. ૨૮.

औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम् ।
चिंतनं वासनाऽऽनंदे ध्यानमुक्तं चतुर्विधम् ॥ २९ ॥ १५६५

શબ્દાર્થ:—ઉદાસીનપણામાં તો બુદ્ધિવૃત્તિની શિથિળતાથી વાસનાનંદમાં [ જે ] ચિંતન, [ તે ] ઉત્તમથી પણ ઉત્તમ [ધ્યાન છે. એ પ્રકાર ચાર પ્રકારનું ધ્યાન કહેલું [ છે ]. (અહિંઆં પાછળ ૧૫૬૨ મા શ્લોક બતાવેલ વૃત્તિસહિત ત્રણ પ્રકારનું, અને આ વૃત્તિરહિત એમ થઇ ચ પ્રકારનું ધ્યાન કહેલું છે. બુદ્ધિવૃત્તિની શિથિળતા થવાથી વાસનાનંદ જે ધ્યાન છે તે વૃત્તિરહિત ધ્યાન છે એવો ભાવ. ) ૨૯.

### ૩. ઉક્ત ધ્યાનનું બ્રહ્મવિદ્યાપણું. ૧૫૬૬—૧૫૭૧.

न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु ।
ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥३०॥ १५६६

શબ્દાર્થ:—જ્ઞાન અને યોગ ( બંને )વડે [ આ ] ધ્યાન નથી, [ પણ ખરેખર તે બ્રહ્મવિદ્યા જ [છે]. ધ્યાનવડે એકાગ્રતા પ્રાપ્ત થયે સતે ચિત્ત બ્રહ્મવિદ્યા સ્થિર થાય છે. ૩૦.

विद्यायां सच्चिदानंदा अखंडैकरसात्मताम् ।
प्राप्य भांति न भेदेन भेदकोपाधिवर्जनात् ॥ ३१ ॥ १५६७

શબ્દાર્થ:—વિદ્યામાં ( બ્રહ્મવિદ્યામાં ) [ બ્રહ્મના ] સત્, ચિત્ અ આનંદ ( નામના ત્રણે ) સ્વભાવો અખંડ એકરસરૂપતાને પામીને ભાસે [ પણ ] ભેદ કરનાર ઉપાધિના અભાવથી ભેદવડે નહિ. ( અર્થાત્ તે ભેદવડે ભાસતા નથી. ) ૩૧.

शांता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः ।
योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ॥ ३२ ॥ १५६८

શબ્દાર્થ:—શાંત, ઘોર [ અને મૂઢ ] વૃત્તિઓ અને [ તેઓના ભેદરૂપ ] શિલા આદિક; [ એઓને ] ભેદ કરનારી ઉપાધિઓ માનેલી [ છે ]. યોગ ( ચિત્તૈકાગ્ર્ય ) થી અથવા વિવેક ( વિચાર ) થી એ ઉપાધિઓનું નિવારણ [ થાયછે ]. ૩૨.

निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।
अद्वैते त्रिपुटी नास्ति भूमाऽऽनंदोऽत उच्यते ॥३३॥ १५६९

શબ્દાર્થ:—અદ્વૈત [ અને ] સ્વપ્રકાશ એવું ઉપાધિ વગરનું બ્રહ્મતત્ત્વ ભાસમાન સતે; ( જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનની ) ત્રિપુટી નથી, એટલા માટે [ આ ] પરિપૂર્ણ એવું બ્રહ્મ આનંદ કહેવાય છે. ૩૩.

ब्रह्माऽऽनंदाभिधे ग्रंथे पंचमोऽध्याय ईरितः ।
विषयानंद एतेन द्वारेणांतः प्रवेशनम् ॥ ३४ ॥ १५७०

શબ્દાર્થ:—બ્રહ્માનંદ નામના ગ્રંથમાં, વિષયાનંદ ( નામે ) પાંચમો અધ્યાય કહ્યો. એ ( વિષયાનંદરૂપ ) દ્વારવડે [ બ્રહ્માનંદની ] અંદર પ્રવેશ [ કરવો ]. ૩૪.

प्रियाद्धरिहरोऽनेन ब्रह्माऽऽनंदेन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान् स्वाश्रितांश्छुद्धमानसान् ॥३५॥१५७१

શબ્દાર્થ:—આ બ્રહ્માનંદવડે વિષ્ણુરૂપ શિવ સર્વદા પ્રસન્ન થાઓ. અને પોતાને આશ્રયે આવી રહેલ શુદ્ધ મનવાળા સર્વ પ્રાણીઓનું રક્ષણ કરો. ૩૫.

॥ इति श्री सनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्मथुराम शर्मणः
शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विर-
चितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्मानंदे
विषयानंदो नाम पंचदशोऽध्यायःसमाप्तः ॥

---

॥ समाप्तोऽयं ग्रंथः ॥

# ॐ तत्सत्

## आ ग्रंथमां आवेला श्लोकोनी वर्णानुक्रमणिका.

# આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થનાર સદ્ગૃહસ્થોનાં નામ.

૫ મે. જે. ડબલ્યુ. એ. વેર એરક્લાયર. માજી. જ્યુડિ. આ. પો. એ. સાહેબ બાહાદૂર.

**સાણંદ.**

રા. રા. પીતામ્બર ગોવિંદરામ ભટ્ટ.
૧ રા. રા. દયારામ મહાસુખરામ રાવળ.
૧ રા. રા. હરિભાઈ જેશંગભાઈ પટેલ.

**બાટવા.**

૧ રા. રા. હિમતરામ હરખલાલ ન્યાયાધીશ સાહેબ.
૧ રા. રા. લાલસિંહ હરિસિંહ.
૧ રા. રા. ગંગારામ ભવાનીશંકર.

**અમદાવાદ.**

૧ રા. બા. ગિરધરલાલ ઉત્તમરામ પેન્સનર સાહેબ.
૧ રા. રા. રણછોડદાસ નરોતમદાસ સુન. પરવાઇઝર પ. વ. ડિ.
૧ રા. રા. ગુલાબભાઈ ગોપાળજી નાયક આ. મા. ગુજરાત ટ્રે. કોલેજ.

**કરાંચી.**

૧ રા. રા. પુરૂષોત્તમ દામોદર રામદાસ મોરારજી ગુ. પુ. શા. ના સેક્રેટરી.

**કુતિયાણા.**

૧ રા. રા. રામજી વી. ઓધવજી વકીલ.
૧ રા. રા. મયારામ જીવાભાઈ વકીલ
૧ રા. રા માણેકલાલ નાનજી સ્કુલ મા૦

**નાગેશરી.**

૧ રા. રા. હરગોવિંદ વિ. ગોકુળદાસ વકીલ.

**ભાણવડ.**

૧ રા. રા. ભાઈશંકર ધનજી સ્કુલ મા૦

**શિહોર.**

૧ રા. રા. લક્ષ્મીશંકર જેશંકર ઓઝા લાઈબ્રેરીના સેક્રેટરી.

**મહુવા.**

૧ રા. રા. મેતા પ્રાણશંકર માનશંકર.
૧ રા. રા. માણેકલાલ દુર્ગાશંકર.
૧ રા. રા. પીતાંબરદાસ ગીગાભાઈ સોની.
૧ રા. રા. હરિશંકર કેશવજી વ્યાસ.
૨ વૈદ્ય. ભવાનીશંકર મહાદેવ.
૧ રા. રા. વિઠ્ઠલદાસ જમનાદાસ મણિયાર.
૧ રા. રા. ખોજા અબદુલઅલી જેઠાભાઈ.
૧ મહંત ગોસાઈ રામવનજી શ્રીગુરૂ ધર્મવનજી.
૧ રા. રા. પ્રભાશંકર પ્રાગજી રાજગર.
૧ રા. રા. ઠક્કર ગિરધર મેઘજી.
૧ વૈદ્ય. નરભેરામ મહાદેવ,
૧ શ્રીગોપીનાથ સંસ્થાનાધિપતિ બ્રહ્મચારી દયાનંદજી ગુરૂ દેવાનંદજી મહારાજ.

**પાટડી.**

૧ રા. રા. કાળીદાસ કેશવરામ વ્યાસ.
૧ નામદાર. દરબારશ્રી સુરજમલજી.
૧ દેશાઈ ચંદ્રસિંહજી જોરાવરજી.
૧ રા. રા. કલ્યાણજી પુંજારામ કામદાર.

**રાજકોટ.**

૧ રા. રા. જોઇતારામ મોતીરામ પંડયા.
૧ રા. રા. પરમાનંદ વલ્લભરામ.
૧ રા. રા. છોટાલાલ ચુનીલાલ સુતરીયા.
૧ રા. રા. મૂળજી જગન્નાથ દવે.
૧ રા. રા. જીવણલાલ હરજીવનદાસ સિરસ્તેદાર કાઠિ. સરવે. સુપ્રી. સાહેબ.
૧ રા. રા. જટાશંકર પ્રાણજીવનદાસ સિર. આ. સરવે. સુ સાહેબ.
૧ રા. રા. જમનાદાસ કિશોરદાસ નીમતાનદાર રેવન્યુ સરવે.
૧ રા. રા. નારણજી ભવાનીશંકર દવે સરવેયર દાઠા
૧ રા. રા. પુરૂષોત્તમ ત્રિભોવનદાસ દેશાઈ પ્રાંતસરવે. ખડિયા.
૧ રા. રા. નારણજી જુઠા વ્યાસ સરવે. નવાનગર.
૧ રા. રા. પુરૂષોત્તમ જગજીવન ભટ્ટ પ્રાંત. સરવે. જેતપુર
૧ રા. રા. મગનલાલ કાળીદાસ દેશાઈ સરવેયર સં૦ રાજકોટ
૧ રા. રા. છગનલાલ બાપુજી સં૦ રાજકોટ.
૧ રા. રા. ખુશાલીદાસ હરનારાયણ ,,
૧ રા. રા. હરિલાલ હીરાલાલ ,,
૧ રા રા. ગોવિંલાલ દેવશંકર ,,
૧ રા. રા. હરિલાલ રણછોડલાલ ,,
૧ રા. રા. ભોગીલાલ જેકીશનદાસ દેશાઈ સરવે. રાજકોટ
૧ રા. રા. મોહનલાલ ભવાનીશંકર સરવે.

**પાલીટાણા**

૧ રા. રા. કલ્યાણરાય અંબારામ ન્યાયાધીશ સા.

૧ રા. રા. ગોરધનદાસ ભાથાભાઈ વકીલ
૧ રા. બા. ગોપાળજી સુરભાઈ દેસાઈ
૧ રા. રા. બાપાજી રામચંદ્ર
૧ રા. રા. એલ. જી. ભડભડે બારિસ્ટર
૧ રા. રા. કાનજી સુંદરજી લીમડીવાળા
૧ રા. રા. પીતામ્બર માવજી
૧ રા. રા. હરજીવન ગોકળદાસ
૧ રા. રા. કલ્યાણરાય જેઠા બક્ષી.

**જૂનાગઢ.**

૧ શ્રીનૃસિંહપ્રસાદ પુસ્તકશાળા.
૧ શ્રીજુનાગઢ બાહાદુર લાઇબ્રેરી.
૧ રા. રા. અમરજી આણંદજી કચ્છી.
૧ રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી ડે. એ. ઇ. સાહેબ સોરઠ
૧ રા. રા. ગણપતરામ મયાશંકર બી. એ બી. એ. સી. કેળવણી ખા. ના અ. સા.
૧ રા. રા. સદાશંકર મયાશંકર
૧ રા. રા. હરસુખરામ પંડીતરામ સરન્યાયાધીશ સાહેબ.
૧ રા. રા. રામપ્રસાદ નૃસિંહપ્રસાદ.
૧ રા. રા. ભૂપતરાય સ્ટેટ વકીલ સાહેબ.

**બિલખા**

૧ રા. રા. જેશંકર હરિશંકર વકીલ
૨ દરબારશ્રી વાલા આલા ભીમા
૧ રા. રા. છેલશંકર ઉમાશંકર

**લીમડી.**

૧ નામદાર સર. જસવંતસીંહજી ઠાકોર સાહેબ કે. સી. આઈ. ઈ.
૨ રા. રા. કેશવલાલ નાનાભાઈ નાયબ કારભારી સાહેબ.
૧ રા. રા. જેશંકર પુરૂષોત્તમ આચાર્ય
૧ અખંડ પ્રૌઢપ્રતાપ સદાસૌ. બા શ્રી૭ બાઇરાજબા સાહેબ
૧ રા. રા. ત્રીકમલાલ હરિભાઈ

**વરતેજ.**

૧ રા. રા. ઇશ્વરલાલ કરશનજી ભટ્ટ.

**ઓરપાડ.**

૧ રા. રા. ચંદ્રપ્રસાદ હરગોવિંદ
૧ રા. રા. પશુપતિશંકર રત્નશંકર દ્વિવેદી.
૧ રા. રા. કાશીપ્રસાદ સદાશિવ વકીલ
૧ રા. રા. પ્રાણશંકર ભવાનીપ્રસાદ વકીલ.

**ધોરાજી.**

૧ જટાશંકર પીતામ્બર મુખત્યાર.

૧ રા. રા. જગન્નાથ વાસણજી વકીલ.
૧ રા. રા. વીરજી નથ્થુ સોની
૧ રા. રા. પ્રેમશંકર દામોદર ડાકતર
૧ રા. રા. ગોકુળ શર્મા.

**ઉના.**

૧ રા. રા. રઘુનાથજી શામળજી કીકાણી

**ગોધરા.**

૧ રા. રા. રઘુનાથ દીનાનાથ વકીલ

**બગસરા.**

૧ રા. રા. ગિરધરલાલ માધવરાવ દરબાર શ્રીવાળા હરસુર લક્ષ્મણના કારભારી.
૧ શ્રી બગસરા દરબારી લાઇબ્રેરી.
૧ રા. રા. મયારામ રઘુરામ જાની
૨ દરબારશ્રી વાળા હરસુર લક્ષ્મણ

**વડીયા.**

૧ રા. રા. વિજયશંકર મણિશંકર કીકાણી
૧ રા. રા. ભગવાનલાલ કેશવજી ડાકતર સા.
૧ રા. રા. સુંદરલાલ દલપતરામ ન્યાયાધીશ.

**ઉમરેઠ.**

૧ રા. રા. સોમનાથ ગોપાળજી પંડયા.
૧ રા. રા. નાથાભાઈ લલ્લુભાઈ વ્યાસ
૧ રા. રા. કાળીદાસ મયારામ જોશી.
૧ રા. રા. હરગોવિંદ મયારામ શુકલ
૧ રા. રા. લલ્લુભાઈ હરજીવન વ્યાસ મેસાણા તારના સુપરવાઈઝર રજ. રેલ.
૧ રા. રા. માણકલાલ હરજીવન કપડવંજ ડિસ્પેન્સરીના ડાકતર સાહેબ

**ઘોડાસર.**

૧ રા. રા. બાળાશંકર હરજીવન જોશી કારભારી

**ભરૂચ.**

૧ રા. રા. જેષ્ટારામ ગુણસાગર તલાટી.
૧ રા રા. અમૃતલાલ મોતીલાલ પેન્સનર મામલતદાર સાહેબ.
૧ રા. રા. માણકલાલ જગજીવનદાસ
૧ શ્રીનૃસિંહ પુસ્તકાલયના ઑનરરી સેક્રે.
૧ રા. રા. અંબાશંકર ઉત્તમરામ
૧ રા. રા. હરિલાલ ઈચ્છાલાલ મજમુદાર.

**ભોલાદ તા૦ કોઠ**

૧ રા.રા. શંકર જાદવજી પાઠક

**જસદણ.**

૫ કુમારશ્રી માનસુર ખાચર સાહેબ

**મુંબઈ.**

૧ રા. રા. કલ્યાણજી રણછોડદાસ શેઠ
૧૫ રા. રા. કાનજી ધરમશી
૧ રા. રા. મનમોહનદાસ દયાળદાસ

**નીગાળા.**

૧ રા. રા. બુકસેલર ભગવાનદાસ દેવશીભાઇ
૧ રા. રા. બકોર જયશંકર
૧ રા. રા. કાશીરામ રામજી વૈદ્ય નાના ઝીંઝાં વદર.

**વસોડા.**

૧ રા. રા. શિવલાલ રતનલાલ પટેલ સ્ટેટ કારભારી.

**જલાલપોર.**

૧ રા. રા. માણેકલાલ જમનાદાસ.

**બોટાદ.**

૨ રા. રા. દોલતરાય જયશંકર ફોજદાર.
૧ રા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ
૧ રા. રા. હરજીવન જેઠા દવે.

**થળા તાબે ધ્રાંગધ્રા.**

૧ રા. રા. જગન્નાથ વાલજી જોશી.

**ભાવનગર.**

૫ રા. રા. વિજયશંકર ગૌરીશંકર ઓઝા.
૫ રા. રા. પ્રતાપરામ વજેશંકર ઓઝા.
૨ રા. રા. સવાઇલાલ સાકરલાલ મેહેતા.
૧ રા. રા. માનશંકર વજેશંકર દેશાઈ
૧ રા. રા. સંતોકરામ માધવજી મેતા.
૧ રા. રા. જટાશંકર ઇંદ્રજી મેતા
૧ રા. રા. લક્ષ્મીશંકર કેશવરામ મેતા
૧ રા. રા. ગૌરીશંકર હરિભાઈ વોરા.
૧ રા. રા. બાપુભાઇ પરમાનંદદાસ વોરા.
૧ રા. રા. મગનલાલ ગોવિંદરામ મેતા
૧ રા. રા. શંકરપ્રસાદ ગૌરીશંકર ઓઝા

**સિનાર.**

૧ રા. રા. હરિલાલ ઉમાશંકર બ્રહ્મસમાજના વ્યવસ્થાપક.

**લુણાવાડા,**

૧ રા. રા. નરોત્તમ કેશવજી ત્રવાડી લાઈબ્રેરીના સેક્રેટરી.
૧ રા. રા. ગુલાબ હરિભાઇ.

**પીનમાના.**

૧ રા. રા. દામોદરદાસ શંભુરામ હેડ ક-

**લાર્ડ ફોરેસ્ટ હારીસ અપરબરમા.**

**નવાનગર.**

૨ રા. રા. હરિશંકર રાજારામ
૧ રા. રા. પોપટ જગદીશ
૮ રા. રા. મંગળજી હરજીવન મારફત.
૧ બ્રહ્મનિષ્ઠ ગુરૂશ્રી ભગવાનજી વિશ્વનાથ
૧ રા. રા. હરિભાઈ રાજારામ
૧ રા. રા. મૂળજી અમરશી મેતા. ભુજ તારમાસ્તર
૧૦ રા.રા.જટાશંકરપ્રભુજી દવે ખંભાળીયા
૧ રા. રા. કરશનજી બાવા ધુંવાવ.
૧ રા. રા. અંબાશંકર ભાણજીદવે મુંબઇ
૧ રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રવાડી ધ્રોળ.
૧ ભવાનીશંકર લાધા

**બિલખા.**

૧૦ નામદાર દરબારશ્રી વાળા નાજા કાળા.
૨ કુમારશ્રી વાલેરા વાળા
૨ દરબારશ્રી વાળા આલા ભીમા.
૧ રા. રા. છેલશંકર ઉમાશંકર.

**પોરબંદર.**

૩ રા. રા. ગોવિંદજી ડાહ્યાભાઇ મારફત.
૧ રા. રા ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલ.
૧ રા. રા. કાનજી જીવણરામ શર્મા.
૧ રા. રા. આણંદજી વાલજી.
૧ રા. રા. ગણપતરામ નાનાભાઇ ભટ.
૧ રા. રા. વસંતરાય કાશીદાસ

**અમરેલી.**

૧ રા. રા. રૂપશી સોમજી. ફોજદારી સિરસ્તેદાર.

**દસાડા.**

૧ રા. રા. કાળીદાસ રવિદત્ત સરકારી કામદાર.
૧ રા. ડાહ્યાલાલ હરજીવન. એકાઉન્ટંટ.
૧ રા. રા. ગિરધરલાલ વિઠ્ઠલજી ભટ્ટ.
૧ રા. રા. ગૌરીશંકર હરજીવન વહીવટદાર.

**સુરત**

૧ રા. રા. ચંદ્રશંકર ભીમાનંદ. ઠે. આમલી રાન.

**ચીતળ.**

૧ રા. રા. બાપુભાઇ દોલતરામ મેનેજર.
૪ રા. રા. હરગોવિંદ અજરામર મારફત,
૧ રા. રા. ,, સ્ટેશનમાસ્તર.
૧ રા. રા. મેતા ટીડા રામજી.

૧ રા. રા. વાઘજી નાગજી જુવા.
૧ રા. રા. પરશોત્તમ ભગવાનજી.

વાગસ.

૧ રા. રા. બળવંતરાય શિવપ્રસાદ. વકીલ.

ચરાડવા.

૫ ગૈ. બ્રા. પ્રતિપાળ અખંડ પ્રૌઢપ્રતાપ રાણા શ્રી જાલમશંગજીભાઇ જેઠીભાઇ.
૧ રા. રા. ગૌરીશંકર પીતામ્બર રાવળ.
૧ રા. રા. જાડેજા શ્રી વિભાજીભાઇ.
૧ રા. રા. મણિયાર બેચર જેઠા.

ભાડલા.

૧ રા. રા. કુબેરદાસ ગોકળદાસ.
૧ રા. રા. શા મલુકચંદ ડોસાભાઇ ભંડારીઆ.
૧ રા. રા. ગગા મોતી અજમેર.
૧ રા. રા. શા જીવા ઓધા.
૧ રા. રા. ડાંગર કાના હરસુર.

ગોંડળ.

૧ રા. રા. હરિકૃષ્ણ લાલશંકર દવે.
૧ સ્વામીજી શ્રી વિરજાનંદજી.

વઢવાણ.

૧ રા. રા. દેવશંકર રામચંદ્ર રાવળ.

જીવાપર.

૧ ભગત મલુ રામજી. ચરાડવા મારફત.

ચરાડવા.

૧ રા. રા. લુવાર નાનજી લાલજી.

પોરબંદર.

૧ ઠકર કરશનજી શામજી
૧ રા. રા. વીરજી વસનજી શ્રીમાળી બ્રા.

વાંસદા.

૧ રા. રા. ઝવેરભાઈ નાથાભાઈ અમીન દિવાન કઠલાલ.
૧ રા. રા. હરજીવન પુરૂષોત્તમ શુકલ.

કાળાવડ.

૧ રા. રા. વૈદ્યરાજ ચંપકરામ રામજી

ભાયાવદર.

૧ રા. રા. ભીમા શવજી ખોજા.

ઠાંક.

૧ રા. રા. ધનજી ઓધવજી શાહ
૧ રા. રા. લક્ષ્મીચંદ ધનજી.

મોરબી.

૪ રા. રા. વનીચંદ વિ. પોપટભાઈ પારેખ.
૧ રા. રા. શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર ભટ્ટ.
૧ રા. રા. વૈદ્યરાજ વિશ્વનાથ વિઠલજી ભટ્ટ.
૧ રા. રા. શાસ્ત્રીજી ઘેલાશંકર પુંજાભાઈ.
૧ રા. રા. દવે પ્રભાશંકર કેશવજી.

૧ રા. રા. હરિશંકર અંબારામ દવે.
૧ રા. રા. મણિયાર કીરચંદ ભીમજી

કચ્છ માંડવી.

૧ રા. રા. સુરજપ્રસાદ મિશ્ર. શેપર્ડ કંપની એજન્ટ.

ધ્રાંગધ્રા.

૧ રા. રા. લક્ષ્મીશંકર પ્રભાશંકર દ્વિવેદી

દ્વારકાં.

૧ ઓ, પી, બી, એ. યોગીરાજ, કે, પી, એચ. ઓ, એન, જી; એ, યુ, એમ, એસ, ડી, ટી:
૧ ઓં, વી, કે, બાલેન્દુ, કે, પી, એચ, ઓ, એન, જી; એ, યુ, એમ, એસ, ડી, ટી. વી.
૧ ઓં, વી, કે, દીર્ઘાક્ષી; કે, પી, એચ, ઓ, એન, જી, એ, યુ, એમ, એસ, ડી, ટી, વી, સી, ચતુર:
૧ રા. રા. દયારામ જેઠાવ્યાસ.
૧ રા. રા. કાનજી નારણજી ઉપાધ્યા.
૧ શ્રી ઓખા લાઇબ્રેરીના સેક્રટરી સા.
૧ રા. રા. ચુનીલાલભાઇ ચકુભાઇ શર્મા.

અંકલેશ્વર.

૧ રા. રા. શા મોતીચંદ ઝવેરચંદ.

રાજકોટ.

૧ રા. રા. રતનજી માધવજી વકીલ.
૧ રા. રા. ઠકર ગોરધન કરમશી.
૧ રા. રા. દુર્ગાશંકર જેષ્ટારામ. પો. એ. સા. ના કલાર્ક.
૧ રા. રા. પ્રાણજીવન નારાયણ. કા. હા. સ્કૂલ હેડમાસ્તર.

કોઠારિઆ.

૧ કુમારશ્રી હરિશંગજી સાહેબ.

ખંભાળીયા.

૧ રા. રા. નાગરદાસ મથુરાંદાસ આચાર્ય
૧ રા. રા. દયાળ કેશવજી ભણસાળી. પોસ્ટ ઓવરસીઅર.
૧ રા. રા. પ્રભાશંકર ખોડીદાસ ત્રવાડી.

કચ્છભુજ

૧૦ મે. નામદારશ્રી કચ્છના મહારાવશ્રી તરફથી.
૧ રા.રા. પ્રેમજી ગંગારામ વ્યાસ. આર્ટસ્કૂલ.

સુરત

૧ રા.રા. ચૂનીલાલ દલપતરામ કવીશ્વરસ. જડ્જ.
૧ રા.રા. અમીન ઇશ્વરભાઇ મૂળજીભાઇ વકીલ.
૧ રા. રા. ધીમંત નવલરામ લક્ષ્મીરામ પંડિત.

### રાજકોટ.

૧ રા. રા. ગૌરીશંકર દયાળજી વકીલ.
૧ રા. રા. ગિરજાશંકર બાવાભાઇ વૈદ્યરાજ
૧ રા. રા. મહાશંકર છગનલાલ રાવળ.
૨ રા. રા. વસરામ પીતામ્બર.

### મુંબાઇ.

૧ રા. રા. અમૃતલાલ રૂપદેવ જોશી.
૧ રા. રા. કાશીરામ રાજારામ જોશી.
૧ રા. રા. મૂળજી કેશવરામ જાની.
૧ રા. રા. જદુરામ રેવાશંકર વ્યાસ.
૧ રા. રા. મણિશંકર રાજારામ જાની.

### ઓતા.

૧ રા. રા. શિવપ્રસાદ હરનાથ.

### રતનપુર.

૧ રા. રા. માધવરામ ગુલાબરાય શીયાનગરના મહાલકારી સા.

### નવાગામ.

૧ રા. રા. જુહા હરિશંકર વ્યાસ.

### ખેડા

૧ ખડાયતા ને વૈષ્ણવ શુભેચ્છક સભાના પ્રેસીડન્ટ સાં. ચુનીલાલ વરજભાઇ.

### તળાજા.

૧ રા. રા. જટાશંકર પુરૂષોત્તમ મેતા.

### પડાણા.

૧ રા. રા. મયાશંકર કલ્યાણજી દવે મેહાલકરી દફતરી અવલકારકુન.
૧ રા. રા. ગોરધનદાસ જીવા વકીલ.

### ભાટીઆ

૧ રા. રા. રંગીલદાસ શિવશંકર મહાલકારી
૧ રા. રા. હેમા પરબત. ભાટીયા તાબે. ગાગા.

### રાજકોટ ટ્રેનિંગકોલેજના સ્કોલરો

#### બીજું વર્ષ

| | | |
|---|---|---|
| સ્કો. | છોટાલાલ વિશ્વનાથ | બરવાળા. |
| ,, | શીવજી રણછોડ | બગસરા. |
| ,, | નારણજી કલ્યાણજી | પાજોદ. |
| ,, | લાલજી ઇશ્વર | ભાવનગર. |
| ,, | અંબાશંકર ગૌરીશંકર | વરસ. |
| ,, | ભાઇચંદ દેવચંદ | રામોદ. |
| ,, | વેણીરામ લવજી | કમળેજ. |
| ,, | હરજીવન અંબારામ | જામનગર. |
| ,, | પોપટ હીરજી | રાજકોટ. |
| ,, | મોહનલાલ કાળીદાસ | રાજપુર. |
| ,, | ઓધડલાલ દીપચંદ | અણીંદ્રા. |
| ,, | પોપટ રામજી | લીલીયા. |
| ,, | પ્રાણજીવન ગિરધર | પોલારપુર. |
| ,, | રાજારામ હરજીવન | વઢવાણ. |
| ,, | ચૂનીલાલ લાલજી | મોડાસા. |
| ,, | બાળકૃષ્ણ ઉમાશંકર | બળદાણા. |
| ,, | ત્રિભોવન કળીદાસ | માંગુકા |
| ,, | પ્રાગજી માધવજી | ક્રોળ. |
| ,, | ગૌરીશંકર આત્મારામ | દેદાદરા. |
| ,, | કેશવજી ભાઇજી | રોજકા. |
| ,, | હરજીવન ભાણજી | વઢવાણ. |
| ,, | પ્રાણશંકર મહાદેવ | મોણપુર. |

#### પહેલું વર્ષ

| | | |
|---|---|---|
| ,, | દેવચંદ ભવાન | રાજકોટ. |
| ,, | જટાશંકર પરમાનંદ | દાઠા. |
| ,, | જટાશંકર કલ્યાણજી | સુપેડી. |
| ,, | વાલજી દામજી | કુવાડવા. |
| ,, | ભગવાનજી બેચર | બાલાગામ. |
| ,, | માધવલાલ બાપુજી | બરવાળા. |
| ,, | વનમાળી મકનજી | ગોંડળ. |
| ,, | મગનલાલ અમરજી | શિહોર. |
| ,, | રામજી બેચર | જૂનાસાવર. |
| ,, | રેવાશંકર અંબારામ | પાણશીણા. |
| ,, | ભગવાનજી કરશનજી | વસાવડ. |
| ,, | નરોત્તમ રામકૃષ્ણ | ધોરકા. |
| ,, | ઓધવદાસ ગોવિંદરામ | અમરાપુર. |
| ,, | ભાઇશંકર અજરામર | ભંડારિયા. |
| ,, | રામચંદ્ર વીરજી | ખાખરેચી. |
| ,, | જટાશંકર હરજીવન | હળવદ. |
| ,, | રણછોડ હરિશંકર | |
| ,, | રવજી સોમચંદ | ખીરસરા. |
| ,, | પ્રાણશંકર ધનેશ્વર | કાળાવડ. |
| ,, | અમૃતલાલ વૈકુંઠ | બરવાળા |
| ,, | પોપટ પરશોત્તમ | કંથારિયા. |
| ,, | ડાહ્યાલાલ મલુશંકર | દસાડા. |
| ,, | નાગર દલસુખરામ | લખતર. |
| ,, | ભાઇશંકર નરભેરામ | હળવદ. |
| ,, | જેઠાલાલ વજેરામ | ચૂડા. |
| ,, | દેવશંકર ભવાનીશંકર | દૂધરેજ. |
| ,, | માનજીશંકર | વાગડ. |
| ,, | મગનલાલ ધનેશ્વર | વાંકાનેર. |

२ स्मार्तजनो पासेथी सभासद थवा दाखल कोइ पण प्रकारनुं लवाजम लेवामां आवशे नहि.

३ सभासदांतर्गत "हितकर्ता" पासेथी ग्रंथ संबंधी मदद मागवामां आवशे ने ते तेओए आपवी ज जोइए.

४ जे सभासद पोतानुं नाम लखीने मोकलशे तेमनाज तरफ सभा द्वारा प्रगट थनारी ग्रंथावलिना अंको रवाना करवामां आवशे अने ग्रंथावलिना संबंधमां ठरावेला नियमो प्रमाणे तेमना पासेथी ते अंकनुं मूल्य अंक रवाना करवानी पूर्वे लेवामां आवशे.

(ग्रंथावलि संबंधी नियम)

१ वर्तमान कालमां विद्यारवी पाश्चिमात्य होवाथी धूकसदृश पाखंडीजनो स्वाभद्र शब्दध्वनीवडे अप्रबुद्ध जनोनां कर्णविवर दूषित करेलां जोइने विविध स्थळ निवासी परमकारुणिकाग्रगण्य श्रीमद् द्वैत संप्रदायि श्रौत-स्मार्त निष्ठाविशिष्ट गरिष्टशिष्ट जनोए प्राचीन संस्कृत ग्रंथोनी आ स्मार्त मतोत्तेजक ग्रंथावलि " प्रगट करी छे.

२ आ " स्मार्तमतोत्तेजक ग्रंथावलि " प्रतिमासिकी वा प्रतिवार्षिकी नथी; किंतु जे जे काले योग्य ग्रंथनी उपलब्धी थशे ते ते समये ते ग्रंथ ग्रथित करवामां आवशे.

३ आ " स्मार्तमतोत्तेजक ग्रंथावलि " द्रव्योपार्जनेषणान अभाव पूर्वकनी होवाथी तथा स्मार्तमत प्रकाशना उत्कट इषणाथीज प्रगट करवामां आवती होवाथी जे समय उपर जे ग्रंथ प्रगट थशे ते ग्रंथनी अर्धे प्रतो द्रव्य संग्रह न करनारा चतुर्थाश्रमीओ माटे धर्मार्थ राखवामां आवशे अने जे परमहंस परिव्राजक टपाल खर्च मोकलावशे तेमने ते पुस्तकनी एक प्रत टपालद्वारा मोकलवामां आवशे.

४ आ "स्मार्तमतोत्तेजक ग्रंथावलि" द्वारा प्रगट थनारो ग्रंथ लघु वा बृहत् होय तोपण तेनुं मूल्य एक आनाथी चार आना सुधीज राखवामां आवशे.

५ आ "स्मार्तमतोत्तेजक ग्रंथावलि" द्वारा प्रगट थनारा प्रत्येक ग्रंथनुं मूल्य यद्यपि अत्यल्प राखवामां आव्युं छे तो पण जे स्मार्तजन विद्युत्सम अति चंचल लक्ष्मीनो श्रेयःसाधक व्यय करवानो इच्छार्थे अधिक मोकलशे तो ते ग्रंथावलिनो अबाधित अखंड प्रवाह प्रवृत्त [illegible] उपकृति रूप मानवामां आवशे.

६ आ " स्मार्तमतोत्तेजक ग्रंथावलि " द्वारा प्रगट थनारा ग्रंथांतर्गत रुद्रसंख्यांक–एकादश–ग्रंथ प्रगट थया पछी महाराष्ट्र, गुर्जर तथा हिंदिभाषामां ते ग्रंथोना अर्थनी ग्रंथावलि, ग्रंथक्रमांनुसार प्रगट करवामां आवशे.

७ आ "स्मार्तमतोत्तेजक ग्रंथावलि "मां ग्रथित करवा सारु १ मणि मंजिरी भेदिनी, २ शिवतत्त्वविवेक, ३ शिवार्कमणि दीपिका, ४ रत्न[illegible], ५ निगमार्थदीपिका, ६ अद्वैतस्तव, ७ मध्वमुखमर्दन, ८ शि[illegible] चंद्रिका इत्यादि ग्रंथोनी आवश्यकता छे तेथी जेमना संग्रहमां उक्त पुस्तकांतर्गत पुस्तको हशे तेमणे ते मोकलवानी तस्दी लेवी. सदर्हु पुस्तकने बन्ने वखते थनारो टपाल खर्च " स्मार्तमतोत्तेजक सभा " तरफथी मळशे अने पुस्तक पाछुं मोकलती वखते " स्मार्तमतोत्तेजक ग्रंथावलि " मांहेलां ते पुस्तकनी एक प्रत पण मोकलवामां आवशे. स्वसंग्रहनी प्रत मोकलवामां कदाचित् कोइने बाध प्रतीत थतो होय तो तेमणे ते ग्रंथ उपरथी अन्य प्रत लखावीने मोकलवी. सदर्हु ग्रंथ लखाववानो सर्व खर्च " स्मार्तमतोत्तेजक सभा " तरफथी मळशे. प्रथम पत्रद्वारा खुलासो करी लेवो.

८ आ " स्मार्तमतोत्तेजक ग्रंथावलि " संबंधी पत्र व्यवहार करनारे ते संबंधी सघळो व्यवहार नीचे लखेले स्थळे पोष्टपेड पत्र द्वाराएज करवो: उत्तर माटे टिकिट वा कार्ड मोकलवुं.

स्मार्तमतोत्तेजक [illegible] सनाधिपपति
श्रीमत् परमहंस परिव्राजकाचार्य
**स्वामी श्री आत्मानंदजी सरस्वतीजी.**
मु० श्रेयःसत्र, धंधुका.
जि० अमदावाद.

सूचना—"स्मार्तमतोत्तेजक ग्रंथावलि" नो प्रथम अंक " श्री ज्ञान स्तुति" (सटीका) प्रसिद्ध थई चुक्यो छे. मूल्य ०–२–६ पोष्टेज ०–१–०

## આ પુસ્તકને માટે વિદ્વાનોનો મત.

૧ તમારા તરફથી મોકલેલ પ્રકરણ મેં લાંબે વખતે જોયું છે. ભાષાંતર તરીકે એમાં મને કાંઈ વિશેષ સૂચના કરવા જેવું જણાતું નથી. તમારા ભાષાંતરમાં આપેલો પદચ્છેદ અને પદાર્થનો ભાગ શિખાઉને માટે છે. વાચકને તે ઉપયોગી નથી. હું ધારૂંછું કે તે કાઢી નાખો તો સારૂં + + ભાષાંતરમાં તમે ઘણી મહેનત લીધી છે અને હું ધારૂં છું કે તે ગુર્જરોને ઘણું ઉપયોગી થશે. + + +

જયકૃષ્ણ જીવનરામ વ્યાસ શુભેચ્છક.
(વેદાન્તના ધુરંધર પ્રબોધક).

૨ થોડાએક માસ પહેલાં જ્યારે મેં **વિદ્યારણ્ય** મુનિ પ્રણીત **પંચદશી** વાંચવાનું શરૂ કર્યું ત્યારે મને માલમ પડ્યું કે માત્ર સંસ્કૃત ટીકાની મદદથી હું તે બરાબર સમજી શકતો નથી + + એજ અરસામાં રા. રા. **વિશ્વનાથ સદાશમ પાઠકનું** ભાષાંતર મળી જવાથી મને પરમ સંતોષ થયો. રા. વિશ્વનાથે કેટલીએક ટીકાઓ એકઠી કરી પોતાનું વિવેચન લખેલું છે તેથી અને તેઓ પોતાના ઉપનિષદોના અધ્યયનને લીધે પ્રસંગોપાત યોગ્ય અવતરણો આપી શક્યા છે તેથી એમનું પુસ્તક મને ઘણું જ ઉપયોગી થઈ પડ્યું. હું બેધડક કહી શકુંછું કે જેમને ગુરૂમુખથી સમજવાનો પ્રસંગ ન હોય તેમને એ પુસ્તક ઘણી કીમતી મદદ આપી શકશે. + + + મૂળ સંસ્કૃત ટીકાની મદદથી જેટલું સમજી શકાય તેના કરતાં આ ભાષાંતરની મદદથી વધારે સમજી શકાશે. + + + એકંદરે રા. **વિશ્વનાથ**નો પ્રયત્ન એવા પ્રકારનો છે કે સંસ્કૃત જાણનાર અને નહિ જાણનારે બધા જિજ્ઞાસુઓએ તેમનો ઉપકાર માનવો જોઇએ.

વડોદરા. મણિશંકર રત્નજી ભટ્ટ. બી. એ.
ઓક્ટોબર ૧૮૯૫ (વાઈસ પ્રિન્સિપાલ કળાભવન)

૩ શ્રી **પંચદશી**નું સમૂળ ગુજરાતી ભાષાંતર આપ છપાવો છો તેનો થોડો ભાગ આપે મને વાંચી સંભળાવ્યો તે ઉપરથી તથા છાપેલાં બે ફારમો મને વાંચવા મોકલ્યાં + + તે ઉપરથી હું એમ કહી શકુંછું કે પુસ્તક ઘણું ઉપયોગી થશે અને સંસ્કૃત નહિ જાણનારા ગુર્જર અભ્યાસીઓને ઘણું સહાયભૂત થશે. મૂળનો આશય ગુજરાતીમાં બહુ સારી રીતે આણ્યો છે, ને ભાષા સરળ, શુદ્ધ ને વિષયને અનુસરતી છે. સંદિગ્ધ બાબતોનું વિવેચનમાં ઠીક સ્પષ્ટીકરણ કીધું છે. + + + +

ગોંડળ. હરિકૃષ્ણ લાલશંકર દવે.
અક્ટોબર. (પ્રાઇવેટસેક્રેટરી સંસ્થાન ગોંડળ)

૪ પંડિત **વિશ્વનાથ** પ્રણીત **પંચદશી**ના ગુજરાતી ભાષાંતરનો કેટલોક ભાગ મેં વાંચ્યો છે તે ઉપરથી કહી શકાય છે કે ભાષાંતર ઘણું સરળ અને સ્ફુટ થએલું છે. મૂળની શૈલી સાચવી ગુજરાતી ભાષાની સરળતા સાચવવા સારૂ અપેક્ષિત સ્થળે ચોરસ કૌંસમાં નવાં પદો મૂકીને યથાર્થ અર્થ મનમાં ઊતારવા સારો પ્રયત્ન કર્યો છે. + + + ગુરૂની અપેક્ષા વિના પુસ્તક વાંચી સમજી શકાય એવી ગોઠવણ કરેલી છે.

+ + + આ પુસ્તક સંસ્કૃત જ્ઞાનવાળાને અને સંસ્કૃત જ્ઞાન વિનાનાને બંનેને ઉપયોગી થાય એવું થયું છે તેથી તેના કર્ત્તાને ધન્યવાદ ઘટે છે.

તા. ૧૦-૧૦-૯૫ } રાજકોટ }
**વલ્લભજી હરિદત્ત આચાર્ય.**
( ક્યુરેટર વૉટસન મ્યુઝિયમ. ઑફ્ એન્ટીકવીટીઝ. )

૫ **પંચદશી**—નામના વેદાન્તના ઉમદા ગ્રંથમાંના નાટકદીપ નામના દશમા પ્રકરણનાં છાપેલાં ફારમો મારા જોવામાં આવતાં મને લખવાને ઘણી ખુશી ઉપજે છે કે એ મહાન ગ્રંથના સંસ્કૃત શ્લોકનો શબ્દાર્થ ગુજરાતીમાં પ્રથમ આપ્યો છે એટલું જ નહિ પરંતુ તેનું વિવેચન પણ વિસ્તારથી એ જ ભાષામાં કર્યું છે તેથી વેદાન્તના અભ્યાસીઓ તેમ જ બીજા મુમુક્ષુઓને પરમાત્મા સંબંધી જ્ઞાન મેળવવા તથા પોતાના આત્માની મુક્તિને માટે એ ગ્રંથ ઘણો જ ઉપયોગી થઇ પડશે એમ જણાય છે. ગુજરાતીમાં ટીકા ( વિવેચન ) ઘણું સ્પષ્ટ અને ખુલાસેથી સમજાય તેવું છે; તેથી મૂળ શ્લોકનો ભાવાર્થ સારીપેઠે ધ્યાનમાં આવે તેમ છે. રાજશ્રી **વિશ્વનાથ સદારામે** વિવેચન કરવામાં સારી કાળજી રાખી છે. તથા એ ગૂઢ વિષયમાં પ્રવીણ શાસ્ત્રી તથા વિદ્વાનોની સારી મદદ લીધી જણાય છે તેથી એ ગ્રંથ ઘણો ઉપયોગી અને કીમતી થયો છે. અને રા. **વિશ્વનાથે** ગુજરાતી ભાષા જાણનારા લોકો ઉપર ઉપકાર કર્યો છે. એ ગ્રંથનું કદ જોતાં કીમત ઘણી થોડી રાખી છે.

એ ગ્રંથને વિદ્વાનો તથા ધનાઢ્ય સજ્જનો તથા રાજા દરબારો વગેરેએ ઉત્તેજન આપવા લાયક છે.

**તા. ૨-૧૧-૯૫.** } રાજકોટ. }
**ગોપાલજી સુરભાઇ દેશાઈ.**
( પેન્સનર. કા. ના. માજી આસિ. એજ્યુ. ઇ. સાહેબ )

( ૬ ) વેદાન્તશાસ્ત્રના ગુહ્ય તત્ત્વાંશના સંગ્રહરૂપ ગણાતા **શ્રીયદ્વિદ્યારણ્ય** સ્વામીપ્રણીત **પંચદશી** નામના ગ્રંથની ગુર્જરટીકા સમેત જે રચના શ્રીયુત **વિશ્વનાથ સદારામ** પાઠકે કરી છે, તે માંહેનો કેટલોક ભાગ અવલોકન કરી જોતાં, મૂળ કર્ત્તાના વિષય સંકલનાના ધોરણને જેમ બને તેમ અનુસરીને પોતાની યથામતિ, પણ અત્યાર સુધી ન થએલા એવા **પંચદશી** ગ્રંથના ગહન વિષયમાં અસન્ત શ્રમ લઇને સંસ્કૃત ભાષાથી અજ્ઞાત મુમુક્ષુ જનો ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે એમ કહેવું ઈષ્ટ છે. રચનાપક્ષે, પુસ્તકનો વિષય ગહન છતાં તેમાં ઉત્તમ શૈલી લાવીને તે દર્શાવવાને જે યોજના કરી છે, તે તરફ લક્ષ આપતાં, મતિદોષગુંથણીથી પોતાની વૃત્તિને જેમ બને તેમ દૂર રાખવાને યોજકે, બહુ કાળજી રાખી પોતાનો યત્ન આગળ ચલાવ્યો છે તે અકથનીય છે એમ કહી શકાય. તેથી દરેક મુમુક્ષુ જનોએ તેનું અવલોકન કરવા તત્પર થવું એજ ઇષ્ટ છે. અમે ઇચ્છીએ છીએ, કે આવા બીજા પણ ગ્રંથ ઉપર યોજક વખતને અનુસરીને ગુર્જર પ્રજાને પોતાની જિંદગીનો લાભ આવા સત્કાર્ય પરત્વે આપી યત્ન કરશે તો સર્વોત્કૃષ્ટ ગણાશે.

૪—૧૨—૯૫ } કાઠિયાવાડ. }
**ओं. पी. बी. ए. योगीराजा.**
**के. पी. एच्.**

જે જિજ્ઞાસુઓને ઓખામંડળના શુરવીર (વાઘા) વાઘેરની માહીતી અને યાત્રાનાં જેજે પવિત્ર ગણાતાં મુખ્ય સ્થળ અને ફરજોની સમજુતીની જરૂર જણાય તેણે ઓખામંડળ જનરલ લાઇબ્રેરીઅન રા. સા. હરિવલ્લભ જાૂઠા વ્યાસને તેર આના મોકલી "દ્વારકાપ્રવાસ" મંગાવી લેવો અગર વેલ્યુપેબલ પારસલથી મંગાવી લેવો

હરિવલ્લભ જાૂઠા વ્યાસ.

દ્વારકાં.

જેને સુંદર અને ટકાઉ હરકોઈ ભાષાનું મનગમતું રબરસ્ટામ્પ કરાવવું હોય તેણે "રબરસ્ટામ્પ કંપની મેનેજરને" કઠલાલ લખવું. નમૂનાના ફારમની જરૂર પડે તો ફક્ત અરધા આનાની ટીકીટ મોકલવાથી તે વિના મૂલ્યે મળશે.

એચ. પી. શુકલ.

કઠલાલ નડિયાદ થઈને.



## ॥ ॐ विज्ञाननौका ॥

तपोयज्ञदानादिभिः शुद्धबुद्धिर्विरक्तो नृपादौ पदे तुच्छबुद्ध्या ॥
परित्यज्य सर्वं यदाप्नोति तत्त्वं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥१॥
दयालुं गुरुं ब्रह्मनिष्ठं प्रशांतं समाराध्य भक्त्या विचार्य स्वरूपम् ॥
यदाप्नोति तत्त्वं निदिध्यास्य विद्वान् परं ब्रह्म नित्यं तदेवाहमस्मि॥२
यदानंदरूपं प्रकाशस्वरूपं निरस्तप्रपंचं परिच्छेदशून्यम् ॥
अहं ब्रह्म[illegible]त्यैकगम्यं तुरीयं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥३॥
यदज्ञानतो भाति विश्वं समस्तं विनष्टं च सद्यो यदात्मप्रबोधे ॥
मनोवागतीतं विशुद्धं विमुक्तं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥४॥
निषेधे कृते नेतिनेतीति वाक्यैः समाधिस्थितानां यदाभाति पूर्णम् ॥
अवस्थात्रयातीतमद्वैतमेकं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥५॥
यदानंदलेशैः समानंदि विश्वं यदाभाति सत्वे तदाभाति सर्वम् ॥
यदालोचने हेयमन्यत्समस्तं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥६॥
अनंतं विभुं सर्वयोनिं निरीहं शिवं संगहीनं यदोंकारगम्यम् ॥
निराकारम[illegible]ज्ज्वलं मृत्युहीनं परं ब्रह्म नित्यं [illegible]स्मि ॥७॥
यदानंदसिंधौ निमग्नः पुमान्स्यादविद्याविलासः समस्तप्रपंचः ॥
तदा न स्फुरत्यद्भुतं यन्निमित्तं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥८॥
स्वरूपानुसंधानरूपां स्तुतिं यः पठेदादराद्भक्तिभावो मनुष्यः ॥
शृणोतीह वा नित्यमुद्युक्तचित्तो भवेद्विष्णुरत्रैव वेदप्रमाणात् ॥९॥

॥ इति श्रीमच्छंकराचार्यविरचिता विज्ञाननौका समाप्ता ॥